# સંસ્કૃતિ

ર્ષ છઠ્ઠું : અંક પહેલો

જાન્યુઆરી ૧૯૫૨

તંત્રી :

ઉમાશંકર જોષી




"ધરા પર શાંતિ જામો
મનુવંશે ભલમનસાઈ વધો."—બ. ક. ઠા.



# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું          અંક પહેલો

## અનુક્રમણિકા : જાન્યુઆરી ૧૯૫૨


| | | |
|---|---|---|
| इतिहासनी आरसी | ઉમાશંકર જોષી | ૧ |
| સમયરંગ | તંત્રી | ૨ |
| કલાગુરુ અવનીન્દ્રનાથ ટાગોર | ઉમાશંકર જોષી | ૫ |
| વિરલ વ્યક્તિત્વ | ,, | ૬ |
| વાસંતી પૂર્ણિમા | અનુ. સુન્દરમ્ | ૭ |
| પદ આદિ લઘુકાવ્યો | ઉમાશંકર જોષી | ૧૩ |
| કો કમી નથી જ | સુંદરજી ગો. બેટાઈ | ૧૬ |
| હું અને કવિતા | કૃષ્ણલાલ શ્રીધરાણી | ૧૭ |
| મંજરી | કિશનસિંહ ચાવડા | ૨૧ |
| અજંપા | ચન્દ્રવદન મહેતા | ૨૪ |
| અજવાળું | ,, | ,, |
| ગહન ઘૂઘરો | ,, | ,, |
| મારી ત્રણ સખીઓ | વત્સલા મહેતા | ૨૫ |
| આવી ગયું હસવું | શેખાદમ આબુવાલા | ૩૦ |
| જિપ્સીની આંખે : | ‘જિપ્સી’ | ૩૧ |
| ચાલી નીકળ્યો | | |
| નાતાલની શુભેચ્છા | | |
| જીવનસંગીત | કાકા કાલેલકર | ૩૩ |
| વસંતોત્સવ–થોડીક અર્થચર્ચા | મનસુખલાલ ઝવેરી | ૩૪ |
| અર્ઘ્ય | તંત્રી | ૩૬ |




સંસ્કૃતિ કાર્યાલય વતી મુદ્રક-પ્રકાશકઃ કિશનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.

### લેખક મિત્રોને વિનંતિઃ–

* લખાણ કાગળની એક બાજુ અને સ્વચ્છ અક્ષરે લખાયેલું, જોડણીકોશ પ્રમાણેની જોડણીવાળું હોય એ મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે તેની સાથે જવાબી પરબીડિયું હોય એ આવશ્યક છે.

卐

### સૂચનાઓ :

* દર માસની સાતમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે.

卐

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

**એન. એમ. ત્રિપાઠી, લિ. મુંબાઈ.**
**જીવનસાહિત્યમંદિર, અમદાવાદ.**
**ભારતીસાહિત્યસંઘ, અમદાવાદ.**
**ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવાદ.**
**એલ. કે. મેઘાણી :** અપરતોલા સ્ટ્રીટ, કલકત્તા ૧.
**પ્રભાકર બ્રધર્સ**, પો. બો. ૬૨, નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

卐

**લવાજમ :**

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ. નવ અથવા શિલિંગ ૧૪. છૂટક નકલના બાર આના.

卐

તંત્ર અને વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :

**સંસ્કૃતિ કાર્યાલય,**
**એલિસ-બ્રિજ. અમદાવાદ–૬**

સંસ્કૃતિ

112896

सत्यं परं धीमहि



જાન્યુઆરી ૧૯૫૨

# इतिहासनी आरसी

ઇતિહાસાચાર્ય આર્નોલ્ડ ટૉયન્બીએ બી. બી. સી. ઉપરથી હમણાં એક પ્રવચન કરતાં એ મહાન સત્તાઓ એક સાથે જોડાજોડ જીવી શકે—બલકે પોતાની કાર્યક્ષમતા ટકાવી રાખવી હોય તો એક સત્તાની સામે બીજી સત્તા ખડી હોય એ જરૂરી છે—એ વિચાર રજૂ કર્યો હતો. એલેક્ઝાન્ડરના અને એની પછીના સમયમાં ગ્રીસની સંસ્કૃતિની અસર નીચે આવેલા ઇંગ્લૅન્ડથી હિંદ સુધીના ભૂમિવિસ્તારમાં પછીથી બે સામ્રાજ્યો જામ્યાં: રોમન અને ઇરાનિયન. ખાસી સાત સદીઓ સુધી જોડાજોડ એ નભ્યાં. જ્યાં એ એકમેક સાથે ઝગડ્યાં ત્યાં એ પ્રયોગ એમને મોંઘો પડ્યો. બંનેના નવા શત્રુ સેરસેન લોકોને હાથે બંને જેર થયાં. ટૉયન્બી આજના સમયમાં રશિયાઈ વર્તુલ અને લોકશાહી વર્તુલ એ બંને જોડાજોડ જરૂર જીવી શકે એમ, આ દાખલા ઉપરથી, સૂચવે છે. ત્રીજું વિશ્વયુદ્ધ લઢી લેવામાં આવે અને એમાં રશિયાનો નાશ કરવામાં આવે તો પણ એ પ્રક્રિયામાં પાંચે ખંડના દેશો ખોખરા—હાલહવાલ થઈ જાય અને ખુદ્દ અમેરિકા પણ એમને ભાગ્યેજ પગભર કરી શકે એ કારણે પણ બંનેએ યુદ્ધે ચઢવું ન જોઈએ એમ એ કહે છે. પણ યુદ્ધ ઇચ્છવા જેવું નથી એ માટેનું બીજું કારણ તેઓ એ આપે છે કે વિશ્વવ્યાપી વિનાશમાંથી પાછી વ્યવસ્થા ઊભી કરવાનું અમેરિકા માટે શક્ય હોય તો પણ દુનિયા માટે—અરે અમેરિકા માટે પણ—એ આરોગ્યસૂચક લક્ષણ નથી કે દુનિયામાં એક અમેરિકા શેષ સત્તા રહે.

'નૈતિક રીતે કાર્યક્ષમતા જાળવી રાખવા માટે માનવ સ્વભાવને કોઈ ને કોઈ સેતાન ઘોંચપરોણો કર્યા જ કરે અને ચાલુ પલોટ્યાં કરે એ જરૂરી છે,' એમ કહીને એ ઉમેરે છે કે 'પશ્ચિમની દુનિયા માટે આ અનિવાર્ય—જો કે ઘણી અણગમતી—સેવા આજે રશિયા બજાવી રહ્યું છે. આથી સામું ચિત્ર પણ રશિયન આંખો આપણને શી રીતે જુએ છે એ રીતે જોવાની ખેલદિલ વિનોદવૃત્તિ બતાવવાનું આપણામાં સૌષ્ઠવ હોય તો: હું કલ્પું છું કે મૂડીવાદી દુનિયા એ... એક એવું ભૂત છે કે પોતાની લાયકાત ટકાવી રાખવા માટે રશિયાને એની, જેટલી લોકશાહી જગતને રશિયાઈ ભૂતની છે તેટલી જ, ગરજ છે. હકીકતમાં, આ બંને મેળ વિનાના પડોશીઓને માટે, જો એમાંથી એકને રૂખસદ આપવામાં આવે તો, પોતાનું આરોગ્ય જાળવવું મુસ્કેલ થઈ પડે.'

દરેક રાજ્યની અંદર પણ વિરોધી પક્ષો પરસ્પરને ઘણા લાભદાયી થઈ પડે. પ્લેટોના સંવાદોમાં સેતાનને બદલે 'બગાઈ' ની ઉપમા યોજાઈ છે. સોક્રેટીસ પોતાનો મુકદ્દમો ચલાવતા ઍથેન્સવાસીઓને કહે છે: રાજ્ય એક ઘોડો છે અને એને સજાગ રાખવા માટે એકાદ બગાઈ ચટકા ભરે એ જરૂરી છે. પોતે એવી બગાઈનું કામ કરી રાજ્યની મહાન સેવા બજાવે છે એવો એમનો દાવો હતો.

એકચક્રી સત્તાના કોડ ઇતિહાસમાં ઘણાને જાગ્યા છે, પણ સ્થિર સમાજસ્વાસ્થ્ય માટે એકંદરે એ બહુ ઉપકારક નીવડતા નથી. એક ચક્ર ઉપર રથ કેટલો વખત દોડી શકે? બે, ત્રણ કે ચાર ચક્ર વડે રથની ગતિ વધુ સ્થિર અને કાર્યસાધક નીવડે છે.

આપણે ત્યાં ચૂંટણીને અંતે રાજયસત્તા મેળવવામાં કૉંગ્રેસને સફળતા મળશે એવી આગાહી કરવા માટે કોઈને જોષી હોવાની જરૂર નથી. પોતાને કોઈ સબળ વિરોધપક્ષ (ટૉયન્બીનો 'સેતાન') મળે તો પોતાની જીવનશક્તિને જોમ મળે અને એક પક્ષ તરીકે પોતે જીવી જાય એ ખ્યાલ કૉંગ્રેસમાં, કમભાગ્યે, નજરે પડતો નથી. આપણે આશા રાખીએ કે પ્રગતિશીલ પક્ષો દ્વારા ચૂંટાયેલા ધારાસભ્યો અને બહાર સમાજના કેટલાક સજ્જનો આપણા નવીન રાજ્ય રૂપી અશ્વને સચેતન રાખવાની સેવા જરૂર બજાવશે.

ઉમાશંકર જોષી

# સમયરંગ

તંત્રી

## સદ્‌ગત દરબાર ગોપાળદાસ

ગુજરાતના વહાલસોયા આગેવાન દરબારસાહેબનું ગયા માસમાં અવસાન થયું. જ્યારે આખા દેશમાં ભયનું સામ્રાજ્ય હતું ત્યારે ઢસા અને રાયસાંકળીની ગાદીનો ત્યાગ કરી સામાન્યજન બનીને પરદેશી શાસન સામે ઊભા રહેવાની હિંમત કરનાર એક વિરલ વીર એ હતા. જે સમયે એમણે આ વીરતાભર્યું પગલું ભર્યું તેનો ખ્યાલ કરતાં એના મહત્ત્વનો અને દરબારસાહેબની મહાનુભાવિતાનો આંક મળશે. ગુજરાતની સેવામાં એમણે આયુષ્ય સમર્પણ કર્યું હતું. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પો.

## ચૂંટણી અને રાજાઓ

રાજાઓ સામાન્ય નાગરિકો તરીકે ચૂંટણીમાં ઊભા રહી શકે કે કેમ તે વિષે ચર્ચા જાગી છે. કાંગ્રેસે પોતે રાજાઓને ઊભા કર્યા છે—અને જે રીતે શ્રી. અમૃત કોરના લાભાર્થે મંડીના રાજાએ ઉમેદવારી પાછી ખેંચી લીધી અને બ્રાઝીલના એલચી થવાનું સ્વીકાર્યું કહેવાય છે–તે જોતાં શ્રી નહેરુએ રાજાઓની ઉમેદવારી સામે બતાવેલો અણગમો જો કે સમજી શકાય એવો નથી, તેમ છતાં રાજાઓ કાયદેસર 'સામાન્ય' નાગરિકો ગણાય કે કેમ એ પ્રશ્ન રહે છે.

જોધપુરના રાજાએ ઉમેદવારી કરતાં પોતાના જાહેરનામામાં કહ્યું છે: "આજની સ્વતંત્રતા કરતાં બ્રિટિશ હેઠળ ગુલામી હજાર દરજ્જે સારી હતી." એક ભાષણમાં કુળદેવી ચામુંડાના કસમ ખાઈને તેમણે "છેલ્લાં ૭૦૦ વરસ દરમ્યાન પોતાના બાપદાદાઓએ જે રીતે સેવા કરી છે તે રીતે" પોતે સેવા કરશે એમ જાહેર કર્યું હતું અને ઉમેર્યું હતું: "૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મીએ જોધપુર વિમાનઘર પર ઝંડાવંદનના સમારંભમાં પ્રમુખ થવા મધ્યસ્થ સરકાર તરફથી મને આદેશ મળ્યો હતો ત્યારે મેં ભયાનકતા અને શોકની લાગણી કાળા સાફાથી પ્રદર્શિત કરી હતી. લોકોએ જ્યારે મને પૂછ્યું કે રાષ્ટ્રીય ઉત્સવને દિવસે આ શા માટે? ત્યારે મેં જવાબ આપ્યો હતો: "બીજાઓ માટે આ ગમે તે હોય પણ મારી છત્રીસ પેઢીઓ માટે તો આ સંવત્સરીનો દિવસ છે."

એક પ્રજાસત્તાક રાજ્યમાં ઉમેદવારી કરી ચૂંટાવા નીકળેલા એક રાજવીની આ વાણી છે! (રાજાઓને હજી પ્રજાસત્તાક રાજ્યના ઉદયને ગળે ઉતારતાં જે કષ્ટ પડે છે તે જોતાં સદ્‌ગત દરબાર સાહેબ જેવાની વીરતાને સહેજે કેટલો બધો ઉઠાવ મળે છે!)

રાજાઓ કોંગ્રેસી ઉમેદવારોની સામે પડીને અને હરાવવા સ્વપ્નાં સેવે-અને હરાવી પણ શકે-તો કોંગ્રેસ લોકોની આંખથી કેટલી ઊતરી ગઈ છે એની પારાશીશીરૂપ એ ગણાય.

## અભિનંદન

આપણા વયોવૃદ્ધ સાહિત્યસેવક હિંમતલાલ ગ. અંજારિયાને ૭૫ વરસ થતાં મુંબઈમાં એમને અભિનંદન આપવાનો સમારંભ થયો હતો. એમાં ગુજરાતનાં સૌ સાહિત્ય—શિક્ષણ—પ્રેમીઓ હૃદયથી જરૂર જોડાશે. એમના 'કાવ્યમાધુર્ય'ની એ સમયમાં પાલ્ગ્રેવની ટ્રેઝરી જેવી મોહની હતી. સદ્‌ગત પ્રો. ઠાકોર કહેતા કે એમની પ્રયોગશીલ કવિતાને એ સંગ્રહદ્વારા સારો પ્રચારનો લાભ મળ્યો હતો. શ્રી અંજારિયાએ મુંબઈમાં શિક્ષણઅધિકારી પદેથી નિવૃત્ત થયા પછી મહિલા વિદ્યાપીઠને પોતાની સેવાઓ (માનાર્હ રીતે) આપી હતી. કહે છે કે ચાર જ વિદ્યાર્થિનીઓ હતી. ઘેરઘેર ફરીને ભણવા ઉત્તેજન આપીને એમણે મુંબઈની કર્વે કૉલેજને વિસ્તારી દૃઢમૂલ કરી. એક સૌમ્ય સાત્ત્વિક સંસ્કારસેવકની સુવાસ કેટલી પ્રસરે છે તેનું શ્રી અંજારિયાનું જીવન ઉદાહરણ છે.

આપણી ધંધાદારી રંગભૂમિને જીવતી રાખવામાં અને એની દ્વારા યથાશક્ય સંસ્કારપ્રચાર કરવામાં શ્રી પ્રભુલાલ દ્વિવેદીનો ફાળો મોટો છે. 'વડીલોને વાંકે' આદિ એમની કૃતિઓ બહુ લોકપ્રચાર પામી છે. એમને સાઠ વરસ થતાં મુંબઈના મિત્રોએ સમારંભ કરી એમનું અભિનંદન કર્યું હતું. એ પ્રસંગે એમની ભારવિ ઉપરની 'વિદ્યાવારિધિ'—નાટ્યકૃતિ ભજવાઈ હતી.

પ્રભુ બંનેને દીર્ઘાયુષ્ય અર્પી એમને હાથે વધુ ને વધુ સંસ્કાર સેવા કરાવો.

## વડોદરાની મરાઠી વાઙ્‌મય પરિષદઃ ૧૫મું અધિવેશન

આ અધિવેશન ગઈ ૨૨મી–૨૩મીએ નાગપુરના કવિશ્રી આત્મારામ દેશપાંડે 'અનિલ'ના પ્રમુખપદે ભરાયું. શ્રીમંત ફત્તેસિંહ ગાયકવાડે મધુર નમ્ર વાણીથી ઉદ્‌ઘાટન કર્યું હતું. કવિશ્રી અનિલે 'માનવતાવાદ' ઉપર અભિભાષણ કર્યું હતું. વેલ્સની એક વાર્તા છે. એક રાજાએ પોતાની પ્રિયતમાના સ્મારક માટે એક મહાન

સ્થાપત્યકૃતિ રચાવી હતી અને પછી અંતે એની પ્રિયતમાની શબવાહિની મૂકવામાં આવી ત્યારે એને આખી કળાકૃતિમાં એ બંધબેસતી ન લાગતાં એને દૂર કરવા એણે હુકમ કર્યો હતો. જેને માટે એણે બધી ઉઠવેઠ કરી હતી તેને જ દૂર કરવાનો એને પ્રસંગ આવ્યો. બધા 'વાદ'નું પણ એવું છે. માનવને માટે બધા વાદ પ્રવૃત્ત થાય છે અને અંતે એમાંથી માનવને જ દૂર કરીને જંપે છે. તો પછી માનવતાવાદ જ અપનાવી માનવને જ પ્રાધાન્ય શા માટે ન આપીએ?—વગેરે વિચારો સ્વભાવિક શૈલીમાં એમણે રજૂ કર્યા. સાંજે શ્રી રમણલાલ દેસાઈને ત્યાં મરાઠીમાં મુક્તછંદના પુરસ્કર્તા શ્રી અનિલ સાથે એ વિષે મિત્રમંડળમાં અવિધિસર ચર્ચા થઈ તે બહુ મજાની હતી. રાતે જિજ્ઞાસાપૂર્તિ (Brain Trust)નો કાર્યક્રમ હતો અને સંગીત હતું. બીજે દિવસે સવારે 'દેવમાણુસ' નાટક ભજવાયું. નાટક સામાન્ય હતું, પણ ભજવાયું હતું સ્વાભાવિકતાથી. બપોર પછી 'હિંદીનું પ્રાદેશિક જીવનમાં સ્થાન'—ઉપર ચર્ચાસભા, કાવ્યગાયન અને સમારોપના અને રાતે રંજનના કાર્યક્રમો હતા.

## અનુકરણીય

અમદાવાદની કૉલેજોના વિદ્યાર્થીઓએ ડૉ. અશ્વિન ત્રિવેદી અને બીજા અધ્યાપકો સાથે સવારે એલ. ડી. આર્ટ્સ કૉલેજથી શરૂ કરી, સાબરમતીનો રેલ્વેપુલ ઓળંગી અમદાવાદની પ્રદક્ષિણા પગપાળા કરી હતી. બપોરે કાંકરિયા-નગીનાવાડીમાં મુકામ નાખ્યો હતો. સૌ ઉત્સાહમાં હોઈ ચંડોળા ફરતું પણ ચક્કર લગાવ્યું હતું. ૨૫ માઈલ ચાલીને ચાર વાગે કૉલેજ ઉપર સૌ આવી પહોંચ્યા હતા. કેટલાંક વિદ્યાર્થી ભાઈબહેનોએ રંજન કાર્યક્રમ આપ્યો હતો. રજાઓના દિવસે રખડપાટ માટે નીકળી પડવાની વૃત્તિને ઉત્તેજન આપવા 'હાઈકીંગ કલબ' (રખડુ-મંડળ) જેવું કાંઈક સ્થાપવું અને એને માટે સૂચનો મંગાવવાં એવો વિચાર સભામાં રજૂ થયો હતો.

આ પ્રવૃત્તિ અનુકરણીય છે. કુદરતના સૌન્દર્યનો અને લોકસંપર્કનો એમ બેવડો લાભ આમાં રહેલો છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપકો પરસ્પરને વધુ આત્મીયતાથી ઓળખતા થાય એ નફામાં. મંડળીમાં કેટલાકની રંજનકાર્યક્રમો આપવાની શક્તિ હોય તો કોઈ ગામડે બપોરા ગાળતાં સાથેસાથે ત્યાં કાર્યક્રમ પણ આપી શકાય. નાનાં લોકનાટકોની રજૂઆત માટે આ તક ઉત્તમ ગણાય.

બાવીસ વરસ પહેલાં એક એકસઠ વરસના વૃદ્ધે સાબરમતીથી દાંડી સુધીનો માર્ગ પગપાળા ખેડ્યો હતો. કાંઈ નહિ તો કેવળ ચાલવાના આનંદ ખાતર પણ આપણો યુવકવર્ગ એ માર્ગ ખૂંદે એ ઇચ્છવા જેવું નથી? યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ રખડપાટને અપનાવશે તો આખા કિશોર અને તરુણ વર્ગ ઉપર એની સુંદર અસર પડ્યા વગર રહેશે નહિ.

## પ્રાદેશિક શ્રેષ્ઠતાનો ખ્યાલ

અમદાવાદની એક કૉલેજના સમારંભમાં બોલતાં મુંબઈ યુનિ. ના કુલનાયકે યુનિ શિક્ષણમાં સ્વભાષાને માધ્યમ તરીકે રાખવામાં પ્રાંતીયતાવાદ જોયો હતો. એકવાર મુંબઈ યુનિ. ની વિદ્યાસભામાં એક સભ્ય હિંદીમાં બોલવા ગયા ત્યારે એને પોતે અનુકૂળ થયા ન હતા, પણ અહીં એમણે અંગ્રેજી નહીં પણ હિંદી ભાષા યુનિ. માં માધ્યમપદે હોય એમ કહ્યું એ ઓછા સદ્ભાગ્યની વાત ન ગણાય. ક્યાં કારણોસર અંગ્રેજીનો ત્યાગ કરી હિંદીને સ્વીકારવા એ તૈયાર થયા એ જાણવા મળે તો કદાચ એ જ કે એવાં કારણોસર હિંદીને બદલે સ્વભાષા માધ્યમ તરીકે સ્વીકારવી જોઈએ એ એમના ધ્યાનમાં લાવવાની આપણને તક મળે.

પણ સ્વભાષાને છોડીને હિંદીને માધ્યમ તરીકે સ્વીકારવા અંગેની એમની દલીલ જાણવા જેવી છે. તેઓશ્રીએ કહ્યું કે આજ સુધી ગુજરાત ઉદ્યોગ-વેપાર-માં આગળ પડતું હતું. પણ હવે રાષ્ટ્રીયકરણનો યુગ આવે છે એટલે સરકારી નોકરીઓમાં દીપી ઊઠીશું તો ગુજરાતનું સ્થાન આગળ પડતું રહેશે. જો ગુજરાતીને બદલે હિંદીને યુનિ.ઓમાં માધ્યમ રાખીએ તો આપણે સરકારી તંત્રમાં સહેલાઈથી ઉચ્ચોચ્ચ સ્થાને પહોંચી શકીશું.—છાપાંમાં આવેલ અહેવાલની આ મતલબ છે. કોઈ યુનિવર્સિટીના કુલનાયક આ મતલબનું બોલે એ સમજી શકાતું નથી. આમાં જ પ્રાન્તીયતાની ગંધ નથી? એક સર્વોચ્ચ શિક્ષણસંસ્થાના અધિકારી પાસે પ્રાન્તીય શ્રેષ્ઠતાની લોકોની વૃત્તિને એ સંકોરે એ કરતાં શૈક્ષણિક દૃષ્ટિબિંદુ રજૂ કરી લોકોમાં રહેલી માનવતાને એ સ્પર્શે એવી સહજ આશા રખાય. વક્તાએ સ્થાનિક ભાષાને બદલે રાજભાષાને યુનિ.ઓમાં માધ્યમ તરીકે સ્વીકારવા માટેની કોઈ શૈક્ષણિક દલીલ રજૂ કરી હોત તો એ એમના પદને શોભતી વાત ગણાત. રાષ્ટ્રીયકરણ પણ કોઈ હાઉ નથી. રાષ્ટ્રીયકરણથી ગુજરાતનો નાશ થશે એવું સૂચવવું એ પણ દેશના વિકાસ વિષેના ખ્યાલોનો ગોટાળો સૂચવે છે. ઉદ્યોગ અને વેપાર વિષયક કુશળતા જો ગુજરાતના લોહીમાં હશે તો રાષ્ટ્રીયકરણ પછી એ એકાએક ગુજરાતને કામ આવતી અટકી જવાની નથી, બલકે ગુજરાતને અને દેશસમગ્રને એ વધુ નિર્બંધપણે ઉપયોગી નીવડવા સંભવ છે—ઊલટું આજે મૂઠીભર લોકોના હિતમાં એ યોજાય છે તેને બદલે બહુજનસમાજના હિતમાં વિનિયોગ પામીને એ સાર્થક બનશે. ઊંચા સરકારી હોદ્દા માટે પણ હિંદીની લાલચ આ રીતે આપવાની જરૂર નથી. દેશના દરેક બાળકને હિંદી ફરજિયાત શિખવવામાં આવતી હોય (મુંબઈ રાજ્યમાં જેમ બે વરસથી શિખવાય છે) અને કૉલેજોમાં હિંદીનું શિક્ષણ હોય, તો સ્વભાષા યુનિ.માં માધ્યમ હોવાને કારણે કોઈ વિદ્યાર્થી ઊંચા સરકારી હોદ્દે પહોંચી ન શકે એમ કહેવાનો પ્રસંગ રહેતો નથી.

યુનિવર્સિટી-વિશ્વવિદ્યાલય એ વૈશ્વિક સ્વરૂપની સંસ્થા હોઈ 'પ્રાદેશિક વિશ્વવિદ્યાલય' એ શબ્દો જ વદતોવ્યાઘાતરૂપ છે. આપણા આગેવાનોએ (ખાસ કરીને મુંબઈ રાજ્યની સરકારે) 'પ્રાદેશિક વિશ્વવિદ્યાલય'ના ખ્યાલને ઉત્તેજન આપી એને પોષ્યો,

અને વિશ્વવિદ્યાલયની બોધભાષાનો પ્રશ્ન વિચારતી વખતે હવે પ્રાદેશિકતા–પ્રાંતીયતાવાદ–સંકુચિતતા–માંથી બચવાના નામે, જે વિશ્વવિદ્યાલય માટે સારી દુનિયામાં ગૃહીત વસ્તુ છે કે તે તે સ્થાનની ભાષા એની બોધભાષા હોય તેને છેદ ઉડાડવા પ્રયત્ન થાય છે !

પ્રાદેશિક અભિમાનને વશ થઈને પ્રાદેશિક યુનિવર્સિટીઓ સ્થપાઈ છે. હવે પ્રાદેશિક શ્રેષ્ઠતાના ખ્યાલ ઉપર એ શિક્ષણ-સંસ્થાઓને ઉછેરીશું ?—કે એ સાચાં **વિશ્વવિદ્યા**નાં આલય શી રીતે બને–જે સ્થળે એ સ્થપાયાં હોય તેની આસપાસની વસ્તીમાં વિશ્વવિદ્યાનો પ્રકાશ રેલાવી, પ્રજામાં રહેલી માનવતાને કેમ બહાર કાઢે અને કેળવે એવા કોઈ ખ્યાલ ઉપર એમને ઉછેરીશું ?

મોટી શિક્ષણ સંસ્થાઓના મોટા અધિકારીઓ પાસે આપણે વિશ્વવિદ્યાલય અંગેના મૂળભૂત, દુનિયાનાં સૌ વિશ્વવિદ્યાલયોને લાગુ પડતા સિદ્ધાન્તોના પ્રકાશમાં દોરવણી માગીએ છીએ. સ્થાનિક ભાષા બોધભાષા ન હોઈ શકે એવું દુનિયામાં કોઈ વિશ્વવિદ્યાલયને માટે જરૂરી હોય એમ એમને લાગતું હોય તો તે અંગેની શૈક્ષણિક —અને નહિ કે પ્રાદેશિક અભિમાનને ઉત્તેજતી દલીલો જાણવા મળે એવી સ્વાભાવિક અપેક્ષા આપણે રાખીએ. આપણી ભાષાઓ જેવા દાખલામાં શરૂઆતની—ખાસ કરીને વિજ્ઞાનના અમુક વિષયોમાં પરિભાષાના પ્રશ્ન વગેરે વિશેની–મુશ્કેલીઓ અંગે અને એમાંથી કેમ નીકળાય તે અંગે દોરવણી આપીને કદાચ તેઓ વધુ રચનાત્મક ફાળો આપી શકે.

## વિનીત વૈજ્ઞાનિકો, વૈજ્ઞાનિક વિનીતો

ઇંગ્લૅન્ડની સેઈન્ટ ઍન્ડ્રયૂઝ યુનિ.ના ઇલેક્ટ્રિક ઍન્જિનિયરીંગ-ના પ્રોફેસરે કૅનેડામાં ૨૦ વરસ ગાળ્યા પછી ઇંગ્લૅન્ડમાં 'યંત્ર-વિદ્યાના શિક્ષણ' અંગે લંડન 'ટાઈમ્સ'માં ગયા મહિનામાં પત્ર લખેલો. તેમાં તે કહે છે :

"મૅસાચુસેટસ ઇન્સ્ટીટ્યૂટ ઑફ ટેકનોલૉજી જેવી સંસ્થાઓના ધોરણે યંત્રવિદ્યાની નવી સ્વાયત્ત યુનિવર્સિટીની રચના બ્રિટનની યંત્રવિદ્યા અંગેની કાબેલિયતમાં ઘણો સુધારો આણે એવો મારો અભિપ્રાય છે તે છતાં મને લાગે છે કે અત્યારે વિશાળ પાયા પર સુસજ્જ એવી પ્રયોગશાળાઓવાળી આપણી યુનિવર્સિટીઓમાં જે સગવડો છે તેમને વધુ અસરકારક બનાવવા માટે ઘણું કરી શકાય. ...

"એમ. આઈ. ટી. પ્રત્યે જેઓ અહોભાવથી જુએ છે તેઓને કદાચ એ વાતની પૂરી પ્રતીતિ નથી કે એ સંસ્થામાં યંત્રવિદ્યાના સ્નાતકના ચાર વરસના અભ્યાસક્રમમાં પ્રત્યેક વરસમાં વિદ્યાર્થીને વિનયન વગેરે( લિબરલ આર્ટ્સ )ના વિષયો લેવા પડે છે."

"જેઓ ( એવા છે કેટલાક ) એમ માને છે કે યુનિ.ઓમાં ઍંજિનિયરીંગના શિક્ષણને સ્થાન નથી,—એનું તો યંત્રવિદ્યાની સંસ્થાઓમાં ઇલાયદું સ્થાન છે—તેમને હું સૂચન કરવા ઇચ્છું છું કે આ ક્ષેત્રમાં યુનિવર્સિટીનું સાચું કાર્ય—સાચી ફરજ એ છે કે ઍંજિનિયરીંગ અને યંત્રવિદ્યાના વિદ્યાર્થીઓ કેવળ વિજ્ઞાન અને યંત્રવિદ્યા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવા નહીં પણ ઊલટું માનવતાની કેળવણીને ચાલુ રાખવા પ્રેરાય—અને તે સ્નાતક સુધીનાં બધાં જ વરસોમાં, હંમેશના ત્રણ વરસના અભ્યાક્રમને ચાર વરસનો કરવાને ભોગે પણ."

આપણે ત્યાં યુનિવર્સિટીઓમાં યંત્રવિદ્યાનું જ્ઞાન વધતું જશે-વધવું જોઈએ-એ સંજોગોમાં વિજ્ઞાન( સાયન્સ )ના અને વિનીતતા( હ્યુમેનિટીઝ )ના શિક્ષણને તદ્દન અલગ પાડી દેવામાં ન આવે એ માટે સાવધ રહેવું જરૂરી લેખાય. જયપુર યુનિ.ના વિદ્યાર્થીઓને સંબોધતાં હમણાં ડૉ. રાધાકૃષ્ણને કહ્યું હતું : "યુનિ.માં વિનયન અને વિજ્ઞાનને અલગ રાખવાં ન ઘટે. દરેક વિષય મગજને ધારદાર બનાવવાના, લાગણીઓને શુદ્ધતર કરવાના અને સંકલ્પશક્તિને શિસ્તબદ્ધ કરવાના એકસરખા ઉદ્દેશથી શિખવાડાવો જોઈએ. કાં તો વિનીતો કાં તો વૈજ્ઞાનિકો તાલીમ આપીને તયાર કરવા એ યુનિ.નો ઉદ્દેશ નથી. વિનીતોમાં વૈજ્ઞાનિક વૃત્તિ ખીલવી જોઈએ અને વૈજ્ઞાનિકોને વિનીત દૃષ્ટિબિંદુ મળવું જોઈએ."

## આ અંકના લેખકો

[ ૧૯૫૨માં જેમનો પરિચય અપાયો ન હોય તે. ]

**કિશનસિંહ ચાવડા :** 'જિપ્સી.'

**વત્સલા મહેતા :** આપણાં પ્રથમ બે સ્ત્રી ગ્રૅજ્યુએટ–વિદ્યાબહેન અને શારદાબહેન. ગયે વરસે શારદાબહેનનાં દીકરીનાં દીકરી માયા મહેતાનો લેખ હતો. વત્સલા મહેતા વિદ્યાબહેનનાં દીકરીનાં દીકરી છે. વિદુષીઓની ત્રીજી પેઢી. લેખિકા અમેરિકા વસી આવ્યાં છે. સમાજસુધારા વિષયક લેખો સામયિકોમાં આપે છે.

**શેખાદમ આબુવાલા :** હમણાં ગુજરાતી સાથે બી. એ. થયા. ઉર્દૂમાં પણ ક્વચિત્ ગીતો લખે છે.

**કાકા કાલેલકર :** પ્રસિદ્ધ.

# કલાગુરુ અવનીન્દ્રનાથ ટાગોર

ભારતનું વાઙ્મય ચૈતન્ય રવીન્દ્રનાથની રચનાઓ દ્વારા પ્રગટ થયું તેમ એની કલાચેતના અવનીન્દ્રનાથનાં ચિત્રો દ્વારા પ્રગટ થઈ એમ કહી શકાય. પ્રથમ તો યુરોપીય ચિત્રકલાના પ્રભાવ નીચે એમની ચિત્રસાધના ચાલી રવિવર્માનાં પૌરાણિક પ્રસંગો અને સ્ત્રીપુરુષોનાં કોઈ આંતર રહસ્યની ઝલક વગરનાં, ભારતીય વેશ પણ પશ્ચિમી શૈલીની નરી નકલ જેવાં, ચિત્રોનો એ યુગ. ધીમે ધીમે અવનીન્દ્રનાથની પ્રવૃત્તિ સાચી અનુભૂતિની દિશામાં વળી. ભારતના યુગયુગની કલાસાધનાના સંપર્કમાં એ વધુ ને વધુ મુકાતા ગયા. અજંતાની ચિત્રસંપત્તિ, ભુવનેશ્વર અને કોણાર્કનાં શિલ્પસ્થાપત્યની મનભર સિદ્ધિ, બૃહત્ ભારતમાં વેરાયેલી વરબૂધર( બોરો બુદુર )ની શિલ્પરમણા—એ બધામાંથી એમણે પ્રેરણા લીધી અને આપણી કલાપ્રવૃત્તિની સિકલ બદલાઈ ગઈ અર્વાચીન ચિત્રકલાએ પુનર્જીવન અનુભવ્યું. સાચા અર્થમાં જેને ભારતીય કહી શકાય એવી ચિત્રશૈલીનો જન્મ થયો, જેની પ્રત્યે પાશ્ચાત્ય કલાવિદો પણ સંમાનભેર જોવા લાગ્યા.

જાણે કે ભારતના હૃદયમાં પીંછી ઝબોળીને અવનીન્દ્રનાથ એક પછી એક ઉત્તમ કલાકૃતિ આપવા લાગ્યા. રાજપૂત શૈલી હોય, પહાડી કલમ હોય કે અજન્તાની લઢણ હોય, એમની રચના દરેક પ્રકારને સજીવ-પ્રાણવભકતા રૂપે રજૂ કરતી. પ્રકૃતિનું એમનું દર્શન પણ સચ્ચાઈભર્યું અને હૃદયસ્પર્શી છે. ઝાડની પાછળથી પસાર થતો મોર હોય કે મજલ કાપીને થાકી ગયેલો ભાર-લાદેલો ઊંટ હોય, આગ્રા-કિલ્લામાંથી તાજની ઝાંખી કરતો કેદી શાહજહાન હોય કે દારાનું મસ્તક તપાસતો ઔરંગઝેબ હોય-અવનીન્દ્રનાથની કલા એકસરખી ઉદાત્ત કક્ષાએ વિહરે છે શાંતિનિકેતનમાં બે વરસ પહેલાં જોયેલાં બે ચિત્રો હું કદી જ વિસરી નહિ શકું. એક તો બંને હાથ પીઠ પાછળ રાખીને—એકમાં તલવાર અને બીજામાં કુરાન રાખીને—ઊભેલી ઔરંગઝેબની ભવ્ય આકૃતિનું રેખાંકન. માત્ર રે ખાં ક ન ! આટલા ઓછામાં ઓછા કામથી આટલું ભવ્ય પરિણામ કલાકારોએ જવલ્લે જ નિપજાવ્યું હશે. બીજુ એક લાંબું ચિત્રફલક ત્રણ મહાજનો-ટાગોર અને ગાંધીજીને મેળવતા દીનબંધુ ઍન્ડ્રુઝ-નું છે. ઍન્ડ્રુઝ બંનેની મુલાકાત કરાવીને ડાબે છેડે શાન્ત સાક્ષી રૂપે બેઠા છે. એક પગના ઢીંચણને હાથથી વીંટી સંકોડાઈ ને બેઠેલી સળેકડા જેવી-વેદનાના સાક્ષાત્ પુંજ સમી-ગાંધીજીની ઝીણકી આકૃતિ ફલકની વચ્ચે અને જમણે છેડે ગાંધીના દર્શનથી દેશની વિષમતાનો સક્ષાત્કાર થયો હોય એમ ચિંતામાં સરી ગયેલા ગુરુદેવની ભવ્ય-સુંદર મૂર્તિ ! અવનીન્દ્રનાથની ચિત્રકલામાં અનેક ઠેકાણે ભૂમાનો સ્પર્શ વરતાય છે.

ચિત્રકલાના અનેક સાધકો અવનીન્દ્રનાથને વીંટળાઈ વળ્યા. એ સ્વાભાવિક જ હતું. શિષ્યની મૌલિકતાને બહાર ખેંચવા એ ઉત્સુક રહેતા. સેંકડો શિષ્યોએ એમની પાસેથી તાલીમ લીધી. એમાંના કેટલાક તો કલાશાળાઓના આચાર્યપદે છે. પાછળથી અવનીન્દ્રનાથે ખોલેલી નવીન દિશામાં અતિચારનાં ચિહ્નો પણ જણાશે. ભારતના આત્મા સાથે હૃદયપૂર્વકનું સંધાન ન હોય એવા કલાકારોને હાથે આ શૈલીની વિકૃતિ પણ થઈ છે. વળી ફરીથી પશ્ચિમની શૈલીઓ તરફ નવીન કલાકારો આકર્ષાયા. પણ યુરોપમાં કલાસાધના કરી આવનાર સ્વ. અમૃત શેરગિલે પોતાની કલાનું બાહ્યરૂપ ભલે પાશ્ચમી હોય પણ એનું ભારતના હૃદય સાથે આંતર સંધાન છે એવું શ્રદ્ધાવચન ઉચ્ચાર્યું છે તે સૂચક છે. હવે-અવનીન્દ્રનાથ પછી-ભારતીય કલાકારો ગમે તે કલાશૈલી ખેડે, એમની કલાએ ભારતના હૃદય સાથે પોતાનો આંતર મેળ સ્થાપ્યા વિના એમને ચાલશે નહિ.

અવનીન્દ્રનાથ એક સારા લેખક પણ હતા. ચિત્રકળાનાં ષડંગ અંગે, આત્મચરિત 'આપનકથા', આદિ એમણે લખ્યાં છે. સારી બાલવાર્તાઓના ઊણપ જોઈ એમણે 'રાજકાહિની' આદિ સુંદર બાલવાર્તાઓ પણ આપી છે. જિંદગીનાં છેલ્લાં વરસોમાં એ ભીંત ઉપરની નિશાનીઓમાંથી આકારો સ્ફુટ કરતા અને લાકડાના રખડતા ટુકડાઓમાં મગર, દેડકો કે એવા આકારો જોઈ લઈ સહેજ ઘાટઘૂટથી સૂચક આકાર ઉપસાવી નવીન કલા-ક્રીડનકો ( રમકડાં ) ઉપજાવતા. અનેક માર્ગ શોધતા એમની અદમ્ય કલાસિસૃક્ષાનું પણ આ ઉદાહરણ છે.

એમની મહાન કલાકૃતિઓની-એમણે નવીન ભારતને આપેલા અમોઘ ચેતનવારસાની-આપણે સંભાળ નહીં લઈએ તો એક પ્રજા તરીકે કૃતઘ્ન ગણાઈશું. દેશનું એ અમૂલ્ય ધન કેટલીક ખાનગી વ્યક્તિઓના ચેતનનાં ગોદામો જેવા સંગ્રહોમાં પડેલું છે. તે પ્રજાકીય સંગ્રહાલયોમાં સુરક્ષિતપણે રજૂ કરવા માટે પ્રજાએ અને રાજ્યે વેળાસર સક્રિય થઈ જવું જોઈએ.

**ઉમાશંકર જોષી**

# વિરલ વ્યક્તિત્વ

**'સમંદર વટી નચિંત સરતી તરી બંદરે'**

'ચિત્રગુપ્તના ચોપડામાંથી મારું પાનું જ ખોવાઈ ગયું છે!'—પંદરેક વરસ પૂર્વે પ્રો. ઠાકોરના મુખમાંથી આ શબ્દો વાતચીતમાં સરી પડ્યા હતા. પોતાની હેડીના માણસો એક પછી એક ચાલી નીકળતાં ક્યારેક આવો ઉદ્ગાર થઈ જતો. ૮૨મી વરસગાંઠે 'જર્જરિત દેહને' કહેલું: 'જરા ઉચલ ડોક; દૂર નથિ જો વિસામો હવે.' શરીરની પાસે બરોબર કસીને કામ લેતા, પણ માવજત પણ સારી રાખતા. જાન્યુઆરીના બીજીએ સવારે હૃદય બંધ પડતાં એકાએક જ આપણી વચ્ચેથી વિદાય થયા.

પ્રો. ઠાકોર સાક્ષરયુગના છેલ્લા અવશેષ. યુનિવર્સિટીશિક્ષણના પ્રથમ સુભગ પરિણામરૂપ જે 'પ્રચંડ-મનોઘટનાશાલી' સાક્ષરોનું વૃંદ આપણે ત્યાં પ્રગટ્યું તે હવે પ્રો. ઠાકોર જતાં નામશેષ થયું. નર્મદ-દલપતથી નિરંજન-મડિયા સુધીની અનેક સાહિત્યપેઢીઓને સાંકળતી કડી પણ લુપ્ત થઈ.

૧૮૮૮માં 'ભણકારા' લખ્યું તે પછી ૬૩ વરસ-સવાપાંચ તપ-એકધારી એમની વાઙ્મયસાધના ચાલી. તેમાં મુખ્યત્વે કવિ અને કવિતાશિક્ષક તરીકે એમને સિદ્ધિ મળી છે. સંસ્કૃત છંદોને પ્રવાહી બનાવી ગુજરાતી કવિતા માટે સાચા મુક્ત છંદના લાભો એમણે મેળવી આપ્યા. મહાકવિતા ઊર્મિ-વત્ હોય, છતાં ઊર્મિ-પ્રધાન નહિ પણ વિચાર-પ્રધાન હોય એ એમણે સમજાવ્યું. એમનાં કાવ્યો ત્રણેક દસકા ઉપેક્ષિત રહ્યાં. (એ જ જીવતા રહી શકે.) ગુજરાત વિદ્યાપીઠે એમની કાવ્યશૈલીનો શાસ્ત્રીય અને પ્રાયોગિક પુરસ્કાર કર્યો. ચંદ્રવદનના 'યમલે' પણ ભાગ ભજવ્યો. છેલ્લાં ત્રીસ વરસથી ગુજરાતી કવિતારચના ઉપર સૌથી મુખ્ય પ્રભાવ પ્રો. ઠાકોરનો છે, અને હજી લાંબો વખત રહેશે. એક સર્જક તરીકે એમને 'ભણકારા,' 'એક તોડેલી ડાળ,' 'આરોહણ,' 'ચોપાટીને બાંકડે,' 'શાંતિ,' 'શાપું તને,' 'પ્રેમનો દિવસ' અને 'વિરહ' નાં કેટલાંક કાવ્યો, 'રેવા'-આદિ કૃતિઓ ગુજરાતી સાહિત્યમાં હંમેશનું સ્થાન અપાવવા પૂરતી છે.

એક અનોખી ગદ્યશૈલી ખેડનાર તરીકે પણ પ્રો. ઠાકોર ગુજરાતી સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ગુજરાતી બોલીની વિવિધ તળપદી લઢણો એમના જેટલી સહજતાથી જવલ્લે જ કોઈએ અજમાવી હોય. ભાષાની પૂરી તાકાતનો-શૈલીની વીર્યશાલિતાનો-પરચો પણ અખા પછી કોઈમાં દેખાતો હોય તો સરદાર વલ્લભભાઈ કે પ્રો. ઠાકોર જેવામાં. પણ આ તો લખવાના કૌશલનો નહિ, વ્યક્તિત્વનો ઉન્મેષ હતો.

પ્રો. ઠાકોરનું વ્યક્તિત્વ એ એક પરમ આસ્વાદ્ય વસ્તુ હતી. ઇતિહાસ, રાજકારણ, સમાજ, ધર્મ,-બધા વિષયોમાં એમને જાગ્રત રસ. વાતચીતમાં ચાલુ બુદ્ધિના ઝબકારા થયાં જ કરે. ધર્મને નામે જામેલી વેવલાઈથી એ ત્રાસતા અને બુદ્ધિશીલતા(રેશનલિઝમ)ના પક્ષપાતી હતા, પણ સાચી ધાર્મિકતા એમનાં લખાણોમાં ભરપૂર જડશે. સત્યનિષ્ઠાના ઊંચા ધોરણ માટે એ જીવનભર આગ્રહી રહ્યા. સામાને કેવું લાગશે એ ખ્યાલે સત્યવાતમાં મીનમેખ કદી કરતા નહિ. આથી એમના અનેક ઉદ્ગારોમાં ભારે વેધક ચોટ આવી છે. કલાસૌન્દર્યના એ પૂજારી હતા, બલ્કે 'સત્ય, સૌન્દર્ય અને ચારિત્ર એ ત્રણ વચ્ચે એટલો તો મેળ છે કે એ ત્રણ નથી, એક જ છે' એમ માનતા. ગંજાવર બુદ્ધિ અને કાયામાં અતિ કોમળ, વત્સલ હૃદય છૂપું રહેતું નહિ. જુદા જ ઘડતરવાળા નવીનો એમના સંપર્કમાં આવ્યા તે જાણે છે કે 'બલ્લુકાકા' હંમેશાં પ્રેમને વશ હતા. આ અનોખું વ્યક્તિત્વ હવે તો એમના અક્ષરદેહ દ્વારા જ આસ્વાદવાનું રહેશે. એમના અનેક અપ્રસિદ્ધ ગદ્ય-પદ્ય ગ્રંથો અને હજારો પત્રો(વિવેકી સંપાદન પૂર્વક) આપણી વિદ્યાસંસ્થાઓ સત્વર પ્રગટ કરી એ વ્યક્તિત્વની સુવાસ તાજી રાખશે એવી આશા રાખીએ. આપણે હવે ઓગણીસ વરસની તરુણ વયે કવિએ ઉદ્ગારેલા શબ્દો જ એ સ્વજનને સમર્પવાના રહે છે:

**પુષ્પે પાને વિમલ હિમ મોતી સરે, તેમ છાની**
**બાની ભીની નિતરી નિંગળે અંતરે શીય, સેહ્ની!**

ઉમાશંકર જોષી

# વાસંતી પૂર્ણિમા— એક પદ્યનાટિકા

ડબ્લ્યુ. બી. યેટ્સ. અનુ. સુન્દરમ્

[**નોંધ :** સુવિખ્યાત આયરિશ કવિ ડબ્લ્યુ. બી. યેટ્સની આ કૃતિ છે. આ નાટિકાનું છેદાયેલા શીશ સાથેના નૃત્યનું કથાનક ઑસ્કર વાઈલ્ડની સેલોમ (Salome) નામની કૃતિમાં છે. વાઈલ્ડે એ કથાનક હાઈન (Heine)માંથી લીધેલું છે અને તેમાં સેલોમ નરકમાં જ્હૉન ધ બૅપ્ટિસ્ટનું માથું હવામાં ઉછાળે છે. હાઈનને આ કથાનક કોઈ યહૂદી દેવી અને વધ કરાયેલા દેવની દંતકથામાં મળ્યું હોવાનો સંભવ છે. આમ આ નાટકનું વસ્તુ એક ઘણી જ જૂની પરંપરાવાળું છે. યેટ્સે તેને બેત્રણ રીતે લખેલું છે. આ વસ્તુને તેણે એક તો 'ધ કિંગ ઑફ ધ ગ્રેટ ક્લૉક ટાવર' નામની પદ્યનાટિકામાં ગૂંથ્યું, અને ફરી પાછું તેને જેનો આ અનુવાદ છે તે 'A full-moon in March' રૂપે પદ્યનાટિકામાં મૂક્યું આ જ વસ્તુને યેટ્સે ગદ્યનાટિકામાં પણ મૂકી છે. યેટ્સ નોંધે છે કે ગદ્ય અને પદ્ય રૂપે આ કૃતિની ભિન્નભિન્ન અસર રહેલી છે. ગદ્ય કૃતિ વાંચવામાં ઘણી નીરસ લાગી છે પણ ભજવવામાં તે ખૂબ સફળ નીવડી છે. અને તેથી ભજવવા માટે તે ગદ્યરૂપની જ ભલામણ કરે છે, પણ વાર્તાના રસાસ્વાદ માટે તે પદ્યરૂપને જ વધુ ઉત્તમ ગણે છે એ તેને તેણે બબ્બે વાર પદ્યમાં મૂકવા પરથી જ જણાઈ આવે છે. આ અનુવાદ અત્યારે તો પદ્યનાટિકાનો જ અહીં છે. તેને એ રૂપે પણ ભજવી જોવા માટેનો પ્રયોગ કોઈ સાહસી સૂત્રધાર કરે તો તે ખોટું નહિ રહે

નાટિકાના અનુવાદમાં મૂળને શબ્દશઃ અનુસરવા જતાં તેનું લાક્ષણિક કાવ્યસૌન્દર્ય જાળવવું અશક્ય જણાયું. ૧૯૩૯માં આનો પ્રથમ અનુવાદ કરેલો તેને ફરીથી કાવ્યની પ્રવાહિતાની દૃષ્ટિએ અત્યારે થોડોક સુધાર્યો છે. નાટિકામાં લીધેલો છંદ પહેલી માત્રા પર તાલવાળા ચાર ચાર માત્રાના લયમેળવાળા એકમનો બનેલો છે. એમાંના લયમેળને લઈને તે માત્રામેળના કટાવથી એટલો જુદો પડે છે. વસ્તુની આવશ્યકતા મુજબ આ પંક્તિમાં આ એકમોની સંખ્યા નાનીમોટી રાખેલી છે. પંક્તિને છેડેનો એકમ ક્યાંક બે માત્રાનો પણ છે. ત્યાં તેને પ્લુત કરીને માત્રાનો હિસાબ મેળવી શકાશે. આમાં તાલના આધારે પંક્તિને લેતાં શબ્દોના ઉચ્ચાર મુલાયમ રીતે લઘુ અને દ્રુત ઉચ્ચારવાળા કરવાથી પંક્તિઓ બરાબર બોલી શકાશે. ભજવવામાં આવો છંદ કેટલો સફળ નીવડી શકે છે, પદ્યનાટિકા માટે આ વાહન કેટલું કામ આવી શકે છે તે પણ જોવા માટે લેખનના અને અભિનયનના પ્રયોગકારોને આમંત્રું છું. —**સુન્દરમ્.** ૩-૮-૫૧]

પાત્રો

**પહેલો અનુચર** — **રાણી**

**બીજો અનુચર** — **ભરવાડ**

[ભરવાડ પોતાના ચહેરાના ઉપરના ભાગમાં અડધા જંગલી જેવો એક બુરખો પહેરે છે. તેને દાઢી છે. અંદરનો પડદો જ્યારે બીજીવાર ઊઘડે ત્યારે જે પાત્રે રાણીનો પાઠ લીધો હોય તેને બદલે નાચનાર આવી શકે. મુખ્ય પડદો ઊપડે છે ત્યારે બે અનુચરો, એક પ્રૌઢ સ્ત્રી અને એક યુવાન અંદરના એક પડદા પાસે ઊભેલાં દેખાય છે.]

પહેલો અનુચર : શું કરવાનું કામ છે આપણે ?
શો છે પાઠ લેવાનો આપણે ?
શું એ કહી ગયો ?

બીજો અનુચર : ફાવે ત્યારે,
ગાતા બોલતા,
જોડાઈ શકીએ આપણ બંને.

પહેલો અનુચર : પડદો ઊપડે તેનીય પહેલાં ?

બીજો અનુચર : તેનીય પહેલાં.

પહેલો અનુચર : ગાઈશું શું રે ?

બીજો અનુચર : 'ગાવ કંઈ પણ,
'ગાવ કંઈ પણ જતું, જતું'
એમ કહ્યું'તું એણે.

પહેલો અનુચર : ચાલો ત્યારે.
ગાઈએ આપણે–
લીંડીઓ ઘેટીની.

[ બંને જણ ધીરેથી અંદરના પડદાને બે ભાગમાં જુદો પાડે છે. બીજો અનુચર ગાય છે. પહેલો એ ગીતની બીજી કે ત્રીજી કડી વેળા જોડાય. પહેલાનો અવાજ કોમળ ઝીણો છે, બીજાનો અવાજ ઘેરો છે. ]

પ્રેમમાં પડ્યાં જુવાન હર્યાંયાં
જાણે પોતે જ્ઞાનસાગર છે.
પરવા પ્રેમને આની તેની શી ?
પ્રેમમાં એમના ચાળાચટકા,
બુઢ્ઢમજીના જાણે લટકા !
સોના મુગટ, લીંડીઓ ઘેટીની !
પ્રેમમાં પડેલ ડોસમજીઓ
પ્રેમની મારે બડાઈ ના, ના,
પરવા પ્રેમને આની તેની શી ?
ગમ્મતમાં દિન જાય છે ચાલ્યા,
કેટલા મીઠડા જાય છે ચાલ્યા !
સોનામુગટ, લીંડીઓ ઘેટીના !
ચમકઝમક નેણુલાં ખોલો,
જુવાન અંતર જ્ઞાનમાં ઢોળો,
પરવા પ્રેમને આની તેની શી ?
જુવાનડાં થાય જગનાં રાજા,
ધન્ય હરિ ! આ મૂરખ દુનિયા.
સોના મુગટ, લીંડીઓ ઘેટીની.

[ તેઓ રંગભૂમિની એક બાજુએ પ્રેક્ષકવર્ગની નજીક બેસે છે. જો તેઓ સંગીતકાર હોય તો તેમની કને ઢોલક, વાંસળી વગેરે હોય છે. રાણી અવગુંઠન પહેરીને બેઠેલી નજરે પડે છે. ]

રાણી : ( આળસ મરડતી અને બગાસું ખાતી. )
કોણ છે દુવારે માનુષ ઊભો ?

બીજો અનુચર : કોઈ ના, રાણીજી !

રાણી : કોઈ આવ્યો છે માનુષ,
કોઈ માનુષ ભયંકર.
ત્રણ ફેરા મને આળસ આવ્યાં,
આવ્યાં બગાસાં !
બોલાવ એને, સેનાનાયક !

બીજો અનુચર ( સેનાનાયક તરીકે બોલતો ) :
આવ્યો માનુષ એ !

[ ભરવાડ પ્રવેશે છે. ]

ભરવાડ : દેશ મારાના ભિખારીઓને મુખથી સુણાય વાણી,
જે કોઈ ઉત્તમ ગાન સુણાવશે તુજને રાણી,
તારો બનશે સ્વામી એવી લોકની સુણાય વાણી.

રાણી : બનશે મારો સ્વામી તે જે ગાશે ઉત્તમ નિજનો પ્રેમ.

ભરવાડ : લોકની વાણી એવીય વળી,
રાણી સંગાથ રાજની લ્હાણી,
લાધશે વળી સાંભળ્યું, રાણી !

રાણી : વાત છે સાચી.

ભરવાડ : વાત સાચી ? પણ ધાર કે કોઈ
અપંગ, અંધો, બુઢ્ઢો ગાય તો ?

રાણી : કેટલાકેય મેં પાછા કાઢ્યા,
કેટલાકેયની દિઠાઈ * જોઈ દંડ્યા ખંડ્યા ખૂબ.
જેને મારું ઉર ધિક્કારે
તેની હામ ના ગાવા કાજે.

ભરવાડ : એમ કે ?
તો તું જોઈ લે રાણી ! ચીંથરાં મારાં આ.
ચીંથરાંથીયે ગંદાં મેલાં બાબરાં મારાં આ.
જોઈ લે મારું ઉતરડાયલું ગંદું શરીર આ.
ધૂળ ને કાદવ ખૂંદતો આવું,
ધૂળ ને કાદવ માંહે રાણી વનનાં વનચરોએ
ચામડું મારું ઉતરડ્યું છે.
વિરાટ વેરાન ભોમે મારી સુધ હરી છે,
ચિત્તથી મારી સ્મૃતિય ગઈ છે.
ઝરણ કાંઠે બેસી નીરમાં નીરખું મારું મોં,
પાણી ઉપર હાલતી મારી મુખરેખાઓ
જોઉં ને મને થાય કે મારાં
આથીય વિરૂપ અંગ હશે સૌ, અસલ વિરૂપ હો.

રાણી : પણ તેં મારે કારણ વેઠ્યાં સંકટ પારાવાર,
દૂરથી મારગ કાપતો આવ્યો. ગાઈ ભલે તુંય લે.

---

*ધૃષ્ટતા

ભરવાડ : રાજ ને રાણી, એ ય મારાં ને ?–
ગાઉં જો ઉત્તમ ગાન ?
કોણ એમાં પણ નિર્ણય દેનાર.

રાણી : નિર્ણય દેનાર ?
હું ને મારું અંતર દેશે.
જે ગાન અમને જાય વીંધી તે,
ઉત્તમ એને ગણશું ગાન.

ભરવાડ : રાણી તારો જિતનારો તને જિતશે વસંત પૂનમ રાત,
એમ ભિખારી લોક ભાખે છેઃ
પૂનમ આવી, હુંય છું આવ્યો,
આવ્યું ન બીજું કોઈ.

રાણી : કોઈ બીજું હા આજ ન આવ્યું.

ભરવાડ : શશાંક ખીલ્યો સોળ કળાએ.

રાણી : ભૂલીશ ના રે ભીષણ કેવાં સંકટ વેઠી તુંઆવ્યો આંહ્ય,
ભૂલીશ ના રે ભીષણ કેવી હુંય છું,
ભીષણ વનવેરાન ને વનચરોથીય ઝાઝી ભીષણ હું.
કૈંક હણ્યા મેં, કૈંકનાં છેદ્યાં અંગઉપાંગ,
એમનું ગીત રે જગવે મારો ક્રોધ કરાળ,
એક તો આવ્યો આંહીં—એમાં જ
ગઈ જાગી મારા ક્રોધની ઝાળ.
એમ માને છે મન પુરુષનું
રૂપ જે સ્ત્રીનું
એ તો છે કોઈ કોમળ ચીજ.
પણ જે કહે છે ક્રૂર હું છું તે ઊચરે સાચેસાચી વાત.
ક્રૂર હું અપાર, કૌમાર કેરા હિમના જેવી.
હે મુસાફર, વારતું મને કોઈ અજાણ્યું મારે ઉર.
હું નવ ચાહું તારું પીડન,
કોક છે અકળ કારણ હાય.
જા અહીંથી તું, જા, ચાલ્યો જા;
મન મારું બદલાય તે પહેલાં !
કેમ ઊભો હજી, કેમ ઊભો અરે,
છાતી ઉપર શીશને ઢાળી ?

ભરવાડ : મન મારું જાય દોડી રાણી આપણી વિવાહરજનીમાં,
ચુંબન તારાં અંગેઅંગે કલ્પું રાજતો રાજ અનંગ.

રાણી : આવડો તને શાથી તારા મનમાં કહે વિશ્વાસ ?
શાથી તારું દિલ માને કે તું મને દ્રાવીશ હા,
શાથી મારું જીતીશ કહે તું અંતર સાવ ?

ભરવાડ : મન મારું નવ મુંઝાય લેશે,
નિરખી તને હૈયું મારું શાંત અપાર.

રાણી : અભય ભાવે જોઈ શકે મને એક જ એવું ત્રિલોકમાંહ્ય–
ઈશ ત્રિલોકનો–ના કોઈ બીજું;
એક આવેલો આમ બોલ્યો'તો પ્રેમથી કે પછી તુચ્છ મને.

ભરવાડ : ઝંખતો એ હશે ક્રૂરતા તારી,
ઝંખી તુજને કીધી ક્રૂર.
હુંય હા ઝંખું ભેટવા તારાં
અંગેઅંગને, ક્રૂરતા યે તુજ ભેટીશ હું.
બેય એ ઝંખું જાણે બેયનો હું છું સરજનહાર.

રાણી : એક તો હજી પ્રશ્ન મારો :
રૂપના મારા સ્તવન કાજે
સૌની પેઠે તુંય લાવ્યો ને–
કોઈક નવલ ઉપમા અનુપ, કોઈક પ્રબલ ઉક્તિ પરમ ?

ભરવાડ : યાદ આવે મને,
પ્રથમ તારું નામ સુણેલ મેં
વનમાં ઘેટાં ચારતો ત્યારે,
નામ સુણી હું ખૂબ આળોટચો
લીંડીઓમાંહે ઘેટાં કેરી,
ખૂબ હસ્યો હું બેવડ ચોવડ, બેવડ ચોવડ થઈ ને.
રૂપનું મને ભાન શું હોય રે ?

રાણી : ગાય તું પરમ ગાન કો ઉત્તમ,
થાય તું રાજા !
મટીશ ભૂંડો ભરવાડો આ.

ભરવાડ : ગમ શી મને રાજ ને પાટની ?

[ ચપટી વગાડી ]

રાજ ને પાટ આ આટલામાં !

રાણી–ગાનમાં તારા પરમ જો જોમ,
ઉર જો મારું સ્વીકારશે ને,
અંગ જો મારે રોમાંચ જાગે,
આંખ જો મારી આંસુ સારે,—

ખંડ આ તજું, ભવન તજું, [illegible] [illegible] (...[illegible] ચડી):
કિંકર સેવક સર્વ તજું.
સૌ તજીને આવું તારી સંગ તો કહે
શી ચીજ પામું?

ભરવાડ : એકાદ ગીતડું–પ્રણય રજની,
અજાણ જંગલ–લીંડીઓ ઘેટીની.

[ રાણી સિંહાસન પરથી ઊતરી નીચે રંગભૂમિ પર આવે છે. ]

રાણી : સૌ જનોએ સાંભળ્યું આ ને?
સાંભળી એનો તોલ કીધોને નિજના મને?
આપવા એને ન્યાય મેં પૂરણ,
એકથી બીજી વાત મેં કાઢી,
વાતમાં એની વાણી પિછાણી.
સૌ જનો હવે જાણ છે આપને
ના અહીં આવ્યો ગીત એ ગાવા.
આવ્યો એ અપમાનના ભારા
શિર મારે ભરપૂર ચડાવા.

ભરવાડ : લીંડીઓ માંહે પડી પડી
જણશે રાણી લંધાર ભૂંડની.
ચાલ મારું પણ ગાન હું ગાઉં—
ચાલ, ગાઉં એક ગપ—
કયું ભાઈ ગાઉં રે ગપ્પું હું?

રાણી : કોઈ તેડાવો જલ્લાદને જઈ–
સેનાનાયક, જલ્લાદ લાવો!

બીજો અનુચર ( સેનાનાયક તરીકે બોલતો ):
એ તો ક્યારનો તેડાવી રાખ્યો.
ક્યારનો હાજર બ્હાર ઊભો એ.

રાણી : શી કૃપા પરમેશની મારે!
ચીંથરેહાલ આ ગમાર ગામઠી
આટલું આટલું બબડ્યો તોયે
મુખ જોવા ના યાચિયું મારું.
કાન મારા નિજ બોલથી એણે અભડાવ્યા હા,
વદન મારું શુદ્ધ રહ્યું પણ.
વદન મારે આંખ જો એની લેશ અડી હોત–
હાય રે તો તો હાથથી મારે
ઊતરડી મારું મુખ હું નાખત.

યાચવું મારે શાને તારું મુખ નિહાળવા?
નીકળ્યો છું હું ઘેરથી મારા
ભૈરવીચક્રે આંક વાંચીને.
ભૈરવી મારી હાજરાહજૂર,
રક્ષણહારી, સાચબોલાળી.

રાણી : રામ તારા તો યાદ કરી લે,
આવડે જો તો.
એક ઘડી બાદ આંહિથી તને બ્હાર લૈ જાશે,
શીશ છેદી તુજ લાવશે આંહિ.

ભરવાડ : શીશ છેદાશે? (હસે છે.)
વાત સુણાય છે માહરે મુલક એક કો અસ્ત્રીની.
લોહીથી એ બાઈ સાબોળ નાહી!
લોહીનું બિંદુ ઓદર પેસી બાળ બન્યું હા.

રાણી : શીશ છેદાયેલું! હાથમાં તેને બાઈએ લીધું!
લોહીથી એ બાઈ સાબોળ નાહી!
લોહીના બૂંદથી બાળક!
તોબા, વાત રે તોબા!

ભરવાડ : પ્રથમ એને પ્રેમની નિંદ્રા પરમ લાધી.

રાણી : નિદ્રા વિષે બાઇ ને ઓદર બાળક રહ્યું.
દૂર થા! દૂર થા!
દૂર તારું મુખ લઈ જા હ્યાંથી.

[ તે પ્રેક્ષકો તરફ પૂંઠ કરી ભરવાડ તરફ ફરે છે અને ધીરે
ઘૂંઘટો ઢાળે છે. અનુચરો અંદરનો પડદો બંધ કરે [illegible]

બીજો અનુચર: ગાઈએ શું રે?

પહેલો અનુચર: ગાઈએ ગીત તે રૂપરાણીનું,
ભાલા અણીએ પોરવ્યું જેણે શીશને જાતે.

બીજો અનુચર : શીશને નિજના પ્રેમિક કેરું!
રે પણ એ તો વાત છે બીજી, બીજી જ રાણી.

પહેલો અનુચર : વનમાં વસ્યો,
અન્નપાણી એણે અળગાં કર્યાં,
મારે કારણ સિંહ શું ઝૂઝ્યો.
લોકની જીભ છે જૂઠડી કહેતાં
એનો વધ કરાવણહારી હું જ છું,

કહે છે લોકની જીભ કે મેં હા
ધડથી એનું શીશ છેદાવ્યું,
શીશ છેદાવી, એહ ચડાવ્યું
ભાલાઅણીએ.
હાથ આડા દઈ મોત ફરંતું,
તોય એ મારા રૂપને ગાવા આવ્યો આવ્યો.
જીભ છે જૂઠડી લોકની, હાંસી
પ્રેમિક કેરા પ્રેમની કરતી,
શીશ એનું મેં છેદાવિયું હા,
ક્રૂર બન્યું ઉર મારું એ તો
ક્રૂર છે સદાય ઉર નારીનું.

[ બંને જણ અંદરનો પડદો ધીરેથી ઉઘાડે છે. ]

કોણ રસોયાને નોકરીમાં મળી
રાજા કેરી રાણી ?
છોડીઓ મોટી સ્હેરની રાણીઓ,
રાજને પાટલે લૂંટણહારીઓ,
પતિ પોતાના પ્રેમિક સાથે સેજમાં પોઢી,
હોય પછી તે રાય કે ગમાર !
રાય કે ગમાર પ્રેમિક કારણ
અંગ ઓવાર્યાં, સ્નેહ સમર્પ્યાં,
જુગજુગાદિથી સ્નેહ એ જાણે,
અસ્ત્રી કેરું અંતર સ્નેહને.
રંગ ને રાગના ફાગ રમ્યા બહુ.
પણ ના કોઈએ સાંભળ્યો સાદ
મુખથી મુવેલ માથા કેરા
ભાલા આગળ ભાઈ ઊભીને.

[ અંદરનો પડદો ખૂલે છે. રાણી બરાબર પહેલાંની પેઠે ઊભેલી દેખાય છે. તેનો ઉતારેલો બુરખો પાસે પડયો છે, પણ તેણે ભરવાડનું કાપેલું માથું બેય હાથવતી માથા ઉપર પકડયું છે. તેના હાથ લાલ છે. તેનાં કપડાં પર લાલ ડાઘા છે. આ દેખાવ ખરેખર આ જ રીતે કરી બતાવવાની જરૂર નથી. લાલ મોજાં કે લાલ કપડાનાં થોડાક થીંગડાંથી આ બતાવી શકાય. ]

પહેલો અનુચર : કંપી'રહ્યા છે અધર એના.

બીજો અનુચર : આદર્યું એણે ગાન છે હાવાં.

પહેલો અનુચર : ગાન શું એનું ? ઝિલાય ના કંઈ.
ઝિલાય હવે, ઝિલાય હવે.

[ રાણી તરીકે ગાતો. ]

બાલુડા મારા, વ્હાલુડા મારા,
સુણજે મારું ગીત એકલડું !
બોલજે મા તારું એમ હણ્યું મેં,
બોલજે હા તારું એમ હણ્યું તેં.
તેં જ હણ્યું હા, મેં નહીં ભાઈ મારા !
એમ તારું હણનાર તો મારી
કુંવારકાની ક્રૂરતા, મારા ભાઈલા મારા !
પગલી તારી પડેલ ના ત્યારે
હૈયે મારે પ્રેમ સૂતો'તો.
લોકથી લાજતાં અંતર મારું અર્પ્યું ત્યારે
હૈયે મારે પ્રેમ હા જાગ્યો.
કુંવારકાનું ક્રૂર એ હૃદય
ઊમટયું થઈને કાળકા આંધી,
પ્રેમ પ્રદીપની ત્યાહરે મારા
જ્યોત હા જાગી, જ્વાલા જાગી હો,
પ્રેમ સાગરિયે ત્યાહરે મારા,
માઝા ત્યાગી, માઝા ત્યાગી હો.

[ રાણી ઢોલકના તાલે નાચે છે અને નાચતાં નાચતાં સિંહાસન પર મસ્તક મૂકે છે. ]

બીજો અનુચર : રાહ એ જોતી.

પહેલો અનુચર : રાહ એ જોતી રાણી પેલા મસ્તક કેરા ગાનની હા.
ગાન જે ગાવા કારણ આવ્યો
વગડા વીંધતો પ્રેમિક એ.
બાપડી વાત એ વીસરી ગઈ છે
મુવેલ મુખ ના ગાતું ગાન.

બીજો અનુચર : ( મસ્તક તરીકે કોમળ ભાવે હસે છે. )
વદને એના વિકસે હાસ્ય.

પહેલો અનુચર : નહિ રે, ત્યાં તો મ્હોરતું ગાન.

બીજો અનુચર : ( મસ્તક તરીકે ગાતો )
ગાઉં રે...
ગાઉં રે ઝીલણ જમુના-જલનાં
જીવન-જમુના-જલનાં ઝીલણ. ગાઉં રે.

હાય રે હર્યું જીવન-કમલ,
સોળ કળાનો ચંદર રાજ.
જમુનારાણી જીવન હણી,
ડુંગરની પરદખણા ફરી,
દોડતે ચરણ, હાંફતે હૃદય,
નિજ ગૃહ-ઘાટે પુનઃ પધારી
વસંત કેરી પૂનેમ રાતે, પૂનેમવંતી રાતે રાજ. ગાઉં રે.
હાય રે જીવનનું ઉર ખાલી,
જાય રે સહ્યું ન અંતર ખાલી,
નિજ ઉરેથી ઉર એ કાઢી
આભમાં એણે ઉશેટયું હાય,
સોળ કળાનો ચંદર રાજ.
આભમાં એકલ ટમકે તારલી,
વસંત કેરી પૂનમ રાતે, પૂનેમવંતી રાતે રાજ. ગાઉં રે.

[ રાણી નૃત્યમાં મસ્તકને લલચાવતી લલચાવતી તેમ જ નકારતી નકારતી મસ્તક પાસેથી દૂર સરકે છે. ]

પહેલો અનુચર : (રાણી તરીકે હસે છે. )

બીજો અનુચર : મુખડાં મલકે રાણીજીનાં.
કેમ રે મુખડે મરકલડાં ?
મૃત્યુ પામેલ જન એ એનો હૈયાહાર ?

પહેલો અનુચર : ભાન ભૂલી છે
એટલે મુખડે મરકલડાં.

[ રાણી તરીકે ફરી સે છે. ]

[ રાણી મસ્તક ઉપાડે છે અને જમીન પર મૂકે છે. અને તેની આગળ ભક્તિ-અર્ચનાનું નૃત્ય કરે છે. તે પછી મસ્તક ઊંચું ઉપાડી લઈ ઢોલકના તાલે નાચવા લાગે છે. ઢોલકના તાલની ઝડપ વધતી જાય છે. ઢોલકની ઝડપ વધતી વધતી છેલ્લી હદે પહોંચે છે ત્યારે રાણી પોતાના ઓઠ મસ્તકના ઓઠ ઉપર ચાંપે છે. રાણીની કાયા ખૂબ ઝડપથી વાગતા ઢોલકના તાલ સાથે કંપાયમાન થાય છે. ઢોલક થંભે છે. રાણી માથાને છાતી સરસું રાખીને ધીરેથી નીચે ઢળે છે. અનુચરો ગાતા ગાતા અંદરનો પડદો બંધ કરે છે અને બંને બાજુએ બેય જણ ઊભા રહે છે અને રંગભૂમિનો પડદો ઊતરે છે. ]

બીજો અનુચર : પગલાં પાવન મતવાલાં રે
કાં ઊતર્યાં અવની તીરે,
નિજ ગગનોના વાસ તજીને,
ભેખ સજીને,
કાં ઊતર્યાં અવની તીરે.
[illegible] લાલ સિંદુરિયાં,
કોણ કરોએ આંજ્યાં રે. પગલાં પાવન.
આજ હૃદય મુજ ખંડિત ખંડિત,
તોય હજી ત્યહાં જ્ઞાન સુમંડિત,
પગલાં પાવન શેને ઢૂંઢત આવ્યાં રે,
અવની તીરે. પગલાં પાવન.

પહેલો અનુચર : પગલાં પાવન આવ્યાં અવની,
ઢૂંઢત નિજની વિલાસ રજની,
પ્રેમિક કેરી પ્રણય રજની.

બીજો અનુચર : નયન શકે નવ નિરખી મારાં
આભતણા શશિયરને રે,
નયન શકે નવ ઝીલી મારાં
નિર્મલ નભનાં શરને રે.
ચરણ અરે મુજ કંપે, કંપે,
આ રવિકિરણે રંજિત મારે
અંતર મત્ત પ્રમત્તની પાળે
ઝૂકી રહી ભયની શી ભીંતડીઓ.
શશિયર શી રાણીને અંતર
ખોટ રહી શી ત્રિલોકમાં, ઓ ઓ ?

પહેલો અનુચર-હજી ન એને લાધી જીવન
નિજની વિલાસ રજની,
પ્રેમિક કેરી પ્રણય રજની.

બીજો અનુચર : હે રાચો,
હે રાચો મુજ અંતરિયાં આજે,
ઉચરો એક પુનઃ કો બોલ,
નિરખો ઓ ત્યાં અમરતના ઘટ
સોહે શા માનવને મસ્તક.
અખિલ નિધિ જગના એમાં હા,
સભર ભર્યા છલકંત ઘટે હા,
કાં વિલપે માનવ તું,
તારે ઊણપ શી અંતરની દાહક ?
હે રાચો,
હે નાચો થનગન અંતરિયાં,
હે ગાજો ગરજો અંતરિયાં.

પહેલો અનુચર : માનવ કેરી વિલાસ રજની !
પ્રેમિક કેરી પ્રણય રજની !

તા. ૭-૧૧-૩૯
ફરીથી સુધાર્યું : ૧-૯-૫૧

# પદ આદિ લઘુકાવ્યો*

ઉમાશંકર જોષી

## પદ

પદ શબ્દ પદ્યમાંથી આવ્યો છે એટલે બધાં કાવ્યો પદો કહેવાય. પણ આપણી ભાષાઓમાં પદ શબ્દ કાવ્યના અમુક ખાસ પ્રકારનો નિર્દેશ કરવા માટે વપરાયો છે. મીરાંનાં પદ, ભાલણનાં પદ, ધીરાનાં પદ, દયારામનાં પદ, એ જ પ્રમાણે વ્રજમાં સૂરદાસનાં પદ, અવધીમાં તુલસીદાસનાં પદ, બંગાળીમાં ચંડીદાસનાં પદ જાણીતાં છે. નાનાં ટૂંકાં ગેય કાવ્યો પદો કહેવાય છે.

કાવ્યના બધા પ્રકારોમાં આ પદનો કાવ્યપ્રકાર દરેક સાહિત્યના આરંભકાળમાં સૌથી વધુ આગળ પડતો હોય છે અને વધુ ખેડાયો હોય છે અને એ સ્વાભાવિક છે. કવિઓ ભાવના ઊભરાઓને શબ્દમાં આકાર આપવા માંડે કે પદનો જન્મ થાય. કવિતા રચવાનો પ્રયત્ન કરવા માંડતાં જ કુદરતી રીતે આ પદનો પ્રકાર સર્વપ્રથમ ખેડાવા માંડે. પદ્યમાં સહજ રીતે, સરળ રીતે, લાગણીના જે ઉદ્‌ગારો નીકળે તે બધા પદો જ બની રહે, કોઈ વાદ્ય સાથે અથવા નૃત્યના તાલ સાથે એ ગવાતાં હોય એટલે સુગેય પણ હોય. અત્યારની પરિભાષામાં કહેવું હોય તો પદો એ ગેય ઊર્મિકાવ્યો—ઊર્મિગીતો—છે.

બધાં ભાષાસાહિત્યોના આરંભકાળમાં સર્વપ્રથમ આવાં ઊર્મિગીતો એટલે કે પદો જ ઘણુંખરું મળશે. એ પ્રેમનાં હશે, પ્રકૃતિસૌંદર્યનાં હશે, જીવનના ઉલ્લાસ કે હ્રાસનાં હશે, મૃત્યુનાં હશે, અગમનિગમનાં હશે. આપણી ભાષાઓ વિષે એક ખાસ હકીકત લક્ષમાં લેવા જેવી છે. આપણા દેશમાં જે સમયમાં ભક્તિનું મોજું ચારે તરફ ફરી વળ્યું હતું, દેશની દોદળી બનેલી ધાર્મિકતા અન્ય ધર્મના ઘસારા સામે સ્વરક્ષણ અર્થે ભક્તિને એક તરણોપાય લેખીને વળગી પડી હતી, એ સમયમાં આપણા દેશની—ઉત્તર હિંદની—આધુનિક ભાષાઓનો જન્મ અને વિકાસ થયો છે. આનું એક સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે આપણી ભાષાઓના આરંભનું પદસાહિત્ય મુખ્યત્વે ધર્મવિષયક છે. પ્રેમ, પ્રકૃતિ-સૌંદર્ય, જીવનોલ્લાસ, મૃત્યુ, અગમનિગમ એમ બધાને જ વિષે પદો લખાયાં હોય એવું આપણી ભાષાઓનાં પદો અંગે જોવા મળતું નથી, પણ કેવળ ધર્મના વિષયનાં જ પદો ઘણુંખરું મળે છે. ધર્મને આ રીતનું પ્રાધાન્ય આપણી ભાષાઓના ઊગમથી માંડીને છેક અંગ્રેજોના આગમન સુધીના આખાય કાળમાં મળ્યું છે. એ આખાય કાળના નરસિંહ, મીરાં, ભાલણ, ધીરો, ભોજો, રામકૃષ્ણ, રઘુનાથ, રાજે, શાંતિદાસ, દયારામ—એ બધા કવિઓનાં ટૂંકાં કાવ્યો એ મુખ્યત્વે ધર્મવિષયક પદો જ છે.

### ભક્તિનો રંગ

આ ધર્મવિષયક પદસાહિત્યમાં ભક્તિ એ સૌથી મુખ્ય પ્રેરણા છે. નરસિંહ ગાય છે :

પ્રાત: સમે સૂર ઊગ્યા પહેલાં, જો રે રસના મુખ રામ કહે;
હાં રે હાં રે કૃષ્ણને તું ભજ નામે; જગમાં તારું નામ રહે.

વચ્ચે એક વસ્તુ સ્પષ્ટ કરી લઈએ. નરસિંહે સવાલાખ પદો રચ્યાં હતાં એમ કહેવાય છે—એના નામનાં પદો મોટી સંખ્યામાં મળે પણ છે, પણ તે ઉપરાંત 'નરસિંહનાં પ્રભાતિયાં' પણ પ્રસિદ્ધ છે. પ્રભાતિયાં એટલે પ્રભાતમાં ગાવાનાં ભક્તિ અને જ્ઞાનનાં કાવ્યો. એ સારી રીતે ગવાય એવાં છે, એટલે એ બધાં પ્રભાતિયાં પદનો જ એક પ્રકાર છે.

* એસ. એસ. સી. પરીક્ષા માટેના **ગદ્યપદ્યસંગ્રહ**માંનાં મધ્યકાલીન લઘુકાવ્યો પર મુંબઈ આકાશવાણીએ યોજેલો વાર્તાલાપ સુધારાવધારા સાથે. આકાશવાણીના સદ્‌ભાવથી.

પ્રભાતિયાંમાં આપણને ભક્તિ ઉપરાંત [illegible] પણ જોવા મળે છે.

> જાગીને જોઉં તો જગત દીસે નહિ,
> ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
> ...બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

કોઈ પદો જ્ઞાનમાં શરૂ થાય છે પણ ભક્તિમાં જઈ ને વિરમે છે:

> નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
> તે જ હું તે જ હું શબ્દ બોલે;

જ્ઞાનદર્શનનું ચિત્ર શરૂ થતું લાગે છે, પણ તરત જ બીજી પંક્તિમાં ભક્તિનો ભાવ આગળ ઊપસી આવે છે :

> શ્યામના ચરણમાં, ઇચ્છું છું મરણ રે,
> અહીંયાં કોઈ નથી કૃષ્ણ તોલે.

નાનકડાં મધુર પદો સામાન્ય રીતે સારા કવિના હાથમાં લલિતકૃતિ તો જરૂર બની રહે. પણ નરસિંહ આપણો એક એવો કવિ છે જેનાં પદો–ઊર્મિકાવ્યો સહેજમાં ભવ્યતા-(Sublimity)ની મુદ્રા ધારણ કરે છે. પદની અર્ધીક પંક્તિમાં પણ એ ભવ્યસુંદર ચિત્રો રમતાં મૂકી શકે છે. પરમતત્ત્વનું માપ બુદ્ધિ પામી શકતી નથી, આ અનંત ઉત્સવમાં ભૂલી પડ્યા જેવી બની રહે છે, એનું ચિત્ર સુરેખ છે :

> શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી,
> અનંત ઓચ્છવમાં પંથ ભૂલી.

પરમતત્ત્વના આનંદસ્વરૂપનું રેખાંકન કેવા ભવ્યમધુર ચિત્રમાં થયું છે !—

> સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે !
> સોનાનાં પારણુંમાંહી ઝૂલે.

નરસિંહે ફિલસૂફીના સત્યનું સહજલીલાથી નિરૂપણ કરતું 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે'–જેવું ભવ્ય ચિત્ર ઉઠાવ્યું છે તેવું જગતની જ્ઞાનકવિતામાં કદાચ વારંવાર જોવા મળતું નહિ હોય.

પદો દ્વારા બોધ પણ પીરસાતો હોય છે. સાચા કવિના હાથમાં એવાં બોધપ્રધાન પદોમાં પણ સર્જકસૌંદર્ય પ્રગટ થાય છે, પણ સામાન્ય રીતે એવાં બોધનાં પદો કવિતા તરીકે નમાલાં હોય છે. મીરાં 'દીવો કરો' એ પદમાં બોધ આપે છે પણ [illegible] કેવી આરજૂ છે ! એના અવાજમાં કેવી સચ્ચાઈ છે !—

> તમે જાણી લો સમુદ્ર સરીખા
> મારા વીરા રે,
> આ દિલ તો ખોલીને દીવો કરો રે હો જી.

અને પછી તરત જ એ એવાં ચિત્રો રજૂ કરે છે કે શુષ્ક બોધને બદલે આપણને આશ્ચર્યમુગ્ધ બનાવતી અવળવાણીનો આનંદ મળે છે :

> આ રે કાયામાં છે વાડીઓ રે હો જી
> માંહે મોર કરે છે ઝીંગોરા રે. મારા૦
> આ રે કાયામાં છે સરોવર રે હો જી
> માંહે હંસ તો કરે છે કલ્લોલા રે. મારા૦

## પ્રકૃતિસૌંદર્યનાં પદો

પ્રકૃતિસૌંદર્યનાં સ્વતંત્ર પદો–ઊર્મિકાવ્યો ભલે ન હોય, પણ રાધાકૃષ્ણની વાતોમાં, કૃષ્ણ ગોકુળથી મથુરા વિદાય થયા પછી રાધા અને સૌ ગોપીઓએ વિરહના બાર 'મહિના' કેવા વીતાવ્યા તેના વર્ણનમાં કુદરતના સૌંદર્યની ઝલક ઊતરે એ સ્વાભાવિક છે. ભક્તિની ભૂમિકા ઉપર રહીને પણ કવિઓએ પ્રકૃતિસૌંદર્યનો પોતે જે કેફ અનુભવ્યો છે તે પોતાનાં પદોમાં મબલખપણે ગાયો છે. મીરાં ગાય છે :

> બોલે ઝીણા મોર,
> રાધે તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર.
> એ મોર હી બોલે, બપૈયા હી બોલે, કોયલ કરે કલશોર.
> ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે મારા સાળુડાની કોર.

–કેવું પ્રકૃતિચિત્ર છે.! રાધાને સંબોધન કર્યું છે એટલું જ અને અંતે 'બાઈ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, પ્રભુજી મારા ચિતડાનો ચોર' એમ કહ્યું છે, પણ ઉઠાવ તો પ્રકૃતિસૌંદર્યને જ મળ્યો છે. પદકવિઓએ ભક્તિની ફ્રેઈમમાં પ્રકૃતિચિત્રોને મઢ્યાં છે એટલું જ.

મીઠો 'મોરલીની અસર' ગાતાં શરદની પ્રકૃતિનું કેવું ભાવઊછળતું ચિત્ર આલેખે છે! એનો સૌંદર્યનો કેફ પંક્તિને છેડે આવતા પ્રાસ ઉપરાંત વચમાં પણ મેળવેલા પ્રાસમાં કેવો ડોકિયાં કરે છે :

> સાંભળ સહિયર વાતડી, નૌતમ આસો માસ;
> શરદ પૂનમની રાતડી, ચંદ્ર ચઢ્યો આકાશ.

એવામાં હરિ આવિયા, વૃંદાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડિયા, તે સુણિયા ત્રિલોક.

એની શી અસર થઈ?

જાતાં વળતાં થંભિયાં, નદીઓ કેરાં નીર;
વછ ને બાળ વલંભિયાં, પીતાં પીતાં ખીર.

અને ગોપીઓની શી વલે થઈ?

સેંથે કાજળ સારિયાં, નયને સારિયાં સિંદૂર;
સગાં કુટુંબ વિસારિયાં, સાગર સરિતાપૂર.
અવળાં આભરણ પહેરિયાં, અવળાં ઓઢચાં ચીર;
અવળાં ઓઢચાં લહેરિયાં, ભૂલી શુદ્ધ શરીર.

મીઠો એક ઢાઢી-હરિજન-હતા. એમના આ એક જ કાવ્યમાં ગુજરાતી ગિરાની તમામ મીઠાશનો અણસારો મળતો નથી?

## પદ અને આખ્યાનકવિતા

મીઠાએ મોરલીની અસરનો પ્રસંગ પદમાં આલેખ્યો છે. એ રીતે કોઈકવાર નાનકડા પદમાં એક આખું કથાનક કવિ રજૂ કરી દેતો હોય છે. ભાલણનું સ્મિતમધુર પદ ‘ રામ અને નાવિક ’ એનું સુંદર ઉદાહરણ છે. નાવિકને રામના ચરણ ધોવાની તક લેવી છે, પણ તે એણે કેવી રીતે મેળવી એની હાસ્યરસિક કથા કવિ નિરૂપે છે. નાવિક બધાને સંભળાવે છે કે સૌને પોતે હોડીમાં બેસવા દેશે, માત્ર એક રામ સિવાય. એ રામના ચરણની રજ શલ્યાને અડતાં વેંત તેની અહલ્યા થઈ ગઈ હતી. એની ચરણરજથી પોતાની હોડી જો સ્ત્રી બની જાય, તો પોતાને બે પત્નીઓનું પોષણ કરવાવારો આવે અને આજીવિકાનું સાધન હોડી તે તો પોતે ગુમાવી બેઠો હોય. માત્ર બાર પંક્તિમાં કથાનક સુરેખ રજૂ થયું છે:

નાવિક વળતો બોલિયો, સાંભળો મારા સ્વામ;
સાથ સહુ કો નાવે બેસોં, નહિ બેસારું રામ.
વાર્તા મેં સાંભળી છે, ચરણરેણુની અપાર;
અહલ્યા ત્યાં થઈ સ્ત્રી સહી, પાષાણ ફીટી નાર.
આજીવિકા મારી એહ છે, જુઓ મન વિવેક;
સ્ત્રી થાતાં વાર ન લાગે, કાષ્ઠ પાષાણ એક.
આજીવિકા ભાગે મારી, આગે એક સ્ત્રી છે ઘેર;
બે મળીને શું જમે? શી કરું ત્યાં પેર?
હસી વિશ્વામિત્ર બોલિયા, ચરણરેણે સ્ત્રી થાય;
તે માટે ગંગાજળ લેઈ ને પખાળો હરિપાય.
હસીને હરિ હેઠા બેઠા, રામ અશરણશરણ;
નાવિકે ગંગાજળ લઈ ને પખાળ્યા હરિચરણ.

—કેવો પક્કો! પોતાને જે જોઈતું હતું તે વિશ્વામિત્ર પાસે કહેવડાવ્યું.

એ હકીકત ખાસ નોંધપાત્ર છે કે પદ જે ઊર્મિકાવ્યનો પ્રકાર હતો તેનો ઉપયોગ કથાકાવ્ય તરીકે થવા માંડ્યો એવું આવા દાખલાઓ દ્વારા જોવા મળે છે. ખાસ કરીને રામનું બાળપણ કે કૃષ્ણનું બાળપણ એ આવાં નાનાં નાનાં પ્રસંગાત્મક પદો દ્વારા ગાવું શકચ બન્યું અને આખ્યાનકવિતાની એ રીતે શરૂઆત થઈ. ભાલણ કવિએ દશમસ્કંધ પદોમાં લખ્યો છે. સળંગ આખ્યાનરૂપે બાણની કાદંબરીનો અનુવાદ પણ ભાલણે આપ્યો છે. પ્રેમાનંદમાં આખ્યાનકવિતા પરાકાષ્ઠાએ પહોંચી. પણ પ્રેમાનંદની છેલ્લી કૃતિ છે દશમસ્કંધ—જેમાં આખા આખ્યાનને નાના નાના પ્રસંગો નિરૂપતાં ભાવસભર પદોમાં રજૂ કરવામાં આવ્યું છે. પદમાંથી વિકાસ પામીને આખ્યાનકવિતા ફરી પાછી પદમાં આવાને વિરમી છે. પ્રેમાનંદના દશમસ્કંધ પછી ઉત્તમ આખ્યાન આપણને કોઈ કવિ પાસેથી મળ્યું નથી, પદકવિતા મળી છે. ભાલણે પદોમાં લખેલા દશમસ્કંધ અને પ્રેમાનંદે પદોમાં લખેલા દશમસ્કંધ વચ્ચે ગુજરાતી આખ્યાનકવિતાના ઊગમ, વિકાસ અને સિદ્ધિનો ઇતિહાસ સમાયેલો છે.

આ રીતે જોતાં પદસાહિત્ય એ આપણી ગુજરાતી કવિતામાં કેવું મહત્ત્વનું સ્થાન ધરાવે છે તેનો કાંઈક પરિચય થશે.

## કટાક્ષનાં પદ

પદસાહિત્ય મુખ્યત્વે ધર્મવિષયક છે, પણ એનો અર્થ એ નથી કે ધાર્મિકતાને નામે સમાજમાં વેવલાઈ કે દંભ કે સત્તાખોરી જોવા મળ્યાં હોય ત્યારે કોઈ કોઈ કવિઓએ એને ઉઘાડાં પાડ્યાં નથી. દયારામ જેવા મૃદુલલિત કવિનાં પદોમાં પણ “ વૈષ્ણવ નથી થયો તું રે! ” જેવા અકળામણના અને ‘ કામદામ ચટકી નથી છટકી ’ એવા પ્રહાર કરતા ઉદ્ગારો મળે છે! કટાક્ષની તીખી સણસણતી વાણી ધીરાનાં પદોમાં સાંભળવા મળે છે.

પદ સિવાયનાં લઘુકાવ્યોમાં અખાના છપ્પા આ જાતના કટાક્ષ માટે તરત ધ્યાન ખેંચે એવા છે. અખાના છપ્પા એ ‘ છપ્પા ’ કે ‘ છપ્પય ’ નામે જાણીતા, પહેલાં ચાર રોળાનાં અને છેલ્લાં બે ઉલ્લાલાનાં—એમ છ ચરણવાળા, છંદમાં

લખાયેલા નથી. શામળભટ્ટે મ[illegible] આખ્યાનકવિતાના એ માર્ગો ઉપરાંતનો કથાકવિતાનો માર્ગ ખેડ્યો છે, તેમાં જે છપ્પા આવે છે તે ‘છપ્પય’ છંદમાં છે. અખાના છપ્પા ચોપાઈ છંદમાં છે અને છપ્પા એટલે કે (ષટ્પદ–છપ્પય–છપ્પા) છ પદ અથવા ચરણ જેને છે એવી કૃતિ એ અર્થમાં જ એ છપ્પા કહેવાય. અખાની પહેલાં કવિ માંડણે આ કાવ્યરૂપ વાપરેલું છે.

શામળભટ્ટના છપ્પા મુખ્યત્વે બોધના–સાંસારિક ડહાપણના છે. ક્યારેક સમસ્યાના–મનોરંજનના પણ હોય છે. ‘અવગુણ કેડે જે ગુણ કરે તે જગમાં જીત્યો સહી’—એ પંક્તિએ ગાંધીજીને બાળપણથી કેવી મોટી પ્રેરણા આપી હતી એ સુવિદિત છે. શામળની કથાઓની છંદોવાણી સરળ, વેગીલી અને આકર્ષક છે. એમાં વચ્ચે ગુંથાયેલા છપ્પા એ સ્વતંત્ર લઘુકૃતિઓ જેવા છે. એ છપ્પાઓને કથાઓમાં આવતી પ્રસંગોપાત્ત નિબધિકાઓ–નિબંધકણિકાઓ કહી શકાય. આ છપ્પાઓમાં ક્યારેક ટાવકી કટાક્ષવૃત્તિ ઝબકી જતી જરૂર જોવા મળે છે. કo દo ડાoને શામળ માટે પક્ષપાત હતો તે કાંઈ અમસ્તો નહિ જ. માણસોની પરિસ્થિતિ અને નામના વિસંવાદમાં પ્રગટ થઈ જતા કટાક્ષને એણે આવી એક નિબંધિકામાં પકડ્યો છે:

**કુબેર** નામ કહેવાય ખજાને દીઠા ખાલી;
કરે **ધર્મો** બહુ પાપ, **ન્યાલ** આવે ઘર ઘાલી.
...
દીઠા [illegible]ત, **ન્હાના** કંઈ દીઠા ઘરડા;
**નાગો** પ્હેરે વસ્ત્ર, **વાઘસિંહ** કૂતરે કરડ્યા.
...
**હેમો** ન દેખે હેમ, કલંક **નિર્મળ** શિર ચઢે;
ફોગટ ફરે કંઈ **જોઈતા**, શામળ નામને શું અડે?

દંભને પોષતી જડ, સામાજિક અને ધાર્મિક રૂઢિઓ પર જેવા ઉગ્ર પ્રહાર અખાના છપ્પામાં થયા છે તેવા સાહિત્યમાં વારંવાર જોવા મળતા નથી. એની વાણી સોંસરી અને ભારે ઉપહાસ ભરેલી છે:

જ્યાં જોઈએ ત્યાં કૂડેકૂડ, સામેસામાં બેઠાં ઘૂડ.
કોઈ આવી વાત સૂરજની કરે, તે આગળ લઈ ચાંચ જ ધરે.
અમારે હજાર વર્ષ અંધારે ગયાં. તમે આવા ડાહ્યા ક્યાંથી થયા?

અખાના છપ્પામાં જે તીક્ષ્ણ કટાક્ષ છે તેની યાદ આપે એવાં પદો ધીરા પાસેથી મળે છે. ધીરાના નીચેના ઉદ્ગારો જાણે આજની પરિસ્થિતિ જોઈ ને પુણ્ય પ્રકોપ ઠાલવતા કોઈ અતિ-આધુનિક કવિના ન હોય !—

વાડો વાળીને બેઠો રે, પોતાનો પંથ કરવાને,
નવા ખેલ ઉઠાવે રે, ઉપાય ઉદર ભરવાને.
વાડો વાળીને૦
અજાનો વાડો, કૂકડીનો વાડો,
ગાયોનો વાડો વળી ભેંસોનો વાડો;
અબંધ સ્વારી બંધમાં ના’વે,
મુને વાઘનો વાડો દેખાડો.

---

## કો કમી નથી જ

હાં રે મને વ્હાલાં વાદળ, વ્હાલી વીજ;
રે હાં મને વ્હાલી પૂનમ, વ્હાલી બીજ.

વાદળ વરસીને મારું હૈયું પલાળે,
વીજ તણી રીત તો જુદી જ.
હાં રે મને......

ઉરના અંધાર પૂર્ણ પલટંતી પૂર્ણિમા,
બીજ તણી આંખ તો નવી જ.
હાં રે મને......

ધરણી લેખલૂટ એનાં હૈયાંધન પાથરે,
આભ ભર્યાં, ના મણા કશી જ.
હાં રે મને......

ધરતી ધરણી હૈયે આભ આખું ન્યાળતાં
હૈયે મુજ નવલી પતીજ.
હાં રે મને......

ધારતી વસન્તરહેંક શારદી પ્રસન્નતા
હૈયે, ત્યાં કો કમી નથી જ.
હાં રે મને......

હાં રે મને વ્હાલાં વાદળ, વ્હાલી વીજ;
રે હાં મને વ્હાલી પૂનમ, વ્હાલી બીજ.

સુંદરજી ગો. બેટાઈ

# હું અને કવિતા

**કૃષ્ણલાલ શ્રીધરાણી**

**કુમળી** અભિલાષા હતી તો ચિત્રકાર થવાની. બાળપણ ગિરનારની તળેટીમાં ગાળેલું,—પોપૈયાનાં છાયાચિત્રો દોરતાં દોરતાં અને ખાપરા કોડીઆ કેવા હશે એની કલ્પના કાગળ ઉપર ઉતારતાં. મોટામાં મોટો કાગળ મળે તેના ઉપર નવાબ સાહેબની સવારી ચિતરાતી.

પછી તો ભાવનગરમાં શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં છાત્ર થયો. ત્યાં ક્યારેક ક્યારેક રવિભાઈ આવતા તો ક્યારેક ક્યારેક કનુભાઈ દોરવણી દઈ જતા. સોમાભાઈ સાથે તો ખૂબ દોસ્તી જામી અને એ રીતે ચિત્રકળા ચોરવા માંડી.

પણ એક સમી સાંજે પ્રાર્થનામંદિરની અગાશીએ બેસી શુક્તારા સામે જોઈ રહ્યો હતો. એકાએક પંક્તિઓ ટપકવા લાગી :

તારા ! તારા ! ત્હારા જેવી
મીઠી મીઠી આંખ દે !
પંખી મીઠા ! ત્હારા જેવી,
ચેતનવંતી પાંખ દે.

સાત સમુંદર વીંધી જાઉં,
હસતી આંખે જોતો જાઉં !

ગિરીશભાઈ અમારા ગુજરાતીના શિક્ષક અને એમણે મને કહ્યા વિના એ કવિતા બચુભાઈ રાવતને બીડી દીધી. છપાઈ ને આવી ત્યારે છાતી ગજગજ ફુલાઈ, અને દિવસો સુધી વાદળમાં જ વિચર્યા કર્યું. કવિજીવનની શરૂઆત આમ "અભિલાષ"થી જ થઈ, અને એક કુમારની પહેલી કૂંપળ પ્રગટી હું ચૌદપંદરનો હોઈશ. સન '૨૭ની વાત છે.

પછી તો રેખા જડે તે પહેલાં તો શબ્દ સ્ફુરે, અને રંગ પહેલાં અર્થ પરખાય. ધીમેધીમે ચિત્રો ચિતરવાનું નેવે મુકાયું અને કવિતાનાં ટાઢાં ટબુકલાં શરૂ થયાં. મારી ગીત-ગંગોત્રીનો ઊગમ આમ જીવનના પરોઢની જેમ અસ્પષ્ટ છે.

કુમળું વય એટલે "પ્રિયતમા"નો એટલો ઝંખવાટ નહિ; વળી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં "માશૂક યુગ" આથમી ચૂકેલો અને ઊગતા તારાઓ ગાંધીજીનું "મુમુક્ષુનું પાથેય" ખભે નાખી ફરતા થયેલા. કવિતામાં "બ્હેનડી"નો દાયકો. મારા જ વર્ગમાં એક નમણી, ગુલછડી સમોવડી બાલિકા. એનો હું લાડીલો ભાઈ, અને એના જન્મદિને મેં એને "પાંચકડા" નામની સાત કવિતાની હસ્તપુસ્તિકા તૈયાર કરી આપી. તેની શરૂઆત આમ :

"વીરપસલી આપે જો વીર,
કેવાં કેવાં દેશે ચીર ?
મેઘધનુની સાડી કરું,
પે'રી તારી સાથે ફરું.

બીજું શું શું દેશે બોલ ?
આપ્યા ક્યારે પાળે કોલ ?

"તારા સપ્તર્ષિના સાત,
પાંચીકડાની કેવી જાત ?
હમણાં લાવું, ગમશે બ્હેન ?
મુકીશ ને તું તારું બ્હેન ?

સાથે બ્હેની રમશું રોજ,
છલકાશે હૈયાના હોજ."

ખબર પડે ન પડે ત્યાં જેમ સોનાનો સૂરજ મધ્યાકાશેથી પ્રકોપ વર્ષાવવો શરૂ કરે, તેમ કુમારવયનાં કૌતુકો જુવાનીના જોસમાં અને મંથનોમાં સપડાઈ ગયાં. આદર્શો અને આવેગોથી, મગરૂરીઓ અને મહત્વાકાંક્ષાઓથી, શરીર અને મન હચમચી ઊઠયાં. સાગરનાં "ભરતીમોજાં"ની તરાડો ઝીલવાનો પ્રયત્ન કર્યો :

સહસ્ર શત ઘોડલા અગમ પ્રાન્તથી નીકળ્યા,
અફાટ જલધિ પરે અદમ પાણીપન્થા ચઢ્યા.
હણે હણહણે, વિતાન, જગ, દિગ્ગજો ધ્રૂજતા,
ઉડે ધવલ ફેન શી વિખર કેશવાળી છટા !

ત્રિભંગ કરી ડોકના, સકળ [illegible] કરી
ઉછાળી નવ દેહ અશ્વ ધમતા પડી ઊપડી,
દિશા સકળમાં ભમી, ક્ષિતિજ હાથ તાળી દઈ,
પડંત પડછંદ વિશ્વભર ડાબલા ઉચ્ચરી.

ઉરેય ભરતી ચડે, અદમ અશ્વ કૂદી રહે!
દિશાવિજય કૂચના કદમ ગાજતા ઊપડે?

મૌલિકતાનો મોહ પહેલેથી જ. અનેરી, અટપટી કલ્પનામૂર્તિઓ સર્જવાનો કોડ રૂંવેરૂંવે અને સૌંદર્યની પરાકાષ્ઠા શોધવી એ તો જુવાનીનો જાસો. નૂરજહાંને ઘડવામાં પ્રજાપતિએ કઈ કઈ માટીઓ અને કયાં કયાં પાણી વાપર્યાં હશે તેના તર્કવિતર્કો "રૂપરાણી" નામના કાવ્યમાં ઠાલવ્યા:

"સૃજું સૃજું મૂર્તિ અપૂર્વ એક.
સૃષ્ટિ ભલે થાય કુરૂપ આ પછી!
વિચારીને અંતરમાં પ્રજાપતિ,
ઘડી રહ્યા નૂરજહાં યુગૈક.

શિવે કરી ભસ્મ રતિપતિને,
અનંગનું અંગ દીધું; ભૂતિ પડી,
ચતુર્મુખે રાખફૂતિ રચીને,
ચંદ્રી તણી ચામડીથી લીધી મઢી.

સમુદ્રનાં લાખ તૂફાન સંઘરી,
છાતી તણાં બેઉ કપોતમાં ભર્યાં.
આષાઢની બીજકલા કટિ કરી,
મયૂરનાં નૃત્ય ઉપાંગમાં ભર્યાં.

ત્યાં તો બ્યૂંગિયો ઢોલ વાગ્યો, અને જુવાનીના તલસાટ રાષ્ટ્રસેવાના પ્રવાહમાં તણાઈ ગયા. ગાંધીજીની દાંડીકૂચે પૃથ્વી કંપાવી. કરાડીમાં અમે પકડાયા અને પહેલાં સાબરમતીમાં અને પછી નાશીકમાં કારાવાસ સાધ્યો.

જેલની ઊંચી દીવાલ ઉપરથી પણ વડલાની એક ડાળ ડોકિયાં કરે, અને નાનપણમાં જૂનાગઢના મજેવડી દરવાજા પાસે જોયેલો વડલો યાદ આવ્યો. યાદ આવ્યું કે એ વડલો જ ગામનો ચોરો હતો અને લોકજીવન એની છાયામાં જ ઊભરાતું. જેલમાં જ જેનો સમૂળો અનુભવ થાય એવી એકલતાના આહલેક સમો મેં 'વડલો' લખ્યો.

આમ તો 'વડલો' એક નાટક છે. પણ મારે મન એ એક Sonnet Sequence છે. ઉંમર વધતી જાય તેમ તેમ  [illegible] સુધારવાનું મન થાય. પણ 'વડલો' મારી એક એવી કૃતિ છે કે એમાં એક કાનો ઉમેરવાનું મન નથી થતું. હું એને મારું એક ધન્યક્ષણનું દર્શન માનું છું. 'વડલો'થી હું કૃતાર્થતા અનુભવું છું.

ગેયતાની અને સુવાચ્યતાની મારી સતત ઝંખના 'વડલો'નાં ગીતોમાં વધારે મહેકે છે. સાંભળો આ ભતવારીના ગીતની થોડી કડીઓ:

ગોધણ ધણીની ભતવારી રે,
હું ગોધણ ધણીની ભતવારી.
આંબો ને હું પ્રેમ-ક્યારી રે,
પતિ આંબો ને હું પ્રેમ-ક્યારી.

સેંથડે સિંદૂર, પ્રેમનાં આંજણ,
આંજ્યાં આંખે મતવારી,
ઢેલડી જેવી હું થનથન નાચું,
આવને મોરલા રબારી રે...હું૦

રૂમઝુમ રૂમઝુમ ઝાંઝર ઝમકે,
ભાલે શી સ્નેહની સિતારી,
ખેતર ખૂંદીને કંથ થાકીને આવે,
દેખે ત્યાં થાક દે વિસારી રે...હું૦

હળવે ઉતારી ભાત મહીડાં પરીસું
ફૂલડાંની પાથરું પથારી,
કંથડને કાજ ઘર રેઢું મૂકીને
આવું સીમે દાડી દાડી રે...હું૦

જેલમાંથી નીકળીને હું શાંતિનિકેતન ભણવા ગયો. એ તો કવિસમ્રાટની રાજધાની અને પરીઓનો પ્રદેશ. મોટ[illegible] લીલાંછમ ઝાડવાં ઝૂમે, પરોઢીએ વૈતાલિકો ગાણું ગાય અને સાંજના પંખીઓ કલરવ કરી મૂકે. યુરોપ-અમેરિકામાં કવિઓને સૌથી પસંદ તે વસંત ઋતુ, પણ ભારતમાં તો વર્ષા વખતે જ સૃષ્ટિની સુંદરતા અને સમૃદ્ધિ પ્રગટી નીકળે છે. તેમાં શાંતિનિકેતનની વર્ષા! શાલનાં ઝાડોમાંથી ટપકે ટીપાં. અજય નદીને કિનારે મહેકતા કેવડા. મુકુરમાં લાલ[illegible] કરતાં કમળો, અને દૂરસુદૂરથી ઉત્તરાયણમાંથી આવતા સંગીતનો આભાસ! વ્યવહારીઓ પણ બહેકી ઊઠે તો પછી કવિનું તો પૂછવું જ શું? કવિતાનો ધોધ ધરયો અ[illegible] મેં ગાયું:

અંધારી રાતમાં વાદળી ટમૂકે,
માંહી માંહી વીજળી વાંકી વળે.
ટાઢા શરીરના એકલ આવાસમાં
ઉરની પારેવડી આજ કકળે

ફાટફાટ થાતાં સામાં સરોવર,
નદીઓના નીરમાં ધોધવા દડે,
દિલના દરિયાવની માઝા મૂકાણી,
કોઈનાં કદંબ બે હેલે ચડે.

પાંદડે પાંદડે વિજોગની વાતડી
નેવલે નેવલે આંસુ ઢળે!
ઊંચેરા ગોખમાં વેણી સમારતી,
મનડાનું માનવી ક્યારે મળે?

ગુરુદેવ ટાગોરનું શાંતિનિકેતન દરિયાના એક ટાપુ સમાન હતું. આસપાસનાં તોફાનો કાંઠા ઉપર પછડાય એટલું જ, પણ એટની શાંતિ અસ્ખલિત રહે. પણ જ્યારે ભૂકમ્પ થાય ત્યારે કયું બારણું ખખડ્યા વિના રહે? ગાંધીજીના આદેહાન્ત અપવાસે ગુરુદેવનું અને એમના આશ્રમનું કાળજું કંપાવી મૂક્યું. તેમાં હું તો પહેલો મહાત્માનો અને પછી ગુરુદેવનો શિષ્ય. મારી એક ટૂંકી નવલકથા "ઇન્સાન મિટા દૂંગા" સરકારે જપ્ત કરેલી. મારા "ઝબક જ્યોત" નામના નાટકને કારણે એક માસિકનો ખાસ અંક જપ્ત થયેલો ને એવી જ રીતે મારા "સર્જકશ્રેષ્ઠ આંગળાં" નામના કાવ્યને કારણે "નવજીવન"નો પણ એક અંક જપ્ત થયેલો.

જેની પ્રેરણાએ આવી ઝુંબેશો મારામાં જગાવેલી તેને અંત્યજોને કારણે કેસરિયાં કરતાં જોઈને મને ભારતની જનતા વિષે ઘૃણા ઊપજી અને મેં "પળે પાછો"માં લખ્યું:

એ બારમાં એક હતો જુડાસ,
ઇસામસીને પકડાવનારો.
વેદાન્તના બાવીસ કોટિ દાસ,
જુડાસના આજ થયા પ્રકારો.

અને અન્ત્યકડીમાં ઉમેર્યું,— જે વર્ષો પછી ગોડસેએ ગોળી ચલાવી ત્યારે અગમ વાણી જેવું ઠરી રહ્યું:

યુગેયુગે એક અલૌકિકાત્મા
આ વિશ્વના યજ્ઞમહીં ધરાશે!
ન તોય ભૂખ્યો જગદુષ્ટ આત્મા
તૃષા ત્યજી શાંત સુરમ્ય થાશે?

૧૯૩૪માં અમેરિકા માટે વહાણે ચડતાં પહેલાં મેં મારા એક 'જીવનદેવતા'ને મંદિરે કાવ્ય સંગ્રહ "કોડિયાં"ની દીપમાળા પ્રગટાવી અને પછી નવી દુનિયાને પામવામાં ગરકાવ બન્યો. સ્નિગ્ધતા કાંઠે જ રહી ગઈ. સુવાચ્યતાની જગ્યાએ વિચારપ્રાધાન્ય આવવા લાગ્યું, અને કલ્પનાને સિંહાસને તત્ત્વજ્ઞાન ચડી ચૂક્યું. પરિણામ એ આવ્યું કે પદ્યને સ્થાને ગદ્ય વધારે કામ આવવા લાગ્યું. ૧૯૩૪ના જૂનમાં પૅરીસમાં લુવ્રમાંના "મોના લીસા" નામના ચિત્રને ઉદ્બોધીને મેં કાવ્ય લખ્યું ત્યાર પછી કવિતાએ દેશવટો લીધો.

કવિતાના એ અબોલડાં બાર વર્ષ ચાલ્યા. બોલાવું તોય આવે નહીં કેમ કે પરભાષામાં અપાતું મારું આમંત્રણ એને કર્કશ લાગે. અમારું પુનર્મિલન થયું ફરી ભારતમાં, ગુજરાતીમાં, અને ૧૯૪૮માં. અને મારે કબૂલ કરતું પડ્યું:—

યાત્રા કેરો અંત જણાયો
સર્વ જીત્યો એવું જ્યાં થાય,
સાત સમુંદર ઓળંગેલી,
કવિતાની કેડી પરખાય.

કમાન જેવો દેહ પાતળો
પકડું, પકડું, છટકી જાય.
પકડી આળોટ્યાં જ્યાં, નીચે
સ્વભોમનું ઢો-ખડ પથરાય!

ઉખડેલા નવ આંબા ઊગે!
ધરે ઊગેલા આભે પૂગે!

મોડે મોડે પણ અબોલડા તૂટ્યા એટલે કવિતાદેવી ક્યારેક ક્યારેક આવે છે. પણ પહેલાંની જેમ ઓચિંતી ઊંઘમાંથી ઉઠાડી મૂકવા, બેબાકળો કરી મૂકવા, નવો થનગનાટ પેદા કરવા માટે નહીં. હવે આવે છે ત્યારે મોંઘેરા મહેમાન તરીકે, સોનાને અક્ષરે આમંત્રણપત્રિકા મેળવ્યા પછી. એના મોં ઉપર પહેલાંની સ્નિગ્ધતા નથી. એની આંખમાં પહેલાંના જેવો કલ્પનાનો ચળકાટ નથી. એનાં ઝાંઝરમાં પહેલાંના જેવું સંગીત નથી. પણ અત્યારની એની પીઢતા, જ્ઞાનગૌરવ, સહિષ્ણુતા અને ઉદારતા મને આજની ઉંમરે તો વધારે પ્રિય છે. દરેક તબક્કાની ગતિ અને શક્તિ ન્યારી છે. ૧૯૫૦ના નવેમ્બરમાં "શ્રીરંગ" માટે મેં એક કાવ્ય લખેલું તેનું શીર્ષક પણ સાન્નિધ્યમાંથી પરોક્ષતામાં પરિણમેલા સમયપલ્ટાના સાક્ષી સમાન છે.

એ કાવ્યનું નામ :—‘ લઘુતમ સાધારણ અવયવ ’

રાતના મોટર હાંકતાં, એની બત્તીના પ્રકાશમાં આગલી મોટરની બારીમાં જોયું તો :

અંધારાના ઢગલા જેવાં
વૃક્ષો ઝૂમે બંને હાથ,
વચમાં રસ્તો વળે સાંકડો
અફળાતાં રજનીની બાથ,
મોટર બત્તી તેજ કરૂં ?
પ્રકાશ કેડી હું પ્રગટું.

વેગ વધાર્યો ઢાળ આવતાં,
આગળ કો મોટર દેખાય.
સરકંતા અંધારા જેવું
લબકું કાળમુખીમાં જાય.
મુજ બત્તીનું તેજ ઝીલી !
બારી આગળ જાય ખીલી !

મોટા સ્યામ ગુલાબ સરીખો,
અંબોડો રૂપકોર મઢચો.
બટમોગરની શૂન્ય વેણીએ,
તિબેટ શાલીગ્રામ જડચો.
અર્ધ ઊંઘમાં એ દર્શન !
થાતાં સ્મૃતિઓનાં થનથન !

કોણ હશે ? કયાં જાતી આજે ?
ઘેર ભાઈને ? કે અભિસાર ?
જે મુખ અંબોડાએ ઢાંકયું,
કેમ પામવો એ આકાર !

એવી વેણીવાળા કૈં કૈં
મુખનો મનમાં થાય ઉચ્ચાર !

વિહ્વળતા વધતાંની સાથે
સુપ્ત સ્મૃતિના થર ઉખડચા,
ધૂપેલ, વેણી, સો અંબોડા,
સો સો ચિત્રો ત્યાં ખખડ્યાં.
અમુખને મોઢું આપું !
રૂઝેલ સો ભીંગડ કાપું !

હશે શેવતી ?—ભણતા સાથે,
બાળા ?—સફર કરેલી એક.
હશે આરતી ? તરવા જાતાં,
આશા ? કાવ્ય સ્ફુરેલ અનેક.
બીજ ?—પાતળી; રાધા ? જાડી;
પ્રેમી ? જેણે ના પાડી ?

મુરખ, કવિ ! જો મોઢું દેવું,
જગદંબા આદ્યા સર્જીવ !
અંબોડે અંબોડે ગૂંથ્યા
લઘુતમ શા ઈશ્વરના ભાવ ?

પ્રેમજ્યોત તો ગુરુતમ અવ્યય
જેનું “ પ્રત્યેકા ” ભાજક.
કવિ કને જે વિશ્વવિજય તે,
સંત મને પહેલું ત્યાજક.
શક્તિ સરખી, સંત કવિની,
છે મ્હોંકાણ જ્વલંત છબીની ?

[ આકાશવાણીના સદ્‌ભાવથી ]

---

[ અનુસંધાન પૃ. ૨૩થી ]

ઠેઠ સુરપાણેશ્વર સુધીની નાવડીની જ મુસાફરી કરીએ.” મંજરીએ કહ્યું અને એના હોઠ પર સ્મિત આવીને ચાલ્યું ગયું.

“ જુઓ, સાથે તો હું માત્ર ભવભૂતિનું ‘ ઉત્તરરામ ’ લઈ લઉં છું. તમને કરુણરસ તરફ આમ પણ પક્ષપાત છે.” પેલા, ગયેલા સ્મિતને પાછું બોલાવવાની મારી ઇચ્છા હતી.

“ અને મને એ રામ ગમે છે પણ ખરા; વજ્ર સમા કઠોર અને કુસુમ જેવા કોમળ ” મંજરીએ હવે પેલું જ મધુર સ્મિત ધારણ કર્યું.

“ જુઓ, આપણે માલસરના ઓવારેથી નાવડીમાં બેસીશું, મંજરી.” અને સામે જોયું તો મંજરી જ અદૃશ્ય.

પરંતુ માલસરને ઓવારેથી મારી નાવડી હંકારાઈ ત્યારે મંજરી મારી સાથે હતી. સદેહે કે સૂક્ષ્મદેહે એ હું નહીં કહું !

૫–૧૧–’૫૧

---

# મંજરી*

કિશનસિંહ ચાવડા

સાહિત્યકારને વિશે લોકોની કેવી વિચિત્ર કલ્પના છે? એમને એમ લાગે છે કે સાહિત્યકારો માત્ર આદર્શોની ઝંખનામાં અને ઊંચી ગગનવિહારી કલ્પનાનાં ઉડ્ડયનોમાં જ રાચનારા હોય છે! એમને વાસ્તવિક જીવન હોય છે, એમને માનસની શુચિતા અને હૃદયધર્મની સૌરભ હોય છે; અને એમને જીવનમાં પોતાના સંવેદનોનો સાક્ષાત્કાર કરવાની અંતરની સન્નિષ્ઠાભરી અભીપ્સા પણ હોય છે, એનો એમને ખ્યાલ નહીં હોય? જો આવો કશો પણ ખ્યાલ હોય તો આવી 'સહેલગાહના સાથી' જેવી વાર્તાલાપની શ્રેણી શક્ય જ ન બને. વાત એવી છે કે આધુનિક ગુજરાતી નવલકથાઓમાંથી મારે એક સ્ત્રીપાત્ર શોધી કાઢવું અને સાથી બનાવીને એની સાથે થોડા સમય માટે સહેલગાહ કરવી આને મિથ્યાચાર ન કહેવાય? આવો ભાવ પ્રગટ થતાંની સાથે જ બીજી સંવેદના પણ સાથે જ ઉદ્ભવી. જો આ મિથ્યાચાર હોય તો દરેક સર્જક પોતાનાં પાત્રો આલેખે છે અને એમની દ્વારા જે જીવનવિહાર કરે છે એ પણ મિથ્યાચાર જ થયો ગણાય. કવિ કવિતા દ્વારા જે રસાનુભવ કરે છે અને પ્રગટ કરે છે તેને પણ મિથ્યાચારની કોટિમાં જ મૂકવું પડે, અને આવું ધ્યાન પડતાં લોકો તરફનો મારો અણગમો દૂર થઈ ગયો. મને એમ લાગ્યું કે એમની ઇચ્છા તો એવી હશે કે પુરુષ સાહિત્યકાર પોતાનાં સ્ત્રી અને પુરુષપાત્રો દ્વારા તૂટક તૂટક ભલે પ્રગટ થતો હોય, પરંતુ આમ એક સ્ત્રીપાત્ર પસંદ કરવામાં તો એણે પોતાના ભાવઅભાવનાં સંવેદનો સ્પષ્ટ કરવાં પડે, પ્રેમ અને ધિક્કારનાં સ્વરૂપ કહેવાં પડે, રૂપ અને કદરૂપતાનાં મંતવ્યો આપવાં પડે, ગુણ અને અવગુણ વિશેનાં પોતાનાં મૂલ્યો પણ પ્રામાણિકતાપૂર્વક રજૂ કરી દેવાં પડે. એટલું જ નહીં, સ્ત્રી અને સ્ત્રીત્વ વિશેનાં પોતાનાં દર્શન, ભાવના અને અપેક્ષા પણ એને કહી દેવાં જોઈએ. એટલે સાહિત્યકાર પાસેથી એને કેવો સાથી જોઈએ તેના કરતાં કેવો સાથી હોવો જોઈએ એ વાત એની માનસ-ભૂમિનાં કમાડ ઉઘાડીને બહાર લઈ આવવાની એમની આ એક સરસ યુક્તિ મને ગમી પણ ખરી.

જ્યારથી આ વાર્તાલાપ મારે કરવાનો છે એની મને ખબર પડી ત્યારથી પહેલી ક્ષણે જ મારી દૃષ્ટિ સામે એક સ્ત્રી આવીને ઊભી રહી. પરંતુ ત્યાર પછી મેં ઘણો વિચાર કર્યો. આધુનિક સમયની ઘણી નવલકથાઓનાં કેટલાંય સ્ત્રીપાત્રોને દૃષ્ટિ સમીપ આણીને એમની સાથે વાતચીત કર્યા વિના જ પાછાં મોકલી દીધાં. છેવટનો નિર્ણય કર્યો ત્યારે પ્રથમ ક્ષણે જ સામે આવીને ઊભેલી સ્ત્રી હસી પડી. એના હાસ્યમાં કટાક્ષનો દંશ નહોતો, વહાલની નિર્વ્યાજ મધુરતા હતી. એનું રૂપ રોમાંચક મસ્તી પ્રેરનારું નહોતું, શુચિતાભરી સ્વસ્થતા આપનારું હતું. એની આંખોમાં પૌરુષને પાગલ બનાવી દે એવો મદ નહોતો, પુરુષને શ્રદ્ધા પ્રેરે એવા સખ્યનું સૌમ્ય તેજ હતું. મેં કહ્યું: "મંજરી, તમે કવિકુલશિરોમણિ રુદ્રદત્ત વાચસ્પતિની આત્મજા ખરાં, પરંતુ તમારી મનોમય ભૂમિકાનો પિતા તો લાટના ભૃગુ કચ્છનો સંસ્કારમૂર્તિ ભાર્ગવ બ્રાહ્મણ છે એ વાત તમે આજે બરાબર સાર્થક કરી. તમને કેવી રીતે આટલો બધો આત્મવિશ્વાસ ઉદ્ભવ્યો કે હું તમારા સાથને જ આવકારીશ?" મંજરી બોલી ત્યારે એના મુખમાંથી શબ્દો ન નીકળયા, કુસુમો સર્યાં. એના અવાજનું અદ્ભુત આર્જવ અને અનાવિલ લાલિત્ય જોઈને મને લાગ્યું કે આ તો કોઈ સૂરમોહિની કિન્નરી છે, જેના લાવણ્યને તમે બાંધો નહીં પણ બંધનમુક્ત કરો. એણે કહ્યું: "તમે તમારા અંતરની વાત પહેલાં કહો કે હું તમને કેમ ગમી? પછી અંતે હું મારી આ આત્મશ્રદ્ધાની વારતા તમને કહીશ."

* ગુજ. વાર્તાસાહિત્યમાંથી કોઈ સ્ત્રીપાત્રની સહેલગાહના સાથી તરીકે પસંદગી કરવા માટે વડોદરા રેડિયોએ કહેલું તે પરથી. આકાશવાણીના સદ્ભાવથી.





"જુઓ મંજરી, મેં ઘણી સ્ત્રીઓ જોઇ છે, પણ ઘણી ઓછી સ્ત્રીઓ ગમી છે. મારા સ્વભાવ પ્રમાણે મને સ્ત્રીઓ સામાન્ય રીતે ગમતી જ નથી, અને આ અણગમો છતો ન થાય એટલા માટે હું કોઇ પણ સ્ત્રી તરફ અભાવ દેખાડતો નથી. પરંતુ એ ભાવનું પ્રકટીકરણ છે એમ માનીને મારા મિત્રો પણ મને 'સ્ત્રીઓનો પુરુષ' કહે છે. એ લાગણી હું ચાલવા દઉં છું. હું તો અંતરપુરુષનો ઉપાસી છું, એટલે આવી બહારની સામાન્ય લાગણીઓ મારા અંતસ્તલને સ્પર્શતી પણ નથી. બહારનું જીવન છે એના કરતાં મારું અંતરજીવન સાવ જુદું છે એટલે વિરલ કોઇ સ્ત્રી જ્યારે અંતરજીવનના ઐશ્વર્યની અધિષ્ઠાત્રી દેખાય છે ત્યારે એના તરફ કંઈક સમભાવ જાગે છે. તમારા તરફ આવું આકર્ષણ મને પહેલવહેલાં ખંભાતમાં થયું. ઉદા મહેતાએ તમને સાલીગ વસહિકાવાળા અપાસરામાં કેદ કર્યાં હતાં, ત્યારે તમારી માતાએ તમને શ્રાવક બનાવીને ઉદા મહેતાને પરણવાનો આગ્રહ કર્યો હતો. એ વખતે તમે અંતરનિષ્ઠાની જે અપૂર્વતા દેખાડી હતી, આત્મશ્રદ્ધાની જે તેજસ્વિતા પ્રગટ કરી હતી એ જોઈને મને તમારે માટે સમભાવ જાગ્યો હતો. તમારા શબ્દો હજી મારા કાનમાં ગુંજે છે. તમે કહ્યું હતું: "સૃષ્ટિના સર્જનકાલથી પુનિત એવું બ્રહ્મનિષ્ઠ વેદમૂર્તિઓનું લોહી હું કલંકિત કરું? આ ભવે ને પરભવે ચંડાલ થઈ રહું? તેના કરતાં કુંવારી મરું તે શું ખોટું? સરસ્વતી રહી તો મને રહેતાં શું પાપ? ત્રણ શું ત્રણ યુગના અપવાસ કરવાની! બ્રાહ્મણ છું અને બ્રાહ્મણ રહેવાની." તમારા એ શબ્દોએ પહેલા વખત મારી સહાનુભૂતિને ખોળામાં લીધી.

અપાસરામાંથી બચાવીને ખંભાતના અખાતમાં થઈને હોડીમાં કાક તમને કર્ણાવતી લઈ જતો હતો ત્યારે સાબરમતીનું કાવ્યમય સૌન્દર્ય નીરખીને તમે વિક્રમોર્વશીયમાં પેલી પુરુરવા નદીને નાસી જતી ઉર્વશી સાથે સરખાવે છે એ શ્લોક બોલ્યા ત્યારે કાક સમજ્યો નહીં. અસંસ્કારિતા તરફનો તમારો એ અભાવ પરાક્રમશીલ પૌરુષ ઉપર પણ વિજયી થયો ત્યારે તમારી સંસ્કારિતાની શુચિતા અને સૌરભ જોઈને આનંદ થયો હતો. પરંતુ તમારા આત્માના પ્રતાપનું પહેલું દર્શન તો મને ત્યારે જ થયું જ્યારે ત્રિભુવનપાલના મહેલમાં તમે કાશ્મીરાદેવીને કહ્યું હતું કે હું તો પરણેલી છું, મારે સ્વામીઓ છે. ત્રિભુવનપાલની હૃદયેશ્વરીએ જ્યારે તમને લગ્ન કરવાનું કહ્યું ત્યારે તમે બોલ્યાં: "હું તમારા કાલની નથી, ત્રિભુવન ગજાવનારા મહાકવિઓના કાલની છું. હું પાટણની બ્રાહ્મણી નથી; બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને ખોળામાં છુપાવવાની હોંસ ધારતી બીજી અનસૂયા છું." આ શબ્દો સ્ત્રીત્વનાં સત્ત્વ અને સાર્થકતાનાં સૂત્ર જેવા મને લાગ્યા હતા. પરંતુ જ્યારે તમે કવિકુલગુરુ કાલિદાસને તમારા પતિ તરીકે ઓળખાવ્યા અને શકુંતલા, પુરુરવા, માલવિકા એ સૌને તમારાં સંતાનો તરીકે બિરદાવ્યાં ત્યારે પૌરુષ પાસેની તમારી ધારણા તો પ્રગટ થઈ પણ સાથે સાથે તમારા અહંકારનો સ્વૈરવિહાર પણ જોયો. મને શુદ્ધ અહંકારી સ્ત્રી ગમે છે. અહંકારને ઓળખીને એની પાંખો ઉપર બેસીને જે સ્ત્રી પોતાને ધારેલે સ્થાને પહોંચી શકે છે તેને હું પ્રતાપી નારી કહું છું; કારણ આ જ અહંકાર એક દિવસ પ્રેમના રસાયણથી સમર્પણ બનીને શીલનું સ્વરૂપ ધારણ કરે છે.

અને જ્યારે પરશુરામને તમારા મહાપ્રતાપી સ્વામી તરીકે તમે વર્ણવ્યા ત્યારે કાશ્મીરાદેવી તો માત્ર આશ્ચર્ય જ પામ્યાં પરંતુ મને પરમ પ્રસન્નતા થઈ. જેને શબ્દે શાસ્ત્રો રચાતાં, જેની હાકે શેષનાગ ડોલતો, જેની પરશુની ચમકે મહારાજ્યો પાયમાલ થતાં, જેના તપે દેવેન્દ્રો ત્રાસી મરતા તેને પ્રાણ અર્પવાની તમારી અભીપ્સા જોઈ ને મને થયું કે આ નારીમાં નારાયણી થવાની સંભાવના છુપાઈ છે.

પરંતુ આખરે તમારા સ્ત્રીત્વે તમારી સંસ્કારિતાના અભિમાન ઉપર વિજય મેળવ્યો. પરાક્રમ અને પરગજુપણાએ તમને કોમળ કર્યાં અને તમે કાકને પરણ્યાં. તમારો વિકળ પ્રાણ જે રક્ષણ અને રાહત માગતો હતો તેને તમે સહી શક્યાં નહીં. સ્ત્રી અને પુરુષના સહચારની શાંતિનો સનાતન માર્ગ તમે પણ આખરે લીધો. પણ મારા હૃદયને શંકાસમાધાન ન થયું. તમે પ્રેમથી પરણ્યાં કે પરોપકારને શરણે થયાં એ મારી શંકાનો ઉત્તર મને ના મળ્યો. મારી આ શંકા વધારે બલવાન બની, તમારા લગ્નની પ્રથમ રાતે તમે તમારા સ્વામીનું જે અપમાન કર્યું અને જે રીતે કર્યું તેનાથી. તમારી સંસ્કારિતાનો એ ગર્વ પણ હું સમજી શકત. પરંતુ ઉદા મહેતાએ તમારું ફરીથી હરણ કર્યું અને તમને વિમળશાની વાવની એક હવડ કોટડીમાં પૂરી આવ્યો, ત્યાં જે બનાવ બન્યો એણે મારા અંતરાત્માને ગમગીન કરી

સૂકચો. એ જ વાવની બીજી કોઠીમાં [illegible] કીર્તિદેવને પણ પૂર્યો હતો. મહાન અને કઠણ મુસ્કેલીઓનો સામનો કરીને અને ભયંકર ઉત્તરદાયિત્વ ધારણ કરીને જ્યારે કાક તમને એ વાવમાંથી છોડાવીને લઈ જવા આવ્યો ત્યારે તમે કીર્તિદેવ વિના મુક્ત થવાની ચોખ્ખી ના પાડી, અને સાચું કહેજો, કીર્તિદેવનું તમારું આકર્ષણ, એના તરફનો તમારો સમભાવ એ એની સંસ્કારિતાનો પરિમલ નહોતો? એ વખતે તમારા અંતરમાં શૂરવીર કાક અને સંસ્કાર-મૂર્તિ કીર્તિદેવના આત્માનાં માધુર્ય અને મહત્તાની સરખામણી નહોતી થઈ ગઈ? એ વખતે મને એમ લાગ્યું કે કાકનું પાણિગ્રહણ એ પરોપકારના બદલામાં અપાયલું આત્મદાન હતું, પ્રેમના સ્વાભાવિક પરિણામરૂપ આત્મવિલોપન નહોતું.

પરંતુ મારી એ તો માત્ર શંકા જ નિવડી. જૂનાગઢ જતાં કાકના શુદ્ધ અંતરનિષ્ઠ સહચારથી તમારા અંતરમાં પરિવર્તન ઊછરવા માંડ્યું. એની અસંસ્કારિતા ઓગળી ગઈ, એનો પરાક્રમ આવેશ ખસી ગયો, એનું કૌશલ કામણગારું નીવડ્યું; પરંતુ તમારા તરફના કંચન જેવા એના પ્રેમે તમારું અંતર પકડ્યું ને એવું પકડ્યું કે તમારું અભિમાન ઓગળી ગયું અને એને બદલે શુદ્ધ પ્રણયનો છોડ ઊગ્યો; આ જ છોડને જ્યારે કૂંપળો ફૂટી ત્યારે રા'ખેંગારના ગઢમાં કેદ પુરાયલા કાકને તમે પુરુષવેશે પાણીનો ઘડો લઈ જઈને પણ છોડાવી લાવ્યાં. પ્રણયનો આ આતશ ઉગ્ર થયો, ગઢમાંથી પોતાના સ્વામીની સાથે જ તમે ચાલી નીકળ્યાં. ત્યાર પછીની તમારા જીવનની પ્રેમતરસ જુઓ. તમારા અંતરમાં મચેલું પ્રેમ અને અહંકાર વચ્ચેનું યુદ્ધ, સમર્પણ અને પ્રણયાગ્નિ વચ્ચેનું ઘમસાણ તમે સ્વામીને લાત મારીને પ્રગટ કર્યું. પરંતુ ત્યારે એ પરાક્રમશીલ અને અંતરનિષ્ઠ પ્રેમમૂર્તિએ એને પ્રેમનું વરદાન માનીને તમને સાર્થક કર્યાં. બસ એ રાત જ તમારા પ્રેમની પ્રથમ રાત્રિ હતી. દરેક લગ્નની પહેલી રાત એ પ્રેમની રાત નથી હોતી.

પછી તો તમારા અંતરમાં પ્રેમવૃક્ષ પાંગર્યું. સમર્પણ સત્ત્વશીલ થયું અને એ આત્મવિલોપને તમને નવું જીવનદર્શન આપ્યું. કાક વિનાના બધા જ પુરુષો તમને વહેંતિયા દેખાયા. લાટનો ભટકતો બ્રાહ્મણ, અસંસ્કારી અને પ્રતાપી યોદ્ધો, દક્ષ અને દિલાવર રાજપુરુષ, મહિમાવંત મિત્ર [illegible] પ્રેમના રસાયણથી નર મટીને પોતાની સ્ત્રીનો નારાયણ થઈ ગયો.

બસ મંજરી, જીવનના આ સ્વરૂપે અને રૂપે તમે મને ગમ્યાં. પહેલી દૃષ્ટિએ, પ્રથમ સંપર્કે, પહેલાં જ દર્શને તમારા તરફનું આકર્ષણ ઊગ્યું હતું તે અંતિમ નિર્ણય વખતે આત્મવિશ્વાસ બની ગયું. મને લાગ્યું કે આ સ્ત્રીનો આટલોય સાથ અસ્તિત્વમાં પ્રેમની શુચિતાનો જે છોડ રોપાયો છે તેને લોટો પાણી પાશે, એ છોડને ઉખેડી નહીં નાખે. કારણ મને વિશ્વાસ બેઠો છે કે જે સ્ત્રી સ્વામીની ગેરહાજરીમાં ભૃગુકચ્છના કોટમાં એની પ્રતિષ્ઠાની રખેવાળ બની રહી, પોતાના સતીત્વની સંરક્ષક બની રહી અને અંતે પતિના ખોળામાં પોતાના પ્રેમના વિજય જેવું મૃત્યુ પામી તે સ્ત્રી જેને મળે તેનો એક ભવ જ નહીં જનમોજનમ સાર્થક થાય.

જુઓ મંજરી, તમારા એક માત્ર સ્મિતની અપૂર્વતાએ મારા અંતઃકરણના આગળા ઉઘાડી નાખ્યા. મેં તમને મારી વાત કહી દીધી, કે તમે મને કેમ ગમો છો? તમારો સાથ મને કેટલો આશીર્વાદરૂપ થઈ પડશે? હવે તમે તમારી આત્મશ્રદ્ધાની વાત કહો."

મંજરી એક ચિત્તે મારી અંતરકથા સાંભળતી હતી. એની આંખોમાં નેહની નમણાશ સળવળી, એના હોઠ પર સ્મિતની સંતાકૂકડી શરૂ થઈ ગઈ. આખો દેહ દેદીપ્યમાન બની ગયો. એમાંથી એના અંતરાત્માની સૌરભ પ્રસરી રહી. પેલો જ અવાજ નીકળ્યો. આ વખતે સૂરમાં આર્જવ નહોતું, અનર્ગળ સ્નેહની ભીનાશ હતી. મારું આખું શરીર સ્થિર થઈ ગયું. આતમ ઉતાવળો થઈ રહ્યો. એણે કહ્યું: "જુઓ ગયા અવતારે તો તમે જન્મે બ્રાહ્મણ હતા અને કર્મે ક્ષત્રિય. આવતે અવતારે જન્મે ક્ષત્રિય અને સંસ્કારે બ્રાહ્મણ થજો. હું તમને મળીશ. અને પછી આવો ટૂંકો સાથ નહીં, શાશ્વત સાથ થશે."

"યોગીઓ તો પળમાંય શાશ્વતી સાક્ષાત્ કરે છે." મેં કહ્યું: "એ તો હવે આ ટૂંકા સાથ માટે આપણે ક્યાં જઈશું? તમને નદીકિનારો ગમે છે કે ગિરિશિખર?"

"જુઓને, ભૃગુકચ્છ હતી પણ મેં નર્મદાનું સૌન્દર્ય જોયું નથી. આપણે લાટની એ લાડીલી રાણીને સામે પ્રવાહે

[ અનુસંધાન પૃ. ૨૦ ઉપર ]

## અજંપા

રે જીવ ના જંપે મારો,
જીવડો ના જંપે મારો.
સાગર સારી, ઝંઝા ઝીલી
ઘટઘટ કીધી ફેરી,
આખરના એક વિરામ માટે
ના દીઠી કહીં દહેરી.
એ જી જીવ ના જંપે મારો.

નવલખ તારા આત્મમિનારા
ગેબ ગગનની ઘેરી,
સરવર તીરે નદી સમીરે
વાટ લીધી ગિરિ કેરી
એ જી જીવ ના જંપે મારો.

હીરલા ઘોળ્યા વિષ વાગોળ્યાં
તેજ કિરણનાં જાળાં,
નવગ્રહ ખુંદ્યા, જાળી ઉલેચ્યાં
પાતાળે પરવાળાં,
એ જી જીવ ના જંપે મારો
જીવડો ના જંપે મારો.

## અજવાળું

એક આવ્યું એવું અજવાળું જી
એને કેમ કરી સંભાળું જી.

તરતું સરતું ઝરતું નીકળ્યું, ભવમાં એ ભટકાણું
ક્યાંથી સરકવું જ્યોતિ મલકવું, ઘટમાં ક્યાંક ભરાણું જી
એક આવ્યું એવું અજવાળું જી.
એને કેમ કરી સંભાળું જી.

પંચામૃતની મટકી ઘૂંટી, મટકીમાં બંધાણું જી
જાશે પાછું જ્યાંથી આવ્યું, ભેદ ન એનો જાણું જી.
એક આવ્યું એવું અજવાળું જી.
એને કેમ. કરી સંભાળું જી.

અજવાળું એ આપ અનોખું, નોખું શે પરમાણું જી;
પટ અનાદિ વિસ્તરે ત્યાં ચીરથી ચીર ચીરાણું જી.
એક આવ્યું એવું અજવાળું જી.
એને કેમ કરી સંભાળું જી.

અજવાળાના ઓળા કાળા, જાળામાં ઝંખવાણું જી
અજવાળે અજવાળું મળતાં, ઊકલે એ ઉખિયાણું જી
એક આવ્યું એવું અજવાળું જી
એને કેમ કરી સંભાળું જી.

## ગહન ઘૂઘરો

હેજી ઘૂઘરે રમવા ચાલોજી.
જુઓ, કેવો રમાડે મ્હારો વ્હાલોજી.
સોનું લપેટ્યું, રૂપું લપેટ્યું માંહે મોતી પ્રોવાણાં જી
કાયાને ઘૂઘરે હીરાયે જડિયા, તોએ દેખાતા કાણા જી
હેજી ઘૂઘરે રમવા ચાલો જી

મીરાંએ બાંધ્યો પગે ઘુઘરવો કેવા સુઝાણા રાણા જી
એના રે તાલે એણે ઉજાળી મ્હાણ્યા જીવનના રાણા જી
હેજી ઘૂઘરે રમવા ચાલો જી

પાંચ પદારથી ભેળા પલોટી વણ્યા છે તાણાવાણા જી
ગહન ઘૂઘરો વાગે છે ત્યારે કોઈ સુણે વળી શાણા જી
હેજી ઘૂઘરે રમવા ચાલો જી

ભારી છે ઘૂઘરો સભર ભરેલો તારલીઆના દાણા જી
એક ઘૂઘરાના અનોખા માળા, સૂર એમાં સંધાણા જી
હેજી ઘૂઘરે રમવા ચાલો જી

કાળની કોરી ગેબી ગુહામાં ઘનના પડઘા સમાણા જી
વ્હાલો વગાડે અંતર તાલે એના તે શેં ગાઉં ગાણાં જી
હેજી ઘૂઘરે રમવા ચાલો

ચન્દ્રવદન મહેતા

# મારી ત્રણ સખીઓ

વત્સલા મહેતા

## નિવેદિતા

મારા નાના પુત્રને હું વાર્તા વાંચી સંભળાવતી હતી. વાર્તા પૂરી થઈ. છેલ્લું વાક્ય આવ્યું—દરેકે દરેક વાર્તામાં આવે છે તેમ—"પછી તો બંને જણાં ધામધૂમથી પરણ્યાં અને ખાધુંપીધું અને મઝા કરી." ખરેખર! સંસારમાં પણ આમ બનતું હોત તો? લગ્ન એટલે સુખની પરાકાષ્ઠા હોત તો? તો મારી આ ત્રણ સખીઓમાંથી એકેની વાત હું ના લખતી હોત. કેમ કે આ ત્રણેનાં તો બધાં જ દુઃખો ધામધૂમથી થયેલાં લગ્ન પછી જ શરૂ થયાં હતાં.

મારી ત્રણ સખીઓમાં નિવેદિતા મારી સૌથી પ્રિય સખી છે. સુકોમળ; ચંચલ, જીવનના આનંદે ઊભરાતી, દોડતી, કૂદતી નિવેદિતાને જોઉં છું ત્યારે મને વનવગડાની કોઈ ચંચલ હરિણી યાદ આવે છે—અથવા "કહોને કે આવતી હતી-કેમ કે આ વાતને છ વર્ષ થઈ ગયાં છે અને છ વર્ષમાં તો નિવેદિતાના જીવનમાં છ યુગ જેટલો પલટો થઈ ગયો છે.

નિવેદિતા છઠ્ઠા ધોરણમાં હતી. સોળ વર્ષની ઉંમરે તે ખૂબ મોહક હતી. એક દિવસે સવારે નિવેદિતા હસતી હસતી મારી પાસે આવી મને કહે: "બહેન! એક ખુશખબર આપું? મારી સગાઈ થઈ છે." મેં પૂછ્યું: "ઓહો! કોણ એ નસીબદાર યુવાન છે?" તો કહે: "પેલા શાંતિદાસ ગિરધરદાસ છે ને? પેલા મિલમાલિક? એમના પુત્ર રાજેન્દ્ર સાથે. હમણાં જ વિલાયત જઈને કોમર્સની ડિગ્રી લઈ આવ્યા છે." મેં કહ્યું: "વાહ! અભિનંદન. પણ તું ભણતર તો પૂરું કરીશ ને? હજી તો આવતે વર્ષે તારે મૅટ્રિકની પરીક્ષા આપવાની છે. અભ્યાસ અધૂરો ના મૂકીશ." નિવેદિતા એકદમ ગંભીર થઈને બોલી: "બા કહે છે કે 'તું ભણ.' મારાં જેઠાણી પણ એમ જ કહે છે. પણ રાજેન્દ્ર ના કહે છે. કહે છે, 'ભણીને શું કરવું છે? તમારો છોકરીઓનો ભણવાનો હેતુ તો સારો વર મેળવવાનો જ ને? હું તને સારો મળી ગયો છું. પછી શું?" બોલીને નિવેદિતા હસી પડી. મેં કહ્યું: "નિવેદિતા, એ વાત ખરી હશે કે ખોટી, પરંતુ આરે આવેલું વહાણ તું ડુબાડીશ નહિ." કાંઈ પણ જવાબ આપ્યા વિના હસતી હસતી નિવેદિતા ચાલી ગઈ. હું તેની પાછળ જોઈ જ રહી. શાંતિદાસ ગિરધરદાસ! નામ તો કાંઈક પરિચિત લાગતું હતું. હા! યાદ આવ્યું! એના પર તો એક બાઈએ ભરણ-પોષણનો દાવો માંડ્યો હતો, કેમ કે એના કહેવા પ્રમાણે એના બાળકના શાંતિદાસ જ પિતા હતા, અને તેમના વચલા ભાઈની ચોથીવારની પત્નીએ પોતાના પતિ ચાંદી જેવા ભયંકર રોગના ભોગ છે એમ ખબર પડતાં લગ્નને બીજે જ દિવસે આત્મહત્યા કરી હતી. આ કુટુંબમાં નિવેદિતા પરણશે? મારા મનમાં અનેક શંકાકુશંકાઓ આવીને ચાલી ગઈ.

બીજે દિવસે હું નિવેદિતાનાં બાને મળવા ગઈ. લગ્નની ધમધોકાર તૈયારીઓ ચાલી રહી હતી. નિવેદિતાનાં ભાભી અને બહેનો એને માટે રેશમી સાડીઓ પર સુંદર ભરત ભરતાં હતાં. નિવેદિતાના મોટાભાઈ થોડી વાર પછી ઓરડામાં આવ્યા. મેં પૂછ્યું: "કેમ કુમારભાઈ! લગ્નની કેમ ઉતાવળ કરો છો? શી ધાડ આવી છે?" ત્યારે કહે: "આવો સરસ છોકરો મળ્યો છે પછી વાર શું કામ લગાડવાની? ધરમના કામમાં ઢીલ શી?" મેં કહ્યું: "પણ નિવુને ભણવા તો દેશો ને? એ ભણશે તેટલા વખતમાં બન્ને જણને ઓળખાણ પણ સારી થશે. હમણાં તો બિલકુલ ઓળખતાં નથી. કાંઈ નહિ તો મૅટ્રિક તો થવા દો!" કુમારભાઈ ઊછળીને બોલ્યા: "ભણવાની શી જરૂર છે? કાંઈ વધારે ભણવાથી એનો સંસાર વધારે સુધરવાનો છે?" મેં જવાબ આપ્યો: "ના એમ તો નહીં, પરંતુ મારો નમ્ર મત એમ છે કે દરેક સ્ત્રીને પોતાના પગ પર ઊભા રહેવાની

શક્તિ હોવી જોઈએ " કુમારભાઈ હસી પડ્યા : " શું બહેન! તમે પણ આવી વિચિત્ર વાતો કરો છો? નિવુને પગ પર ઊભા રહેવાની શી જરૂર પડશે? એના સસરા લાખોપતિ નહીં પરંતુ કરોડપતિ છે. મારી નિવુ જ્યાં ધનના ઢગલા પર જઈ ને બેસવાની છે ત્યાં તમે બેપાંચ પૈસા કમાવાની વાતો કરો છો!" હું કાંઈ બોલી નહીં. છેવટે જતાં જતાં મેં પૂછ્યું : " છોકરો તો સારો છે ને?" એમણે જવાબ આપ્યો : " ભણેલો છે, પૈસાદાર છે, સ્વભાવે સારો છે. એથી વધારે આપણે શું જોવાનું ?"

તે પછી થોડા જ દિવસ પછી અત્યંત ધામધૂમથી નિવેદિતાનાં લગ્ન થયાં.

લગ્ન પછી બીજે વર્ષે નિવેદિતાને પુત્ર જન્મ્યો. હું મળવા ગઈ ત્યારે સત્તર વર્ષની નિવુના અડધોઅડધ વાળ ધોળા થઈ ગયેલા હતા. એ જોઈએ તેટલી પ્રફુલ્લિત ના દેખાઈ. મેં પૂછ્યું : " કેમ! તબિયત તો બરાબર છે ને ?" મોં પર પરાણે હાસ્ય લાવીને તે બોલી : " બહુ જ સરસ." ત્યાર પછી હું ઘેર જવા ઊઠી, પણ મનમાં કાંઈક ખટકતું હતું. જાણે નિવેદિતા બોલતી હતી : " મારી આખી વાત તો સાંભળતાં જાઓ." જાણે ઊંમરો મારા પગ ઝાલી રાખતો હતો. પરાણે હું ઘેર ગઈ.

તે પછી થોડે થોડે વખતે વા વાત લાવતો હતો કે રાજેન્દ્ર તરફથી નિવુને સુખ નથી; રાજેન્દ્ર દારૂ બહુ પીએ છે વગેરે. મારાથી કાંઈ ખાસ નિવેદિતાને મળવા જવાતું ન હતું તેમ જ હું આ બધા ગામગપાટા માનતી ન હતી.

નિવેદિતાનાં લગ્નને છ વર્ષ થઈ ગયાં. તે દરમિયાન તેને બીજો પણ એક પુત્ર થયો. એક દિવસે સવારે મારી એક બહેનપણીનો ફોન આવ્યો : " ખબર પડી? સાંભળ્યું છે કે નિવેદિતા રાતોરાત એના ભાઈને ઘેર ચાલી આવી છે. કાંઈક ઝઘડો થયો લાગે છે." હું એકદમ નિવેદિતાને ઘેર ગઈ. જોયું તો ખૂબ રડવાથી સૂજી ગયેલું મોં લઈને નિવુ બેઠી હતી. બાવીસ વર્ષે તે પાંત્રીસ વર્ષની પ્રૌઢા લાગતી હતી. મને જોઈને ખૂબ રડી પડી. મેં આશ્વાસન આપ્યું અને બધી વાત પૂછી. રડતાં રડતાં એણે બધી વાત કરી.

" બહેન! પરણ્યા પછી થોડા મહિના તો અમે બહુ જ સુખી હતાં. રાજેન્દ્ર મારા પર બહુ જ પ્રેમ રાખતા. ઘરેણાં ઘડાવી આપતા, કપડાં અપાવતા, નવી નવી ભેટો આપતા અને મારાં સુખસગવડ માટે સતત કાળજી રાખતા. કોઈવાર તે રાત્રે મોડા ઘેર આવતા. હું કારણ પૂછતી તો કહેતા કે, " રસ્તામાં મોટર અટકી ગઈ," " કોઈ મિત્ર આગ્રહ કરીને ઘેર લઈ ગયો," વગેરે. મને એમના બોલમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. તે કોઈવાર દારૂ પીતા. મને તે ગમતું નહીં. પણ તે કહેતા : " હું ક્યાં વધારે પીઉં છું તે તને વાંધો હોય?"

એક દિવસે બપોરે હું ખરીદી કરવા ગઈ. અચાનક એક ઘરેણાંની દુકાનમાંથી રાજેન્દ્ર અને એક સુંદર પંજાબી પોષાકવાળી યુવતીને ઊતરતાં જોયાં. હું સ્તબ્ધ બની ગઈ. દુકાનમાંથી નીકળીને હસતાં હસતાં બંને જણ ટેક્સીમાં બેસીને ચાલી ગયાં. અર્ધ બેભાન જેવી અવસ્થામાં હું ઘેર આવી. મને એમ કે રાજેન્દ્ર આ વિષે જરૂર મને વાત કરશે. પણ જ્યારે ત્રણેક દિવસ સુધી પણ તેમણે તે વિષે ઉલ્લેખ કર્યો નહિ ત્યારે મેં પૂછ્યું. તરત તેમણે કહ્યું. " નિવુ! એ તો મારી આપણાં લગ્ન પહેલાંની જૂની સખી શકુંતલા છે. અમે તો ઘણાં વર્ષોથી ખૂબ નિકટ મિત્રો છીએ. મારે તો એના જ સાથે પરણવું હતું પણ બાપુજીએ નાત બહાર કરવાની ચોખ્ખી ના પાડી. મારા મિત્રોએ સલાહ આપી કે બાપુજીને ખુશ કરવા મારે નાતમાં પરણવું પણ શકુંતલા સાથે સંબંધ ચાલુ રાખવો. આ માર્ગ મને બહુ જ મનપસંદ લાગ્યો. પણ નિવુ! તને એનું દુઃખ ના લાગવું જોઈએ. જે ઘરેણાંકપડાં માટે તું પરણી છે તે તો તને ઢગલાબંધ મળે છે! ને વળી હું પણ તને કેટલી સારી રીતે રાખું છું!" તે દિવસે આખી રાત મેં રડવામાં ગાળી. " જે ઘરેણાંકપડાં માટે તું પરણી છે તે તો તને ઢગલાબંધ મળે છે!" આ વાક્ય ફરી ફરીને મારા મગજમાં ઘોળાયા કર્યું. મારા હૃદયે આ વાતનો ઇન્કાર કર્યો નહિ. રાજેન્દ્રનું કહેવું સત્ય હતું. એમાં કાંઈ શક જ નહોતો. પરંતુ સત્ય પણ જ્યારે ભયાનક સ્વરૂપ ધારણ કરીને આપણી સામે ઊભું રહે છે ત્યારે છળી જવાય છે. સમાજની નજરે જુઓ તો રાજેન્દ્ર તરફથી પણ મને શું દુઃખ હતું? તે મને સારી રીતે રાખતા, છૂટથી પૈસા વાપરવા આપતા, અને કદી ઘરકામમાં માથું મારતા નહિ. તે છતાં હું કેટલી દુઃખી હતી તે કોને કહું?

તે દિવસ પછી રાજેન્દ્રના વર્તનમાં નફ્ફટાઈ આવતી ગઈ. ખુલ્લી રીતે તે ખૂબ દારૂ પીતા અને રાતની રાત

બહાર ગાળતા. આમ છતાં આ[illegible] સહનશીલતાથી હું બધું સહન કરતી. તે પછી પણ મને એનાથી એક બાળક થયું તે મારી સહનશીલતાનો પુરાવો છે. છેલ્લા એકાદ વર્ષથી તો ઘણીવાર રાત્રે રાજેન્દ્ર ખૂબ દારૂ પીને આવીને મારી સાથે કલેશ કરતા. આખરે ગઈ કાલે રાત્રે દારૂના ઘેનમાં ચકચૂર રાજેન્દ્ર શકુંતલાને લઈ ને ઘેર આવ્યા. મને ખૂબ માર માર્યો અને કહ્યું : "જા, તું તારે ઘેર જા. મારે તારું મોં નથી જોવું. હું તો શકુંતલા સાથે જ લગ્ન કરવાનો છું. તારે જીવતે મારાથી ફરી પરણાય નહિ એટલે આજે તો તારો જીવ જ લઈશ. તું જ અમારા પ્રેમમાં કાંટારૂપ છે." કહીને તેણે મારી ગળચી દબાવી. જેમતેમ છૂટીને હું નાસી આવી છું. બહેન! તમારું કહ્યું માનીને હું ભણી હોત તો બેપાંચ રૂપિયા કમાત. પણ હું પૈસામાં અંજાઈ ગઈ. હવે આ ધોળા વાળવાળી ડોશી જેવી હું કઈ શાળામાં ભણવા જાઉં? મારે તો મૅટ્રિકનું આખું વર્ષ બાકી છે. જ્યારે તમે મને ભણવાનું કહ્યું હતું ત્યારે મેં જ એ વાત હસી કાઢી હતી." બોલતાં બોલતાં તે ખૂબ રડી પડી. હું એને શો દિલાસો આપું?

પૂરતા પુરાવાને અભાવે નિવેદિતાને છૂટાછેડા નથી મળ્યા. તેનાં બન્ને બાળકો સાથે તે ભાઈ ને ભાભી સાથે રહે છે. પણ ભાઈભાભીને તે ભારે પડે છે. રાજેન્દ્ર તો શકુંતલા સાથે જ રહે છે. કોઈ કહે છે એણે બેંગલોર જઈને શકુંતલા સાથે લગ્ન કર્યાં છે. કોઈ કહે છે નથી કર્યાં.

## અનુરાધા

મારી બીજી સખી તે અનુરાધા. રૂપાળી અને બોલકણી અનુરાધા બધાંને ગમી જાય તેવી છે. અનુરાધા કુર્ગની છે. એના પિતા દિલ્હીમાં મોટા સરકારી અમલદાર છે. હું દિલ્હીમાં રહેતી હતી ત્યારે મારે એની સાથે ઓળખાણ થઈ હતી. એની કૉલેજના એક નાટ્યસમારંભમાં મને કોઈએ એની સાથે ઓળખાણ કરાવી. ત્યાર પછી તો એ અવારનવાર મારે ઘેર આવતી. ભણવામાં તે બહુ જ સાધારણ હતી પણ મહેનતુ ખૂબ હતી અને એને શોખ પણ ભણવાનો જબરો હતો. એનાં બા એને રોજ કહેતાં : "અનુ! ભણીને તો તું પરણી જઈશ. પછી શું કામ ભણી ભણીને શરીર બગાડે છે? તારે ઓછી પુરુષોની જેમ નોકરી કરવી છે?" પણ તે છતાં ખંત અને ઉત્સાહ ચાલુ રાખીને અનુરાધા એમ. એ. થઈ. માતાપિતાના અત્યંત લાડને લીધે મને બીક હતી કે તે નહીં ભણે. પરંતુ તે એમ. એ. થઈ એટલે હું ખૂબ ખુશ થઈ. કૉલેજનાં ચાર વર્ષ દરમિયાન એને એક મેંગલોરી છોકરા જોડે ઓળખાણ થઈ. આ છોકરો મહેશ પોતે પાઈલટનું શીખતો હતો. એનું શિક્ષણ પૂરું થયું એટલે અનુરાધાએ માતાપિતાને પોતાની પરણવાની ઇચ્છા જણાવી. છોકરો બધી રીતે બહુ જ સારો હતો. અનુરાધાનાં બા ખૂબ ખુશ થયાં અને કહ્યું : "મેં તો તને કહ્યું જ હતું કે ભણીને તું પરણી જઈશ. તો શું કામ મહેનત કરીને શરીર બગાડયું?" અનુરાધાએ એટલું જ કહ્યું : "બા, તમે એ ન સમજો."

ખૂબ ધામધૂમથી અનુરાધાનાં લગ્ન થયાં. લગ્નને દિવસે તે એટલી તો આનંદી અને એટલી તો સુંદર દેખાતી હતી કે મેં કહ્યું : "અનુ! જોજે હોં! તારાં બાને કહેજે કે તારી નજર ઉતારે તારા આ સુખને રખેને કોઈની નજર લાગે!" અનુનું મુખ હાસ્યથી ઝળકી ઊઠ્યું.

મહેશ પાઈલટ થયા પછી દિલ્હીના ઍરોડ્રોમ પર જ કામ કરતો હતો. અનુ લગ્ન પછી પણ અવારનવાર મને મળતી. એ ખૂબ સુખી હતી. આમ છએક મહિના વીતી ગયા. એક દિવસે સવારે છાપું ઉઘાડતાં જ મોટા અક્ષરે લખેલું લખાણ નજરે પડયું : "આજે સવારે એક તદ્દન નવું પ્લેન ઉડાડવાની પ્રેક્ટીસ કરતાં તે પ્લેન સળગી ગયું અને તેના યુવાન પાઈલટ મરણ પામ્યા છે." મારા મનમાં ફાળ પડી. નામ વાંચતાં જ જણાયું કે મહેશ જ મરણ પામ્યો હતો. એકદમ હું અનુને ઘેર ગઈ. એના આક્રંદનો પાર ન હતો. મને કહે: "ખરેખર! મારા પરિણીત જીવનના સુખને કોઈકની નજર જ લાગી. આવું દુઃખ તો મેં સ્વપ્નમાં પણ કલ્પ્યું ન હતું." મને અતિશય દુઃખ લાગ્યું પણ શો ઉપાય? અનુરાધાના વૈધવ્યથી જો કોઈનું પણ હૃદય ભાંગીને ભુક્કા થઈ ગયું હોય તો તેનાં બાનું. પોતાની નજર સામે જ વિધવા થયેલી તેવીસ વર્ષની અનુના દુઃખે એમના શરીર અને મન પર બહુ જ ખરાબ અસર કરી. મહેશના મરણ પછી ચાર મહિને અનુને પુત્ર જન્મ્યો. તે પછી થોડે વખતે દુઃખથી ઝૂરીને અનુનાં બા ગુજરી ગયાં. આખા ઘરમાં હવે રહ્યાં માત્ર અનુરાધા, તેનો બાળક અને અનુના પિતા. અનુના પિતા થોડા વખત પછી ફરીથી પરણ્યા. સાવકી માથી યુવાન અને રૂપાળી અનુરાધા

ન સહેવાઈ. એના પર અનેક જાતનો ત્રાસ વરતાવવો સાવકી માએ શરૂ કર્યો. પિતા તો ઘરની બાબતમાં વચ્ચે પડતા જ નહીં. પરંતુ ભણેલી હતી એટલે અનુના પગમાં જોર હતું. છાપાંઓમાં નોકરીની જાહેરખબરો વાંચી વાંચીને તેણે અરજીઓ કરવા માંડી. આખરે મુંબઈમાં એક સ્ત્રીઓની કૉલેજમાં પ્રોફેસરની જગા માટે તેની અરજી મંજૂર થઈ. નાના બાળક સાથે તે મુંબઈ ગઈ.

હવે એક શિક્ષિત દંપતીને ઘેર મહિને અમુક પૈસા આપીને તે રહે છે. મને ઘણીવાર અનુરાધા મળે છે. પેલાં દંપતીમાં જે બાઈ છે તે અનુના બાળકને ખૂબ સારી રીતે સાચવે છે, અને અનુરાધા રોજ કૉલેજમાં શીખવવા જાય છે. જ્યારે જ્યારે હું અનુરાધાને મળું છું ત્યારે ત્યારે એની બાના શબ્દો યાદ આવે છેઃ "અનુ! તારે ક્યાં ભણીને પુરુષની જેમ નોકરી કરવી છે તે અમસ્તી મહેનત કરે છે?"

માબાપનાં લાડને લઈને અને માતાના આગ્રહને વશ થઈને અનુરાધા ન ભણી હોત તો?

## વસુ

મારી સખી કરતાં જેને હું નાની બહેન જેવી ગણી શકું તે મારી ત્રીજી પ્રિય સખી વસુ. નર્મદાકાકીની વસુ શામળી પરંતુ અત્યંત નમણી. ઊંચી અને પાતળી દેહલતા-વાળી વસુ સ્વભાવે ઓછાબોલી પરંતુ અતિ તેજ-મિજાજ. નર્મદાકાકીનો તો એ શ્વાસ અને પ્રાણ. આલેશાન બંગલામાં નર્મદાકાકી અમારી પડોશમાં રહેતાં. મનસુખકાકા, નર્મદાકાકી, નરમ સ્વભાવનો મોટોભાઈ વ્યોમેશ અને વસુ— આટલાં રહેતાં. વ્યોમેશના જન્મ પછી લગભગ દસેક વર્ષે વસુનો જન્મ થયો હતો. હું ને વસુ તો બે બહેનો જેવાં હતાં. નર્મદાકાકી વસુને હદ ઉપરાંત લાડ કરતાં. ઘરમાં એવો રિવાજ પડી ગયેલો કે વસુને કોઈ વાતમાં ના ન પડાય અને પછી તો વસુને પણ એવી ટેવ પડી ગયેલી કે કોઈ વાતમાં ના કહેવામાં આવે તો આખું ઘર માથે લે. આથી બધાં જ વસુથી ગભરાતાં. વસુ નિશાળે જતી ત્યારે લગભગ દરરોજ નવું લૂગડું પહેરતી. દરેક જાતની છેલ્લામાં છેલ્લી ફૅશનની સાડી એની પાસે હોય જ. નિશાળની છોકરીઓ પૂછતીઃ "વસુ! તું પણ ઇંગ્લૅંડની રાણી ઇલિઝાબેથની જેમ રોજ એક એક પોષાક પહેરીને ફેંકી દે છે કે શું?" વસુ હસી પડતી.

નર્મદાકાકી જ્યારે મારે ઘેર આવે ત્યારે વસુમય જ હોય. "તમે પેલાં ગઈ કાલે કાનમાં હીરાનાં લવીંગિયાં પહેર્યાં હતાં ને? તે જરા આપજો ને. વસુને એવાં કરાવવાં છે." અથવા "આજે સવારે એક બનારસી સાડીવાળો આવ્યો હતો તેની પાસેથી વસુએ સાડાત્રણસોની સાડી લીધી. અમારું કોઈનું માન્યું નહિ."

હું આ બધું રોજ સાંભળતી અને કહેતીઃ "કાકી! તમે વસુને આવી મોંઘી ટેવો પાડો છો તે કોઈ રાજાને ઘેર જ પરણાવજો. રાજા રોજ એને ઘરેણાં ઘડાવી આપશે, નહિ તો ગરીબને ઘેર બિચારી દુઃખી થશે." કાકી એકદમ ગંભીર થઈ જતાંઃ "ના! બા! આપણે તો ન્યાતનો જ વર જોઈશું. એ સુધારાવાળાની જેમ આપણાથી પર-ન્યાતમાં ના થાય." હું કહેતીઃ "કાકી! હું તો અમસ્તી કહું છું. બહુ પૈસાદારના છોકરા તો સારા પણ નથી હોતા. પણ તમારા ઘર પ્રમાણે વસુને પરણાવજો કે સુખસગવડમાં રહી શકે. નહિ તો પછી એને આવી મોંઘી ટેવો ના પાડો." કાકીને ગળે મારી એકકેય વાત ઊતરતી નહિ. દરમિયાન વસુનાં લખલૂટ ખર્ચો ચાલુ હતાં. હવે તો વસુ માટે એક નવી મોટર આવી કેમ કે જૂની મોટર રોકાયલી હોય ત્યારે કોઈ વખત વસુને ચાલતાં નિશાળે જવું પડતું. મગનલાલ શેઠને ત્યાં લગ્નપ્રસંગે એમની પુત્રીએ હીરાની બહુ જ મોંઘી બંગડીઓ કરાવી, તે જોઈ કે તરત વસુએ ઝવેરીને બોલાવીને પોતાને માટે ઑર્ડર આપી દીધો.

પહેલેથી જ ભણવામાં વસુ હોંશિયાર હતી. એ અંગ્રેજી પાંચમીમાં આવી કે કાકાને વસુનાં લગન લેવાની હોંશ થઈ. વ્યોમેશ તો પરણી ગયો હતો અને, "હું તો ઘરડું પાન ગમે ત્યારે ખરી પડું માટે મરતાં પહેલાં વસુને સુખી જોવી છે" એમ રોજ કાકા કહેવા લાગ્યા. માબાપ પરણાવે એટલે છોકરાં સુખી જ થાય એવી નેવું ટકા હિન્દુ માબાપોની દૃઢ માન્યતા મનસુખકાકા પણ ધરાવતા હતા. વસુને ભણવાની ઘણી જ હોંશ હતી પણ કાકા આગળ કાંઈ ચાલ્યું નહિ. ચપળ અને બુદ્ધિમાન વસુને સોળમે વર્ષે ઉઠાડી મૂકી. ન્યાતમાં જ મુરતિયો શોધવાનો હતો એટલે મુશ્કેલી ન પડી. એક "કુળવાન"–પણ હાય! ગરીબ–છોકરો શોધી કાઢ્યો ને વસુને ધામધૂમથી પરણાવી દીધી. સતીશ સારો છોકરો હતો પણ કડક માતા આગળ કાંઈ ચાલતું નહોતું

વસુનાં લગ્ન પછી બીજે જ વર્ષે મનસુખકાકા મરણ પામ્યા અને હિન્દુ રિવાજ પ્રમાણે લાખોની મિલકતનો એક પૂરો વારસદાર વ્યોમેશ થયો. વ્યોમેશ હતો સારો પરંતુ જબરી વહુથી તદ્દન દબાયેલો હતો. વસુને અને એની ભાભીને ઊભે બનતું ન હતું. વસુ સાસરે આવી ને પહેલે જ દિવસથી રસોડામાં પેઠી. દળવાનું, ખાંડવાનું, ગંધવાનું બધું જ કરવાનું. રાત પડે એટલે રોઈ રોઈ ને વસુની આંખો સૂજી જતી. વસુ રોજ પોતાના પતિ સતીશને કહેતી : " આપણી પાસે પૈસા હોય તો કેવું સારું ? બધા વગર ચાલે પણ પૈસા વગર ના ચાલે " સતીશ વસુના પૈસાના શોખને પૂરેપૂરો પિછાનતો પરંતુ આ જમાનામાં ગરીબીમાંથી એકદમ પૈસાદાર થવું એ કેટલું મુશ્કેલ કાર્ય છે તે સતીશ બરાબર સમજતો.

નર્મદા કાકી એ જ આલેશાન બંગલામાં વ્યોમેશ અને તેની વહુ સાથે રહેતાં મારી આગળ રોજ વસુનાં રોદણાં રડતાં. હું કહું : " કાકી ! તમારી ન્યાતમાં પૈસાવાળો છોકરો નહોતો તો સારા પરન્યાતના પૈસાદાર છોકરાને વસુ દીધી હોત તો ? પેલાં અંબાબહેનનો ગૌતમ બધી રીતે વસુને લાયક હતો." તો કાકી ચમકતાં. " હાય ! હાય ! બહેન ! એ શું બોલ્યાં ? એ તો બિચારી છોકરીનાં જેવાં નસીબ. નસીબમાં સુખ હોત તો ન્યાતમાં જ એને ન મળત ? બાકી આપણાથી કાંઈ આપણો ધરમ ચુકાય ? " મને થતું: " છોકરીને જાણી-બૂઝીને દુઃખના ખાડામાં નાખી એમાં કયો ધરમ સચવાયો ?"

કડક મા આગળ સતીશનું કાંઈ ચાલતું નહિ તે વસુ માટે કોઈ પણ વસ્તુ માગી શકતો નહિ જે રોજ નવી સાડીઓ પહેરતી તે વસુ મહિને એક લૂગડું પણ ન લઈ શકતી. એના વણપૂર્યા કોડ દબાતા જતા હતા પરંતુ એ દબાયેલા કોડ કેવા સ્વરૂપમાં જોર કરીને ફાટશે એની વસુને પોતાને પણ ખબર ન હતી.

વસુના પતિના પરમ પ્રિય મિત્ર હતા ઇન્દુકાંત. એ ત્રણેક મિલોના માલિક હતા. મળતાવડા અને આનંદી ઇન્દુકાંત મોટી બ્યૂક મોટરમાં સતીશને ઘેર આવતા ત્યારે આખા ઘરનું વાતાવરણ બદલાઈ જતું. ઉદાર સ્વભાવે ઇન્દુકાંત ઘણીવાર ઘર ઉપયોગી વસ્તુઓ વસુને ભેટ આપતા. કોઈવાર ઇન્દુકાંત વસુને મોટર ચલાવતાં શીખવાનો આગ્રહ કરતા. વસુ ઉત્સાહભરી હા પાડતી. સતીશ તરત કહેતો : " વસુ ! આપણી પાસે મોટર છે નહિ અને લેવાની શક્તિ પણ નથી, પછી તું હાંકતાં શીખીને શું કરીશ ?" તરત ગરીબીનું ભાન આવતાં વસુની આંખો આંસુથી ભરાઈ જતી.

હું જ્યારે મળવા જાઉં ત્યારે વસુ આ બધી વાતો મને કહેતી ગરીબીનો ડંખ તેના હૃદયને સતત કોરી ખાતો.

ધીમે ધીમે ઇન્દુકાંત ઘર ઉપયોગી ભેટોને બદલે વસુ માટે ભેટો લાવવા મંડ્યા. જાણ્યે અજાણ્યે વસુ આ જાળમાં સપડાતી ગઈ. સાસુથી છાની બધી જ ભેટો તે સ્વીકારતી. સતીશને તો વસુમાં સંપૂર્ણ વિશ્વાસ હતો, એટલે તે વાંધો નહોતો લેતો. સુંદર ઘડિયાળ કે મોંઘી સાડી જોઈ ને વસુનું મન ચળી જતું. જાણતી હતી કે આ ભેટસોગાદોના બદલામાં જીવથી પણ વધુ મૂલ્યવાન એક વસ્તુ કોઈક દિવસ આપવી પડશે. છતાં વણપૂર્યા કોડને વસુ ના દબાવી શકી. આખરે ઇન્દુકાંતની જાળ વસુની આસપાસ પૂરેપૂરી લપેટાઈ ગઈ અને ઇન્દુકાન્ત સાથેનો એનો સંબંધ પાકો થઈ ગયો. હવે તો સતીશને કે મને પણ વસુ ગાંઠતી નહિ.

આખરે એક દિવસે વહેલી સવારે પેટીમાં થોડાં કપડાં લઈ ને ઇન્દુકાન્ત સાથે વસુ ચાલી નીકળી. જે મોટી સુંદર બ્યૂક મોટરે તેના પતનની શરૂઆત કરી હતી તે જ મોટરમાં બેસીને મોહાંધ વસુ ઇન્દુકાન્ત સાથે મસુરી ચાલી ગઈ. છોકરાં તો હતાં જ નહિ કે ઘેર મા મા કરીને રડે. પરંતુ ખરેખરા હૃદયથી વસુને ચાહતા સતીશના નિર્મળ હૃદય પર વસુ એક જબ્બર ફટકો લગાવતી ગઈ. લોકલાજે સતીશ મારા સિવાય કોઈ આગળ મનનો ઊભરો ઠાલવી શકતો નહીં.

મસુરી પહોંચ્યા પછી ત્રણ મહિના વસુએ ખૂબ મોજશોખ અને એશઆરામમાં ગાળ્યા. વચ્ચે વચ્ચે મને કાગળ લખતી. ત્રણ મહિનાને અંતે જ્યારે એને ભાન આવ્યું કે આ સ્થિતિમાં કાંઈ આખી જિંદગી કઢાય નહીં, ત્યારે એણે ઇન્દુકાન્તને પૂછ્યું : " આપણે હવે જો લગ્ન કરવા માગતાં હોઈએ તો રીતસર છૂટાછેડાનો દાવો માંડવો જોઈ એ." ઇન્દુકાન્તે રોકડું પરખાવ્યું: " હું કાંઈ તારી સાથે પરણું, વસુ ? છૂટાછેડા લીધેલી સ્ત્રી સાથે પરણું તો પિતાજી મિલકતમાંથી મને બાતલ કરે ને પૈસા વિના તો હું કે તું એમાંથી એકેય ના જીવી શકીએ. એના કરતાં આ જ સંબંધ ચાલુ રહે તો શું ખોટું ?" મોહનાં પડળ એકાએક વસુની આંખેથી ઊતરી ગયાં. સમાજની દૃષ્ટિએ પોતે કોણ હતી તે ખ્યાલ આવ્યો. ખ્યાલ આવતાંની સાથે જ એને

ભયંકર કમકમાં આવ્યાં. તે જ ક્ષણે એણે નિશ્ચય કરી લીધો. પેટીમાં પોતાનાં જૂનાં કપડાં ને થોડા રોકડા રૂપિયા લઈને વસુ ચાલી નીકળી. શિયાળાની એક વહેલી સવારે એણે સતીશનાં બારણાં ઠોક્યાં. સતીશે બારણું ખોલ્યું. પણ તે કેવો સતીશ? અકાળે વૃદ્ધ થઈ ગયેલો તેજહીન સતીશ

જીવનમાં પહેલી જ વાર દૃઢતા દાખવીને સતીશે માતાને કહી દીધું કે વસુને અપનાવવી જ પડશે. એનો વસુ માટેનો પ્રેમ હજી એવો જ હતો. પણ તે કેવો પ્રેમ? રાણી પિંગળાના વિશ્વાસઘાત પછીના ભર્તૃહરિના પ્રેમ જેવો. હૃદયમાં વસુએ કરેલા ઘામાંથી હજી એટલું જ લોહી ઝરતું હતું.

વસુને સંસારમાં લઈ લીધી પરંતુ પત્ની તરીકે સતીશ ફરીથી એને ન રાખી શક્યો. પતિપત્ની તરીકેનો સંબંધ તો વસુ જે દિવસે ઇન્દુકાન્ત જોડે ચાલી નીકળી હતી તે જ દિવસે સતીશને મન પૂરો થયો હતો.

ફરીથી વસુ રસોડામાં પેઠી. ફરીથી એ જ નિત્યક્રમ શરૂ થયો. પરંતુ સાસુના કડવા બોલ વસુથી સહ્યા ન જાય એવા હતા. સતીશ સાથેનો સંસારી સંબંધ પૂરો થયો હતો. છોકરાં હતાં નહીં કે મન વળે અને ઘરકામમાંથી ઊંચા અવાતું ન હતું. વસુને ભણવાની તક મળી હોત તો હવે કમાઈને પણ શોખ પૂરા કરત. પરંતુ પિતાની ઇચ્છાને માન આપીને ભણવાનું તો કોરે મૂક્યું હતું.

આ બધા ઉપરાંત જો પૈસા હોત તો આ જ દુઃખ વસુને ઓછું લાગત. મોહનાં પડળ ઊતરી ગયાં હતાં પણ પૈસાનો શોખ જરાએ ઓછો થયો ન હતો. મને જ્યારે મળતી ત્યારે વસુ કહેતી : "મોટીબહેન ! હું શેને માટે જીવું છું તે જ મને ખબર નથી." અને આખરે દુઃખી માનસે શરીર પર અસર કરી. વસુને ક્ષય લાગુ પડ્યો છેલ્લી ઘડીએ વ્યોમેશની વહુએ પૈસા મોકલાવ્યા પણ જાણે જીવવા જ ન ઇચ્છતી હોય એમ વસુએ તે પાછા મોકલાવ્યા, અને બે વર્ષની માંદગી પછી સત્તાવીસ વર્ષની મારી પ્રિય બહેન જેવી વસુએ પતિ અને સાસુને પ્રણામ કરીને અંતિમ વિદાય લીધી. પાછળ કોણ રડે? નર્મદાકાકી તો વસુ પહેલાં જ મરણ પામ્યાં હતાં. રડનાર માત્ર વ્યોમેશ અને હું.

નર્મદાકાકીએ કહેવાતા ચૂસ્ત ધર્મના કાયદા ન પાળ્યા હોત અને મનસુખકાકાએ મરતાં પહેલાં વસુને "સુખી" જોવાની ઇચ્છા ન વ્યક્ત કરી હોત તો આજ મારી વસુ ભણીગણીને ઇચ્છિત વરને પરણીને સુખી થઈ હોત.

*

હું રહું છું ત્યાં પાસે પડોશમાં એક બંગાળી બાઈ રહે છે. જ્યારે મારે ઘેર નોકર માંદો હોય છે ત્યારે હું વાસણ માંજું છું. તે વખતે હંમેશાં આ બંગાળી બાઈ મને કહે છે: "જુઓ! ભણીને શો ફાયદો? હું નથી ભણી તે વાસણ માંજું છું અને તમે બી. એ. થયાં છો તો તમે પણ વાસણ માંજો છો." હું કાંઈ જવાબ ન આપતાં હસું છું. પરંતુ મારી આ ત્રણ સખીઓના જીવનમાં દુઃખ તો સરખું જ હતું; દુઃખ સહન કરવાની શક્તિ પણ કદાચ સરખી હશે; પરંતુ ભણતર અને ભણતરના અભાવ જેવી બે જુદી જુદી સ્થિતિઓએ ત્રણેના જીવનમાં કેવો મહત્ત્વનો ભાગ ભજવ્યો તે હું કેમ ભૂલી શકું?

---

## આવી ગયું હસવું

નયનનાં આંસુઓની ધાર પર આવી ગયું હસવું !
મને ત્યારે જ મારા પ્યાર પર આવી ગયું હસવું !
　કિનારે આવીને જ્યારે અચાનક નાવ ડૂબી ગઈ—
　ઉછાળા મારતા મઝધાર પર આવી ગયું હસવું !
નજરના ભેદ છે કેવા? હસે છે કોણ કોના પર?
મને મારા ઉપર હસનાર પર આવી ગયું હસવું !
　મળે એકાંત તો બોલું, મિલનમાં જીભ ના ખોલું;
　મને મારા હૃદયના ભાર પર આવી ગયું હસવું !
મને ત્યારે ન જાણે આંસુઓ પર લાગણી થઈ ગઈ !
જગતને જ્યાં કહી રડનાર પર આવી ગયું હસવું.

મને સાથે લીધો, મંઝિલ મળી ત્યારે મૂકી દીધો;
તમારા રમ્ય આ આભાર પર આવી ગયું હસવું !
　જવાની છે: અચલતા છે, અડગતા છે, અટલતા છે!
　ચરણમાં કંટકો ધરનાર પર આવી ગયું હસવું !
જવાની રૂપ સામે કેટલું ઝૂઝી શકે બોલો?
મને જીતી ગયેલી હાર પર આવી ગયું હસવું !
　સનાતન હોય એને કોઈ પણ મારી નથી શકતું !
　ઉઠેલી જુલ્મની તલવાર પર આવી ગયું હસવું !
ભલે ઠંડો રહ્યો હું, ગર્વ તારો તો થયો ખંડિત !
મને ખાલી ગયેલા વાર પર આવી ગયું હસવું !

૨૬-૧૨-'૫૧　　**શેખાદમ આબુવાલા**

# જિપ્સીની આંખે

'જિપ્સી'

## ચાલી નીકળ્યો

નીલમનગરમાંથી મારું અંજળ ખૂટ્યું હતું. ત્રણચાર દિવસથી અંતર ગમગીન રહેતું હતું. કામમાં ચિત્ત ચોંટે નહીં. વિલાસવિષાદ વધારે; અને સૌન્દર્ય અકારું લાગ્યા કરે. એચેનીનો પાર નહીં. એમ થયાં કરે કે હવે અહીંથી છૂટવું જોઈએ. વૃત્તિઓના આ કબધમાં જિંદગી જો વધારે ટકશે તો એમાં જ એનું શબ રઝળશે. પણ સલામતીએ આસાની અને આરામનો આસવ પિવડાવી પિવડાવીને પુરુષાર્થને પાંગળો બનાવી દીધો હતો. જીવનની વિશુદ્ધિનું આકર્ષણ થાય પણ અશુદ્ધિ ઓળંગવાની અનિચ્છા રહ્યા કરે. શાંતિનિકેતનથી પાછા આવીને આ નોકરી સ્વીકારી ત્યારે અંતર સાથે નક્કી કર્યું હતું કે આટલી હદ સુધી જ વ્યવહારમાં બાંધછોડ કરીશું. આ મર્યાદાના બળ ઉપર પાંચ વરસ કાઢીને એના બદલામાં થોડુંક નાણું જમા કરી લઈશું. આ મર્યાદાની હદ તો હું આરંભના પહેલા છ મહિનામાં જ વટાવી ગયો. એટલે પછીના દિવસોમાં પૈસા એકઠા થવા માંડ્યા, પણ હું મારા અંતરાત્માનો વધારે ને વધારે દેવાદાર થતો ગયો. ત્રણેક વરસ પછી આ પરિસ્થિતિ એટલી બધી આકરી બની કે એણે મને આકુળવ્યાકુળ કરી મૂકચો.

એક બાજુથી વિલાસ, મોજશોખ, ઐશ્વર્ય, આરામ અને અર્થના પાંચ બળોએ સાથે મળીને જીવનને જેર કરવા માંડેલું. એની સામે બીજી બાજુએ અંતરાત્મા પોતાની વિમળતાના ઘીના દીવાને સપનાંની મલમલના અંતરાય વડે હોલવાતો અટકાવવાની ભગીરથ સાધના કર્યા જ કરે. એના અજંપાની મારા પ્રાણને ખબર પડે પણ એને એ પરવડે નહીં. મારું મન એ પરેશાનીથી ખિન્ન થાય પણ એની ખબર ન પડવા દે. આમ જીવનના કુરુક્ષેત્રમાં મહાભારતના ભણકારા વાગ્યા. ઘડીમાં એમ થાય કે મળી છે એવી તક જિંદગીમાં વિરલ જ સાંપડે છે. જે સુખ માટે લોકો વલખાં મારે છે તે મને અનાયાસે મળે છે. વિલાસનાં આ વિમોહનથી આસક્ત થયેલો પ્રાણ ક્યારેક આત્માના આક્રંદથી ગદ્‌ગદ્ થઈ જાય પણ પાછો ન વળે. ઇન્દ્રિયોના સુખથી પ્રભાવિત થયેલું મન આત્માને ક્યારેક આશ્વાસન આપે પણ અસહકાર ન છોડે. ત્યારે બીજી બાજુ એમ પણ થાય કે ભીખ માગીને ગુજારો કરીશું પણ જીવનના આ ફાંસમાંથી તો છૂટવું જ.

એક સવારે અકળાઈને ગાંધીજીને દિલ્હી તાર કર્યો અને મળવાનો સમય માગ્યો. બાપુનો તારથી જ ઉત્તર આવ્યો કે આવી જા. નીલમનગર જેવું નાનું ગામ એનો વળી મહારાજા. ૧૯૩૯નું વરસ. સપ્ટેમ્બરનો મહિનો. ગાંધીજીનો તાર જોઈને એ નાનીશી તારઑફિસમાં ધમાલ મચી રહી. પોલીસ અધિકારીને જાણ કરવામાં આવી. પોલીસવડાએ મહારાજાને જાણ કરી. એટલે તાર મને મળ્યો તે પહેલાં એની નકલ મહારાજાને પહોંચી ગઈ હતી: હું દિલ્હી જવા માટે મહારાજા સાહેબ પાસે રજા માગવા ગયો તે વખતે એમણે ગંભીર ચહેરે મને ગાંધીજીના તારની વાત કરી. એમણે કહ્યું કે તમે મારા ખાનગી મંત્રી છો. એટલે આમાં હું પણ સંડોવાયલો છું એમ રાજદ્વારી ખાતું માનશે. કારણ તારઑફિસમાંથી જરૂર પોલિટિકલ એજંટને અને ત્યાંથી દિલ્હી આ સમાચાર પહોંચવાના કે આપણે ગાંધીજીની સાથે ખાનગી રીતે સંપર્કમાં છીએ. મને ખબર હોત તો હું તમને તાર જ ન કરવા દેત. એમ ને એમ તમારે મળવા જવું હોત ને તમે ગયા હોત તો આપણે ઊંડા પાણીમાં ઊતરવું ન પડત. મહારાજા સાહેબ સાચે જ ચિંતાતુર હતા. મેં કહ્યું કે મારો તાર સ્પષ્ટ હતો. એમાં મેં મારા અંગત કામ માટે સમય માગ્યો હતો. છતાં હું વ્યવસ્થા કરું છું કે તારઑફિસ આ ખબર પોલિટિકલ એજંટને ન મોકલે, અને એમની સંમતિથી મેં એમ પણ નક્કી કર્યું કે મારે સતના અલાહાબાદ થઈને નહીં પણ ઝાંસી થઈને દિલ્હી જવું. અને રસ્તામાં નૌગાંવમાં પોલિટિકલ

એજંટને મળતા જવું અને ખાતરી કરી લેવી કે આ ખબર એને નથી મળ્યા.

રાજમહેલમાં મેં તારમાસ્તરને બોલાવીને હસતાં હસતાં એના ગજવામાં સો રૂપિયાની નોટ સરકાવી દીધી અને તારની આખી વાત જ દાબી દીધી. બીજે દિવસે હું ઝાંસી જવા નીકળ્યો. રસ્તામાં પોલિટિકલ એજંટને મળ્યો. એની પ્રસન્ન અને નિખાલસ વાતચીતથી ખબર પડી કે તારવાળી વાત અહીં પહોંચી જ નથી. એમની સાથે જ જમીને હું બપોરે ઝાંસી જવા નીકળ્યો.

દિલ્હીમાં એ દિવસોમાં ગાંધીજી જૂની દિલ્હીની હરિજન કોલોનીમાં દેવદાસભાઈને ત્યાં રહેતા હતા. સાંજે પ્રાર્થના વખતે ત્યાં હજારો માણસોની ઠઠ્ઠ જામતી. હું અને ભાઈ યશવંત પંડ્યા એમની લાલ એડલર ગાડીમાં પ્રાર્થનામાં જવા નીકળ્યા. પ્રાર્થના પછી બાપુને મળીશું એવો મનસૂબો હતો. તે વખતે સમય નહીં હોય તો બીજો વખત માગી લઈશું. પણ અમે થોડાક મોડા પહોંચ્યા. પ્રાર્થના શરૂ થઈ ગયેલી. એટલે અમારી ગાડીને સ્વયંસેવકોની પહેલી ચોકીએ જ રોકી લીધી પ્રાર્થના પૂરી થઈ ત્યાં સુધી અમે રોકાઈ રહ્યા. અને પૂરી થયા પછી એ મેદની વિખરાઈ એમાં અમારાથી આગળ વધાયું નહીં. પણ પંડ્યા દિલ્હીના જાણકાર હતા. એમણે સ્વયંસેવકના કાનમાં કંઈક ભૂરકી નાંખી અને અમારી મોટરને અંદર જવાની રજા મળી. દેવદાસભાઈના ઘર પાસે પહોંચ્યા ત્યારે બાપુ ઉપર એમના ઓરડામાં પહોંચી ગયા હતા. મેં ચિઠ્ઠી મોકલી. એમણે મને તરત જ ઉપર બોલાવ્યો. પંડ્યા ગાડીમાં જ રોકાયા. એ સોમવાર હતો. બાપુને મૌન હતું. પરંતુ સ્મિતના વાત્સલ્યથી એમણે મને નવાજ્યો. મારા હાથમાં કોરા કાગળોની એક થોકડી મૂકી. એક ચિઠ્ઠી લખીને એમણે મને આજ્ઞા કરી કે મૌન હોવાથી મારી વાત મારે લખવી અને એઓ પણ લખીને જ જવાબ આપશે. ચાળીસપીસ્તાળીસ મિનિટ લખાપટ્ટી ચાલી. છેલ્લી ચિઠ્ઠીમાં આખરે એમની આજ્ઞા આવીઃ "જીવનના આ કાંસમાં તમે એટલા ઊંડા ઊતરી ગયા છો કે અત્યારે જ જો બહાર નહીં નીકળો તો પછી બહુ મોડું થઈ જશે અને બહાર નીકળવાના પ્રયત્નો પણ તમને એ કાંસમાં ઊંડા ને ઊંડા ઉતારી દેશે. માટે ઈશ્વરમાં શ્રદ્ધા રાખીને આ નોકરી છોડી દો. આ તમારું કામ નથી." હું પગે લાગીને ઊતર્યો. બાપુએ ફરવા જવાની તૈયારી કરી. હું પગથિયાં ઊતરતો હતો. નીલમનગરથી નીકળ્યો ત્યારે જે મહાભારતના ભણકારા વાગ્યા હતા તે યુદ્ધ શરૂ થઈ ગયું હતું. એક બાજુ સુખવિલાસની વૃત્તિઓ વારાંગનાના આકર્ષણથી પ્રાણને પરવશ કરતી હતી અને મનને મોહપાશમાં બાંધતી હતી. બીજી બાજુએ અંતરાત્મા અનાવિલ અભીપ્સાના ભારેલા અગ્નિને અકળાઈને છેલ્લી ફૂંકો મારતો હતો.

મારી પાછળ બાપુ પણ ઊતર્યા. કોઈને ખભે હાથ હતો. હાથમાં લાકડી હતી. સમીસાંજ નમી ગઈ હતી. છતાં રાતનું અંધારું હજી સઘન થયું નહોતું. અંધારાના એ અસ્પષ્ટ અજવાળામાં બાપુને જતા જોયા. એ ચરણોએ મારા અંતઃકરણમાં પગલાં પાડીને પેલી વૃત્તિઓના વાવાઝોડાને ઠાર્યું. એ પગલાં પાછાં બહાર પડ્યાં. એ ચરણોને ચાલતાં જોવાં એ પણ જીવનનું કેવું અહોભાગ્ય!

નીલમનગર આવીને નોકરીનું રાજીનામું આપ્યું. અને, અને હું ચાલી નીકળ્યો.

## નાતાલની શુભેચ્છા

કાઉફ્મેન એ પીટ્સબર્ગની મોટામાં મોટી દુકાન. મુંબઈના વ્હાઈટવે લેડલોથી પચીસ ઘણી મોટી. એમાં હું એક ઓવરકોટ ખરીદવા ગયો હતો. અમેરિકામાં ગેબર્ડીનના ઓવરકોટ પહેરવા એ ફેશન મનાય છે. હિંદથી અમેરિકા આવતાં ટ્રાન્સ વર્લ્ડ એરલાઈનના એરોપ્લેનમાં મારો એક અંગ્રેજી ઓવરકોટ એરોપ્લેનની હોસ્ટેસની ભૂલથી એક ગ્રીક બિરાદર એથેન્સમાં લઈને ઊતરી પડ્યો હતો. એટલે કંપનીએ એ કોટની કિંમત પંચોતેર ડોલર મને માગ્યા વિના મોકલી આપી હતી. આ પંચોતેર ડોલરનું કાસળ કાઢવા હું કાઉફ્મેન સ્ટોરમાં આવ્યો હતો. પાંસઠ ડોલરનો એક સુંદર ઓવરકોટ —ઠંડી અને વરસાદ બન્નેમાં કામ આવી શકે એવો ખરીદ્યો. હું ખરીદતો હતો ત્યાં એક બીજો અમેરિકન જુવાન પણ એક સારો ગરમ કોટ જોતો હતો. એ કોટની કિંમત વીસ ડોલર હતી. એને એ એટલો બધો ગમી ગયો કે એ કોટને જુએ અને પાછો નીચે મૂકી દે. એના ચહેરા ઉપર ખુશી આવે ને અસ્ત થઈ જાય. વળી થોડી ગમગીની પણ ઊઠી આવે. જુવાન હતો રૂપાળો અને તેજસ્વી. એણે જરા અંતરમાં ગડમથલ કરીને મને પૂછ્યું: "તમે મને પાંચ ડોલર ઉછીના આપશો? હું કાલે સવારે તમારે ઘેર પહોંચતા કરીશ."

મેં એનું નામઠામ પૂછ્યા વિના પાંચ ડૉલરની નોટ આપી. એની પાસે પંદર ડૉલર હતા. પેલો કોટ એણે વીસ ડૉલરમાં ખરીદ્યો. એના ચહેરા પર આનંદ વિસ્તરી રહ્યો. અમે એ જ સ્ટોરના રેસ્ટોરંટમાં સાથે કૉફી પીધી. એણે એનું વિઝિટિંગ કાર્ડ આપ્યું રીતભાત પ્રમાણે મેં મારું કાર્ડ આપ્યું. અમે છૂટા પડ્યા.

બીજે દિવસે વહેલી સવારે મારા ઓરડાને બારણે ટકોરા પડ્યા. જોઉં છું તો પેલો જુવાન. હસીને એ અંદર આવ્યો ને સ્મિતમાં લપેટીને એણે પાંચ ડૉલરની નોટ મને આપી, અને આભાર માન્યો. હું કામ પર જવાની તૈયારી કરતો હતો. મેં એને સાથે લીધો અને રસ્તામાં યુનિવર્સિટીના કાફેટેરીઆમાં અમે સાથે નાસ્તો કર્યો. અમારે છૂટા પડવાના રસ્તા આગળ મેં એને પૂછ્યું: "અમેરિકામાં બધા જ માણસો તમારા જેવા સજ્જન અને પ્રામાણિક હશે?" એનાં આંખો ચમકી ઊઠી. બોલ્યો: "આ દેશમાં મારા કરતાં ઘણા વધારે સજ્જન અને પ્રામાણિક માણસો વસે છે. જીવનની આ સહૃદયતા જ અમેરિકન પ્રજાને ઊંચે ચઢાવશે." અને અમે બન્ને હાથ મેળવીને છૂટા પડ્યા.

ત્રણ વરસ પછી આ વર્ષે નાતાલની શુભેચ્છાનો એનો પત્ર આવ્યો. ગ્રિફિથની નીચે મેરીની પણ સહી હતી. આ બનાવથી એણે પોતાના લગ્નની પણ બાતમી આપીને નીચે લખ્યું છે: "પેલા તમારા પાંચ ડૉલરે પ્રામાણિકતા બતાવવાની જીવનમાં પહેલી તક આપી હતી. એના આનંદમાં હું વધારે પ્રામાણિક થતો જાઉં છું અને મારો આનંદ પણ વધતો જાય છે."

---

# જીવનસંગીત

સંગીત એટલે વિસંવાદ ઓળખી તેને ટાળવાની કળા–એ એક વ્યાખ્યા મારા છેલ્લા કાગળમાં મેં આપી હતી. આજે સંગીતસાધનાની વ્યાખ્યા આપવા માગું છું: ધારેલા સ્વરો ગળામાંથી કે આંગળામાંથી કેમે કરીને નીકળતા નથી એવો લાગલગાટ અનુભવ થયા છતાં એ અપૂર્ણતા સહન કરવાની ધીરજ, અને એકાગ્ર મને સતત પ્રયત્ન કર્યા પછી દરેક જણ પૂર્ણતાએ પહોંચવાનો જ છે એ જાતની શ્રદ્ધા–એનું નામ તે સંગીતની સાધના. એ ધીરજ અને એ શ્રદ્ધા વિદ્યાર્થીમાં તો હોવાં જ જોઈએ પણ એથીયે વિશેષ હોવાં જોઈએ અધ્યાપકમાં. સંગીત-રસિકો હંમેશાં સુંદર સંગીત સાંભળે છે. સંગીતશિક્ષકને રોજ જાતજાતનું બસૂરું સંગીત, ધીરજપૂર્વક, સાંભળવું પડે છે. એ તપસ્યા સૌથી મોટી ગણું છું. સંગીતમાં કોઈ ૩૩ ટકે પાસ થઈ જ ન શકે.

સ્વરસંગીતની આ વાત; તો જીવનસંગીતમાં કેટલી બધી ધીરજ અને શ્રદ્ધા જોઈએ છે!

હવે વિચારીએ કે માણસ તો એક જિન્દગી પૂરતી ધીરજ અને શ્રદ્ધા કેળવવાને બંધાયેલો છે, પણ એને કેળવનાર ભગવાન તો એને વિષે જન્મજન્માંતરવ્યાપી ધીરજ અને શ્રદ્ધા લઈને બેઠો છે!

પૃથ્વીનો જન્મ અને એની ઊછેરનો ઇતિહાસ જાણો, પછી એમાં અવતરેલા ઉધઈ, મંકોડા કે પ્રવાળના કીટકનું સમાજશાસ્ત્ર સમજી લો; અને માણસનો પાંચેક લાખ વરસનો ટૂંકો ઇતિહાસ જોઈ લો; ત્યાર પછી જ ઈશ્વરનાં ધીરજ અને શ્રદ્ધાનો કંઈક ખ્યાલ આવી શકે.

માણસ માણસ વચ્ચેનો ખટરાગ જોઈને મને આશ્ચર્ય કે અકળામણ હવે નથી થતી, પણ આવી સ્થિતિમાં પણ માણસ વિચારથી કે લાચારીથી નભાવી લે છે અને પ્રગતિ કરે છે, એ આશ્ચર્યની વાત છે.

ઈશ્વર માણસની કદર કરે છે, તેથી જ એણે માણસ આગળ બહુ આકરો જીવનધર્મ મૂક્યો છે. ખરેખર ઈશ્વર મોટો કેળવણીકાર છે.

કાકા કાલેલકર

૧૧-૧૨-૧૯૫૧

# વસન્તોત્સવ—થોડીક અર્થચર્ચા

મનસુખલાલ ઝવેરી

'વસન્તોત્સવ'ના અન્ત ભાગમાં નીચે પ્રમાણે પંક્તિઓ આવે છેઃ—

"પ્રિયે! દશબાર દિવસમાં
બાબુ—આવશે :
ત્હમારાં ને વિલસુબ્હેનનાં
પ્રભુમન્દિરે—"
"પણ, પ્રાણનાથ!
ત્હમારૂં લગ્ન ક્ય્હારે થશે?
મ્હારે તો તે—જોવું—છે."*

આ પંક્તિઓનો અર્થ એએક ભાઈઓએ એવો કર્યો છે કે સુભગા અને વિલસુને બાબાઓ જન્મે છે. અને સ્નેહ બારમાસીને બાગે ખેલતા આ રસાત્માઓ, છેવટ, 'જીવન સમ્મેલી', સાગરની- ચિર જીવનની-મહાસફરે ચાલ્યા જાય છે; એટલે કે સ્વર્ગવાસી થાય છે.

પરંતુ કથાવસ્તુના પૂર્વાપર સંદર્ભનો વિચાર કરતાં એ અર્થ બરાબર બંધ બેસતો હોય તેમ મને લાગતું નથી. કારણ કેઃ—

(૧) દસબાર દિવસમાં જ જેને સુવાવડ આવવાની છે એવી સુભગાને 'કરચલિયાળા, કાળા, ભયંકર, બારે મેઘ ઉલટ્યા હતા' એવા વરસાદમાં બહાર નીકળવાની શી જરૂર પડી તે પ્રશ્નને બાજુએ મૂકીએ તો પણ 'દશબાર દિવસમાં બાબુ-આવશે' એ વધામણી આપવાની અહીં કશી જરૂર નથી. આવા સમાચાર કાં તો ગર્ભ રહ્યો હોવાની આશા બંધાય કે તરત આપવાના હોયઃ કાં તો પ્રસૂતિ થાય ત્યારે જણાવવાના હોય. અને એ વધામણી પણ સુભગા રમણને આપે તે યોગ્ય ગણાય; પુરુષ સ્ત્રીને આપે તે નહિ.

(૨) કુમારી સુભગા અને વિધવા વિલસુ, બન્નેના હૃદયમાં એક સાથે સ્નેહોદય થતો કવિએ બતાવ્યો છે તે યોગ્ય છે. પણ માતા પણ બન્ને એકી સાથે બને તેવી યોજના કરવાથી કાવ્યગુણમાં કશી વિશેષ ચમત્કૃતિ આવતી હોય તેમ લાગતું નથી. સ્ત્રીત્વની ચરમ સિદ્ધિ માતૃત્વમાં છે એમ નાનાલ[ાલ] માને છે. અને એ એમણે 'વસંતોત્સવ'માં જ,-અહીં ન[હિં તો] પણ અન્તભાગમાં-બતાવ્યું છે.

(૩) રમણ-સુભગા અને સૌભાગ્યચંદ્ર-વિલસુનાં એ[ક સાથે] લગ્ન થયાં, એમને બાબાઓ આવ્યા, અને સ્નેહબારમાસ[ીને] બાગે ખેલતા આ રસાત્માઓ, છેવટે, સ્વર્ગવાસી થ[યાં.] આટલું જ જો થવાનું હોય તો એમાં સ્નેહલગ્નનો જ વિ[શિષ્ટ] કહી શકાય તેવો મહિમા શો આવ્યો?

(૪) 'બાબુ-' એટલે બાળક, બાબો કે બેબી, એ[વો] અર્થ લઈએ તો રમણની વાતના જવાબમાં સુભગા અ[...] વચ્ચે જ જે કહે છે તેનો અર્થ બેસાડવો કઠણ થઈ પડે છે[...]

"પણ, પ્રાણનાથ!
ત્હમારૂં લગ્ન ક્ય્હારે થશે?
મ્હારે તો તે—જોવું—છે."

(૫) આ ઉપરાંત પૃષ્ઠ ૯૨ પરનું નીચેનું વર્ણન પણ[...] સંદર્ભમાં આપણે જોવું જોઈ એઃ—

ગ્રીષ્મના સુંકોમલ પ્રભાતે
કે ગગને ચન્દ્રકલા રેલે ત્ય્હારે
પછી સ્નેહસન્તાન મળતાં,
આશા પોષી, દિલાસા દઈ,
હૃદયની વાતો કથી,
પંખી શાં ડાહ્યે
ઘડી ભેળાં બેશી
વનમાં વિખૂટડાં વ્હેતાં.
મનુજ વિના સકલ જગતે
ત્હેમનાં લગ્ન સ્વીકાર્યાં હતાં.
પ્રાણકલા નિરખવાનાં નયન
મનુબાલને કહ્યાં પ્રભુએ ધીર્યાં છે હજી?

એમાં આશા પોષવાની હોય તો મનુજો પણ આ લ[ગ્ન] સ્વીકારશે તે અને દિલાસા દેવાના હોય તો 'વનમાં વિખૂટ[ડાં...]

* 'વસન્તોત્સવ', પહેલી આવૃત્તિ; ઈ. સ. ૧૯૦૫; પૃ. ૯૪.

હેવાની આ વેળા, ક્યારેક, વીતી જશે એ: એ સ્પષ્ટ છે. ગ્નના કશા બાહ્ય વિધિ વિના, લગ્નફળનો ઉપભોગ—પુત્રમુખ-શનનો યોગ—આ બન્ને યુગલોને મળી ચૂક્યો છે એમ જો વિને 'બાબુ–'ના આ અર્થ દ્વારા સૂચવવું હોત તો આ આશા પોષવાની અને દિલાસા દેવાની વાતની કશી જરૂર નથી રહેતી.

આ બધી દૃષ્ટિએ વિચાર કરતાં, સુભગા અને વિલસુ માતા બનવાની તૈયારીમાં છે એવું સૂચવવાનો અહીં કવિનો આશય હોય તેમ મને લાગતું નથી.

તો પછી અહીં કવિ શું સૂચવવા માગે છે? મને લાગે છે તે પ્રમાણે અહીં મુશ્કેલી 'બાબુ–' શબ્દને લીધે ઊભી થઈ છે. અને એ ઉલ્લેખ એકાએક ને અણધાર્યો જ આવે છે એટલે એ મુશ્કેલી વધી છે. પણ 'બાબુ' શબ્દ પછી અમુક શબ્દો અધ્યાહૃત છે તે સૂચવતી રેખાનો વિચાર કરીએ તો 'બાબુ' એટલે બાબો (કે બેબી) નહિ, પણ બાબુજી, બાબુભાઈ, બાબુકાકા, બાબુમામા, કે બાબુસાહેબ જેવા નામે ઓળખાતી, કુટુમ્બની કોઈ મુખ્ય અને મહત્વની વ્યક્તિનો અહીં ઉલ્લેખ હોય એવું અનુમાન સહેલાઈથી થઈ શકે છે. રમણ–સુભગા અને સૌભાગ્યચંદ્ર–વિલસુ હૃદયથી એકમેકનાં બના ગયાં છે ખરાં; પણ તેમના લગ્નવિધિ હજી થયો નથી, એટલે મનુજે એમનાં લગ્ન સ્વીકાર્યાં નથી. એ લગ્નવિધિ "બાબુ–" (બહારગામથી કે પરદેશથી) પાછા આવે ત્યાર પછી થાય તેમ છે. ચોમાસું બેસી ગયું છે એટલે એમના પાછા આવવા આડે હવે ઝાઝા દિવસ રહ્યા નથી. એ આ લગ્નનો વિરોધ નહિ કરે એટલું એમને આશ્વાસન છે. ને તેથી, હવે દસ બાર દિવસમાં જ લગ્નતિથિ નક્કી થઈ જશે એનો રમણને આનન્દ છે. એટલે જ સુભગાને જોતાં તંત એ વધામણી આપે છે ને કહે છે કે:—

"ત્હમારાં ને વિલસુબ્હેનનાં
પ્રભુમન્દિરે—"

'પ્રેમપ્રભુની પ્રતિષ્ઠા થશે એટલે કે તમારાં ને વિલસુબેન-નાં લગ્ન થશે એવા અર્થનું એ કશુંક કહેવા જાય છે; ત્યાં જ અધવચ્ચેથી સુભગા બોલી ઊઠે છે:

'વિલસુબેનનાં ને મારાં લગ્નની વાત જવા દો. તમારા પોતાના જ લગ્નની વાત કરોને! હું તો ક્યારે 'બાબુ—' આવે ને ક્યારે **તમારાં** લગ્ન નક્કી કરે તેની રાહ જોઉં છું.'

જેવો છે તેવો આ વિનોદ છે. ને રમણ એનો મર્મ સમજે છે. તેથી જ એ સુભગાને ચુમ્બનોથી મૂંઝાવી દે છે.

અને પછી 'બાબુ—' આવે છે. ચોમાસું પૂરું થાય છે. શરદપૂનમ આવે છે. શિયાળામાં આ લોકોનાં લગ્ન થાય છે ને રસમય, સ્નેહમય જીવનનો નિરંતર ઉપભોગ કરતા એ લોકો વ્યાવહારિક કર્તવ્યોની ધુરા ઉપાડે છે: તે બધું કવિ નીચેની પંક્તિઓદ્વારા સૂચવે છે:—

શરદપૂનમની રાત્રિએ
તારા નેત્ર વિહાસતી,
ચન્દ્રિકા સૌન્દર્ય નિર્ગળતી,
શરદની એક વાદળી
મોતી વરસી રહી પછી
સ્નેહબારમાશીને બાગે ખેલતાં
રસાત્માઓ, સાગરના બે તરંગ શા,
હૃદય આલિંગી—જીવન સમ્મેલી
સાગરની મહાસફરે ચાલ્યાં.

(પૃ. ૯૫.)

અહીં "સ્નેહબારમાશીને બાગે ખેલતાં ખેલતાં એ રસાત્માઓ—અલબત્ત, પોતાની અવધ પૂરી થઈ હશે ત્યારે—સ્વર્ગવાસી થયા" એવો અર્થ તારવવામાં આવ્યો છે તેનું કારણ 'સમ્મેલી'નો અર્થ 'સમેટી' કરવામાં આવ્યો છે એ લાગે છે. ખરું કહીએ તો 'સમ્મેલી'નો અર્થ 'સંમિલન કરીને' એટલે કે એકબીજા સાથે મેળવી દઈને કે એકરૂપ બનાવી દઈને—એવો થાય છે. અને 'સાગરની મહાસફરે' ચાલવું એટલે 'મરી જવું' એમ નહિ, પણ 'ભવસાગરની સફરમાં સિદ્ધિ કે વિજય મેળવવા માટે નીકળવું'—એવો અર્થ સ્પષ્ટ છે.

એટલે વ્યાવહારિક લગ્નવિધિ થયા પહેલાં યુવકો અને યુવતીઓ દમ્પતીજીવન શરૂ કરે તેમાં કવિને કશું અનુચિત લાગતું નથી, એમ માનવું બરાબર નથી. આપણે જોઈ ગયા તે પ્રમાણે, લગ્નવિધિને કવિ આવશ્યક ગણે જ છે. અલબત્ત, તેમ છતાં, લગ્નવિધિ થયા પહેલાં રમણ–સુભગાને અને સૌભાગ્યચંદ્ર–વિલસુને એમણે એકબીજાં સાથે જે છૂટછાટ લેતાં—ને વારંવાર લેતાં—બતાવ્યાં છે તે સમાજના સ્વાસ્થ્યની ને હિતની દૃષ્ટિએ કેટલું નિર્વાહ્ય ગણાય તે વિચારણીય છે. 'રસતરસ્યાં બાળ'ને 'રસની રીત ન' ભૂલવાનું કહેનાર કવિને આ છૂટછાટ ખટકતી નથી એ નવાઈ જેવું છે. અને વિશેષ નવાઈ જેવું તો એટલા માટે છે કે કવિ લગ્નને કેવળ વ્યક્તિગત પ્રશ્ન કે અંગત બાબત ગણતા નથી; પણ સમાજમાં 'રસ, જ્ઞાન, આનન્દ, પ્રેમ, પૂજા, પ્રભુતાનાં' સુધાકિરણો ફેલાવનાર મહત્ત્વનું સાધન ગણે છે.

## બ. ક. ઠા.નું આત્મનિવેદન

ન આશા હતી આટલૂં જીવવાની
ન સેવા ફતે' નામના આટલીની;
વહ્યો માર્ગ જે જે બન્યો તે જ આપે
ન ધાર્યા વિકાસે સુખોલ્લાસકારી.

થતાં એક કર્તવ્ય બીજાં સદાયે
દિઠાં, ડાળ ફૂટે યથા ડાળમાંથી;
કલા. જ્ઞાન, ભક્તિય આવી મળ્યાં છે!
ભલે ચાંગળૂં, જંતુને તો ઘણેરાં!

નથી ઘા પડ્યા સામટા કે અસહ્ય,
તવાયો છૂંદાયો બન્યો બાપડો ના;
વધંતી જ દીઠી પ્રભા ભાવનાની,
ન મુશ્કેલિ ઝાઝી પડી ચિત્ત તોશે.

મળ્યા મિત્ર ઝાઝા ન, ઝાઝી ન લક્ષ્મી,
ન મોટાં સુખો કે મળ્યું કાંઈ મોટું;
મળ્યાં તે ય કાળે હર્યાં,—મોજ એની!
દિધી સાન સંસારની ક્ષુદ્રતાની!

વધંતી જ દીઠી પ્રભા ભાવનાની,
—દિઠાં છિદ્ર દેશે, પ્રજા, સંસ્કૃતિએ;
દિઠૂં ભાવિ ઘેરૂં, સુચારિત્ર હ્રાસઃ
લહ્યૂં એક એ દુઃખ, એ શલ્ય કારી.

જુવાની વિશેયે ન સત્તા સમૃદ્ધિ
ન કીર્તી તણે મોહ મોહ્યો ફર્યો કે;
કુમાર્ગે સરંતાંય ના ટેક ચૂક્યો,
થયો છૂં ટટાર, કંઈ ખાઈ ઠેશો.

દિઠૂં એક પૂજ્ય, દિઠી એક હૃદ્યાઃ
નમૂં સત્યને; ચાહું સૌન્દર્યશોભા.
શ્વસું ત્યાં લગી વંદના ચાહના એ
ટકો ને બઢોઃ મોક્ષ દેખૂં ન બીજો.

મધ્યમ સુફલ જ વાંછ્યાં,
શુદ્ધ બુદ્ધિએ બન્યો ભગત વિદ્યાનો,
અનલ્પ અલ્પ ગમે તે રહ્યૂં આયખૂં;—
વહો જ મધ્યમતામાં.

[સદ્‌ગત બલવંતરાય ક. ઠાકોરઃ 'ભણકાર' છેલ્લી આવૃત્તિ પૃ. ૧૩૦]

## એક છેલ્લો પત્ર

સ્નેહી ભાઈશ્રી,

"ગોષ્ઠી" વિષે મેં જરા લાંબું અવલોકન કર્યું છે. તે
મોકલવું તેના વિચારમાં છું. તમારા માસિકમાં જ તમ
ચોપડીનું વિગતવાર અવલોકન આવી શકે, ના આવે તો
નહીં. પરંતુ એ કરતાં બીજે આવે તે બહેતર.

વારુ. હું ૧૫ કે ૧૬મી જાનેવારીએ સવારે વડો
અઠવાડિયું કે દશ દિવસ. તે દરમિયાન મને તમારી શકું
હસ્તલિખિત પ્રત–જૂની–ની પોથી મને જોવા મળે તો એ
કંઈ નવા નોંધવા જેવા પાઠ છે કે કેમ તે જોઈ લઈ શ
અને અહીં મારી સાથે આણવા જરૂર જ ન રહે. કિસનસિં
મારફત કે સીધી તમને પહોંચાડીને જ હું અહીં આવી જા
આ પ્રમાણે એ પોથી આઠ દિવસ જ તમારી કને ના હ
તેથી તમને કશી અગવડ નહી પડે એવી આશા છે.

વડોદરે દિવસો ગાળવાનો છું એત્રણ કારણે. અંબડ
નાં નિવેદન અને ટીકા તૈયાર થઈ ગયાં છે તે ભા
ભોગીલાલ જોઈ જાય એ મુખ્ય કામ. સાધના પ્રેસમાં મ
જૂની બે ચોપડીઓનાં મુદ્રણ અધૂરાં પડ્યાં છે તે પૂરાં ક
(એત્રણ વર્ષના ગાળા બાદ) એ બીજું કામ. ચેતન
છપાય છે તે જોવું, નવું છાપવા આપવું છે તે ત્રીજું ક
બીજાં એકબે પરચુરણ પણ. ભેગાભેગું રોજ એક અં
નિયમે આ અતિ જૂની અને સારી શકુંતલાપોથીનું 
પણ ઉકેલતાં વાંધો નહીં આવે. તમે એટલા દિવસ એ પ
વડોદરે ધીરવામાં વાંધો જુઓ એમ નથી માનતો, પછી તો
જાણો. મઝામાં હશો. સ્નેહરશ્મિ આદિ સંભારે તેમને ઘ
રામનારાયણ હજી અમદાવાદ જ હોય એમ લાગે છે.
તો નથી લાગતા. પછી અહીં આવી ગયા હોય અને બ
નીકળી નાશકતા હોય તો નજાને. મેં ખાસ તપાસ
નથી. જો કે અમારે બેએ સાથે કરવાના એક કામનો સ

હવે ભરાઈ જવા આવ્યો છે. દા. [illegible] ગયા હોય તો સલામ.

બલવંત ઠાકોરના જયભારત
૬૪ ચોપાટી રોડ. મું. ૭
ડિસેંબર ૨૭, '૫૧ ગુરુ

**"ધરા પર શાંતિ જામો**
**મનુવંશે ભલમનસાઈ વધો.**

ઇસ્ટ આફ્રિકા અને સાઉથ આફ્રિકાના ગુજરાતીઓમાં સંસ્કૃતિનાં ગ્રાહકો મેળવવાને પ્રબંધ કર્યો હશે. **બ.**

[મારી ઉપરનો પ્રો. ઠાકોરનો આ છેલ્લો પત્ર છે. પોસ્ટ-કાર્ડમાં સરનામાની બાજુએ લખતાં નીચે જગા વધી ત્યાં પદ્યની એ પંક્તિ લખી છે. પછી આફ્રિકાવાળું વાક્ય પાછલી બાજુના હાંસિયાની જગામાં લખ્યું છે.—ઉ.]

### આપણો દુશ્મન–આપણો ભય—

રાષ્ટ્રના માનસ ઉપર દૈવવાદની દૃઢી પકડ મજબૂત થઈ રહી છે. ...

'મરશે! ઠીક છે"—એવી વૃત્તિ, અને નહિ કે સામ્યવાદ, આપણો મહાન દુશ્મન છે. ...

બ્રિટિશરોએ આપણને શાસનવિષયક એકતા આપી, આપણે આપણી જાતને બંધારણ વિષયક એકતા આપી છે. આપણે રાષ્ટ્રીય એકતા અને સામાજિક સંગઠિતતાની માંડણી કરવાની છે. આપણે રાજકીય સ્વતંત્રતા મેળવી છે, પણ સર્વસામાન્ય સામાજિક આદર્શો પ્રત્યેની વફાદારી હજી આપણને સિદ્ધ થઈ નથી. જો માનવ બંધુભાવના સ્થાપિત કરવાની હોય તો સામાજિક અન્યાયના શિકાર થયેલાંઓને બંધારણની થોડીક કલમો વડે જ નહિ પણ લોકોની બદલાયેલી જીવનદૃષ્ટિ વડે બચાવવાનાં રહેશે. ગાંધીજીના જીવનમાંથી આપણે જો કોઈ પાઠ શીખવાનો હોય તો તે આ છેઃ આધ્યાત્મિક મૂલ્યોની, જો એમાંથી ઉદ્ભવતી સામાજિક અને આર્થિક બાબતોથી એમને અલગ પાડવામાં આવે તો, કાંઈ જ કિંમત નથી. ગાંધીજીએ કહ્યું હતું: "જો હિંદુઓ, મુસલમાનો ને શિખો શાંતિપૂર્વક સાથે રહી શકતા ન હોય તો હું જીવવા ચાહતો નથી." એમનાં છેલ્લાં વરસો કરુણ આગાહી અને નિર્ભ્રાન્તતાનાં અને કત્લ થયેલાં હજારોના ખૂનથી નીગળતાં હતાં. ઉપલા વર્ગમાં સામાજિક વૃત્તિ-(સોશ્યલ કોન્શ્યન્સ)નો અભાવ એ આપણો મહાન ભય છે. જો [illegible] રીતે પુનઃશસ્ત્રીકરણ યોજી શકીએ તો આધ્યાત્મિક પુનઃશસ્ત્રીકરણ પણ યોજી શકીએ. માનવજાતિના મોટામાં મોટા દુશ્મનો તે અજ્ઞાન અને ગરીબી જ નથી, હિસ્ટીરિયા (વાઈ) અને ગેરસમજ પણ છે.

[ડૉ. રાધાકૃષ્ણન્: જયપુર યુનિ. સમક્ષ.]

### હે મુગ્ધ, લજ્જામયિ!

**હે મુગ્ધ લજ્જામયિ! ભીરુ હે સખિ!**
**હજી ન તારે નયને પ્રવેશ**
**કીધો, ત્યહીં પાંપણદ્વાર સત્વર**
**શેં બંધ કીધાં? ઉર માહરું અરે**
**રહી ગયું ભીતર, ને બહાર હું**
**છું ક્ષુબ્ધ, છું કેવલ શૂન્યશેષ.**

... ...

**હે મુગ્ધ લજ્જામયિ! ભીરુ હે સખિ!**
**અબોલ શું ઇજન ત્યાં મને દીધું!**
**ને ત્યાં પરિરંભનમાંહિ, નેત્રથી**
**નિમેષમાં જે હરી લીધ તેહને—**
**રે તાહરા સારભસિક્ત પ્રાણના**
**માધુર્યથી પૂર્ણ કરી—ધરી દીધું!**

તા. ૩–૯–'૪૮

### તને જોઈ જોઈ—

**તને જોઈ જોઈ તોય તું અજાણી**
**(જાણે) બીજને ઝરૂખડે ઝૂકી'તી પૂર્ણિમા**
**ઝાંઝેરો ઘૂમટો તાણી......**

**વ્યોમને વસુંધરાની કન્યા કોડામણી,**
**તું તો છે સંધ્યાની શોભા સોહામણી,**
**લોચને ભરાય તોય દૂર દૂર ધામની.**
**વાયુની લહેર સમી અંગને અડી છતાંય**
**બાહુને બંધ ના સમાણી......**

**પોઢેલો મૃગ મારા મનનો મરુ-વને,**
**જલની ઝંકાર તારી જગવી ગૈ એહને;**
**સીમ સીમ રમતી તું ના'વતી જરી કને,**
**સાબરનાં નીતરેલ નીર તું ભલે હો, આજ**
**મારે તો ઝાંઝવાંનાં પાણી......**

તા. ૨૭–૨–'૪૭

[રાજેન્દ્ર શાહ: 'ધ્વનિ', પૃ. ૩૮, ૧૧૧.]

### ગાળ

**મારી પડતીનું મને હા, એટલું તો ભાન છે!**
**ગાળ માનું છું, કહે જ્યાં કોઈ: "આ ઇન્સાન છે."**

[શેખાદમ આબુવાલા]

# ધોરણ ૫, ૬, ૭, માટે અમારાં શાળોપયોગી પુસ્તકો

## નવા અભ્યાસક્રમ મુજબ

**સાહિત્ય કલ્લોલ :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૫, ૬, ૭ માટે ગદ્યપદ્ય સંગ્રહ. લે. ખાનસાહેબ અને કુટમુટિયા.

ક્રમિક પાઠોની ગોઠવણી અને ઉચ્ચ સાહિત્યની અભિરુચિને કારણે શાળાઓમાં ખાસ પસંદગી પામ્યું છે. ૧૮મી આવૃત્તિ ચાલે છે.

**ઇતર વાંચનમાળા :** ભાગ ૫. ૬. ૭. ધોરણ ૫, ૬, ૭ માટે ઇતરવાચન. લે. અરવિંદલાલ મજમુદાર, પટેલ અને શાહ.

વિદ્યાર્થીઓ માટે અનુકૂળ ભાષામાં ખાસ ધોરણવાર લખેલી નાની વાર્તાઓ, સંવાદો, એકાંકી નાટકો, અભ્યાસ સાથે,—રંગીન ચિત્રો સહિત.

**ભારત ઇતિહાસ દર્શન :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૫, ૬, ૭, માટે ઇતિહાસ. લે. સ્નેહરશ્મિ—(ઝીણાભાઈ દેસાઈ), શ્રી કાકા કાલેલકરના પુરોવચન સાથે. સુંદર ચિત્રો સાથે ભારતીય ઇતિહાસનું અનન્ય દિગ્દર્શન. પાઠ્યપુસ્તક તરીકે મંજૂર છે.

**દેશવિદેશે :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૫, ૬, ૭, માટે ભૂગોળ. લે. વરધભાઈ પટેલ અને અંબાલાલ ઇનામદાર.

ગુજરાતમાં અનોખી ભાત પાડનારાં સેંકડો સુંદર ચિત્રો તથા આકૃતિઓથી ભરપૂર ભૂગોળનાં મંજૂર થયેલાં પાઠ્યપુસ્તકો છે.

**દુનિયાના દર્શને :** ભાગ ૧. ૨. ૩. ૪. ધોરણ ૫, ૬, ૭, ૮ માટે ભૂગોળ. લે. વરધભાઈ પટેલ અને અંબાલાલ ઇનામદાર.

ભૌગોલિક સંજોગો ને લોકજીવનની ગૂંથણી કરતાં કુદરતી વિભાગોના ધોરણ ઉપર રચેલાં સેંકડો ચિત્રો સાથે—આવકાર પામેલી ભૂગોળ છે.

**सबकी बोली :** છોટી કિતાબ, ભાગ, ૧. ૨. ૩. ધોરણ ૫, ૬, ૭ માટે હિંદી ગદ્યપદ્ય સંગ્રહ. લે. પંડિત સુદર્શન.

મુંબઈ સરકારના હિંદુસ્થાની બોર્ડે મંજૂર કરેલી ને હિંદી સાહિત્યના પ્રસિદ્ધ લેખક સુદર્શનને હાથે લખાયેલી આ વાચનમાળાની ૩૨ ઉપરાંત આવૃત્તિઓ થઈ ગઈ છે. નવી સુધારેલી આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે.

**વિજ્ઞાન વિહાર :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૫, ૬, ૭ માટે વિજ્ઞાન. લે. અરવિંદભાઈ પટેલ અને છોટુભાઈ સુથાર.

વિજ્ઞાનના એ ઉત્સાહી શિક્ષકોને હાથે લખાયેલી મૌલિક કૃતિરૂપે મોટી સાઇઝમાં વિજ્ઞાનનાં પુસ્તકો દરેકમાં. ૨૦૦ ઉપરાંત ચિત્રો તથા આકૃતિઓ.

**વ્યાકરણ અને લેખનના સહેલા પાઠો :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૫. ૬, ૭ માટે વ્યાકરણ. લે. સોમભાઈ પટેલ, મગનભાઈ નાયક અને છગનભાઈ પટેલ.

વ્યાકરણ તથા લેખન રચના બંને એક જ પુસ્તકમાં આપેલાં છે. મંજૂર છે.

**નૂતન ગણિત :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૫, ૬, ૭ માટે ગણિત. લેખકો ચંદુલાલ દેસાઈ અને મનુભાઈ શાહ.

વ્યવહારુ દાખલાઓથી ભરપૂર—પ્રકૃતિ વિભાગ સાથે.

**નાના નિબંધો :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૫, ૬, ૭ માટે. લેખક શંભુપ્રસાદ કૃ. ભટ્ટ. (સરકારી વાચનમાળાના સહલેખક)

નવા અભ્યાસક્રમ મુજબ નિબંધ, વાર્તા, સંવાદ ઇત્યાદિ લેખનકામનું માર્ગદર્શન કરાવતાં પુસ્તકો.

**વિદ્યાર્થી શબ્દકોશ :** સં. મોહનલાલ પી. શાહ. ૧૦,૦૦૦ ઉપરાંત શબ્દોની સાચી જોડણી તથા ખરા અર્થ આપતો વિદ્યાર્થીઓને ઉપયુક્ત શબ્દકોશ.

**રાષ્ટ્રભાષા શબ્દકોશ :** ગુજરાતીમાંથી હિંદીમાં અર્થ આપતો અનોખો શબ્દકોશ છે. ૨૦૦ પાનાં છતાંયે કિંમત રૂ. બે.

**નૂતન લેખન :** ભાગ ૫. ૬. ૭. ધોરણ ૫, ૬, ૭ માટે સચિત્ર સીટ વર્કો.

**સુંદર લેખન કળા :** ભાગ ૫, ૬, ૭. ધોરણ ૫, ૬, ૭ માટે સચિત્ર કોપી બૂકો.

## ધોરણ ૮, ૯, ૧૦ તથા ૧૧ માટે

**સાહિત્ય પલ્લવ :** ભાગ ૧. ૨. ૩. ધોરણ ૮, ૯, ૧૦ માટે. સં. ઉમાશંકર જોષી અને ઝીણાભાઈ દેસાઈ.

એ જાણીતા સાહિત્યકારોના હાથે સંપાદિત થયેલા આ ગદ્યપદ્યસંગ્રહો છે.

**ભારતનો ઇતિહાસ :** ભાગ ૧. ૨ લેખકો મનુભાઈ દેસાઈ અને અંબેલાલ ચીનાઈ. પ્રો. વાડીઆના આમુખ સાથે સહેલો અને સરળ ઇતિહાસ.

**ભાષા પરિચય :** ભાગ ૧. ૨. ધોરણ આઠ નવ માટે. લે. પ્રો. મનસુખલાલ ઝવેરી.

૧૯૫૦ના નવા અભ્યાસક્રમ મુજબ.

**લેખન અને પરિશીલન :** લે. સોમભાઈ પટેલ અને મગનભાઈ નાયક. ધોરણ ૧૧ માટે.

પ્રશ્નપત્રમાં આવતા ૨૦ માર્કના પદ્યખંડ અથવા સાર ગ્રહણ માટે માર્ગદર્શન કરાવતું પુસ્તક.

**પ્રશ્નોત્તરી ઇતિહાસ :** લે. શાહ, નાયક અને દેસાઈ. ૬, ૭, ૮ માટે.

ચારે યુગના પ્રશ્નોરૂપે આપતો ઇતિહાસ.

**ભારતનો ઇતિહાસ :** પ્રો. કિશોરચંદ્ર યાજ્ઞિક. (૧૨૦૦ થી ૧૯૫૦) નવા એસ. એસ. સી. કોર્સ મુજબ લખાયેલો ઇતિહાસ.

**ગુજરાતી ભાષાવ્યાકરણ અને લેખન :** પ્રો. મનસુખલાલ ઝવેરી. છઠ્ઠી આવૃત્તિ. ધોરણ ૮, ૯, ૧૦, ૧૧ માટે ગુજરાતી ભાષાનું સર્વાંગી જ્ઞાન આપતું વ્યાકરણ અને રચનાનું એક જાણીતા વિદ્વાનનું પાઠ્યપુસ્તક.

**सबकी बोली :** ભાગ ૪, ૫, ૬, ધો. ૮, ૯, ૧૦ માટે હિંદી પાઠ્યપુસ્તકો. લે. પંડિત સુદર્શન. નવા અભ્યાસક્રમ મુજબ હિંદીના જાણીતા લેખક પં. સુદર્શનના હાથે લખાયેલાં હિંદીનાં સચિત્ર પુસ્તકો.

**Selected Verse :** લે. શ્રી. રમણ વકીલ. ધો. ૧૧ના એસ. એસ. સી. કોર્સ માટે.

**Garland of English Prose & Poetry :** P. I. & II. By Wadia and Menon. હાઈસ્કૂલો માટે અંગ્રેજી ગદ્યપદ્યસંગ્રહ.

**हिंदुस्थानी गद्यपद्यसंग्रह :** સં. પંડિત સુદર્શન. નવા અભ્યાસક્રમ મુજબ હિંદી ગદ્યપદ્યસંગ્રહ.

## ગુજરાતી ઇતર વાચન

### ધોરણ આઠ, નવ, દસ માટે

### મૂળ ભાષામાં સંક્ષિપ્ત કરેલાં પ્રસિદ્ધ ગુજરાતી લેખકોનાં પુસ્તકોની સંક્ષિપ્ત આવૃત્તિઓ

- આ પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં જે પ્રથમ પંક્તિના ગદ્યલેખકો જેવા કે શ્રી કાકા કાલેલકર, ઝવેરચંદ મેઘાણી, રમણલાલ દેસાઈ વ. જેમની શૈલીનું અનુકરણ વિદ્યાર્થીઓ ફાયદાપૂર્વક કરી શકે તેવા જ લેખકોનાં પુસ્તકોની પસંદગી કરી છે.
- પુસ્તકોની પસંદગી વિદ્યાર્થીઓનાં વય અને બુદ્ધિમર્યાદા ધ્યાનમાં રાખીને કરવામાં આવી છે.
- આ પુસ્તકો લેખકોની મૂળ ભાષામાં જ સંક્ષિપ્ત કર્યાં છે. તેથી મૂળકૃતિ જેટલું જ તેમનું મહત્ત્વ છે અને તેમ કરવા જતાં વાર્તારસ અખંડ જળવાઈ રહે એવી ખાસ કાળજી લીધી છે.
- દરેક પુસ્તકમાં આઠથી દસ ચિત્રો છે. પાનાં ૧૫૦ની આસપાસ છે.

**ભારેલો અગ્નિ :** લે. રમણલાલ વ. દેસાઈ. રૂ. ૧-૬-૦

**દરિયાલાલ :** લે. ગુણવંતરાય આચાર્ય. રૂ. ૧-૮-૦

**સ્મરણ યાત્રા :** શ્રી કાકા કાલેલકર. ૧-૪-૦

**કનક નદીનો રાજા :** મૂળ લેખક : જોન રસ્કિન : સંક્ષેપ કરનાર : શ્રી ચંદ્રશંકર શુકલ. ૦-૧૨-૦

**ઇતર વાચનમાળા :** ભાગ ૮ અને ૯. મજમુદાર, નાયક અને દેસાઈ. ૧-૮-૦

## हिन्दी इतर वाचन माटे

**भारतके महापुरुष :** १- ०-०

**सिकंदर :** पंडित सुदर्शन १- ८-०

**अंगुठीका मुकदमा :** पंडित सुदर्शन १- ०-०

**गांधीबाबा** ( जीवन ) : पंडित सुदर्शन ०-१४-०

**धर्मवीर दयानंद** (जीवन) : पंडित सुदर्शन १- ०-०

**हिन्दुस्थानी गद्यपद्यसंग्रह :** सं. पंडित सुदर्शन १- ८-०

**વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ,**

૩ રાઉન્ડ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ નં. ૨

# સંસ્કૃતિના પાછલા અંકો

**૧૯૫૦** અને **૧૯૫૧**ના અંકોના થોડાક સેટ હજી મળી શકે એમ છે. દરેકની કિં. રૂ. સાત, પોસ્ટેજ દરેકનું ચૌદ આના.

સંસ્કૃતિના શરુઆતથી માંડીને ૧૯૪૭, ૧૯૪૮ અને ૧૯૪૯—એ ત્રણે વરસના અંકો ઓછી કિંમતે મળી શકે તે માટે નીચેની વ્યવસ્થા છે :

**એક** વરસના અંકો રૂ. ૫–૦–૦ + ૦–૧૦–૦ ટપાલખર્ચ

**બે** વરસના અંકો રૂ. ૧૦–૦–૦ + ૧– ૧–૦ ટપાલખર્ચ

**ત્રણ** વરસના અંકો રૂ. ૧૫–૦–૦ + ૧– ૮–૦ ટપાલખર્ચ

આ રકમ મનીઑર્ડર કે ચેકથી મોકલવી એ વધુ સગવડભર્યું છે. વી. પી. પી.થી પણ મંગાવી શકાશે.

સરનામું :—**સંસ્કૃતિ કાર્યાલય,** એલિસબ્રિજ, **અમદાવાદ—૬**

  Reg. No. B. 4946

# આજે ભણીને કોઈને જીવતાં આવડતું નથી

મારી પાસે દુષ્કાળનું અને રસ નહીં હોવા છતાં ચૂંટણીનું કાર્ય છે. તો પણ હું અહીં આવવા પ્રેરાયો છું. હું તમને ધન્યવાદ આપું છું કે તમે કદર કરવાનો ગુણ કેળવ્યો છે, જે અદ્ભુત ગુણ છે. કારણ કે કદર કરતાં પહેલાં સામાના ગુણોને પારખવાનું જ્ઞાન જોઈએ છે. તમે એ તાલીમ લીધી છે માટે હું ખુશ થયો છું. તમે ડૉ. નારગુંડના ગુણો જીવનમાં ઉતારો તેમ ઇચ્છું છું. તેઓ આટલા પ્રિય એટલા માટે બન્યા કે તેમનું ચારિત્ર્ય ખૂબ ઊંચું હતું ને તેઓ જે કાંઈ મેળવતા તે પોતા માટે નહીં પણ વિદ્યાર્થી માટે મેળવતા હતા. આને તેમણે ધર્મ માન્યો અને પ્રતિષ્ઠા, ધન, સુખ, વૈભવ, વગેરે ત્યાગીને તેમણે પોતાનો ધર્મ બજાવ્યો. જેનામાં આ ધાર્મિકતા છે તે નમસ્કારને પાત્ર છે.

આ બધો બોજ વહેવા છતાં તેમણે તો શરીરની તંદુરસ્તી પણ જાળવી હતી. આમાં પણ ધાર્મિકતા છે. કારણ શારીરિક તંદુરસ્તી જાળવ્યા વિના [illegible] કાર્ય કરવાનું છે તેને પહોંચી ન શકાય અને કાર્ય અપૂર્ણ રહે. આજે દેશને આવા ચારિત્ર્યવાન અને ધાર્મિક પુરુષોની ખોટ પડી છે. હિંદમાંથી આજે આનો લોપ થતો જાય છે ને જો આપણે આ ભાવના ટકાવી નહીં શકીએ તો આપણે ટકી શકીશું નહીં. ઘણા વિદ્યાર્થીઓ કહે છે કે અમારે સેવા કરવી છે. પણ સેવા કરતાં તો ઘણું શીખવું પડશે. આપણે ઘણું ઓછું શીખ્યા છીએ. અને જે શીખ્યા છીએ તે માત્ર એટલું કે ઢગલાબંધ જરૂરિયાતો વધારવી, અને જરૂરિયાતો પોષવાની શક્તિ ન હોવાથી ખેંચતાણ અનુભવવી. માણસ પાસે પૈસા ખૂટે છે ને પછી તેનું જીવન રસહીન બની જાય છે. વળી જેમની ઝાઝી જરૂરિયાતો નથી તેમનામાં જ્ઞાન નથી, તે જડ છે—એવી કોઈકની ગોખાવેલી વાતો કરતા આપણે થઈ ગયા છીએ. ખરેખર આજે ભણીને કોઈને જીવતાં આવડતું નથી.

જીવવાની કલા ભણતરમાં નથી આવતી. તમે ભણો છો પણ કેળવણી પામતા નથી. કેળવણી એ જુદી જ ચીજ છે. તમે તો શક્તિ ઉપરાંત ખર્ચ કરવાની કેળવણી પામ્યા છો. નવા સર્જનથી આવક ઊભી કરવાનું શીખ્યા નથી. જો આમ ચાલશે તો આપણે સૌ સાફ થઈ જઈશું. આજે શ્રમ કરવાની શક્તિ ઘટી ગઈ છે. ભણેલા કહે છે કે ભણીને જો શ્રમ કરવાનો હોય તો ભણવું શા માટે ? પણ તમે જ્ઞાન પણ એવું મેળવો કે જે પાડોશીને પણ ખપ આવે અને સમાજને પણ ખપ આવે. અત્યારે જો તમારા જીવનનું કોઈ અનુકરણ કરે તો તો તે માર્યો જ જાય.

વળી સેવાની શરૂઆત તમે ઘરથી કરજો. કારણ કે ઘણાં માબાપોએ બાળકોને દેવાં કરીને ભણાવ્યા હોય છે. તો તેમનાં નાણાંનો સદ્‌ઉપયોગ થાય તેવું તમારે કરવું જોઈએ. હજુ બગડી ગયું નથી તો પહેલાં તમે આ ટેવ પાડો ને મહેનત કરી કોઈને માટે, દેશને માટે ઘસાઈ છૂટવાની વૃત્તિ કેળવો. દેશની ઊણપો પૂરવાની પ્રભુ તમને શક્તિ આપો.

[ **શ્રી રવિશંકર મહારાજ:** અમદાવાદ ગુજરાત કૉલેજમાં પ્રો. નારગુંડનું ચિત્ર ખુલ્લું મૂકતાં. ]

# સંસ્કૃતિ

વર્ષ ૬ઠું : અંક બીજો

ફેબ્રુઆરી ૧૯૫૨

તંત્રી :
ઉમાશંકર જોષી



જળાશય

બોરોબુદુરનું શિલ્પ: અનુકૃતિ—રસિકલાલ પરીખ: બ્લૉક 'ભારતઇતિહાસગાથા'



# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું — અંક બીજો


## અનુક્રમણિકા : ફેબ્રુઆરી ૧૯૫૨


| | | |
|---|---|---|
| ચૂંટણીની ફલશ્રુતિ | ઉમાશંકર જોષી | ૪૧ |
| સમયરંગ | તંત્રી | ૪૨ |
| ડિસેમ્બર તારીખ ૨૫ | મૂસિકાર | ૪૪ |
| સુવર્ણમેઘ | સુંદરજી ગો. બેટાઈ | ૪૫ |
| બલ્લુકાકાને : અંજલિ | નિરંજન ભગત | ૪૮ |
| બલ્લુકાકા સાથે બપોરની ચા | આનંદરાય ભટ્ટ | ,, |
| મ્હારી જોડણીપદ્ધતિ | સદ્‌ગત પ્રો. બ. ક. ઠાકોર | ૪૯ |
| પ્રસન્ન દામ્પત્ય | શિવકુમાર જોષી | ૫૩ |
| ભારતીય 'સામાજિક કાર્ય' પરિષદ— પાંચમું અધિવેશન | યશવન્ત શુકલ | ૬૨ |
| સાભાર સ્વીકાર | ... | ૬૭ |
| પ્રથમ ફિલ્મ-મહોત્સવ | પીતાંબર પટેલ | ૬૮ |
| જિપ્સીની આંખે : બા | 'જિપ્સી' | ૭૨ |
| પત્રમ્ પુષ્પમ્ | ઉ. | ૭૬ |
| સ્વાધ્યાય સમીક્ષા | ઉ. | ૭૭ |
| અર્ઘ્ય | તંત્રી | ૭૮ |




[illegible]ય વતી મુદ્રક-પ્રકાશક: કિશનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.

### લેખક મિત્રોને વિનંતિ:–

* લખાણ કાગળની એક બાજુ અને સ્વચ્છ અક્ષરે લખાયેલું, જોડણીકોશ પ્રમાણેની જોડણીવાળું હોય એ મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે તેની સાથે જવાબી પરબીડિયું હોય એ આવશ્યક છે.

### સૂચનાઓ :

* દર માસની સાતમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

**એન. એમ. ત્રિપાઠી, લિ. મુંબાઈ.**
**જીવનસાહિત્યમંદિર, અમદાવાદ.**
**ભારતીસાહિત્યસંઘ, અમદાવાદ.**
**ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવાદ.**
**ગાંડીવ સાહિત્યમંદિર, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ–૨**
**ગાંડીવ સાહિત્યમંદિર, લાલગેટ, સુરત**
**એલ. કે. મેઘાણી** : અમરતોલા સ્ટ્રીટ, **કલકત્તા ૧.**
**પ્રભાકર બ્રધર્સ**, પો. બો. ૬૨, નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

### લવાજમ :

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ. નવ અથવા શિલિંગ ૧૪. છૂટક નકલના બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :

**સંસ્કૃતિ કાર્યાલય,**
એલિસ-બ્રિજ. **અમદાવાદ–૬**

# સંસ્કૃતિ

सत्यं परं धीमहि ।

ફેબ્રુઆરી ૧૯૫૨




## चूंटणीनी फलश्रुति

**આ** અઠવાડિયામાં તો ચૂંટણીનાં બધાં પરિણામોનો પૂરો નકશો આપણી સામે આવી ગયો હશે. એત્રણુ મહિના ચારેકોર બધા પ્રદેશો જાણે ચૂંટણીનો વળગાડ વળગ્યો હોય તેમ ધૂણવા મંડી ગયા હતા. હવે આંખો ચોળીને એ જુએ છે કે આ ચૂંટણીમાંથી મળ્યું શું ? સરકારી ખર્ચનો અંદાજ દસેક કરોડનો હતો; ઉમેદવારોના ખર્ચ પર મર્યાદા હતી, પણ પક્ષના ખર્ચ ઉપર ન હતી. બેસુમાર ખર્ચ થયું છે. કેટલુંક તો ખીચડીમાં જ ઘી ઢળ્યા જેવું, તે છતાં મનુષ્યશક્તિ, સાધનો વગેરેનો વ્યય મળીને પણ દેશને અબજેકનું ખર્ચ સહેજે થયું હશે. જ્યારે ખાવા-પહેરવાના સાંસા છે – આપણા ભાલમાં માણસોને તગર (ઘાસ) ખાવાનો પ્રસંગ આવ્યો છે અને સરકારી લારીના પાણીનો માટલાદીઠ આપવાનો એક પૈસો માણસોને દોહ્યલો છે એ સંજોગોમાં ચૂંટણીનો આવો ખર્ચાળ શોખ કરીને આપણે મેળવ્યું શું ?...

પહેલી નજરે તો લાગે કે મેળવ્યું : હતા-ત્યાં-ને-ત્યાં, जैसे थे – Status Quo ! પણ છેક એવું નથી. તેમ ચૂંટણીનો આવો ખર્ચાળ પ્રયોગ પણ એક લોકશાહી તરીકે આપણે જીવવું ઊછરવું હોય તો કર્યા વગર છૂટકો નથી.

ચૂંટણીને અંતે 'સ્ટેટસ ક્વો' રહેતું નથી જ. કૉંગ્રેસ હવે અસંદિગ્ધપણે એક પક્ષ બની જાય છે. મોટા પ્રધાનોને ખંખેરીને ફેંકી દેવાની જનતામાં ગુંજાયશ છે એની આ ચૂંટણીમાંથી પ્રતીતિ મળે છે. એક પક્ષ તરીકે કૉંગ્રેસને લોકસભામાં અને મોટા ભાગની રાજ્યધારાસભાઓમાં બહુમતી મળી છે, પણ એની સામે દેશની ગંજાવર સંખ્યાએ મત આપ્યો છે એ હકીકત છાની રહેતી નથી. કૉંગ્રેસની જિતમાં એને એની ભૂતકાળની કારકિર્દી, ગાંધીજીનું નામ, શ્રી. નહેરુનું વ્યક્તિત્વ અને ચૂંટણીપ્રચાર, કૉંગ્રેસ સામે રોષ હોવા છતાં એને વધુ એક તક આપવાની લોકોની ઇચ્છા અથવા તો વિકલ્પે બીજા – શ્રદ્ધા બેસે એવા – પક્ષને અભાવે રોષ વ્યક્ત કરવાની તકનો અભાવ, વરસોથી ચાલ્યાં આવતાં કૉંગ્રેસતરફી છાપાં—એ બધાએ મદદ કરી છે. નવાઈની વાત એ છે કે કેટલાક ઉચ્ચ ચારિત્ર્યવાળા સર્વોદય કાર્યકરો मामका:ના પલ્લામાં બેઠા વગર રહી શક્યા નહિ. કૉંગ્રેસે ઉમેદવારો અત્યંત સામાન્ય કક્ષાના પસંદ કર્યા, એ પસંદગી અને પ્રચારમાં જ્ઞાતિસંસ્થાનો પણ આશ્રય લીધો અને, અ–ને, પૈસા પણ ન વેરાયા એમ નહિ— એ દુઃખની વસ્તુઓ છે. તેમ છતાં કૉંગ્રેસને મળેલી જિત માટે એનું અભિનંદન કરીએ. એ લોકસંપર્ક ગુમાવવા બેઠી હતી ત્યાં એને લોકસંપર્કની તક મળી, જમીનવાળાઓ જેવાં સ્થાપિત હિતો સામે એ પછાત વર્ગોની સાથે ઊભી રહી – એમાં એ આગળ વધે તો જરૂર પુનર્જીવન પામી શકે. કોમવાદી તત્ત્વોને એણે આપેલી શિકસ્ત એ કૉંગ્રેસની મોટી સિદ્ધિ છે. કૉંગ્રેસ પોતે કોમવાદી બનતી જતી હતી, તેમાંથી શ્રી. નેહરુએ એને આ કક્ષાએ આણી છે.

ક્રાન્તિવિરોધી (રાઇટિસ્ટ) તત્ત્વોનું લગભગ બધું બળ ગળી જઈને કૉંગ્રેસ બહાર આવી, તેમ બધાં ક્રાન્તિકારી (લેફ્ટિસ્ટ) તત્ત્વોનું બળ ગળી જઈને સમાજવાદ પક્ષ બહાર આવ્યો હોત તો આપણી લોકશાહી માટે મોટા સદ્ભાગ્યની વાત હતી. સમાજવાદીઓ છેલ્લાં ચાર વરસમાં કાંઈક પતીજ પડે એવું કામ કરી શક્યા હોત તો આ ચૂંટણી પછીની સરકાર કદાચ એમની હતી. તેને બદલે એ પક્ષે ભારે હાર ખાધી છે. પણ કૉંગ્રેસથી બીજે નંબરે દેશે સમાજવાદ પક્ષને મત આપ્યા છે. પ્રચારઝુંબેશ દ્વારા પ્રજા સાથે આખા દેશમાં એ પક્ષ સંપર્કમાં મુકાયો છે. આ હાર સમાજવાદ પક્ષમાં જરૂર વધુ પ્રાણ પૂરશે.

ત્રાવણકોર–કોચીન, મદ્રાસ અને હૈદરાબાદમાં સામ્યવાદીઓને મળેલી ઝળકતી ફતેહે સૌને ચમકાવ્યા છે. હિંદમાં લોકશાહી પગભર થવાની હોય તો હવેનાં પાંચ વરસમાં સમાજવાદ પક્ષ અને સર્વોદય કાર્યકરોએ તનતોડ મહેનત કરવાની રહેશે, સિવાય કે સામ્યવાદીઓ જ લોકશાહી રીતરસમોને અનુસરે. કૉંગ્રેસ સરકારોએ સામ્યવાદની આટલી તાકાત વધારી છે અને હવે પછી પણ એમાં એ પાછી પડશે એવાં કોઈ ચિહ્નો નથી.

ઉમાશંકર જોષી

# સમયરંગ

તંત્રી

## ચિરતરુણ ગડકરી

મરાઠીના એક મહાન કવિ અને નાટકકાર ગડકરી(૧૮૮૫–૧૯૧૯)ની ૩૩મી પુણ્યતિથિ ગઈ ૨૩મીએ અમદાવાદ મહારાષ્ટ્ર-સમાજે ઊજવી. ઘણી સારી સંખ્યામાં સ્ત્રીઓ અને નાના વિદ્યાર્થીઓની હાજરી નોંધપાત્ર ગણાય. સુંદર હલકથી કવિની કેટલીક કૃતિઓ રજૂ થઈ. પ્રો. નાઇકે કવિના જીવન-કવન ઉપર રોચક શૈલીમાં મનનીય વ્યાખ્યાન આપ્યું. ડૉ. ભટ્ટે પ્રમુખસ્થાનેથી ખાસ કરીને કવિના 'ચિરતરુણ માનસ' ઉપર પ્રકાશ પાડ્યો.

પ્રો. નાઇકે ગડકરીના જીવનમાં (૧) બુદ્ધિ અને હૃદય, (૨) સુધારકવૃત્તિ અને જૂની રૂઢિમાં આસ્થા અને (૩) નૈરાશ્ય અને વિનોદવૃત્તિ વચ્ચેના સંઘર્ષોએ કેવો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે એ પર વિવેચન કર્યું. કવિતારચનામાં કૃત્રિમતા કે ચતુરાઈ, વિનોદમાં ઘણીવાર શબ્દ પર રમત, વગેરે પ્રસિદ્ધ દોષો સ્વીકારવા છતાં ગડકરીમાં સાચી કાવ્યપ્રતિભાના નમૂના પણ તરત ધ્યાન ખેંચે છે એ વક્તાએ દૃષ્ટાન્તો આપીને દર્શાવ્યું. એક આધુનિક વિવેચકે ગડકરીનાં નાટકોમાંનો વિનોદ–અંશ સાચો છે અને એથી જીવશે, જ્યારે કરુણ-અંશ સાચો નહિ પણ નાટકી (મેલોડ્રામેટિક) હોઈ ફીકો લાગશે એવી ટીકા કરી છે તે સાથે વક્તાએ મતભેદ બતાવ્યો હતો અને 'ભાવબંધન'માંના શરૂઆતના માલતી–મનોહરના પ્રસંગની સાચી ભાવપૂર્ણતા પ્રત્યે ધ્યાન ખેંચ્યું હતું. 'પુણ્ય-પ્રભાવ'માંના ભૂપાલ-વસુંધરાના પ્રસંગનો એમણે એક સર્વોત્તમ દૃશ્ય તરીકે પુરસ્કાર કર્યો હતો.

બહુ ઓછા ગુજરાતી વાચકો જાણતા હશે કે ગડકરી નવસારી-માં ઊછર્યા હતા. ઘરની સામે નાટકકંપનીના ખેલ ચાલતા. શિશુકવિને પણ પ્રેરણા આવી. છ વરસની ઉંમરે એણે એક નાટક લખ્યું : 'સુરસુંદરી,'. ગુજરાતીમાં. કંપનીના માલિકને એણે એ આપ્યું. કોણ જાણે માલિકે એનું શું કર્યું ! ગડકરીની કવિતા ઉપર કલાપીની કવિતાની અસર સુવિદિત છે.

## 'લિટરરી સપ્લીમેન્ટ'ની અર્ધશતાબ્દી

ગઈ ૧૮મીએ લંડન 'ટાઈમ્સ'ની અઠવાડિક સાહિત્યપૂર્તિ 'લિટરરી સપ્લીમેન્ટ'ને પચાસ વરસ થયાં. એ પૂર્તિ 'કામચલાઉ શરૂ કરવામાં આવેલી અને પછી ભૂલભૂલમાં ચાલુ રહી ગઈ હતી.' અત્યારે સાહિત્યના પત્ર તરીકે દુનિયામાં કદાચ એ સર્વશ્રેષ્ઠ હશે. એમાં અંગ્રેજી ભાષાના ઉત્તમ વિવેચકોની પ્રસાદી રજૂ થતી રહી છે. કયારેય કોઈની સહી ન આપવી એવો એનો શિરસ્તો છે. આ પ્રસંગે ખાસ અંક પ્રસિદ્ધ થયો છે તેમાં જૂના અગત્યના વિવેચન-લેખો અને છબીઓ પ્રગટ થયાં છે. સને ૧૯૩૯ સુધીમાં સેઈન્ટ્સ-બરી, એડમન્ડ ગૉસ, રૉબર્ટ બ્રિજીસ, કેર, 'ક્યૂ', રેલે, પોલાર્ડ, હેમન્ડ, હેન્રી જેઈમ્સ, વર્જીનિયા વૂલ્ફ આદિની કલમોથી એ પૂર્તિ સમૃદ્ધ બની હતી તે જોવા મળે છે.

સ્વસ્થ મૂલગામી વિવેચનની આવી ધારા આપણી ભાષાઓમાં ક્યારે સ્થિરરૂપે જોવા મળશે ?

## નવું વાચન

બ્રિટિશ કાઉન્સીલ તરફથી ૧૯૪૯ અને '૫૦ની વાર્ષિક સમીક્ષાઓ પ્રગટ થઈ છે. આપણી ગુજ. સાહિત્યસભા વાર્ષિક સમીક્ષા વર્ષોથી કરાવતી આવે છે. અંગ્રેજી સમીક્ષામાંથી આપણી સમીક્ષાપદ્ધતિને નવો ઘાટ આપવા માટે ઘણાં સૂચનો મળી શકે. અંગ્રેજીમાં વરસદહાડે ૪-૫ હજાર નવલકથાઓ પ્રગટ થાય છે, પણ છસાત પાનાંમાં તેની વેધક સમાલોચના રજૂ કરવામાં આવે છે. આખી ચર્ચા કોઈ ને કોઈ, કલા કે જીવનના માર્મિક વિચારના અન્વયમાં થતી હોય છે. તદ્દન નવા લેખકોની છબીઓ પણ આપી શકાય. 'ગ્રંથ અને ગ્રંથકાર'માં થયું હતું તેમ વરસનાં ઉત્તમ થોડાંક કાવ્યો સમીક્ષાની સાથે આપીને એને વધુ સમૃદ્ધ બનાવી શકાય.

બી. બી. સી. ઉપરથી 'થર્ડ પ્રોગ્રામ'માં વિચારકોનાં વ્યાખ્યાનો મળે છે. ત્યાંના 'લિસનર'માં એ વ્યાખ્યાનમાળાઓ પ્રગટ થતી હોય છે. (આપણે ત્યાં રેડિયો 'ખાતું' આવું કરવા કેમ પ્રેરાતું નહિ હોય ?) બર્ટ્રાન્ડ્ રસેલની અણુયુગ ઉપરની વ્યાખ્યાનમાળા પુસ્તકરૂપે પ્રગટ થઈ છે. તે પહેલાં જે. આઈઝાક્સની 'એન એસેસ-મેન્ટ ઑફ ટ્વેન્ટીએથ સૅન્ચ્યુરી લિટ્રેચર'માળા અપાયેલી તે પુસ્તકાકારે સુલભ થઈ છે. પચાસ પચાસ મિનિટનાં છ પ્રવચનોમાં વીસમી સદીના પૂર્વાર્ધની સાહિત્યસિદ્ધિનો આંક કાઢવાનો એમાં પ્રયત્ન થયો છે. સારા અભ્યાસીને પણ કદાચ એમાં કેટલીક નવી

ઝીણી વિગતો મળશે. વક્તાનાં મૂલ્યાંકનોમાં સહૃદયતા, તાજગી અને ઉદારતા છે. ખાસ કરીને નવલકથા વિષેનાં બે પ્રવચનો નોંધપાત્ર છે. આપણે પશ્ચિમમાંથી નવલકથાનો સાહિત્યપ્રકાર લીધો, પણ એમાં છેલ્લાં પચાસ વરસમાં જે મહાન પ્રયોગો થયા છે એથી કેટલી અળગી–અને પાંગળી–આપણી ભાષાઓની નવલકથાપ્રવૃત્તિ ચાલી છે એનો એમાંથી કાંઈક ખ્યાલ મળશે.

મુંબઈના આંતરરાષ્ટ્રીય ઔદ્યોગિક મેળામાં ચીને પોતાની ચીજોની રજૂઆત કરી છે. અમદાવાદમાં ભરાયેલા આંતરરાષ્ટ્રીય ફોટોગ્રાફી પ્રદર્શનમાં સૌથી સારા નમૂના મોટી સંખ્યામાં ચીનમાંથી હતા. ચીનનું નવું સાહિત્ય પણ હિંદમાં હવે દેખાવા માંડ્યું છે. 'કલ્ચરલ પ્રેસે' ત્રીસેક વરસના નાટકકાર લિ ચિહ-હૂવાનું 'સ્ટ્રગલ અગેઇન્સ્ટ કાઉન્ટર-સ્ટ્રગલ'–૭૪ પાનાંનું 'એકાંકી'–પ્રગટ કર્યું છે. ખેડૂતોની સૃષ્ટિ જાણે આપણા જ કોઈક પ્રદેશની ન હોય. ખુટલ મુખી અને એની પાછળ 'ભૂપત'ની ઓથ—ચીન અને હિંદનાં ભૂમિબાળકોના પ્રશ્નો જાણે સરખા જ ન હોય ! 'ચાઈનીઝ લિટરેચર–૧૯૫૧' પ્રથમ અંક પ્રગટ થયો છે.

## મરાઠી–હિંદી સામયિકો

મુંબઈમાં (અને વડોદરામાં પણ) વસતા ગુજરાતીઓનો મરાઠી સાથે સંપર્ક હોય જ. પણ મરાઠી ભાષાના સંસ્કારપ્રવાહો સાથે પણ સંપર્કમાં મુકાવું જોઈએ. સાને ગુરુજીનું અઠવાડિક સાધના રાવસાહેબ પટવર્ધન અને આચાર્ય જાવડેકર ભાવના અને વિચારની ઊંચી કક્ષાએ ચલાવે છે. માસિકોમાં **नवभारत** એક ઉત્તમ વિચારપત્ર છે. ૨૭–૨૮–૨૯ ડિસે. ૧૯૫૧ના દિવસોએ પૂનામાં અખિલહિંદ તત્ત્વજ્ઞાનપરિષદ ભરાઈ તે પ્રસંગે એણે પોતાનો 'તત્ત્વજ્ઞાનવિશેષાંક' (જાન્યુ.' ૫૨) પ્રગટ કર્યો હતો તેમાં આપણા આધુનિક જીવનની વિચારધારાઓને સમજવાના પ્રયત્નરૂપ અનેક લેખો છે. લલિતસાહિત્ય માટે મુંબઈનું **सत्यकथा** જોવું જોઈએ. ઘણા ગુજરાતીઓને ખબર નહિ હોય કે મરાઠીનું એક પ્રથમ કક્ષાનું માસિક વડોદરાથી ચાલતું હતું: **अभिरुचि**. હવે એનાં તંત્રીઓ પુરુષોત્તમ ચિત્રે અને વિમલ ચિત્રે '**रुचि**ને દાદર લઈ ગયાં છે. '**रुचि**ની તાજગીભરી પ્રાગતિક સાહિત્યવિચારણા એનું આગવું આકર્ષણ છે.

હિંદીમાં વિનોબાનું **सर्वोदय** અને કાકાસાહેબનું **मंगलप्रभात** ગુજરાતમાં સુપરિચિત છે. બીજાં બે વિષે ખાસ ધ્યાન ખેંચવા માગું છું. **नया समाज** (૩૩, નેતાજી સુભાષ રોડ, કલકત્તા ૧; વાર્ષિક રૂ. ૮) અત્યારના પ્રશ્નો પર માહિતીપૂર્ણ ચર્ચા કરતું સર્વગ્રાહી દૃષ્ટિવાળું માસિક છે. એનો જાન્યુ. 'પરનો અંક 'જનતંત્ર અંક' છે. શિષ્ટ સાહિત્ય પણ એ આપે છે. **प्रतीक** (૧૪–ડી ફિરોઝશાહ રોડ, નવી દિલ્હી; વાર્ષિક રૂ. ૮) માં હિંદી સાહિત્યની સિસૃક્ષાશક્તિનો તાજગીભર્યો પરિચય મળે છે.

## 'કુંવારી' જમીન

'સમરકંદ-બુખારા'માં એક પંક્તિ છે: 'સોય અણીપુર કુમારિકા જગ્યા પર કર્ણ સૂતેલા.' આના અર્થ વિષે મને પૃછવામાં આવે ત્યારે કૃષ્ણે કર્ણની વિનંતિથી સોય ટેકવી શકાય એટલી (એટલી જ મળી) કુંવારી જગ્યા ઉપર એમને બાળેલા એવી નાનપણમાં સાંભળેલી વાતનો હવાલો આપતો. પણ કોઈ ગ્રંથમાંથી એને અંગે ઉલ્લેખ મળતો ન હતો. હમણાં સુરતની એક શાળાનાં આચાર્ય શ્રી ચંદ્રિકાબહેન પાઠકજીએ મને પુછાવેલું. જવાબમાં મોડું થયું, દરમ્યાન એમણે ઉલ્લેખ શોધી લીધો હતો. એમના શબ્દો જ ઉતારું છું :

"સગાળશા આખ્યાનમાં પ્રસ્તાવમાં કર્ણને સોય ટેકવી શકાય એટલી કુંવારી જમીન પર બાળ્યાનો ઉલ્લેખ છે...કર્ણના મૃત્યુ વખતે કર્ણ ભગવાન પાસે વરદાન માગે છે કે એને પ્રભુ કુંવારી જમીન પર બાળે. રેવા તટે સોય ટેકવી શકાય એટલી કુંવારી જમીન મળે છે. તેના પર ભગવાન વિરાટ બની પોતાની હથેલી મૂકે છે ને તેમાં કર્ણની ચિતા રચી બાળે છે.

"કર્ણ સ્વર્ગમાં જાય છે ત્યાં એને બધે પોતે દાનમાં આપેલું સોનું દેખાય છે. એણે અન્નદાન ન કર્યું હોવાથી એની ક્ષુધા શાન્ત થતી નથી. તેથી ભગવાન પાસે અન્નદાન કરવા ખાતર ફરી અવતાર માગે છે, અને ભૂખ્યાને જમાડીને જ ભોજન કરનાર સગાળશા બને છે."

## સાચું શ્રાદ્ધ

સદ્‌ગત પ્રો. બલવંતરાય ક. ઠાકોરના પુત્રો શ્રી મુકુંદ બ. ઠાકોર, દીપક બ. ઠાકોર, પ્રબોધ બ. ઠાકોર સદ્‌ગતના અવસાન નિમિત્તે દિલસોજી બતાવનાર સૌનો જાહેર આભાર માનતાં સદ્‌ગતનો અપ્રગટ સાહિત્યવારસો પ્રજાને સુલભ કરવાની ઇચ્છા વ્યક્ત કરે છે અને એમાં સૌનો સહકાર માગે છે:

"સદ્‌ગત બ. ક. ઠા.ની સાહિત્યોપાસના સહુને વિદિત છે. છેલ્લી ઘડી સુધી પોતાના કાર્યમાં નિમગ્ન રહીને ખુરસી પર જ એમણે દેહત્યાગ કરતાં એમનાં ઘણાં કાર્યો અધૂરાં રહી ગયાં છે. એમનાં અપૂર્ણ અને અપ્રગટ રહી ગયેલાં લખાણો સંગ્રહિત કરીને એમનું પ્રકાશન કરવાની અમારી ઇચ્છા છે. આશા છે કે આ કાર્યમાં સહુ સાહિત્યરસિકોનો સહકાર અમને મળશે."

કહેવાની જરૂર નથી કે અપ્રગટ કૃતિઓ પ્રગટ થઈ શકે તો જ એમના પુત્રોએ અને સાહિત્યરસિક પ્રજાએ સદ્‌ગતનું સાચું શ્રાદ્ધ કર્યું ગણાશે.

## કેળવણીની સાચી દિશા

કરાંચી કૉલેજમાં વરસો સુધી સંસ્કૃતના અધ્યાપક, વલ્લભ-

[ અનુસંધાન પૃ. ૭૪ ઉપર ]

# ડિસેમ્બર તારીખ ૨૫

આજે મહાત્મ ઈશુનો દિન જન્મ કેરો,
'આ માસ એ' સ્મરણમાં કવિપંક્તિ આવે!

"*આ એ જ માસ, વળી આ સુખિયું પ્રભાત
સ્વર્લોક — ઈશ્વર — સનાતન — આત્મજે જ્યાં
તે બ્રહ્મચર્ય થકી સોહતી માત કૂખે
લાવ્યા મહાન જનમી અમ કાજ મુક્તિ;
ભાખી ગયા ઋષિજનો પુનિતાત્મ પૂર્વે
છોડાવશે નરકદંડ થકી અમોને
અર્પાવશે નિજ પિતા થકી શાન્તિ શાશ્વત."
શ્રદ્ધા જ એ મૂંઝવતી ઋષિશબ્દ કેરી!

મોટાં તપો વિકટ એ! પ્રભુ પ્રેમ કાજે
કીધાં, ગિરિપ્રવચને પ્રભુ ભાષિતોની
ઝાંખી કરાવી જનને દઈ દેશના ને
ચિદ્દવૃત્તિનો પુનિત માર્ગ રચ્યો ઈશુએ.
એ દેશના રુચિ નહિ સ્થિતિરક્ષકોને
જે સંપ્રદાય હિતમાં હિતધર્મ ભૂલ્યા.
નિર્દોષ! લોકહિતમાં રમમાણ એવા
ક્રૂરાતિઘોર ક્રુસથી હણિયા મહાત્મા!

અમારા પાપનું ઘોર પ્રાયશ્ચિત્ત કર્યું તમેં,
અમારાં દુષ્કૃતો ધોવા કરુણા યાચી દેવની.
અહો એ યાતના તારી! સ્મરતાં દિલ કંપતું,
કંપતું અધિકે તેથી અમારી જડતા થકી!
હૃદયે ભય આવે છે, શ્રદ્ધાધાર ખસી જતો.
ઋષિ ભાષિત સાચ્ચાં એ પડશે? કે રોકશે ખરે
કરુણા દેવની વ્હેતી પાપાચલ કુકર્મનો,
સદા જે વધતો રહેતો રૂંધતો પુણ્ય ભાવના?

યાચું પ્રભો! દિવસ આ ઈશુજન્મ કેરે:
પ્રેરો પ્રભાત કિરણો સહ ભાવનાઓ
જે અંધકાર મનનાં અમ દૂર કાઢી
વ્હેતી કરે પ્રભુ તણી કરુણા રસાળી!

મૂસિફ઼ાર

---

* મિલ્ટનની નીચેની પંક્તિઓ ઉપરથી :—

This is the Month, and this the happy morn
Wherein the Son of Heav'ns eternal King,
Of wedded Maid, and Virgin Mother born,
Our great redemption from above did bring;
For so the holy sages once did sing,
That he our deadly forfeit should release,
And with his Father work us a perpetual peace.

# સુવર્ણમેઘ*

સુંદરજી ગો. બેટાઈ

આપણા બધાના 'બલ્લુકાકા' ગયા—નિયતિના નિયમને વશ થયા; પરંતુ નિયતિકૃતનિયમરહિતા, હ્લાદૈકમયી અને રુચિરા એવી એમની કાવ્યકલાનિર્મિતિ આપણી પાસે છે જે એમને પોતાને પક્ષે અભિનન્દનનો વિષય છે અને આપણે પક્ષે સદ્‌ભાગ્યનો વિષય છે.

પ્રો. ઠાકોરની લેખનીએ પોતાની વિલક્ષણ રીતે અનેક પ્રકારની અક્ષરલીલા વિસ્તરી છે; પરંતુ કવિતા અને કાવ્યવિવેચના એમની લેખનીનાં પ્રિયતમ લીલાક્ષેત્રો છે. આજે જરૂર પૂરતો એમની વિવેચનાનો સ્પર્શ કરીને મુખ્ય તો એમની કાવ્યકલાને મારા હૃદયની ભાવાંજલિ અર્પણ કરવાનું પ્રસ્તુત ગણ્યું છે.

પ્રો. ઠાકોર વિશે વિચાર કરતાં સાથેસાથ એમના સમર્થ સમકાલીનોની સ્મરણમૂર્તિઓ ચિત્તમાં સ્ફુર્યા વગર રહેતી નથી. એ સર્વેના સાહિત્યજીવનનું એક પ્રધાન લક્ષણ ભિન્નભિન્ન રુચિ અને શક્તિની એ સર્વ વ્યક્તિઓને એકતન્તુતા અર્પે છે. એ લક્ષણ તે સાહિત્યમાં અભિનવતા આણવાનો એ બધાનો ઉત્સાહપૂર્ણ અને નિષ્ઠાયુક્ત પુરુષાર્થ. નર્મદના હાથે પ્રાથમિક જન્મ પામેલી અર્વાચીન ગુજરાતી કવિતાને અંગ્રેજી તથા સંસ્કૃત સાહિત્યના સંસ્કારો આપવાનો નરસિંહરાવભાઈએ પ્રયત્ન કર્યો અને જીવનભર સાહિત્યવિવેચનની ખડી પ્રવૃત્તિ કર્યા કરી. સ્વ. કાન્તે ખંડકાવ્યનો અનેકગુણમંડિત નૂતન કાવ્યપ્રકાર ઉપજાવી આપ્યો. નાનાલાલ કવિએ અભિનવ ભાવનાઓને પોતાની ગીતકવિતા, છન્દોબદ્ધકવિતા અને ડોલનકવિતામાં હુલાવી, ફુલાવી ને મલાવી, અને મહાછન્દ શોધવાનો અસફલ પણ બલવાન પ્રયત્ન કર્યો. પ્રો. ઠાકોરે અંગ્રેજી કવિતાના ભર્યાભર્યા ઉદ્યાનમાંથી નાજુક છતાં બળકટ એવી સોનેટની કલમ આપણા કાવ્યબગીચામાં રોપી, ઉછેરી, વૈવિધ્ય અને વિવેકથી પ્રચારી, અગેય પદ્યરચનાની પોતાની ભાવનાને પ્રવાહી પૃથ્વી છન્દમાં અવતારી, અને પોતાની અનોખી વિવેચનરીતિ વડે કવિતાશિક્ષણનું અમૂલ્ય કાર્ય સદા સજાગ રહી કર્યા કર્યું. નવલરામે સમર્થ રીતે આદરેલી સાહિત્યવિવેચનની પ્રવૃત્તિ રમણભાઈ, નરસિંહરાવ, પ્રો. ઠાકોર, આનંદશંકર ધ્રુવ ઇત્યાદિએ સવિશેષ સામર્થ્યથી વિસ્તારી ને સમૃદ્ધ કરી. કેશવલાલ ધ્રુવના સંસ્કૃત સાહિત્યના વ્યાસંગે ભાસ, કાલિદાસ ઇત્યાદિની કેટલીક નાટ્યકૃતિઓને ગુજરાતીમાં સુલભ કરી આપી અને ભાષાશાસ્ત્ર, છન્દઃશાસ્ત્ર વગેરેમાં પણ એમની લેખણ પ્રવર્તી. આ અછડતા ને ઊડતા ઉલ્લેખો ઉપરથી પણ આપણા સાહિત્યના એ ગઈ કાલના ધુરંધરોની સાહિત્યપ્રીતિ, સંસ્કારદૃષ્ટિ, પ્રયોગવૃત્તિ, સજાગ પ્રવૃત્તિ વગેરે વિશે પ્રતીતિ કોઈને પણ થશે. અભિનવતા સિદ્ધ કરી આપવાના એ પેઢીના સામાન્ય પુરુષાર્થમાં હરેક ધુરંધર પોતાની આગવી રીતે પ્રવર્ત્યો છે. પ્રો. ઠાકોરનું દર્શન, સર્જન, વિવેચન તેના અંશેઅંશમાં એમની અનોખી વ્યક્તિત્વમુદ્રાથી દૃઢ અંકિત હોવાને કારણે કદાચ સૌથી વિશેષ કૌતુકકર બન્યું છે.

આજે તો પ્રો. ઠાકોરનું આપણે વાજબી રીતે બહુમાન કરીએ છીએ; પરંતુ એવોયે સમય હતો જ્યારે એમના જ એક સમકાલીન મહારથીએ એમને નિષ્ફલ લેખક અને બદતર વિવેચક—failed author and worse critic તરીકે વર્ણવવાનું સાહસ કરેલું. પૃથ્વી છન્દના એમના આદરપૂર્ણ પ્રયોગની અને એમને અનુસરનારી કવિપરમ્પરાની જાહેર ઠેકડી તો હજી ગઈ કાલ સુધી થયા કરતી હતી અને આજેયે ક્યાંક ક્યાંક કદાચ થતી હશે. પરંતુ ટીકાનિન્દાના આવા સરપાવોથી કશી રોકટોક અનુભવે એવા પ્રો. ઠાકોર કદી હતા જ નહિ. આરંભકાળની ઉપેક્ષા,

* તા. ૧૫-૧-૫૨ને રોજ સેંટ ઝેવિયર્સ કૉલેજમાં લેખકમિલન અને અન્ય સંસ્થાઓના આશ્રયે મળેલી શોકસભામાં આપેલી અંજલિ ઉપરથી.

અનાદર, અને ક્વચિત્ તિરસ્કાર વચ્ચેયે પ્રો. ઠાકોરની ઉચ્ચ કવિતા અને દૃષ્ટિપૂર્ણ વિવેચના કશા અનુચિત ધરછોડ કે માંડવાળ કર્યા વગર પોતાનું અડીખમ સૌન્દર્ય સાચવીને સ્વમાનભેર ખડી રહી શકી છે. મારા એક મિત્રે પોતાના એક જૂના લેખમાં પ્રો. ઠાકોરની કવિતાને કાઠિયાણી જેવી કહી હતી. ખરે જ શક્તિ અને સૌન્દર્ય બંને દૃષ્ટિએ પ્રો. ઠાકોરની કવિતા કાઠિયાણી જેવી છે. એમની વિવેચનાને પણ આ ઉપમા ન છાજે એવી તો નથી જ.

પ્રો. ઠાકોરની વિવેચનાને અહીં સંભારી છે તો એમની કાવ્યભાવનાનો થોડો વિચાર પણ અહીં કરી લેવો ઠીક છે. સંગીતકલા અને કાવ્યકલાનો એટલે સંગીતમાધુર્ય અને કાવ્યમાધુર્યનો વિવેક પ્રો. ઠાકોર હમેશાં દૃઢતાથી કરતા આવ્યા છે. નરસિંહરાવે એમની એક કૃતિમાં કવિતાને સંગીતનું રૂપક આપેલું છે. એ વિશેના વિવેચનમાં "કવિતા એટલે સંગીત? છટ્" એમ કહીને એ ઊભા રહ્યા. કવિતાના ઉપમાન તરીકે પ્રો. ઠાકોરે સંગીતને ક્યાંય ખપમાં લીધું નથી એવું નથી. સંગીતમાધુર્યથી કવિતામાધુર્ય ભિન્ન જ છે એ એમનો સદાગ્રહ (સત્+આગ્રહ અને સદા+આગ્રહ એમ બંને અર્થમાં) દર્શાવવા માટે જ ઉપરનું ઉત્કટ ઉદાહરણ એમની બળકટ વિવેચનામાંથી લીધું છે. એમના આ આગ્રહમાંથી જ એમની દ્વિજોત્તમ જાતિની કવિતા વિશેની ભાવના વિસ્તરી છે. અર્થાનુસારી લયથી અન્વિત, અર્થપ્રધાન કે વિચારપ્રધાન કવિતા તે જ શ્રેષ્ઠ કવિતા એમ એમણે જોરશોરથી પુનરુક્તિઓ કરી કરીને પણ કહ્યા જ કર્યું છે. શબ્દની લયમાધુરી સામે–તેના અતિરેક સામે–અર્થમાધુરી અને ઊર્મિતરંગલીલામાં જ કૃતકૃત્યતા માની બેસનારી કવિતા સામે વિચારપ્રાધાન્ય ખડાં કરવાનું મન થયા વગર રહે જ નહિ. પ્રો. ઠાકોરે વિચારપ્રાધાન્યનો બલવાન વાદ કર્યો—જિકર કરી—તેનું કારણ આપણી કવિતાના ઇતિહાસની જે પરિસ્થિતિમાં રહેલું હતું તે સર્વવિદિત હોવાથી તે વિશે વિસ્તાર કરતો નથી. આમ કરીને પ્રો. ઠાકોરે ઐતિહાસિક આવશ્યકતા પૂરી છે અને ગુજરાતી કવિતાને નવો ઝોક આપ્યો છે. એમની એ કવિતાસેવાનું વ્યાજબી અભિનન્દન કર્યા પછી વિચારપ્રાધાન્યવાદ વિશે તટસ્થ ભાવે થોડો વિચાર કરવાનો રહે છે. આંખ બે પણ દૃષ્ટિ તો એક જ એ સિદ્ધ છે. કવિના આત્માને પણ હૃદય અને બુદ્ધિ એ બે આંખ છે. કવિનો આત્મા હૃદયનેત્ર અને બુદ્ધિનેત્ર વડે જે એકત્ર દર્શન કરે તે જ એનું દર્શન—ત જ એની કવિતા દ્વિજોત્તમ કહેવાવાને પાત્ર. વ્યાસ ભગવાને ગીતામાં સ્થિતપ્રજ્ઞ અને ભક્તનાં લક્ષણો લગભગ એક સરખાં આપ્યાં છે તે અહીં સાંભરે છે. બુદ્ધિ અને હૃદયના એકત્ર વ્યાપારનાં તે વ્યંજક છે એમ ગણું છું. એવા એકત્ર વ્યાપાર વગર કવિતા કે જીવનકવિતામાં ખરો સંવાદ પ્રગટ થવાનો નહિ. હૃદયનેત્ર જ જુએ અને બુદ્ધિનેત્ર બંધ રહે કે અધૂરું પધૂરું જુએ અને બુદ્ધિનેત્ર જુએ અને હૃદયનેત્ર બંધ રહે કે અધૂરુંપધૂરું જુએ એ સ્થિતિ કવિતાના વ્યાપારમાં તો અસ્વાભાવિક ગણાવી જોઈએ. બુદ્ધિપૂત હૃદય અને હૃદયપૂત બુદ્ધિ અથવા હૃદય અને બુદ્ધિનું અદ્વૈત જ ઉચ્ચ કવિતાનું જનક છે—એ જ ઉચ્ચ કવિતા છે. ખરી કવિતાના પ્રદેશમાં હૃદય અને બુદ્ધિ એકદૃષ્ટ–એકરસ બનીને પ્રવર્તે છે. ત્યાં કયું પહેલું ને કયું પછી, કયું ડાબું ને કયું જમણું, કયું ગૌણ ને કયું પ્રધાન એ પ્રશ્ન જ નિરવકાશ બની જાય છે. Emotionalism અને intellectualism શુદ્ધ કવિતાનાં વિઘાતક છે અને તેમાંથી ઊગરી જવા માટે કવિ–આત્માને હૃદય અને બુદ્ધિના અદ્વૈતની સાધનાનું કર્તવ્ય પ્રાપ્ત થાય છે. વિચારપ્રાધાન્યના આગ્રહી આ વિવેચકે કવિ તરીકે આ અદ્વૈતસિદ્ધિ મેળવી છે કે કેમ તે જોવા માટે હવે એમની કાવ્યપ્રવૃત્તિનું થોડું અવલોકન કરીએ. આમ કરતાં એમની રચનાઓ આપોઆપ ત્રણ વિભાગમાં વહેંચાઈ જતી જણાશેઃ

(૧) એમના નવતાપ્રેમ અને સાહસરાગમાંથી પ્રસરેલી પ્રયોગપ્રધાન રચનાઓ;

(૨) મુખ્યત્વે અંગ્રેજી કાવ્યોના એમણે કરેલા અનુવાદો; અને

(૩) એમની સ્વયંભૂ પ્રતિભાના ઉન્મેષો પ્રગટ કરતી વિલક્ષણ કાવ્યરચનાઓ.

કોઈ પણ પ્રયોગ માટે ત્રણ સંભવ–વિકલ્પ નિર્માયલા જ છેઃ કાં તો એ સફલ હોય, કાં તો કંઈક અંશે સફલ અને કંઈક અંશે અસફલ હોય, અને કાં તો નિષ્ફલ હોય. આ સર્વ પ્રકારના પ્રયોગો પ્રો. ઠાકોરના પ્રયોગોનું વિવેકપૂર્ણ અવલોકન કરનારને જડશે. પ્રો. ઠાકોરની પ્રકૃતિના અનેક વિલક્ષણ અંશોનું દર્શન પણ તેમાં થયા વગર રહેશે નહિ. આવા અવલોકનકારે પ્રો. ઠાકોરે કરેલા પ્રયોગોની બાબતમાં સર્વપ્રથમ એક વાત નજર આગળ રાખવી ઘટે છે અને

તે એ કે એમનો પ્રયોગપુરુષાર્થ વ્યક્તિગત સિદ્ધિલાભ કરતાં ગુજરાતી કવિતાની શક્યતાઓના અન્વેષણ—પરીક્ષણરૂપ વધારે હતો. બીજી રીતે કહીએ તો એ પ્રયોગો એમણે પોતા માટે કર્યા છે તે કરતાં ઘણા વિશેષ તો ગુજરાતી કવિતા માટે—એમની પછી આવનારા કવિઓને કંઈક દિશાચીંધ કરવા માટે કરેલા છે. એમની પ્રગલ્ભતા એમની પ્રયોગ-શાળામાં ભારે કારગત થઈ છે. એમાંથી ગુજરાતી કવિઓ ઘણું ઘણું શીખ્યા છે ને હજી શીખી શકશે. એમની પ્રયોગ-શાળાની મોટી સિદ્ધિઓ બે: એક તો એમની ઉદાર કવિ-દૃષ્ટિએ ગુજરાતીમાં વિકસાવેલું સૉનેટ; અને બીજી અગેય પદ્યરચનાની આરાધનાના પરિપાકરૂપે એમણે સાધેલો પ્રવાહી પૃથ્વી. આ બંને વિશે ઉલ્લેખ આરંભમાં કરેલો જ છે.

એમણે અંગ્રેજીમાંથી કરેલા અનુવાદોનો જથ્થો પણ નાનો નથી. મુક્તકોથી માંડીને ૧૦૦-૧૫૦ પંક્તિનાં કાવ્યો સુધીના એમના અનેક અનુવાદો જાણીતા છે. The Heart of a Gopi એમણે 'ગોપીહૃદય' નામે ગુજરાતીમાં અવતાર્યું છે. 'ભણકાર'માં દરેક ગુચ્છના આરંભે એમણે અનેક પતાકા-વચનો-mottos મૂકેલાં છે. 'લિરિક' નિબન્ધમાં નાનામોટા અનેક અનુવાદો ઉતારેલા છે. આ બધી રચનાઓ લક્ષમાં લેતાં સામાન્ય રીતે એમ લાગી જાય છે કે અનુવાદકલાની પ્રો. ઠાકોરને ફાવટ નથી. એમની કવિતાપ્રવૃત્તિની એક આડ-પેદાશ તરીકે જ એમની અનુવાદપ્રવૃત્તિને જોવી પડે એવી સ્થિતિ જણાય છે. મૂળ કૃતિની સરળતા કે પ્રસાદ એમની લેખણનો સ્પર્શ પામતાં ઘણીવાર લોપ પામે છે અને ફળ અસુખકર બને છે એમ મને અનેક સ્થળે લાગ્યું છે. એમના જેવા 'ખુદકલમી' લેખકને હાથે અનવદ્ય અનુવાદો ન બની આવે તેમાં આશ્ચર્ય પણ બહુ નથી. એમનું બલવાન વ્યક્તિત્વ જ—એમની અંગત વિલક્ષણતાઓ જ મૂલ કૃતિના વ્યક્તિત્વ કે વિલક્ષણતાને વ્યક્ત થવામાં બાધક બને. ક્યારેક ક્યારેક મૂલની સૂક્ષ્મતા અનુવાદમાં અદૃશ્ય થતી લાગે. કેટલીકવાર મૂલની ઉક્તિછટાને જુદી છટામાં મૂકવા જતાં મૂલનું સૌન્દર્ય જોખમાઈ જાય. આમ છતાં The Hound of Heavenનો એમનો ગદ્ય-અનુવાદ સામર્થ્યથી અંકિત છે અને કેટલીક લઘુકૃતિઓના અનુવાદો પણ એમણે હૃદયંગમ કરેલા છે તે મારા લક્ષ બહાર નથી.

પ્રો. ઠાકોરના કવિતાપ્રયોગો આપણા કાવ્યસાહિત્યના ઇતિહાસનું એક કૌતુકકર પ્રકરણ છે. એમના અનુવાદોનું વખત જતાં વિસ્મરણ ભલે થાય. પણ કોઈ પણ કવિની મૂલ્યવત્તાનું પરીક્ષણ તેના પ્રયોગો અને અનુવાદો ઉપરથી જ કરાતું નથી અને કરાવું જોઈએ પણ નહિ. કવિતામન્દિરમાં સદાય પ્રકાશ્યા કરે, સહૃદયોનું હમેશાં કૌતુક કર્યા કરે એવી સ્વતન્ત્ર વ્યક્તિમત્તાથી મુદ્રિત કૃતિઓ જ તેના કવિને ચિરંતન કીર્તિ અપાવી શકે. લોકપ્રિયતાને ખુલ્લો દરવાજો દેખાડનાર આ કવિની કેટલી બધી કૃતિઓએ એમને કવિપ્રિય અને સહૃદયપ્રિય બનાવ્યા છે! ચિત્તસારંગીના વિવિધ તારો એમણે રણઝણાવ્યા છે. એમની સ્વયંભૂસ્ફુરણાવાળી કૃતિઓ વિશે વિચાર કરતાં એમનું 'આરોહણ' કાવ્ય એકદમ હૃદયમાં સ્ફુરે છે. એનો અભિનવ ઉપાડ જુઓ, વિકાસ જુઓ અને અન્તમાં આવતું શાન્તિમાતાનું હૃદયંગમ પ્રાર્થન જુઓ. હા, એ પૃથ્વી છન્દમાં છે-વળી પ્રવાહી પૃથ્વી છન્દમાં છે. એટલા માત્રથી અકળાઈ ઊઠે એવા અરસિકો વિશે શું કહેવું? પણ પૃથ્વી વિશે દૂષિત પૂર્વગ્રહવાળાને હું 'રેવા' ચીંધું. મન્દાક્રાન્તા અને સ્રગ્ધરાના સુખદ મિશ્રણવાળી શ્લોકપરમ્પરામાં અખંડ લહેરાતી કાવ્યલહર અત્યંત આસ્વાદ્ય છે એ વિશે સંશય નથી. પણ આજે કવિઓ બહુ લાંબાં કાવ્યો સાધારણ રીતે રચતા નથી અને કદાચિત્ રચે છે ત્યારે તેના વાચકોની સંખ્યા બહુ હોતી નથી. ધૈર્ય અને ફુરસદના અભાવથી પીડાતા એવા જીવોને 'સર્ગદર્શન' નામનું માત્ર ૩૨ પંક્તિનું કાવ્ય-પ્રસાદ, માધુર્ય અને ઓજસ્ એ ત્રણે ગુણથી મંડિત કાવ્ય હું સાદર કરું અને પંડ અને પંડપતિનો 'રાસ' નિરખવા કહું. આ કૃતિઓ પણ કોઈને કુટિલ કે જટિલ નહિ જ લાગે એવી ખાતરી આપી શકાય નહિ. પણ તે વિશે તકરાર કર્યા વગર 'અતલ નિરાશા' અને 'અચલ શ્રદ્ધા', 'ગયો જ તું અશોકમાં' અને 'ઉડ્ડયનોન્મુખ નૌજવાનને,' 'વધામણી' અને 'જૂનું પિયરઘર', 'નાયકનું પ્રાયશ્ચિત્ત' અને 'મોગરો': આ અને આવી બીજી અનેક સૉનેટરચનાઓ આગળ ધરી શકાય.

કવિની જુદી જુદી ઉચ્ચ રચનાઓમાં પ્રગટ થતા સૌન્દર્ય અને કૌશલનું વિસ્તૃત દર્શન કરવાનું પ્રિય કાર્ય કરવાનો લોભ અહીં રાખવામાં ઔચિત્ય નથી. માત્ર એક બે કૃતિઓ સંક્ષેપમાં જોઈ સંતોષ માનીશ. 'ભણકારા' સૉનેટમાં રાત્રિ, જ્યોત્સ્ના, નર્મદાનીર, અનિલ વગેરેની સુગ્રથિત સૌન્દર્ય-સૃષ્ટિનો સાક્ષાત્કાર કરો અને એ સૃષ્ટિના કેન્દ્રમાં સૌન્દર્ય-

ભોગી કવિના આત્મભ્રમરનો ગુંજારવ સાંભળી જુઓ. બીજી કૃતિ 'વધામણી' લો. આ ચિત્તહારી સૉનેટમાં ગઈ પેઢીની મલાજામાં મઢાયેલી એટલે લજ્જારસિક યુવતીના પતિ–ઔત્સુક્ય અને નૂતન બાલપ્રેમને એકત્ર ગૂંથતું ચિત્ર કેટલું ચિત્તહારી બન્યું છે ! " પરિચિત પ્રતીતિ બધી ચિત્તહારી " આટલા શબ્દોમાં સુખી દામ્પત્યની કેવી કેવી ને કેટકેટલી આનન્દલીલાનો ધ્વનિ કવિએ મૂકી દીધો છે ! મધુર ચિત્રાંકન-શક્તિના ઉદાહરણ માટે આ જ કૃતિની છેલ્લી ચાર પંક્તિઓ પર્યાપ્ત ગણાશે. કેવળ કવિતોચિત પદાવલી poetic diction વિશે અનાસક્તિ—અને ઘૃણા પણ—સેવનાર આ કવિએ આ કાવ્યમાં નવા અવતરેલા બાળકને માટે 'વજન નવું' એ શબ્દો વાપર્યા છે. વજન શબ્દને અરસિક ગણનારાને પણ એ શબ્દનો અહીં પ્રયોગ ઔચિત્યયુક્ત જ જણાશે.

હવે એક જરા નવાઈની વાત પણ અહીં નોંધી લેવી યોગ્ય ગણું છું. આ કવિએ 'શાન્તિ' નામની ૩૬ પંક્તિની એક કૃતિમાં અધ્યાત્મઅનુભવને વિષય કરીને હૃદયને છલોછલ ભરી નાખે એવો કાવ્યોદ્દગાર કર્યો છે. પ્રો. ઠાકોર જેને ત્રીજા નેત્રની પ્રસાદી ગણે છે એવી એમની કૃતિઓમાં આ 'શાન્તિ' કાવ્યનું ઊંચું સ્થાન છે એમ અધ્યાપનના પ્રસંગે મને હમેશાં લાગ્યું છે. આપણે ત્યાં કાવ્યમાધુર્ય, કાવ્યસમુચ્ચય, કાવ્ય-સૌરભ જેવા કાવ્યસંગ્રહો તો અનેક થયા છે પણ તેમાં ક્યાંય કવિના હૃદયદ્રવરૂપ આ કૃતિ જોયાનું સાંભરતું નથી એની મને ખરેખરી નવાઈ લાગી છે.

પ્રો. ઠાકોરની કવિતા વિશે બોલતાં શબ્દાવલીની અરૂઢતા–રૂક્ષતા, મિતાક્ષરતા–દુર્બોધતા, કુટિલ–જટિલ વાક્યરચના, જુદી જુદી રીતના છન્દોભંગ, વિષયોની નવીનતા, નિરૂપણનું અનોખાપણું વગેરે વિશે સાચી તેમ જ ખોટી રીતે સાચું તેમજ ખોટું અનેકવાર કહેવાયું છે તે વિશે અહીં કશું કહેવાની ઇચ્છા નથી–જરૂર પણ નથી. પ્રો. ઠાકોર એમની ઉચ્ચ કવિતાઓમાં મને કેવે રૂપે પ્રતીત થાય છે તે જ યત્ કિંચિત્ દર્શાવવાનો અહીં હેતુ છે. પ્રો. ઠાકોરે પોતે જ પોતા માટે 'ખુદ્દકલમી' વિશેષણ પ્રતિજ્ઞા-પૂર્વક યોજ્યું છે. પણ 'ખુદ્દઈલમ' વગર 'ખુદ્દકલમ' સંભવતી નથી. પ્રો. ઠાકોર પાસે કવિતાનો ખુદ્દઈલમ છે જ અને માટે જ એ 'ખુદ્દકલમી' કવિ છે. એમણે પોતાની એક મનોહર કૃતિમાં 'સૌવર્ણ પયોદ' શબ્દો વાપર્યા છે તે સંભારીને એમની ઉત્તમ કવિતારચનાઓને હું સૌવર્ણ પયોદ –સુવર્ણમેઘ જેવી કહું છું. એમની ઉત્તમ કવિતાનું બહિરંગ અને અંતરંગ બંને આ ઉપમાથી વ્યક્ત થાય છે એમ ગણું છું. પ્રો. ઠાકોરની આ પ્રકારની સિદ્ધિમાં ગુજરાતી કવિતાના આરોહણનું સુભગ દર્શન કરીને એમની કવિતાને અંતઃકરણ-પૂર્વક શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું અને કવિતાને શ્રદ્ધાંજલિ એ જ તેના કવિને સાચી શ્રાદ્ધાંજલિ છે એમ માની વિરમું છું.

---

## બલ્લુકાકાને : અંજલિ

હજૂ શ્રવણમાં શમે ન રણકો, રમે સ્પષ્ટ શો;
કઠોર કદિ ઉગ્ર વજ્રસમ તીવ્ર કો ત્રાડ શો,
સુકોમલ કદીક મંદ મૃદુ રે નર્યા લાડ શો,
હજૂ સ્વપનમાંય તે નવ જણાય જે નષ્ટ શો;
તમે મનુજજંતુડા? અગર સત્યની તિ શો
હતો જ તમ કંઠ જ્યાં પ્રખર ગ્રીષ્મના સૂર્ય શો,
તમે મનુજજંતુડા? અગર સ્નેહની સ્ફૂર્તિ શો
હતો જ તમ કંઠ જ્યાં શરદ શાંત માધુર્ય શો :
સુણ્યો ન ક્ષણ એકબે, પણ સુણ્યો દિનોના દિનો
બહુ પ્રહર, રહા સમે, સ્વજન સ્નેહ–આલાપમાં
અને અવ શું શબ્દ શબ્દ સહુ ગ્રંથના જાપમાં
નિરંતર ન મ્હેકશે મૃદુલતીવ્ર એનો હિનો?
સદા નિતરિ નીંગળે હૃદય છાનિ બાની સરે,
હવે ચકિતકર્ણ કાળ પણ મુગ્ધ સૂણ્યા કરે.

૧૫-૧-૧૯૫૨ — નિરંજન ભગત

## બલ્લુકાકા સાથે બપોરની ચા

કઠોર મુખ, ભાવ જ્યાં મૃદુલ બાલ જેવા સ્ફુરે;
બને ચકિત અંતરે યુવક, જે પળે એ કરે
ગ્રહી વિમલ કીટલી સરસ ચા તણી વૃદ્ધ તે
મિલાવટ રચે, વદે, "અજબ લિજ્જતે ચાખ, લે,
નિહાળ મુજ હાથની કચમ મિલાવટે છે મઝા ?
ભલા મધુર ના બને ?" સકળ ઘૂંટડે રાચતા.
ચિરૂટ જલતી મુખે, મન ધરે નવી તાઝગી,
પ્રમત્ત ઝડપે જતી સબળ લેખિની નાચતી.
યુવાન મન ચિંતવે, "અજબ મેળ કેવો અરે!
કલેવર મહાન ને શિશુ સમાન ભાવો ઉરે,
લખે સતત લેખને યુવકના સમા જોશથી,
સુહે ત્રિવિધ વૃદ્ધ આ, શ્રમ ધરે જ ના કાર્યથી.
મહાન–નર-લક્ષણે અકલ ભાવ હૈયે વહે,
ગણાય બલવન્ત જે શિશુ સમા ન રાચી રહે ?"

આનંદરાય ભટ્ટ

# મ્હારી જોડણી પદ્ધતિ

સદ્ગત પ્રો. બલવન્તરાય ક. ઠાકોર

**૧ આમુખ** ( મ્હારી કવિતાનાં કેટલાંક અવલોકનો વિશે )

ગુજરાતી વિદ્વાનો અને લેખકોના વર્ગમાં સંખ્યાવૃદ્ધિ તો થતી આવે છે, પણ જ્ઞાન કે સંગીનતામાં વિવેક અને શાસ્ત્રીયતામાં સ્વતંત્ર વિચારણા અને અપક્ષ સમભાવમાં ઉત્તરોત્તર ઉતરતી પેઢીઓ આવતી હોય એમ અત્યારે લાગે છે. આપણી પ્રકૃતિ જ છે કે દર પેઢી પોતાને આગલી કરતાં સવાઈ માને. અને ચાલતી પેઢીની કચાશોને ચીંધી કડવા થવું રુચે પણ કોને? તથાપિ એક એકથી જુદી બેત્રણ કસોટીઓ સૂચવી શકાય. હાલના વિદ્વાનો અને લેખકોમાંથી એક જ ન્હાના વર્ગને તપાસિયે. (૧) આજે આપણી પાઠશાળાઓમાં વાચક (લેક્ચરર) અને ગુરુ-(પ્રોફેસર)ને હોદ્દે ગુજરાતી ભાષા અને સાહિત્યના સ્વાધ્યાયને પોતાનો જીવનવ્યવસાય બનાવતા જુદી જુદી ઉંમરના માણસો છે, જેમની સંખ્યા વધતી પણ જાય છે, તેમનામાં ગુજરાતી વ્યાકરણનું શાસ્ત્રીય અને પૂરતું જ્ઞાન કેટલા તો થોડા ધરાવે છે તે જુવો. (૨) જૂની પેઢીઓમાં અંગ્રેજી જાણે જ નહીં પણ સારા મહેતાજીઓ સ્થળે સ્થળે હતા, જે આપણા શિષ્ટ ગુજરાતી સાહિત્યમાં સારી રીતે પાવરધા હતા. અત્યારે આપણા ઉચ્ચ કેળવણીનો લાભ પામેલા વાચકો અને ગુરુઓમાંથી ગુજરાતી શિષ્ટ સાહિત્યમાં એવા બહુશ્રુત કેટલા તો થોડા હશે તે જુવો. (૩) નરસિંહ મહેતો, જૂનાગઢનો નાગર, પ્રથમ શૈવ, પછી શિવના વરદાને શ્રીકૃષ્ણરાસલીલા-ના દર્શને વૈષ્ણવ થયેલ ભગત ભજનિક અને કવિ, અમુક સમયે થઈ ગયાનો પ્રથમ પ્હેલો ઉલ્લેખ, પછી લાંબે ગાળે નાભાકૃત ભક્તમાળમાં જ મળે છે. આ ગ્રંથ વલ્લભાચાર્યના સંપ્રદાયનો પ્રચારક ગ્રંથ જ છે, ચમત્કારો આદિ માની ના શકાય એવી બીનાઓથી ભરેલો છે. એવા ગ્રંથમાંનો ઉલ્લેખ કોઈ પણ વ્યક્તિના ઐતિહાસિક અસ્તિત્વનો પુરાવો ના જ ગણી શકાય. આ પ્હેલાંનો એકે ઉલ્લેખ મળતો નથી, એ સાચું, તો એ પુરાવાના અભાવનો શાસ્ત્રીય સંશોધક તો એક જ અર્થ કરી શકે; નાભાની ભક્તમાલ જેવા ગ્રંથમાંનો ઉલ્લેખ છે તે કરતાં ઘણો વ્હેલો હોત, નરસિંહના કહેવાતા સમયની છેક પાસેનો હોત, તથાપિ શાસ્ત્રીય સંશોધક એને એટલો તો લૂલો પુરાવો ગણત કે બીજા સ્વતંત્ર અને કંઈક વિશ્વસનીય પુરાવાને અભાવે, નરસિંહ ઐતિહાસિક વ્યક્તિ હતો એમ માનવામાં તેને સારી પેઠે શક પડ્યા વિના ના રહેત. શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી આનંદશંકર ધ્રુવ, શ્રી હીરાલાલ પારેખ, શ્રી કે. કા. શાસ્ત્રી વગેરેએ નરસિંહની પરંપરાપ્રાપ્ત તારીખ વિશે સારી પેઠે ચર્ચા કરી છે, પરંતુ એક નિર્ણય ઉપર આવી શક્યા નથી, એ હકીકત પણ શું સૂચવે છે? આપણા હાલના વિદ્વાનો અને લેખકોએ આ બાબતમાં પરંપરાને વળગી રહેવાનું વલણ કેટલું બતાવ્યું છે, શાસ્ત્રીય સંશોધકનું વલણ કેટલું, તે જુવો. ગુજરાતી સાહિત્યના ઇતિહાસને લગતી એક બીજી બાબત પણ છેડું છું. (૪) ભાણ્ડાર્કર રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટવાળા શ્રી ગોડેએ આરંભ કર્યો, મેં તેમાં કંઈક ઉમેરી આપ્યું અને વડોદરા કૉલેજના શ્રી મંજુલાલ મજમુદારે એ પાયાઓ ઉપર ઇમારત ચણી: શુભ પરિણામ એ આવ્યું છે કે પેલા ગમે તેવા ચમત્કાર ફમત્કારને ગળી શકનાર ... હરગોવિંદદાસ કાંટાવાળા અને બીજા પ્રેમાનંદના જીવનચરિત્ર લેખે ગુરુએ જીભ ઉપર અક્ષર લખવાનો ચાળો પોતાની આંગળી વડે કર્યો અને કિશોર કવિ બની ગયો તે જ મહાકવિ પ્રેમાનંદ જેવાં અંધશ્રદ્ધા-જનિત ગપોડાં હાંકવાની કશી જ જરૂર રહી નથી એવી પ્રેમાનંદની ઉછેર કેળવણી કાર્યભૂમિ આદિ વિશે હકીકત આપણને આ જમાને જ મળી ગઈ છે. તે સારી રીતે જાહેરમાંય મુકાઈ ગઈ છે. આપણા વર્તમાન ગુજરાતીના પ્રોફેસરો અને લેક્ચરરોના વર્ગમાંથી કેટલા તો થોડાએ આના ઉપર ધ્યાન પણ આપ્યું છે, તે જુવો. આ બાબતો ન્હાનીસૂની પણ ના ગણાય. આપણા વિદ્વાનો અને લેખકોની

ચાલતી પેઢી વિશે મ્હારું મત ભલે અસ્વીકાર્ય ગણો. એમણે શું શું કરી બતાવ્યું છે, શું કરવાના અખાડા કરેલા છે, તે જ એમની મગદૂરમર્યાદા આંકી આપે છે.

મ્હારી કવિતામાં ખડબચડતા, પરંપરાત્યાગ, બંડ, પ્રયોગશોખ, વિદેશી કવિતા અને કવિઓનો મોહ, દુર્બોધતા, વગેરે છે, તે હું જ સ્વીકારતો આવેલો છું. પણ જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં બધે એ દોષરૂપ નથી, એકથી વધુ સ્થળે એ જ તે કૃતિઓનો આગળ પડતો ગુણ પણ હોય કદાચ, એવો મ્હારો દાવો છે. આ વિશે મ્હારા ટીકાકારોમાંથી કેટલા થોડાએ વિચાર સરખો કર્યો છે! ભલે અપલક્ષણો ગણાતાં એવાં આ અને મ્હારી કવિતાનાં એવાં બીજાં લક્ષણ, મ્હારા સર્જનસમૂહને સમગ્રે લેતાં, કેટલા પ્રમાણમાં છે, અમુક જ કંઈક વધારે આવે છે, બીજાં તો વિરલ જ છે, એવું તારતમ્ય સ્વતંત્રપણે કરવાની શક્તિ ના હોય, વૃત્તિ જ નહીં, માત્ર કાને પડેલું કે આંખે ચડેલું (એક ગાનારીનું ધ્રુવપદ આખી મંડળી ઝીલે એમ) પોતાનું ગણાય એમ જરા જુદી રીતે કહ્યા કરે, મ્હારી કવિતા તો મોટે ભાગે આ અપલક્ષણો એમ ઠસાવ્યા જ કરે, મ્હારા પછી ઉછરી આવેલા કવિઓમાં કયા કયા ઉપર મ્હારી નવીનતાઓની કેટલી કેવી અસર દેખાય છે, હજી ચાલ્યા જ કરે છે તેય જુવે નહીં,—એ પ્રકારનું મ્હારી કવિતાનું મૂલ્યાંકન તે સ્વતંત્ર સમભાવી તટસ્થ અને અધિકારી મૂલ્યાંકન શી રીતે ગણાય વારુ? વળી સૌંદર્યપ્યાસે સાહિત્ય અને સાહિત્યના ઉત્તમાંગ કવિતા ભણી ખેંચાતી ઉછરતી પેઢીઓ જવાબદાર મૂલ્યાંકનનો પ્રયાસ જ નહીં એવાં લખાણોને એક ઉપર એક પાંચપંદર ઠેકાણે પ્રતિષ્ઠિત ગણાતા લેખકોમાં જુવે, તેથી મ્હને મ્હારી કવિતાને–મ્હારી સાહિત્યસેવાને શો લાભ, એ પ્રશ્નને ભલે અંગત અને ગૌણ ગણી નાખિયે; પરંતુ એ ઉછરતી આશાસ્પદ પેઢીઓનું પોતાનું હિત, ગુજરાતી સાહિત્યનું પોતાનું ભાવિ, સાહિત્યસેવાને નામે આવા આવા વેડિયાવાડ જ કરી શકતા "પંડિતો અને લેખકો"ને હાથે કેવુંક સધાશે, એ પ્રશ્ન પણ આવી ચર્ચાઓમાં ઉપસ્થિત થાય જ; અને એ તો અંગત બાબતોથી પર અને મહત્ત્વનો ગણવો જ પડે એવો પ્રશ્ન છે.

## ૨ ગાંધીજી

મ્હારી કવિતા વિશે ટીકા કરતાં હજી કોઈએ અંદર પૂજ્ય ગાંધીજીનું નામ આણ્યું નથી. ગાંધીજી પણ માણસ જ હતા, પરમપૂજ્ય હતા માણસ લેખે, પોતાની અનંતનિઃસીમ માણસાઈ ને લઈ ને. પરંતુ જાણે કોઈ પણ માણસ જેવું માણસ સર્વજ્ઞ જેવું પણ હોઈ શકે, એમ ઘણાય અજ્ઞો જે તે વિષયમાં ગાંધીજીનું મત ગાંધીજીના શબ્દ વગેરે ટાંક્યા કરે છે. જોડણીના વિષયમાં ખાસ ટાંકે છે અને એ સમઝવું મ્હારા જેવા અલ્પજ્ઞને ખાસ અઘરૂં પડે છે. જોડણીનો વિષય ભાષાશાસ્ત્રને પાંડિત્યનો અને વ્યાકરણનો છે. ગાંધીજી ભાષાશાસ્ત્રી હતા? ગાંધીજી પંડિત હતા? ગાંધીજી વૈયાકરણ હતા? કોઈએ ગાંધીજી સંમુખ તેઓ ભાષાશાસ્ત્રી છે, પંડિત છે વા વૈયાકરણ છે એમ કે એવા અર્થવાળું કહ્યું હોત, તો ગાંધીજીનું પેલું અદ્ભુત સ્મિત એ માણસને તેની અવિચારી અને અર્થહીન ખુશામદ માટે લજવાવી દેત. હું કંઈ પંડિત નથી એમ તો પોતે ખુલ્લું અને વારંવાર કહ્યા કરતા, અને એ એમનું કથન માત્ર વિનયી વિનમ્રતા નહીં, સીધી, સાદી, સાચી વાત જ હતું. અને ભાષાશાસ્ત્રી તેમ વૈયાકરણ તો સારી રીતે જાણે છે કે ભાષાશાસ્ત્રી અગર વૈયાકરણ હોવા માટે પ્રથમ પ્હેલી શરત આ છે કે તે માણસ પંડિત હોવો જોઈએ, તેમ વળી વૈયાકરણ ના હોય તે ભાષાશાસ્ત્રી ના હોઈ શકે, ભાષાશાસ્ત્રી ન હોય તે વૈયાકરણ ના હોઈ શકે, એમ પાંડિત્યની એ બે વિશિષ્ટ જાતિઓ અન્યોન્યાશ્રયે વિશિષ્ટ છે. આમ હું કહેવા માગું છું કે પંડિતોના ત્રણ વર્ગ પડી જાય છે. નર્યા પંડિત; ભાષાશાસ્ત્રી હોય, માટે વૈયાકરણ અને પંડિત હોય; વૈયાકરણ હોય માટે જ ભાષાશાસ્ત્રી અને પંડિત હોય. અર્થશાસ્ત્ર અને આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરિયે, ઇતિહાસ અને રાજકારણની દૃષ્ટિએ મગજને ચલાવિયે, નીતિશાસ્ત્ર અને ફિલસૂફીદોરે વિહરિયે, સંગીત, કવિતા, સૌંદર્યમીમાંસાને પાંદડે બુદ્ધિને રમતી મુકિયે, તેમ તેમ આપણાં સભાનતાના ફલકને સજીવન કરતા એક પછી એક જુદી જુદી જાતના ભિન્નવિભિન્ન અધિકાર અને વલણોવાળા પંડિતોની હાર ની હાર આપણા જોવામાં આવે.

વાચક કહેશે, રાખો રાખો હવે! જેને લખવું હોય પોતાનું લખેલું બીજા સમજે એમ જે કોઈ ઇચ્છતું હોય જેને પોતાનું કે બીજાનું લખેલું વા છાપેલું સમઝીને વાંચવું હોય, તે સર્વને માટે શબ્દોની જોડણીનો પ્રશ્ન વ્યવહારુ પણ છે. બેશક, એ તો વગર કહ્યે છે જ. પરંતુ અહીં આ સ્પષ્ટ કહેવાની જરૂર ઊભી થાય છે કે ઘણા વ્યવહારુ પ્રશ્ન સમુચિત

પાંડિત્ય વગર બરાબર ના જ ઉકલે એવા નીકળી પડે છે, અને કેટલાક વ્યવહારુ પ્રશ્ન એવા સંકુલ હોય છે કે તેમને બરાબર ઉકેલવાને એચાર જાતનાં પાંડિત્યો યથોચિત ભેળવવાં પડે છે; એમ નથી કરવામાં આવતું, તો એવા અર્ધદગ્ધ ઉતાવળિયા ઉકેલ થોડી ગુંચો ઉકેલી આપે બેશક, તથાપિ વધારે ગુંચો નવી તેમ અણધારી પાડે પણ છે. મ્હારો એક બારિસ્ટર થયેલો મિત્ર 'સંસ્કૃત' શબ્દની જોડણી 'સન્સકરૂત' કરતો; પોતાના ઇંગ્રેજી જ્ઞાનની ખુમારીવાળા ઘણાય હિંદીઓ 'સંસ્કૃત'ની જોડણી અને ઉચ્ચારણા 'સેન્સ્ક્રીટ' કરતા. ફિરોજશાહ મ્હેતા મુંબાઇના "સિંહ" હતા ત્યારે મુંબાઈનો સ્થાનિક 'ટાઇમ' અને હિંદ માટેના સ્ટેણ્ડર્ડ 'ટાઇમ' વચ્ચેનો ઝઘડો ઉગ્ર બનેલો; તે દરમિયાન આપણાં પારસી-ગુજરાતી છાપાં 'સ્ટેણ્ડર્ડ' શબ્દ 'સેતાનડરદ' કે 'શયતાનદરડ' એમ છસાત હરફે છાપતાં, કઈ લીટીમાં 'સ' કઈ લીટીમાં 'શ' થી જોડણી કરવી, ડ, દ, કયાં મુકી દેવા, તે ઇંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતી, પારસી-ગુજરાતી ચારે ભાષામાં નર્યા ઢ એવા ઘાટી બીબાં ગોઠવનારાઓની મુન્સફી ઉપર જ રહેતું ! 'શુદ્ધ' જેવા સાદા શબ્દનું આ પારસી છાપાંઓમાં 'શૂઢ,' 'સુધધ,' 'શુડ્ઢ' એમ ત્રિમૂર્તિસ્વરૂપ દેખાતું ! કેટલા દાખલા આપું ?

ગાંધીજીના જીવનમાં બીજા વાંચીને સમજી જાય એવું ઇંગ્રેજી પાના ને પાના લખવાની જરૂર વ્હેલી ઉત્પન્ન થઈ; એવું ગુજરાતી પાના ને પાના લખવાની જરૂર પછી ઉત્પન્ન થઈ. અંગ્રેજીમાં એમણે જોયું કે, bale-bail, be-bee, cuff-cough, cot-caught, don-dawn, dam-damn, hail-hale, hare-hair, in-inn, male-mail nay-neigh, prey-pray, rude-rood, sail-sale, we-wee જેવાં સંખ્યાબંધ જોડકાં ઉચ્ચારમાં જોડકાં નથી એક જ છે તથાપિ અર્થમાં એક એકથી સારી પેઠે ભિન્ન છે; બંને અર્થ એક જ જોડણીએ નિરૂપાય તો એમાંથી કયો અર્થ લેવો તેમાં ગોટાળો થયા જ કરે, દરેક અર્થ સારુ જુદી જોડણી નિશ્ચિત કરેલી હોવી જોઈએ, અને અંગ્રેજી ભાષામાં એમ છે માટે જ તે જોડણીને વળગીને લખાયલું કોઈ પણ વાંચીને લેખકનો અર્થ ગ્રહણ કરી શકે છે. અંગ્રેજી બોલતાં, વાંચતાં, લખતાં એમને બીજા કોયડા પણ દેખાયા. એક જ ઉચ્ચારણ અનેક જુદી જુદી જોડણી વડે સધાતું જોવામાં આવ્યું, એક જ અક્ષર અનેક ઉચ્ચારણ માટે વપરાતો દેખાયો, વગેરે વગેરે: એ સર્વમાં અમુક અર્થ સાથે અમુક જ જોડણી નિશ્ચિત વાપરવાની, શક પડે ત્યાં તે કોશમાં (જોડણી અને અર્થ) જોઈ લેવાનું, એટલે ઝડપથી લખવામાં તેમ લખેલું સમઝવામાં કશી મુશ્કેલી ના નડે, એ પ્રમાણેની વ્યવસ્થા એમણે જોઈ. તેથી કરીને વ્યવહારમાં સૌને પૂરેપૂરી સુગમતા પણ એમણે દીઠી, અને એમણે અનુમાન તારવ્યું કે ગુજરાતીમાં પણ આવી જોડણી-નિશ્ચિતતા થાય તો એટલી સુગમતા પણ પ્રાપ્ત થાય. એવી પૂરેપૂરી નિશ્ચિતતાનું એક માત્ર સાધન નિશ્ચિત જોડણીકોશને ગણ્યું, અને એવો જોડણીકોશ માગીને તે રચાવાવ્યો પણ ખરો. કેમ કે ગાંધીજી અમુક ચીજ જોઈએ એમ સૂચન કરીને બેસી રહે એવા હતા જ નહીં. એ કર્મવીર તે ચીજ ઉત્પન્ન કરી પ્રજામાં ફેલાવવાનું કાર્ય બનતી ઝડપે બજાવી પણ આપતા અને ત્યાં લગી જંપતા જ નહીં.

આ કોશમાં નિશ્ચિત લેખે કઈ જોડણી વપરાઈ છે? કોણે નક્કી કરેલી જોડણી એમાં વાપરવામાં આવી છે? કોશમાં આપેલી જોડણી માટેની નિયમાવલિ જુવો; **અ-ને** તેને સરખાવો વડોદરાની એટલે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદની જોડણી કમિટી( શ્રી નરસિંહરાવ, શ્રી કેશવલાલ, અને શ્રી રમણભાઈ )એ ઘડેલી અને પરિષદે અપનાવેલી નિયમાવલિ સાથે. **બંને મુદ્દે એક જ છે: ફેર આટલો જ છે કે પરિષદ કમિટીની જોડણી વિકલ્પોની છૂટ જરા વધારે રાખે છે.** કેમ કે એ જોડણીની નિયમાવલિ ભાષાશાસ્ત્ર, વ્યાકરણ, અને ગુજરાતી લિપિ વિશે ગાંધીજી જેટલા બિનજાણકાર નહીં એવા વિદ્વાનોએ ઘડેલી છે.

## ૩ ગાંધીજીની જોડણી

ઉપલી કલમની ચર્ચાનું તાત્પર્ય જોઈએ. ગાંધીજી અને જોડણી એ બે શબ્દોને છઠ્ઠી એટલે સંબંધદર્શક વિભક્તિનો **ની** પ્રત્યય સાંધે છે. ગાંધીજીએ માગેલી, મળતાં સમુચિત લાગતાં અપનાવીને તેને સૌએ વળગવાની-અમલમાં મુકવા એટલે પોતાની જેમ જ અપનાવવાની-આગ્રહપૂર્વક ભલામણ કરેલી એવી જોડણી, એવો એ બે શબ્દોના છઠ્ઠી વિભક્તિના પ્રત્યયે સાંધેલ ગુચ્છનો અર્થ છે. જેની નિયમાવલિ ગાંધીજીએ ઘડેલી, જેનું કર્તાપણું ખુદ ગાંધીજીનું એવો અર્થ પણ એ શબ્દગુચ્છનો થઈ શકે, પરંતુ ઘડનાર તો ગુજરાતી સાહિત્ય પરિષદની જોડણી કમિટીના વિદ્વાનો હતા તે હકીકત કર્તૃત્વ-સંબંધનો અર્થ લેવામાં આડે આવે છે. પોતાની ભલામણ અપનાવવાનું સૌને સરલ બને માટે ગાંધીજીએ એ નિયમાવલિ

પ્રમાણે કોશ બનાવવા ફરમાવ્યું, અને કોશ બની રહ્યો એટલે તેના મુખપૃષ્ઠ ઉપર પોતાની ભલામણ જોરદાર રીતે છપાવી—"હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી." સ્વેચ્છાએ ન કરવી, નિયમાવલિ પ્રમાણે કરવી, નિયમાવલિને મૂર્ત કરતા આ કોશ પ્રમાણે કરવી એવો આ જોરદાર ભલામણનો સાચો અર્થ છે. કોશ નિયમાવલિને મૂર્ત્ત કરે છે એમ ગાંધીજીએ માનેલું. પરંતુ અહીં પણ ખરી હકીકત તો જુદી છે. વિકલ્પોની બાબતમાં કોશ નિયમાવલિને ત્યજી જેમ વિકલ્પ ઓછા તેમ એ નિયમો પાળવા વધારે સરલ, એવી પોતાની ગાંઠની માન્યતા ઘુસાડીને કોશકારોએ કોશ રચેલો છે. એટલે વધારે સરલતા માટે નિયમાવલિમાંના વિકલ્પ જેમ બને તેમ ઓછા હોય તો સારું એ કોશકારોની માન્યતા અશાસ્ત્રીય લાગતાં **કોશને બદલે મૂલ નિયમાવલિને જે લેખકો વળગે છે,** તેઓ ગાંધીજીની જોરદાર ભલામણના હાર્દને કોશ કરતાં પણ વધારે સારી રીતે અપનાવે છે. અને હું છું એવા લેખકોમાંનો એક: કોશકારો અને તેમને અનુસરતા લેખકો કરતાં પણ ગાંધીજીનો વધારે સાચો અનુયાયી છું એ મ્હારો દાવો છે. એ લોક મ્હને પોતાનો વિરોધી ગણે તે બરાબર છે, પરંતુ મારો વિરોધ તો આ છે કે એ લોકો જ ગાંધીજીની ભલામણના હાર્દને યથાર્થ સમજેલા નથી.

## ૪ હકાર

નિયમાવલિમાં એક વિકલ્પ છે હનો. અ અને હ, આ અને હા, ઇ ઈ અને હિ હી,...વગેરે વચ્ચે કેવો સંબંધ છે, જાણો છો? અ આ ઇ ઈ...માંથી કોઈ પણ સ્વરનો ઉચ્ચાર ધ્યાનપૂર્વક કરો. ઉચ્ચારતાં, તે સ્વરને છોડતાં, ગળામાંથી વધારે વધારે ભાર દેતા જાવ, શ્વાસના સળંગ બહિષ્કરણ ઉપર વધારે વધારે દાબ મૂકો. ભારની માત્રા વધતાં વધતાં એ બહિષ્કૃત ઉચ્ચારણ પલટાઈ જશે: અ નો થઈ જશે હ; આ નો હા;...ઓ નો હો. સભાન કરી જુવો અને ઉચ્ચારણશાસ્ત્ર(ફોનેટિક્સ)નું આ દર્શન વર્ણન સાચું છે તેની ખાતરી થઈ જશે. મધ્યકાલીન ગુજરાતી પોથીઓમાંની જોડણી કાલાનુક્રમે તપાસતા આવો: कान्हडदे (છેલ્લી બે *વર્ણી = Syllable વધારાની છે તે છોડી દેતાં) कान्ह એ સૌથી જૂની જોડણી છે; પછી આવે છે काहन; પછી कहान; कन्है જોડણી પ્રથમ પ્હેલી, પછી कह्नै, છેલ્લે क्हनै. હ વ્યંજનમાલામાં મુકિયે છિયે પરંતુ એ વ્યંજન નથી, aspirated અ જ છે, ભારની અમુક માત્રા સાથે ઉચ્ચારાતો અ જ છે; અર્ધસ્વર, અર્ધવ્યંજન એવો "semi-vowel" છે નથી ચોક્ખો સ્વર, નથી ચોક્ખો વ્યંજન. અને ઉચ્ચારણક્રિયામાં આ ભાર કાલવહને, પેઢીએ પેઢીએ અને દાયકે દાયકે શબ્દના અંત્યવર્ણીથી ખસતો ખસતો શબ્દના આદિવર્ણી ભણી આવ્યા કર્યો છે, આદિવર્ણીમાં આવીને જ વિરમે છે. આપણી—ગુજરાતીઓની—ઉચ્ચારણક્રિયાની આ પ્રકૃતિ જ છે. ભારને છેડેથી ખસેડતા ખસેડતા આપણે શબ્દના આરંભે આણી મુકિયે છિયે. અમાર્હાં, અમાહ્રા, અમ્હારા, અહ્મારા હમારા. ઉપર જે ઉચ્ચારણશાસ્ત્ર(ફોનેટિક્સ)ની દૃષ્ટિએ લખ્યું, તેને પ્રજાના છએક સૈકા દરમિયાન થયેલ લખાણોના સચવાયલા નમૂનામાંના હયુક્ત શબ્દોનાં પલટાતાં રૂપો આ ટેકો આપે છે. તો પાંડિત્યે કાળજીપૂર્વક તારવેલી આ સાચી હકીકતને વળગવું તે શું મનસ્વીપણું કે બંડખોરી છે? અંગ્રેજી ભાષામાં હું માટે I લખે છે Hi નથી લખાતું. મનઃસુખરામ ત્રિપાઠી હું બદલે ઉં લખતા: ભારયુક્ત ઉચ્ચારણને પૂરેપૂરું ટાળતા. ત્રીજો પુરુષ સર્વનામ નરજાતિ એકવચન અંગ્રેજીમાં He છે ઈ નથી; આપણી ભાષાનું સૌરાષ્ટ્ર પ્રદેશની બોલીમાં ઈ છે (ઈ બોલતો અટક્યો) શિષ્ટ ગુજરાતીમાં એ છે, બંને હકારરહિત.

## ૫ ગુજરાત વિદ્યાસભામાં હ વિકલ્પે રાખવા અંગે ટાળી જ નાખવા વિષે ચર્ચા

હોપ વાંચનમાલાએ ગુજરાતી જોડણીમાંથી હકાર ટાળેલો. આ વિશે પ્રથમ પ્હેલી ચર્ચા શિક્ષકોના શિક્ષક શ્રી નવલરામે ગુજરાતશાળાપત્રમાં ઉઠાવેલી. નવલરામ સુરતી. એમના શિષ્ય શ્રી નરસિંહરાવ અમદાવાદી. સુરતી અમદાવાદી ઉચ્ચારણો વચ્ચે કેટલો ફેર ઓઘે ઉતરતો ચાલ્યો આવે છે તે સૌ જાણે છે. સૌરાષ્ટ્રી અને કચ્છી ઉચ્ચારણ અમદાવાદ કરતાં પણ જોરદાર હોય છે, કૂંકણી ઉચ્ચારણ સુરતી કરતાં પણ પોચું છે.

દરિયાકાંઠાની ભેજવાળી હવા તે ને તે પ્રજાના ઉચ્ચારણોમાં જતે દહાડે પોચટપણું આણે છે, દેશના અંદરના ભાગોની સૂકીગરમ હવા જતે દહાડે એ જ પ્રજાનું ઉચ્ચારણ કંઈક કઠોર બનાવે છે.

વાણિયાશાઈ પ્રકૃતિ વિશે એક ટુચકો જાણીતો છે. છોકરો હીરિયો 'ભેંસ' 'ભેંસ' બોલ્યા કરે. બાપ ચુનીલાલ

[અનુસંધાન પૃ. ૮૦ ઉપર

* વર્ણી=syllable

# પ્રસન્ન દામ્પત્ય

શિવકુમાર જોષી

[ સુખી ઉપલા મધ્યમ વર્ગના ઘરનું દીવાનખાનું ઠીકઠીક આધુનિક ઢબે શણગારેલું છે. ડાબા હાથ તરફથી ઘરમાંથી દીવાનખાનામાં આવવાનું દ્વાર અને જમણા હાથે દીવાનખાનામાંથી ઘરની બહાર વરંડામાં જવાનું દ્વાર.

**સમય :** સાંજના ૬ થી ૭નો ]

રચના : અરે ગોકુલ !...ઓ ગોકુલ, મારાં કપડાં પછી અસ્ત્રી થઈને આવી ગયાં કે ?...(પ્રત્યુત્તર મળતો નથી એટલે સહેજ ખિજાઈને) આહ્ કોઈ સાંભળે છે જ ક્યાં ? આ બાએ ગોકુળિયાને એવો તો ફટવી નાખ્યો છે કોણ જાણે ક્યાંયે રખડતો હશે...અરે ઓ ગોકુલ !

આશિષ (કૃત્રિમ ક્રોધથી ચાળા પાડતો) : અરે ઓ ગોકુલ ! બોલ્યાં !...બસ અહીં આવ્યાં એટલે બેન સાહેબ જાણે મોટાં શેઠાણી, તે જ્યારે ને ત્યારે બિચારા ગોકુલને હુકમ ઉપર હુકમ છોડશે. જરા ધીરા અવાજે બોલતાં શું જાય છે, જોતી નથી મને 'ડીસ્ટર્બ' થાય છે તે ?

રચના : જો આશિષ ! હું તને કહી દઉં છું હોં, આજે જવાને દિવસે મારી સાથે ઝઘડો ન કરીશ...

આશિષ : પણ ઝઘડો કોણ કરે છે ? એવી નવરાશ પણ કોને છે ? મને તો આ તારી સુંવાળી રીતરસમ ગમતી નથી. જદુ ધોબીનું ઘર અહીંથી ત્રીજા મકાનને ભોંયતળિયે છે–હું તને પૂછું છું રચના, કે એટલું જાતે ચાલી નાંખતાં તારા આ સુકોમળ પગ થાકી જશે શું ?

રચના : ગમે તેમ ન બોલ, હું બાપાજીને કહી દઉં છું...

આશિષ : બસ જ્યારે ને ત્યારે બાપાજીની બીક બતાવે છે પણ હું પૂછું છું એનો સીધો જવાબ આપને. મુંબઈમાં તમારે હોસ્ટેલમાં આટલી બધી સાહ્યબી હોય છે કે શું ?

રચના : હું અહીં આરામ કરવા આવી છું, કામ કરવા નહીં. સમજ્યો ? અને હોસ્ટેલમાં હું ગમે તેમ વર્તું તેમાં તારે શું ?...અરે આશિષ, એમ તો એક દિવસ ત્યાં નોકરો બધા જ હડતાલ ઉપર ઊતરેલા એટલે અમે બધી જ વિદ્યાર્થિનીઓએ હાથમાં ઝાડુ લઈને પોતપોતાના રૂમ્સ સાફ કરી નાંખેલા, અને...

આશિષ : ઓહો ! શું પરાક્રમ કર્યું જાણે? પોતાના ઓરડા જાતે સાફ કર્યા અને તે પણ વરસને વચલે દહાડે, તેમાં આટલી બધી ડંફાસ શી હાંકે છે ?...... અરે રચના ! એકવાર અમારા ઉપર શું વીતી હતી તેની વાત કહું ?

રચના : મારે પણ તારી એવી ડંફાસ નથી સાંભળવી.

આશિષ : સાંભળવી જ પડશે.

રચના : નથી સાંભળવી, નથી સાંભળવી.

આશિષ : હું તારાથી મોટો છું એટલે હું કહું તે બધું તારે સાંભળવું જ પડશે.

રચના : તું તારે બકયા કરને, મેં તો લે આ બંને કાન બંધ કર્યા.

આશિષ : મારે પણ એ જ જોઈતું હતું. બે હાથે કાન બંધ કરીને હવે તું આ તારી 'બૅગ' કયી રીતે ગોઠવવાની છું તે પણ હું જોઉં છું ને ?...મેં કહ્યું તે તેં સાંભળ્યું ને ?

રચના : હું કશું જ સાંભળતી નથી. તું તારે બકયા કર ને... અરે પણ તું મારી બૅગને શું કામ ફેંદે છે ?

આશિષ : મારે જોવું છે કે તેં એમાં શું શું ભર્યું છે. તું તારે તારા કાન પકડીને ઊભી રહે અને જરૂર પડે ઊઠ-બેસ કર. તું એને જ લાયક છું. (બૅગ ખોલીને અંદરની વસ્તુઓ વેરવિખેર કરતાં) પણ આં પાઉડરનો નવો ડબ્બો, આટલી પીનો, આ 'યુ દ કોલોન'ની બાટલીઓ,

આ વાળની નેટ—આટલો બધો ઠઠારો! શું ધાર્યું છે?

રચના (ઝડપ મારતાં): મૂક કહું છું. મારી ચીજોને અડકયા સિવાય તારાથી રહેવાતું નથી?...લે લેતો જા એ બધું મને બાપાજીએ આજે સવારે જ અપાવ્યું છે, એમાં તું બળી શીદને જાય છે? એમાંનું કાંઈ તારે કામમાં નથી આવવાનું.

આશિષ: કાન કેવા છોડી દીધા! બોલ હવે મારી પેલી વાત સાંભળે છે કે નહિ?

રચના: મારે તારું કાંઈ જ સાંભળવું નથી. પહેલાં મારી બેગ હતી તેવી ગોઠવી આપ કહું છું—(પટાવતી) મારો ભાઈ નહિ? જો હમણાં મારી બહેનપણીઓ તૃપ્તિ, સુલભા બધાં આવવાનાં છે એ પહેલાં બધું પૅકીંગ પતાવી દેવું છે.

આશિષ: ઓહો! બહેનપણીઓ તને વિદાય આપવા આવતી હશે. ખરું ને?

રચના: આવે જ ને. એમાં તારું શું ગયું? બે મહિના રજાઓના કયાં ગયા તે જરાયે જણાયું નથી...અને આ પાછું જવાનું, પાછાં કોણ જાણે કયારેય મળીશું? ...કોઈવાર તો થાય છે કે...

આશિષ: તું તો જાણે ચંદ્રલોકની સફરે ઊપડવાની હોય એવી વાતો કરે છે!

રચના: તમને છોકરાઓને શું લાગે? તમારાં તો દિલ જ પથ્થર જેવાં છે. આજ સવારનાં બા અને બાપાજી... અને ઇલા કેવાં થઈ ગયાં છે તે સમજાય છે?

આશિષ: બા તો બિચારી સવારની રસોઈની ધમાલમાં પડી છે. મહારાજનુંયે આજે આવી બન્યું છે; એમનો આશિષ આજે પાછો દહેરાદૂન જાય છે તે કોણ જાણે કયારેય પાછો આવશે, એટલે જાણે એને શું જમાડું અને શું ન જમાડું એની ધમાલમાં પડી છે...અરે પણ બાપાજી કયાં ગયા છે?

રચના: કહું? વાત એમ છે કે...ઇલાને સાથે લઈ ને... મારે માટે થોડી સાડીઓ ને થોડાં પુસ્તકો ને...થોડાં...

આશિષ: હા ભાઈ હા. તું તો બાપાજીની લાડકી દીકરી. ઇન્ટરમાં સવાપિસ્તાળીસ ટકા માર્ક્સ સાથે પાસ થઈ ને ભૂલથી સૅકન્ડ કલાસ મેળવ્યો તે વખતથી બાપાજી માની બેઠા છે કે એમની રચના તો શિક્ષણના ક્ષેત્રમાં નવો ઇતિહાસ રચશે.

રચના (ખિજાઈને): જુઠ્ઠો કંઈનો! ફર્સ્ટ કલાસમાં ફક્ત સાત જ માર્ક ખૂટયા...અને એટલે તો મારા કરતાંયે બાપાજી વધુ નાસીપાસ થયા હતા...પણ એ બધું તારા જેવા બોથડને નહિ સમજાય. તું તારે પેલી દહેરાદૂનની મિલિટરી અકડેમીમાં સવારસાંજ કવાયત કરી જાણે અને બંદૂક ઊંચકીને...પેલું શું "ડાબાજમણી" "ડાબાજમણી"......

આશિષ: ચૂપ કહું છું.

રચના (ચિઢવતી હોય તે રીતે): I mean 'લેફ્ટ રાઈટ' —I mean 'ડાબાજમણી' 'ડાબા......'

આશિષ (એને પકડવા જતો): ઊભી રહે તું ડાબાજમણી વાળી, ઊભી રહે તું! (એની પાછળ દોડે છે; રચના એના હાથમાં ન આવતાં બારણા તરફ દોડે છે...)

રચના (મોટેથી બૂમ પાડતાં): ઓ બા, આ જોને તારો આશિષડો.

આશિષ (પકડવા મથતો): ઊભી રહે તારી વલે કરું છું, આશિષડાવાળી.

[બારણામાં જ આધેડવય વટાવી ગયેલા લગભગ ૫૦–૫૨ વર્ષના આનંદી સ્વભાવવાળા સુમંતરાય અને ઇલા પ્રવેશે છે તેની સાથે રચના અથડાય છે તે વખતે આશિષ પકડી લે છે.]

સુમન્ત: અરે હાં હાં, આ શું માંડયું છે આશિષ?

રચના (ભર્યા શ્વાસે): બાપાજી! હાશ, બાપાજી તમે ખરે વખતે આવી પહોંચ્યા. આ ભાઈસાહેબ એમની લશ્કરી તાકાત મારા ઉપર અજમાવતા હતા. (સોડમાં લપાઈને ચાળા પાડતાં) લેતો જા 'ડાબા જમણી,' 'ડાબા જમણી'......

(હાંફળાં ફાંફળાં લીલાબેન રસોડામાંથી આવી પહોંચે છે...)

લીલાબેન: શું હતું રચના? મને બૂમ કેમ પાડી? આટલી ધમાલ શું માંડી છે?

આશિષ: જો બા, આ રચનાને તું કહી દે. 'ડાબા જમણી' 'ડાબા જમણી' કહી કહીને મારી મશ્કરી કરે છે

તે. ...એકએ વર્ષમાં તો મને 'કમીશન' મળશે અને...

લીલાબેન : કેમ રે અલી રચના, તું એને કેમ ખિજવ્યા કરે છે?

સુમન્ત : પણ એમાં ખિજાવાનું શું છે? નાની બેન છે, ઘણે વખતે ભેગાં થયાં તે પાછાં કાલથી છૂટાં થશે તે કોણ જાણે કયારેય ફરીથી મળશે—જરા ગમ્મત કરે પણ ખરાં...અને આશિષ, કાલ ઊઠીને તું મોટો અફસર થઈશ તે આવી રીતે વાતવાતમાં છેડાઈ જઈશ તે કેમ ચાલશે?

ઇલા : એ તો બાપાજી ભાઈ છે-ને તે એમની લશ્કરી દોડની પ્રેકટીસ આવી રીતે દરરોજ મારી અને રચનાબેનની પાછળ દીવાનખાનામાં જ કરે છે.

આશિષ ( ખૂબ લાડથી ) : ઊભી રહે, તું પણ રચનાની હરોળમાં બેસી ગઈ, ખરું?

ઇલા : શા માટે નહીં? મને તો રચનાબેન જ ગમે છે.

આશિષ ( હસતાં હસતાં ) : જોયું ને બા, આ ત્રણે એક સાથે થઈ ગયાં છે. આ ઘરમાં જો તારો મને સાથ ન હોય તો બાપાજીની મદદથી આ તારી બન્ને દીકરીઓ—

ઇલા : ઘરમાંથી તમને હાંકી મૂકીએ, નહીં? તમે એ જ લાગના છો. બાપાજી, આ આશિષભાઈ છે-ને તે આટલા દિવસથી ઘેર આવ્યા છે પણ પૂછી જુઓ કે મને લઈને કેટલા દિવસ એ સાથે ફરવા નીકળ્યા છે? એ તો...છે-ને...

રચના : એ તો જ્યારે ને ત્યારે એની પેલી સગલી... શું નામ? શું નામ ઇલા? તું કાંઈ કહેતી હતી ને?

આશિષ : જો રચના...

રચના : કહે ને ઇલા, ગભરાય છે શા માટે? બાપાજી છે પછી તારે ગભરાવાનું શું છે?

આશિષ ( કૃત્રિમ ક્રોધથી ) : એવું કાંઈ બોલી તો તો કાચી ને કાચી કરડી ખાઉં હોં ઇલા.

રચના : કેનીબાલ છું કે શું? માણસો કાચા ખાવાની ટેવ કયાંથી પાડી?

ઇલા : કયાંથી પાડી કહું કે? કહું કે આશિષભાઈ?

આશિષ : ઊભી રહે ને...

લીલાબેન : બળ્યું, તમે ત્યાં ઊભા ઊભા શું એમની વાતો સાંભળતા હશો!

સુમન્ત ( પાસે આવીને ધીરા અવાજે ) : કેમ તને આ બધું સાંભળવું નથી ગમતું શું?

લીલા ( ધીરા અવાજે ) : ગમતું હોય તો પણ આમ દેખાડી દેવાતું હશે—તમેય...!

આશિષ : જો ઇલા, તને આપણાં આ રચનાબેનના પરાક્રમની વાત કહું.

ઇલા : કહો જોઈએ.

રચના : ઇલા, જો પાછી તું આશિષની પાંખમાં ભરાઈ ને?

આશિષ : તું બીશ નહિ એનાથી. જો વાત એમ છે કે તું પણ બાપાજીને કહીને અર્ધો ડઝન નવી સાડીઓ ખરીદી લાવ પછી રચનાબેનની જેમ...

ઇલા : સાડીઓ! સાડીઓ મારે શું કરવી છે? હું એને કયાં વિંટાળું?

આશિષ : અરે પણ પૂરી વાત તો સાંભળ.

ઇલા : જુઓ ભાઈ, તમે ગમે તેમ કહો પણ હું તો વીસ વર્ષની થઈશ ત્યાં સુધી ફ્રોક જ પહેરવાની છું.

રચના : વીસ વર્ષ સુધી જ શા માટે? મોટી બા જેટલી થાય ત્યાં સુધી પહેરજે ને—આ તારા આશિષભાઈ તારા બધા જ કોડ પૂરા કરશે.

આશિષ : અને તારા કોડ કોણ પૂરા કરશે? પેલો સુશોભન કે?

રચના : આહ્ આશિષ! અરે ઇલા, તું જરા પણે બાપાજી પાસે જાને ત્યાં સુધી હું આના કાન જરા કરડી લઉં.

ઇલા ( જતાં જતાં ) : કેમ બેન તમને પણ એવી કાંઈ ટેવ પાડી છે કે શું?

આશિષ : લે સાંભળ. ઇલા તને શિષ્યા તરીકે ભારે પડશે, હોં.

રચના : પણ હું તને પૂછું છું કે ગમે તે વખતે, ગમે તેની આગળ વારંવાર તું સુશોભનનું નામ શા માટે દે છે?

આશિષ : તેથી તારા મોં ઉપર લોહી ધસી આવે છે... અને...અને...તારા ગાલમાં ખાડા પડે છે તેથી.

રચના : મને તો એવું કાંઈ થતું નથી. એ મિનિટ પહેલાં તને શેનાં ગલગલીઆં થયાં હતાં ? હજી ઇલાએ સુરભિનું નામ તો પૂરું દીધું પણ નો'તું ! આ રીંછ જેવી તને દાઢી ન ઊગતી હોત તો કદાચ તારા ગાલમાં પણ ખાડા પડતા હોત—અને...અને તારા આ 'શ્યામસુંદર' ડાચાકમળ ઉપર લોહી ધસી આવતું હોય તો પણ અમને વરતાય શી રીતે ?

લીલા : કેમ રે રચના, તું એને વારે વારે 'શ્યામસુંદર' 'શ્યામસુંદર' કહીને ચિઢવે છે ? એના જેવો છોકરો તો બતાવ. એ પણ કાંઈ તારાથી ઓછો રૂપાળો નો'તો પણ એ તો ટાઢતડકામાં રખડીને—એ વાંક આ તારા બાપાજીનો જ છે, બસ જ્યારે ને ત્યારે એને રઝળવા જ દીધો છે, કહેશે કે...

સુમન્ત : તે તારા છોકરાને કોઈ રૂપાળો નહિ કહે તેથી દિલગીર થવા જેવું શું છે ? જર્મનીની સ્ત્રીઓ તો નમણા પુરુષોની સામું પણ ન જુએ. મોઢા ઉપર પરાક્રમનું એકાદું ચિહ્ન પડ્યું હોય, બેયોનેટનો ઘા કે બંદૂકની ગોળીનો એકાદ લસરકો—એવાઓની જ ત્યાં પુરુષમાં ગણના થાય છે. પુરુષો તો...

ઇલા : હા બાપાજી, તમારી વાત તદ્દન સાચી છે. આપણા બગીચાની પાછળની બાજુમાં પેલી ઊંચી મેંદીની વાડ છે ને તેની પાછળ આજે સવારે હું બોરસલ્લીનાં ફૂલ વીણતી હતી ત્યારે ત્યાં મેં શું સાંભળ્યું હતું તે કહું ?

સુમન્ત, રચના } : શું સાંભળ્યું હતું ?

ઇલા (બનાવટી અવાજે, આતુરતા ઊભી કરતી) : કોઈ એક જણ કહેતું હતું કે 'તારી ચામડીનો રંગ ભલેને શ્યામ રહ્યો પણ મને તો પડછંદ-કસાયેલો પુરુષ ગમે—રૂપાળો ન હોય તેથી શું ?' અને...અને...હું ખાતરીથી કહું છું કે એ અવાજ કોઈ જર્મન મહિલાનો નો'તો જ.

આશિષ : ઊભી રહે તું...

રચના : અને તું ખાતરીબંધ કહી શકે તેમ છે ને કે એ અવાજ સુરભિબેનના જેવો જ જણાતો હતો, ખરુંને ?

આશિષ : આ તરકટ છે બા; બાપાજી, આ ઇલાને તમે ખૂબ ફટવી છે. આ આખી બનાવટ છે....

સુમન્ત : બનાવટ ન હોય તો પણ બેટા ઇલા, આપણે ચોરીછૂપીથી કોઈની વાતો ન સાંભળવી જોઈએ.

લીલા : તમેય શું સાવ !

ઇલા : પણ બાપાજી, હું સાચું કહું છું, હું તો ફૂલો વીણતી હતી અને ત્યાં એની મેળે અવાજ કાને પડ્યો, હું શું કરું, કાન બંધ કેવી રીતે કરું ?

રચના : તે આશિષ, સુરભિ વિદાય આપવા આવી હતી કે શું ? પણ એટલી ઉતાવળી શા માટે ? હજી તો તું કાલે બપોરે જવાનો છું, ચોવીસ કલાક પહેલાં આપેલી વિદાય તને યાદ રહેશે કે ?

આશિષ : પણ હું કહું છું કે આ આખી બનાવટ છે, ઇલાને તમે બધા કયાં નથી ઓળખતા ?

રચના : અરે પણ એમાં થઈ શું ગયું ? એમ ગળચાં ખાવાની શી જરૂર છે ? એ તો સારું છે કે આપણી સરકાર યુદ્ધખોરીમાં નથી માનતી અને હજી તને કમીશન મળ્યું નથી. નહિતર કોરિયાના યુદ્ધમાં તારે જવું પડત અને બિચારી સુરભિ તને વિદાય આપવા આવત તો કેવું દશ્ય જોવા મળત ? (અભિનયથી) કેવું કરુણ દશ્ય !

ઇલા : મેં એવું દશ્ય એકવાર જોયું હતું. શેમાં કહું ? એક અંગ્રેજી પિક્ચરમાંસ્તો...

આશિષ : ઇલા, ઇલા, બાપાજી ઊભા છે, જરા તો લાજ.

સુમન્ત : સાંભળ્યું તેં ? તેં સાંભળ્યું કે ?

લીલા : મને તો એ કાંઈ ન સમજાયું, શું બન્યું...!

આશિષ : બા, એમાં સમજવા જેવું પણ કાંઈ નથી. ચાલ આપણે પણે દૂર જઈને બેસીએ. બાપાજીએ એક મોટી ભૂલ કરી છે, રચનાને મુંબઈમાં ભણવા મોકલી અને હોસ્ટેલમાં રહે એવો આગ્રહ રાખ્યો. તેના કરતાં શ્રીમતી કસ્તુરબાના સ્મરણાર્થે પેલું ફંડ ઊભું કર્યું છે એના આશ્રયે ચાલતી કોઈ તાલીમ શિબિરમાં ચાર વર્ષ માટે મોકલી હોત તો એનો આખો સીનો ફરી જાત-કોઈ સુડતાલીસ છાપરાંના ગામડામાંસ્તો-તો એને બરાબર ખબર પડત.

ઇલા : એમાં શું ? રચનાબેનને એવું કાંઈ નથી હોં. દેશસેવાનો તો એમનો આદર્શ છે જ અને ભવિષ્યમાં

—કેટલા વર્ષ પછી એની ખબર નથી પણ ગમે ત્યારે એકાદવાર તો એ આપણા દેશના ગરીબ ગામડામાં જઈને બેસવાનાં જ. પણ એ તો પેલું "ઘડપણમાં ગોવિંદ ગાશું ગુરુરાજ, અમે" જેવું છે. અત્યારે એ, પાંચ, દસ વરસ જે મોટાં શહેરોમાં ગાળ્યાં તે ખરાં. બાકી એ જવાનાં એ ચોક્કસ...

આશિષ : ગયાં હવે. ત્યાં પેલા બાપાજીએ અપાવેલા પાઉડરના ડબ્બાનો ઉપયોગ ન રહે એટલે એને ત્યાં કેમ ફાવે? ગામડાગામની દરેક સડકે ગાડેગાડાં ભરીને પાઉડરના ઢગ જામ્યા છે, એ પાઉડરની મદદથી એ બેનબા પણ કેટલાં રૂપાળાં લાગત તે હું દેખત ને?...કેમ ચૂપ થઈ ગઈ રચના, ત્યાં જવું છે ને?

રચના : બાપાજી—જોયું‌ને આ આપણા ભાઈસાહેબ કેટલા અદેખા છે તે?...પણ આશિષ, તારે બદલે હું દહેરાદૂન જવા તૈયાર છું અને તને અદેખાઈ આવતી હોય તો તું જા મુંબઈ.

ઇલા : પણ બેન, આશિષભાઈને ત્યાં કોઈ તમારી હોસ્ટેલમાં બોછા રહેવા દેશે?

રચના : અરે રહેવા દેશે. એ માટે હું સિફારસ કરીશ.... બાપાજી, અમારી હોસ્ટેલમાં એક જગ્યા ખાલી છે.

ઇલા : પણ ત્યાં તો સ્ત્રીઓ સિવાય કોઈને દાખલ કરતા નથી ને?

રચના : પણ આ જગ્યા પૂરતી જ પુરુષોની જરૂર રહે છે.

ઇલા : તે કયી જગ્યા છે?

રચના : કયી કહું? બાપાજી, તમે આશિષના મારમાંથી મારું રક્ષણ કરવાની ખાતરી આપતા હો તો કહું.

લીલા : ખબરદાર, જો આ વખતે તમે વચમાં પડ્યા છો તો...

સુમન્ત : અરે પણ...

આશિષ : ના, અરેબરે કાંઈ નહિ. તમે એને જરા આ બાજુ મારી પાસે ધકેલો ને! એને જરા હું ઠીક કરું. એણે મારે માટે કયી જગ્યા શોધી રાખી છે તે ખબર છે? છેલ્લા ત્રણ દિવસથી એ મને ખિજવ્યા કરે છે કે અમારી હોસ્ટેલનો ઝાડુવાળો દમિયેલ છે અને વારેવારે માંદો પડી જાય છે.

રચના : સાચું કહું છું બાપાજી. સ્વાશ્રય અને સેવામાં આશિષભાઈને ખૂબ શ્રદ્ધા છે અને ઉપરાંત અમારે પડછંદ કસાયેલો ઝાડુવાળો...

સુમન્ત (ખૂબ જોરથી હસતાં હસતાં) : સાચેસાચ?

રચના : હા બાપાજી.

ઇલા : એને માટે એક રસ્તો છે, જો સુરભિ તમારી હોસ્ટેલમાં દાખલ થાય તો આપણા આશિષભાઈ વિના આનાકાની- એ એ કામ પણ ઉપાડી લેવા તૈયાર થાય.

આશિષ : તમે બધાં મને શું સમજી બેઠાં છો? બહુ નજીકના ભવિષ્યમાં જ્યારે તમે સાંભળશો કે હું ભારતીય સેનાનો એક અગ્રગણ્ય યશસ્વી અફસર છું, ત્યારે...

રચના : ત્યારે અમે સાથે સાથે જાહેરાત કરીશું કે શ્રીમાન આશિષ મહોદયને સેવા અને સ્વાશ્રયયુક્ત શ્રમની પ્રાથમિક તાલીમ 'વીમેન્સ હોસ્ટેલ'–મુંબઈમાં મળી હતી. (આશિષને વચમાં બોલતો અટકાવીને) હં...હં પણ તારી ઇચ્છા નહિ હોય તો એની વિગતો અમે બહાર નહિ પાડીએ.

ઇલા : પણ રચનાબેન આ તમારી આખીયે યોજનામાં એક મુશ્કેલી છે. આશિષભાઈને તો કડક શિસ્ત પાળવાની એટલે એમનાથી તો દહેરાદૂનની લશ્કરીશાળા મૂકીને સ્વાશ્રયની તાલીમ માટે મુંબઈ ન જવાય પણ એવા સેવાના કાર્યમાં સારા માણસની જરૂર હોય તો સુશોભનને જ લઈ જાઓ તો?

આશિષ : સાબાશ મારી બેનડી, હવે તું બોલી તે સાચી વાત. કેમ રચના, સુશોભન ચાલશે કે? એના હાથમાં ઝાડુ શોભશે પણ ખરું.

રચના : ઇલા, તું બન્ને બાજુની ઢોલકી બજાવતાં ક્યાંથી શીખી? (ખોટી ગંભીરતાથી) હં સુશોભન ને? ના એ નહિ ચાલે. અમારે તો પડછંદ અને કસાયેલો પુરુષ જોઈએ છે અને કાંઈક શ્યામવર્ણ...

લીલા (સુમન્તરાયને) : હું કહું છું કે બળ્યું તમને આમાં શો રસ પડે છે? ઊઠો ને કહું છું. એ છોકરાં છોકરાં વાતો કરે તેમાં તમેય શું આમ?

સુમન્ત : બેસને હવે. કાલે પછી ક્યાં આ બધું સાંભળવા મળવાનું છે? એ બન્ને જશે—એક જણ દક્ષિણમાં અને

એક ઉત્તરમાં અને પછી તો આખું ઘર ખાલી ખાલી લાગશે.

ઇલા : કેમ હું તો જાણે કે કાંઈ વિસાતમાં જ નથી, ખરું ?

સુમન્ત : ના, ના, બેટા તું તો મારી સૌથી લાડકી છું અને ખૂબ વિસાતમાં છું. પણ તું જ કહે તો બેટા, તને પછી આ ઘરમાં કેવું લાગે છે ?

ઇલા : વાત તો સાચી છે બાપાજી, થોડા દિવસ તો જાણે ઘર ખાવા ધાય છે. હું પણ આ એક વર્ષ પછી મેટ્રિક પાસ થઈને એમની સાથે મુંબઈ જવાની છું.

લીલા : હા જાય સ્તો !

સુમન્ત . એમાં શું ખોટું છે ?

લીલા : બોલ્યા—શું ખોટું છે ? અહીં શું કૉલેજો ઓછી છે તે એટલે દૂર છોકરીઓને ભણવા મોકલો છો ? એમ હસો છો શું ?...હમણાં કહેશે કે મારે છોકરાંઓને સ્વાશ્રયી બનાવવાં છે...એમના વ્યક્તિગત વિકાસને રૂંધવો નથી...અને પછી કહેશે કે ઘર ખાવા ધાય છે. એ બધો વાંક તમારો જ છે.

આશિષ : રચના, ચાલ તો; અરે ઇલા, ઊઠ તો; બાએ હવે બાપાજીનો વાંક કાઢવા માંડ્યો એટલે આપણે અહીંથી થોડીવાર માટે ઊઠીએ, એ બન્નેની તકરારમાં ન્યાય આપવાનું આપણને નહિ ફાવે.

રચના : અરે હા આશિષ, મારે તને એક ખાસ વાત કહેવી છે, જરા બહાર આવ ને.

ઇલા : મારાથીયે ખાનગી છે શું ?

રચના : ખૂબ ગંભીર વાત છે બેન ઇલા, તું ઓછું ન આણીશ પણ તને એ કોઈ રીતેય કહેવાય તેવી નથી.

ઇલા : ત્યારે તો સુશોભનની વાત હશે.

રચના : એથીયે વધુ ગંભીર બીનાની એ વાત છે. તું અધીરી ન થઈશ.

આશિષ : એવું તે શું છે રચના ?

રચના : બેન ઇલા, મારી બેન નહિ. તું એમ કર તો, જરા રસોડામાં જઈને જોઈ આવ તો, કોઈ નવી વાનગી બનાવવા માટે મહારાજને બાની હાજરીની જરૂર તો નથી ને ?

ઇલા : હું કાંઈ તારી નોકર છું ? નથી જતી જા.

રચના ( ધીરા અવાજે કાનમાં કહેતી હોય તેમ ) : જાને કહું છું, હુંમહુંમ્ જા તો, આશિષભાઈને મારે ખૂબ મહત્ત્વની વાત કહેવાની છે તને એ સમજાશે આપોઆપ. ધીરજ ધર મારી બેન, કાલે તને કોણ કહેવા આવવાનું હતું ? બેન ઇલા, મારું આટલું કર તો—( પગ પછાડતી ઇલા જાય છે; રચના અને આશિષ દીવાનખાનામાંથી બહાર વરંડા તરફ જાય છે ).

લીલા : શી વાત હશે ? એવું તે શું ખાનગી હશે ? આપણી હાજરીમાં આટઆટલી ઉઘાડી વાતો કરી હવે એથી તે શું વધુ...

સુમન્ત : અરે પણ તુંયે કેવી છું ? તારાથીયે આ ઉમ્મરે છોકરાંઓની વાતો જાણવાની ઇંતેજારી રોકાતી નથી ! અને હમણાં તો મને અહીંથી ઊઠી જવાનું કહેતી હતી...' ચાલો ઊઠીએ, ' ' ચાલો ઊઠીએ. '

લીલા : અરે પણ આ સુરભિ અને સુશોભન કોણ છે ?

સુમન્ત : એ બન્ને મામાફોઈનાં છોકરાં છે અને આ બધાંનાં ઓળખીતાં.

લીલા : તે શું એ લોકોની આપણી રચના અને આશિષ સાથેની વાતો સાચી હશે ?

સુમન્ત ( ખૂબ મોટેથી હસતાં હસતાં ) : ઓ હો હો, તુંયે ગજબ છું ! આ તો આજકાલનાં છોકરાં આવી ગુલબાંગો સેજસેજમાં ફેંકે રાખે...એ લોકોનો કાંઈ ઢંગધડો નહિ, સમજી ?

લીલા : ના, ના, પણ ખરેખર એમ હોય તો શું ખોટું ? સુરભિ કેવી છે ? અને સુશોભન શું કહે છે ? સારા ઘરનાં સંસ્કારી છોકરાં હોય તો ખોટું શું ?...હસો છો શું ! કહો ને-ખોટું શું ?

સુમન્ત : ખોટું શું ? ખોટું કાંઈ નહિ પણ સુરભિને ત્રણ વર્ષથી પાયોરિયા થયો છે અડધી દાઢો કઢાવી નાંખી છે અને મોઢું તો એવું ગંધાય છે કે...

લીલા : ઓ બા રે ! ખરેખર ? તમને આ કોણે કહ્યું ?

સુમન્ત ( હસતાં હસતાં ) : અને સુશોભન તો નામ જ મોટું છે...એનું દર્શન ખોટું છે.

લીલા : એટલે ?

સુમન્ત : બળિયામાં એની એક આંખ એ ચાઈ ગઈ છે અને આખા મોં ઉપર શીળીના છાંટા છે.

લીલા : અરે રામ! એવું છે કે? પણ આ છોકરાં વાતો કરે છે ત્યારે તો જાણે એ બધાં કેટલાંએ આગળ વધ્યાં ન હોય—અરે પણ નાનકડી આટલી સરખી ઇલા બન્ને ભાઈએનની જે રીતે મશ્કરી ઉડાવે છે...

સુમન્ત : મને બધું ઇલાએ જ આજે કહ્યું. આજે અમે સાથે બધું ખરીદવા ગયાં હતાં ત્યારે એણે આ બધું લંબાણ વર્ણન કર્યું. બાકી મેં વળી સુરભિને કે સુશોભનને ક્યારે જોયાં છે.

[ખૂબ જોરથી દોડતી દોડતી રચના પ્રવેશ કરે છે અને સુમન્તરાયને બાઝી પડે છે]

રચના : જુઓ જુઓ બાપાજી, પાછો આ આશિષ મને પજવે છે.

આશિષ (ખૂબ હાંફતો હાંફતો) : બાપાજી આ વખતે તો હું એને નહિ છોડું, એ મારો શિકાર છે. તમારે મને એ સોંપી દેવો જ જોઈએ.

સુમન્ત (કૃત્રિમ ગંભીરતાથી) : ના ભાઈ શરણાર્થીને તો જીવને જોખમે પણ રક્ષણ આપવું જોઈએ.

લીલા : અરે પણ પાછું થયું શું? એ તો તને કાંઈ ખાનગી વાત કહેવા બહાર લઈ ગઈ હતી ને?

આશિષ : મને બહાર લઈ જઈને કહે છે કે અહીંથી ત્રીજા મકાનને ભોંયતળિએ જદુ ધોબીની દુકાનેથી ઇસ્ત્રી કરાવવા આપેલી મારી સાડીઓ અને બ્લાઉઝ લઈ આવ ને! આ એની ખાનગી વાત સમજ્યા ને? એ તો એવું કહીને બગીચામાં દોડી ગઈ અને...,

સુમન્ત : અને તું એને પકડવા દોડ્યો—તું હાંફે છે તે ઉપરથી તને ઠીક ઠીક દોડાવ્યો છે એમ લાગે છે.

રચના : અરે હા બાપુ, એ તો ફેદો છે ફેદો. મને હજુ સુધી કોઈ વાર પકડી શક્યો નથી. હું પાંચ વરસની હતી ત્યારથી આજ સુધીમાં હું કોઈ દિવસ એના હાથે પકડાઈ છું?

આશિષ : બતાવીશ એ તો—આવીને પછી બાપાજીની ગોદમાં શેની ભરાઈ જાય છે? હું તે હું શું એની સાડીઓ લેવા જાઉં?

રચના : તે બાપાજી, ગોકુળને એણે જ જાણી જોઈને પોતાના કોઈ કામ માટે મોકલી દીધો છે અને એવું હોય તો આવી પડછંદ કસાયેલી કાયાવાળો પુરુષ થઈને એને બદલે એટલું કામ શું ન કરે?

સુમન્ત : જરૂર કરે, જરૂર કરે, શા માટે નહિ? બેનનું—નાની બેનનું કામ કરવામાં વળી શરમ શેની?

લીલા : અરે પણ તમેય શું? કાલ ઊઠીને એ મોટો લશ્કરી ઑફિસર થશે તે આખે રસ્તે ખુલ્લી સાડીઓ અને બ્લાઉઝ ઊંચકીને આવે તો કેવું લાગે? આજુબાજુના લોકો શું કહેશે? અને જદુ ધોબીનું ઘર શું પાસે છે?

રચના : તે બા એણે જ મને કહ્યું'તું કે મોટી શેઠાણી થઈને સાહ્યબી કરે છે તો શું ત્રીજા ઘેરથી ધોબીને ત્યાંથી પોતાનાં કપડાં નથી લઈ અવાતાં?

લીલા : અરે પણ એ તો છેક કેમ્પબજારની જમણા હાથની છેલ્લી ગલીમાં એક ખૂણે રહે છે—આખો સરિયામ રસ્તો વીંધીને આવવું પડે એ તે કેવું લાગે?

રચના : એમાં લાગવાનું શું હતું? 'ડાબી જમણી' 'ડાબી જમણી'—I mean લેફ્ટરાઈટ—ની તો એને સારી પ્રૅક્ટીસ છે, એમ કરતો કરતો...

આશિષ : હા તે એમ લેફ્ટરાઈટ તારી સાડીઓ ઊંચકી લાવવા શીખ્યા હોઈશું, ખરું?

રચના : ના ભાઈ ના, મારી સાડીઓ તું શું કામ ઊંચકે? પણ સુરભિની સાડીઓ તું કોઈવાર એવી રીતે ન ઊંચકી લાવે તો હું કહે તેટલાની શરત મારું.

સુમન્ત (ધીરા અવાજે લીલાબેનને) : જોયું કે પાછું! હમણાં પેલો સુશોભનની વાત કરશે—આ આજકાલનાં છોકરાં!

આશિષ : તું સુશોભન પાસે એવું બધું કરાવી શકીશ તો જોઈશ ને?

લીલા : મૂકો હવે એ સુરભિ અને સુશોભનને, આપણે શું કરવાં છે?

ઇલા (પ્રવેશ કરતાં) : રચનાબેન, તમારો ફોન છે.

રચના : કોણ છે?

ઇલા : જાણી જોઈને શું કામ પૂછો છો? તમને ખબર નથી અત્યારે કોનો ફોન હોઈ શકે?

આશિષ : સુશોભન સિવાય બીજું કોણ નવરું હશે.

રચના (ઝડપથી જતાં) : બહુ સારું હવે. સુરભિને કાંઈ કહેવડાવવું છે?

લીલા : તે આશિષ, તું શું એમ ઇચ્છે છે કે આ રચના જેવી તારી નમણી બેન એવા એક આં...

ઇલા : શું બા! બાપાજી, તમેય શું બાને...?

સુમન્ત : હા, હા બેટા. એ ક્યારની ચિંતા કરતી હતી કે ખરેખર આ બધું સાચું હશે, એને નિશ્ચિંત કરવી જોઈએ ને.

ઇલા : અરે પણ...

આશિષ : કેમ, કેમ, વાત શું છે? રચના નમણી છે તો સુશોભન શું કેવો છે? કેટલીયે ફિલ્મકંપનીઓમાંથી એને 'હીરો' થવા માટે કહેણ આવે છે પણ...

લીલા : પણ આ ઇલા તો કહે છે કે...

સુમન્ત : આજે ઇલા તો કહેતી હતી કે...

ઇલા : નહિ બા–બાપાજી, ચૂપ કહું છું...

આશિષ : શું? ઇલા શું કહેતી હતી? (રચના પ્રવેશ કરે છે) કેમ કોનો ફોન હતો?

રચના (ધીરે અવાજે): સુશોભન અહીં આવે છે, સુરભિને સાથે લઈને જલદીથી આવવા કહ્યું છે, અધીરો ન થતો.

આશિષ : ઓ હો! એમ કે? અરે પણ રચના, ઇલાએ બા–બાપાજીને કાંઈક સુશોભનની બાબતમાં ભંભેર્યું છે. ઇલા શું કહેતી હતી, બા?

ઇલા (આજીજીના અવાજે) : બા–બાપાજી, તમારે પગે પડું, કાંઈ ન કહેશો. મારા સમ જો કાંઈ કહો તો, નહિતર...

સુમન્ત : અરે પણ તું એમ ગભરાય છે શા સારુ? સાચી વાત કહેવામાં બીવાનું શું?

રચના : અરે પણ એણે તમને કહ્યું શું?

લીલા : એ કહે છે કે સુશોભન એક આંખે ત્રાંસૂ જુએ છે અને મોં ઉપર શીળીના છાંટા છે...

રચના : ઓ બાપરે. આ બનાવટ! ઊભી રહે ને તું...

આશિષ : હો હો (મોટેથી હસે છે) કેવી ગમ્મત! સાબાશ ઇલા. તું ગભરાઈશ નહિ એનાથી; આમ મારી પાસે આવતી રહે, આવ ને.

સુમન્ત : પણ આશિષ, એણે જ મને સવારે કહ્યું કે સુરભિને તો ત્રણ વર્ષથી પાયોરિયા થયો છે અને લગભગ અડધી દાઢો કઢાવી નાંખી છે અને એનું મોં તો એવું ગંધાય છે કે...

આશિષ (સફાળો) : શું? શું? આહ્ ઊભી રહે તું! ક્યાં? તું ભાગીને ક્યાં જઈશ? રચના, એને પેલી બાજુથી પકડ...ના બાપાજી, હવે તમે વચમાં ન પડશો...અરે બા, આઘાં રહો, એને છોડો...

લીલા : ના, ના, નહિ છોડું, એમ એને પજવવાની નથી.

રચના : કોણ કોને પજવે છે?

સુમન્ત : અરે પણ થયું શું?

ઇલા (હસતી હસતી) : ઓ ભાઈ! અરે રચનાબેન! હવે નહિ કહું બસ. એવી ગપ હવે કોઈ દિવસ નહિ મારું. ...પણ બાપાજી, એમ ચિઢાવાનું નહિ. એ લોકો મને કેટલીયે વાર કેવી કેવી રીતે ખીજવે છે? એટલે આજે મેં પણ જરા હાથ અજમાવ્યો. અને બેન, બા ને બાપાજી તમારી બેઉની ખૂબ ચિંતા કરતાં હતાં એટલે એમની ચિંતા દૂર કરવા માટે આ બધું કહ્યું પણ જુઓ તો એ બન્નેને તો એવું બધું ગમતું લાગે છે! અરે રામ, મારી તો ખા ગઈ.

લીલા : ત્યારે ખરેખર શું સુશોભન રચના માટે બરાબર લાયક છે.?

આશિષ : ધીરજ ધરો બા, સુશોભન હમણાં જ આવે છે, રચના જવાની છે ને તે મળવા માટે—એનો જ ફોન હતો. જોતાં ધરાશો નહિ તમે.

રચના : અને બાપાજી સાથે સુરભિને પણ લઈ આવવા કહ્યું છે. એ આવે એટલે પાસે બેસાડીને એને સૂંઘી જોજો; અરે આખું ઘર મહેંકી ઊઠશે. અને જ્યારે એ કિલકિલાટ હસે છે ત્યારે તો એના દાડમની કળી જેવા દાંતનાં પણ દર્શન કરીને કૃતાર્થ થશો.

ઇલા (હસતાં હસતાં) : એવું બધું કાંઈ નથી હોં બાપાજી, આ તો એકબીજાને મદદ કરે છે. રચનાબેન સુરભિનાં વખાણ કરે અને આશિષ સુશોભનનાં, એટલે કે...

લીલા : જો પાછી! આ તમારી નાનકી તો બધાંને માથે છાણાં થાપે એવી થઈ છે હોં.

સુમન્ત : હોય એ તો એમ જ હોય.

ઇલા : હું સાચું કહું બાપાજી ? મને એવી ખબર જ નો'તી કે એ લોકોની વાત આટલે સુધી પહોંચી છે. હશે પણ બાપાજી ! બા એમને ના ન પાડશો....કાલે તો એ બન્ને જશે, એક ઉત્તરમાં એક દક્ષિણમાં—એમની ગેરહાજરીમાં આ બે નવી મૂર્તિઓ પણ અવારનવાર આપણે ત્યાં આવતી રહે એવો સંબંધ તમે બાંધી આપો તો તો મને ગમે, ખૂબ ગમે...એમ કરશો ને ?

સુમન્ત : આ વકીલાત માટે તારી શું ફી ઠરાવી છે ? સાચું બોલ.

રચના : એક ચીમટો.

[ઇલાનો સિસકારો સંભળાય છે અને સાથે સાથે દરવાજાનો 'કૉલ બેલ' સંભળાય છે.]

લીલા : લ્યો હવે જરા સરખા થઈને બેસો. એ બન્ને આવ્યાં જણાય છે, જુઓ તો બધાં હવે કેવાં ઠાવકાં થઈ ગયાં !

ઇલા : એ તો એમ જ હોય.

સુમન્ત : અરે રચના તું સામે જા ને, સુશોભનને કેવું લાગે !

લીલા : અને આશિષ તું પણ આમ એકબાજુ બેસી કેમ ગયો ? જા સુરભિને લઈ આવ, આજ તો એ આપણાં મહેમાન કહેવાય.

ઇલા : એવું બધું કાંઈ નહિ. મહેમાન શેનાં વળી ?

આશિષ : એય ઊઠ તો, ઇલા ! જો તારું નાક બહુ સુગાળવું ન હોય અને સુરભિની ગંધ તારાથી જિરવાય તો તું પણ ચાલ.

રચના : અરે એને તો સાથે લેવાની જ છે, એ ના કહે તો પણ, સુશોભનને પણ કહું કે...

[ઉપરાઉપરી કૉલબેલ વાગે છે.]

ઇલા (સૌથી આગળ નીકળીને) : તમે ત્યાં પહોંચો એ પહેલાં હું જ બારણે પહોંચું છું, પેલાં આવનારાં પણ આ લોકોની જેમ અધીરાં જ જણાય છે.

[ત્રણે જાય છે.]

સુમન્ત : તું પણ જરા ઠીક થઈને બેસ ને. આ મિલની સાડી શું પહેરીને બેઠી છું ? એકાદ સારું પોત પહેરીને બેઠી હોય તો ?

લીલા : તમેય શું આ ઉમ્મરે ! એ લોકો કાંઈ મને જોવા નથી આવતા, સમજ્યા ?......પણ તમે આમ અદ્દુકડા કેમ બેઠા છો ? કહું છું જરા સરખા બેસો ને.

સુમન્ત : હેં ! હા ! અરે હં...સાચું કહેજે લીલા...

લીલા : બોલ્યા 'લીલા' ! કોઈ સાંભળશે.

સુમન્ત : કોઈ નથી સાંભળતું હં...સાચું કહેને સસરા તરીકે હું શોભું તો છું ને ?

લીલા : ખૂબ શોભો છો, મને વધુ ન પૂછશો નહિતર મારાથી કાંઈ કહી નંખાશે.

સુમન્ત : એક વાત પૂછું ?

લીલા : શું છે ? કહી નાંખોને. જાણે કેટલાયે કહ્યાગરા હો તેમ બધું મને પૂછીપૂછીને જ કરતા હશો કેમ ?

સુમન્ત : વાત એમ છે કે લોકો કહે છે કે સ્વર્ગ પેલા ઊંચા આકાશમાં ક્યાંક છે પણ મને તો એમ થાય છે કે આવી રીતે મારી બાજુમાં તું ખુશમિજાજમાં બેઠી હોઉં અને આશિષ, રચના અને ઇલા આમ કિલકિલાટ કરતાં ઘરમાં ઘૂમતાં હોય પછી એટલે દૂર-એટલે ઊંચે—હું તો સ્વર્ગ શોધવા ન જાઉં.

લીલા : મનેય એવું જ કાંઈક લાગે છે.

સુમન્ત : આપણાં પૂર્વજન્મનાં પુણ્ય, ખરું ને ?

લીલા : આપણાં નહિ, મારી એકલીનાં કહો—પેલા ગૌરીશંકર જોષીએ મારી કુંડળી જોઈને ભાખેલું કે બેન, તમારો સૌભાગ્યનો સ્વામી ગુરુ આઠમે પડ્યો છે અને તમારો ભાગ્યેશ પતિભવને જુએ છે તેથી તમારે પગલે તમારા પતિના કુટુંબમાં સુખચેન અને આનંદ આનંદ પ્રવર્તશે—સમજ્યા ને ?

સુમન્ત : અરે પણ એમાં એ બિચારા ગૌરીશંકરના પ્રમાણપત્રની શી જરૂર છે ? હું પોતે જ કહું છું ને કે તારે પગલે...

લીલા : લો હવે જરા દૂર બેસો, આ છોકરાંઓનાં પગલાં સંભળાય છે.

[પડદો]

# ભારતીય 'સામાજિક કાર્ય' પરિષદ—પાંચમું અધિવેશન

યશવન્ત શુક્લ

ગઈ તા. ૨૮ ડિસેમ્બર ૧૯૫૧થી તા. ૧ જાન્યુઆરી ૧૯૫૨ના પાંચ દિવસ દરમ્યાન કલકત્તામાં ભારતીય સામાજિક કાર્ય પરિષદ(ઇંડિયન કાઉંસીલ ઑફ સોસ્યલ વર્ક)નું પાંચમું વાર્ષિક અધિવેશન ભરાયું હતું તેમાં ગુજરાત સંસાર-સુધારા સમાજના પ્રતિનિધિ તરીકે મને મોકલવામાં આવ્યો હતો. આ પૂર્વે મુંબઈ, મદ્રાસ, દિલ્હી* અને જમશેદપુર મુકામે પરિષદનાં ચાર વાર્ષિક અધિવેશનો થયાં હતાં, પણ મારે કબૂલવું જોઈએ કે પ્રતિનિધિ તરીકે મારી પસંદગી થઈ ત્યાં સુધી આ સંસ્થાના ઉદ્દેશ અને કાર્યનો મને બહુ ઓછો ખ્યાલ હતો. સામાજિક કાર્યના શાસ્ત્ર ઉપર આ સંસ્થા અધિક ભાર મૂકે છે અને શાસ્ત્રીય(સાયન્ટીફિક) ધોરણે દેશમાં સામાજિક કાર્યની પ્રગતિ થાય એ આ સંસ્થાનો ઉદ્દેશ છે. સાધારણ રીતે જેને આપણે સમાજસેવા, જનકલ્યાણ વગેરે નામે ઓળખતા આવ્યા છીએ તેને અર્થ-વિસ્તાર સાથે સામાજિક કાર્ય તરીકે ઘટાવી શકાય. પણ એનું શાસ્ત્ર અને એનો વિશિષ્ટ વ્યવસાય ખીલવવાનું આ સંસ્થાનું લક્ષ્ય છે. દેશવિદેશની સામાજિક કાર્યને વરેલી સંસ્થાઓનું સંયોજન કરવું, તેમ જ સામાજિક કાર્યકરોને વ્યવસાયગત શિક્ષણ પૂરું પાડી જનકલ્યાણના વ્યવસાયમાં તેમને રોકી લેવામાં આવે તેવી પરિસ્થિતિ પેદા કરવી એ આ સંસ્થાનાં બીજાં મહત્ત્વનાં લક્ષ્યો છે.

સામાજિક કાર્યના અતિ મહત્ત્વના અંગરૂપ યોજના-શક્તિનો ઉત્તમ પરિચય અધિવેશનના યોજકોએ અહીં હતો ને જ કરાવ્યો હતો. આવનાર પ્રતિનિધિને શાની શાની જરૂર પડશે અને શું કરવાથી તેની મૂંઝવણ ટળશે તેનો ઝીણવટ-ભર્યો પૂર્વવિચાર યોજકોએ કર્યો હતો અને એકેએક વીગતને એવી સાફ ગોઠવી રાખી હતી કે જે છપાવેલો કામચલાઉ કાર્યક્રમ અધિવેશન પહેલાં દોઢેક મહિના અગાઉ મોકલવામાં આવેલો તેમાં બે સુખદ ઉમેરા કર્યા: ચૂંટણી પ્રવાસે નીકળેલા પં. જવાહરલાલ નહેરુએ પા કલાક કાઢીને પ્રતિનિધિઓને સંબોધીને સામાજિક કાર્ય વિષેન પોતાની પ્રેરક કલ્પના સમજાવેલી, અને ચીનના પ્રવાસેથ પાછા ફરેલા ડૉ. જે. સી. કુમારપ્પાએ ત્યાંના અનુભવોનુ રોમાંચક શબ્દચિત્ર દોરેલું તે બાદ કરતાં બીજો કોઈ ફેરફાર કરવો પડ્યો નહોતો. અધિવેશનના કાર્યપ્રદેશને ચા વિભાગોમાં વહેંચી નાખેલો પણ યોજના એવી કુશળ હતી પ્રતિનિધિ ધારે તો પોતાને પસંદ હોય તેવા ત્રણ વિભાગોન બધીયે બેઠકોનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકે. કામકાજન પદ્ધતિ પણ આદર્શ હતી. પાંચ દિવસનું અધિવેશન સામાન્ય રીતે લાંબું ગણાય પણ એય ટૂંકું પડે એવી ગંભીર બુદ્ધિથ કામ ચાલતું હતું. પ્રતિનિધિઓમાંથી પણ બહુ ઓછામ રખડુ નિશાળિયાની મનોવૃત્તિ હતી. યોજકોમાં તો ઉત્સાહ અને ગાંભીર્ય વચ્ચે સ્પર્ધા જ મચી હતી. આથી બધું જ સુવ્યવસ્થિત અને businesslike હતું. આપણે ત્ય જે સાહિત્યની અને બીજી પરિષદો થાય છે તેમાં નકામ ધાંધલ ઘણો વખત ખાઈ જાય છે, ઉત્સવનું તત્ત્વ મેદા સર કરે છે અને મૂળ નિમિત્ત ભોંઠું પડે છે એવું આમ મુદ્દલ નહોતું. આનંદોત્સવ માટે અને હરવાફરવા માટે ખા અવકાશ રાખવામાં આવ્યો હતો પણ વિભાગીય બેઠકોમાંત વિચારચર્ચાને વેગ મળે એ જ યોજનાનું મુખ્ય લક્ષ હતું. આથી અધિવેશને લીધેલા નિર્ણયો સાથે આપણે સંમત થઈએ કે ન થઈએ પણ અધિવેશનમાં ભાગ લેવા માત્રથી સામાજિક કાર્ય સાથે સંબંધ ધરાવતી અનેકાને વિચારસરણીઓનું સામટું મહાપૂર જાણે ચિત્તમાં ઊભરાયુ ન હોય એવો અનુભવ થતો હતો. અધિવેશનની અધિવેશન તરીકેની સફળતા હું તો આટલા પરથી જ આંકું છું.

આખા દેશની વિવિધતાનો અધિવેશનમાં મેળો ભરાયે હતો અને એનો લાભ લેવાની દૃષ્ટિથી હું પરિષદને ઉતારે જ ઊતર્યો હતો. ઘરની બહાર અગવડ સહેવાની થોડીક માનસિક પૂર્વતૈયારી સાથે જ નીકળીએ તો નીકળ્યાનો શૈક્ષણિક અર્થ

* દિલ્હી અધિવેશનનો અહેવાલ 'સંસ્કૃતિ'ના માર્ચ '૫૦ના અંકમાં શ્રી કુસુમબહેન શાહે આપેલો છે.—તંત્રી

કદાચ સરવાનો હોય તો સરે, પણ બંગાળી યજમાનોએ એટલી બધી સગવડો ખડકી દીધી હતી કે પેલું શિક્ષણ મેળવવાનો અવકાશ જ નહોતો રહ્યો, છતાં આપણો સર્વ-સામાન્ય રાષ્ટ્રીય આહાર નક્કી થવો તે કેટલું બધું જરૂરનું છે તે આ પરિષદમાં ગયાથી મને સમજાયું. યજમાનો તો મહેમાનોને આમિષાહારી અને નિરામિષાહારીમાં વહેંચી નાખીને બંને પ્રકારોને હોંસથી તૃપ્ત કરવા મથતા હતા. એમાંથી થોડીક ગમ્મત પણ જામતી હતી, પણ આમાં દરેકને—ખાસ કરીને વિવિધ પ્રાન્તવાસી શાકાહારીને પોતાની કોઈ ને કોઈ ટેવ કે સૂગ પર વિજય મેળવવો પડતો હતો. જો ઘટતા વિચારપૂર્વક આખા દેશ માટે, કંઈ નહીં તો અખિલ ભારતીય ધોરણે પરિષદો થાય તે માટે, સર્વસામાન્ય આહારનો નિર્ણય કરવામાં આવે તો ઘણી વ્યર્થ ચિન્તા અને વ્યર્થ વ્યયમાંથી ઊગરી શકાય. અસ્તુ.

અધિવેશનના પ્રમુખ તરીકે પં. હૃદયનાથ કુંઝરુની વરણી થઈ હતી પણ ચૂંટણી અંગેના રોકાણને કારણે તેઓ આવી ન શકયા એટલે શ્રીમતી અચમ્મા મથાઈ—આપણા ભૂતપૂર્વ નાણાંપ્રધાન શ્રી મથાઈનાં પત્ની—જેઓ પરિષદનાં ઉપપ્રમુખ તો હતાં જ તેમને પ્રમુખપદ આપવામાં આવેલું. એમની વાક્છટા અને વ્યક્તિત્વ ઉભય તેજસ્વી છે.

તા. ૨૮મીએ સાંજે પરિષદનું કાર્ય રાષ્ટ્રગીત 'જનમન-ગણ'ના મધુર ગાનથી આરંભાયું. ન્યા. મૂ. શ્રી. બી. કે. ગૂહે સ્વાગતપ્રમુખ તરીકે સ્વાગતવચનો કહ્યાં તે પછી બંગાળના ગવર્નર ડૉ. એચ. સી. મુખરજીએ મંગલપ્રવચન કર્યું. છૂટાછવાયા વ્યક્તિગત પ્રયત્નોથી જનકલ્યાણ સાધી નહીં શકાય, રાષ્ટ્રવ્યાપી ધોરણે વ્યવસ્થિત પ્રયત્ન તે માટે કરવો પડશે, રાહત અને કલ્યાણને નામે થતી રઢીખડી પ્રવૃત્તિઓ પાછળ ધન અને શક્તિનો પુષ્કળ દુર્વ્યય થાય છે એમ કહી સરકારે તૈયાર કરેલી પંચવાર્ષિક યોજનાએ આંકેલી લીટીએ ચાલવાનો તેમણે અનુરોધ કર્યો; સેવાભાવી સંસ્થાઓના કામકાજમાં માણસ અને માણસ વચ્ચેનો તાર સંધાયેલો રહે છે તેમ જ લોકસેવકોના પ્રયત્નોથી એક પ્રકારની ભૂમિકા પણ તૈયાર થાય છે તેમ છતાં જનકલ્યાણનું કામ હવે સરકારે આગળ પડીને ખાસ ખાતા મારફત હાથ ધરવું જોઈએ એમ પણ એમણે કહ્યું અને ઉમેર્યું કે પગારદાર નોકરો કામમાં પાછા પડે છે એવું હું માનતો નથી.

આપણા દેશની હવા કેવીક પલટાઈ રહી છે તેનું આછું સૂચન આટલા પરથી મળી રહેશે. રાજ્યોમાં, કેન્દ્રમાં તેમ જ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં સામાજિક કાર્ય માટે ખાસ વિભાગ ખોલવાની વાત પર જેમ ફરીફરીને ભાર મુકાતો હતો તેમ સામાજિક કાર્ય એ સ્વેચ્છાપૂર્વકની સેવા હોય તે કરતાં વ્યવસ્થિત વ્યવસાય હોય એના પર પણ ખૂબ ઠોક પાડવામાં આવેલો. પેટે પાટા બાંધીને પોતાની સૂઝથી લોકો માટે મથનારા મૂઠીભર લોકસેવકોથી પ્રજાનું દળદર નહીં ફિટે; વ્યવસાયની શાસ્ત્રીય તાલીમ પામેલા પગારદાર સામાજિક કાર્યકરોની મોટી ફોજ આને માટે જોઈશે એ સમ ઉપર ફરીફરીને ચર્ચાઓ પણ આવી રહેતી હતી. એક વિભાગીય પ્રમુખે તો આંકડા પણ આપેલા કે દેશનાં ૫,૫૦,૦૦૦ ગામડાં માટે તાલીમ પામેલા ૩,૪૫,૦૦૦ સામાજિક કાર્યકરો દર હજાર માણસે એક કાર્યકરને હિસાબે જોઈશે. આવા મોટા દળને તાલીમ આપવા માટે આજે તો આપણે ત્યાં ફક્ત ચાર જ વિદ્યાલયો છે, જ્યારે અમેરિકામાં આવાં ૮૭ વિદ્યાલયો છે, ફ્રાન્સમાં ૩૬ અને જર્મનીમાં ૩૨ છે, ઇંગ્લેંડમાં ૨૨ અને બેલ્જિયમમાં ૨૦ છે, વગેરે. અર્થાત્ આપણે ત્યાં જે વસ્તીસંખ્યા છે અને જે કામ પડેલું છે તે જોતાં નાખી દેતાંયે સોએક વિદ્યાલયો તો આપણે સહેજે જોઈએ!

વાત તો સાચી કે કામ ખૂબ કરવાનું છે, અને થોડાક લોકસેવકોથી કામને સમગ્રપણે ઉકેલવું હશે તો નહીં ઊકલે. પણ કામ કોને માટે કરવાનું છે તે જ મુદ્દાનો સવાલ છે. સામાજિક કાર્યની શાસ્ત્રીય તાલીમ પામેલાઓને માટે કામ કરવાનું છે કે લોકોને માટે એ સવાલ ખૂબ મહત્ત્વનો છે. સરકારનો સહકાર મેળવવા ઉપર, ખાતાંઓ ખોલવા ઉપર, કમિટીઓ નીમવા ઉપર અને જેઓ કામ કરતા હોય તેમના પર દેખરેખ રાખનારા કાર્યકર અમલદારો નીમવા પર જે ભાર મુકાતો હતો તેમાં આપણા દેશની વાસ્તવિક સ્થિતિ વિશે દુર્લક્ષ થતું હતું એમ મારા મન પર છાપ પડતી હતી. જે સાહેબશાહી પ્રજાની છાતી પર ચડી બેઠી છે તેનો વંશવિસ્તાર થાય તો થોડાકની રોજીનો સવાલ અવશ્ય ઊકલી જાય પણ કદાચ પ્રશ્ન જ્યાંનો ત્યાં રહેશે. આપણે જો ધારીએ તો, એટલે કે લોકોની સંચિત કાર્યશક્તિમાં આપણને ખરેખર વિશ્વાસ હોય તો લોકો પોતે જ પોતાનું કામ કરે, એકેએક માણસ એકએક સામાજિક કાર્યકર બને એવી સ્થિતિ પેદા કરી શકાય. ત્રીજા વિભાગના પ્રમુખ શ્રી. બલસારાએ પોતાના

વ્યાખ્યાનમાં એ વાત સ્પષ્ટ કરેલી કે કલ્યાણપ્રવૃત્તિમાંય તે અંતે જતાં લોકો ઉપર જ આધાર રાખવો પડવાનો છે અને જેને પોતે 'મંત્ર' તરીકે ઓળખાવેલો તે સ્વાશ્રયની પણ એમણે હિમાયત કરેલી, પણ પશ્ચિમની સંસ્થાઓનો અને કમિટીઓનો એમનો મોહ પણ ઢાંક્યો રહેતો નહોતો. ખાતાં, કમિટીઓ, પગારદાર નોકરો બધું જોઈશે પણ જે પહેલું કરવાનું છે તે પહેલું નહીં કરીએ તો પ્રજાની ચેતનાને જગાડીને તેને સામાજિક કાર્યમાં વાળવાની વાત અધ્ધર રહી જશે. પરિણામે ખર્ચ થશે પણ કાર્ય નહીં થાય. ડૉ. જે. સી. કુમારપ્પાએ એકેએક ચીનવાસી કેવો સામાજિક કાર્યકરમાં રૂપાન્તર પામ્યો છે અને ઊલટથી, ખંતથી, માંડ જીવનનિર્વાહ જેટલું વળતર લઈને પોતાના દેશના સર્વાંતોમુખી ઉદ્ધાર કાજે મથી રહ્યો છે તેનું જે પ્રેરક ચિત્ર આપ્યું હતું તેનો આપણા દેશની આર્થિક અને સામાજિક પરિસ્થિતિ વિચારતાં ધડો લેવો ઘટે છે. જે પ્રવૃત્તિ અંદરથી ઊગવાને બદલે બહારથી લાદવામાં આવે તે ગમે તેટલી ગાણિતિક લીલા કરવા છતાં ધારીએ તેટલી ઉપકારક કદાચ નયે નીવડે. પરિષદ અને તેના કાર્ય પ્રત્યે પૂર્ણ સમભાવ છતાં અધિવેશનનાં પ્રમુખ શ્રીમતી અચમ્મા મથાઈની નજર બહાર આ હકીકત નહોતી. પોતાના વ્યાખ્યાનમાં એમણે જે એમ કહેલું કે, "પરદેશોમાં જઈને સામાજિક વિદ્યાઓનું શિક્ષણ મેળવી આવેલા આપણા વિદ્વાનોનો અનુભવ એવો છે કે એ શિક્ષણથી એમની દૃષ્ટિ વિશાળ બની હોવા છતાં તેમ જ પોતાના કાર્યની સુવિશાળ ભૂમિકા એથી રચાવા છતાં ભારત અને બીજા દેશોની સામાજિક અને આર્થિક પરિસ્થિતિના વિરોધને લીધે એમણે લીધેલા શિક્ષણમાં એમને અવાસ્તવિકતાનો ભાસ થાય છે" એ ખૂબ જ સૂચક અને વિચારપ્રેરક છે.

તાલીમનું મહત્ત્વ કે પરિષદના કાર્યનું મહત્ત્વ હું ઓછું મૂલવું છું એવો આનો અર્થ થાય એ સંભવ કલ્પીને મારે સ્પષ્ટ કરવું જોઈએ કે અહીંની ધરતી સાથે સામાજિક કાર્યનો મેળ શું કરવાથી સધાશે તે પ્રત્યે જ મારે ધ્યાન ખેંચવું છે. બાકી પરિષદની વિચારપ્રેરકતા વિશે તો હું આગળ કહી જ ગયો છું. આદિવાસીઓના કલ્યાણની જવાબદારી સંભાળી રહેલા ગુજરાતના એક સુવિખ્યાત કૉંગ્રેસી કાર્યકર જેઓ આ અધિવેશનમાં ભાગ લેવા આવ્યા હતા તેમણે કંઈક દુઃખ સાથે મને વાતવાતમાં કહેલું કે, "અમારા વખતમાં અમને લોકસેવાના કાર્યની શાસ્ત્રીય તાલીમ મળી હોત તો કેટલું બધું કામ થયું હોત?" એમણે દુઃખ ધરવાને કારણ નથી એમ મેં એમને આશ્વાસન તો આપેલું પણ તાલીમના મૂલ્યની કેવી ઊંડી છાપ અધિવેશને પાડી હતી તેનું એ સચોટ ઉદાહરણ છે.

પંચવાર્ષિક યોજનાનું વશીકરણ પણ જબરું હતું એમ ભાષણો તેમ જ એકંદર યોજનાથી પણ સમજાતું હતું. આ અધિવેશનના કાર્યપ્રદેશને પણ "સામાજિક કલ્યાણ માટેનું રાષ્ટ્રીય નિયોજન" એવું નામ આપવામાં આવ્યું હતું. હું કહી ગયો છું કે ચાર વિભાગોમાં એ કાર્યપ્રદેશ વહેંચી દેવામાં આવ્યો હતો. દેશ અધિકાંશે ગામડાંનો બનેલો છે તો "ગ્રામસમાજના વિકાસનું નિયોજન" એ પહેલો વિભાગ હતો. એના પ્રમુખ ભારત સરકારના પ્લેનિંગ કમિશનના ડેપ્યૂટી સેક્રેટરી સરદાર તરલોકસિંઘ હતા. પછી શહેરોનો વારો આવે અને શહેરો ઉદ્યોગો પર નભનારાં રહ્યાં એટલે "કલ્યાણનું ઉદ્યોગમાં નિયોજન" એ બીજો વિભાગ હતો. એના પ્રમુખ ભારત સરકારના કારખાનાંને લગતા મુખ્ય સલાહકાર શ્રી એન. એસ. મણકીકર હતા. દેશ અને તેની જીવનપોષક પ્રવૃત્તિ મપાઈ ગઈ એટલે પછી પરિષદના વિશિષ્ટ કાર્યની દૃષ્ટિથી સ્વાભાવિક રીતે જ "સામાજિક કાર્યના વહીવટનું અને સામાજિક કાર્યકરોની તાલીમનું નિયોજન" આવે. એ ત્રીજા વિભાગના પ્રમુખ ડૉ. જે. એફ. બલસારા હતા. સંયુક્ત રાષ્ટ્રસંસ્થાને ટૅકનીકલ સહાયનો જે વિભાગ છે તેના દૂર પૂર્વ માટેના સમાજકલ્યાણ પ્રતિનિધિનો હોદ્દો તેઓ ધરાવે છે. તે પછી તો વિઘ્નોનો જ વિચાર કરવાનો આવે અથવા ભાવાત્મક રીતે વિચાર કહીએ તો નિરુપદ્રવી સમાજજીવન શી રીતે સધાય તેનો વિચાર કરવાનો આવે. તે માટે "સમાજરક્ષણનું નિયોજન" એ નામે ચોથો વિભાગ હતો. ઓહીઓ સ્ટેટ યુનિવર્સિટીના અપરાધ-માનસશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ ડૉ. વૉલ્ટર સી. રેકલેસ એના પ્રમુખ હતા. એ વિષયના નિષ્ણાત તરીકે જેલસુધારણા તથા અપરાધી માનસના સુધારણા અર્થે તેમની સલાહ લેવા આપણી સરકારે તેમને અમેરિકાથી તેડાવેલા. એ કામ તો પૂરું થયું છે એટલે હવે મુંબઈના ટાટા ઇન્સ્ટીટ્યૂટ ઑફ સોશ્યલ સાયન્સીસમાં આપણી જેલોના પાંત્રીસેક જેટલા સુપરિન્ટેન્ડન્ટોને છ માસ સુધી તાલીમ આપવાનું સરકારે તેમને સોંપ્યું છે.

એ વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનોનો મારી દૃષ્ટિએ

ખ્યાલ કરાવીને આ લેખ પૂરો કરીશ.

પહેલા વિભાગના પ્રમુખ સરદાર તરલોકસિંઘે હિંમતપૂર્વક સામાજિક કાર્યની વાત આઘી રાખીને જે પાયા પર ગ્રામસમાજના વિકાસનું નિયોજન થવાનું છે તે ગામડાંનો આર્થિક પ્રશ્ન—ખાસ કરીને જમીનનો પ્રશ્ન હાથ ધર્યો હતો. વર્તમાન પરિસ્થિતિનો એકંદરે યથાર્થ કહી શકાય એવો ચિતાર આપીને પોતાના તરફથી જે ઉકેલ એમણે સૂચવ્યો હતો તે અધિકાંશે પંચવાર્ષિક યોજનાએ લક્ષેલા ઉકેલનો જ પડઘો પાડે છે.

નિયોજનની આવશ્યક પૂર્વશરત રૂપે એમણે એટલું સ્વીકારી લીધું હતું કે જમીનદારી અને શાહુકારી પ્રથા નાબૂદ થઈ હશે અને ગણોતિયાઓને અમુક અંશે સુરક્ષિતતાની બાંહેધરી મળી હશે. એ પાયા ઉપર "ગ્રામ સહકારી વ્યવસ્થા"નું ચણતર થાય એમ એમનું કહેવું હતું. આખા ગામની જમીન અને બીજી સંપત્તિનો સમસ્ત ગ્રામસમાજના હિતમાં વહીવટ થાય એનું નામ 'ગ્રામ સહકારી વ્યવસ્થા.' સહકારી ખેતી આર્થિક ક્ષેત્ર પૂરતી મર્યાદિત છે, ત્યારે આ તો સામાજિક ક્ષેત્રને પણ આવરી લેવાની—એ એની વિશેષતા.

એમણે 'ગ્રામ સહકારી વ્યવસ્થા' ઉત્તરોત્તર પરિપૂર્ણ થતી જાય એમ કલ્પ્યું છે. અર્થાત્ પહેલી અવસ્થામાં ગ્રામ-ઉત્પાદન સમિતિ હોય, જેની પંચવાર્ષિક યોજનામાં ભલામણ થઈ છે તેવી. એ અવસ્થામાં જેમને જાતદેખરેખ હેઠળ ખેતી કરવી હોય તેમને કરવાની છૂટ, અને જે જમીનમાલિકોએ પોતાની જમીન સહકારી વ્યવસ્થા હેઠળ મરજિયાત મૂકી દીધી હોય તેમને વાજબી 'ડિવિડંડ' આપવાનું. બીજી અવસ્થામાં જાતદેખરેખવાળી ખેતી સિવાયની બધી જમીન સહકારી વ્યવસ્થાને હસ્તક આવે. ત્રીજી અવસ્થામાં બધી જમીન સહકારી વ્યવસ્થા હેઠળ મુકાઈ જાય અને માલિકોને માત્ર માલકી હકની રૂએ વળતર મળ્યા કરે. એમણે અવસ્થારૂપે જો કે ગણાવી નથી છતાં છેલ્લી અવસ્થામાં ગ્રામસહકારી વ્યવસ્થા ગ્રામસહકારી સ્વામિત્વમાં ફેરવાઈ જાય એવું એમણે કલ્પ્યું છે પણ તે ભાવિ દૂર અતિદૂરનું ભાવિ છે એમ એમણે કહ્યું છે અને ત્યારે પણ જમીનમાલિકને વાજબી વળતર આપવાની વાત તો ઊભી રાખી જ છે.

એમણે પોતાની યોજનાનો લાભ એ દર્શાવ્યો છે કે જમીનમાલિકો પાસેથી લઈને ખેડૂતોને વહેંચી આપવાથી વળતર આપવાનો ભારે બોજો દેશના અર્થતંત્ર ઉપર આવે તે આમાં નહીં આવે. પણ એ તો સ્પષ્ટ છે કે પહેલી કે બીજી અવસ્થા આગળ અટકી જઈએ તો જ એ શકય બને. જો ચોથી અવસ્થાએ પહોંચવાનું જ હોય તો તો સરદારસાહેબ એવડું વળતર અપાવવા કરે છે એ તરત સ્પષ્ટ થશે.

જેઓ જમીનની ન્યાય્ય પુનર્વહેંચણીની વાતો કરે છે તેઓ જ્યાં સુધી વહેંચણી બાદ શું કરવાના છે તેનું ચિત્ર દોરી ન આપે ત્યાં સુધી એમની વાતો વ્યર્થ છે એમ કદાચ શ્રી વિનોબાજી ભાવે જેવાના પ્રયાસોને અનુલક્ષીને એમણે કહ્યું છે, અને એમાં તથ્ય પણ છે. પરંતુ સરદારસાહેબે જે ચિત્ર દોર્યું છે તેના પરિણામનો વિચાર કરતાં ઓછામાં ઓછું પહેલી અને બીજી અવસ્થાઓ સાવ નિષ્ફળ નીવડવાનો સંભવ છે અને પછી બાકીનીની પતીજ પડે એવું વાતાવરણ જ ન રહે. અને એ બધું ક્યારે સધાઈ રહે? 'ભસમ સૌ થઈ જાય પછીથી?' બીજી રીતે કહું તો જમીન ધરાવનાર ખેડૂતને કંઈક સામાજિક દરજ્જો ભોગવતા હોવાનું ગૌરવ પ્રાપ્ત થાય છે એમ સ્વીકારવા છતાં એ જમીનવિહોણા ખેડૂતને જમીન આપવા માગતા નથી, અને જમીનમાલિક ઊખડી ન જાય એની ચિન્તામાં ખેડૂત ઊખડી જાય એવી વ્યવસ્થા સૂચવી છે. આજનાં અંધ બળોનો એમણે ઉલ્લેખ સુધ્ધાં કર્યો નથી, તેમ જ સંપત્તિનો સર્જક કોણ અથવા સંપત્તિનું અંતિમ સ્વામિત્વ કોનામાં અધિષ્ઠિત છે એ મૂલગામી પ્રશ્નોને પણ સંભાર્યા નથી. પાડોશના ચીને એમણે સૂચવેલી ત્રીજી અવસ્થાથી શરૂઆત કરીને જે આશ્ચર્યકારક પરિણામો સાધ્યાં છે તેની પણ એમણે ભાળ કાઢી નથી. એમની ન્યાયબુદ્ધિ આજના સંપત્તિસ્વામીઓને વળતર અને ડિવિડંડ આપવા ઉપર વધુ ધ્યાન આપે છે! આમ ખૂબ બુદ્ધિ ખરચીને એમણે જે તોડ સૂચવ્યો છે તેથી ગામડાંનો આર્થિક પ્રશ્ન ઉકલે કે ખેડૂતને ઉત્પાદન વધારવાની ચાનક મળે એવી આશા નથી.

બીજા વિભાગના પ્રમુખપદેથી શ્રી. મણકીકરે ઉદ્યોગોને અનુલક્ષીને સરકારે મજૂરકલ્યાણનાં જે પગલાં ભર્યાં છે તેનું વિહંગાવલોકન કરીને તાત્કાલિક મહત્ત્વના પ્રશ્નોનો પોતાના વ્યાખ્યાનમાં સારો ખ્યાલ આપ્યો હતો. ૧૯૪૮નો ફેક્ટરી

અકટ તેમ જ પાર્લામેન્ટ સમક્ષ પડેલું ફેર વેજીસ બીલ એ એથી એ ખૂબ સંતુષ્ટ હોય એમ લાગ્યું. એમાં મિનિમમ વેજીસ એકટ ઉમેરીએ એટલે હાલતુરત બીજું કશું કરવાનું રહેતું નથી એવું એમનું વક્તવ્ય હતું. ફેક્ટરી એકટનો અસરકારક અમલ થાય એટલું જ હવે બાકી છે અને મોટાં કારખાનાંઓ એક એક તાલીમ પામેલો અમલદાર એ માટે રાખી લે એટલે બધું ઠેકાણે પડી જશે એમ એમણે મનાવ્યું છે. એમણે કારખાનાની અંદર અને બહારની મજૂરની સુસ્થિતિનો તેમ જ એના આર્થિક ઉત્કર્ષનો એમ ત્રણ ભાગે ઉદ્યોગમાં કલ્યાણના નિયોજનનો વિચાર કર્યો છે પણ શું કરવાથી ઉત્પાદન સુધરે એની જ એમને ચિંતા છે. ગાય શું કરવાથી દૂધ વધારે એ પ્રશ્નના ખ્યાલ આડે જીવંત પ્રાણીને તેઓ વિસરી ગયા છે. પ્રશ્નની જટિલતાને પણ એમણે હિરણ્મય પાત્રથી ઢાંકી દીધી હતી. જેની વિપુલ ખરીદશક્તિ મજૂરની મજૂરીને ખરીદી શકે છે તે મજૂર કલ્યાણનો કાયદો પળાવનારી વ્યવસ્થાને પણ ખરીદી લઈ શકે છે એ હકીકત પ્રત્યે એમના વ્યાખ્યાનમાં દુર્લક્ષ થયું હતું.

મજૂરના વસવાટના પ્રશ્ને એમનું ઠીક ધ્યાન રોકયું હતું એ પ્રશ્ન ખૂબ અગત્યનો છે. સારું ઘર એ સારું જીવન જીવવાનું પહેલું પગથિયું છે એમ એમણે કહ્યું છે તે સાચું છે. પણ ત્યાં પાછો ખર્ચનો પ્રશ્ન આડો આવે છે, જેનો વાસ્તવિક ઉકેલ એમણે સૂચવ્યો નહીં. નફામુખી ઉદ્યોગ નાછૂટકે જે ટુકડા ફેંકે તેથી કોઈ પ્રશ્ન ઊકલે એવી આશા રાખવી ફોગટ છે. મજૂરની સુસ્થિતિ માટે સિદ્ધાંત અને વ્યવહારમાં ઉદ્યોગને જવાબદાર બનાવાય ત્યારે જ પરિસ્થિતિમાં ફેર પડે પણ ઉદ્યોગ જ્યારે સમાજની માલકીનો હોય અને સમાજ અને શ્રમજીવીના લાભમાં ચાલતો હોય ત્યારે જ શ્રમજીવી પોતે થઈને પોતાના લાભમાં પ્રવર્તે. એ હકીકત પ્રત્યે જ્યાંસુધી આંખમીંચામણાં થાય ત્યાંસુધી નાણાંભીડની રોકકળ નડ્યા જ કરવાની.

શ્રમજીવીના આર્થિક ઉત્કર્ષના પ્રશ્ન વિશે પાર્લામેન્ટ સમક્ષ પડેલાં ફેર વેજીસ બિલની વાત એમણે છેડી. એ માટે જે કમિટી નીમાઈ હતી તે બાપડી એક પણ અસંદિગ્ધ નિર્ણય પર આવી શકેલી નહીં. વાજબી રોજીનું ધોરણ નક્કી કરીને આપવા જતાં ઉદ્યોગ ભાંગી પડે એ દહેશત રહે છે. પરિણામે કમિટીએ રોજીનો દર નક્કી કરનાર અધિકારી મંડળને દરેક દાખલામાં જે ઠીક લાગે તે ધોરણ નક્કી ક એવો ફેંસલો આપ્યો ! આમ સૌ ઉદ્યોગનું નામ દઈ ઉદ્યોગપતિની દયા ખાય એવી સ્થિતિ છે. પ્રશ્નના હાર્દ સીધું તાકવા જતાં આંખને એવાં લાલપીળાં દેખાવા માંડે કે રોગ કાઢવાને બદલે રોગનાં ચિહ્નને કાઢવાની વા છેડવી પડે છે !

ત્રીજા વિભાગના પ્રમુખપદેથી શ્રી બલસારાએ જે ક તેમાંથી થોડુંક તો આગળ આપી ગયો છું. એમણે પોતા વિષયને ચારે કોરથી છણવાનો પ્રયત્ન કર્યો હતો. સમા કલ્યાણની પ્રવૃત્તિ સાચી હોય તો આપણા દેશમાં એ એટલી બધી જરૂર છે કે એ બધીનું સંયોજન કરીને પ્રવૃત્તિને વિકસાવવી જોઈએ એ એમનું વક્તવ્ય હતું. આ સંયોજન સિદ્ધ કરવા માટે પ્રધાનમંડળ તરફથી એક કમિ નીમાય; એને મંત્રીઓની એક કમિટીની સહાય મળે; આ કમિટીઓ કેન્દ્રમાં હોય ને રાજ્યોમાં પણ હોય; અને સ્થાનિ કમિટીઓ પણ હોય; એ બધી સરકારી અને બિનસરકા કમિટીઓમાંથી એક સંયુક્ત સંસ્થા પણ ઊભી થઈ શ એની નિરનિરાળી શાખાઓ માટે મોટો સ્ટાફ હોવો જોઈએ આ બધું સિદ્ધ કરવા માટે સલાહકાર મંડળો હોવાં જોઈએ પ્લેનિંગ કમિશનનો હવાલો આપીને એમણે આ ક દર્શાવેલો. પણ આપણા ગરીબ દેશ પર આવી ઉપર લદાતી કમિટીનો આર્થિક બોજો લદાય તેથી શું ફળ મ એ તો અંગ્રેજો પેલાં વંધ્ય કમિશનો નીમતા તેના અનુભ પરથી આપણને સમજાઈ રહેશે. આપણા દેશમાં કશું ક વિના ઘણું થઈ રહ્યું છે એવો દેખાવ કરવાની જે ન કાર્યપદ્ધતિએ દેખા દીધી છે તેની મોહની કેવી અજબ તેનું આ સૂચક ઉદાહરણ છે.

ચોથા વિભાગના પ્રમુખ ડૉ. રેકલેસે પોતાનું વ્યાખ્યા ખૂબ ટૂંકાવેલું. જાણે મુદ્દા ગણાવી જતા હોય એવું એમ વ્યાખ્યાન હતું. વિભાગીય બેઠકોમાં પણ આ પ્રમુખ નિરાળી ભાત પાડતા હતા. એ ખુરસીમાં બેસતા જ નહીં ઊભા રહેતા અથવા ખંડમાં ટૂંકી ત્રિજ્યાએ આંટા માર જ્યારે કોઈ વક્તા વધારે લાંબું ચલાવે ત્યારે એના ખભા હાથ મૂકતા અને એની આંખ સાથે આંખ મેળ ખડખડ હસતા. આથી વક્તાને પણ હસવું પડતું અ શ્રોતાઓ પણ હસતા.

એમનું મુખ્ય વક્તવ્ય એ હતું કે અપરાધી માનસ વંશાનુગત વલણોની કે ગાંડપણની કે ચિત્તદૌર્બલ્યની નીપજ છે એમ નથી પણ પરિસ્થિતિ અને વ્યક્તિત્વનાં ક્રિયાશીલ તત્ત્વોની પરસ્પર અસરનું એ પરિણામ છે. પરિસ્થિતિનું દબાણ એવું ઉગ્ર હોય કે વ્યક્તિત્વનાં ક્રિયાશીલ તત્ત્વો દબાઈ જાય અથવા તો એ ક્રિયાશીલ તત્ત્વો એવાં જોરાવર હોય કે પરિસ્થિતિ તેના પર કાબૂ ન મેળવી શકે તો—એમાંથી એક પણ વસ્તુ બને તો—અપરાધી માનસમાં તો નહીં પણ અપરાધી વર્તનમાં એ પરિણમે. શાસ્ત્રીય રીતે કહેવું હોય તો અપરાધી વર્તન એ વ્યક્તિના જીવવાના પ્રયત્નનું જ એક આવિષ્કરણ છે. એટલે આપણે માનીએ છીએ તે કરતાં અપરાધી વર્તન સમધારણ વર્તનની ઠીક ઠીક નજીક છે.

પણ તો પછી અપરાધનાં પ્રેરક કારણો ક્યાં? એ માટે જે સંશોધનો ચાલી રહ્યાં છે તેમાંથી કદાચ એ છટકી જશે. એની વાસ્તવિક સમજ કદાચ સમાજદ્રોહી વર્તનનું નિયમન કરવાની, કે એનો ઉપચાર કરવાની કે એને અટકાવનારી પ્રવૃત્તિમાંથી ઉદય પામશે. માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે પોલીસતંત્ર અમુક એક દિશાએથી કામ કરતું હોય અને ન્યાયતંત્ર એથી વિરુદ્ધની દિશાએથી કામ કરતું હોય તો વિષમતા આવશે. એ બંને તેમ જ સુધારણાની પ્રવૃત્તિઓ એકસૂત્રિત થવી જોઈએ. એમણે એમ પણ કહ્યું કે જે સમાજમાં મોટાં મોટાં સામાજિક, રાજકીય કે આર્થિક પરિવર્તનો થયાં હોય ત્યાં બાળ ગુનેગાર તેમ જ પુખ્ત ગુનેગારોના અપરાધો માટે આપણે તૈયાર રહેવું જોઈએ. જેવો એ સમાજ પોતાના પ્રશ્નોના ઉકેલ લાવે કે ગુનેગારીનું પ્રમાણ સારી પેઠે ઘટી જાય છે.

આ વ્યાખ્યાન સાચે જ વિચારપ્રેરક હતું અને જેને ડૉ. રેકલેસે પરિસ્થિતિજન્ય કારણો કહ્યાં—જેવાં કે કુટુંબમાં ભંગાણ, આર્થિક અનવસ્થા, સ્થાનાન્તરો, ગુનેગારોનો સંપર્ક વગેરે—તે કાબૂમાં લેવાથી ગુનેગારવૃત્તિ ઠીકઠીક અંકુશમાં આવે એમાં શંકા જ નથી.

છેલ્લે અધિવેશનનું એક મધુર સ્મરણ આલેખી લેખ પૂરો કરું. અધિવેશન પ્રસંગે વિવેકાનંદ કન્યાશાળાની બાલિકાઓએ કવિવર ટાગોરની "ચાંડાલિકા" નૃત્યનાટિકા ભજવી બતાવી તે જોઈને સાચે જ મુગ્ધ થઈ ગયો. અધિવેશનમાં આવેલાં એક ગુજરાતી સન્નારીએ મને પૂછ્યું : "છે આપણે ત્યાં આવું કંઈ?" ત્યારે આપણી દરિદ્રતાના સ્મરણે થોડીક શરમ પણ અનુભવેલી. હતી તો શાળાની બાલિકાઓ, પણ નહોતી અભિનયમાં કચાશ, નહોતી ગાનમાં કચાશ કે નહોતી સંયોજનમાં કચાશ, રંગભૂમિનો ખૂણેખૂણો સમગ્ર નાટ્યના ભાવથી ભરી દીધો હતો જાણે. એ રસાનુભવ અનેરો હતો. અહીંથી નીકળતાં પહેલાં ભાઈશ્રી ઉમાશંકરે કહેલું કે એકાદ બંગાળી નાટક જોતા આવવાનું ચૂકશો નહીં. પરિષદની ગોઠવણના એક ભાગ રૂપે આ નૃત્યનાટિકા જોવાની મળી ગઈ તેથી સાચે જ કૃતાર્થ થયો.

---

## સાભાર સ્વીકાર

**મહાદેવભાઈની ડાયરી**—પુસ્તક પાંચમું (૨૧–૧–'૧૯ થી ૬–'૨૧ સુધી) : સં. નરહરિભાઈ પરીખ. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર. પૃ. ૬૦૭. રૂ. ૭. **નાટક ખેલેં** : સં. ગિરિરાજ કિશોર, નરેન્દ્ર અંજારિયા. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ. પૃ. ૫૦. ૭ આના. **નાગરી વર્ણ–લિપિબોધ**: કાકા કાલેલકર. પ્ર. હિન્દુસ્તાની પ્રચાર સભા, વર્ધા. પૃ. ૩૨. ૭ આના. **ગુજરાતી વાગ્વિકાસ** : કેશવરામ કા. શાસ્ત્રી. પ્ર. મુકુંદકુમાર કે. શાસ્ત્રી, અમદાવાદ ૬. પૃ. ૯૬. રૂ. ૨. **મહાભારત** (ગુજરાતી પદબંધ) **ગ્રંથ ૬ઠ્ઠો–૧૪**, દ્વિજકવિ હરજીસુત (કહાન–વિરચિત) **અશ્વમેધપર્વ** : સં. કેશવરામ કા. શાસ્ત્રી. પ્ર. ફાર્બસ ગુજરાતી સભા. પૃ. ૫૮૯+૧૬. રૂ. ૪. **ધ્વનિ** : રાજેન્દ્ર શાહ. પ્ર. ઇન્દ્રધનુ બુકહાઉસ લિ. અમદાવાદ. પૃ. ૧૬૦. રૂ. ૩. **વિદ્યાવારિધિ** : કવિ પ્રભુલાલ ત્રિવેદી. પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ. પૃ. ૮૩. રૂ. ૧. **હું ઊભો છું** : આચાર્ય અત્રે, અનુ. બિપિનચંદ્ર ઝવેરી, હેમંત મઝમુંદાર. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. ૧૫૨. રૂ. ૨. **આસનચિકિત્સા** : હરકીશનદાસ ડી. ગાંધી. પ્ર. રવાણી ઍન્ડ કં. મુંબઈ. પૃ. ૧૯૬. રૂ. ૩॥.

### ગુજરાત વિદ્યાસભાનાં પ્રકાશન

**વાર્ષિક વ્યાખ્યાનો** (૧૯૨૯–'૩૯) : પૃ. ૨૪૭ રૂ. ૨. **ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ** : ડૉ. છોટુભાઈ નાયક. પૃ. ૧૧૨. રૂ. ૦॥. **કામજન્ય દર્દો** : હર્ષદરાય ઝાલા. પૃ. ૪૨. રૂ. ૦॥. **સૌરાષ્ટ્રના સુમરા** : ભગવાનલાલ માંકડ, પૃ. ૪૨. રૂ. ૧. **મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું જીવનચરિત્ર** : અંબાલાલ પુરાણી. પૃ. ૨૦૭ રૂ. ૨.

# પ્રથમ ફિલ્મમહોત્સવ

પીતાંબર પટેલ

**તા.** ૨૪ જાનેવારીથી મુંબઈમાં આંતરરાષ્ટ્રીય ફિલ્મ-મહોત્સવ શરૂ થયો છે. આ મહોત્સવ હિંદમાં જ નહિ પણ એશિયામાં પણ પહેલો જ છે. એ કારણે પણ એનું મહત્ત્વ અનેકગણું વધી જાય છે. આપણો દેશ આઝાદ થયો તે પછી બેત્રણ કારણે દુનિયામાં ઠીક ધ્યાન ખેંચ્યું છે. તેમાંય ગાંધીજીની જગતશાંતિની ભાવના અને પં. નહેરુનું વ્યક્તિત્વ હિંદને 'આધ્યાત્મિક' દેશ તરીકે ઓળખાવવામાં મદદરૂપ બન્યાં છે. આઝાદી પછી શાંતિ માટેની એશિયાઈ પરિષદ આપણે ત્યાં ભરાઈ ગઈ. એશિયાના દેશોની પ્રથમ રમત-ગમતની હરીફાઈ પણ આપણે ત્યાં યોજાઈ. હવે માત્ર એશિયાના દેશોનો જ નહિ પણ દુનિયાભરનો ફિલ્મમેળો ભરાય છે. ફિલ્મસર્જન કરતા બધા જ દેશોએ આ મેળામાં—મહોત્સવમાં ભાગ લીધો છે એમ કહી શકાય.

આમે ફિલ્મ ઉદ્યોગની દૃષ્ટિએ તો હિંદનું સ્થાન મોખરાનું જ છે. હોલીવુડ ( અમેરિકા ) પછી દુનિયામાં હિંદનો બીજો નંબર આવે છે. આપણે ત્યાં કાચી ફિલ્મ બનતી નથી, બીજી મશીનરી પણ બનતી નથી છતાં ચિત્રોની સંખ્યાથી આપણે વર્ષોથી દુનિયાનું ધ્યાન ખેંચી શકયા છીએ. અગાઉ વેનિસમાં, કેન્સમાં અને બીજે આંતરરાષ્ટ્રીય ફિલ્મમહોત્સવ યોજાતા, હજુય યોજાય છે. તેમાં વ્યક્તિગત રીતે કેટલાક નિર્માતાઓ ભાગ લેતા. ત્યાં પણ આપણાં ચિત્રો ટેકનીકની દૃષ્ટિએ અને ફિલ્મકળાની દૃષ્ટિએ પણ સારું ધ્યાન ખેંચતાં. કેટલાંક ચિત્રોએ તો પ્રમાણ-પત્ર પણ મેળવેલાં. પણ આજ સુધી હિંદી સિને ઉદ્યોગે કદીય આવા મહોત્સવમાં ભાગ લીધો ન હતો. તેમ બ્રિટિશ સરકારે કદીય એવા મહોત્સવને અગત્ય આપવા દીધી ન હતી. પણ આજે તો ખુદ હિંદે તેના આંગણે જગતના ફિલ્મસર્જકોને નોંતર્યા છે. હિંદના નિમંત્રણને માન આપી બહારથી ૨૨ દેશોએ આ મહોત્સવમાં હાજરી આપી છે તેમ તેમનાં શ્રેષ્ઠ ચિત્રો પણ મોકલી આપ્યાં છે.

આ મહોત્સવની યોજના હિંદ સરકારના ફિલ્મ વિભાગે કરી છે. પણ મહોત્સવ સમિતિમાં સિને-ઉદ્યોગના પ્રતિનિધિઓને સારા પ્રમાણમાં આમેજ કર્યા છે. સમિતિમાં ઉદ્યોગના પ્રતિનિધિઓ ઉપરાંત શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય, જસ્ટીસ ભગવતી, શ્રી એસ. કે. પાટીલ, શ્રી. એચ. એન. કુન્ઝરુ વગેરેનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. અખિલ હિંદ ફિલ્મ ફેડરેશનને પણ ઊલટભેર ભાગ લેવાની અગાઉથી કબૂલાત આપી હતી. મહોત્સવમાં ભાગ લેવા આવેલા દેશોમાંથી અમેરિકા, રશિયા, ચીન, ઇટાલી, ફ્રાન્સ, જાપાન, પાકિસ્તાન, ઇજીપ્ત વગેરે મુખ્ય છે. મહોત્સવમાં રજૂ કરવા માટે ૪૦ ચિત્રો અને ૧૦૦ જેટલાં ટૂંકાં દસ્તાવેજી અને માહિતી-ચિત્રો આવ્યાં છે. વર્ષમાં જે દેશ ત્રીસ જેટલાં ચિત્રો બનાવે છે તેને એક ચિત્ર અને બે દસ્તાવેજી ચિત્રો મોકલવાનો હક્ક આપવામાં આવ્યો હતો ને જે દેશ સો ચિત્રોથી વધુ ચિત્રો બનાવે છે તેમને ચાર સળંગ ( મોટાં ) ચિત્રો અને આઠ દસ્તાવેજી ચિત્રો રજૂ કરવાની સવલત કરી આપી હતી. આ મર્યાદા અનુસાર હિંદને ચાર ચિત્રો રજૂ કરવાનાં હતાં. એને માટે ૧૯૫૧માં તૈયાર થયેલાં ચિત્રોમાંથી જ પસંદગી કરવી એવી મર્યાદા પણ આંકવામાં આવી હતી. તેમ ભાષાવાર ચિત્રો પસંદ કરવાં એમ પણ નક્કી થયું હતું. હિંદનાં ચાર શ્રેષ્ઠ ચિત્રો પસંદ કરવાનું કામ હિંદી સિનેઉદ્યોગ પર છોડવામાં આવ્યું હતું. ઉદ્યોગે આવારા ( હિંદી ), બાબલા ( બંગાળી ), અમરભૂપાલી ( મરાઠી ) અને પાતાલ ભૈરવી( તામિલ )ને મહોત્સવ માટે પસંદ કર્યાં છે. વિભાગવાર ગણીએ તો મુંબઈમાંથી બે, બંગાળ અને મદ્રાસમાંથી એકએક ચિત્ર લેવામાં આવ્યું છે. ફિલ્મઉત્પાદક કેન્દ્ર તરીકે મુંબઈ મહત્ત્વનું સ્થાન ધરાવતું હોઈ તેને મહોત્સવનાં બે અઠવાડિયાં, કલકત્તાને એક, મદ્રાસને એક અને દિલ્હીને એક અઠવાડિયું મળ્યું છે. મુંબઈમાં તા. ६ સુધી મહોત્સવ ઊજવાયો. તા. ૭થી મદ્રાસ, તા. ૧૪થી દિલ્હી

અને તા. ૨૧થી કલકત્તામાં તે ભજવાશે. હિંદનાં આ પ્રમુખ શહેરોમાં જગતભરનાં ચિત્રો જુદાજુદાં છબીઘરોમાં રજૂ થશે. દુનિયાનાં શ્રેષ્ઠ ચિત્રો જોવાની પ્રેક્ષકોને સગવડ થાય તે માટે મુંબઈમાં તો આઝાદ મેદાનમાં 'ઓપન ઍર' છબીઘરો બાંધવામાં આવ્યાં હતાં. તારાજડિત આકાશના ચંદરવા નીચે બેસી ચિત્ર જોવું એ પણ લહાવો છે. અમેરિકામાં તો આવાં ધંધાદારી ખુલ્લાં છબીઘરો હોય છે. આપણે ત્યાં પણ વધતી જતી વસ્તીને પહોંચી વળવા આવાં કાયમી છબીઘરો બંધાય તો સારું !

આ પ્રથમ ફિલ્મમહોત્સવની ઉદ્ઘાટનવિધિ તા. ૨૪-મીએ ફિલ્મ વિભાગના પ્રધાન શ્રી. દીવાકરના હસ્તે થઈ હતી. તેમણે તેમના પ્રવચનમાં આવા મહોત્સવની અગત્ય અને ફિલ્મની તાકાતની વાત કરી હતી. તેમનું પ્રવચન જોઈએ તે કરતાં લાંબું અને નીરસ બની ગયું હતું. ઘણીવાર લેખિત ભાષણોની એ જ દશા થાય છે. આ પ્રસંગે વડા પ્રધાન પં. જવાહરલાલ નહેરુએ એક પ્રેરક સંદેશો મોકલ્યો હતો. તે આપણા નિર્માતાઓની અને વિદેશી પ્રતિનિધિઓની પણ આંખ ઉઘાડી નાખે તેવો છે. તેમણે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે : 'સંખ્યાબળમાં યુ. એસ. એ. પછી તુરત જ ભારતનું સ્થાન આવે છે. સંખ્યાની દૃષ્ટિએ આ સ્થિતિ સારી છાપ પાડે છે. પણ હું ગુણવત્તાને વધુ મહત્ત્વ આપું છું. ચલચિત્ર એ લોકજીવનને ઘડનારું સમર્થ બળ છે. એનો અર્થ એમ નથી કરતો કે ચિત્રો જેને 'પ્રચાર' કહીએ છીએ તેવાં પ્રચારચિત્રો હોવાં જોઈએ. પણ હું એ વસ્તુ પર ભાર મૂકવા માગું છું કે ફિલ્મચિત્રે જીવનમાં કલાદૃષ્ટિ, સુરુચિ અને સૌન્દર્ય માણવાની શક્તિ કેળવવામાં સાધનભૂત થવું જોઈએ. હું આશા રાખું છું કે માત્ર સનસનાટી ભરેલાં, અપ્રતીતિકર પ્રસંગરચનાવાળાં અને ગલગલિયાં કરાવતાં કે ગુનેગારીને વધુ પડતું પ્રાધાન્ય આપનારાં ચિત્રોને ઉત્તેજન આપવામાં નહિ આવે.' પં. નહેરુની આ ચિમકી બહુ જ સમયસરની અને જરૂરી છે. આપણાં ચિત્રોનો હમણાંનો જે ફાલ ઊતરી રહ્યો છે એ લોકજીવનની તંદુરસ્તીની દૃષ્ટિએ ખતરનાક છે. માત્ર આપણે ત્યાં જ નહિ, અમેરિકામાં પણ એવાં નબળાં ચિત્રો ઘણાં નીકળે છે. પણ આપણાં ચિત્રોની બીજી એક મોટી ક્ષતિ છે તે વિદેશી વાતાવરણને રજૂ કરવાની લાલસા. આપણાં ચિત્રોની ભાષા હિંદી હોય છે, પાત્રોનાં નામ હિંદી હોય છે પણ ચિત્રનું કથાવસ્તુ અને વાતાવરણ હિંદી હોતું નથી. આવાં બિનભારતીય ચિત્રો આપણી પ્રજા પર કેવા સંસ્કાર રેડે ! આ વસ્તુ પર મહોત્સવમાં આવેલા હોલીવુડના નામી ફિલ્મસર્જક ફ્રેન્ક કાપ્રાએ પણ ઠીક ભાર મૂક્યો છે. એક સત્કારસમારંભમાં પ્રવચન કરતાં તેમણે આપણો કાન પકડ્યો હતો. તેમણે જણાવ્યું હતું : 'તમે તમારાં ચિત્રોમાં તમારા લોકોનું જીવન ધબકવા દો. ભારતીય જીવનને મૂર્ત કરતાં ચિત્રોને દુનિયાનું બજાર મળી રહેશે. અને તમારી પાસે તો સાંસ્કૃતિક અને આધ્યાત્મિક વારસો છે. દુનિયા શાંતિ ઝંખે છે. ફિલ્મદ્વારા તમે જગતને શાંતિનો મંત્ર આપી શકો છો.' પણ આપણ કમનસીબે આપણાં ચિત્રોમાં આમાંની એકે વાત દેખાતી નથી. ફિલ્મ મહોત્સવ માટે પસંદ થયેલાં ચિત્રો જ જુઓને ! 'આવારા'ની વાર્તા અવાસ્તવિક, બિનભારતીય અને વિદેશી છાપવાળી છે. એ ચિત્ર જોઈને વિદેશીઓ કેવો ખ્યાલ બાંધશે ? મદ્રાસનું 'પાતાલ ભૈરવી' પૌરાણિક શૈલીનું ચમત્કારથી ભરપૂર ચિત્ર છે. એમાં પણ ભારતીય વાતાવરણ ઊઠતું નથી. આ ચિત્રોની કેમ પસંદગી થઈ હશે ! 'અમર ભૂપાલી' મરાઠી ચિત્ર છે. પણ તેમાં દિગ્દર્શક વી. શાંતારામે સો વર્ષ પહેલાંનું પૂનાનું વાતાવરણ સજીવ કર્યું છે. શ્રી શાંતારામ આપણા મૌલિક સર્જક છે. તે પ્રતિભાશાળી કલાકાર છે. એથી તેમનું આ ચિત્ર કલાના તેજપુંજથી ઝળહળતું બન્યું છે. આ એક જ ચિત્ર દુનિયાના ફિલ્મ કસબીઓનું ધ્યાન ખેંચે તેવું છે. 'બાબલા'નું વાતાવરણ જરૂર ભારતીય છે, પણ તેની કથાનો દોર શિથિલ છે. તેમાં હાંસીહાંસીને કરુણતા ભરવામાં આવી છે અને ક્યારેક તો તે ઊર્મિલ બની જાય છે. આ ચિત્ર ખૂબ જ મંદગતિએ ચાલે છે એથી મનને ભાર લાગે છે.

આપણાં ચિત્રોની પડખે વિદેશી ચિત્રો જરૂર સુંદર, કલાપૂર્ણ અને ચેતનવંતાં લાગે છે. બ્રિટિશ શાસન દરમિયાન અંગ્રેજી રાજ્યભાષા હોવાના કારણે અંગ્રેજી ભાષામાં ચિત્રોએ હિંદમાં સારું બજાર સર કર્યું છે. હોલીવુડની મેટ્રો ગોલ્ડવીન જેવી કંપનીએ તો હિંદમાં પોતાનાં છબીઘરો પણ ઊભાં કર્યાં છે. આ કારણે આજ સુધી અમેરિકન અને બ્રિટિશ ચિત્રો રજૂ થતાં હોય છે. ભાષાને કારણે પણ આપણે બીજા દેશોનાં ચિત્રો જોઈ શકતા નથી. આ મહોત્સવ નિમિત્તે ઇટાલી, ફ્રાન્સ, ચીન, રશિયા, જાપાન વગેરેનાં ચિત્રો જોવાની તક મળે છે. ફિલ્મકલા, અભિનય, આયોજન, અભિનવ રજૂઆતશૈલી, અને કથાવસ્તુની

ઔચિત્યભરી પસંદગી અને માવજતમાં હોલીવુડ મોખરે રહ્યું છે. જગતના ફિલ્મસર્જકોએ હોલીવુડમાંથી જ પ્રેરણા લીધી છે. પણ ઇટાલી નિજની ફિલ્મકલાથી હવે તો અમેરિકાનું પણ ધ્યાન ખેંચી રહ્યું છે. ઇટાલીનાં ચિત્રો અમેરિકામાં પણ સફળ રીતે ચાલે છે. મહોત્સવમાં રજૂ થયેલું ઇટાલીનું 'મિરેકલ ઑફ મિલાન' માનવીના અંતરંગને જે આસાનીથી અભિવ્યક્ત કરે છે એ જોઈ ચિત્તપુલકિત બને છે. કોઈ સુંદર સાહિત્યિકકૃતિ વાંચતાં જે રસાસ્વાદ મળે તેવો જ રસાસ્વાદ આ ચિત્ર જોતાં મળે છે. ઇટાલીના ફિલ્મ-સર્જકોએ વાત કહેવાની રીત પણ અભિનવ અને વેધક પસંદ કરી છે. આ ચિત્રો બહિરંગ (ભભક અને રોશની)માં નહિ પણ માનવીના ભીતરની દુનિયામાં રાચે છે. હૈયાના વૈભવને પ્રગટ કરે છે. જાપાન પણ આ કલા પામી ગયું હોય તેમ લાગે છે! જાપાન ફક્ત એક જ ચિત્ર-યુકીવારીસો લઈને આવ્યું છે, પણ કોઈ છેલછબીલો, નટવર નાવલીઓ હૈયું ઘેલું કરી મૂકે તેવી બંસી છેડતો, ફેંટાનું ભાતીગળ છોગું ફરફરાવતો મેળામાં ઘૂમતો હોય ને બધાનું ધ્યાન પોતાની તરફ ખેંચતો હોય તેમ આ જાપાની ચિત્ર સૌ કલારસિકોનું ધ્યાન ખેંચી રહ્યું છે. આપણાં ચિત્રો ખૂબ બોલબોલ કરે છે. સંવાદની સહાય વગર આપણે મનોભાવ વ્યક્ત કરી શકતા નથી. આંગિક કરતાંય વાચિક અભિનય પર જ આપણે મદાર બાંધીને બેઠા છીએ. પણ આ જાપાની ચિત્રમાં બહુ જ ઓછા સંવાદો છે. ચિત્રની ખૂબી તો જુઓ! તેમાં માત્ર ગણીને—નામનાં ત્રણ, નાનાંમોટાં બધાં મળીને માત્ર ત્રણ જ પાત્રો આવે છે. એક બાળક, બીજું પાત્ર તે એક પત્ની અને ત્રીજું પાત્ર તે પાછળથી આવતો તેનો પતિ. પણ દિગ્દર્શકે માનવહૈયાને જીભથી નહિ, આંખથી બોલતું કર્યું છે. માતૃત્વને, વાત્સલ્યને શરદબાબુ જેવા કુશળ વાર્તાકાર જે અદાથી પ્રકટ કરે છે તેવી જ અદાથી આ સર્જક કરી જાય છે. જાણે તે આપણને માનવ મનના અગોચર ખૂણા પ્રકાશ ફેંકીને દેખાડે છે. જાણે તે ઊર્મિને પડદા પર મૂર્ત કરે છે. આપણા દિગ્દર્શકોએ રજૂઆતની આ શૈલી સમજવા જેવી છે. આપણે હજી અંતરંગને પામી શક્યા નથી. એ દિશામાં પ્રયત્ન કરવા જેવો છે. એવાં ચિત્રો જગતભરના માનવીઓને સ્પર્શી જાય છે. સાહિત્યની પેઠે ફિલ્મચિત્રમાં પણ જો માનવીની સાચી વાત કહેવામાં આવી હોય તો તે માનવીને જોવી ગમશે.

ફ્રાન્સ છબીકલા અને ધ્વનિઆલેખનમાં આગળ વધ્યું દેખાય છે. તેનાં ચિત્રોમાં માનવતાની, જીવનમાંગલ્યની વાત કહેવાનો સભાન પ્રયત્ન થયો હોય એમ દેખાય છે. એમાં જીવનનું મંગલ દર્શન છે, તેને માટેનો પ્રચાર નથી. 'લાઈફ બિગીન્સ ટુ-મોરો' ધ્યાન ખેંચે તેવું ચિત્ર છે. આ વિદેશી ચિત્રો એક વાત તો ઠોકીઠોકીને કહે છે કે ફિલ્મચિત્ર માટે છોકરી-છોકરાના પ્રેમની વાત હવે જૂની થઈ ગઈ છે. સાહિત્યમાં જેમ નવાનવા વિષયો, પ્રસંગો, પાત્રો, વાતાવરણ આલેખાય છે તેમ ફિલ્મચિત્રોમાં પણ થવું જોઈએ. આપણાં ચિત્રો છોકરી-છોકરાના પ્રેમની વાતમાંથી હજીય બહાર નીકળી શક્યાં નથી. અમને ચિત્ર માટે નવા વિષયો મળતા નથી એમ કહેનારાની સામે આ ચિત્રો ઘણી શક્યતાઓ દેખાડી જાય છે.

રશિયા તાકાતથી દુનિયા સમક્ષ ઊભું રહ્યું છે. એ પ્રજાની જે ખુમારી છે, જે શક્તિ છે અને દેશ માટેનો જે ઊછળતો પ્રેમ છે તે તેનાં ચિત્રોમાં પ્રકટ રીતે દેખાઈ આવે છે. રશિયામાં ચિત્રો સરકાર હસ્તક તૈયાર થાય છે. એથી તેની વિષયપસંદગીમાં અને કથાવસ્તુમાં ચોક્કસ દૃષ્ટિ અને રંગ સહજ રીતે આવે છે. રશિયામાં લગભગ બધાં જ ચિત્રો રંગીન તૈયાર થાય છે. પણ તેમાં અમેરિકાની 'ટેકનીકલર'-ની રંગની સુરાવટ આવી શકતી નથી. રશિયાના 'ફોલ ઑફ બર્લિન', 'બાઉન્ટીફુલ સમર', 'તેનબાસ માઈનર્સ' ચિત્રો પ્રેક્ષણીય છે. રશિયન ચિત્ર ખૂબ જ ઘોંઘાટ કરતાં હોય છે. આપણી ધંધાદારી રંગભૂમિ પર જે રીતે પાત્રો બોલે છે તે રીતે બોલતાં દેખાય છે. તેની રજૂઆતશૈલી પણ જોઈએ તેટલી કલાપૂર્ણ નથી. રશિયા દેખાવ (શો) સારો કરી શકે છે પણ ઊર્મિનું અશેષ નિરૂપણ કરી શકતું નથી. હવે રશિયા પણ અમેરિકાની પેઠે હિંદનું બજાર મેળવવા પ્રયત્ન કરી રહ્યું છે. એથી તો રશિયન ચિત્રોને હિંદીમાં 'ડબ' કરે છે. અંગ્રેજીમાં સમજૂતી (ટાઈટલ) આપે છે. ફ્રાન્સ, ઇટાલી અને રશિયાનાં ચિત્રો સમજૂતી (ટાઈટલ) સાથે રજૂ થયાં હતાં. આપણાં ચુનંદાં ચિત્રોને પણ જો આ રીતે સમજૂતી સાથે વિદેશમાં મોકલવામાં આવે તો જરૂર ધ્યાન ખેંચી શકે. આવા પ્રયત્નો કરવાની જરૂર છે.

રશિયાની પેઠે ચીન, યુગોસ્લોવેકિયા, ચેકોસ્લોવેકિયાનાં ચિત્રો પ્રચારની માત્રા લઈને આવ્યાં છે. આ બધામાં ચીનનું

'વ્હાઈટ હેર ગર્લ' સારું ચિત્ર છે. જ્યારે ચિત્રમાં પ્રચારનો હેતુ નથી હોતો ત્યારે ચિત્ર આસ્વાદ્ય બની રહે છે. રશિયાનું એક નાનું ચિત્ર 'ફીશ ઍન્ડ ફીશરમેન' ફરીફરી જોવાનું મન થાય તેવું ચિત્ર છે. જાણીતી લોકકથા પરથી તૈયાર થયેલું કાર્ટૂનશૈલીનું આ રંગીન ચિત્ર બાળકોને તો હોંશે હોંશે જોવું ગમે તેવું છે. કલા માત્ર 'કંઈક'નો સંદેશો આપે છે જ. પણ જ્યારે એ સંદેશ પ્રગટ રીતે આપવાનો પ્રયત્ન થાય છે ત્યારે તેની ચોટ મોળી પડે છે. પ્રચાર હેતુ માટે પણ કલાનું ઊંચું ધોરણ સાચવી રાખવા જેવું છે.

આ મહોત્સવમાં ઇંગ્લૅન્ડે કેમ ભાગ લીધો નહિ હોય? એનાં કારણોનું અનુમાન કરવાનો પણ કંઈ અર્થ નથી. બાકી આ ફિલ્મી મેળામાં બ્રિટિશ ચિત્રો પણ આવ્યાં હોત તો ઓર રંગત આવત. જો કે બ્રિટિશ ચિત્રો તો ધંધાદારી રીતે પણ હિન્દમાં આવે જ છે. એ રીતે તેની ખોટ સાલે તેમ નથી. અમેરિકાનાં બે ચિત્રો તો દુનિયાના બજારમાં પણ ડંકો વગાડે તેવાં છે. એક છે સેસિલ બી. ડીમીલેનું 'ગ્રેટેસ્ટ શો ઑન અર્થ.' આ ચિત્ર મહોત્સવમાં રજુ થવાનું હતું. પણ કંઈક વાંધો પડતાં માત્ર પત્રકારોને જ દેખાડ્યું હતું. હવે પછી આ ચિત્ર ધંધાદારી રીતે રજૂ થવાનું જ છે. બીજું ચિત્ર છે મશહુર વૉલ્ટ ડીઝનીનું 'એલીસ ઇન વન્ડરલૅન્ડ' આ પ્રયોગશીલ કલાકાર કાર્ટૂન-ચિત્રોમાં રંગનો વૈભવ પણ ખૂબીથી લાવી શકે છે. આ ચિત્ર બાળકોથી માંડીને તે વૃદ્ધો સુધી સૌને એક સરખો આનંદ આપી જાય છે. ડીઝનીની કલા એની પોતાની છે. તે દરેક ચિત્રમાં નવા પ્રયોગ કરે છે તે સાથે નવાં નવાં શિખરો પણ સર કરે છે. કલ્પનાસૃષ્ટિમાં તે પરાણે પણ ખેંચી જાય તેવી તેની જોરદાર શૈલી છે. કાર્ટૂનચિત્રોમાં તો ડીઝની બેતાજ બાદશાહ છે. એનું સર્જન આંખ માટે રસભરી ઉજાણી બની જાય છે.

દસ્તાવેજી ચિત્રોમાં રશિયા, અમેરિકા મોખરે રહે છે. પણ 'રાજસ્થાન'નું આપણું દસ્તાવેજી ચિત્ર જગતનાં દસ્તાવેજી ચિત્રમાં ઇનામ લઈ આવ્યું છે. આપણા ફિલ્મ વિભાગે કેટલાંક સુંદર શિક્ષણાત્મક અને માહિતી ચિત્રો તૈયાર કર્યાં છે. આ બધામાં અમેરિકાનું 'નેચર હિસ્ટ્રી' નામનું ટૂંકું રંગીન માહિતી ચિત્ર તો મુકુટમણિ જેવું છે. પ્રકૃતિની શોભા, પક્ષીઓનો કલરવ, વનશ્રીનું યૌવન અને એ જીવતી જાગતી સૃષ્ટિની ચર્યા સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી કચકડામાં મઢવામાં આવી છે. શાળાઓમાં આવાં ચિત્રો દેખાડવાની અનુકૂળતા થાય તો આપણાં બાળકો કુદરતને વધુ સારી રીતે ઓળખી શકે, ચાહી શકે અને પક્ષીઓ સાથે મૈત્રી બાંધી શકે.

મહોત્સવમાં આવેલા પ્રતિનિધિઓનું મુંબઈની જુદી જુદી સંસ્કાર સંસ્થાઓ તરફથી સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમને આપણાં શાસ્ત્રીય–તેમ જ લોક–નૃત્યો દેખાડ્યાં હતાં. તેમને આપણું ભારતીય સંગીત અને આપણા પોષાકો દેખાડ્યાં હતાં. આપણા સિને-ઉદ્યોગની વિકાસકથા પણ ફિલ્મદ્વારા દેખાડવામાં આવી હતી. આપણા કસબીઓએ વિદેશીઓ સાથે ટેકનીકની, ફિલ્મકળાની મુક્ત મને ચર્ચા કરી હતી. આપણા કલાકારો સાથે વિદેશી કલાકારોનો પરિચય કરાવવામાં આવ્યો હતો. જેમ જગતની ફિલ્મનો મેળો ભરાયો હતો તેમ જગતના ફિલ્મ કસબીઓનો પણ મેળો ભરાયો હતો. મહોત્સવ નિમિત્તે એકબીજા દેશો નજીક આવે, એકબીજાની કલા જુએ અને સમજે, લોકજીવનનો પરિચય કરે એ કંઈ નાનોસૂનો ફાયદો નથી. અને આ બધા ઉપરાંત આપણા દિગ્દર્શકોને નવું શિખવાનું (જો તેઓ આંખ ઉઘાડી રાખે તો) મળશે. આપણે છબીકલા અને ટેકનીકની બાબતમાં તો સારી પ્રગતિ કરી શક્યા છીએ. તે સાથે વાર્તાની પસંદગીમાં અને તેની ઔચિત્ય-ભરી માવજતમાં પણ પ્રગતિ કરીએ તો સારું! જો આપણે આપણું ભારતીય જીવન ચિત્રમાં રજૂ કરીએ તો દુનિયાનું બજાર પણ મળી શકશે. સંખ્યાબળમાં તો આપણે દુનિયામાં બીજો નંબર રાખીએ છીએ. હવે ગુણવત્તામાં પણ રાખીએ, તેને માટે સભાન પ્રયત્ન કરીએ......તો તો આ મહોત્સવ સફળ થયો લેખાય.

---

# જિપ્સીની આંખે

'જિપ્સી'

## બા

બાપુજી જ્યારે જ્યારે બહારગામ જતા ત્યારે બા બહુ ઉદાસ રહેતી, અને આ કારણે કે કોણ જાણે કેમ પણ બાપુજી અનિવાર્ય ન હોય તો બહારગામ ભાગ્યે જ જતા. એક દિવસ સુરતના ગુરુદ્વારેથી તાર આવ્યો. એમાં બાપુજીને એકદમ સુરત આવવાની ગુરુમહારાજની આજ્ઞા હતી. એ દિવસોમાં તાર આવવો એ બહુ જ મહત્ત્વનો પ્રસંગ મનાતો. આખા ફળિયામાં વાત ફેલાઈ ગઈ કે અમારે ત્યાં તાર આવ્યો છે. ધીરે ધીરે ઘેર પૂછપરછ કરનારાઓની સંખ્યા વધતી ગઈ. એક પછી એક માણસોની અવરજવર ચાલુ જ રહી. પણ કશા જ માઠા સમાચાર નહોતા એટલે વાતાવરણ-માં કુતૂહલ અને ઉત્સાહ હતાં. પાંત્રીસ વરસ પહેલાંનો એ જમાનો. સુરત–અમદાવાદ જવાનો પ્રસંગ બેપાંચ વરસે આવતો અને મુંબાઈ–કલકત્તા જવું એ તો પરદેશ જવા જેટલું અઘરું અને વિરલ મનાતું.

એટલે પિતાજીના પ્રવાસની તૈયારી કરવા બાની મદદે મોટાં માસી અને મામી આવી પહોંચ્યાં. પાર્વતીફોઈ એક નાના ચોખ્ખા પિત્તળના ડબ્બામાં ચાર મગજના લાડુ લેતાં આવ્યાં. બાપુજી માટે ભાથું બંધાવી આપવાનો અઘરો સવાલ ફોઈએ ઉકેલી આપ્યો. સુરત લઈ જવાના બિસ્તરા માટે મામા પોતાને ત્યાંથી નાની નવી શેતરંજી લેતા આવ્યા. લલ્લુકાકા ધોબી ચાર દિવસ પછી આપવાનાં બાપુજીનાં કપડાં ખાસ ઇસ્ત્રી કરીને લઈ આવ્યા. સાંજે ભજન થયાં. રાતે જમ્યા પછી ફાનસને અજવાળે પરસોતમ કાકાએ બાપુજીની હજામત કરી આપી. બાપુજી રાતે મધરાતની લોકલ ગાડીમાં સુરત જવાના હતા. મોડી રાતે વાહનની મુશ્કેલી પડે માટે ઘેરથી દસ વાગે નીકળી જવાનું ઠરાવ્યું. સાડાનવ વાગ્યા ને મામા ઘોડાગાડી લાવવા માટે લહેરીપુરા ગયા. ત્યાં અમારા ઓળખીતા અને કુટુંબીજન મલંગકાકાની ગાડી ઊભી હતી. મામાએ વાત કરી એટલે મલંગકાકા ગાડી લઈને આવી પહોંચ્યા. એમણે પોતે અગિયાર વાગ્યા સુધી ગપ્પાં મારીને બાપુજીની વિદાયમાંથી વિષાદનો ભાર હળવો કરી દીધો. પરંતુ ગાડી નીકળ્યા પછી મહામુસીબતે રોકાઈ રહેલાં બાનાં આંસુ ખરી પડ્યાં. માસી, મામી અને ફોઈ સૌએ બાને સાંત્વના આપી અને છેક મધરાતે સૌ વિખરાયાં. અમે પણ આડાં પડ્યાં. જ્યારે જ્યારે બા મને વધારે પંપાળે અને વહાલ કરે ત્યારે હું એને હમેશાં દુઃખી અને અસ્વસ્થ જોઉં. આજે પણ બાએ મને એવું જ હેત કરવા માંડ્યું. વહાલ કરતી જાય અને ડુસકાં લેતી જાય. એટલે એને છાની રાખવા મેં સામેથી પંપાળવાનું શરૂ કર્યું. પણ એની અસર ઊલટી થઈ અને બા રડી પડી. એ વખતે મારી ઉંમર બારેક વર્ષની હશે. બા મને બહુ જ વહાલી. બાપુજી તરફ અપાર સદ્‌ભાવ, પણ એમનો ક્યારેક ભય લાગે. પરંતુ બા પાસેથી તો નિર્ભયતાનું વરદાન મળેલું. મેં બાની સોડમાં લપાઈને એના જ પાલવ વડે એનાં આંસુ લૂછવા માંડ્યાં. આંસુઓ જેમ જેમ લૂછું તેમ તેમ વધારે વહે. આખરે મારું અંતર પણ ભરાઈ ગયું. બાનાં આંસુઓ જોઈને અધીરી બનેલી મારી આંખો છલકાઈ પડી. મારી રડતી આંખો જોઈને બાનાં આંસુ આપોઆપ રોકાઈ ગયાં. મને સોડમાં વધારે પાસે ખેંચીને બાએ પાલવથી મારી આંખો લૂછવા માંડી. આ બન્નેય વખત બા એક પણ શબ્દ બોલી શકી નહીં. મારાથી તો બોલાય જ શું?

આખરે બા જ બોલી. એના અવાજમાં રુદનની ભીનાશ હતી: "બેટા, તને હું બહુ જ ગમું છું?" અને એના જવાબમાં આંસુભરી આંખો ટગરટગર જોઈ રહી. એમાં ઊભેલો ઉત્તર જોઈને એણે કહ્યું: "તારા બાપુજી મને એટલા જ ગમે છે. એટલે જ્યારે એ બહારગામ જાય છે ત્યારે હું ઉદાસ થઈ જાઉં છું. પણ આ વખતે તો મારાથી રહેવાયું જ નહીં. કોણ જાણે ગુરુમહારાજે તાર કરીને કેમ બોલાવ્યા છે! ચાલો, હવે સુઈ જઈએ," અને આમ વાતો કરતાં કરતાં

એક બીજાનું આશ્વાસન બનીને અમે સૂઈ ગયાં.

બાપુજી પાંચમે દિવસે સાંજે આવ્યા ત્યાં સુધી બા ઉદાસ જ રહી. પણ એમને જોતાં જ એની આંખોમાં જિંદગી ઊભરી પડી. ઉદાસીની ઉપર આનંદના જુવાળ ફરી વળ્યા, હું વળગી પડ્યો. પવનવેગે સમાચાર ફેલાઈ ગયા. સ્વજનો અને સગાંઓની આવજા શરૂ થઈ ગઈ. અમારા ઘરમાં જ્યાં શૂન્યતા સંતાતી ફરતી હતી ત્યાં ફરી જિંદગીનો હિનો મહેકી ઊઠ્યો. સૌને વિદાય કરીને અમે ત્રણે સાથે જમ્યાં. હું હંમેશાં બાપુજીની બાજુમાં જુદી પથારીમાં સૂતો. અમારી બન્નેની સામે બાની પથારી થતી. રાતે પ્રાર્થના કરીને અમે સુઈ ગયાં. મોડી રાતે બાનાં ડુસકાં સાંભળીને હું જાગી ઊઠ્યો. જોયું તો બા અને બાપુજી બન્ને સામસામે બેસીને વાતો કરતાં હતાં. બા ડુસકે ડુસકે રડતી હતી. પથારીમાં હું બેઠો થઈ ગયો. ધીરેધીરે પાસે આવીને બાની સોડમાં લપાઈ ગયો. બાપુજીને મેં આટલા બધા વિકળ ભાગ્યે જ જોયા હતા. એટલે બાની સોડમાંથી ખસીને હું બાપુજીના ખોળા પાસે બેઠો. એમણે મારે માથે હાથ ફેરવવા માંડ્યો. એમના અવાજમાં અસ્વસ્થતા હતી. બાને સંબોધીને એમણે કહ્યું: " તમે હા પાડો તો જ મારાથી સુરતની ગાદી માટે હા પડાય. ગુરુમહારાજે કહ્યું છે કે નર્મદાની સંમતિ મળે તો જ તમારું સંન્યસ્ત સાર્થક થાય. "

"તમને ગાદી આપવાની ગુરુમહારાજની ઇચ્છા છે એ વાતની શંકા તો ગઈ વખતે એ અહીં આવ્યા હતા ત્યારથી મને ગઈ હતી. નારણદાસે એ વાત કરી ત્યારે મેં તો એને મશ્કરી જ માની હતી. માટે તો મેં તમને ચોખ્ખું પૂછ્યું પણ હતું. તમે ના પાડી હતી. છતાં તમારા મનની ઘડભાંજ તો તે વખતે પણ કળાતી હતી. પણ જયરામદાસને સુરતની ગાદી આપવાની વાત હવામાં હતી એટલે મેં મારા મનને સમજાવ્યું હતું. પણ તાર આવ્યો અને મારા મનમાં એ શંકાનો પાછો ભડકો થયો. " બાનાં ડુસકાં ચાલુ હતાં.

" પણ જુઓને " બાપુજીની વાણીમાં પણ વ્યાકુળતા હતી, "ગુરુમહારાજની ઇચ્છા જયરામદાસને દીક્ષા આપવાની નથી. એમણે કહ્યું છે કે તમારા કુટુંબનો ત્યાગ મોટો છે. તમારા પિતાજીનું દાન શોભાવવું હોય, મંદિરની પ્રતિષ્ઠા જાળવવી હોય અને નિરાંત સંપ્રદાયને જીવતો રાખવો હોય તો મારે ગાદી સ્વીકારવી જ જોઈએ. "

બાનાં ડુસકાં અટકી ગયાં. આંસુઓ આંખોમાં અધ્ધર રહી ગયાં. એના અવાજમાં પણ કંઈક જીવ આવ્યો: " જુઓ, તમારા આત્માના કલ્યાણની આડે આવું તો મારો ધર્મ લાજે. પણ આમાં તો આપણે માથે કલંક આવશે. "

" દીક્ષા લેવી એને કલંક કોણ કહેશે ? હું કંઈ ઓછો દુઃખ કે નિરાશાથી કંટાળીને ગાદી સ્વીકારું છું ? સંસારનો કાયર હોય ને સંન્યસ્ત સ્વીકારે તો કલંક કહેવાય. હું તો સુખી જીવ છું. તમારી સંમતિથી ગાદી સ્વીકારવા માગું છું. તમે ના કહો તો આપણે ગાદી નથી જોઈતી. " બાપુજી હજી પૂરા સ્વસ્થ નહોતા થયા.

બાએ કહ્યું : " હું કલંક કહું છું તેનું કારણ તદ્દન જુદું છે. મારું કહેવું તો એમ છે કે લોકો એમ માનશે કે બાપદાદાની મિલકતનો સીધી રીતે વારસો ના મળ્યો તે સાધુ થઈને લીધો. બાપે ઉદાર થઈને મિલકત મંદિરને સોંપી અને દીકરાએ સાધુ થઈને પણ એ મિલકત ભોગવી. આપણી તો મિલકતે ગઈ અને આબરુ પણ ગઈ. તમારે માટે કોઈ આવી શંકા કરે તોય હું તો મરી જાઉં. "

બાપુજી શાંત રહ્યા. મારે માથે એમનો હાથ ફરતો રહ્યો. પાસે પડેલા ફાનસની બત્તી એમણે વધારે સતેજ કરી. ઓરડામાં અજવાળું સ્પષ્ટ થઈ ગયું. બાની દૃષ્ટિ બાપુજીની આંખોમાં ઊતરીને જાણે કંઈક શોધતી હતી. ત્યાં બાપુજી એમના હમેશના ધીરગંભીર સ્વરે બોલ્યા: " તમે કહ્યું એ તો મને સૂઝવું જોઈતું હતું. પણ મારા મનમાં આવો ભાવ જ નહોતો. ગુરુમહારાજની આજ્ઞા પાળવી એ એક જ ભાવ મારા મનમાં હતો એટલે તમારી વાત હવે સમજાય છે. આપણે કાલે સવારે જ સુરત તાર કરીને ગુરુમહારાજને ચરણે ના મોકલી દઈશું. "

મારી પરવા કર્યા વિના બાએ ઊઠીને બાપુજીના પગ પકડી લીધા.

---

[ અનુસંધાન પૃ. ૪૩થી ]

વિદ્યાનગરની આર્ટ્સ કૉલેજના થોડો વખત આચાર્ય અને હાલ અધ્યાપક, આપણા એક પુરાતત્ત્વવિદ અને વિવેચક શ્રી ડોલરરાય માંકડ તરફથી પરિપત્ર મળ્યો છે કે તેઓ ૧૯૫૩થી **જ્ઞાન** અને **શ્રમ**નો સમન્વય કરતી એક શાળા આશ્રમિક ધોરણે ચલાવશે. કેળવણીની સાચી દિશા શોધવામાં આપણા દેશના જાગ્રત વિદ્વાનો-એ સક્રિય રસ લીધા વગર છૂટકો નથી તેની આથી પ્રતીતિ થાય છે. શ્રી ડોલરરાય માંકડ, ભૂલ થતી ન હોય તો, પચાસેકની ઉંમરના છે. ચારિત્ર્યઘડતર માટેની જીવતી કેળવણીની જાહેર સંસ્થા શરૂ કરીને વનપ્રવેશની આદર્શ રીત દાખવવા માટે પણ એમને અભિનંદન ઘટે છે. એ અનુભવી વિદ્વાનનો શિક્ષણપ્રયોગ પ્રજાજીવનને અગત્યનું પોષણ આપવામાં સફળ થાય એમ શિક્ષણમાં રસ લેનાર સૌ કોઈ ઇચ્છશે અને યથાશક્તિ મદદરૂપ થશે.

## ગુજ૦ યુનિ૦માં ૧૯૫૩ પછી ગુજરાતી કે હિંદી માધ્યમ

છાપામાં સમાચાર છે કે ગુજ. યુનિ.ની કાર્યવાહક સમિતિ-(સિન્ડીકેટ)ની તા. ૨ ફેબ્રુ.ની બેઠકમાં 'કેળવણીના માધ્યમનો પ્રશ્ન હાથમાં લેવામાં આવ્યો હતો અને સભાએ એવું નક્કી કર્યું કે બે વર્ષ પછી યુનિવર્સિટીની કેળવણીનું માધ્યમ ગુજરાતી કે હિંદી રાખવું. એટલે ૧૯૫૩ની સાલથી તે ફર્સ્ટ ઈયર તેમ ઇન્ટરના વર્ગમાં દાખલ કરવી અને ૧૯૫૪ની સાલથી બી. એ.ના વર્ગમાં ગુજરાતી કે હિંદી ભાષામાં કેળવણી આપવી.'

ગુજ. યુનિ.એ માધ્યમનો પ્રશ્ન વિચારવા એક સમિતિ નીમવા સિન્ડીકેટને કહેલું. તે માધ્યમસમિતિએ (અને નહિ કે 'ગુજ. યુનિ. ને અભિનંદન' આપતાં 'સંસ્કૃતિ' ડિસે.'૫૨ અંકમાં પૃ. ૪૬૪ ઉપર કહ્યું હતું તેમ 'વિદ્યાસભાએ' એટલે કે ઍકેડેમિક કાઉન્સીલે) ફર્સ્ટ ઈયર અને ઈન્ટરની પરીક્ષાઓ ૧૯૫૩થી ગુજરાતીમાં લેવાય એવી અને તે પછી બી. એ.નાં વરસો માટે ગુજરાતી કે હિંદીની ભલામણ કર્યાનું જાણવા મળ્યું હતું. સિન્ડીકેટે ફર્સ્ટ ઈયર અને ઈન્ટર માટે પણ હિંદીનો વિકલ્પ દાખલ કર્યો હોય એમ છાપાના અહેવાલ ઉપરથી જાણવા મળે છે. પણ તે બે વરસોમાં ૧૯૫૩થી અને બી. એ માં ૧૯૫૪થી અંગ્રેજીને બદલે સ્વભાષાઓને મૂકવા માટે સિન્ડીકેટને જરૂર અભિનન્દન ઘટે છે.

સિન્ડીકેટનો અભિપ્રાય હવેની સેનેટની બેઠકમાં મંજૂરી માટે રજૂ થશે. ગુજરાત યુનિવર્સિટીની સેનેટ પાસે શરૂઆતથી જ પ્રાગતિક વલણોને એ પુષ્ટિ આપશે એવી આશા રહે છે. માધ્યમ-ના પ્રશ્નનો શૈક્ષણિક દૃષ્ટિએ વિચાર કરી સ્થાનિક ભાષા ગુજરાતી-નો માધ્યમ તરીકે સ્વીકાર થશે એવી આશા રાખીએ.

જેમ અંગ્રેજી તેમ હિંદી પણ ઉચ્ચ શિક્ષણનું માધ્યમ ન બની શકે. જેઓ અંગ્રેજીને સ્થાને હિંદીને, હવે તે રાજભાષા બની હોઈ ઉચ્ચ શિક્ષણનું માધ્યમ પણ બનાવવા ઇચ્છે છે તેઓ અંગ્રેજી પાછળ જે હુકુમશાહીનો પાસ હતો તે જ હિંદીને પણ લગાડવાની કુસેવા કરી રહ્યા છે. હિંદી રાજભાષા હોવી જોઈએ અને થઈ છે અને તે માટે હિંદના દરેક બાળકને ફરજિયાતપણે હિંદી શિખવાય (મુંબઈ પ્રદેશમાં માધ્યમિક શાળાઓમાં શિખવાડવા માંડી પણ છે) અને કોલેજમાં પણ હિંદીનો એક વિષય તરીકે ઉચ્ચ અભ્યાસ કરવાની સગવડ હોય એ પૂરતું ગણાવું જોઈએ. સરકારમાં ઉચ્ચ હોદ્દે પહોંચાડવા માટે પણ હિંદીનું આ જ્ઞાન અ-પૂરતું નીવડવાનું નથી. (સદ્ગત સરદાર પટેલના હિંદીના જ્ઞાન કરતાં હરગીજ એ ઓછું હોવાનો સંભવ નથી.) બહારથી અધ્યાપકો લેવા હોય તો તેઓ હિંદી જાણતા હોય તો શરૂઆતમાં અમુક વરસ હિંદીમાં શીખવી શકે એટલે એમનો લાભ લઈ નહિ શકાય એ ભય અસ્થાને છે. પાઠ્યપુસ્તકો જો હિંદીમાં જ સારાં મળતાં હોય તો શરૂમાં તેમનો ઉપયોગ થઈ શકે કેમ કે સૌ વિદ્યાર્થીઓને હિંદી તો સુગમ હશે જ; પાઠ્યપુસ્તકો હિંદીમાં જ સારાં તૈયાર થઈ શકતાં હોય તો તરત તેનો અનુવાદ પણ થઈ શકે, પાઠ્ય-પુસ્તકો એટલી મોટી સંખ્યામાં ખપતાં હોય છે કે તે પરવડે નહિં એવું પણ નથી; એટલે પાઠ્યપુસ્તકોની મુશ્કેલી કલ્પી હિંદીને વળગવાની જરૂર નથી. હિંદની બધી યુનિવર્સિટીઓમાં સ્વભાષાઓને બદલે હિંદી માધ્યમ હોય તો સ્થળાંતર કરતા વિદ્યાર્થીઓને મુશ્કેલી ન રહે એ એક જ હિંદીના પક્ષમાં વિશેષ લાભ છે, પણ આવા જૂજ અપવાદરૂપ વિદ્યાર્થીઓ માટે આખી શિક્ષણપદ્ધતિને મચડવાની-વિકૃત કરવાની જરૂર ન હોય. જો મતદારોને આખા દેશમાં હિંદી છાપાં મારફતે જ પહોંચવાની ધારણા ન હોય, તો તે તે પ્રદેશનું ઉચ્ચ શિક્ષણ તેમની ભાષામાં અપાય અને જ્ઞાનગંગાનો પ્રવાહ મતદારો સુધી રેલાય એ લોકશાહીના અસ્તિત્વ માટે પણ એક અનિવાર્ય વસ્તુ ગણાવી જોઈએ.

## આરંભથી જ મેલી માથાવટી ?

ગુજરાત યુનિવર્સિટીની સેનેટનો, યુનિ. ની વિદ્યાસભા-(એકેડેમિક કાઉન્સિલ)ના સભ્યો અનિવાર્ય કારણ ન હોય તો પરીક્ષકપદ ન સ્વીકારે એવો આદેશ હોવા છતાં તેના મોટાભાગના સભ્યો પરીક્ષકપદે નિમાયા છે અને ઊહાપોહ થયો છે એવા સમાચાર છાપામાં છે તે સાચા હોય તો અત્યંત ખેદજનક છે. પરીક્ષકપદની લહાણી અને તે દ્વારા મળતી સત્તા એ મુંબઈ યુનિ.માં ઘણાને મુખ્ય રસનો વિષય હતો અને કેટલાક પોતાની સમગ્ર કાબેલિયત એમાં જ બતાવતા. મુખ્યત્વે આ કાબેલિયતને પરિણામે મુંબઈ યુનિવર્સિટીની માથાવટી મેલી ગણાઈ ગઈ છે. ગુજરાત યુનિવર્સિટીને આરંભથી જ આ કાબેલિયતનો લાભ મળશે તો એની પણ એ દશા થશે—એટલે એની સર્વોચ્ચ સત્તા જેને મળેલી છે તે સેનેટ આ પ્રશ્નમાં વેળાસર ચોકીદારી રાખે અને યુનિવર્સિટીની પ્રવૃત્તિ શરૂઆતથી જ આ પરીક્ષા-સત્તાના

વિષચક્રમાં ન ફસાય તેની પ્રજાને પણ ખાતરી કરાવે.

ખરી વાત તો એ છે કે આ પરીક્ષાપદ્ધતિમાં જ ધરમૂળથી ફેરફાર કરવાનું આપણી યુનિવર્સિટીઓએ વિચારવું જોઈએ. ગુજ. યુનિ. આમાં પહેલ કરી માર્ગદર્શક ન બની શકે ? ચાલુ પરીક્ષાપદ્ધતિને વખોડનાર રાધાકૃષ્ણન્ અહેવાલની ભલામણો ઉપર ગુજ. યુનિ.એ એક સમિતિ પાસે પોતાની કાર્યરેખામાં મદદ મેળવવા સૂચનાઓ મેળવી હતી. આવા પ્રશ્નો અંગે એ સમિતિના કાર્યમાં કાંઈ મળે એવું છે કેમ તે સેનેટ જોઈ શકે.

**જોડણી વિષે**

સદ્દગત પ્રો. બલવંતરાય ક. ઠાકોરે ગઈ ગાંધીજયન્તીએ લખેલો 'મ્હારી જોડણીપદ્ધતિ' લેખ 'સંસ્કૃતિ'માં છાપવા મોકલેલો. ફેબ્રુઆરીમાં શરૂ કરી બે કટકે પૂરો કરીશું એવી એમની સાથે ગોઠવણ કરી હતી તે પ્રમાણે અર્ધો ભાગ આ અંકમાં આપ્યો છે, બે ચાર સામાન્ય સુધારા (જોડણીસિદ્ધાન્ત અંગે નહિ) જેને માટે એમની રજા મેળવેલી હતી તે સાથે. 'સંસ્કૃતિ'માં પ્રો. ઠાકોરના લેખો પ્રગટ કરતાં ચાલુ જોડણીમાં જ તે અપાતા, અને તે સામે એ વાંધો ન લેતા. આ લેખ જોડણી વિશે જ હોઈ સદ્દગતની પોતાની પદ્ધતિની જોડણીમાં છાપ્યો છે. ('ગોષ્ઠિ'ના અવલોકનનો લેખ તૈયાર કર્યાનો, ગયા અંકના 'અર્ઘ્ય'માં ઉતારેલા તેમના પત્રમાં ઉલ્લેખ છે તે લેખ એમના પુત્ર તરફથી પ્રકાશન માટે મળ્યો છે, તે પણ હવે પછી પ્રગટ થશે.)

**અનિવાર્યતાના નામે**

મુંબઈના ગૃહપ્રધાન પોતાના મતદાર મંડળમાંથી ન ચૂંટાયા એથી ઘણાએ આંચકો અનુભવ્યો. એમની પ્રામાણિકતા અને કાર્યકુશળતાને લીધે એ સ્વાભાવિક હતું. પાછળથી હાલના મુંબઈ રાજ્ય-ધારાસભાના કૉંગ્રેસ પક્ષે ન ચૂંટાયેલી વ્યક્તિ પણ પોતાના નેતા તરીકે આવી શકે—માત્ર છ મહિનામાં ચૂંટાઈ ન આવે તો તેણે એ પદથી દૂર થવું જોઈએ, એવો પોતાના બંધારણમાં ઉતાવળે ઉતાવળે સુધારો પસાર કર્યો છે. અને દિલ્હીમાં મળેલી કૉંગ્રેસ કારોબારીએ ઠરાવ્યું છે કે હાલના ગૃહપ્રધાન હમણાં કાઉન્સીલમાં ચૂંટાઈ આવે, પણ નજીકના ભવિષ્યમાં ધારાસભામાં જગા ખાલી પડે ત્યારે તેમાં ચૂંટાઈ આવે. ઉપરાંત એણે ઠરાવ્યું છે કે જે રાજ્યોમાં રાજ્યધારાસભા અને કાઉન્સીલ બંને હોય ત્યાં બંને ગૃહના સભ્યોનો પક્ષમાં સમાસ થશે અને બંનેની ચૂંટણી પત્યા પછી પક્ષના નેતાની ચૂંટણી થશે; ત્યાં સુધી પક્ષના નેતા તરીકે હાલના નેતા ચાલુ રહેશે.

મુંબઈ ધારાસભા પક્ષનો ઠરાવ લોકશાહીને અનુરૂપ ન હતો, કારોબારીનો ઠરાવ વધુ સારો છે છતાં પક્ષના તંત્રની મદદથી 'અનિવાર્યતા'ના બહાના હેઠળ લોકશાહીને લટક આપનારો છે. ગૃહપ્રધાન સીધા ફરીથી ધારાસભા માટે ચૂંટાઈ આવે અને ત્યાં સુધી પક્ષના હાલના નેતાને તે પદે રહેવા વિનવવા—એવી ઇન્ડીઅન સોશ્યલ રિફૉર્મરની સૂચના સુધી કારોબારીનો ઠરાવ જઈ શક્યો હોત તો લોકશાહીનું માન જરૂર સચવાત.

**'હરિજન'-પત્રો બંધ થશે ?**

અહિંસક સામાજિક ક્રાન્તિની દૃષ્ટિએ એક પરદેશી છાપાએ વિનોબાની પ્રવૃત્તિમાં રસ લીધેલો તે લખાણ 'હરિજનબંધુ'ના જે અંકમાં છે, તે પછીના જ અંકમાં નવજીવનટ્રસ્ટના વ્યવસ્થાપક ટ્રસ્ટીનું નિવેદન છે કે ગાંધીજીએ સ્થાપેલાં 'હરિજન' (અંગ્રેજી), 'હરિજનસેવક' (હિંદી) અને 'હરિજનબંધુ'એ ત્રણે પત્રો માર્ચની ૧લીથી બંધ કરવામાં આવશે! જો તંત્રીની અશક્તિથી અથવા બીજા એવા તંત્રી ન મળવાથી એ પત્રો બંધ થતાં હોત તો એટલું બધું આશ્ચર્ય ન થાત. પણ આર્થિક કારણ આપવામાં આવ્યું છે. એ પત્રોની ગ્રાહકસંખ્યા ઓછી હોઈ એ ખોટમાં ચલાવવાં પડે છે, 'આમ ખોટ ખાઈને પત્ર ચલાવવાં એ નીતિ ગાંધીજીને માન્ય નહોતી અને જાહેર ખબરો લેવી એ નવજીવનટ્રસ્ટની નીતિથી વિરુદ્ધ છે.'

ગાંધીજીનાં લખાણોના કોપીરાઈટ અંગે નવજીવન ટ્રસ્ટે કાયદેસર હક્ક આગળ કર્યો છે એ સુવિદિત છે. એ કોપીરાઈટ અંગે જ્યાં સુધી 'લાભ' થતો હોય ત્યાં સુધી હરિજનપત્રો અંગેની 'ખોટ' સંસ્થા ખરદાસ્ત કરે એવી આશા રાખવી એ વધુ પડતી છે ? સાંભળ્યું છે કે ગાંધીજી વિષેની ફિલ્મ અન્વયે નવજીવનટ્રસ્ટને પૈસા મળે છે અને ભવિષ્યમાં લાખો મળવા સ્પષ્ટ વકી છે.

છાપાં 'ખોટ'થી ન ચલાવવાના ગાંધીજીના ખ્યાલની વાત કરતાં ગાંધીજીના 'ખોટ'ના ખ્યાલનો પણ વિચાર કરવો જોઈએ. ગાંધીજીની દૃષ્ટિએ 'ખર્ચ' અને આપણી દૃષ્ટિએ ખર્ચ એ એક હશે ? ઉપરાંત, ગુજરાતી 'હરિજનબંધુ' ખોટમાં ચાલતું હોય એ માની શકાતું નથી.... નવજીવન ટ્રસ્ટ જાહેરખબરો લેવાની વિરુદ્ધ છે, પણ પોતાનાં પુસ્તકોની જાહેરખબર બીજાં છાપાંમાં તો એ આપે છે. એમાં પોતાની નીતિ સાથે બાંધછોડ કરી ન ગણાય ? (આપણા છાપામાં આપણે જાહેરખબર લેવામાં દોષ સમજીએ તો બીજાં છાપાંને એવા દોષમાં પડવામાં આપણે નિમિત્ત બનીએ ?) વિવેકપૂર્વક પુસ્તકોની જાહેરખબર હરિજનપત્રોમાં સ્વીકારવાનું શક્ય ન બને ?...ગમે તેમ પણ આર્થિક કારણોને લીધે નવજીવનટ્રસ્ટે હરિજનપત્રો બંધ કરવાનું વિચાર્યું છે તેની પાછળ ગાંધીજીના અભિપ્રાયનો ટેકો શોધાય છે તે, કાંઇ નહિ તો ગુજરાતી 'હરિજનબંધુ' પૂરતો, અસરકારક લાગતો નથી.

ગાંધીજીનાં લખાણોના કોપીરાઈટમાંથી કમાણી હોવા છતાં, ગાંધીજીએ સ્થાપેલાં અને ગાંધીવાદનો શુદ્ધરૂપે પુરસ્કાર કરતાં અઠવાડિકોને બંધ કરવાં—અને તે ગાંધીજીના અભિપ્રાયને માન આપવામાં આવતું હોય એ રીતે—એ ઝટ ગળે ઊતરે એવું નથી.

ગાંધીજીના અભિપ્રાયને આ રીતે–હરિજનપત્રો બંધ કરીને –માન આપનાર નવજીવનટ્રસ્ટના ટ્રસ્ટીઓ તરીકે અત્યારે છે શ્રી. મોરારજી દેસાઈ, શ્રી. કાનજીભાઈ દેસાઈ, કુ. મણિબહેન પટેલ, શ્રી. મગનભાઈ દેસાઈ, શ્રી. ઠાકોરભાઈ દેસાઈ અને શ્રી. જીવણજી દેસાઈ. બધી જ વ્યક્તિઓ ગુજરાતી છે અને મુખ્યત્વે રાજકારણી વર્ચસ્ ધરાવનાર છે. જે ગુજરાત વ્યવસ્થાશક્તિ માટે પંકાય છે, તેને હાથે હરિજનપત્રો બંધ કરવા વખત આવે એ ગુજરાતને કલંક અપાવનારું ગણાય.

ગાંધીજીની બે પાંખો, સર્વોદય કાર્યકરો અને રાજકારણી નેતાઓ. ગાંધીજી જતાં આ બંને વચ્ચે અંતર વધતું જાય એ સ્વાભાવિક હતું. આ ચાર વરસો હરિજનપત્રો ચલાવતાં તંત્રી શ્રી. કિશોરલાલ મશરૂવાળાને રાજકારણી ક્ષેત્રના પોતાના સ્વજનોની અનેકવાર ટીકા કરવી પડી હશે ત્યારે કેવું મનોમંથન અનુભવવું પડ્યું હશે એ એ જ જાણે. પોતે હરિજનપત્રોનું તંત્રીપદ ન સ્વીકારે એટલા કારણે ગાંધીજીનાં એ પત્રો ચાલુ રહી શકતાં ન હોય તો એમને ચાલુ રાખવામાં ભલે જાત ઘસાઈ જાય એમ માનીને એમણે એ ભાર સ્વીકાર્યો હતો. નિર્ભયતા, સચ્ચાઈ અને સૌ પ્રત્યે સદ્ભાવપૂર્વક અત્યારના જીવનના અનેક નાનામોટા પ્રશ્નો એમની સ્પષ્ટ વેધક શૈલીમાં ગાંધીવાદના પ્રકાશમાં એમણે સમર્થ રીતે ચર્ચ્યાં છે. હરિજનપત્રો ચાલુ રહે કે ન રહે, તંત્રી પદે શ્રી. કિશોરલાલભાઈ ચાલુ રહે કે ન રહે, પણ શ્રી કિશોરલાલભાઈ પ્રત્યે સૌ કોઈ ઊંડો ઋણભાવ અનુભવશે.

નવજીવન સંસ્થાનું સમાજમાં એક પૂજ્યસંસ્થા જેવું સ્થાન છે. ગુજરાતમાં તો ભાષા અને સર્વાંગી જીવનના વિકાસમાં એનો સૌથી વિશેષ ફાળો છે. 'નવજીવન'નું નામ પછીથી સંજોગવશાત્ 'હરિજન' રાખવામાં આવ્યું. નવજીવન સંસ્થા હરિજનપત્રોને-એટલે કે 'નવજીવન'ને છોડી પોતાના અસ્તિત્વનો વિચાર કેમ કરી શકે એની જ ઘણાને નવાઈ લાગશે. લવાજમ વધારીને, પુસ્તકો જેવી જાહેરખબરો સ્વીકારીને—કે એવો કોઈ ઉકેલ શોધીને હરિજનપત્રોમાંથી એકાદને પણ નવજીવનટ્રસ્ટ ચાલુ રાખવા પ્રયત્ન નહિ કરે તો લોકોના મનમાં એને વિષે બે શંકાઓ ઉપસ્થિત થશે :

(૧) ગાંધીવાદની કમાણી અમે લઈશું, ગાંધીવાદનો પ્રચાર તમે કરો. ગાંધીવાદનો પ્રચાર નવજીવનટ્રસ્ટની–કે હિંદની પણ–બહાર નહિ થઈ શકે એવું તો છે જ નહિ. ગાંધીજીની આર્થિક કમાણી ઉપર જ નભી શકે એવો પાંગળો ગાંધીવાદ છે પણ નહિ. સર્વસેવાસંઘે અંગ્રેજી 'હરિજન' ચલાવવાનું માથે લીધું છે એમ વ્યવસ્થાપક ટ્રસ્ટીના નિવેદનમાં જ સમાચાર છે.

(૨) વધારે વિચારમાં મૂકી દે એવું તો એ સૂચન આ પત્રોને ('હરિજનબંધુ'ને પણ) બંધ કરવાના નિર્ણયમાંથી જન્મશે : રાજકારણી વર્ચસ્ ધરાવનાર તત્ત્વોને ગાંધીવાદનો કંઠરોધ ઇષ્ટ છે, ગાંધીવાદી પ્રચારની અગવડભરી આડખીલી દૂર થતી હોય તો એને એમના આશીર્વાદ છે. ગુજરાતી 'હરિજનબંધુ' ખોટમાં ન હોય છતાંય બંધ થતું હોય એવું તો થતું નથી ને ?

---

## પત્રમ્ પુષ્પમ્

### કેવળ હસ્તપ્રતોને આધારે :

'નળાખ્યાન'ની વિદ્યાપીઠ–આવૃત્તિના સંપાદક શ્રી મગનભાઈ દેસાઈ વતી, સંપાદનમાં એમની સાથે કામ કરનાર શ્રી ગોપાળદાસ પટેલ જણાવે છે કે, "અમે સં. ૧૭૮૬ની ગુ. ૨ તરીકે નિર્દેશેલી હસ્તપ્રત કે જે પ્રેમાનંદના જીવનકાળ દરમ્યાન જ લખાયેલી કહી શકાય, અને જે સળંગ સારી સ્થિતિમાં તથા બીજી પ્રતો કરતાં સરખામણીમાં શુદ્ધ રીતે લખાયેલી છે, તેનો પાઠ જ મૂળ ભૂમિકા તરીકે સ્વીકાર્યો છે, અને બીજી પ્રતનો પાઠ તૂટી ગયો હોય કે અવાચ્ય હોય, ત્યાં જ બીજી પ્રતનો પાઠ લીધો છે. ત્યાં પણ, બનતા સુધી, તેના કરતાં પણ જૂની સં. ૧૭૫૬ની ગુ. ૧ તરીકે નિર્દેશેલી પ્રતનો જ પાઠ સ્વીકાર્યો છે... આ સ્થિતિમાં, એક પણ પાઠ –પંક્તિખંડ હસ્તપ્રતોની બહારનો કે સ્વતંત્ર રીતે પોતાની બુદ્ધિથી નિપજાવેલો નથી જ..."

'નળાખ્યાન'ના અવલોકન( 'સંસ્કૃતિ' ડિસે. ૧૯૫૧ )માં અંતે એવી આશા વ્યક્ત કરી હતી કે વિદ્યાપીઠવાચનામાં એક પણ પંક્તિખંડ 'હસ્તપ્રતોની બહારનો, છપાયેલી આવૃત્તિઓ પરથી પસંદ કરેલો કે સંપાદકે સ્વતંત્ર રીતે પોતાની બુદ્ધિથી નિપજાવેલો નહિ હોય, કારણ કે તો જ તે શાસ્ત્રીય, શ્રદ્ધેય લેખાય.' શ્રી ગોપાળદાસ પટેલના શબ્દોથી ખાતરી મળે છે કે વિદ્યાપીઠવાચના કેવળ હસ્તપ્રતોને આધારે તૈયાર થઈ છે અને તેથી શાસ્ત્રીય–શ્રદ્ધાર્હ–લેખાવાને પાત્ર છે. પુસ્તકની પ્રસ્તાવનામાં ( પૃ. ૬ ), છ હસ્તપ્રતો અને ચાર છાપેલી આવૃત્તિઓની ટીપ પછી, સંપાદકે જે એમ નોંધ્યું છે કે છમાંથી 'જૂનામાં જૂની' ચાર પ્રતોના 'પાઠો મહત્ત્વના માન્યા છે, અને બીજા પાઠો તેમના સંશોધનમાં ઉપયોગી થાય તે દૃષ્ટિએ કામમાં લીધા છે', તે ઉપરથી 'બીજા પાઠો' કદાચ પેલી ચાર છાપેલી પ્રતોમાંથી તો લેવાયા નહિ હોય એવો ડર ઊભો થાય એવું છે. નવી આવૃત્તિ વખતે પ્રસ્તાવનામાં આ વાચના કેવળ હસ્તપ્રતોને આધારે તૈયાર થઈ છે એવું સ્પષ્ટપણે નોંધવામાં આવે એવી વિનંતિ છે. –ઉ.

# સ્વાધ્યાય અને સમીક્ષા

**સરસ્વતીચંદ્ર** ( સંક્ષિપ્ત શાલેય આવૃત્તિ ) : મૂળ લેખક ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, સંક્ષેપકાર ઉપેન્દ્ર છગનલાલ પંડ્યા, પ્રા. એન. એમ. ત્રિપાઠી લિ. પૃ. ૨૪૦. રૂ. ૩.

ગુજરાતી ભાષાના ગૌરવરૂપ ગ્રંથમણિ સરસ્વતીચંદ્રનો આ સંક્ષેપ શાળાના વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને તૈયાર કરવામાં આવ્યો છે. અનિવાર્ય જૂજ સ્થાનો સિવાય આખી કથા સળંગ લેખકના શબ્દોમાં જ આપવામાં આવી છે. કથાપ્રવાહ અતૂટ જળવાયો છે, પાત્રોનો બરોબર પરિચય થાય છે, રસમાં પણ તણાઈએ છીએ એવું ભાન થાય છે—મૂળ લેખકની પ્રતિભા સંક્ષેપમાં પણ કેટલી બધી કાર્યક્ષમ નીવડે છે ! શાળાઓમાં આ પુસ્તકનો ઉપયોગ કરી અધિકારી શિક્ષકો વિદ્યાર્થીઓને એક ગૌરવગ્રંથના સીધા પરિચયમાં મૂકશે એવી આશા છે.

કોઈ પુસ્તકને વખાણ્યું એટલે આપણું કામ પૂરું થયું-એવી આળસુ બુદ્ધિથી ' સરસ્વતીચંદ્ર ' જેવા ઉત્તમ ગ્રંથોને આપણે દૂરથી જ વંદના અર્પતા હોઈએ છીએ. પણ પ્રૌઢોએ ગોવર્ધનરામની મનભર સૃષ્ટિનો પરિચય અક્લેશકર રીતે કરવો હોય તો તેમના હાથમાં જરૂર આ સંક્ષેપ મૂકી શકાય.

**આપણી દુનિયા** : ભાસ્કરરાવ વિદ્વાંસ, ચિત્રકાર રસિકલાલ પરીખ. પ્ર. બાલગોવિન્દ કુબેરદાસની કં. અમદાવાદ પૃ. ૪૧૦. રૂ. ૪-૧૨-૦.

આપણા એક ઉત્તમ શિક્ષકે વરસો સુધી ભૂગોળ ભણાવવાના અનુભવને પરિણામે એસ. એસ. સી. પરીક્ષાના અભ્યાસક્રમ અનુસાર આ પુસ્તક તૈયાર કર્યું છે. પ્રાકૃતિક ભૂગોળ, કુદરતી પ્રદેશો, આપણા પડોશીઓ અને ભારત—એમ ચાર ભાગમાં એ વહેંચાયેલું છે. લેખકની સરળ, સ્પષ્ટ અને સોંસરી રજૂઆતની સાથે સાથે પથરાયેલા અનેક આલેખો, નકશાઓ અને ચિત્રો પુસ્તકને જીવતું કરી મૂકે છે.

આ બંનેએ અત્યાર પહેલાં એક સુંદર પુસ્તક Our Country : its Wealth and Population ( આપણો દેશ : એની સંપત્તિ અને વસ્તી ) રંગીન આલેખોરૂપે આપેલું છે. આપણાં પાઠ્યપુસ્તકો પૂરી શાસ્ત્રીયતાવાળાં અને સાથે સાથે સરળ પ્રવાહી રસભરી રજૂઆતવાળાં હોય એ જરૂરી છે. 'આખું પુસ્તક વિદેશનાં સમૃદ્ધ પાઠ્યપુસ્તકોની હારમાં ગૌરવપૂર્વક બેસી શકે એવું થયું છે, એમ નિઃસંકોચપણે કહી શકાય'–એવા શ્રી નગીનદાસ પારેખના અભિપ્રાય સાથે સહેજે સૌ કોઈ સંમત થશે.

ઉ.

**ભારત ઇતિહાસ દર્શન**–પુસ્તક પહેલું અને બીજું : શ્રી ઝીણાભાઈ રતનજી દેસાઈ ( સ્નેહરશ્મિ ). પ્ર. વોરા એન્ડ કં., મુંબઈ. પૃ. અનુક્રમે ૧૨૨, ૧૬૪. કિં. ૧-૬-૦, ૧-૧૨-૦.

**ભારત ઇતિહાસ ગાથા**–પુસ્તક પહેલું : લે. ઉપર પ્રમાણે. પ્ર. વોરા એન્ડ કં., મુંબઈ અને બી. એસ. શાહ એન્ડ કં., અમદાવાદ. પૃ. ૧૨૮. કિં. ૧-૧૨-૦.

પહેલાં બે પુસ્તકો ધોરણ પાંચમા અને છઠ્ઠા માટે અને ત્રીજું પુસ્તક એસ. એસ. સી. અભ્યાસક્રમ અનુસાર છે. આચાર્ય ઝીણાભાઈ દેસાઈએ આ પુસ્તકોદ્વારા પાઠ્યપુસ્તકો માટે એક સુંદર આદર્શ પૂરો પાડ્યો છે. લેખકે આપણા દેશના ઇતિહાસ વિષે અત્યારસુધી વિદ્વન્માન્ય થયેલી હકીકતોને સમજી, વિષય સાથે એકરસ થઈ, રુચિકર શૈલીમાં વિષયની રજૂઆત કરી છે. આપણા અગ્રગણ્ય ચિત્રકાર શ્રી રસિકલાલ પરીખે જ્યાં નમૂનાઓ મળે ત્યાં મૂળ નમૂનાઓને અનુસરીને આપેલાં અનેક રેખાંકનો આપણા દેશના ગત ગૌરવને તાદૃશ કરાવવામાં બહુ ઉપકારક નીવડે છે. વિદ્યાર્થીઓ જ નહિ, પ્રૌઢોને પણ આપણા દેશના ઇતિહાસનો પ્રાથમિક પરિચય કરવા માટે આ પુસ્તકશ્રેણિની ભલામણ કરી શકાય.

આપણા શાળાના વિદ્યાર્થીઓના હાથમાં દરેક વિષયનાં આવાં કાળજીપૂર્વક તૈયાર થયેલાં સુંદર પાઠ્યપુસ્તકો મુકાય એ ઇષ્ટ છે.

# અર્ઘ્ય

## વર્ષા

આભલે મેહુલો ગાજે મારા વાલમા,
વીજળી ઝળહળ ઝબકે જો;
વાદળે ચાંદલો પોઢે મારા વાલમા,
તારલી ટમ ટમ ટમકે જો.
વગડે વાયરા વીંઝે મારા વાલમા,
વેલડી ફરફર ફરકે જો;
ગોંદરે વડલો ભીંજે મારા વાલમા,
ધરતી મઘમઘ મ્હેંકે જો.
પાદરે મોરલા ટહુકે મારા વાલમા,
ઢેલડી થનગન નાચે જો;
ડુંગરે ડુંગરા રેલે મારા વાલમા,
નદીયું રસભર રાચે જો.
સોણલે રસિયો ઘેરે મારા વાલમા,
મુખડું મદભર મલકે જો;
નેણલે મીઠડું હેરે મારા વાલમા,
જીવને નવરસ છલકે જો.

[ ઇન્દુમતી મહેતા : સુરત, નર્મદ સાહિત્યસભા સમક્ષ. ]

## દાણામાં દૂધ

'ઉત્તરચિત્રાનો તાપ સહન કરે તો જ દાણામાં દૂધ આવે. સહન કરવા જેટલું બળ ન હોય તો અધવચ બળી જાય."

## કીર્તિ

"સ્વીકારેલી ફરજ બજાવવી એમાં કીર્તિનો લોભ પણ શાનો હોય ? આ જમાનામાં કાર્ય કરનારા, ભોગ આપનારા નીકળતા નહિ હોવાથી અમારા જેવા આગળ આવી જઈએ છીએ. બાકી ફરજ બજાવવામાં કોણ કોના ઉપર ઉપકાર કરે છે ? અને જ્યારે કોઈ કોઈના ઉપર ઉપકાર નથી જ કરતો ત્યારે તેની કીર્તિ પણ ઝાંઝવાનાં નીર જેવી હોવી જોઈએ."

[ સદ્ગત દરબાર ગોપાળદાસ : 'ગૂજરાતનું નૂર'માંથી ]

## ક્ષય

હિંદ આજ ૩૦ લાખ ક્ષયરોગીઓથી ખદખદી રહ્યું છે. એક

તંત્ર

મિનિટે એક માણસ ક્ષયરોગથી મરતો જાય છે ને વરસ દ
આમ પાંચ લાખ પરવરે છે. ૪૫ સેનેટોરિયમો અને ૩૨ ક્ષ
ઇસ્પિતાલોમાં વહેંચાયેલી માત્ર ૧૨ હજાર પથારીઓ આજે
રાજરોગીઓ માટે હયાતી ધરાવે છે. જરૂર છે સરેરાશે
લાખ પથારીઓની વ્યવસ્થાની. દેશમાં ફક્ત ૧૧૮ ક્લિનિકો
જ્યારે ૪૦૦૦ તો હોવાં જોઈએ. આજે તો માથાદીઠ સાત
આરોગ્ય પાછળ વપરાય છે.

ક્ષયરોગ સામેનો સંગ્રામ ઇંગ્લૅન્ડે જમાના પૂર્વે જગાવ્યો
સને ૧૮૯૮માં નેશનલ ટ્યુબરક્યુલોસિસ ઍસોસિએશન અસ્તિ
માં આવ્યું. વરસો વીતતાં ગયાં ને મરણપ્રમાણ ઘટતું જ ગયું:

| સને ૧૮૯૮ | ૧૯૨૩ | હવે |
| --- | --- | --- |
| ૭૦,૨૫૯ | ૪૬,૫૭૮ | ૩૦,૦૦૦ નીચે |

ચાલીસ વર્ષનો ઇતિહાસ તપાસીએ તો દસ લાખના ધો
સ્ટૅન્ડર્ડ મરણ પ્રમાણ ૧૯૧૫થી ૬૮૭ સુધી આવ્યું. એ
લંડન શહેર માટે વિચારીએ તો આ રોગના અંગે મરણપ્રમા
૪૫ ટકા ઘટ્યું, ત્યારે આપણા કલકત્તા શહેરનું એટલા જ
પંદર વર્ષના ગાળામાં ૭૦ ટકા મરણપ્રમાણ વધ્યું છે!...હિન્
મરણપ્રમાણ આ રોગને અંગે વધતું જ ગયું છે :

| ૧૯૨૮ | ૧૯૨૯ | ૧૯૩૦ |
| --- | --- | --- |
| ૬,૧૮,૦૧૧ | ૬,૨૬,૭૩૯ | ૬,૪૮,૩૪૪ |

સને ૧૯૧૮થી ૧૯૩૮—વીસ વર્ષના ગાળામાં લગભગ અઢીથી
કરોડ માણસ આ રોગથી મરણ પામ્યાં છે ... હિન્દમાં ૮
માણસે એક માણસ ક્ષયથી મરણ પામે છે.

રોગ એટલો બધો પ્રસર્યો છે કે તાવનાં નોંધાતાં મરણો
૮થી ૧૦ ટકા ક્ષયનાં હોય છે; હાંફ–દમ (respiratory diseas
અંગેનાં મરણોમાં ૧૫થી ૨૫ ટકા ક્ષયથી નીપજેલાં હોય
યુવાન પ્રજા મોટે ભાગે આ રોગનો ભોગ બને છે, ને ૬ મરણો
૧ મરણ તો વિદ્યાર્થીનું હોય છે.

[ શ્રી શંકરભાઈ પ્રભુભાઈ પટેલ : 'હણાતાં હી
પૃ. ૧૧–૧૨ (આમુખ) અને ૨૪૮–૫

## પરદેશ જનારાઓને

એક મુદ્દા ઉપર હું અહીં ભાર મૂકવા માગું છું : અમેરિ

મુસાફરીએ જનારાઓએ પોતાની પત્નીના સાથમાં જવું જોઈએ. પુરુષ કરતાં સ્ત્રી ઘણાં બધાં વધુ દ્વારો ઉઘાડી શકે છે અને દેશના, એના લોકોના અને એમના પ્રશ્નોના જ્ઞાનમાં એથી ઘણો ઉમેરો થાય છે. કેટલી મુશ્કેલીઓ પાર કરવાની હોય છે તેનું મને ભાન છે. પરદેશની સફર અંગેનાં સરકારી ધારાધોરણો રૂપ અનેક અંતરાયો મારી સામે ખડા હતા તે ઉપરાંત સૌથી મોટી મુશ્કેલી તો મારી પત્નીને મારી સાથે સફર માટે તૈયાર થવા સમજાવવા અંગેની હતી. પણ જે મહેનત કરી તે કરતાંય ઘણું બધું વધારે ફળ મળ્યું. હિંદી સરકારને મારો આગ્રહ છે કે પરદેશ જતી સ્ત્રીઓને પ્રોત્સાહન મળે તે માટે એણે પોતાનાં ધારાધોરણ નરમ કરવાં જોઈએ. પરસ્પર સમજૂતી વધારવા માટેના પગલા તરીકે આ ફેરફાર અગત્યનો છે. હિંદના પુરુષોએ, મને નિખાલસ-પણે કહેવા દો કે, પરદેશમાં—ખાસ કરીને અમેરિકામાં કાંઈ બહુ સારી છાપ પાડી નથી. એમના વ્યક્તિત્વના ખૂણાખાંચા પૂરા ઘસાયેલા હોતા નથી. એમને ધાંધલ બહુ જોઈએ. અને તેઓ તત્ત્વતઃ સ્વકેન્દ્રિત હોય છે. જો તેઓ સ્ત્રીઓ સાથે જાય એવી રસમ પાડવામાં આવે તો એક જાતનું સમતોલપણું આવે : સ્ત્રીઓ ભૂલો અને આઘાતોમાંથી બચાવનાર નીવડે. મને ઉમેરવા દો કે આની ભારે કદર થાય છે. ...

બીજી સૂચના હિંદી યાત્રીઓને માટે એ કરવાની છે કે પોતાના દેશના પોતે પ્રતિનિધિ છે એવા કોઈ પણ ખ્યાલને ફગાવી દેવો. એને ઘણા સવાલો પૂછવામાં આવશે. ક્યારેક કુતૂહલથી જ પુછાય, છતાં તોફાની વૃત્તિથી પુછાયા છે એમ પણ લાગે. અમેરિકાના લોકો આગળ સૌ રાષ્ટ્રોનો પ્રચાર થયે જ જતો હોય છે અને તેઓને આપણે એકથી બીજી વાત પર સરકી જઈએ કે જવાબ ઉડાવીએ એ ગમતું નથી હોતું. એમને ત્યાંના ઘણા પ્રશ્નો આપણા જેવા જ લગભગ છે અને અતિઆશાવાદી નિવેદનો પર એમને ભરોસો બેસતો નથી. જે મુશ્કેલીઓ સામે લડવાનું છે તેની નિખાલસ કબૂલાત માનને પાત્ર ઠરે છે અને સમજૂતીનું વિશાળ ક્ષેત્ર ખોલી આપે છે. ઘણીવાર સવાલ પૂછવામાં આવે છે : 'હિંદ શું વિચારે છે ?'—પોતા પર ઓઢી લેવાની લાલચ થઈ આવે એવી કેવી કપરી જવાબદારી ! અમે અમારી પોતાની જાત સિવાય બીજા કોઈને પણ બદલે બોલવાથી જાણીબૂઝીને દૂર રહ્યાં હતાં—અને એ સંયમ માટે અમને પૂરતું વળતર મળ્યું હતું.

[શ્રી એસ. નટરાજન : 'ઇન્ડીઅન સોશ્યલ રિફૉર્મર' ૨૧-૧૨-૫૧]

## કળાની મૂલ્યવત્તા

કળા કીમતી છે તે એટલા ખાતર નહિ કે એ શિક્ષણાત્મક છે (જો કે એ એવી હોય), એટલા ખાતર નહિ કે એ વિનોદાત્મક છે (જો કે એ એવી હોય), એટલા ખાતર નહિ કે સૌ એનો આનંદ માણે છે (કેમ કે સૌ માણતા નથી), એટલા ખાતર પણ નહિ કે એને સૌન્દર્ય સાથે સંબંધ છે. એ કીમતી છે કારણ કે એને વ્યવસ્થા સાથે સંબંધ છે અને પોતાની નાનકડી સૃષ્ટિઓ એ સર્જે છે—એવી સૃષ્ટિઓ જેમને આ અવ્યવસ્થિત ભૂગોલના ગોટાળમાં પણ આંતર સંવાદિતા હોય છે.

[ઇ. એમ. ફોર્સ્ટર : 'ટુ ચીઅર્સ ફૉર ડેમોક્રસી.']

## ગાંધીજીનો કાગળ

અમૃત ભરેલું અંતર જેનું સાગર જેવું સત,
સરદાર વલ્લભભાઈની પાસે આજે બાપુ લખાવે ખત;
લખો ભાઈ દિલ્હી મુકામે
જવાહર નહેરુના નામે.

ચાર વરસના રાજમાં ભાઈ સુખ ના ચેન જરાય,
ભારત માતાનાં સંતાન સહુ દુઃખી ઘણાં દેખાય;
સમાચાર સાંભળું માઠા,
સુખી માલેતુજારો દીઠા.

ધરતીનો ધણી ખેડૂત આજે રોજ પીસાતો જાય,
મિલોવાળાને માલપાણી છે, મહેલમાં મહેફિલો થાય;
ખેડૂત ફરે બાવરો આજે,
લોખંડના ટૂકડા કાજે.

ધાન પકવીને સરકારને દે, પોતે રાતડિયો ખાય,
ભાવ મળે ના પૂરતો એને, અંતરમાં મૂંઝાય;
કરે ના ફરિયાદ કૂડી;
દશા આજ એની ભૂંડી.

ખેતર વેચ્યાં, ખોરડાં વેચ્યાં, ને કૂબામાં કર્યો વાસ,
જારનો રોટલો ના મળે તે દિ' એકલી પીતો છાશ;
કરમાણી કાયાઓ રૂડી,
ગરીબોની એ જ છે મૂડી.

મારી હયાતીમાં કૉંગ્રેસ આપણી સેવા કરતી ઠામોઠામ,
મારા અને સરદાર ગયા પછી ભૂલ્યા સેવાકામ
ભોગવતી એકલી સત્તા,
ભૂલીને સેવાના રસ્તા.

વધુ લખી તમ આતમને મારે દુભવવો નથી ભાઈ,
સત્ય કહું છું ભારતમાની લાજ ગઈ છે હણાઈ;
લિ. સરદાર ને ગાંધી
ભારત માથે છાઈ છે આંધી.

[ધોળકા તાલુકાનાં એક બહેન **કુસુમબહેન રતિલાલ શાહ** 'જનતા' ૧૨-૧-'૫૨]

[ અનુસંધાન પૃ. ૫૨થી ]

કહે, "અલ્યા એમ દૂંટીમાંથી 'ભેંસ' શું કામ બોલ છ, ઓઠેથી 'ડોબુ' જ કહે ને!" હ ટાળી નાખેલ પૂરેપૂરા પોચટ ઉચ્ચારણના હિમાયતીએ વિચારવું રહ્યું જે 'ભેંસ' ને બદલે 'બેંસ' શાને ન બોલવું? ભ્ બ્ અને હ ના અત્યંત સંયોગે જ થયો છે, ક્+હ, ચ્+હ, ટ્+હ, ત+હ, પ્+હ, અત્યંત સંયોગે થાય છે ખ્, છ્, ઠ્, થ્, ફ્. નવલરામ ઉચ્ચારણમાં હ્ આપે છે તો લેખનમાં તે ક્યાંક રાખવો ક્યાંક ટાળવો એમ વ્યવહારુ દૂધદહીં નીતિના હિમાયતી હતા. પણ ક્યાં રાખવો જ, ક્યાં ટાળવો જ એ વિશે આખી પ્રજાના શિષ્ટ વિદ્વાનોમાં એકમતિ થવી જોઈએ. શ્રી નરસિંહરાવ ગુરુથી જુદા પડી બધે જ હ રાખવાને છેલ્લે પાટલે જઈને બેઠા. જુવો એમનો 'જોડણી' ઉપર વિસ્તૃત નિબંધ. આમ કરનાર ભાષાશાસ્ત્રીએ વ્યવહારુ સુગમતાને ખંખેરી જ નાખી.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં થયેલો ચર્ચામાં હું હાજર હતો. શ્રી કાલેલકર પ્રમુખ હતા. મેં એમના હાથમાં આપણા સર્વનામો(પુરુષવાચક, દર્શક, આદિ: એક વચન, ત્રણે જાતિ)નું આખું રૂપાખ્યાન મુકી દીધું. તેમાં પારસીભાઈઓ, મહાંજીઓ, વગેરે બોલે છે તે રૂપો પણ સામેલ રાખ્યાં. અને કહ્યું, હ રાખવાટાળવા કયા નિયમો રાખિયે જે સૌને સુતર જણાય અને સૌ અપનાવે, એ સવાલ મોટે ભાગે વ્યવહારુ છે. હું નરસિંહરાવની પદ્ધતિની શાસ્ત્રીયતા વિશે ચર્ચામાં પડવાની જરૂર જોતો નથી એટલી બધી હકારિયા જોડણી પ્રજા ના જ સ્વીકારી શકે એ મતને સ્વ[illegible] સિદ્ધ ગણું છું. સામી બાજુ હકારથી પૂરેપૂરી રહિત [illegible] વાંચનમાલાની જોડણીની અશાસ્ત્રીયતા પણ પ્રજાને ખૂ[illegible] એમ માનું છું. હકાર રહેવો જોઈએ પરંતુ જેમ બને [illegible] ઓછો એ મ્હારું મત છે. કંઈક વધારે રાખવો પસંદ [illegible] તેમને તેમ કરવા દેવાનો વિકલ્પ રાખવો, તેમના લેખનશુદ્ધ[illegible] ને અશુદ્ધ ના ગણવું, એ મ્હારું મત છે. ફરજિયાત હ વર્[illegible] બીજું અંગ, સ્વર પ્હેલું અંગ (દા.ત. અ્હમારું) જે[illegible] જોડણી કદાપિ ના કરવી, હમારું, અહ્મારુ, અમ્હારું એ[illegible] વિકલ્પવાળી જોડણી ચલાવી લેવી. અને હું પોતે ફરજિયા[illegible] હ પ્રથમ પુરુષના એકવચની રૂપોમાં જ માગું છું–હું મ્[illegible] મ્હેં, મ્હારું, વગેરે. બાકીનાં સર્વનામોમાં "તનવડે" છે[illegible] "તુંવડે" એવો સંશય ઉઠવાનો સંભવ લાગે તે ના[illegible] માટે જ એવાં સ્થલે ત્હને જોડણી કરવી, તમસૂ વડે અ[illegible] તુંવડે માંથી શું છે એ સ્પષ્ટ કરવાની જરૂર હોય ત્યાંજ ત્હ[illegible] બાકી બધે **તમે** લખવું; વગેરે. વળી ફ્હેવું, ન્હાવું, ન્હા[illegible] હ્વેવું, બ્હેવું, સ્હેવું, અગર તો કહેવું, ચહાવું, નહાવું, રહે[illegible] વહેવું, સહેવું રુચિ પ્રમાણે લખવા દેવાની છૂટ રાખવી; કેહ[illegible] સેહવું (કેહું, સેહું) ના જ લખાય એવો નિયમ કર[illegible] આમાં વધારે મનસ્વી કે ગાંધીભલામણના વિરોધી કોણ, કે કોશની ઢાલ પાછળ ભરાનારા? *

* હવે પછી પૂરું.

# હિન્દ – દરેક કામને લાયક સાઈકલ

તમને ખાડા ટેકરાવાળા ગ્રામ્ય રસ્તાઓ ઉપર ખાસ ફરજ બજાવવાને કે શહેરના રાજમાર્ગો ઉપર આસાનીથી સ્વારી કરવાને સાઈકલ જોઈતી હોય તો 'હિન્દ' જ તમારા માટે લાયક સાઇકલ છે. હિન્દની પરિસ્થીતિને અનુપમ રીતે માફક આવે એવી તે છે કારણ કે ફૉર્ક અને ફ્રેમ રી-ઈન્ફોર્સ કરેલ હોવાથી તે વિશેષ મજબુત બની છે.




બનાવનાર
હિન્દ સાઈકલ્સ લી૦
કારખાનું : ૨૫૦ વરલી, મુંબઈ.

# માનવ અધિકારો

[ રાષ્ટ્રસંઘની માનવ અધિકારોની ઘોષણાને ફિલિપાઈન્સના કેળવણી ખાતાએ ૩૦ કલમોમાં શાળાઓમાં પહોંચાડી છે. ]

૧. આ દુનિયામાં માણસ માત્ર કુટુંબનાં ભાઈ બેન સમાન છે; એથી બીજાંઓ પ્રત્યે તમારે માયાળુ, વિનય અને મિત્રસમાન થવું જોઈએ. ૨. તમારા અધિકારોને તમારા ધન, કુટુંબ, ધર્મ, લિંગ, રંગ કે રાજકીય માન્યતાઓ કશા લેવાદેવા નથી. ૩. તમને જીવવાનો અને જીવતા રહેવાનો અધિકાર છે. ૪. તમને કોઈ જ ગુલામ બનાવી શકે ન ૫. તમને કોઈ શરમભરી રીતે સજા કે ઈજા પહોંચાડી શકે નહિ. ૬. વ્યક્તિ તરીકેના તમારા અધિકારોનું તમે જ્યાં ત્યાં સન્માન થવું જોઈએ. ૭. કાયદાની નજરે બીજા કોઈને પણ જે અધિકારો હોય તે બધા જ તમને પણ છે. ૮. કોઈ તમારો કોઈ પણ અધિકાર ખૂંચવી લે તો તમે અદાલતમાં જઈ તમને તે પાછો મળે એ માટે એને વિનતી ૯. કાયદા વિરુદ્ધ તમે કાંઈ ન કર્યું હોય તો તમને કોઈ પકડી શકે નહિ, કેદમાં પૂરી શકે નહિ કે તમારા ગામ કે દેશથી મોકલી દઈ શકે નહિ. ૧૦. કાયદા વિરુદ્ધ કાંઈ કર્યાનો તમારી ઉપર આક્ષેપ મૂકવામાં આવે તો ન્યાયની અદાલત ન્યાયપુરઃસર તમારી ઉપર જાહેર રીતે મુકદ્દમો ચલાવવો જોઈએ. ૧૧. ખરેખર તમારો દોષ પુરવાર ન થાય ત્યાં સુધી નિર્દોષ જ ગણાવાને પાત્ર છો. જે વખતે અમુક કાર્ય કાયદા વિરુદ્ધ ગણાતું ન હતું તે વખતે તમે એ કર્યું હોય તો તમને બદલ સજા થવી ન જોઈએ. અમુક ગુના માટે તે સમયે કાયદેસર જે સજા નક્કી થયેલી હોય એથી વધુ આકરી સજા તમને મળવી જોઈએ નહિ. ૧૨. કાયદાએ જેની પરવાનગી આપી હોય એવાં કોઈ ઠીક કારણો સિવાય કોઈ પણ તમા ટપાલ ખોલી કે વાંચી ન શકે, ન તમારા ઘરમાં તમારી રજા વગર દાખલ થઈ શકે. ૧૩. તમારા દેશમાં અવરજવર કર પરદેશ જવા અને દેશમાં પાછા ફરવા તમે સ્વતંત્ર છો. ૧૪. તમારા દેશમાં તમને સલામતી ન લાગતી હોય કે ગેરવ થતું હોય તો પરદેશ જઈ વસવા માટે તમે સ્વતંત્ર છો. કાંઈ ખોટું ન કર્યું હોય તો તમે આ કરી શકો. ૧૫. કોઈ પણ રાષ્ટ્રના હોવાની તમને સ્વતંત્રતા છે. કોઈ તમારો આ અધિકાર છીનવી લઈ શકે નહિ, કે ન બીજા કોઈ દેશના નાગ થવાની તમારી ઇચ્છા હોય તો થતાં તમને રોકી શકે. ૧૬. સ્ત્રીઓ અને પુરુષો, ઉંમર થતાં, પોતાની પસંદગી પ્રમ પરણી શકે અને કુટુંબ રચી શકે. કોઈને પણ એની ઇચ્છા વિરુદ્ધ પરણાવી શકાય નહિ. ૧૭. તમે પોતે આગવી કે બીજા સાથે સહિયારી મિલકતની માલિકી ભોગવી શકો. તમારી ઇચ્છા વિરુદ્ધ તમારી મિલકત તમારી પાસેથી છીનવી લઈ શ નહિ. આખી પ્રજાના ઉપયોગ માટે એ મિલકત જોઈતી હોય તો સરકાર તમારી પાસેથી તે લઈ શકે. ૧૮. તમને વિચ સ્વાતંત્ર્ય મળેલું છે. તમે ગમે તે ધર્મ પસંદ કરી શકો, બદલી શકો અને એને વિષે તમારા વિચારો પ્રદર્શિત કરી શ ૧૯. તમારી ઇચ્છામાં આવે તે તમે કહી કે લખી શકો અને તમને ગમે તે રીતે વિચારોની આપલે કરી શકો. ૨૦. સુધી તમે કાંઈ તકલીફ ઊભી ન કરો ત્યાંસુધી તમને બીજાઓને મળવાનો અને મંડળ રચવાનો અધિકાર છે. પણ તમને અમુક મંડળની સભામાં જવાની કે સભ્ય બનવાની ફરજ પાડી શકે નહિ. ૨૧. મત આપવાનો, હોદ્દો સ્વીકાર અને પ્રજા માટે તમારી સરકાર જે કંઈ શુભ કાર્ય કરતી હોય તેમાં હિસ્સો મેળવવાનો, તમને અધિકાર છે. સરકારે પ્રજ ઇચ્છાઓને માન આપવું રહેશે. ૨૨. તમને માનભેર જીવવાનો તેમ જ ભૂખ અને માંદગીમાંથી લોકોનું રક્ષણ કરવા અપ સારી વસ્તુઓ ભોગવવાનો અધિકાર છે. ૨૩. તમે કરી શકો એવું ગમે તે પ્રકારનું કામ તમે શોધી શકો. સારા પગારે સરખા કામ માટે સરખા પગારનો, કામ કરવા માટે યોગ્ય પરિસ્થિતિનો અને બરતરફીમાંથી રક્ષણનો તમને અધિકાર છે. તમારો મજદૂર-સંઘ ( ટ્રેડ યુનિયન ) રચી શકો. ૨૪. તમને આરામનો, કામના વ્યાજબી કલાકોનો અને ચાલુ પગારે આંતરે આંતરે રજાઓ ભોગવવાનો અધિકાર છે. ૨૫. તમે માંદા પડો કે કામ માટે બહુ ઘરડા થઈ જાઓ ત્યારે સ ખોરાકપોષાકનો, રહેઠાણનો, તબીબી સંભાળ અને પેન્શનનો તમને અધિકાર છે. ૨૬. મફત પ્રાથમિક શાળાઓમાં ભણવા અને તમે કામ કરી શકતા હો તો ઉચ્ચ શાળાઓમાં ભણવાનું ચાલુ રાખવાનો તમને અધિકાર છે. ૨૭. તમે કળા વિજ્ઞાનના આનંદમાં ભાગ લઈ શકો, કળા અને વિજ્ઞાનમાં તમે કાંઈ પણ કામ કર્યું હોય તેમાંથી અને લખાણોમાંથી કી મેળવી શકો. ૨૮. આ બધા અધિકારો જેમાં મળી શકે એવા શાંત, સુખી દુનિયામાં જીવવાનો તમારો અધિકાર ૨૯. સમાજ પ્રત્યેની તમારી ફરજ તમારે બજાવવી જોઈએ, પણ તેમ કરતાં તમે બીજા કોઈના અધિકારો કચડાતા ન તેની ખાતરી રાખો. ૩૦. આ ઘોષણામાં જે અધિકારોની યાદી આપવામાં આવી છે તેમાંથી એકેનો નાશ કરવાનો વ્યક્તિ કે રાષ્ટ્રને અધિકાર નથી.

[ યુનેસ્કો-સંપાદિત Courier ૪, ૧૨-ડિસે. ૧૯૫

# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું  અંક ત્રીજો


## અનુક્રમણિકા : માર્ચ ૧૯૫૨


| | | |
|---|---|---|
| ચેતનના વારસો | ઉમાશંકર જોષી | ૮૧ |
| અમરરંગ | તંત્રી | ૮૨ |
| ક્ષમા કે ન્યાય ? | ઇન્દુલાલ યાજ્ઞિક | ૮૪ |
| ચાંદની | શેખાદમ આબુવાલા | ૮૬ |
| ગમે ત્યારે | ” | ” |
| વસંતોત્સવ : થોડીક વધારે અર્થચર્ચા | મનસુખલાલ મ. ઝવેરી | ૮૭ |
| ઉદ્યાનમાં કલ્લોલ : પ્રકૃતિનું એક દૃશ્ય | ગગનવિહારી મહેતા | ૮૯ |
| મ્હારી જોડણી પદ્ધતિ | સદ્‌ગત પ્રો. બલવન્તરાય ઠાકોર | ૯૨ |
| સ્મૃતિ | પારાશર્ય | ૯૬ |
| શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર : ૧૯૩૪ની ડાયરીમાંથી | લીના મંગલદાસ | ૯૭ |
| પાંચ દિવસનું પર્યટન | મનસુખલાલ ઝવેરી | ૧૦૫ |
| ઝવેરચંદ મેઘાણી : જીવનચિત્ર | ઉમાશંકર જોષી | ૧૦૮ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | | |
| સ્વપ્નનો ઘૂંટ | ‘દર્શક’ | ૧૧૩ |
| મેઘમનુષ્ય | ઉ. | ૧૧૫ |
| આભાર સ્વીકાર | … | ૧૧૬ |
| પત્રં પુષ્પમ્ | | |
| જોડણીનો એક વિચિત્ર નિયમ | કેશવરામ કા. શાસ્ત્રી | ૧૧૭ |
| ‘બાહુઓ’ | ઉ. | ” |
| …ર્ય | તંત્રી | ૧૧૮ |
| …ર | ઉ. | ૧૧૯ |
| …ી | ઉ. | ” |
| વિરૂપ કર્મ | પી. એ. વાડીઆ | છેલ્લું પૂઠું |





…લય વતી મુદ્રક-પ્રકાશક: ફિરાનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.


**લેખક મિત્રોને વિનંતિ:-**

* લખાણ કાગળની એક બાજુ સ્વચ્છ અક્ષરે લખાયેલું, જોડણી પ્રમાણેની જોડણીવાળું હોય મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે સાથે જવાબી પરબીડિયું હોય આવશ્યક છે.

## સૂચનાઓ :

* દર માસની સાતમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે ટપાલમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા માંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આ છે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

**એન. એમ. ત્રિપાઠી, લિ. મુંબ**

**જીવનસાહિત્યમંદિર, અમદાવ**

**ભારતીસાહિત્યસંઘ, અમદાવ**

**ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવ**

**ગાંડીવ સાહિત્યમંદિર, પ્રિં સ્ટ્રીટ મુંબઈ-૨**

**ગાંડીવ સાહિત્યમંદિર, લાલ સુરત**

**એલ. કે. મેઘાણી :** અમ સ્ટ્રીટ, કલકત્તા ૧.

**પ્રભાકર બ્રધર્સ**, પો. બો. નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

**લવાજમ :**

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ અથવા શિલિંગ ૧૪. છૂટક નકલ બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સ પત્રવ્યવહારનું સરનામું :


**સંસ્કૃતિ કાર્યાલય**

એલિસ-બ્રિજ, અમદાવાદ

# સંસ્કૃતિ

सत्यं परं धीमहि ।

માર્ચ  ૧૯૫૨


## ચેતનના વારસો

આપણા દેશના વિદ્યાર્થીઓમાં શિસ્તનો અભાવ એ એક સળગતો રાષ્ટ્રીય પ્રશ્ન બની ચૂક્યો છે. કૉલેજોમાં ચાલુ એ ડોકિયાં કરતો હોય છે અને અવારનવાર શાળા–મહાશાળા કે આખી યુનિવર્સિટીમાં એ ભભૂકી ઊઠતો હોય છે. નેતાઓએ પણ વારંવાર આ અંગે અકળામણ વ્યક્ત કરી છે. શિસ્તના અભાવનાં કારણો વિચારવાં જોઈએ.

યુરોપીય ઢબની કેળવણી આપણે ત્યાં મૅકોલે મહાશયે કોઈ બદદાનતથી દાખલ કરી હતી એમ કહેવું ઠીક નથી. રાજા રામમોહનરાય જેવા આપણા નેતાઓ એ માટે ઝંખતા હતા. આપણે એને કારકુનો પેદા કરવાના યંત્રમાં ફેરવી નાખી એ તો આપણી કરામત હતી. એ પદ્ધતિ પાસે આપણને આપવાનું ઘણું હતું. પશ્ચિમની વિદ્યા અને વિજ્ઞાનના, તેમ જ પાશ્ચાત્ય પંડિતોને પ્રતાપે ભારતીય પ્રાચીન વારસાના, ઘનિષ્ઠ સંપર્કમાં આપણે મુકાયા. આપણી નવીન પેઢી જ્ઞાનની ઝલકથી દીપી ઊઠી. પશ્ચિમના ઉત્તમ આચાર્યો મહાશાળાઓમાં સેવાઓ આપતા અને આપણા નવીન સાક્ષરો પણ જ્ઞાન-સાધનાની કક્ષા સારી એવી ઊંચી હતી. પશ્ચિમની આ પદ્ધતિનાં સારાં ફળ ૧૯૨૦ સુધીમાં મળી ચૂક્યાં હતાં. ત્યાં એને પુનઃસંસ્કાર થતા, અહીં એ અપરિવર્તનશીલ રહી. પરદેશના મહાન આચાર્યોની સંખ્યા ઘટી. સાક્ષરોની બીજી પેઢી આગલી જેટલી વ્યાસંગી ન નીકળી. વિદ્યાપ્રવૃત્તિનું પોત ઘસાતું ચાલ્યું. પશ્ચિમની પદ્ધતિ જડ સમી લાગવા માંડી.

ત્યાં આવ્યા ગાંધીજી. એમણે સ્વાતંત્ર્યમંત્રની ઘોષણા કરી. પંચવિધ બહિષ્કાર આદેશ્યો. વિદ્યાર્થીઓએ શાળામહાશાળાઓનો ત્યાગ કર્યો. સાચેસાચ તો થોડાકે જ. પણ બીજા જેઓ કોઈ ને કોઈ અંગત-આર્થિક, કૌટુમ્બિક કે વ્યાવહારિક–કારણે કૉલેજ છોડી ન શક્યા તે પણ હવે દિલથી કૉલેજના ન રહ્યા. સ્વાતંત્ર્યમંત્રની ઘોષણાએ–અને એને માન આપી શકનારા સહાધ્યાયીઓના ખુમારીભર્યા કૉલેજત્યાગે–એમના ભણવાનો સ્વાદ મોળો પાડી દીધો. એમના જીવનમાં શૂન્યતાએ દેખા દીધી. ઉત્તરોત્તર આ શૂન્યતા વધતી જ ચાલી. કુદરતને શૂન્યતા (vacuum) પસંદ નથી. ચેતનથી ઊભરાતા વિદ્યાર્થીઓની શક્તિ બીજા માર્ગો શોધવા લાગી. રૂંધામણ અનુભવતી એ ચેતનાને ૧૯૩૦, '૩૨ અને '૪૨માં ઉત્તમ કાર્યદિશા મળી, તે સિવાય ગેરશિસ્તરૂપે એ છતી થઈ છે.

આ શૂન્યતાનો ૧૯૪૭ના આગસ્ટની ૧૫મી પછી તો અંત આવવો જ જોઈતો હતો. પણ હજી કેળવણીતંત્રો એ જ જૂની ઢબે ચાલે છે. આ ચાર વરસ કેળવણી પૂરતાં તો પાણીમાં સરી ગયાં છે. આમાં તો પરદેશથી ઘઉં-ચોખા લાવવાના ન હતા. દા. ત. આપણા વિદ્વાન શિક્ષણમંત્રી દેશની યુનિવર્સિટીઓમાં એકેક અઠવાડિયું રહીને વિદ્યાર્થી જગતમાં અને જાહેર પ્રજામાં શિક્ષણનો ઉત્સાહ વધારવામાં ઘણો ફાળો આપી ન શકે?

વિદ્યાર્થીઓ ચેતનના વારસો છે. ભણાવનારા જાણે છે કે વિદ્યાર્થીઓને ચાર આની પણ મળવાનો આશા હોય તો જરૂર સોળ આની માનવૃત્તિ તેઓ દાખવે છે. આપણાં શિક્ષણતંત્રો વિદ્યાર્થીઓમાં પ્રવર્તતી પારાવાર શૂન્યતાને દૂર કરવા વેળાસર પ્રયત્નશીલ થાય તો હજી બહુ મોડું થયું નથી.

વિદ્યાર્થીમિત્રોને મળવાનું થાય છે ત્યારે ત્યારે એક વાત એમની આગળ તો હું મૂકું જ છું: વીસપચીસ વરસ ઉપર અમારી વિદ્યાર્થીદશામાં અમે રાષ્ટ્રભક્તિનાં પ્રચંડ મોજાં ઉપર ઊંચકાયેલા હતા. આખા વાતાવરણમાં પ્રાણવાયુરૂપ ગાંધીજી હતા. સુભાષ-જવાહરની યુવકજોડી જાનફેસાનીનો આદર્શ પ્રેરતી. કેવા ઊંચા આદર્શો હતા! અને શો અમારો ઘાટ ઊતર્યો છે! બહુ ઊંચા આદર્શો હોય, તો પણ જિવતરનો રાંક ઘાટ ઊતરી શકે? સામાન્ય આદર્શ હોય તો તો મોટી આશા જ શી રાખવી? આજના વિદ્યાર્થીઓને એટલું જ પૂછવાનું કે તમને દિનરાત બેચેન કરી મૂકે, ક્ષણ પણ જંપવા ન દે એવા આદર્શનો વળગાડ વળગ્યો તો છે ને?

[ વાલોડ વિદ્યાર્થીસંમેલનમાં ]

ઉમાશંકર જોષી

# સમયરંગ

## શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક ષષ્ટિપૂર્તિ સમારંભ

૧૯મી ફેબ્રુઆરીએ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકને સાઠ વરસ પૂરાં થયાં. શ્રી ઇન્દુલાલ યૌવનમૂર્તિ છે, એમને બુઝુર્ગ કલ્પી શકાતા નથી. હજી પણ એમનામાં એ જ શક્તિનો ઉદ્રેક જોઈ શકાય છે. આપણી પોચી ગણાતી પ્રજાની વચ્ચે આવી ખડતલ યૌવનમૂર્તિ વિચરે છે એ એક સદ્ભાગ્યસૂચક વસ્તુ છે. શ્રી ઇન્દુલાલને જોતાં એમનું આ સ્પાર્ટન સ્વરૂપ સૌથી પહેલું નજરે ચઢે છે.

ગુજરાતને ઘડનારી મુખ્ય મુખ્ય જાહેર સંસ્થાઓના જન્મ અને ઉછેરમાં શ્રી ઇન્દુલાલનું ખમીર રેડાયેલું છે. સંસ્થાઓ સર્જવી એ એમને જાણે રમત વાત ન હોય. પણ સંસ્થાઓનું વિસર્જન -સંસ્થાઓનો ત્યાગ એ પણ એમના સ્વભાવનું લક્ષણ લાગે છે. આચાર્ય આનન્દશંકર ધ્રુવ સંસ્થા શબ્દના સંસ્કૃત અર્થ ( સં+સ્થા એટલે મરી જવું ) તરફ ધ્યાન ખેંચીને કહેતા કે કોઈ પણ આદર્શ સંસ્થારૂપે સ્થિર થવા જાય છે એટલે એ મરવા માંડે છે; સંસ્થાઓ દ્વારા આદર્શને મૂર્ત કરીને આગળ વધી શકાય અને આદર્શને સંસ્થારૂપ આપતાં જ એ કરમાવા માંડે એ વિરોધાભાસી ( paradoxical ) પરિસ્થિતિ વચ્ચે માનવ-સમાજે વિકાસ કરવાનો છે. શ્રી ઇન્દુલાલ જેવામાં શક્તિનો એટલો બધો ઉદ્રેક વરતાય છે કે નવી નવી સંસ્થાઓ કાળના પટ પર રમતી મૂકવામાં જ એ રાચતી લાગે છે. તેમ છતાં શ્રી ઇન્દુલાલના જીવનમાં જે એક સૂત્ર સળંગ જોઈ શકાય છે તે એમનો ભૂમિપ્રેમ છે. પોતાની કારકિર્દીના આરંભમાં જ એ ભૂમિ તરફ વળ્યા, અને એમની અનેકરંગી પ્રવૃત્તિને પરિણામે પણ છેવટે એ ભૂમિ તરફ ઢળ્યા છે. કદાચ ભૂમિપ્રેમ એ જ એમના જીવનની મુખ્ય વસ્તુ છે.

શ્રી ઇન્દુલાલની વાઙ્મયસેવા નોંધપાત્ર છે. 'યુગધર્મ' માસિકનું સ્થાન આપણાં ગુજરાતી માસિકોના ઇતિહાસમાં કેન્દ્ર-વર્તી છે. આપણા આ ફકીર છતાં હમેશ ખુશહાલ, સાઠ વરસના છતાં જુવાનદિલ સેવકને પ્રભુ દીર્ઘાયુષ અર્પે અને એમનાં ભૂમિ-સેવાનાં સ્વપ્નાંમાં સફળતા આપે.

૧૯મી ફેબ્રુઆરીએ અમદાવાદમાં જાહેરસભામાં શ્રી વિદ્યાબહેન નીલકંઠના પ્રમુખપદે શ્રી ઇન્દુલાલનું જાહેર અભિનંદન કરવામાં આવ્યું હતું. શ્રી જયંતિદલાલે એ પ્રસંગને ગુજરાતની પાંગરતી જતી સહિષ્ણુતા અને ગુણજ્ઞતાના પ્રસંગ તરીકે ઓળખાવ્યો હતો. એસ. આર. ભટ્ટે કહ્યું હતું : ગુજરાતે ચેતવું જોઈએ કે આ માણુસ ગુજરાતમાં વિચરે છે, જેને એ કશું પણ આપીને લલચા ફસાવી શકતુ નથી. શ્રી દિનકર મહેતાએ કહ્યું હતું કે ઇન્દુ ભવિષ્યમાં દેશના કિસાનોના ઉત્કર્ષમાં ઘણો મોટો ભાગ ભજવ છે. શ્રી ઇન્દુલાલે એમની નિખાલસ ઢબે પ્રત્યુત્તર આપતાં જે પ્ર કર્યું તે સાંભળવું એ એક લહાવો હતો. પોતાના જીવનનાં પ્ર બળોનું જોરદાર કાવ્યમય આલેખન કરતા એમના એ પ્રવચ અહેવાલ આ અંકમાં અન્યત્ર આપેલો છે.

૧૫મી જુલાઈએ શ્રી ઇન્દુલાલનો ષષ્ટિપૂર્તિ સમારંભ યો માટે એક જાહેર સમિતિ રચાઈ છે. તે દિવસે શ્રી ઇન્દુલા અભિનંદનગ્રંથ અને એમના નેનપુરના આશ્રમના સફળ સંચ અર્થે થેલી: અર્પણ કરવાની યોજના જાહેર થઈ છે. સૌ એ પોતાનો ફાળો આપશે એવી આશા છે.

## આંતરભારતીના પરિવ્રાજક આચાર્ય

આચાર્યશ્રી સ. જ. ભાગવત આ વખતે અમદાવાદ આ ત્યારે જાહેર વ્યાખ્યાનો દ્વારા એમનો ઠીક ઠીક લાભ લઈ શક જેલમાં એમની સાથે રહેવાનું થયેલું એવા ઘણાઓને એમની આત્મીયતાનો સંબંધ છે. બીજા પણ સંસ્કારસેવીઓને મળવું આપણા અત્યારના જીવનને સ્પર્શતા પાયાના વિચારો વાતચી ચર્ચવા એ એમને ગમે છે. મહારાષ્ટ્ર, કર્ણાટક અને ગુજરા મિત્રમંડળ પાસે જવું એ હવે તો 'આંતરભારતી' અંગે એ કર્તવ્યરૂપ લેખ્યું છે. ગુજરાતમાં દર વરસે પંદરેક દિવસ આવ આ વખતે એ કહી ગયા છે.

આચાર્ય ભાગવત સ્વભાવે શિક્ષણકાર છે. ધર્મ, સાહિ રાજ્ય એ વિષયો ઊંડા ચિંતનપૂર્વક સ્પષ્ટ અને તેજસ્વી ભા તેઓ નિરૂપે છે. મરાઠી ઓછું જાણતા હોય તે પણ એમના કથ પ્રવાહમાં તણાય એવી એમનાં વ્યાખ્યાનોમાં શિક્ષકસહજ સ્પ હોય છે. ગાંધીવાદનું-અહિંસક સમાજક્રાંતિનું-વ્યાકરણ તો એમની આંગળીને વેઢે ન હોય. એમની બધી જ ચર્ચામાં પ્ર સૂર રૂપે આ અહિંસક સમાજક્રાંતિનો વિચાર હોય છે.

આ વખતે ખાસ તો 'આંતરભારતી' વિષે વ્યાખ્યાનો થ વિવિધતામાં એકતા એ ભારતવર્ષનો સંદેશ છે. દુનિયાનાં રાષ્ટ્ર

એ વિચારનો સ્વીકાર કરીને જીવવાનું છે, ભારતવર્ષની અંદર સૌ પ્રદેશોએ પણ એને વશ વર્તીને જીવવાનું છે. રાજકીય ક્ષેત્રમાં આપણું નવીન પ્રજાસત્તાક રાજ્ય આ આદર્શને મૂર્ત કરે, તેમ સાંસ્કૃતિક ક્ષેત્રમાં પણ એ મૂર્ત થાય એ જરૂરી છે. પરદેશોની વિવિધ સંસ્કૃતિઓ સાથે સંવાદ સ્થાપવા ગુરુદેવ ટાગોરે સ્થાપેલી 'વિશ્વભારતી' એ જો આપણી સંસ્કૃતિવિષયક વિદેશનીતિ (external policy) છે, તો દેશની અંદર જુદા જુદા પ્રદેશોની સાંસ્કૃતિક એકતા સમજવા માટે ગુરુજીએ પ્રયોજેલી 'આંતરભારતી' એ આંતરનીતિ ( internal policy ) ગણાય.

આંતરભારતીનો કાર્યક્રમ તો વિધિપૂર્વક એ સંસ્થા ભવિષ્યમાં વિચારે તે ખરો. પણ અમદાવાદના કાર્યકરો સાથે આચાર્યશ્રીએ કામકાજની રૂપરેખાનો અંદાજ આપ્યો. આંતરભારતીનું કાર્ય બહુ ફેલાઈને કથળી ન જાય તે માટે તરત પૂરતું તો કર્ણાટક, મહારાષ્ટ્ર અને ગુજરાતમાં એને મર્યાદિત રાખવું અને આ ત્રણ પ્રદેશોમાં કેન્દ્રો સ્થાપવાં. ત્રણે ભાષાના સંસ્કારસેવકો ત્રણે પ્રદેશનાં સાહિત્ય, સમાજજીવન, નિસર્ગ આદિના સંપર્કમાં આવે એવી યોજના કરવી. દરેક કેન્દ્રમાં બીજી પ્રાદેશિક ભાષાઓમાંથી થયેલા અનુવાદોની સવિસ્તર ફેરિસ્ત રાખવી. થઈ ગયેલા અનુવાદોમાં ભૂલો હોય તો પુસ્તકની નકલ નિષ્ણાત પાસે સુધરાવી રાખવી અને નવી આવૃત્તિ વખતે એ પ્રમાણે સુધારેલું પુસ્તક બહાર પડે તે માટે અનુવાદક-પ્રકાશકને વિનંતિ કરવી. અનુવાદ કરવા જેવા ગ્રંથોની યાદી તૈયાર કરવી. જુદી જુદી ભાષાઓનું થોડુંક સાહિત્ય નાગરી લિપિમાં પ્રગટ કરવું.–વગેરે.

ગુજરાત કૉલેજમાં એમણે સાને ગુરુજી ઉપર વ્યાખ્યાન આપ્યું. કૃપા–કરુણા–થી વિગલિત થયેલા હૃદયવાળા સંતોની પરંપરામાંના સાને ગુરુજી એક હતા અને એથી એમના જેટલો પ્રભાવ મહારાષ્ટ્રના સ્ત્રીવર્ગ અને બાલવર્ગ ઉપર આધુનિક યુગમાં કોઈનો પડયો નથી એ એમણે માર્મિક રીતે સમજાવ્યું બીજે દિવસે લેખકમિલનના આશ્રયે 'રવીન્દ્રનાથની સાહિત્યદૃષ્ટિ'ની એમણે વેધક આલોચના કરી. રવીન્દ્રનાથ સાહિત્યનું કોઈ લૌકિક પ્રયોજન સ્વીકારતા નથી અને જીવનમાં પણ વૈરાગ્યસાધનાથી જે મુક્તિ મળે તે મને ન ખપે એમ કહે છે. સાહિત્યમાં કલા–ખાતર–કલાવાળાઓને અને જીવનમાં ખાઓ–પીઓ–ને–લહેર–કરો વૃત્તિવાળા ચાર્વાકોને જાણે પટ્ટો લખી આપતા ન હોય! પણ એવું નથી. રવીન્દ્રનાથ દેહદમનની વિરુદ્ધ છે અને કહે છે કે વિશ્વના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધને વર્જવાના નથી પણ એનો આનંદ લૂંટવાનો છે; પણ એ આનંદ જે નિરાસક્તપણે, લોભરહિતપણે જીવે છે તે જ શુદ્ધરૂપે મેળવી શકે છે એમ એ કહે છે. આ રીતે જીવનાર આનંદધર્મી સાહિત્યકાર જીવનમાં ક્યાંય પણ અન્યાયને બરદાસ્ત કરશે નહિ. રવીન્દ્રનાથમાં સંત અને કવિ એકરૂપ જોવા મળે છે.

## પ્રો. વાટવેનાં પ્રવચનો

પૂના વિદ્યાપીઠના મરાઠીના અધ્યાપક ડૉ. કે. ના. વાટવે કાવ્યશાસ્ત્ર ઉપરના 'રસવિમર્શ' ગ્રંથના લેખક તરીકે જાણીતા છે. અહીંના મહારાષ્ટ્રસમાજના ઉપક્રમે ઉજવાતા દાસનવમી સપ્તાહ પ્રસંગે તેઓ આવ્યા હતા. શ્રી સમર્થ રામદાસના જીવિતકાર્ય વિષે એમણે ઐતિહાસિક પાર્શ્વભૂના વિવરણ પૂર્વક સરળ શૈલીમાં વ્યાખ્યાન આપ્યું. વિદેશી તવારીખકારો મરાઠા શક્તિના ઉદયને એકાએક જંગલમાં દાવાનળ ફાટયો હોય એમ નિરૂપણ કરે છે પણ રાનડેએ ભારપૂર્વક બતાવ્યું તેમ એ શક્તિસ્રોતનાં મૂળ મહારાષ્ટ્રના સંતોના જીવનકાર્યમાં છે. મહાનુભાવ, લિંગાયત, બૌદ્ધ અને જૈન–એ જીવનમાર્ગો વૈદિકધર્મની બહાર હતા. સંતોએ પ્રબોધેલો માર્ગ વૈદિકધર્મની અંદર હમેશાં રહ્યો છે, તેમ છતાં વૈદિકધર્મ ક્ષીણ થતાં અન્યાય અને જડતા વધ્યાં છે ત્યારે સંતોએ જંપ્યા વગર એનો પરિષ્કાર કર્યો છે. શ્રી સમર્થ રામદાસ (૧૬૦૮–'૮૧)ના જીવિતકાર્યની ચાવી રૂપ શબ્દ છે 'મહારાષ્ટ્રધર્મ.' બે વાર જ આ શબ્દનો પ્રયોગ થયો છે. એનો અર્થ એ છે કે એમના સમયના મહારાષ્ટ્રમાં ભારતીય ધર્મ જે જે એ અંશમાં નબળો પડી ગયેલો હતો ત્યાં તેને સપ્રાણ બનાવવો અને ધર્મવૃદ્ધિ સાધવી. શ્રી સમર્થ સદ્ભાગી હતા. હે ભવાની, તારો રક્ષક યોદ્ધો આપ એવી શરૂથી એમની પ્રાર્થના હતી. એમના જીવનકાળમાં જ એ પ્રાર્થના સંભળાઈ અને શિવાજીનો ઉદય થયો.

શ્રી વાટવેએ પ્રાર્થનાસમાજ હૉલમાં રસવિચાર ઉપર સંસ્કૃતમાં વ્યાખ્યાન આપ્યું હતું. વિવિધ રસોનાં દૃષ્ટાન્તો (ખાસ કરીને અત્યારે તેઓ જેની ઉપર કામ કરી રહ્યા છે તે 'હનુમન્નાટકમ્'માંથી ) આપતાં આપતાં એ એવી સરળ શૈલીથી બોલ્યા કે એના પ્રવાહમાં ખબર પણ ન રહે કે સંસ્કૃત જેવી કોઈ ભયંકર ભાષા સાંભળવાનો બોજો આપણે ઉઠાવી રહ્યા છીએ. સ્વાભાવિક પ્રસાદભરી શૈલીમાં અત્યારે સંસ્કૃત બોલનારાઓમાં ડૉ. વાટવેનું સ્થાન ઊંચું છે. પ્રો. આથવલે, પં. વાડીકરજી અને ડૉ. ભટ્ટે પણ પ્રાસંગિક નિવેદનો સંસ્કૃતમાં કર્યાં હતાં. અધ્યક્ષસ્થાનેથી પં. ભટ્ટાચાર્યજીએ મધુર લયબદ્ધ ભાષ માં સમારોપ કર્યો હતો. આવા પ્રસંગનો લાભ વિદ્યાર્થીઓ અને વિદ્યાપ્રિય નાગરિકોએ પૂરતા પ્રમાણમાં ન લીધો એ ખૂંચે એવું હતું.

સપ્તાહના કાર્યક્રમમાં બીજું વ્યાખ્યાન ડૉ. વાટવેએ સાહિત્ય આદિ લલિત કલાઓનું પ્રયોજન એ એમના પોતાના અભ્યાસવિષય ઉપર આપ્યું હતું. કલા એ મનુષ્યની આનંદ અર્થે અનુકરણ કરવાની પ્રવૃત્તિનું પરિણામ છે, અને એ પ્રવૃત્તિ ક્રીડાત્મક સ્વરૂપની હોય છે–એ એમના પ્રવચનનો મથિતાર્થ હતો.

## હરિજનપત્રો ચાલુ રહેશે

નવજીવનટ્રસ્ટે ૧૫–૨–૧૯૫૨ના ઠરાવથી હરિજનપત્રો ચાલુ રહેશે એમ જાહેર કર્યું છે. અંગ્રેજી હરિજન પણ સર્વસેવાસંઘ કોઈ કારણે ન લઈ શકે તો ટ્રસ્ટ વધુ છ માસ તે ચલાવી જોશે. અત્યારની ગ્રાહક સંખ્યા ૨૮૪૦ વધીને ૬૫૦૦ થાય તો તે પોતાનું

[ અનુસંધાન પૃ. ૧૧૨ ઉપર ]

# દયા કે ન્યાય ?*

વ્યાખ્યાતા ઇન્દુલાલ યાજ્ઞિક

જો હું એમ કહું કે, મને આજે આ સન્માનથી આનંદ થતો નથી અથવા અભિમાન નથી થતું, તો હું માણસ ન કહેવાઉં. પણ તે સાથે મારે એમ કહેવું જોઈએ કે આજે જે અનેકવિધ વિચારના ભાઈઓ તથા બહેનોએ મળીને આ સમારંભ યોજ્યો છે તે જોઈ મારું હૃદય સાચે જ છલકાય છે.

એક ભાઈએ સાચુ કહ્યું છે કે, મારો ષષ્ટિપૂર્તિ સમારંભ ખરેખર તો ગુજરાતના છેલ્લા પચાસ વર્ષના રાજકીય જીવનનું સરવૈયું કાઢવાનો પ્રસંગ છે. ૧૯૦૨ની સાલમાં જ્યારે હું દશ વર્ષનો હતો ત્યારે શ્રી સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપદે કોંગ્રેસ મળી ત્યારથી જ જાહેર જીવનના ભણકાર નડીઆદના મારા વતનમાં મેં ઝીલ્યા હતા.

આજે જ્યારે હું છેલ્લા ૫૦ વર્ષના જીવનકાળ પર દૃષ્ટિપાત કરું છું ત્યારે મારે પણ ગુરુ દત્તાત્રેયની જેમ મારા ગુરુ ગણાવવા જોઈએ, કે જેમના વડે હું આજે છું તે છું.

૧૯૦૫થી ૧૯૦૭નો સમય એટલે સ્વદેશી ચળવળનો જમાનો. બંગભંગની લડત. શહેરે શહેર, ગામે ગામ, શેરીએ શેરીએ, ચોરેચૌટે, જ્યાં જુઓ ત્યાં સ્વદેશીની હાકલ. ફકીરી લેવાને, જાનકુરબાનીનો સૌ પ્રથમ પેગામ તે વખતે અપાયો. અમારા નડીઆદના તે વખતના આગેવાન શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ. એમની વક્તૃત્વશક્તિની તે વખતે મારા પર ઊંડી અસર પડેલી.

તે પછી મુંબઈમાં વસવાટનો સમય. ગાંધીજીના સંપર્કનો સમય. હું ગાંધીજીના ઘણા વિચારો તથા તેમની ઘણી ભાવનાનો ઉગ્ર ટીકાકાર રહ્યો હોવા છતાં, મારે કબૂલ કરવું જોઈએ કે, ગાંધીજીએ એવી ઘણી વસ્તુઓનો બોધ આપ્યો છે, કે જે આજે પણ મારા અંતરમાં વણાયેલો છે.

તેમણે ત્રણ સૂત્રો આપ્યાં : 'બીક ન રાખો'–ધર્મગુરુની, ન્યાતની અને પોલીસની. બીક રાખે તે બાયલો. તેમણે નવી જ વ્યાખ્યા આપી–બીક કાઢીશું તો સહેજમાં સ્વરાજ. ... જ માર્ગદર્શન!

તેમણે બીજું સૂત્ર કહ્યું. ટનબંધી વાત કરતાં ... ઔંસ જેટલું પણ કાર્ય અણમોલ છે. ૧૯૧૭માં ગોધરા... રાજકીય પરીષદ મળી. વેઠનો વિરોધ જ નહિ, સ... પ્રતીકાર કરો! ગાંધીજીએ આદેશ આપ્યો અને જાતે 'હેન્ડબિલ' ઘડ્યું. બધાની સહી લઈ પ્રસિદ્ધ પણ ક... શરૂ શરૂમાં વેઠ કરાવનારા લોકોએ વિરોધ કર્યો. બારેજ... તો કેટલાકને મરણતોલ માર પણ પડ્યો.

તે દિવસથી ગાંધીજીએ તાલીમ આપી અને ત્રી... સૂત્ર આપ્યું: ઠરાવોથી ગુલામીનાં બંધનો નહિ તૂટે, જુલ... સક્રિય પ્રતીકાર કરો. જેલ નહિ–મૃત્યુને માટે, શહાદતને ... તૈયાર રહો. મરીને જીવવાનો એ મહામંત્ર હતો.

૧૯૧૭માં તેમણે અમને દરિદ્રનારાયણનું સાચું દ... કરાવ્યું. તેમણે બતાવ્યું શાહીબાગના મહેલોમાં ભાર... જનતા વસતી નથી. જનવિરાટ તો વસે છે ભાર... ગામડાંમાં. ખેડાના સત્યાગ્રહ વખતે તેમણે અમને ... આદેશ આપ્યો: " જાઓ, પંદર દિવસમાં ૫૦ ગામડાં ખૂ... વળી શું જોયું તે મને કહો! પગે ચાલતા જજો! મી... મેવા ખાધા તો ખબરદાર! ખજૂરચણા ખિસ્સામાં નાંખ... જજો!"

અમે ગામડાંનાં દર્શને ઊપડ્યા. ગામડાં જોયાં અને આં... ફાટી. દરિદ્રનારાયણનાં, ભારતના જનવિરાટનાં અમને ... પ્રથમ દર્શન લાધ્યાં. અંતરની અંદર કાયમને માટે વાત વ... ગઈ, ભારત ગામડાંમાં વસે છે, શહેરોમાં નહિ.

પછી તો અછૂત, ઢેડ, ભંગી, વણકર, ભીલ વગેરે... સેવા જેમ સૂઝી તેમ કરી. ઠક્કરબાપા સાથેનો મારો સં... તો તેમના અંતકાળ સુધી એકસરખો તાજો અને મીઠો ... છે. એમને તો હું કેવી રીતે ભૂલી શકું? હું એમનો દી...

* તા. ૧૯–૨–૫૨ના રોજ જાહેરસભામાં ષષ્ટિપૂર્તિ અભિનંદન પ્રસંગે આપેલો જવાબ.

ખરા, પણ બંડખોર! 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી'-માં જોડાયો ત્યારે એ મને વહાલથી ભેટ્યા. એ જ વર્ષમાં સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી છોડી નીકળ્યો ત્યારે આંસુ છલકતી આંખે તેમણે મને એક જ પ્રશ્ન પૂછ્યો: "ઇન્દુલાલ હવે ક્યાં જઈશ?" મેં કહ્યું, "વનવગડે, ગમે ત્યાં જઈ ને પણ સેવાનું કાર્ય કરીશ."

૧૯૧૯માં દુકાળમાં પંચમહાલના ભીલોના પ્રદેશમાં દુકાળ પડ્યો. ભીલસેવાનું કાર્ય ઉપાડ્યું. તેમને રાહત મળવી જોઈએ, તે દૃષ્ટિએ તેઓની કરુણ પરિસ્થિતિ વિશે અખબારોમાં લેખો લખી દૂબહૂ ચિતાર આપ્યો. તે વખતે શ્રી ઠક્કરબાપા સંતાલની આદિવાસી પ્રજામાં કામ કરતા હતા. અખબારમાં અહેવાલો વાંચ્યા અને લાગલા જ દોડી આવ્યા દાહોદ અને ભીલસેવાનું કાર્ય ઉપાડી લીધું.

પછીનો સમય તે વિદેશવાસનો. તે વખતના મારા ગુરુઓમાં શ્રી સકલાતવાળા અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ. સકલાતવાળાને સહુ સામ્યવાદી કહી વગોવે. તાતા કુટુંબનો એ નબીરો. તાતાની પેઢી તરફથી ત્યાં વેપારધંધા વધારવા મોકલાવાયેલો. એણે જોયું કે કરોડોની મિલકતો કોના પરસેવા પર રચાય છે? અને એણે જે કરુણ દૃશ્ય જોયું તેથી તેણે લાખોની દોલત છોડી સામ્યવાદી ફકીરી લીધી. એનો ઉત્સાહ પણ અપ્રતિમ. વરસતા વરસાદમાં, કે ગાઢ ધુમ્મસમાં પણ એ ખાંસી ખાતો ગરમ ઓવરકોટ ઓઢી નીકળી પડે. કંઈ ને કંઈ પ્રવૃત્તિ કરતો જ હોય.

વિઠ્ઠલભાઈ એ તો બાહોશ મુત્સદ્દી. ગાંધીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપવા આવેલા, ત્યારે એમને ગંધ આવેલી કે, અંગ્રેજોએ યોજેલી ગોળમેજી પરિષદ એ ગાંધીજીને ફસાવવાની રાજરમત છે. ગાંધીજીને ચેતવવા એમણે ઘણા પ્રયત્નો કર્યા. પણ તે વખતે વિઠ્ઠલભાઈનું કોણ સાંભળે?

આ બધી થઈ મારા ગુરુઓની વાત. એમાં હું મોતીભાઈ અમીનને પણ વીસરી શકું એમ નથી. મને ગામડાંમાં કાર્ય કરતો કરવામાં એ પણ હતા. એ ખૂબ જ ઠરેલ અને વ્યવહારુ ગ્રામસેવક. ગ્રામોદ્ધારની યોજના એવી ઘડે કે પાઈનો પણ ખર્ચ ન થાય.

મારે વિષે કેટલાંકને દર્દ થાય છે કે, જો હું સરખી રીતે ચાલ્યો હોત તો ઊંચે ગયો હોત. આજે હનુમાનની માફક કૂપાકૂપ કરું છું તેથી હું કાંઈ મેળવી શકતો નથી. આજે હું મારું દિલ તમારી સમક્ષ ખુલ્લું કરવા માગું છું. હું જે કાર્ય કરું છું તે રાજકીય દૃષ્ટિથી નહિ પણ માનવતાની દૃષ્ટિથી કરવા માગું છું. ગાંધીજી, ઠક્કરબાપા તથા મોતીભાઈ અમીન, જ્યારથી મને ગામડાં દેખાડ્યાં ત્યારથી સળંગ રીતે મારા જીવનમાં ચાલ્યું આવતું એકમાત્ર તત્ત્વ તે ગામડાંની પ્રજાની વફાદારી અને સેવાનું છે. મારો એ ધર્મ બજાવવામાં અંતરાય રૂપ લાગતાં મેં સંસ્થાઓ અને હોદ્દાઓનો પણ ત્યાગ કર્યો છે. કારણ કે હું મૂર્તિપૂજક નથી. કૉંગ્રેસમાં રહીને ગામડાંની વફાદારીપૂર્વક સેવા મને શક્ય ન લાગી ત્યારે મેં કપાતે જિગરે, અને છલકાતી આંખે કૉંગ્રેસની વિદાય લીધી છે. આમ છતાં પણ હું છાતી ઠોકીને એમ કહી શકું એમ છું કે, મેં કદી રાજારજવાડાં, જમીનદાર, જાગીરદાર કે શેઠશાહુકારની ગોદ કે ઓથ લીધી નથી.

કૉંગ્રેસને છોડી હું ચાલી નીકળ્યો ત્યારે વલ્લભભાઈ એ પૂછેલું: "હવે શું કરશો?" મેં કહ્યું: "હવે એકલે હાથે સેવા કરીશ." અને એ ચમત્કાર પણ બન્યો. ૧૯૧૯માં પંચમહાલના ભીલો પર દુષ્કાળની આફત ઊતરી પડતાં મેં અને ઠક્કરબાપાએ રાહતકાર્ય માટે જનતાને અપીલ કરી. જોતજોતામાં રૂપીઆ ૩૩૦૦૦ની રકમનો ફાળો ભરાયો.

આ રીતે લોકોના દયાદાનથી સેવા ઠીક લાગી ત્યાં સુધી તો કરી. પણ પછી વિચારક્રાંતિ થઈ. મારા મનમાં પ્રશ્ન ઊઠ્યા, આમજનસમુદાય, પીડિત, દલિત કે શોષિતોની સેવા, દયા કે સેવાના કામથી થાય કે તેઓના સંગઠનથી થઈ શકે? તેઓને દયાની જરૂર છે કે ન્યાયની? Charity or Justice? મારા મનમાં મંથન શરૂ થયું.

મને ખાતરી થઈ કે, દયાદાનથી આમજનતાનું શોષણ કદી પણ નિકાલ નહિ પામે. એમીલ ઝોલાએ આ આખો પ્રશ્ન ચર્ચતી નવલકથા લખી છે. તેમાં તેણે ચર્ચા કરી છે: પીડિત-દલિત સમાજને શેની જરૂર છે?

દયાની કે ન્યાયની?

દયાદાનની! તો દયાદાન કોની પાસે માગવાનાં?

શ્રીમંતો પાસે!

શ્રીમંતો તેમનું ધન ક્યાંથી લાવ્યા?

શોષણથી!

શોષણથી જે લોકો લક્ષ્મીનો સંચય કરે છે તેની પાસેથી ટુકડો માગવાનો અને તે ભીખેલો ટુકડો ગરીબોને વહેંચવાનો?

આ રીતે ગરીબી ટળશે?

ગાંધીજીને પણ પ્રતીતિ થઈ હતી કે, સત્તાધીશો કે શ્રીમંતો કે જમીનદારોનાં હૃદયપરિવર્તન કરીને કોઈ દિવસ કિસાનોનું ભલું નહિ થઈ શકે, એ માટે તો કાયદા કરવા પડશે.

કાયદા કરવા પડશે?

તો કાયદા થાય કેવી રીતે?

પ્રજામત ખીલવીને, પ્રજામત જાગૃત કરીને!

પણ પ્રજા કઈ?

જે શોષાઈ છે, જે ચૂસાઈ છે તે પ્રજા ને!

મને ખાતરી થઈ કે, વિરાટ જનતાની વિરાટશક્તિ જાગૃત કરીને જ તેમની સ્થિતિ પલટી શકાશે. શોષણરહિત વર્ગવિહીન સમાજરચનાનું ધ્યેય તો ગાંધીજીએ પણ સ્વીકાર્યું હતું. અને આજે દેશના બધા પક્ષો લગભગ એ સ્વીકારે છે. ગાંધીજીએ આ માટે લોકજાગૃતિ અને સંગઠનનો રાહ સૂચવ્યો હતો. આજે હું તે કાર્ય કરી રહ્યો છું. તેમની સેવામાં હું ખુમારી અનુભવું છું.

મારી વાત કેમ કેટલાક મિત્રો સમજી શકતા નથી? એ ઉપર વિચાર કર્યો છે. તેઓ દરિદ્રનારાયણની વ... કરે છે પણ તેઓ મહેલમાંથી ઝૂંપડા તરફ જુએ... ઝૂંપડામાંથી મહેલને જોવો, અને મહેલમાંથી ઝૂંપડાંને જો... એ બન્નેમાં ભારે ફરક છે. હું તો ઝૂંપડાંનો માનવી છું, પ... પર જીવતો આદમી છું, ત્રીજા વર્ગની જનતાનો માણસ... ગરીબો-કિસાનોની વચ્ચે બેસવું, એમની ઝૂંપડીમાં જ... અને એમની વિચારધારાને ઝીલવી એ મારું કાર્ય... એમની વિચારધારા, એ શ્રમજીવીઓના શ્રમ અને આ... તથા મારી સેવાનો સમન્વય સધાશે, તો હું જે ... કરવા ધારું છું એ કરી શકીશ. મારા ટીકાકારો યાદ રાખે... ઘનઘોર અંધકાર હોય ત્યારે જ ઉષા પ્રગટ થાય છે... કૂકડો નવપ્રભાતની આહલેક જગાવે છે. મારી એવી પ્રતી... છે કે, આજે જો ઘનઘોર અંધકાર ફેલાયો છે તો શ્ર... જીવીઓના ભવિષ્યનો, મંગળપ્રભાતનો દિવસ નજીક આ... રહ્યો છે. આમાં મારી સફળતા મારી નહિ હોય, એ તો વિ... શ્રમજીવી સમાજની હશે. હું તો એ શ્રમજીવી વિરાટનો ... પકડી આગળ વધીશ. એની સાચી ઉન્નતિ અને શાંતિ મા... જીવીશ, અને મરીશ તો પણ એ કાર્ય કરતાં જ.

---

## ચાંદની

થઈ વધુ સુંદર પ્રસરતાં એના મુખ પર ચાંદની!
ચાંદની બોલી : 'હવે છું હું ખરેખર ચાંદની!'

કેવી સુંદર, રમ્ય, ચંચળ ને મનોહર ચાંદની!
રાત થઈ જાઉં, મળે જો જિંદગીભર ચાંદની!

કેવી ઠંડી! કેવી મીઠી! કેવી મદભર ચાંદની!
રાત છે કાળી, છતાં એને મુકદ્દર ચાંદની!

એટલે તો ફૂલ કરમાઈ ગયાં સંધ્યા થતાં—
રાતભર પડતી રહેશે કંટકો પર ચાંદની!

કોઈ ઉજ્જડ બાગમાં વરસી તો મુજ દિલને થયું;
—કોઈ પાગલને મળી રમવાને સુંદર ચાંદની!

વ્હેંચણી આવી તો કુદરતમાં નથી મળતી ક...
કોઈને ઘર રાત છે તો કોઇને ઘર ચાંદ...

પાણી પાણી થઈ ગયો સાગર, છતાં ક્યાં છે અસર?
મૂકીને ચાલી જશે, છે કેવી પથ્થર ચાંદની!

૨૭-૧૨-'૫૧

## ગમે ત્યારે

હસું છું એટલે માની ન લેશો કે સુખી છું હું
રડી શકતો નથી એનું મને દુઃખ છે, દુઃખી છું હું
દબાવીને હું બેઠો છું જીવનના કારમા ઘાવો
ગમે ત્યારે હું ફાટી જાઉં એ જ્વાલામુખી છું હું

૨૭-૧૨-'૫૧

શેખાદમ આબુવાલ...

# વસંતોત્સવ—થોડીક વધારે અર્થચર્ચા

મનસુખલાલ મ. ઝવેરી

'સંસ્કૃતિ'ના જાન્યુઆરીના અંકમાં પ્રગટ થયેલી 'થોડીક અર્થચર્ચા'ના અનુસંધાનમાં એક ભાઈ લખે છે કે "આપે વિલસુને વિધવા જણાવા છે તે શું સાચું છે? આપના લેખના વાચન બાદ હું ત્રણ વાર 'વસંતોત્સવ' વાંચી ગયો. કોઈ જગ્યાએ એવી એક પંક્તિ આવતી નથી, જેથી વિલસુને આપણે વિધવા ગણીએ... ... ... કૉલેજના પ્રાધ્યાપકોને પૂછતાં તેમણે પણ વિલસુને કુમારી જ જણાવી છે... ..."

વિલસુ વિધવા છે એવું કવિએ સ્પષ્ટ શબ્દોમાં ક્યાંય નથી કહ્યું એ વાત સાચી છે. પણ નાનાંમોટાં અનેક સૂચનો દ્વારા કવિએ એ બતાવ્યું છે એમ મને લાગે છે.

(૧) 'વસંતોત્સવ'માં વૈધવ્યનો પ્રશ્ન કોઈના મનમાં સૌથી વિશેષ ઘોળાતો હોય તો વિલસુના મનમાં ઘોળાય છે. એટલે જ વૈધવ્યની ચર્ચા એ શરૂ કરે છે ને સૌથી વિશેષ રસ પણ એ ચર્ચામાં એ જ લે છે.

(૨) વધારે સાચું તો એ છે કે વિલસુ ચર્ચા પણ નથી કરતી; માત્ર પોતાના મનની મૂંઝવણ જ રજૂ કરતી હોય છે અને તે પણ પોતાના સૌભાગ્યનાથની પાસે જ.

(૩) પૃ. ૪૬ (પહેલી આવૃત્તિ) પર વિલસુ સૌભાગ્યચંદ્રની સ્નેહદીનતા સહી નથી શકતી. એના પોતાના 'હૃદયનાં પૂર ધમધમે' છે. એટલે પોતે પોતાની જાત પર કાબૂ રાખી શકતી નથી, અને સૌભાગ્યચંદ્રને ચુંબન કરી બેસે છે. અને તે માટે એ સૌભાગ્યચંદ્રની માફી માગે છે. એનો અર્થ જ એ કે આમ કરવામાં પોતે કંઈક ખોટું, કંઈક અયોગ્ય, કંઈક પોતાને ન છાજે તેવું કરી બેઠી છે, એમ તેને લાગે છે. અને સૌભાગ્યચંદ્ર એ જાણી ગયો છે તેનો એને ક્ષોભ છે. એ વિધવા ન હોત અને સુભગાની માફક માત્ર કુમારિકા હોત તો તેણે આ ક્ષોભ પામવાનો ન રહેત.

(૪) હૃદયમાં સ્નેહોદય થયો છે એ વાત ખરી; પણ પોતે વિધવા છે અને વિધવાથી ન સ્નેહનું અર્પણ થાય કે ન સ્નેહનો સ્વીકાર થાય એવી આ જગતની રૂઢિ છે. એટલે વિલસુને આ જગત 'વિષવંતું' લાગે છે. (પૃ. ૪૬, ૪૭)

(૫) પૃ. ૩૮ પર સૌભાગ્યચંદ્ર "દેવી! આ ફૂલ" કહીને વિલસુને ફૂલ આપે છે ત્યારે, કવિના જ શબ્દોમાં કહીએ તો:

> **વિલસુએ પુષ્પ સત્કાર્યાં,**
> **ત્હેના પરાગપાનનો પ્રશ્ન,**
> **અન્ય એક મહા પ્રશ્ન સાથે,**
> **વિધાત્રીને પૂછ્યો.**

આ અન્ય એક મહાપ્રશ્ન એટલે વિધાત્રીએ આપેલી વૈધવ્યદશામાં 'પરિમલિત અનિલ લહરતો' લહરતો આવીને

> **રોમરોમમાં પ્રોજ્વલ પ્રગટતા**
> **વિલસુના પ્રાણને સ્પર્શી સ્પર્શી**
> **કંઈ અનુપમ ચેતન સળગાવતો.**

હોય ત્યારે પ્રાણની ચેતનાને પ્રગટવા ને પ્રદીપ્ત થવા દેવાય કે નહિ તે, એ સૂચન સ્પષ્ટ છે.

(૬) વિલસુને પોતાની વૈધવ્યદશા ખટક્યાં કરે છે, એટલું જ નહિ પણ આ દશામાં હૃદયમાં સ્નેહોદય થાય તેને એ, જગતની રૂઢિને અનુસરીને, અઘટિત ગણે છે. તેથી એના મનનો ખટકો દૂર કરવાને માટે સૌભાગ્યચંદ્ર એને કહે છે કે:

> **સરલ બાલે! પ્રભુનું ધામ**
> **પ્રેમનું પરમ મન્દિર છે.**
> **... ...**
> **નથી ત્યાં કૌમારના કરમાશ**
> **કે નથી વૈધવ્યની વિરૂપતા.** (પૃ. ૪૭)

ને તેથી જ એના હૃદયમાં જાગેલો પ્રેમભાવ ન્યાય્ય અને ધર્મ્ય છે એ બતાવવા માટે સૌભાગ્યચંદ્ર એને કહે છે કે:

" પ્રેમલગ્નને વધામણાં હે છે
શું જગત કે શું જગતનો સ્વામી.
પ્રેમલગ્નની વિધવાને
પુનર્લગ્ન સમું પાપ નથી,
દેહલગ્નની વિધવાને
પ્રેમલગ્ન સમી મુક્તિ નથી. (પૃ. ૪૮)

(૭) વિલસુના હૃદયમાંથી વૈધવ્યદશાની વાત કાઢી નાખવા માટે જ સૌભાગ્યચંદ્ર તેને

જગતે સુન્દરીસંઘ બે જ વિધ્યના છે:
સરિતાને આરા તો બે જ હોય:
સ્નેહને આ તીર ને સ્નેહની પાર્ય:
કુમારિકા અને લગ્નવતિની. (પૃ. ૪૯)

એમ કહીને ભારપૂર્વક ઉમેરે છે કે:

"'વિધવા' એ શબ્દભ્રમ છે,
વસ્તુસ્થિતિનો વિપર્યય છે. (પૃ. ૪૯)

અને વધારે સ્પષ્ટીકરણ માટે સમજાવે છે કે:

"સંસારલગ્ન પ્રાશેલી સુન્દરીઓ
કઇક કુમારીઓ હોય છે,
સંસારે કુમારી માનેલી બાલાઓ
કઈક લગ્નવતિનીઓ હોય છે.
દેવિ! ત્હમે કુમારાં છો,
સુભગાબ્હેન લગ્નવતિની છે. (પૃ. ૪૯, ૫૦)

અહીં 'કુમારી' એટલે માત્ર અવિવાહિત નહિ; પણ જેનામાં સ્નેહોદય થયો નથી એવી કોઈ પણ સ્ત્રી—પછી ભલે સાંસારિક દૃષ્ટિએ એનાં લગ્ન થઈ ચૂકયાં હોય, એ બધું સારી રીતે સ્પષ્ટ થયું છે. તેથી સૌભાગ્યચંદ્રના આ શબ્દોનો અર્થ માત્ર એટલો જ થાય છે કે 'તમે સંસારલગ્ન પ્રાસ્યાં હોવા છતાં તમારા હૃદયમાં સાચો સ્નેહોદય હજી સુધી થયો ન હોવાથી, તમે 'કુમારાં' જ છો.' એકવાર સંસારલગ્ન પ્રાશી ચૂકેલી વિલસુ સૌભાગ્યચન્દ્રને પરણે છે તે જ બતાવે છે કે તે વિધવા છે. સધવા હોય તો તેનાથી ફરીથી લગ્ન કેમ થઈ શકે?

(૮) સૌભાગ્યચન્દ્રની એ વિધના સુન્દરીસંઘની દલીલ વિલસુને ગળે ઊતરી જાય છે. એનો સંદેહ દૂર થઈ જાય છે ને એ પોતાની જાતને વિધવા નહિ, પણ કુમારિકા માનવા લાગી જાય છે. કવિ પણ ત્યાર પછી વિલસુનો 'કુમારી' તરીકે ઉલ્લેખ કરે છે:

કુમારીએ એક ચુંબન લીધું. (પૃ. ૫૪)

(૯) વિલસુ વિધવા નથી, પણ કુમારી છે એ અભિ માત્ર સૌભાગ્યચંદ્રનો જ છે એમ નહિ, કવિનો પણ એટલે કવિ પૃષ્ઠ ૬૫ પર એને 'વિશુદ્ધવાસિની' (અમં નહિ, પણ વિશુદ્ધ વસ્ત્રો વાળી) કહીને વર્ણવે છે પૃષ્ઠ ૬૭થી શરૂ થતું વસન્તગીત પણ તેના મુખમાં મૂકે

(૧૦) અને પૃ. ૮૮ પર, વસન્તવિધુના પૂજન 'બાલાઓ પ્રીતમકરમાં' પડે છે અને વિલસુ પો પ્રિયતમને ફૂલહાર પહેરાવે છે તે વખતે એ જે શબ્દો છે તે પણ સૂચક છે:

પ્રિયતમ સૌભાગ્યચન્દ્ર!
રજનીમુખ ધોતા દેવ
મ્હારા પ્રાણ ધોશે:
પ્રાણમાલા ત્હમને આરોપું છું.

અહીં 'હું કેવલ સ્થૂલ વાસનાથી જ ધકેલાઈને તમારી છું એમ નથી. હું તો પ્રેરાઈ છું શુદ્ધ સ્નેહથી. મારા પ્રા જો અન્ધકારની–વિકારની કે વાસનાની–છાયા સરખીયે તો ભગવાન રજનીપતિ એને ધોઈ નાખીને નિર્મળ બનાવ એવો અર્થ સ્પષ્ટ છે. ને તેથી હાર પણ વિલસુ નિર્મ ને વિશુદ્ધિના પ્રતીક જેવા મોગરાનો જ સૌભાગ્ય પહેરાવે છે.

લગ્ન, કવિની દૃષ્ટિએ, વિકારતૃપ્તિનું નહિ પણ ચરણનું સાધન છે. એટલે સુભગાના સ્નેહનો સ્વીકાર વેળા, રમણ કહે છે:

પ્રિયતમ સુભગા!
પ્રેમકિરીટ શીર્ષે મૂકું છું,
ધર્મકાર્યે દોરજો, સ્નેહરાણી જી! (પૃ. ૮

પ્રથમ લગ્ન માટે પણ કવિએ આવો ઉદાત્ત આદર્શ પ્રયો હોય તો પુનર્લગ્ન માટેની એમની કસણી વધારે કડક તેમાં નવાઈ શી?

(૧૧) આપણા પ્રજાજીવનમાં નવવસન્ત બિછા માટે ઉપાય એક જ છે: સ્નેહલગ્ન એ 'વસંતોત્સવ એક મુખ્ય સંદેશ છે. એ સંદેશ જેમ એક તરફથી કુ કુમારિકા સુભગાના, તેમ બીજી તરફથી સંસારલગ્ન પ્રાશે દેહલગ્નની વિધવા વિલસુના સ્નેહલગ્ન દ્વારા આપ્યો છે.

# ઉદ્યાનમાં કલ્લોલ—પ્રકૃતિનું એક દૃશ્ય

ગગનવિહારી મહેતા

"આ ઉનાળો આકરો જશે કે?" આંબાની ડાળ પર હીંચકો ખાતાં ખાતાં કોયલે પૂછ્યું.

વસન્તની ઉષા હતી. અંધારું હજી ગયું નહોતું, છતાં અજવાળું આવ્યું પણ નહોતું. પૂર્વના આકાશમાં શુક્રનો ગ્રહ ઝગમગતો હતો. એને થોડી જ ખબર હતી કે અલ્પ સમયમાં એ પણ પૃથ્વી માટે અસ્ત પામવાનો છે? બીજા તારાઓનો પ્રકાશ મંદ થતો જતો હતો. ભૂતકાળનું સ્મરણ જેમ ધીમે ધીમે ઝાંખું થતું જાય છે, દૂરથી આવતા સંગીત-નો ધ્વનિ જાણે ધીરે ધીરે બંધ પડતો હોય, એમ એક પછી એક તારો અનન્તતામાં વિલુપ્ત થઈ જતો હતો.

ઉદ્યાનમાં પુષ્પોની સૌરભ અને ઝાકળથી ભીના થયેલા ઘાસની સુવાસ ચારે બાજુ પ્રસરી રહી હતી.

"એ વળી હું કેમ કહી શકું?" કોયલ ફરી ફરી એ પ્રશ્ન પૂછતી હતી એટલે આંબાના નવા મ્હોરે ઉત્તર દીધો: "આ વડલાને પૂછો ને, કોઈને ખબર હોય તો એને ખબર હશે. એ વૃદ્ધ છે અને ઘરડા લોકો અનુભવી ગણાય છે ને!"

પરંતુ વડલો તો શાન્ત જ હતો. કોયલે ધાર્યું કે આ પ્રાતઃકાળમાં ધ્યાનમાં નિમગ્ન હશે. ખરેખર તો એ ભર નિદ્રામાં જ હતો.

કોયલ તો વારંવાર એ જ પ્રશ્ન પૂછ્યા કરતી હતી. માળીનો છોકરો રઘુ વિચાર કરતો હતો કે કોયલ કેમ એક જ સ્વરમાં "કૂ-ઉ-ઉ"નું ગીત ગાતી હશે? બિચારી કોયલને બીજું ગાતાં નહિ આવડતું હોય? પણ રઘુને શી ખબર કે હજી કોયલના સવાલનો કોઈ જવાબ જ આપતું નહોતું. ઉત્તર ઘણીવાર સહેલા હોય છે! યોગ્ય પ્રશ્નો જ સૂઝતા નથી.

આંબાના મ્હોરને એ એક સ્વરનો ધ્વનિ ગમ્યો નહિ. એણે સૂચના કરી: "આ બુલબુલને પૂછ ને—એ પેલા પીપળના ઝાડ પર બેઠું! એ કદાચ કહી શકશે કે ઉનાળો કેવો હશે!"

પણ બુલબુલે તો આ સવાલ પર કંઈ ધ્યાન ન આપ્યું. એ તો નાચતું અને ગાતું હતું. એ તો પ્રેમના નિશામાં હતું. અને જ્યાં પ્રેમ હોય ત્યાં જ્ઞાનની શી કિંમત?

"તને કંઈ ખબર છે? ઉનાળાનું ભવિષ્ય તું ભાખી શકે એમ છે?" આંબાના મ્હોરે નિરાશ થઈને ગુલાબ તરફ ફરીને પૂછ્યું.

ગુલાબે પોતાનું મોં સહેજ આંબા તરફ ફેરવ્યું, અને કહ્યું: "આ કોયલ ચતુર છે પણ જરા વધારે પડતી જિજ્ઞાસા દેખાડે છે. કવિઓએ એની પ્રશંસા કરીને એને મોઢે ચડાવી છે: એકાન્તમાં ગાતી કોયલ અને મધરાતે ટહુકતી કોયલ અને એવાં એવાં કેટલાંએ કાવ્યો લખીને એને લાડખોરી કરી છે. બહુ પ્રશંસા તો દેવો માટે પણ સારી નહીં તો પછી પક્ષીઓ માટે તો નહિ સ્તો!"

કોયલને આથી માઠું લાગ્યું પણ એ કાંઈ બોલી નહિ. જાણે આ કંઈ સાંભળ્યું જ નથી એમ દેખાડ્યું અને ફરી એનો એ પ્રશ્ન પૂછવા લાગી.

પાસેથી એક પતંગિયું ઊડી ગયું. પતંગિયાને કોણ પકડી શકે? એને પકડવું પણ શા વાસ્તે? એ તો ઊડે ત્યારે અધિક સુન્દર લાગે, ભમે ત્યારે આનન્દ આપે!

ગુલાબના આકરા શબ્દોથી ચંપાને પણ ખોટું લાગ્યું. પણ કોયલ માટે એણે કંઈ મૌન ન ધારણ કર્યું. એણે તો કોયલનો પક્ષ લીધો: "યુવતીના વાળમાં તારું સ્થાન છે અને ધનિકોના ઓરડામાં આભૂષણરૂપે વસે છે એટલે તને પણ ગર્વ આવ્યો છે. ગુલાબને જોઈને પ્રેમીઓ નિસાસા નાંખે છે અને કવિઓ પ્રેમની સંજ્ઞા તરીકે એને લેખે છે એ કોણ નથી જાણતું? માનવીઓ કોઈ માટે લખે એથી ફૂલે વળી પક્ષીની ઈર્ષ્યા શા માટે કરવી જોઈએ?"

ગુલાબને આથી શરમના શેરડા પડ્યા અને એના મોં

પર સહેજ લાલાશ પણ આવી. એણે કહ્યું: "તારે પણ મારી અદેખાઈ કરવાની જરૂર નથી. ચંપા, તારામાં ત્રણે ગુણો છે–રૂપ, રંગ અને વાસ. છતાં પણ ભમરો કદી તારી પાસે શા માટે આવતો નથી એ કહીશ? તારી સુવાસ બહુ તીવ્ર છે એથી તો નહિ ને?"

આંબાના મ્હોરને આ ચર્ચા અને અંગત ટીકા જરા ગમ્યાં નહિ. ચંપો કદાચ કંઈ કડક પ્રત્યુત્તર આપશે એવી એને ભીતિ થઈ.

પણ ચંપાએ તો સહેજ સ્મિત કર્યું અને કહ્યું: "એનો જવાબ તો સહેલો છે, રાધા ચંપકવર્ણી હતી અને ભ્રમર કૃષ્ણનો દાસ છે એથી ભમરો કદી મારી પાસે નથી આવતો!"

"એ તો કવિની મિથ્યા કલ્પના!" સહેજ ચીડાઈને ગુલાબે ટકોર કરી.

"જે જાણે નહિ એ માને નહિ; હું જાણું છું એટલે માનું છું," ચંપાએ સ્વસ્થ ચિત્તે કહ્યું.

"આજની કલ્પના એ કાલનું સત્ય પણ થાય છે ને!" મોગરો એકદમ બોલી ઊઠ્યો.

"દેવો કલ્પના દ્વારા જ માનવીને સંદેશા મોકલે છે ને!" રજનીગંધાએ પણ ઝંપલાવ્યું.

"કવિઓનું રાજ્ય થાય તો કદાચ બાપડાં પુષ્પો આટલાં રીબાય અને ચૂંથાય નહિ!" મધુમાલતીએ પણ ટહુકો પૂર્યો.

"અને તો પક્ષીઓનો કલરવ પણ માનવીઓ શાન્તિથી સાંભળે અને પક્ષીઓ ઊંચી કોટિએ બેસે. તેમ માનવીઓનાં શુષ્ક જીવન પણ ધન્ય બને!" પાસેના જમરૂખના ઝાડ પરથી પોપટ બોલી ઊઠ્યો.

ગુલાબ તો આ ચારે પાસના આક્રમણથી સ્તબ્ધ થઈ ગયું. એ બોલે તે પહેલાં મોગરો બોલ્યો: "અને ત્યારે કાંટા વગરનું ગુલાબ પણ ક્યાં હોય છે?"

ગુલાબે ઉત્તર દીધો: "પ્રકૃતિમાં પણ સુખ અને દુઃખ, હાસ્ય અને અશ્રુ સંકળાયેલાં જ હોય છે ને!"

"અને તારામાં પણ કેટલા વર્ણ હોય છે?" પારિજાતક વૃક્ષે પૂછ્યું, "લાલ, ધોળો, પીળો, એવા કેટલાયે રંગોનાં ગુલાબ હોય છે. મને તો પહેલાં એમ ખબર હતી કે માનવીઓમાં જ આવા વર્ણભેદ હોય છે!"

"ચૂપ રહે!" ગુલાબે કહ્યું, "તારું ફૂલ વળી આ નાનું છે અને આટલા ગુમાનથી મોટી વાતો કરે છે! સુવાસ ન હોત તો એને કોઈ જોઈ પણ શકત નહિ–તો સૂક્ષ્મ છે! મારા વર્ણભેદ કંઈ માનવીઓના જા જેવા નથી. એ તો સૌન્દર્યનાં ભિન્નભિન્ન રૂપ છે, ઊંચાનીચાનો કંઈ સવાલ નથી. લાલ રંગનું ગુલાબ પક્ષનું કે દેશનું છે એમ કોણ કહે છે?"

આ સાંભળીને ગુલમોરે તો ઊંડો નિ:શ્વાસ નાંખ્યો હળવેથી કહ્યું: "હજી થોડા દિવસ વાટ જુવો તો કે મારાં લાલ વસ્ત્રો કેવાં ઉજ્જવલ અને ઘેરાં છે!"

આ બધા ઘોંઘાટ અને અવાજથી વડલાની નિ આખરે ભંગ પડ્યો. અડધી નિદ્રામાં ગુલાબના શબ્દો સાંભળ્યા હતા: "ફૂલોને લીધે પણ માનવીઓમાં વિ થયો છે અને યુદ્ધો પણ થયાં છે એ તમે માનવી ઇતિહાસ વાંચો તો જાણો! અત્યારે ફૂલની કિંમત કારણ માનવીઓ સૌન્દર્ય કરતાં સત્તાને અને ક્રાન્તિ કીર્તિને વાંછે છે..." આટલું બોલતાં બોલતાં તો પાછો ઝોકાં ખાવા લાગ્યો.

"આ માનવીઓ પણ કેવા છે!" જૂઈ બોલી અત્યારસુધી એ ચર્ચામાં ભાગ નહોતી લેતી. "માન આપણો તો નાશ કરે છે, પક્ષીઓનો સંહાર કરે પશુઓનો પણ વધ કરે છે પણ એથી એમને સંતો થતો એટલે એકબીજાને પણ મારી નાંખે છે. છોડ ઝાડ પરથી ક્ષણવારમાં, વગર વિચારે આપણને તોડી નાં આપણાં કુટુમ્બ, સ્નેહીઓ અને નિવાસથી વિખૂટાં પાડ આપણને વાળમાં અને વસ્ત્ર પર ધારણ કરે છે—પ્રસંગ ન હોય, બારીબારણાંઓમાં અને ખંડને સુશોભિત જ્યાં ત્યાં ગોઠવે છે. આપણને છૂંદી નાંખે છે કે કરમાવે છે."

"જાણે આપણે માનવીના આનન્દ માટે જ, શોભા અને શણગાર માટે જ જીવતાં હોઈએ! જાણે આ અસ્તિત્વનો આપણને અધિકાર જ ન હોય!" ચમે જરા અકળાઈને કહ્યું.

"એ તદ્દન સાચું છે," કરેણનું ફૂલ લાગણી અવાજે બોલ્યું!

"આ હારતોરા આપવાની નવી પ્રથા માનવી માટે જેવી કૃત્રિમ છે એવી આપણા પ્રત્યે નિષ્ઠુર છે! પહેલાં તો પૂજા થાય, સ્વયંવર હોય, લગ્નપ્રસંગ હોય કે કોઈ મહાપુરુષ પધારે કે મરણ પામે ત્યારે પુષ્પોનો ઉપયોગ થતો હતો. અને હવે? હવે તો ગમે તેવો મેળાવડો હોય, ગમે તે સભામાં પ્રમુખ કે મહેમાન હોય, ગમે તે પરગામ જતું હોય કે આવતું હોય પણ ફૂલનો હાર તો હોય જ!"

"હારતોરા અર્પણ કરવામાં હવે કંઈ નવીનતા કે અન્તરનો ભાવ પણ નથી રહ્યાં," રજનીગંધાએ ટેકો આપ્યો. "એ તો હવે એક રિવાજ પડી ગયો છે; એમાં નથી ઔચિત્ય કે નથી કંઈ રુચિ કે રમણીયતા અને આવા શુષ્ક પ્રસંગો માટે પણ આપણને ગમે ત્યાંથી, ગમે ત્યારે ઉપાડી લઈ જાય છે. આમ વારંવાર આવા હારતોરા પહેરનારાને માનવીઓ 'નેતાઓ' કહે છે, નહિ?"

આનો તો કોઈએ જવાબ આપ્યો નહિ. પણ પાસેના નાના સરોવરમાં સ્નાન કરતું કમળ આ સંવાદ સાંભળી રહ્યું હતું એણે કહ્યું: "શ્વેત કમળમાં જ સરસ્વતી વસતાં હતાં એ તમે સૌ જાણો છો. ભગવાન બુદ્ધને પણ કમળ કેવું પ્રિય હતું? પહેલાં માનવીઓ પુષ્પો વડે પૂજા કરીને કુસુમને પણ પવિત્ર અને સુન્દર કરતા; આજે એ પુષ્પનો ક્ષુદ્ર કામોમાં પણ ઉપયોગ કરીને એને હલકું પાડી દીધું છે."

વડલાએ કમળના આ શબ્દો સાંભળ્યા. પોતાના અનુભવ અને જ્ઞાનનો લાભ આપવા એ હમેશ તત્પર હતો. એણે કહ્યું: "માનવીઓનાં શાસ્ત્રોમાં કહ્યું છે કે જીવન પણ કમળ જેવું વીતાવવું જોઈએ; તે જેમ પાણીમાં રહે છે છતાં પાણીથી અળગું રહે છે એમ સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત રહેવું જોઈએ."

"એ તો કહેવું સહેલું છે!" ગુલાબે તરત પરખાવ્યું, "મનોરથ, આશા, સ્નેહ, અભિલાષા ન હોય તો જીવનમાં રસ શો રહે? વૃદ્ધને માટે વૈરાગ્ય અને દુઃખીને માટે ધર્મનું આશ્વાસન ભલે હોય! બુલબુલ, તને પણ રાગ અને રંગ વગરની જિંદગી વ્યર્થ નથી લાગતી?"

પણ બુલબુલે તો સવાલ સાંભળ્યો પણ નહિ. એ તો હજી ગાતું અને નાચતું હતું. એનું પ્રેમનું સ્વપ્ન પૂરું થોડું થયું.

એટલે ફરી ગુલાબે કહ્યું: "આનન્દ જ પ્રકૃતિનું બીજ છે અને આનન્દમાં જ એ લય પામે છે. ઘાસનું તણખલું ઊગે છે, નાની કળી ખીલે છે, પુષ્પનો વિકાસ થાય છે, ચન્દ્રનું કિરણ કુમુદિનીના મુખ પર ચુંબન કરે છે, વરસાદનું પહેલું બિન્દુ વૃક્ષના પાંદડા પર પડે છે—એ સર્વમાં આનન્દ જ છે. માનવીઓ આનન્દ માટે ઝંખે છે પણ પ્રકૃતિના આનન્દનો સંદેશ ઝીલી શકે તો એ ક્યાં દૂર છે?"

મધુમાલતીએ કહ્યું: "માનવીના જીવનમાં બાળક પણ પુષ્પ જ છે ને! એના સ્મિતમાં પણ પૂર્ણ આનન્દની જ્યોતિ છે ને!"

ત્યાં તો સૂર્યમુખીએ કહ્યું: "તમે બધાં આ વાતો કરો છો અને નવરા માનવીઓ પેઠે વિવાદ કરો છો, પણ વખત વીતી જાય છે. કુદરતમાં નિવૃત્તિ નથી, એમાં તો નિરંતર ઉદ્યમ જ છે. સૂર્યભગવાન એમના રથમાં હમણાં જ આવી પહોંચશે! પૂર્વ તરફ જરા જુઓ ને! અરુણના અશ્વ દેખાય પણ છે!"

કુમુદે તો ઊંડો નિઃશ્વાસ નાંખીને કહ્યું: "આજે રાતે જ્યારે સર્વત્ર શાન્તિ હશે, નિશાનો અંધકાર હશે અને મંદમંદ વાયુ વૃક્ષ અને વેલીઓ સાથે રમતો હશે ત્યારે મારા પ્રભુ તો પધારશે!"

વડલો હવે આખરે જાગ્રત થયો. એ ગંભીર અવાજે કહે: "દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ આવે છે. કાળનું ચક્ર એમ ચાલ્યાં જ કરે છે. વસન્ત પછી વળી ગ્રીષ્મ આવશે. સમય કદી અટકતો જ નથી. પુષ્પ અને વૃક્ષ તો શું પણ કુદરત પર જિત મેળવ્યાનો અહંકાર કરતો માનવી પણ સમય આગળ નિરાધાર, ક્ષુદ્ર છે. વખત કોઈ માટે નથી થોભતો, સદા વહ્યા જ કરે છે. એની આગળ રાજા અને રંક સરખાં છે, સામ્રાજ્યો અને સંસ્કૃતિની એને દરકાર નથી; સૈકાઓ એની પાસે અલ્પ છે અને જમાનાઓ તુચ્છ છે. અસ્ખલિત વહી જતો આ સનાતન કાળ સર્વને પોતામાં સમાવી દે છે. જ્યાં સર્વ વસ્તુ ક્ષણભંગુર, તાત્કાલિક જણાય છે ત્યાં જે સત્ય, શિવ અને સુન્દર છે એનું સ્મરણ કરીએ તો ઉચિત છે. આજે એની ઉપાસના કોઈ કરતું નથી. માનવીઓ પણ એને વિસરી ગયાં છે, ખરું ને કોયલ રાણી?"

પણ કોયલ તો હજી એનો એ જ પ્રશ્ન પૂછતી હતી કે, "આવતો ઉનાળો વધારે આકરો જશે કે?"

[ અનુસંધાન પૃ. ૧૨૦ ઉપર ]

# મ્હારી જોડણી પદ્ધતિ*

સદ્દગત પ્રો. બલવન્તરાય ક. ઠાકો

## ૬ તત્સમ – તદ્ભવ; 'લોન વર્ડ્સ' અને સંસ્કૃત બીજકથી આપણા ભૂમિમાં ફાલેલી સૃષ્ટિ

સંસ્કૃત અને સંસ્કૃતોત્થ ભારતીય ભાષાઓમાં જોડણી માટે મહાસિદ્ધાંત એ જ છે. સંસ્કૃત શબ્દો પણ ભારતીય અર્વાચીન ભાષાઓમાં ઘણા મોટા પ્રમાણમાં વપરાય છે; શબ્દનિધિમાં પચાસ ટકાથી ઓછા કોઈક જ 'વર્નાક્યુલર'-માં હશે; અને સંસ્કૃત અને હિંદીના વધતા જતા પ્રચાર સાથે આ પ્રમાણ હજી વધવાનો યુગ બેસી ચુક્યો છે.

**પ્હેલો સિદ્ધાત :** સંસ્કૃત શબ્દો('લોન વર્ડ્સ')ની જોડણી અને તેમનાં ઉચ્ચારણ સંસ્કૃતમાં મૂલ હોય તે પ્રમાણે કરવાં; જરા પણ ફેરફારને ભ્રષ્ટતા ગણી તેનાથી દૂર રહેવું. દાખલા તરીકે પ્હોળાં (વિવૃત) એ ઓ ઉચ્ચારણ [ દાખલા–ઘેર, ઘેરિયા, ઘેરૈયા, ચોરો, છોડ, થોટ ( કાઠિયાવાડી ) ] સંસ્કૃતમાં નથી તો સંસ્કૃત શબ્દોમાં તેને ઘુસાડવાં અશુદ્ધ છે; પ્રાકૃતમાંનાં આ એ ઓ ઉચ્ચારણ હ્રસ્વ પણ હોય છે દીર્ઘ પણ હોય છે, સંસ્કૃતનાં સાંકડાં (સંવૃત) ઉચ્ચારણ એ ઓ [દાખલા-હેમ, કોષ] દીર્ઘ જ હોય, હ્રસ્વ કદાપિ નહીં. અને આમ, સંસ્કૃત શબ્દો જેમ બોલાય તેમ જ લખાય, જેમ લખાય તેમ જ બોલાય: એકેમાં વિકલ્પનો વિચાર સરખો ના થાય. સંસ્કૃત ભાષા કાલગ્રસ્ત થઈ ગઈ ભલે ને: પ્રથમ પ્હેલી પ્રાકૃત (બુદ્ધથી અશોકના કાળ લગીની 'પાલી') લોકજીભે વધારે વધારે ચડતી' થઈ ત્યારથી સંસ્કૃત કાલગ્રસ્ત થવા લાગી પણ આપણે તેને ટકાવી રાખી, મહાપ્રયત્ને અશોક પછી અને ગુપ્ત યુગમાં એનો પુનરુદ્ધાર પણ કર્યો; આ ઇતિહાસ છે, માત્ર ભાવના કે ઊર્મિ ફુવારા નથી આપણે તો એને હજી સૈકાઓ લગી એવી ને એવી જાળવી રાખવી એ આપણું ધર્મકર્તવ્ય છે કેમ કે આપણી સંસ્કૃતિનાં સજીવન પ્રાણવાન મૂલ એમાં છે તેટલાં બીજે ક્યાંય નથી. તત્સમ શબ્દોનાં લેખન ઉચ્ચારણ અવિકૃત જાળવી રાખવા-ના મહાનિયમ કે સિદ્ધાંતના લેશમાત્ર છૂટછાટ વિના ટકા પાલનની પાછળ જે બુદ્ધિબલ અને ચૈતન્યની પ્રવૃત્તિ, તે એના આપણા જીવનવિકાસ અને સમુત્ક્રાંતિ ગૌરવનું આ દર્શન છે, અંધશ્રદ્ધા જ છે કેવલ પ્રાચીન- છે, એમ માનનારાનું આપણે ના જ સાંભળિયે. આ ભા બળે જ આપણી પ્રજા અશોકથી ગુપ્તસામ્રાજ્યની જ જલાલી લગીના સૈકાઓ સંસ્કૃતનું અને સંસ્કૃત સાહિ પુનરુત્થાન કરી શકી, દર્શનો, અર્થશાસ્ત્રો સ્મૃતિ ખીલવી શકી, મહાભારત અને ગીતા રચી શકી, અને નાટકોનાં શ્રેષ્ઠ સાહિત્યનો ભાસ અને અશ્વઘે કાલિદાસ લગીનો ઉત્કૃષ્ટ ફાલ ઉપજાવી શકી, પૌરા હિંદુ ધર્મ, શ્રીકૃષ્ણાવતારની લીલાઓ, तस्माद् युध्यस्व भा દુંદુભિનાદ આખા હિંદે સંભળાવી શકી, વગેરે, વગેરે.

**બીજો સિદ્ધાંત :** સંસ્કૃત ('લોન વર્ડ્સ') સિવા આપણા શબ્દો–પ્રાકૃત શબ્દો, અપભ્રંશ શબ્દો, ત એટલે દેશી શબ્દો, બીજી અર્વાચીન ભારતીય ભાષા શબ્દો, બીજી રીતે કહેતાં, આપણા શબ્દનિધિમાંના આશરે પચાસ ટકા શબ્દો માટે પણ મહાનિયમ એ **બોલવું તેમ લખવું:** પણ આ શબ્દોને બોલ સ્થાનિક, કોમિક આદિ ફેરફાર વધારે જોવામાં આવે ધ્યાનમાં રાખવું. એટલે અહીં વિકલ્પસ્વીકારની જરૂર એ દેખીતું છે. જેમ જેમ સ્થાનો, કોમો આદિના ભે ઘટતા જાય, આખી પ્રજાની એકરસતા ( હોમોજિનીટ વધતી આવે તેમ તેમ જ વિકલ્પો પણ આપમેળે જાય. ઉચ્ચારણ કે જોડણીમાં અત્યારે છે તેથી વધારે ધારત્વ દાખલ કરવાનો પંથ ઘોકાશાહી પંથ છે. વિ સ્વીકાર પંથ જ સ્વાતંત્ર્યનો રાહ છે, ખાસ કરીને આ ને માટે બોલાય છે તેમ લખવું એ નિયમનું પાલન છે, અવ્યવસ્થા ઉપજાવશે એવો ભય અસ્થાને છે.

* ગતાંક પૃ. ૮૦ થી પૂરું.

કારણથી કે આપણી શારદાબ્રાહ્મીમાંથી ઊતરી આવેલી નાગરી લિપિ અને તેમાંથી લહિયાઓના હસ્તલાઘવે ક્રમે ક્રમે મરોડદાર અને સુંદર, ઝડપી સાથે સુવાચ્ય બનાવેલી આપણી અર્વાચીન લિપિઓ, પૂરતી સંપૂર્ણ અને પર્યાપ્ત છે, યુરોપીય લિપિમાં છે જ નહીં તેવી શાસ્ત્રીય વ્યવસ્થા-વાળી પણ છે, લગભગ દરેક ઉચ્ચારણભેદ માટે એક બીબું છે, એક જ છે, લગભગ બધાં જ શક્ય અને સંભાવિત ઉચ્ચારણો માટે જુદાં જુદાં સ્પષ્ટ બીબાં છે, દરેક બીબાંનું એક જ ઉચ્ચારણ છે.

યુરોપીય નવલનાટકોની દેખાદેખીએ આપણા લેખકો સ્થાનિક અને કોમી ઉચ્ચારણભેદોને વધારે વફાદાર બનવા મથે છે. શ્રી ચુનીલાલ મડિયા વગેરે વહુ-( બહુવચન ) વહુઓ જેવાં રૂપોને પણ પોતાનું પાત્ર બોલે એ પ્રમાણે લખી બતાવવા મથે છે, પી. જા. મ. જેવા પારસી નાટ્યકારો જાણે પારસી બોલીની ફોનોગ્રાફિક (સ્વનબિંબી) તાસક જ ખોતરવા મથે છે,–આ સર્વ છૂટને હું અતિછૂટ ('લાઇ-સેન્સ') ગણી તેનાથી વિરુદ્ધ છું. માત્ર ફલાણી બોલી બોલે છે એ શ્રોતાગણ પામી જાય એટલી સ્થાનિક, કોમિક, બૈરકાદિ ભેદપ્રભેદી ઉચ્ચારણોની માત્ર છાંટ આણવી તેને જ હું ઉચિત છૂટ ગણું છું, બાકીની છૂટ મ્હને અતિછૂટ લાગે છે. કાલક્રમે સધાતી પેઢી દર પેઢી સિદ્ધ થવાની પ્રજાની એકરસતા અને બોલીની સર્વવ્યાપી શિષ્ટતાને વિઘાતક હોઈ, આવી હાથચાલાકીને હું તો અદૂરદર્શી, દેશહિતવિરોધી અને વિઘાતક ગણું છું, એ પ્રમાણે અમુક સમય સ્થલ કોમ વર્ગ આદિની હાલની બોલી-આદતોને આટલી બધી વફાદારી સાહિત્યને પણ નુકસાનકારક માનું છું, કેમ જે મ્હને તો સુસ્પષ્ટ દેખાય છે કે એવી ચોપડીઓની પ્રતિભા અને આજે તખ્તાલાયકી ( ડ્રામેટિક ગુણવત્તા ) ભલે ને મોટી, વીશ ત્રીસ વર્ષમાં જ એ બોલીપ્રકારમાં મોટા ફેરફાર થઈ જવાના જ, એટલે એ ચોપડીઓ એ સ્થાન વર્ગ કોમાદિને પણ દુર્બોધ અને અવાચ્ય બની મરી જ પરવારવાની, અને જે જે કારણે દીર્ઘાયુતા નંદવાય તે તે ત્યજવું, એ તો સાહિત્યની પ્રાથમિક જિજીવિષા છે.

વિકલ્પસ્વીકાર આ રીતનો ન હોય; તો એ કયા પ્રકારનો ઉચિત ગણાય ? બધાં સ્થાનો બધી કોમોનાં શુદ્ધ શિષ્ટ ઉચ્ચારણમાં પણ જે વિકલ્પો સંભળાતા હોય તેનો સ્વીકાર. તત્સમ એ ને એ શબ્દમાં ઇ, ઈ, ઉ, ઊ એ (લઘુ) એ (ગુરુ) એ (લઘુ) એ (ગુરુ) વિકલ્પે સંભળાયા જ કરે છે, અને અર્થગ્રહણને એ વિકલ્પોથી હાનિ ન જેવી જ થાય છે, તો લેખન એટલે જોડણીમાંય એ વિકલ્પો ભલે પ્રવર્તે. જોડણી એકધારી જોઈએ એ આપણા વ્યવહારુ નિશાનને આ પ્રમાણેની છૂટ રાખવાથી બાધ નથી, કેમ કે એમ કરતાં સોએ ૯૫-૯૬ સ્થાને અર્થગ્રહણમાં વાંધો નથી જ આવતો. જે થોડા દાખલામાં વાંધો પડશે એવો સંભવ જણાય ત્યાં, બેશક, બે શક્ય જોડણીમાંથી એક અમુક જ અર્થમાં, બીજી બીજા અર્થમાં જ એવું નિયંત્રણ સ્વીકારવું પડે. દાખલા તરીકે જોવું ધાતુ ઉપરથી 'જોઈએ' રૂપ થાય છે. આપણે 'જોઈએ' એ જુદા જ રૂપમાં વપરાતું અનિયમિત રૂપ પણ ઘણું વાપરિયે છિયે. પ્રેમાનંદ લગી આ બીજું 'જોઈએ' નથી, અથવા તો અતિ વિરલ છે; એ અર્થ માટે ત્યાં લગી આપણી ભાષામાં બીજા પ્રયોગો વપરાશમાં હતા. "દર્દીએ દવા પીવી જોઈએ" "કોઈએ ગાળાગાળી કરવી ના જોઈએ," એવા અર્વાચીન ભાષામાં વધી ગયેલ પ્રયોગો અંગ્રેજી બોલીરૂઢિમાંથી આપણે લીધેલ અનુકરણિયા પ્રયોગ છે. "સગી આંખે જોઈએ તે માન્યા વિના કેમ ચાલે?" એવા વાક્યમાં જોવું ધાતુનું રૂપ જ આવે છે. તો આ બે વચ્ચે મ્હારી વ્યવસ્થા સ્પષ્ટ છે : જોવું—ના એ રૂપની જોડણી **જોઇયે** કરું છું, જોઈએ કદાપિ નહીં. અંગ્રેજીનું અનુકરણ છે તે અનિયમિત રૂપમાં જોડણી **જોઈએ** કરું છું, 'જોઇયે' કદાપિ નહીં. એકધારી જોડણીના નિશાનને મ્હારી આ વ્યવસ્થા વધારે અનુકૂલ છે, કે બધે જ 'જોઈએ' લખવાથી એ હેતુ વધારે સંધાય વારુ ? અને આ તો વાનગી માત્ર છે. આવા જે જે દાખલા જડી આવે તે ભેગા કરવાનું કામ કોશકારનું છે; અને એ દરેકમાં આ પ્રમાણે ઉચિત વ્યવસ્થા બેસાડવાથી એકધારી જોડણીનો આદર્શ મ્હને તો વધારે સૂક્ષ્મતાથી સધાતો દેખાય છે. બધે જ "જોઈએ" લખવું એવી એકધારિતા, મ્હારા નમ્ર મતે, ધોકાપંથી જ ગણાય.

**૭ સંપ્રસારણ**

શ્રી આનંદશંકર વગેરે જોઈએ, કરીએ, ગુમાવીએ, પહેરાવીએ,–દીર્ઘ ઈ અને અંત્ય એ બરોબર છે પણ સંસ્કૃત વ્યાકરણ પ્રત્યય મળતાં આગલા ઈનો ઇ ય્ કે ઊનો ઉ વ્ થઈ જાય પછીના એમાં મળી જાય એમ લખે છે અને આને "સંપ્રસારણ"નું નામ આપે છે. ખરું જોતાં આ સંધિ-

નિયમ વૈયાકરણી ફરમાન નથી; ઉચ્ચાર કરતાં થઈ જ જાય છે તે કુદરતી ફેરફાર સંભળાય છે તેને માત્ર નોંધે છે. અને એમ જ સ્ત્રીનું દ્વિવચન સ્ત્રિય્ + ઔ = સ્ત્રિયૌ, બહુવચન સ્ત્રિયઃ થાય. ગુજરાતીમાં નામ, સર્વનામ, વિશેષણોમાં હું આ સંપ્રસારણ કરતો નથી, સ્ત્રીઓ (સ્ત્રિયો નહીં), ભાભીઓ લખું છું. વહૂઓ (વહુવો નહીં), સાબૂઓ (સાબુવો નહીં) લખું છું. નામવિશેષણાદિમાં પ્રત્યયનો થડ સાથે અતિસંયોગ થાય છે એમ નથી માનતો, પણ ક્રિયાપદોમાં તો એવો અતિસંયોગ થઈ જાય છે એમ માનીને કરિયે, મેળવિયે, ઉતરાવિયે, બોલુંલખું છું; કાઠિયાવાડીઓ પેઠે જોવે છે, પારસીઓ પેઠે જોય છે, હોપવાચનમાલા પેઠે જુએ છે નહીં, જુવે, રુવે, સુવે(-છે) બોલુંલખું છું. ક્રિયાપદોના રૂપાખ્યાનમાં નિયમિત સંપ્રસારણ થાય છે તો તેમ બોલુંલખું છું; નામ, સર્વનામ, વિશેષણમાં નથી થતું એમ ગણીને તેમ બોલવાલખવાનો નિયમ પાળું છું. જોવુંનું રૂપ જોઈયે લખીને, અનિયમિત (અંગ્રેજી ઉપરથી અનુકરણી) જોઈએ લખીને, "ગાંધીજીની" કહેવાય છે તે કરતાં જોડણીની વધારે સૂક્ષ્મ એકધારિતા પાળું છું. ગાડરિયા અંધાનુકરણી લોક ભલે આને મનસ્વીપણું બંડખોરી આદિ ગાળો દીધા કરે. શાસ્ત્રીય સૂક્ષ્મતાના અનધિકારી ભલે બકયા કરે.

## ૮ પદ્યમાં જોડણી

આખા વિષયને વિગતવાર લઈ બેસતાં તો ઘણું લંબાણ થાય. તેને માટે લાગે તેટલો સમય નથી, જે સામયિકમાં આ છપાશે તે એટલી જગાય આપી ના શકે, મ્હને પોતાને આ વિષય પર પુસ્તક લખવાની વૃત્તિ જ નથી. વ્યાકરણ પર પુસ્તક લખવાનું લઈ બેસું તો–અસંભવિત નથી કે–શ્રી કમળાશંકર રહ્યા તેટલું તેટલા વર્ષ લગી રહું પણ ખરો પણ એવી સાહિત્યસેવા, શાસ્ત્રીય છે અને મ્હને શુષ્ક લાગે એવી નથી તથાપિ **મ્હારું કર્તવ્ય નથી.** એટલે અહીં હવે ગદ્યની જોડણીની એકધારિતા પદ્યમાં અપ્રસ્તુત બલ્કે હાનિકારક અને પદ્યત્વવિઘાતક ગણું છું તે વિશે મ્હારા મુદ્દા ટૂંકામાં જણાવીને વિરમીશ.

ગદ્ય સાર્થ શબ્દોની ગુંથણી છે પદ્ય સાર્થ શબ્દોની ગુંથણી છે પણ ગદ્ય જ્યારે વાકયોની રચના છે ત્યારે પદ્ય તો લયાન્વિત રચના પણ હોવી જોઈએ. એ અર્થદ્યોતક અર્થપોષક (અર્થને સપ્રાણ તેજોમય બનાવતો) લય છંદોબંધનું વિશિષ્ટ સાધન છે. શાસ્ત્રીય પૃથક્કરણો ગણો, એક કે વધારે ગણોનાં એકમો, એકમોના અમુક પુનરાવર્તને પંક્તિ, પંક્તિની અમુક સંખ્યાએ કડી–પિંગલશાસ્ત્ર છંદોબંધ વ્યાખ્યાઓ આ પ્રમાણે આપે છે, તે વિષયના કેવળ છે. ખરો છંદોબંધ એ પૃથકકૃત અણુઓ( એનેલા એલિમેન્ટ્સ )માં નથી; એ અણુઓના સંધીક (સિન્થિસિસ )માં છે, અને એ સિન્થિસિસ વા સંધીક સાધી આપે છે **લય** ( rhythm ). એટલે ગદ્યમાં વાપ છ તે જ શબ્દો જો કે પદ્યમાંય વાપરિયે છ, ગદ્યના વાક પ્રવાહમાં પણ શિષ્ટ બોલનાર વાંચનાર વક્તાની વાણી કુદ રીતે ભારવ્યવસ્થાવાળી વેગમંદતા યથાયોગ્ય સાધતી થોડી મોટેથી થોડીવાર ધીમે ઉચ્ચારાતી વહે છે, અને યથાયો અર્થજ્ઞાપન એ પ્રમાણે કરી આપે છે, એ બધું સાચું તથાપિ પદ્યમાં આ સર્વ છે તે ઉપરાંત છંદોબંધની કડી લય પણ હોવો જોઈ એ એ વિશેષતા અગત્યની છે તથા કવિએ પોતાનાં વાકયોને સાર્થ રચવા માટે જેટલું ધ્ય આપવું ઘટે તેટલું જ, કયાંક કયાંક તો વધારે પણ, આપ ઘટે છે. પણ અહીં " આપવું " શબ્દ અનુચિત છેઃ ક કલ્પના સશબ્દલય અથવા સલયશબ્દોનો ગોંફ જ ગુંથે છે પ્રવૃત્તિમાં એ લયના અંગને તેમ શબ્દાર્થના અંગને જેટલું ઉચિત તેટલું કુદરતી રીતે આપતી ને વ્હેંચતી પોતા સર્જનમાં પ્રવર્તે એ જ કુદરતી છે.

વારુઃ ગુજરાતી છંદોબંધ માત્રાઓના એકમોની ગણોના એકમોની કે શબ્દસંખ્યાના એકમોની કે મિ ગુંથણીઓ છે. એમાં ગુરુ સ્થાને ગુરુ અને લઘુ સ્થાને લ વિના ના જ ચાલે. અનુસ્વાર, સંયુક્તવ્યંજન, સંયુક્તસ્વ ફ્રુતસ્વર અને અર્થ ફરમાવે તે ન્હાનામોટા વિરામોથી, તે આશ્રુતિ, ઇશ્રુતિ, ઊશ્રુતિ, એશ્રુત, ઓશ્રુતિ પાસે પાં અગર પંક્તિમાં વધારે આવે છે કેટલાક વ્યંજન અને તેમ સપિંડો કે વિરોધીઓ પંક્તિમાં કયાં કેટલા આવે છે, સર્વની કાન ઉપર સળંગ છાપ ઉપસે, તેને "લય" કહુ rhythm: સાચું કવિતામાધુર્ય ( ખરો પ્રસાદ ) આ છે કડી સુરાવટનું સંગીતમાધુર્ય તાલમેળ આદિ લક્ષણવા પણ હોય. તથાપિ એ લક્ષણ તે કવિતામાધુર્ય નથી. એ અલગ અને સ્વતંત્ર સ્વમાધુર્ય અગર સંગીતમાધુર્ય જ છે જે કવિતામાધુર્ય કરતાં અપ્રમેય નીચું છે.

પ્રત્યયોનાં ઉચ્ચારણ સ-ભાન કરી જુવો. 'થી' 'ની આપણે ગુરુ જ બોલિયે છ? લઘુ જ બોલિયે છ? ક્યાં ત્યાં ગુરુ કે લઘુ બોલિયે છ? કે શું કરિયે છ તે તપાસ જુવો. લઘુ બોલાતા હોય ત્યાં પણ પદ્ય કડીમાં એને ગુ શાને લખવા વારુ?

અપિ, ચ, પુનઃ અર્થે આપણે ગુજરાતીમાં જ, ય, યે, વાપરિયે છ; આ યેને શ્રી મણીશંકર વગેરે એ જ લખતા. પણ એનાં બીબાં પાસે ગુજરાતી છાપતાં કેટલું બધું કામ લેવાય છે તે ભણી શી રીતે અખાડા થઈ શકે ? ક્રિયાપદનાં તેમ નામસર્વનામાદિનાં રૂપાખ્યાનમાં એ કેટલીબધી વાર આવે છે. વળી એ ત્રીજો પુરુષ સર્વનામ છે, દર્શક સર્વનામ પણ છે. તો જના અર્થ માટે આપણે એ ના જ લખિયે, એ લખવાનો હોય તે દરેક સ્થળે યે લખિયે, તો કોનું સ્નાન-સૂતક લાગે ? લઘુ જોઈએ ત્યાં ય, ગુરુ જોઈએ ત્યાં યે, જ ઉચ્ચારણ ય કરતાં વધારે સુમેળમાં લાગે, ત્યાં જ.

સાનુસ્વાર ઉશ્રુતિ જુવો. ઉ લઘુ છે, પણ સાનુસ્વાર ઉ (કરું, જાઉં, કુમતું, રમકડું) વગેરેમાં આપણે એ અંત્યને ગુરુ લઘુ ફાવે તેમ બોલવા છુટ્ટા છિયે. પંક્તિની અંત્ય શ્રુતિ લઘુ હોય તથાપિ વિકલ્પે ગુરુ ગણી શકાય એવો એક નિયમ આપણા પિંગલમાં આદિકાલથી ચાલ્યો પણ આવે છે. અને જોડણીની એકધારિતા માટે આપણો સ્થૂલમાં સ્થૂલ એક વ્યવહારુ નિયમ પણ છે, કે અંત્ય ઉકાર તમામ લઘુ લખવા, ત્યાં ઉચ્ચારણ ભલે ગમે તે. આમ ચોમેર અતિ સગવડિયો સંકેત મનસ્વી હોય તે પણ રાજીખુશીથી પાળે. પછી મ્હને ગાંધીવિરોધી અને બંડખોરની સાથે મનસ્વી પણ ગણતા હોય એવા મ્હારા ટીકાકારોમાં હોય તો હોય પણ. પૂર્વગ્રહોથી ભરમાયેલ હરેલ માણસો પણ પોતાને અણગમતા માણસો વિશે શું ને શું માની લેતા હોય છે, એ કયાં કોઈને અજાણ્યું છે.

સંસ્કૃત મુદ્રણ માટે પણ એક સગવડિયો અર્વાચીન સંકેત નિર્ણયસાગર પ્રેસ જેવાં સુપ્રતિષ્ઠિત અને જામેલાં છાપખાનાંમાં વર્ષો થયાં પાળે છે, કે कण्ठ, मुञ्चति, अङ्ग, જેવા કઠોડા નાસિક્યો માટે એ નાસિક્યોના પ્રતિનિધિ લેખે અનુસ્વાર વાપરી–कंठ, मुंचति, अंग એમ છાપવું. હું આ સ્વીકારી લઈ તેમાં આટલો જ સુધારો યોજું છું, કે એ પ્રતિનિધિ લેખે ચલણી અનુસ્વાર (ં) નહીં પણ પોલા અનુસ્વારનું એટલે શૂન્ય(ઝીરો)નું બીબું (°) વાપરવું. આ મ્હારી સૂચના એકધારિતાની સગવડ વધારી આપે છે કે ઘટાડે છે એટલું પણ આપમેળે જોઈ ના શકે, તેવા ટીકાકારો સાથે તે શો વિવાદ થઈ શકે ? જ્ઞાનલવદુર્વિદગ્ધં બ્રહ્મા ’પિ નરં ન રંજયતિ !

મ્ અને ન્ સંયુક્તમાં પ્રથમાંગ હોય ત્યાં પણ હું તો આ પ્રતિનિધિ (°) વાપરવા રાજી છું પણ ‘સંબંધ’ કે ‘સૌંદર્ય’ છાપવા કરતાં સમ્બન્ધ અને સૌન્દર્ય છાપવું જ છાપખાનાંઓને સુગમ પડે છે.

વારુ. સંસ્કૃત મુદ્રણ એટલે મોટે ભાગે કવિતામુદ્રણ. જોડણીની આવી આવી સુગમતાઓ, વિશિષ્ટતાઓ અને સૂક્ષ્મ એકધારિતા મ્હારી જોડણીપદ્ધતિમાં અગત્યનાં અવયવો છે અને તેમને માટે પણ મ્હને ગદ્ય લેખન-મુદ્રણમાં આગ્રહ નથી; ગદ્યજોડણી ભલેને આ અંશોમાં પણ ચાલે છે એમ ચાલ્યા કરે; ભલેને જે કંઈ ફેરફાર અપનાવે તેમાં જોડણીકોશને અનુસરે (–શિવાય કે તત્સમોમાં). મ્હને આગ્રહ છે પદ્યજોડણીમાં શુદ્ધિનો, જેનું મ્હારું કારણ ઉપર નોંધાઈ ગયું છે. મ્હારા મતના સમર્થનમાં બીજી એક જ હકીકત જુવો, જે એકલી તથાપિ સારી પેઠે વ્યાપક છે. ગદ્યલેખન–મુદ્રણ–જોડણી પ્રમાણે જ પદ્યલેખન–મુદ્રણ–જોડણી થતાં હોય એવી શિષ્ટ સારી રીતે ખેડાયલી ભાષાઓમાંથી એક પણ બતાવી શકશો ખરા ? લગભગ દરેક શિષ્ટ ભાષામાં પદ્યલેખન–મુદ્રણ–જોડણી એ ભાષાના ગદ્યલેખન–મુદ્રણ–જોડણીથી કંઈ ને કંઈ જુદાં નથી પડતાં ? પદ્ય માટે પરવા જ નહીં કવિતાકલા શી ચીજ છે તેનો ગંધ જ નહિ; એવા કમનસીબો માટે આ લખાયું જ નથી.

## ૯ તાત્પર્ય

અર્થાત્ આ લાંબી ચર્ચાનો સાર નીચે મુજબ પાંચ વાક્યોમાં આપી શકાય છે:

૧ ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની વડોદરે પ્હેલીવાર થયેલી બેઠક(૧૯૧૨)માં પરિષદે પોતાની નીમેલી જોડણી-કમિટીએ ગુર્જરાતી જોડણી માટે નિયમાવલિ રજૂ કરી તે પરિષદે સ્વીકારી લઈ સૌ ગુજરાતીઓને એ નિયમાવલિ પાળવા ભલામણ કરી.

૨ ગાંધીજીની જોડણી તે આ નિયમાલિ પ્રમાણેની જોડણી છે.

૩ "જોડણીકોશ" આ નિયમાવલિને પાળતાં, વિકલ્પો જેમ ઓછા તેમ સરલતા અને એકધારિતા વધે એવી અશાસ્ત્રીય સમજે જોડણીની એકધારિતાને થોડીક સ્થૂલ અને ધોકાપંથી બનાવે છે.

૪ મ્હારી જોડણીપદ્ધતિ એ જ નિયમાવલિનું પાલન સૂક્ષ્મ શાસ્ત્રીય સમજણે કરે છે.

૫ પદ્યની પ્રકૃતિ ગદ્યલેખન માટેની આ નિયમાવલિને થોડાક સકારણ અપવાદ સાથે જ સ્વીકારી શકે.

ઇતિ શુભં ભૂયાત્.

મુંબઈ, ગાંધી જયંતિ, ૧૯૫૧

# સ્મૃતિ

સાયંકાળે દૂર ક્ષિતિજ પર્યંત દૃષ્ટિ ભરી ને
ઊંચો લીલો તૃણનિધિ તણો મુક્ત વિસ્તાર સૂતો;
ત્યાં આળોટે અનિલ, ઊપડે ઘાસ—શૃંગે તરંગ,
ઝોલાં લેતાં ખડ, હરિણનાં ક્યાંક ડોકાય શીર્ષ.

આ બાજૂથી ભરચક ઊભાં ધાન્યનાં ખેતરોથી
ટોળે ટોળાં વિહગ ઊડતાં આવતાં પાંખ વીંઝી;
શીર્ષે મિઠ્ઠી કલબલ તરે, દૃષ્ટિ ઉદ્ગ્રીવ થાય,
એકાદા બે શરદનભમાં તારલાઓ તણાય.

ને કલ્લોલે અલસ ગતિએ સારસો શ્રેણિબદ્ધ
ઊડચે જાતાં શિર પર, લઈ મુક્ત 'પૂર્વાભિપંથ;
જ્યાં ડોકાતો કમલવનના હંસ શો અશ્વિનીનો
ઝાંખો ગોરો અનુદિત હજી ચન્દ્રમા 'પૂર્ણિમાનો.

સૂતો જાગે નહિ સમય, જ્યાં ઘાસમાં બાથ લેઈ
ઊંડી બાહ્યાન્તર નિરવધિ શાંતિ ભદ્રા વરેલી;
ને આત્માને અતલ નવલો શાંત ઉલ્લાસ થાય.
ના જાણું હું તદપિ પર કો તત્ત્વનો સ્પર્શ થાય.

આજે જ્યારે મુજ જીવનનો નિઃસહાય પ્રતીપ
લંબાતો નિષ્પ્રતિહત બધે દગ્ધ રેતાળ પંથ–
ગાડાં કેડો નહિ, સહુ દિશા એક જેવી જણાય,
ક્યાં ? કયા માર્ગે ડગ ભરું ? બધી બુદ્ધિશક્તિ હણાય.

ચોપાસેથી સ્થિતિ વિષમતા રુદ્ર આવી નડેલી,
નાખી પ્હોંચે નહિ નજર, સર્વત્ર આંધી ચડેલી;
મધ્યાહ્નોના ક્ષુભિત દહતા વાયુ આગ્નેય વાય,
રેતી કેરા થર ઉથલતા, શ્વાસમાં દાહ થાય.

ત્યાં ઓચિંતાં સ્મૃતિનયનમાં પંથ રેતાળમાંથી
જાગી ઊઠે રજ રજ થકી વન્ય નિર્બંધ સૃષ્ટિ;
સાયં શાંતિ ગહન, ખડની સીમ વિસ્તીર્ણ રમ્ય,
શીર્ષે લોટે પવન, નભનું ઝૂકતું નીલ અંગ.

ને ડોકાતો સ્મિત સહ ફરી ચન્દ્રમા 'પૂર્ણિમાનો
જ્યાં એ વાતાવરણ મહીં જઈ, પ્રાણ આશ્વાસ લેતો;
જાણે પાછો અતલ નવલો શાન્ત ઉલ્લાસ થાય,
આ આત્માને પરિચિત ફરી તત્ત્વનો સ્પર્શ થાય.

પારાશર્ય

# શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર—૧૯૩૪ની ડાયરીમાંથી

લીના મંગલદાસ

કલકત્તામાં શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુરનું ઘર, ૫, દ્વારકાનાથ ટૅગોર લેન, ગુરુદેવના ઘરની પાસે જ હતું. ઘરની આગળનું ચોગાન પસાર કરી, મુખદ્વાર આગળ હું પહોંચી ત્યાં ખૂણામાં એક ઘરડા ભૈયાજી સૂતા હતા. તેમનું ખરેખરું કામ પહેરો સાચવવાનું હોવા છતાં તે સાધારણ રીતે ઝોકાં જ ખાતા હોય! તેમનો બિસ્તરો તે જ તેમનું આસન! દેવદેવીઓની નાની રંગીન છબીઓ તેમની પાછળની ભીંત પર તેમણે ચોંટાડેલી હતી. જે મહાન ચિત્રકારના ઘરના તે દરવાન હતા તે ચિત્રકારનાં ચિત્રો કરતાં રવિવર્માનાં ચિત્રો માટે તેમને વધુ પક્ષપાત હોય એમ જણાતું હતું. ખીલો ઠોકીને બેસાડેલી એક છાજલી પર ઘડિયાળનો બંધ ડબ્બો હતો. તેમાં નિરન્તર અગિયાર વાગેલા રહેતા!

બહુ વર્ષો પહેલાં પ્રથમવાર હું આવી હતી ત્યારે મુખદ્વાર પાસે મેં એક જાડો ઘેટો જોયો હતો. આ વખતે તેના 'દર્શન'ની અભિલાષા મેં રાખી હતી!

બંગાળી જમીનદારો સામાન્ય રીતે પોતાની જમીનદારી પર જતા નથી. તેમ છતાં અપવાદ રૂપે કોઈ જમીનદાર પોતાની જાગીર પર જાય તો રૈયત તેમને અનાજ કે પ્રાણીની ભેટ ધરે તેવો ત્યાંનો રિવાજ હોય છે.

અબનબાબુ એકવાર તેમની જમીનદારી પર ગયા હતા. ત્યાં તેમને ભોજન માટે એક ઘેટાનું બચ્ચું ભેટ ધરવામાં આવ્યું હતું. તેને હલાલ કરવા તેમનો જીવ ન ચાલ્યો તેથી કલકત્તા લઈ આવીને તેમણે તેને પાળ્યું. ખાઈ-પીને તો તે મોટું ને તગડું થયું! ઘરડું થઈને તે મરી ગયું ત્યાં સુધી અબનબાબુએ તેનું લાલનપાલન કર્યું.

જોરાસાંકુને જોઈ મેં ગમગીની અનુભવી. ક્યાં સો વર્ષ પહેલાંનો શાનદાર મહેલ અને ક્યાં આજનું 'ખંડિયેર'? ચિત્તપુરના ધોરીમાર્ગ પર, બંગાળાના શાહજાદા સમા ગણાતા પ્રિન્સ દ્વારકાનાથ ઠાકુરનો પહેલાં આ પ્રાસાદ હતો. હજી પણ ચિત્તપુર રોડ ધોરીમાર્ગ ગણાય છે, પણ હવે ત્યાં નાનીનાની ગીચ દુકાનો દેખાય છે. ખાટકીઓ ત્યાં માંસ ચીરે છે, વાજિંત્રોવાળા ચામડાનાં વાજિંત્રો બનાવે છે. ત્યાં મારવાડીઓના બદસુરત મોટા મોટા માળાઓ ખડા છે. એવા આ લત્તામાં ઠાકુર કુટુમ્બની જૂની હવેલી આવેલી છે.

પહેલાં ત્યાં ચોગાનમાં ઉત્સવો થતા. પહેલાં તેનાં બેઠકખાનાંઓમાં અમીરો અને પંડિતો, કવિઓ અને લેખકો, ચિત્રકારો અને સંગીતકારો એકઠા મળતા! ત્યાં કલા અને જ્ઞાનવિષયક વિવાદો થતા, ગાયનો ગવાતાં, અભિનય થતા, કવિતાઓ વંચાતી, જલસા અને મેળાવડા થતા! હવે તે પ્રાસાદના કરમાઈ ગયેલા બાગનાં વૃક્ષો પરનાં પાંદડાં પર ધૂળ જામી ગઈ છે, પગથીઓ પર સૂકાં પર્ણો પડ્યાં છે, ક્યારાઓ ઉજ્જડ છે. ફુવારા અને તળાવડીઓમાં શેવાળ જામી ગઈ છે અને તેનાં પાણી ગંધાય છે. પહેલાં આ ઉદ્યાનમાં શ્રી અવનીન્દ્રનાથે હજાર સુકુમાર, મધુરકંઠી પક્ષીઓને લાવી છોડી મૂક્યાં હતાં. પણ હવે ત્યાં કાગડા અને સમડીઓ ફરે છે. કવચિત્ જ કોઈ ડાંખળી પર કલ્લોલતું બુલબુલ દેખા દે છે. દીવાનખાનાંઓમાં ઝુમ્મરો નથી, જાજમો નથી, છત પર જાળાં બાઝ્યાં છે, જમીન પર ધૂળના થર છે. શિયાળાની રાતે આ ઓરડાઓમાં ધૂણી ભરાઈ જાય છે. દીવાલ પર પહેલાં લટકાવેલાં, ઠાકુર કુટુમ્બના પૂર્વજોનાં તૈલચિત્રો ભૂમિ પર પડી ગયાં છે. તેમનાં સુનેરી ચોકઠાં તૂટી ગયાં છે. ચિત્રો પર ચિરાડા પડ્યા છે. આ ચિત્રોમાં જે પ્રતિભાશાળી, કુલીન, સુન્દર વ્યક્તિઓ હું જોઉં છું તે એક વખતે આ ઓરડાઓમાં ફરતી હતી – હસતી હતી, રડી હશે. આ પ્રિન્સ દ્વારકાનાથ ઠાકુર, કહેવાય છે કે, આખા બંગાલને ઇસ્ટ ઇન્ડિયા પાસેથી ખરીદી લેવાને સમર્થ હતા. આ મહર્ષિ દેવેન્દ્રનાથ! આ તેમના સાત પુત્રો! તેમને માથે કિંમતી પાઘડીઓ છે. તેમને ખભે કશ્મીરી સાલ છે તેમનાં

અંગરખાં કિનખાબનાં છે. તેમનાં અંગ પર હીરામોતીનું ઝવેરાત છે. પોતાના સૌન્દર્ય માટે જાણીતી, પૂર્વ બંગાળાનાં કુટુમ્બના પુત્રીઓ અને ઠાકુર કુટુમ્બની પુત્રવધૂઓની આ છબીઓ છે. તેમના વર્ણ ચંપાના ફૂલ જેવો, તેમનાં જુલ્ફાં ભમરાની પાંખ સરખાં, તેમની આંખો માછલી જેવી છે. તેમની કાયા ઊંચી અને ઘાટીલી છે. આ સર્વે હવે અહિં નથી.

અબનબાબુના ઘરના દ્વારમાં પેસી, સીડી ચઢી, પુસ્તકોથી ભરેલા બે ઓરડા વટાવી, ઉપરના વરંડામાં હું આવી. ત્યાં ત્રણ આરામ ખુરશીઓ પડી હતી. તેના પરથી પોલિશ ઊખડી ગયો હતો અને તેના ઘસાઈ ગયેલા લાકડા પર ડાઘ પડ્યા હતા. ખુરશીના હાથાઓ પર કબૂતરની સુકાઈ-ગયેલી અઘાર સાફ કર્યા વિના પડી હતી. ત્રણ રીંછની વાર્તામાં આવે છે તેમ તે ત્રણે ખુરશી પાસે ત્રણ મેજ હતાં. પહેલી ખુરશી ખાલી હતી. તે ગગનબાબુની હતી. બીજી ખુરશી પર મેં અબનબાબુને જોયા. નીચા વળીને તે કાંઈક લખતા હતા. આ સમયે તે રામાયણની 'જાત્રા' લખતા હતા. પાસેના મેજ પર બંગાળી અને સંસ્કૃતમાં લખાયેલા રામાયણોના અનેક ગ્રન્થો પડ્યા હતા. નાના એક મેજ પર રંગનો મોટો ડબ્બો, એક કુલડીમાં પીંછીઓ અને પાણીનું એક પહોળું વાસણ હતાં. બેત્રણ વર્ષથી તે ડબ્બો બંધ છે, પીંછીઓ રંગવિહોણી તરસી છે અને વાસણ પાણી વિના ખાલી છે. અબનબાબુ હમણાંથી ચીતરતા ન હતા. તે રામાયણની જાત્રા લખતા હતા.

અમારો પગરવ સાંભળી તેમણે ચશ્માંમાંથી ઊંચું જોયું. બાળક જેવી તેમની કાળી કીકીઓ નાચી. ભમર ઊંચી કરી, મોઢું બંધ રાખી તેમણે તેમનું સ્વાભાવિક 'તોફાની' સ્મિત કર્યું. મોઢામાંથી ચિરૂટ કાઢી, હાથ વડે લહેકો કરી તેમણે કહ્યું: "તું......આવી છે?" તેમની બોલવાની ઢબ અનેરી હતી. ગોળ, પહોળા ઉચ્ચાર તે કરતા હતા અને તેમના અવાજમાં modulations ઘણાં હતાં. નીચે નમી તેમને મેં નમસ્કાર કર્યા. તેમના માથાના વાળ ગૂંચળાં હતા. ઘડપણને લીધે વાળ આછા અને ધોળા થવા લાગ્યા હતા. તેમની 'મસ્તાન' આંખો બાડી હતી પણ તેથી તે જોનારને વધારે પ્રિય લાગતી હતી. (તેમનાં ચિત્રોની વ્યક્તિઓમાં પણ આ બાડી આંખ ઘણીવાર જોવામાં આવે છે.)

તેમના મોં પર સરલ, તોફાની, બાલિશ હાસ્ય હતું. તે ઝભ્ભો જૂનો અને ગંદો થઈ ગયો હતો. તેમની આંગ[illegible] પાતળી અને નાજુક હતી અને ઉપરથી તેમના વેઢા [illegible] હતા. તે આંગળીઓ તે વહ્નિની નાની જિહ્વાઓ [illegible] કેસૂડાંનાં ફૂલની પાંદડીઓ. મારે જો તેમનું ચિત્ર બન[illegible] હોય તો હું તેમના હાથને સૌથી વધારે મહત્ત્વ આપું. [illegible] તેમના એકલા હાથ જ દોરું. તેમના જેવા હાથ હ[illegible] કોઈના જોયા નથી. તે બોલીને જેટલું વ્યકત કરે છે તે [illegible] હાથથી જાણે વધુ વ્યક્ત કરે છે.

અબનબાબુએ જૂની, રંગીન ચોકડીવાળી મુસલ[illegible] લુંગી પહેરી હતી. પીળા ચામડાની જૂની સપાટ [illegible] કરેલા પગ, ખુરશી તળે પડેલી એક ઈંટ પર [illegible] ટેકવ્યા હતા.

"અબનબાબુ," મેં પ્રશ્ન કર્યો, "હવે આપ ચીતરતા નથી?"

ત્યારે તે બોલ્યા: "જો પંખીને દાણો ન મળે [illegible] ગાય ખરું?"

પછી તેમણે પૂર્વબંગાળની ભૂમિચિત્રમાળા[illegible] પોતાનું એક ચિત્ર બતાવી મને પૂછ્યું: "તને [illegible] ગૂઢાર્થ સમજાય છે?" તે ચિત્રનું મેં અવલોકન [illegible] જળપ્રલયમાં ખેતરો ડૂબી ગયાં હતાં. પાણીમાં ઘરડો [illegible] ઊભો હતો. ઉપર ઝાડ હતું તેમાં ફળ લટકતાં હતાં. સુખી પંખી ઘટામાં આરામથી બેઠું હતું.

થોડીવાર પછી શ્રી અવનીન્દ્રનાથ બોલ્યા: "પૂર [illegible] હતું. ખેતરોમાં ઘાસ ન હતું, તે ભૂખ્યો હતો, ત[illegible] પાણી ભરાઈ ગયું હતું. તેને વિસામો ન હતો. [illegible] ઘરડા ઘોડાને ટળવળતો મેં આમ જોયો હતો... થોડા [illegible] પછી તે મરી ગયો." થોડીવાર આરામ લઈ, ધીમા [illegible] અવાજે તે ચિત્રકારે કહ્યું: "હું જ...તે ઘોડો છું!" [illegible] ઊંચે સ્વરે તે બોલ્યા: "અને પેલું પંખી! કેવું તે [illegible] છે! આ ભૂમિથી ઊં...ચે, પે...લી ઘટામાં, તે [illegible] ચાખે છે અને પલ્લવોના જૂથમાં લપાઈ બેસે છે, ગાય છે [illegible] ડૂબેલાં ખેતરો ઉપર થઈ ઊડે છે!"

મારા પિતા ત્યાં બેઠા હતા. તેમણે અબનબાબુને [illegible] "હા! પેલો ઘોડો કહે છે, પંખી! તું કેવું સુખી[illegible]

પંખા કહે છે, તમે કેવા સુખી છો ?"

ગીતાએ અબનબાબુને વિનંતી કરી: "તમારી સહી સાથે એક નાનકડું ચિત્ર કરી આપશો ?" અબનબાબુએ કહ્યું: "ઘણા વખતથી મેં પીંછી હાથ ધરી નથી. યત્ન કરીશ." પછી બંગાળી લિપિમાં તેમણે 'અવનીન્દ્રનાથ'નો 'અ' લખ્યો, 'અ'નો પોપટ બનાવ્યો, પોપટને પાંજરાની લાકડી પર બેસાડ્યો. અને તેના પગ પર મણ મણની ભારે લોઢાની સાંકળ બાંધી. નીચે તેમણે સહી કરી.

બાદ તેમણે ભીંતે ટીંગાડેલું એક ચિત્ર ઉતારી અમારા હાથમાં ધર્યું. તેનું નામ 'પ્રવાસની સમાપ્તિ' (The End of the Journey) હતું. એક ઘરડા ઊંટ પર ખૂબ સામાન લાદેલો છે. નિર્જન રણને વટાવતા વટાવતા પ્રવાસની સમાપ્તિ નજદીકમાં આવી છે. પણ ભારથી નમી ગયેલો તે, ધરણી પર માથું મેલી દઈ, છેલ્લા આરામ—મૃત્યુને આવકારે છે. તેની આંખમાં વેદના અને કારુણ્ય છે.

અબનબાબુ બોલ્યા: "આ મારું આત્મચિત્ર (Self-portait) છે."

પછી શ્રી અવનીન્દ્રનાથ અમને તેમના બેઠકખાનામાં લઈ ગયા. તે એક આસન પર બેઠા, અને અમે ચોતરફ ફરતાં તેમનો સંગ્રહ જોવા લાગ્યાં. પ્રાચીન હિન્દુસ્તાનની કલાનો સંગ્રહ કરવાનો યુવાનીમાં તેમને શોખ હતો. પોતે ભેગો કરેલો આ 'ખજાનો' આર્થિક કારણોને લઈ ને વેચી નાખવાની તેમને હવે ફરજ પડી છે. અમેરિકનો તે ખરીદવા ઉત્સુક છે પણ આ સંગ્રહ હિંદમાં જ રહે તેમ તેમની ઇચ્છા છે.

તેમની પાસે દક્ષિણની ધાતુપ્રતિમાઓ, કાંગરા, રાજપૂત અને મુગલ રેખાચિત્રોનો અદ્ભુત સંગ્રહ છે. પીંછીથી દોરેલા નાના 'સ્કેચ' (ઝડપી ચિત્રો અથવા અવલોકનો) અને મુખાકૃતિચિત્રો (Portraits) તેમની પાસે પુષ્કળ છે. બ્રિટિશ મ્યુઝીઅમના સંગ્રહને તોલે આવે એવો આ સંગ્રહ ગણી શકાય. ચિત્રકારની દૃષ્ટિએ આવાં અધૂરાં ચિત્રો તથા અવલોકનોની ખૂબ અગત્યતા છે. કારણ કે તેવાં ચિત્રો દ્વારા પ્રાચીન અને અન્ય ચિત્રકારોની ચિત્ર કરવાની પદ્ધતિ કેવી હતી તે જાણી અને શીખી શકાય છે. અબનબાબુએ આ ચિત્રોનો કેટલો ઊંડો અભ્યાસ કર્યો છે તે તેમની કલાકૃતિઓમાં સ્પષ્ટ જણાય છે.

યુવાન ચિત્રકારોને ઉત્તેજવા અબનબાબુ તેમનાં ચિત્રોને ખરીદતા. એવાં અને ચિત્રકારોએ તેમને ભેટ ધરેલાં ચિત્રોનો સુન્દર એવો એક સંગ્રહ અબનબાબુ પાસે છે. આવાં ચિત્રોમાં શ્રી નન્દબાબુનું એક ચિત્ર ખાસ યાદ આવે છે. અર્જુન યુદ્ધ કરવાની ના પાડે છે. કૃષ્ણ ગીતાનો બોધ આપે છે. કૃષ્ણ દેખાતા નથી પણ અર્જુનના મસ્તક પર લગામવાળા બે હાથ ફક્ત દેખાય છે.

જેમ ઉપરના ચિત્રમાં ફક્ત હાથ જ બતાવ્યા છે તેમ ધૃતરાષ્ટ્ર અને ગાંધારીના ચિત્રમાં શ્રી નન્દબાબુએ ફક્ત પગ જ ચીતર્યા છે. તે હતભાગી અંધ માતાપિતાનાં મુખ કરતાં તેમના પગ વધારે સૂચક અને ભાવવાહી બન્યા છે. કુરુક્ષેત્રમાં શત કૌરવોનો સંહાર થયા પછી અંધ ધૃતરાષ્ટ્ર અને સતી ગાંધારી સમરાંગણમાં પોતાના પુત્રોના શબને શોધતાં ભટકે છે. મહારથીઓના વિચ્છિન્ન મુક્તાહારોથી છવાયેલી, અને ભાંગેલાં શરીરોથી આચ્છાદિત તે રક્તસિક્ત રણભૂમિમાં તે અંધ માતપિતા ટળવળે છે. પુત્રોના શબને તો તેઓ નીરખી શકતાં નથી પણ ચરણોને લોહીભીની ધૂલિકા પુત્રસ્પર્શનો અનુભવ કરાવે છે. ધૃતરાષ્ટ્ર આર્દ્ર પણ અડગ પગલે ચાલે છે. પણ ગાન્ધારીનું માતૃહૃદય કંપે છે, અને રુધિર પર પગ મૂકતાં જાણે ખચકાય છે. તેઓની અંધતાને, એક લાકડી દ્વારા ચિત્રકારે વ્યક્ત કરી છે.

પૈસાદાર કુટુંબમાં જન્મેલા હોવાથી અબનબાબુને જીવનનિર્વાહ માટે ચીતરવાની જરૂર ન હતી. તેમણે પોતાનાં ચિત્રો જવલ્લે જ વેચ્યાં હશે. તેમનાં ઘણાંખરાં ચિત્રો તેમની પાસે જ છે. જે થોડાં બીજા પાસે જોવામાં આવે છે તે તેમને ભેટ આપેલાં. અબનબાબુ જ્યારે કોઈની પર ખુશ થાય અથવા જ્યારે પોતે ખૂબ 'લહેર'માં હોય ત્યારે પોતાની વસ્તુ બીજાને અમીરી દિલથી ભેટ આપી દે છે. કોઈ તેમની પાસે કાંઈ માંગે તો તે ના પાડતા નથી. આ સ્વભાવનો લાભ ઉઠાવી ઘણાંએ તેમનાં ચિત્રો તેમની પાસેથી મેળવી લીધાં હશે.

અબનબાબુના બેઠકખાનામાં તેમણે દોરેલું એક ચિત્ર લટકે છે. એક સ્ત્રી કમળના પાંદડામાં પોતાનાં આંસુ ઝીલતી હોય તેમ જણાય છે. આ ચિત્ર દ્વારા ચિત્રકાર બે વસ્તુ કહેવા માંગતા હશે ? જલબિન્દુને કમલપત્ર પર ઝીલવાનો યત્ન જેમ વ્યર્થ છે તેમ દુઃખમાં આંસુ સારવાં પણ વ્યર્થ

છે. અથવા કમલપત્ર પરનાં જલબિન્દુ જેટલાં ચંચળ અને ક્ષણિક છે તેટલા જ ચંચળ અને ક્ષણિક આપણાં સુખ-દુઃખના આંસુપ્રસંગો–જીવન અને મૃત્યુ છે.

એકકખાનામાં તેમની માતાનું એક ચિત્ર છે. આ ચિત્ર મૂળ ચિત્રની નકલ છે. અસલ ચિત્ર તેમના રહેવાના ઓરડામાં જ રહે છે. અત્યંત નાનું આ ચિત્ર મુગલ મુખાકૃતિ-ચિત્રની શૈલીમાં તેમણે દોર્યું છે. અવસાન પછી માતા અબનબાબુના સ્વપ્નમાં ઘણીવાર આવતી. અબનબાબુને થયું: "હું મારી માની એક છબી બનાવીશ." માની છબી ફોટોગ્રાફ પરથી કરવી તેમને ન ગમી. તેમણે પોતાના હૃદયમાં માતાની છબી શોધવા માંડી. અંધારી કોઈ રાતે, વીજળીના ચંચળ ઝબકારામાં આસપાસની પ્રકૃતિ એક ક્ષણ જેમ દેખાય તેમ તેમણે પોતાની માને ક્ષણવાર પોતાના હૃદયમાં જોયાં. તે દર્શન પામી તેમણે માનું ચિત્ર આરંભ્યું. આ ચિત્ર અદ્ભુત છે.

એકકખાનામાં શાહજહાંનું પણ એક ચિત્ર લટકતું હતું. આગ્રાના મહેલમાં બંદી શાહજહાં છેલ્લો શ્વાસ લઈ રહ્યા છે. તેમની નિસ્તેજ, નિસ્તબ્ધ આંખો દૂર, તાજમહાલમાં, આસક્ત છે. તેમની શ્રદ્ધાળુ દુહિતા–જહાનારા–તેમની ઓથે બેઠી છે.

આ ચિત્ર તૈલરંગમાં આલેખેલું છે. તેની રંગપૂરણી અજોડ છે. તેમણે દોરેલા મણિશિલાના પ્રાસાદ, થાંભલા, અને કોતરણીની શી તારીફ કરવી? મુસાફરીના કંટાળાને લઈને અબનબાબુએ આગ્રાનો કિલ્લો, કે તાજમહાલ પ્રત્યક્ષ જોયાં નથી, તેમ છતાં તેમનું આ ચિત્ર તેના આલેખનમાં એટલું તો ચોક્કસ છે, કે આપણને અબનબાબુની દૂરદર્શી કલ્પનાશક્તિ માટે સન્માનભર્યું આશ્ચર્ય થાય છે.

શ્રી ગગનેન્દ્ર, અવનીન્દ્ર તથા સમરેન્દ્ર એ ત્રણે ટાગોર ભાઈઓને મુસાફરીનો ખૂબ કંટાળો છે. તેઓ કલકત્તાની બહાર જવલ્લે જ ગયા હશે. તેઓ કહેતા હતા તેમ: "ત્રણ મહિના માટે જો બહારગામ જઈએ તો જતાં પહેલાં એક મહિનો કલકત્તામાં તૈયારીમાં જાય; બીજો મહિનો પરગામમાં ગોઠવતાં લાગે; ત્રીજો મહિનો નિરાંતે રહીએ ન રહીએ ત્યાં પાછા આવવાની ધમાલમાં ચોથો મહિનો ચાલ્યો જાય. વળી ઘેર ગોઠવતાં એક મહિનો નીકળી જાય. આમ ખાસ્સા પાંચ મહિના બગડે તેથી અમને તો અમારું જોરાસાંકો જ ગમે છે!"

દાર્જીલિંગ, જગન્નાથપુરી અને તેમની જમીનદારી, ત્રણ સ્થળો સિવાય ક્યાંયે તેમણે પ્રવાસ ખેડ્યા નથી. વખતે અલાહાબાદ (કલકત્તાથી એક રાતની મુસાફરી) જ તેઓ નીકળ્યા હતા, પણ રસ્તામાંથી તેઓ પાછા વળ્યા!

પ્રવાસના ઘણા ફાયદા છે. જે વાંચીને અથવા ચિ દ્વારા કલ્પી શકાતું નથી તે પ્રત્યક્ષ જોવાથી વધારે સ શકાય છે. પણ પ્રવાસ સહુને માટે આવશ્યક છે એમ કહી શકાય. અબનબાબુ અને તેમના બે ભાઈઓની કલ્પનાશ એટલી તો તીવ્ર છે, કે પ્રત્યક્ષ જોવા–અનુભવવાની તેમને આવશ્યકતા રહેતી નથી. આનો પુરાવો અબનબાબુનું "શાહજહાંની અન્તિમ પળો" આપે છે.

'અશોકની રાણી તિષ્યરક્ષિતા અને બોધિવૃક્ષ' ના એક ગંભીર ચિત્ર તેમણે ઇંગ્લૅન્ડની રાણીને ભેટ આપ્યું તેની છાપેલી નકલ તેમણે મને બતાવી. આ યોગ્ય જ હતી. તિષ્યરક્ષિતાનાં સ્વાર્થથી પ્રેરાયેલી નજરે જેમ બો વૃક્ષને જીર્ણ કર્યું હતું તેમ આજે બ્રિટનની નજરે ભારતન પણ જીર્ણ કર્યું છે.

બીજા એક ચિત્રમાં એક બાઈ, મન્દિરની આ યાત્રીઓને ફળ વેચી રહી છે. તેનું ધ્યાન જ્યારે યાત્રીઓ મન્દિર ભણી છે ત્યારે તેનું નાનું બાળક પથ્થરના પોઠિયા ચઢી, છાનુંછાનું થોડાં ફળ લઈ લે છે અને એક બકરીને ખવડાવી દે છે. ચિત્રકારનો આદેશ છે કે, "જડ પદાર્થ શાને પૂજો છો? ભૂખ્યાતરસ્યા ચેતન આત્માને પૂજો."

'વિધવા અને તેનો એકાકી પુત્ર' આ તેમનું અત્યંત કરુણ છે. 'જાવાની નર્તકી' એ પોતાનું બતાવતાં અબનબાબુ કહેવા લાગ્યા, "તે નર્તકી વા હિલ્લોળમાં નાચતા તરુવર સરખી હતી. મૂળની જેમ સાથે તેના પગ જાણે જડાયેલા હોય તેમ સ્થિર હતા. થડ અને શાખાઓ સરખાં તેની કાયા અને હાથ હતાં. પલ્લવો સરખી તેની લાંબી સુકુમાર આંગળી નાચતી હતી."

'દેવદાસી' એ ચિત્રમાં પુરીના મન્દિરની એક દેવદાસી દેખાય છે. તેનું અમૂલ્ય યૌવન અને લાવણ્ય ઓ ગયાં છે. મંડપના ઘોર અંધકારમાં નાચવામાં તેનું સ જીવન વહી ગયું હતું. તેના હાથમાં ખરી પડેલા કમળનું

ફૂલ છે. ઝરી પડેલી મ્લાન કમલિનીની પાંખડીઓ ફરીથી એકત્રિત થઈ ખીલવા માંગે તો તે ખીલી શકે ખરી ?

બેઠકખાનામાં તેમનો સંગ્રહ જોયા પછી અબનબાબુ સાથે તેમનાં અન્દરમહલ–અન્તઃપુરમાં હું ગઈ. એક ઓરડામાં ચારે બાજુ લાકડાના ઢોલિયા પડ્યા હતા. તે ઢોલિયા પર તકિયા હતા. અબનબાબુના ચાર વર્ષના પૌત્ર–વત્સ–જેને અબનબાબુ બતસોબાબુ અને લાડમાં બાદશાહ કહેતા હતા તેની જાપાની માછલીઓ એક કબાટ પર મૂકેલા કાચના વાસણમાં તરતી હતી.

અબનબાબુને ગામઠી રમકડાંનો ખૂબ શોખ છે તેથી તે કબાટ પર ભાતભાતનાં રમકડાં પણ હતાં. અબનબાબુએ તે માછલીના પાત્રની બહાર એમના સ્વભાવ પ્રમાણે રમૂજ ખાતર માટીનું એક સારસ પક્ષી મૂકયું હતું.

એક ઢોલિયા પર અબનબાબુનાં પત્ની બેઠાં હતાં. તે લકવાથી પીડાતાં હોવાથી લાકડીને ટેકે થોડું જ હરીફરી શકતાં હતાં. તે બાઈ મમતાળુ અને સરલ હતાં. તેમના મુખ પર અમી વરસતી પ્રસન્નતા હતી. મને હેતથી બોલાવી, પોતાની પાસે તે બેસાડતાં. મારું માથું પંપાળી, "ભાલો આછે?" (કેમ ખુશીમાં?) એમ ભાવથી પૂછતાં. પછી તે મારા પોષાકમાં રસ બતાવતાં. બંગડીઓ જોવી તેમને બહુ ગમતી એટલે મારા હાથ ધારી ધારીને જોતાં. "ઘરમાં આવી છે એટલે તું મારી દીકરી છે!" એમ કહી, રસગુલ્લા, સંદેશ અને 'ખાવાર જલ' (પીવાનું પાણી) લાવવા પોતાની વહુને કહેતાં. આગ્રહથી મને કાંઈ ખવડાવતાં અને પછી વિદાય આપતી વેળાએ કહેતાં: "પાછી આવજે હોં!" પાછાં અધીરાઈથી તે પૂછતાં, "ક્યારે પાછી આવીશ?"

અન્દરમહલના ઢોલિયા નીચે અબનબાબુનાં ચિત્રોનો એક મોટો પટારો હતો. તે સઘળાં ચિત્રો અબનબાબુએ તેમના વડીલપુત્રને આપી દીધાં છે. તે પટારાની ચાવી તેમનાં પુત્રવધૂ શ્રી પારુલદેવી રાખે છે. પારુલદેવી પાતળાં, ઊંચાં અને ગોરાં હતાં. તેમના સેંથે સિન્દૂર પૂર્યો હતો. ધીમે ધીમે તે ચાલતાં અને ઝીણે સાદે તે બોલતાં. તેમની આંખો નમ્ર હતી. સાડીને છેડે બાંધેલા, ખભા પર લટકતા ચાવીના મોટા ઝૂમખા વડે એ કબ્બો તે ઉઘાડતાં. તેમનો સૌથી નાનો પુત્ર–'બાદશાહ' ચટાઈઓ પાથરતો અને પછી ત્યાં નિરાંતે બેસી અમે અબનબાબુનાં ચિત્રોની રસલહાણ ઉડાવતાં.

પાસેની પાટ પર આરામથી શરીર ટેકવી, અબનબાબુ ચિરૂટ ફૂંકતા. તેમનાં પત્ની બીજી પાટ પર બેઠાં બેઠાં સંતોષથી બધું જોતાં. તે વૃદ્ધ દંપતીને જોઈને ખરે કોઈની પણ આંખ ઠરે! પોતાના 'દાદા મહાશય' (દાદાજી)નું કામ જોઈ બાદશાહબાબુની છાતી વેંતવેંત ફુલાતી. દાદાબાબુ (દાદાજી)નાં ચિત્રો બીજાને બતાવવાની તે ખૂબ હોંશ ધરાવતા. બાદશાહબાબુ ઓરડામાં દોડી દોડીને, ખુરસીઓ પર ઊંચા થઈને, ભીંતે ટાંગેલાં ચિત્રો ઉતારી લાવતા અને અમને તે બતાવતા.

પાર્વતી અને બાલ ગણેશનું મનોરમ ચિત્ર બાદશાહબાબુ લઈ આવ્યા. માતા ગિરિજા બાલ ગણેશ સાથે કૈલાસમાં ગંગાને તટે ક્રીડા કરે છે. રક્તવર્ણનો તે બાળક, તેની નાનકડી સૂંઢ વડે, વૃક્ષોની ડાંખળીઓ સાથે ગેલ કરે છે. આ ચિત્ર કાંગરા કલમમાં છે. કાંગરા તસ્વીરોમાં જે નિર્મળતા અને સરળતા જોવામાં આવે છે તે આમાં પણ દેખાય છે.

પછી અબનબાબુનો પટારો અમે ખોલ્યો. અરેબિયન નાઈટ્સની ચિત્રાવલિ પ્રથમ હાથમાં આવી. હૃદયને ચોરી લે અને મન વારી જાય તેવાં આ ચિત્રો હતાં. આ તેમનાં સૌથી છેલ્લાં ચિત્રો હતાં. તે પછી તેમણે ચીતરવાનું છોડી દીધું હતું. લગભગ પચાસ ચિત્રોની તે પંક્તિ, વર્ષાના અન્તે શુભ્ર ગગનમાં ઊડતી સૌથી છેલ્લી રાજહંસની પંક્તિ સરખી છે. તે પંક્તિનો એક એક હંસ–રાજહંસ છે. તે એક એક રાજહંસનો અંગમરોડ, રંગ, શોભા, ગતિ અનુપમ છે. તે ચિત્રાવલિ તે મોતીની માળા છે. એક એક મોતીનું લાવણ્ય બીજાંથી અદકું છે. એકને જોઈ ચિત્ત કહે છે, "આ સૌથી ઉત્તમ છે." બીજાને જોઈ ચિત્ત કહે છે, "આ સૌથી ઉત્તમ છે." બન્નેને સાથે જોતાં થાય છે, "કયું ઉત્તમ તે કહેવું અશક્ય છે."

એક શખ્સે આ ચિત્રોમાં દોષ કાઢતાં કહ્યું: "કેટલાંએ સેંકડો વર્ષ પહેલાં અરબી કથાઓની સંકલના થઈ હશે! સેંકડો વર્ષ પહેલાંના દેખાવો ચીતરવાને બદલે તમે તો અત્યારના સમયનો ચિતાર અહિં આપ્યો છે!"

અબનબાબુ બોલ્યાઃ "હું માનું છું કે અરબીકથાઓ જેમ સેંકડો વર્ષો પહેલાં ભજવાઈ હતી તેમ હજી પણ

ભજવાયાં જ કરે છે. રોજ રોજના મારા જીવનમાં હું તે કથાઓ ભજવાતી જોઉં છું. મારા અનુભવ, મારું વાતાવરણ અને મારી દુનિયામાં મારી આંખે મેં જે કથાઓ પ્રત્યક્ષ જોઈ છે તે મેં અહીં આલેખી છે."

ઉમર ખય્યામનાં કાવ્યોને પણ તેમણે સચિત્ર બનાવ્યાં છે. આ કાવ્યોને સચિત્ર કરવાનો યત્ન ઘણાએક ચિત્રકારોએ કર્યો છે. પણ તે યત્નો અધૂરા જણાય છે. આ કાવ્યોનો મર્મ ગ્રહણ કરવો કઠણ છે. તે મર્મને શબ્દમાં પ્રકટ કરવા કવિ તરીકે ઉમર જેટલો મહાન છે તેવો તે મર્મને રેખામાં પ્રકટ કરવા ચિત્રકાર પણ મહાન હોવો જોઈએ. અવનીન્દ્રનાથનો પ્રયત્ન સફળ થયો છે એમ કહી શકાય.

બીજી એક ચિત્રાવલિમાં અબનબાબુએ પશુપંખીને દોર્યાં છે. પંખીના આલેખનમાં તે અત્યંત નિપુણ છે. હરણનું બચ્ચું, સફેદ મોર, ઘરડું ગીધ, પાળેલો કૂતરો અને બકરાને ભેટીને બેઠેલો વાંદરો. અબનબાબુએ તે બતાવતાં કહ્યું: "આ દુનિયામાં દોરતી બહુ કરીને વાંદરા અને બકરાની જ હોય છે!"

પૂર્વબંગાળની જમીનદારી પર તે ગયેલા તે વખતે તેમણે જોયેલાં દૃશ્યોનાં અંગ્રેજી જલરંગ શૈલીમાં દોરેલાં સ્મરણચિત્રોની એક આખી માળા જોઈ. જગન્નાથપુરીથી કોણાર્ક, દરિયાને કિનારે કિનારે પાલખીમાં બેસી તેમણે એક પ્રવાસ કર્યો હતો. તેનાં સંસ્મરણો પીંછીથી તેમણે ટાંકયાં છે.

શંકરાચાર્યની કેટલીક રચનાઓ તેમણે સચિત્ર બનાવી છે. કૂપમંડૂક બતાવવા તેમણે ઊંડા કૂવામાં એક બાળક ચીતર્યું છે. તેના અવયવો વિકાસ પામ્યા નથી. ફક્ત તેનું માથું જ મોટું થયું છે. તેની આંખે મોટાં ચશ્માં છે. ઊંચે ઊંચે કૂવાના મોંમાંથી પ્રકાશ આવે છે અને ત્યાં એક પંખી ગાય છે. કૂપમંડૂક જોતો નથી. તે તેના નાનકડા કૂવાના પારાવાર અંધકારમાં ડૂબેલો છે.

અક્ષરોના આકારો પરથી ચિત્રો બનાવવાનો તેમને ખૂબ શોખ છે. આમ અક્ષરો પર તેમણે માણસ, પ્રાણી, પંખી અને જન્તુને સુન્દર રીતે દોર્યાં છે. પોતાના ઓળખીતાઓના ચહેરાનાં મહોરાં ( mask ) તેમણે ચીતર્યાં છે. પેસ્ટલ્સથી મુખાકૃતિઓ પણ બનાવી છે. એક રાત્રે અબનબાબુ નાટક જોવા ગયા હતા ત્યારે રંગભૂમિ અને તેનાં પાત્રો જોઈ તેમને ખૂબ વિનોદ થયો હતો. વાર્તામાં ખૂબ જ વેવલાપણું હતું. તેનાં નટનટી અત્યંત જાડાં અને મો[ટાં] હતાં. તેમનો પોષાક નહીં હિન્દી-નહીં રોમન-નહીં [કોઈ] દેશનો. તેમનાં શરીર પર બનાવટી ઘરેણાં લાદેલાં [હતાં]. કેટલાકની બનાવટી મૂછ પડી જવાની તૈયારીમાં [હતી]. મૂળ કાળી ચામડી અને વળી તેના પર 'પાઉડર'ના [થર]. આમ તેમનો આખો દેખાવ કાદવથી લીંપેલા પૂતળા [જેવો] બની ગયો હતો. આ નાટકનાં મુખ્ય પાત્રો: રાજકુ[માર], રાજકુમારી, સેનાપતિ અને તપસ્વી. આમાંનાં કટાક્ષચિ[ત્રો] પેટ પકડી હસાવે તેવાં છે.

નાનપણમાં અબનબાબુએ કલકત્તામાં વસતા એક મુઘલ ચિત્રકાર પાસેથી ચિત્ર સંબંધી થોડુંક શિક્ષણ [લીધું] હતું. આ શિક્ષણ અને મુઘલચિત્રોનાં અવલોકન [અને] અભ્યાસની તેમનાં ચિત્રો પર સચોટ અસર જણાય છે. [તે] વખતે તેમણે એક ઇટેલિયન ચિત્રકાર પાસેથી પ[ણ] ઘેર શિક્ષણ મેળવ્યું હતું. બેત્રણ અંગ્રેજો પાસેથી તે[મણે] ચિત્રવિદ્યા પ્રાપ્ત કરી હતી. આ અભ્યાસે તેમનાં ચિત્રો [પર] ઊંડી છાપ પાડી હતી.

અબનબાબુને તેમની માતા શરૂઆતથી જ પ્રેરણા [અને] પ્રોત્સાહન આપતાં. તે માતાએ છેવટ સુધી અબનબા[બુના] કાર્યમાં ધગશ બતાવી હતી. જગત મહાપુરુષોને જ [જાણે] છે, પણ તેમને પોષણ આપનાર માતાને કોઈ જાણતું ન[થી].

અબનબાબુ નાના હતા ત્યારે યુરોપની સં[સ્કૃતિ] આદર્શરૂપ ગણાતી તેથી હિંદી કલા માટે કોઈને સન્[માન] ન હતું અને યુરોપનું અનુકરણ અંધશ્રદ્ધાથી થતું. શરૂઆ[તમાં] અબનબાબુએ યુરોપીઅન શૈલીમાં ચિત્રો બનાવવાં [શરૂ] કર્યાં. તે સમયની તેમની ચિત્રપોથી ('સ્કેચ બુક') [જોવા] લાયક છે. તેમાં તેમણે ભૌમિતિક ઘન આકૃતિ[ઓ], વનસ્પતિ, પ્રાણી તથા મનુષ્ય અને જડ વસ્તુનાં અવલો[કન] ચીતર્યાં છે. આ જાતનાં પોતાનાં ચિત્રોથી તેમને સં[તોષ] ન થયો. તેમની સર્જનાત્મક શક્તિને હજુ સાચું વાહન [મળ્યું] ન હતું એટલામાં મુઘલ, કાંગરા અને રાજપૂત ચિત્રો [તરફ] તેમનું ધ્યાન ખેંચાયું.

સૌથી પહેલાં અવનીન્દ્રનાથે રાધાકૃષ્ણની લીલ[ાની] ચિત્રાવલિ બનાવી. તે પછી અનેક ચિત્રો આલેખી, તે[મણે] પોતાની અપૂર્વ શૈલીનું સર્જન કર્યું, અને તે શૈ[લી] પૂર્ણ રીતે વિકસાવી.

તે દરમ્યાન ઈ. બી. હેવલ સાથે તેમનો સમાગમ થયો. અત્યાર સુધી અબનબાબુની મેધાની ખાસ કદર કોઈએ કરી નહોતી. હેવલને તેમની કલાની કિંમત સમજાઈ અને તેમણે અવનીન્દ્રનાથને પ્રોત્સાહન આપ્યું. હેવલ તે સમયે બંગાળની સ્કૂલ ઑફ આર્ટના અધિપતિ હતા. તેમણે ત્યાં હિંદી વિભાગ ખોલવા નિશ્ચય કર્યો. તે વિભાગના અધ્યક્ષ થવા તેમણે અબનબાબુને નોંતર્યા, અબનબાબુએ તે આમંત્રણ સ્વીકાર્યું.

યુરોપીઅન કલા હિંદી કલાને ગુંગળાવી રહી હતી. એવે સમયે અબનબાબુએ હિંદી કલાની પુનઃ પ્રતિષ્ઠા કરી, પ્રજામાં તેને માટે પુનઃ સન્માન પ્રગટાવ્યું, હિંદી કલામાં નવો પ્રાણ પૂર્યો. આ એક "બળવો" હતો. નવીન પ્રયોગ હતો. અનેક યુવાનોમાં તેમણે જાગ્રતિ આણી. તેવા યુવાનો તેમની આસપાસ એકઠા મળ્યા: નન્દલાલ બસૂ, અસિતકુમાર હલદાર, ક્ષિતિન્ મઝુમદાર, અને સેન. આ તેમના પટ્ટશિષ્યો બન્યા. આચાર્ય અને શિષ્ય વચ્ચે અતડો સંબંધ ન હતો. ફક્ત વર્ગમાં મળીને તેઓ છૂટા પડતા ન હતા. બાપ-બેટા સરખો તેમની વચ્ચે સદ્ભાવ હતો. ગુરુને ત્યાં શિષ્યો આવતા-જતા અને રહેતા.

શરૂઆતમાં એક કલાક, એમ કરતાં કરતાં સવારના ચાર કલાક, અબનબાબુ સતત કામ કરતા. કામ વખતે કોઈ ખલેલ પાડી શકતું નહીં. માત્ર તેમના શિષ્યો તેમની પાસે આવી શકતા

અબનબાબુ કહેતા, "ગુરુ શિષ્ય પાસેથી, શિષ્ય ગુરુ પાસેથી, શીખે છે. કલા પર પ્રભુત્વ મેળવવા શીખવ અને શીખ. નાનાં બાળકોને શીખવતાં ઘણું શીખાય છે." એકવાર એમણે કહ્યું: "મારો પૌત્ર મને કહે, દાદા મહાશય! હું ઊડતું બુલબુલ બનાવીશ. તેણે બુલબુલ બનાવ્યું પણ મને કહે, મારું બુલબુલ ઊડતું નથી! બુલબુલની પાંખો તેણે ઊંચી ચીતરી. દુઃખથી તે કહેવા લાગ્યો, દાદા મહાશય! હજી પણ તે ઊડતું નથી! પછી તેણે પાંખો પ્રસારી, પગ સંકોચાવી, સામેથી ઊડતું આવતું હોય તેવું એક બુલબુલ ચીતર્યું. હરખાતો મારો પૌત્ર બોલી ઊઠ્યો, દાદા મહાશય! દાદા મહાશય! જુઓ! જુઓ! મારું બુલબુલ ઊડે છે! આ પ્રમાણે બાળક મોટા માણસને પણ શીખવે છે."

પોતાની જ્યોતિઃશિખાઓ વડે અવનીન્દ્રનાથે સમસ્ત આર્યાવર્તમાં સ્થાને સ્થાને નૂતન દીપક પ્રકટાવ્યા. તેમના શિષ્યો ઠેરઠેર કલાભવનોના મુખ્ય આચાર્યો બન્યા અને હિંદુસ્તાનમાં પ્રાન્તે પ્રાન્તે નવા શિષ્યોને દીક્ષા આપી. જ્યાં પહેલાં ફક્ત અંગ્રેજોને હોદ્દા મળતા ત્યાં હિંદીઓ નિમાયા. અનેકના માર્ગને તેમણે પ્રકાશિત કર્યો. તે મશાલરૂપે પ્રથમ પ્રજ્વળ્યા. તેમની મહાનુભાવતાને લઈને તે કોઈ તરફ કૃપણતા દર્શાવતા નહીં. બીજાની પ્રગતિમાં તે આનન્દ લેતા. ઊગતા કલાકારોને દાબી ન દેતા અને દરેકને પ્રેરણા અને ઉત્સાહ આપતા. કોઈ પણ ઊગતો ચિત્રકાર તેમની પાસે ચિત્રો લઈને આવે તો તે જોવા તે હમેશ તત્પર રહેતા. તેના ગુણ-દોષ તેની આગળ ન્યાયથી ચર્ચતા અને તેને ઉત્તેજન આપતા. ઓરિએન્ટલ આર્ટ સોસાયટી સ્થાપી તેમણે કલાકારોને કામ કરવા સરળતા કરી આપી. ત્યાં જાપાની ચિત્રકારોને નિમંત્રી, તેમણે ભારતીય કલામાં એક નવું વહેણ વાળ્યું. પ્રદર્શનો ભરી, તેમણે જનતાને કલારસિક બનાવી અને પ્રજામાં શ્રેષ્ઠ કલાનો પ્રચાર કર્યો.

સાહિત્ય, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો અબનબાબુએ ઊંડો અભ્યાસ કર્યો છે. ઉપનિષદો, પુરાણો, રામાયણ, મહાભારત, ભાગવત અને યોગવાસિષ્ઠ, નાટકો અને કાવ્યો—આમ સંસ્કૃત ગ્રંથોનું તેમણે અધ્યયન કર્યું છે. તરુણાવસ્થામાં ઇંગ્લિશ ગ્રામર સ્કૂલમાં જ્યારે તે ભણતા હતા ત્યારે તેમને સંસ્કૃત માટે ઇનામ મળ્યું હતું પણ તે કહેતા, "વ્યાકરણમાં હું કદી પ્રવીણ ન હતો. ટીકાઓ, ભાષાન્તરો અને કેટલીકવાર ધારી લઈને હું સંસ્કૃત વાંચ્યે રાખતો. હવે હું સંસ્કૃત સરળતાથી વાંચી શકું છું."

મને યાદ છે ત્યાંસુધી પાલી ભાષાનો પણ તેમણે થોડો અભ્યાસ કર્યો છે. ધમ્મપદ તેમણે વાંચ્યું છે. તે ઉપરાંત તે ઉર્દૂ પણ શીખ્યા હતા. તેમને ઉર્દૂ લિપિના અક્ષરો ખૂબ સુન્દર લાગ્યા. મુસ્લિમોમાં ચિત્રો કરવાની મનાઈ હોવાથી અક્ષરોએ ચિત્રોનું સ્થાન લીધેલું તેથી અરબી અને ઉર્દૂ લિપિના મરોડમાં એક પ્રકારનું અનેરું સૌન્દર્ય દૃષ્ટિએ પડે છે. અબનબાબુએ બંગાળી અક્ષરો પણ ઉર્દૂ લિપિની ઢબમાં લખવા માંડ્યા.

અંગ્રેજીમાં તેમનું વાચન બહોળું છે. પોતાના વાચનમાંથી તેમણે ચિત્રકલાને લગતા ફકરાઓ ઉતારી લીધા છે. આ નોંધ ટાંકી લેવા મેં ઇચ્છા દર્શાવી. તેમણે કહ્યું, "રાંધેલું અન્ન તને નહીં આપું! જાતે રાંધ અને જાતે ખા! ત્યારે જ તે અન્ન ગુણ કરશે."

લખવાનો પણ તેમને સારો શોખ છે. તેમનાં પુસ્તકો બંગાળી સાહિત્યમાં પ્રસિદ્ધિ પામ્યાં છે. તેમણે કલાવિષયક લેખો અને બાળકો માટે કથાઓ લખી છે. 'ભારતશિલ્પ,' 'શકુન્તલા,' 'રાજકાહિની,' ઇત્યાદિ તેમનાં પુસ્તકો જાણીતાં છે. નાટક ભજવવાં પણ તેમને બહુ ગમતાં.

મારા પિતાને અબનબાબુ અને તેમના બે ભાઈઓ માટે ઘણી માયા છે. તેઓ જ્યારે એકબીજાને મળે ત્યારે ભેટે અને નિરાંતે થોડા કલાક સાથે બેસી ગુફતગો કરે. સુખદુઃખની વાતો ચાલે, ગંભીર ચર્ચા સાથે ટીખળ પણ કરે. આ મંડળીમાં સહુ કોઈને ધૂમ્રપાનનો ખૂબ શોખ છે. આ મંડળ એવા નિર્ણય પર આવ્યું હતું, કે દરેક શહેરમાં વીજળી ગૅસનો જેવો સાર્વજનિક વપરાશ માટે બંદોબસ્ત હોય છે તેવો બંદોબસ્ત ધૂમ્રપાન માટે પણ હોવો જોઈએ. જાતજાતની તમાકુની ચિરૂટ અને બીડીના સ્વાદવાળો ધુમાડો પાઈપ વાટે ઘેરઘેર પહોંચી શકે. ઘેર બેઠા ફક્ત સ્વીચ દબાવવાથી મનગમતો ધુમાડો મળે. આ રીતે બીડી ખરીદવા, સળગાવવા તથા મોંમાં મૂકવા-ફૂંકવાની પંચાત મટે !

અબનબાબુ મજાકમાં કહેતા કે, "મહા સત્યને પારખવા હું ચિરૂટ પીઉં છું. ચિરૂટ પીતાં પીતાં તેની રાખ જોઈ, હું પણ રાખ બનીશ તે સમજવા યત્ન કરું છું."

અબનબાબુ એમ પણ કહેતા કે, "મને રોજ સવારે સ્મશાન તરફ ફરવા જવાની ટેવ હતી. મારી સાથે અમારા ભૈયાજી આવતા તે વાંધો ઉઠાવી કહેતા, 'આ જગ્યાએ ફરવા આવવાનું છોડો હવે મહારાજ.' ભૈયાજીને સમજાવતાં મેં કહ્યું, 'જુઓ, ભૈયાજી ! આ રસ્તે એક દહાડો જ્યારે મને લઈ જશે ત્યારે મને નવું ન લાગે તેથી રોજ અહીં ફરવા આવું છું.'"

આ ત્રણે ટાગોર ભાઈઓમાં સૌથી મોટા શ્રી ગગનેન્દ્રનાથ, તેમનાથી નાના શ્રી સમરેન્દ્રનાથ અને સૌથી નાના શ્રી અવનીન્દ્રનાથ. તેઓ ત્રણેનો વર્તાવ—અરસપરસ—આદર અને નિષ્ઠા ભરેલો જણાતો.

શ્રી ગગનેન્દ્રનાથ ચિત્રકાર છે. પણ હવે તેમને લકવો થયો છે અને તે ચિત્ર કરી શકતા નથી. તે બોલી શકતા પણ નથી.

બીજા ભાઈ તે શ્રી સમરેન્દ્રનાથ. તે કાંઈ ચિત્રકાર, લેખક કે 'મહાપુરુષ' તરીકે પ્રસિદ્ધિ પામ્યા નથી. તેમનામાં માનવતા છે. દાક્ષિણ્ય અને આભિજાત્ય તેમનામાં દીપે છે. તેમણે ખૂબ વાંચ્યું-વિચાર્યું છે. તેમનો એકેક ભાવ ઉદારતા, નમ્રતા અને સુજનતાથી ભરેલો છે. તે બહુબોલા નથી. મૌન રાખી, શાન્ત બેઠા હોય છે. જે કાંઈ થોડા શબ્દો બોલે છે તેમાં સૌન્દર્ય અને વિદગ્ધતા જણાઈ આવે. પોતાને ત્યાં આવેલાંને ઉત્સાહથી વધાવે છે. તેમના સહવાસમાં આવનાર દરેકને તે પૂજ્યભાવથી પ્રેરે છે.

એક સાંજે ત્રણે ટાગોર ભાઈઓ સહકુટુંબ અમારે ચા માટે આવ્યા હતા. ત્યાં અચાનક બિરલાભાઈઓ અમને મળવા આવી પહોંચ્યા. એક બિરલાભાઈએ અ બાબુને કહ્યું, "મને ચિત્રોનો શોખ છે. પણ આજકાલ તમારાં અને તમારા શિષ્યોનાં ચિત્રો મને પસંદ પડતાં નથી. કાન સુધી લંબાવેલી આંખો, લાંબી લાંબી આંગળીઓ, પાતળાં શરીર ! આ ભાવનાશીલ (Idealistic) કરતાં મને તો વાસ્તવિક (Realistic) કલા ગમે છે. મને હિન્દનો કોઈ વાસ્તવિક કલાકાર બતાવી શકશો?"

બીજે દિવસે સવારે હું અબનબાબુની પાસે ગઈ. બોલ્યા, "What absurd conceptions people have! Idealistic and realistic! Phuh! They hang a picture of Himalayas on the wall and call it realistic. Can the Himalayas ever hang on wall ?" (કેવા ભ્રમિત વિચારો આપણા લોકો ધરાવે છે! ભાવનાશીલ અને વાસ્તવિક કલા! ઉંહ! હિમાલયના ચિત્રને દીવાલ પર ટાંગે છે અને તેને તેઓ વાસ્તવિક કહે છે. કદી હિમાલય દીવાલે ટિંગાવાય ખરો !)

અવનીન્દ્રનાથ કોઈ ફકીર કે દરવેશ જેવા લાગતા. ઘરડે ઘડપણ તેમને શિરે અનેક ચિંતાઓ આવીને પડી. જમીનદારીઓમાંથી ઊપજ આવતી નથી. કુટુંબ મોટું. ઘરમાં માંદગી છે. એક વખતની જાહોજલાલી પછી આ ફેરફાર કઠણ છે. તેમનાં પત્ની લકવાથી પીડાતાં. આ બધા આઘાતો છતાં અબનબાબુનો કુદરતી વિનોદી સ્વભાવ નષ્ટ થયો ન હતો. પણ તે હચમચી ગયા હતા. લખતાં લખતાં પણ તેમનો હાથ ધ્રૂજતો હતો. કમ્મરેથી વળી ગયા હતા. લોહીનું દબાણ વધી ગયું હતું. તે હરીફરી શકતા ન હતા. પણ કલાકાર મટ્યા નહોતા. ડચ ચિત્રકાર રેમ્બ્રાન્ટની યાદ મને તે દેવડાવતા હતા.

આ પ્રમાણે જોરાસાંકુમાં ઠાકુર કુટુમ્બરૂપી મહાસાગરને કિનારે ઊભી ઊભી તેની વિભૂતિઓનાં દર્શન માત્ર પામી પ્રવાસે આગળ ચાલી.

# પાંચ દિવસનું પર્યટન

મનસુખલાલ ઝવેરી

## રવિવાર, ૧૪-૧૦-૧૯૫૧

સવારે સાડા અગિયારે વી.ટી. થી ઊપડીએ છીએ. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ખુશખુશાલ છે. અમે—કોણ જાણે શા માટે? અમને સંકોચ ન થાય તે માટે કે અમારી હાજરીમાં વિદ્યાર્થીઓને સંકોચ અનુભવવો ન પડે તે માટે —બાજુનો ડબ્બો ખાલી છે તેમાં બેસીએ છીએ. ભાયખલા જાય છે. દાદર આવે છે ને અમને અમારી ભૂલ સમજાય છે. બેસારુઓનું જબરદસ્ત ટોળું અમારા ડબ્બામાં, બને ત્યાં પોતાનાં શરીરોને અને નહિ તો બાળકોને અને સરસામાનનાં મોટાં મોટાં પોટલાં ને બિસ્તરાને ફેંકતું દાખલ થાય છે. અમને થાય છે કે આ ગરદી અનુભવવી તેના કરતાં અમારા વિદ્યાર્થીઓની ગરદીમાં બેસવું તે શું ખોટું? હિમ્મતપૂર્વક અમે બધાં થાણાથી બીજા ડબ્બામાં જવાનો નિશ્ચય કરીએ છીએ. ગાડી કુર્લા પહોંચે છે. પ્લેટફોર્મ અમારી સામે જ છે. એટલે થાણાની રાહ જોયા વિના જ, અમે બધાં બારીમાં-થી અને જેમનાથી બની શક્યું તે બારણામાંથી ઊતરી પડીએ છીએ. ગાડી લોકલ છે; એટલે એકેએક સ્ટેશને થોભતી જાય છે. સાધારણ ઠીક દેખાતું સ્ટેશન આવે તો તેની અદબ જાળવવા માટે થોડી મિનિટ વધારે થોભે છે. પણ જુવાન છોકરા છોકરીઓના ખિલખિલાટમાં સમય ક્યાં ચાલ્યો જાય છે તેની ખબર પડતી નથી.

મારી પડખે બેન વસંત બેઠી છે. ઓચિંતું એને ક્યાંથી સ્ફુરે છે તે કોણ જાણે, પણ મને એ પૂછે છે: 'સર, તમને પામિસ્ટ્રીમાં શ્રદ્ધા છે?'

'તમને આવડે છે?' પૂછતોકને હું મારો હાથ લંબાવું છું. એ ફળાદેશ કહેવા લાગે છે. એણે આ વિષયમાં સારું વાંચ્યું જણાય છે. ને એની સમજણ ઊંડી છે.

પછી તો હુંય મારી બાજુમાં બેઠેલા ભાઈ રમણ શાહનો હાથ લઈને, અનુભવી જ્યોતિષીની અદાથી ફળાદેશ કહેવા લાગું છું. થોડીવારમાં તો એક પછી એક એમ ઉપરા-ઉપર અનેક હાથ મારા હાથમાં આવતા જાય છે. મારી સામે જ બેઠેલી, મારાથી અપરિચિત એટલે મૂંગી ને અતડી લાગતી પદ્મા અને ગોપા પણ હિમ્મત કરીને હાથ લંબાવે છે. હું પણ મને આવડતું હોય તેટલું, તેમની લાગણી નકામી ન કચવાય તે રીતે તેમને કહેતો જાઉં છું. હસ્તરેખાશાસ્ત્ર સમાજમાં હળીમળી જવા માટે કેટલી સગવડ કરી આપે છે?

ફાધર ટૉલ હું એકએ સિંધી વિદ્યાર્થિનીઓના હાથ વાંચતો હોઉં છું તે મૂગે મોઢે સાંભળતા હોય છે. 'Very good, Professor, you know the psychology: all girls are emotional'—કહીને એ વાતો શરૂ કરે છે.

ફાધર ટૉલ કૅથોલિક પાદરી છે, ને એનો એને ગર્વ છે. એ તંદુરસ્ત છે, ખડતલ છે, ઊંચા છે. એણે સત્તર નવલકથાઓ (સ્પેનિશ ભાષામાં) લખી છે. અને એમાંની કેટલીકની તો છ છ સાત સાત આવૃત્તિઓ પણ થઈ છે. અત્યારે એ હિન્દ જોવા ને સમજવા માટે આવ્યા છે. સ્પેન અને સાઉથ અમેરિકાનાં કેટલાંક પત્રોના પ્રતિનિધિ છે અને અઠવાડિયે આઠથી દસ લેખો લખે છે. એને અંગ્રેજી બરાબર ફાવતું નથી. પણ એટલા માટે હિમ્મત હારીને બેસી જાય એવા એ આદમી નથી.

વાતો કરતાં કરતાં અમે ચર્ચા પર ચડી જઈએ છીએ. હિન્દુસ્તાનના બાવનબાવન લાખ બાવાસાધુઓ હિન્દુ ધર્મના નેતાઓ હોય એવો કંઈક એમનો ખ્યાલ હોય એમ લાગે છે.

—મનમાડ પહોંચવા આવ્યા છીએ. આકાશમાં વાદળાં ક્યારનાં ઘેરાવા લાગ્યાં હતાં, વીજળીના ચમકારા પણ થવા લાગ્યા હતા; ઇન્દ્રધનુષ્ય દેખાયું ત્યારે અમારામાંનાં ઘણાંનાં હૃદય નાચી પણ ઊઠ્યાં હતાં. પણ વરસાદ વરસશે એવી આશા કોઈએ રાખી નહોતી. ક્યાંથી રાખે? વરસાદ પડવો જોઈએ ત્યારે પડ્યો નહતો. એટલે દુકાળની, પાણીની તંગીની

ને વીજળીના કાપની વાતો થયા કરતી હતી. ચોમાસામાં ન વરસ્યો તે હવે રહી રહીને શરદ પૂનમે શાનો વરસવાનો હતો?

—પણ ગાડી મનમાડ પહોંચવા આવી ને વરસાદ ત્રાટક્યો. ગાડી અહીં બદલવાની હતી. પણ અવ્યવસ્થાનો પાર નહોતો. અમારો ડબ્બો બોરીબંદરથી રિઝર્વ કરાવવામાં આવ્યો હતો; પણ મનમાડથી રિઝર્વેશનની કશી જ વ્યવસ્થા નહોતી; અને અમે બધાં મળીને સવાસો માણસ હતાં. અન્તે અમે તેમ કરીને અમે જુદાજુદા ડબ્બાઓમાં જ્યાં જગ્યા મળી ત્યાં ઘૂસ્યા ને ખડકાયા. અમને મળેલો ડબ્બો એવો અદ્‌ભુત હતો કે એની બારીઓ જ નહિ, એનું છાપરું પણ ચૂતું હતું. જેમાંથી હવા પણ ન આવી શકે તેવી ઝીણી ઝીણી તરડોમાંથી ધારા ઢળી રહી હતી ને ડબ્બામાં ભરાયેલું પાણી આખો, ઊભો ને ઊભો માણસ જઈ પડે એવાં બારણાંમાંથી પણ બહાર જઈ શકતું નહોતું. અમારા સૌ પર અખંડ અભિષેક થઈ રહ્યો હતો અને આટલે લાંબે વખતે જીવનનો આવો સંજીવક સ્પર્શ અનુભવીને અમે તો પુલકિત થતા જ હતા, પણ અમારા બિસ્ત્રા પણ બાહ્યાભ્યન્તર સ્પર્શ અનુભવીને રસાર્દ્ર બની જતા હતા.

રાત્રે કોણ જાણે ક્યારે—બારેક વાગે—ઔરંગાબાદ આવ્યું. અમને એમ હતું કે ઔરંગાબાદમાં તો બધી વ્યવસ્થા હશે જ. પણ ઔરંગાબાદે પણ અમને પાઠ પઢાવવાનો નિશ્ચય કર્યો હોય એમ લાગતું હતું. બસ તૈયાર નહોતી. અમે અકળાઈ ગયા હતા, ભૂખ, થાક ને વરસાદથી. કંટ્રાક્ટરને પૂછ્યું. એ કહે, આ બસવાળાઓને અગાઉથી ઍડવાન્સ આપવા માટે તૈયાર થયાં ત્યારે એમણે કહ્યું કે ઍડવાન્સની કશી જરૂર નથી. તમે આવવાના હો તે દિવસે અગાઉથી ખબર આપશો એટલે અમે બસ તૈયાર રાખીશું અને આજે જ્યારે બસની વ્યવસ્થા માટે અમારો માણસ ગયો ત્યારે કહ્યું કે તમે ઍડવાન્સ નથી આપ્યું એટલે તમારે માટે બસ કેવી રીતે રિઝર્વ કરી શકાય?

—અન્તે બસ પણ આવી ને અમે અથડાતાં કૂટાતાં સિદ્ધાર્થ કોલેજની હોસ્ટેલમાં પહોંચ્યાં.

**સોમવાર, ૧૫-૧૦-૧૯૫૧**

ગઈ રાતે વરસાદ પડ્યો તેથી વાતાવરણ સુન્દર બની ગયું છે. મુંબઈનો અસહ્ય બફારો ને ધમાલ અહીં અદૃશ્ય થઈ ગયાં છે. આકાશમાં આછાંઘેરાં વાદળાંઓને સુરતી ચડી છે. પવન પડી ગયો છે. પણ આખા વાતાવરણમાં કોઈ નોખા પ્રકારની શીતળતા ને મધુરતા છવાઈ ગઈ છે. સંભળાય માત્ર પંખીઓનું પ્રાતઃસ્તવન; ને દેખાય છે માત્ર આકાશ ને પૃથ્વીનો અનન્ત લાગતો વિસ્તાર : આકાશમાં વાદળાં કે પૃ[illegible] પર ચોતરફ દેખાતા પર્વતો નજરબંધી કરે તે માફ.

સવારનો કશો કાર્યક્રમ નથી; એટલે અમે કેન્ટોનમેન્ટ વિસ્તારમાં ફરવા નીકળીએ છીએ. કેન્ટોનમેન્ટ ખરેખર સુ[illegible] સ્થળ છે. ઔરંગાબાદ કંઈ હવા ખાવાના સ્થળ તરીકે પ્રખ્[illegible] નથી; પણ કેન્ટોનમેન્ટના વિસ્તારમાં ફરતાં ફરતાં [illegible] સાથેનાં ભાઈબહેનોને મહાબળેશ્વર અને આબુનું સ્[illegible] થાય છે.

કેવળ ચિત્રિત જ હોય એવી સ્તબ્ધ ને નીરવ સૃષ્ટિ[illegible] અમે મુગ્ધતાથી ને ઉલ્લાસથી ફરીએ છીએ. રસ્તા બધા નિ[illegible] છે. એમાં એકાએક અમારી જમણી બાજુ તરફના [illegible] પરથી મધુર સંગીતનો અવાજ કાને પડે છે. રંગબે[illegible] વસ્ત્રોમાં સજ્જ થયેલું, જુવાન ને તંદુરસ્ત પારસી વિદ્યાર્થી[illegible] ને વિદ્યાર્થિનીઓનું ટોળું ધીરસુધીર ગતિએ, તાલબદ્ધ [illegible] સ્વસ્થતાથી ગાતું અમારી પાસેથી પસાર થાય છે. પારસી[illegible] આખો દિવસ ખુશમિજાજમાં રહે છે તેટલા માટે તેમ[illegible] તેમના બીજા કેટલાક ગુણોને લીધે મને એ કોમ પ્રત્યે પક્ષ[illegible] છે; તેને લીધે હોય કે ગમે તેમ પણ મને આ દૃશ્ય [illegible] અસર કરી જાય છે. મને લાગે છે કે પ્રફુલ્લિત યૌવન [illegible] હોવું જોઈએ.

—બપોર પછી અમે પૈઠણ જવા રવાના થઈએ છી[illegible] રસ્તામાં સિલ્ક મિલ જોઈ. જોઈ? મિલ બંધ હતી. વીજ[illegible] અગવડને લીધે, કહે છે કે, મિલ રાતના અગિયાર વા[illegible] શરૂ થાય છે ને મોડે સુધી ચાલે છે. એનો શો-રુમ ઉઘાડ[illegible] આવ્યો, પણ તે જોવામાં મને રસ નહોતો.

પૈઠણ ઔરંગાબાદથી ત્રીસેક માઈલ છે. રસ્તામાં વિ[illegible] અને ફળદ્રુપ ખેતરો વટાવતાં અમારી બસ ચાલી રહી[illegible] નાનાં નાનાં ત્રણચાર ગામડાં આવે છે. ગામડાં બધાં [illegible] જીર્ણશીર્ણ થઈ ગયાં છે. કોઈ પણ માણસના મોઢા પર [illegible] શરીર પર સારું કપડું દેખાતું નથી; કે એક પણ સારું, [illegible] બાંધણીનું મકાન નજરે પડતું નથી. હિન્દુસ્તાનનાં લગ[illegible] બધાં જ ગામડાંની આવી સ્થિતિ હશે. પણ મને [illegible]

ગામડાંઓની આવી સ્થિતિ વધારે ખટકે છે: કારણ કે એ જગતના સૌથી વધારે ધનવાન ગણાતા રાજવીની રાજ્ય-મર્યાદામાં આવ્યાં છે.—કે પછી, એટલે જ એની આવી સ્થિતિ હોય તે સ્વાભાવિક છે ?

બસ ઝપાટાબંધ દોડી રહી છે. પૈઠણ નજીક આવતું જાય છે. હું ઉત્સુકતાથી આસપાસના પ્રદેશને આંખમાં ભરી રહ્યો છું. ત્યાં દૂર નજરે પડે છે કોઈ નદીનો જલવિસ્તાર. પાણીનું દર્શન માત્ર કેટલું મંગલ અને મનોહર હોય છે ? અને તેમાં એ પાણી પતિતપાવન ભગવતી ગોદાવરીનું છે એવી ખબર પડે ત્યારે હૃદય કેટલી ધન્યતા અનુભવે ? બસના રસ્તાથી થોડે દૂર, લગભગ સમાન્તરે, ગોદાવરીનો પ્રવાહ વહી રહ્યો છે. હૃદયમાં ભવભૂતિએ અંકિત કરેલાં ચિત્રો તાજાં થતાં જાય છે. એકાએક હું વર્તમાનનો જીવ મટી જાઉં છું ને પુરાણકાલીન જગતમાં જઈ પહોંચું છું.

બસ થોભે છે. યાંત્રિક રીતે હું નીચે ઊતરું છું. પાસે બીજી બસો છે. સામે કોઈક મંદિર છે. મંદિરની બાજુએ કશીક જીર્ણ ઇમારત છે. પણ મને એમાં કશામાં રસ નથી. હું સીધો પહોંચું છું પુણ્યશ્લોક ગોદાવરીને તીરે. પૂર આવ્યું છે તેથી ભગવતી અપ્રસન્ન લાગે છે. પૂર પ્રતિક્ષણ વધતું જાય છે. અસાધારણ વેગથી આ વિશાલ જલરાશિ વહી રહ્યો છે. હું ઊભો છું ત્યાં કિનારા પર અસંખ્ય, ઝીણાં ઝીણાં જીવડાં ને કીડા તણાતા આવે છે. છતાં હું એ જલનો સ્પર્શ કરું છું ત્યારે જ મને શાન્તિ વળે છે.

કિનારા પરના મંદિર ભણી હવે મારા પગ વળે છે. ખાસ આકર્ષક એવું કશું દેખાતું નથી. ત્યાં તો, મારી બાજુમાંનું કોઈક મને પૂછે છે : ' સમાધિ એટલે શું ? અહીં કોઈકની સમાધિ છે. '

સમાધિનો અર્થ સમજાવીને, હું એ તરફ જાઉં છું. પૂછું છું : ' આ કોની સમાધિ છે ? '

' એકનાથ મહારાજની '—આંગણામાં ઊભેલાં અનેક માગણો અને ભિખારીઓમાંથી કોઈક બાઈ જવાબ આપે છે.

' અંદર જઈ શકાય ખરું ? '

' ના. ' બાઈ જવાબ આપે છે. ત્યાં તો બીજાં પણ કેટલાંક સ્ત્રીપુરુષો અમને વીંટળાઈ વળે છે. કેટલીક ભાવિક બાઈઓને હું સમાધિ પાસે જતી જોઉં છું. એટલે મને નવાઈ લાગે છે. હું મારી પાસે ઊભેલા કોઈ પૂજારી જેવા લાગતા માણસને કહું છું : ' અહીં અંદર માણસો જાય છે તો ખરાં ! '

' અંદર જવાય છે, ' એ કહે છે ને ઉમેરે છે, ' તમારેય જવું હોય તો જાઓ. પણ જોડા બહાર ઉતારીને જશો. '

હવે હું પેલી બાઈના જવાબને સમજી શકું છું. અમારાં બધાંનાં કપડાંલત્તાં વગેરે પરથી અમે એને હિન્દુ તો નહિ જ લાગ્યાં હોઈએ.

ભાવપૂર્ણ હૃદયે હું અંદર સમાધિ પાસે જાઉં છું. પેલો પૂજારી મને એકનાથ મહારાજના ભીંતચિત્ર પાસે લઈ જાય છે. પણ મારું દિલ તો પેલી સમાધિમાં છે. મહારાજના એક અદ્‌ભુત સંતજનના અવશેષની સમક્ષ ઊભતાં, દક્ષિણગંગા ગોદાવરીનો આ તટ મને બેવડો પવિત્ર લાગે છે.

અજ્ઞાન પણ કોઈકવાર કેવું ઉપકારક નીવડે છે ! પૈઠણ માટે હું એના નામ સિવાય કંઈ ઝાઝું નહોતો જાણતો. એટલે મને તો અહીં ગોદાવરીનું અને એકનાથ મહારાજની સમાધિનું દર્શન અણધાર્યું જ થયું, અને અણધાર્યું થયું એટલે એના આનંદમાં મુગ્ધતા ને તાઝગીનું માધુર્ય ભળ્યું.

પૈઠણ–પ્રતિષ્ઠાન–ઘણી જૂની નગરી છે. છેક પ્રાગૈતિહાસિક કાળના અવશેષો અહીં મળી આવ્યા છે અને છેલ્લાં અઢી હજારેક વરસોનો એનો ઇતિહાસ કડીબંધ મળી આવે છે. એમાંના કેટલાક અવશેષો પાસે અમે જઈએ છીએ. પણ કોણ જાણે કેમ, મારો એમાંથી રસ ઊડી ગયો છે. મારી સાથેના બંધુઅધ્યાપક ઉત્સાહપૂર્વક પોતે એકત્ર કરેલા થોડાક પથરા, બંગડીના ટુકડા, અને ભાતીગળ ચિતરામણવાળા હાંલ્લાના કાંઠલાનો કકડો મને બતાવે છે. પણ મારા મનમાં રમ્યા કરે છે પુણ્યતરંગા ગોદાવરી ને એના કિનારા પરની એકનાથ મહારાજની સમાધિ.

વર્તમાન પૈઠણ આખું જ ખંડેર જેવું લાગે છે. એના છેડા પાસેથી વળાંક લઈને ગોદાવરીનો વિપુલ જલપ્રવાહ વહી રહ્યો છે. એટલે પ્રાચીન કાળમાં કોઈકવાર પૈઠણને ગોદાવરીની કૃપાએ ગૂંગળાવી માર્યું હોય તો કોણ જાણે.

અત્યારે એ ભૂંડુંભૂખ જેવું બની ગયું છે. પહેલાં તો ત્યાં, કહે છે કે, કુશળ વણકરોનાં અનેક કુટુંબો વસતાં. અજન્ટાની ડિઝાઈનોને ને આકૃતિઓને એ રેશમ અને

[ અનુસંધાન પૃ. ૧૨૦ ઉપર ]

# ઝવેરચંદ મેઘાણી—જીવનચિત્ર*

ઉમાશંકર જો

એમણે ચારે ખૂણે ગુજરાતીઓમાં જન્માવેલી અંગત શોકની લાગણીનું માપ કાઢી શકવાની કલ્પનાશક્તિ હોય એવો કોઈ પણ સેવક આવા મૃત્યુને અવશ્ય ઝંખે. કેટલાં બધાં સ્નેહીઓ—જાણીતાં અને અજાણ્યાં—એ શૂન્યતા અનુભવી! કેટલાં બધાંના જીવનમાં મેઘાણી ઓતપ્રોત થઈ ગયા હતા!

દુનિયા કોઈને પૈસા આપે છે, કોઈને માનમોભો આપે છે, ઘણાબધાને આવી કોઈ ને કોઈ સ્થૂલ વસ્તુઓ કદાચ બહુ સંકોચ વિના આપી દે છે. પણ દુનિયા પ્રેમ કોઈકને જ આપે છે. એ તેલ જુએ છે, તેલની ધાર જુએ છે, પછી જ પ્રેમ તો આપે છે. મેઘાણીને આટલો પ્રેમ શી રીતે મળ્યો?

એનો જવાબ એમની 'લોકહૃદય પ્રત્યેની નિષ્ઠા' એ શબ્દોમાં શોધી શકાય. હૈયાઉકલત પ્રમાણે, અંતરાત્માની પ્રેરણાને વશ વર્તીને, એકવાર જે દેવ સ્થાપ્યા, પછી આડું-અવળું જોવાનું નહિ—એવી નિષ્ઠાથી પોતે સ્વીકારેલા સ્વધર્મને મેઘાણી જીવનના શ્વાસેશ્વાસે વફાદાર રહ્યા હતા એમ કહી શકાય. સૌરાષ્ટ્રને—સૌરાષ્ટ્રના લોકજીવનને—એમણે પોતાનું જીવન નિવેદિત કર્યું હતું. એના વર્તમાન જીવનપ્રશ્નોનો એમણે પત્રકાર બનીને ઊહાપોહ કર્યો, એના અતીત સાહિત્ય-વારસાને એમણે લોકસાહિત્યસંશોધક બનીને સંઘરી લીધો—ઉગારી લીધો. એ સૌરાષ્ટ્રની પ્રજાના પત્રકારનું અને લોક-સાહિત્યસંશોધકનું કામ કરતાં કરતાં, એમને હાથે સ્વતંત્ર રચનાઓ પણ થઈ આવી. સૌરાષ્ટ્રપૂજક 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ પામ્યો. આ બધી જ પ્રવૃત્તિમાં લોકોની સાથે એમનો જીવતો સંપર્ક સધાયે ગયો. વર્તમાનપત્ર દ્વારા લોકોના રોજના પ્રશ્નો ચર્ચીને લોકોના ચાલુ જીવનમાં એ ઓતપ્રોત થતા. લોકસાહિત્ય દ્વારા લોકોના લોહીમાં વહેતા … ભૂતકાળને એ વ્યાપી વળ્યા. સ્વતંત્ર કૃતિઓમાં પણ … ભંડોળ જનવાણીનો અને ભાવનાઓમાં મુખ્ય તો … જીવનની રાષ્ટ્રીય જાગ્રતિના ધબકાર. ઉપરાંત એમને … ભર્યા બુલંદ કંઠની બક્ષિસ હતી. જૂનાં લોકગીતો … પોતાનાં નવીન ગીતો સીધાં પ્રજા સમક્ષ એ પીરસી … આમ, વાણીના સાધન દ્વારા મેઘાણી લોકહૃદય સાથે પો… હૃદયનું સંધાન કરી શક્યા. લોકહૃદયના તાલે તાલે … હૃદય નાચ્યું, અને એમના હૃદયના તાલેતાલે લોક… નાચવું સુગમ પડ્યું. એમનું અકાળ અવસાન થ… લોકહૃદય કકળી ઊઠ્યું. લોકહૃદયમાં મેઘાણીની છબી … લાડપૂર્વક અંકાઈ હતી તેનો સુરેખ ખ્યાલ પણ એ… અવસાન પછી આવ્યો.

મેઘાણીનું જીવન પણ સૌની પેઠે સામાન્ય મ… ભાવોથી રંગાયેલું હતું, અનેક વિરોધી ભાવોની ખેં… અનુભવતું સંકુલતાભર્યું હતું. એમની પટુકરણ… (સેન્સીટીવનેસ) ક્યારેક કોઈને વધુ પડતા આળાપણા… પણ લાગી હશે. નાનપણની રિસાળવૃત્તિ પણ ઠીકઠીક … સમય ટકી હશે. નાનપણની એકલપંથી વિષાદમય … કદાચ એમનો છેક સુધી કેડો મૂક્યો નહિ હોય, … લીંબુની ફાડ જેવી આંખોમાં એ વિષાદની ઝાળ … ક્યારેક ઊઠતી ઘણાએ પકડી હશે. શરૂઆતમાં જોયું … જીવનના 'દૂમેળ'નું ભાન એમને જ ઓછું ન હતું. ન… વાત તો એ છે કે એમનું જે લાગણીતંત્ર હતું, ભાવ… હતું, એમાં આવો સુંદર મેળ એમણે શી રીતે નિપ… જે રીતે જડ્યાં વસાતાં તેમાં વિષાદને ભીંસવાનો …

* તા. ૯-૩-૧૯૫૨ના રોજ સદ્‌ગત મેઘાણીની પુણ્યતિથિએ મુંબઈમાં પ્રગટ થનાર **મેઘાણી સ્મારક ગ્રંથ** માટે તૈયાર … લખાણનો ત્રીજો હપ્તો. આગલા બે હપ્તા ગયા વરસના મે અને જૂન અંકમાં છે. આ હપ્તામાંના લખાણમાં ૧૯૪૭ … અંકમાં આપેલી અંજલિમાંથી અને 'ગોષ્ઠિ'માંના નિબંધ 'મેઘાણીભાઈ'માંથી થોડાંક વાક્યોનો ઉપયોગ કર્યો છે.

પ્રયત્ન ન હોય ! મેઘાણીની સંગત નીરસ ( ડલ ) હતી એમ કહેનાર ભાગ્યે જ કોઈ મળશે. મેઘાણીની આસપાસ તરત જ મંડળી મચી પડતી અને રંગ જામતો. સામસામી વૃત્તિઓના સંઘર્ષ–' અંધકાર અને પ્રકાશની મારામારી'–માંથી મેળ જન્માવવો, રંગપર્વ નિપજાવવું એ સ્તો જીવનકલાનો કીમિયો છે. વિષાદમાં ઝબકોળાયેલા જીવન ઉપર મેઘાણી એમના વાંકડિયા વાળની એક લટને ફેંટામાંથી બહાર હોકાઈ કપાળ પર મોજથી ફરકવા દેતા. જીવનના જૂજવા અનુભવોમાંથી એમણે કોઈક સંવાદિતા સારવી હતી. ' ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ ' કે ' બિસ્મિલ બેટાઓની માતાને ભાલે '– બધે એમણે તો માત્ર 'કસુંબલ રંગ' પકડ્યો હતો. કસુંબીનો રંગ લેવા આમંત્રતાં, ' દોરંગાં દેખીને ડરિયાં ' એમ એ યોગ્ય રીતે જ કહે છે. ખરે જ, જીવનતંત્રમાં મેળ નિપજાવવો એ દોરંગાંનું કામ નથી, એકરંગી આત્માઓનું જ કામ છે. મેઘાણીના કોમળ લાગણીતંત્રે બહારનાં અને ભીતરનાં વાવાઝોડાંમાં વિંઝાતાં વિંઝાતાં મેળ સિદ્ધ કર્યો હોય તો તેમાં લોકહૃદય માટે એમને જે રંગ લાગ્યો હતો તેનો ફાળો સૌથી મોટો હોવા સંભવ છે.

પાછાં વળતાં ગોધણની ઘંટડીનો રણકાર અને ગોંદરાની ગોધૂલિને મેઘાણી જીવનભર વફાદાર રહ્યા છે. એ વફાદારીએ એમને એક જાતનું આત્મગૌરવ અર્પ્યું છે. ક્યારેય પણ કોઈ રાજા, ધનિક કે સત્તાધારી રાજપુરુષની બગલમાં લપાવાનો પ્રસંગ જ, એથી, એમને ઊભો થયો નથી. પત્રકાર તરીકે પોતાની પ્રિય જાહેર સંસ્થાઓ કે વ્યક્તિઓની ટીકા કરતાં પણ કદી એ ખંચકાયા નથી. અને આ જાહેર જીવનની–તેમ જ સાહિત્યની–એમની ટીકાઓમાં ક્યારેય અંગત કારણ પ્રવેશે, બાહ્ય લાભો ઉપર નજર માંડીને એ ટીકા કરે, એવું બન્યું નથી. એથી ઊલટું, આત્મપ્રશંસાથી પણ એ ત્રાસતા રહ્યા છે. ' ફૂલછાબ 'ના એક અંકમાં એ સાપ્તાહિકની કોઈક સુંદર કામગિરી વિષે લખાણ છપાઈ ગયેલું જાણવામાં આવતાં જ, એ છાપેલો ફરમો એમણે રદ કરાવ્યો એટલું જ નહિ ઉપર રહીને બાળી નંખાવ્યો ત્યારે એમને શાંતિ વળી. લોકહૃદય સાથેના સંબંધની પાવિત્રતા પણ એ બરોબર જાળવી જાણતા. પ્રજાના પ્રશ્નો અંગે ટીકા કરતા ' ફૂલછાબ ' સામે જેમણે પ્રવેશબંધી ફરમાવેલી એવા સૌરાષ્ટ્રના કોઈ રાજવીઓએ મેઘાણીની વિદ્યાથી આકર્ષાઈ એમને માનભેર નિમંત્રણ આપ્યું ત્યારે મેઘાણીએ કહાવ્યું કે ' ફૂલછાબ ' જે હદમાં પ્રવેશી ન શકે ત્યાં પોતે પગ શી રીતે મૂકી શકે, ' ફૂલછાબ ' અને પોતે જુદાં નથી. પોતે બહુ લોકપ્રિય હતા, હાથ ભીડમાં હોય એવા દિવસો ઠીક ઠીક હશે; પણ ' નામ વેચતો નથી ' એ ખુમારીથી એ વર્ત્યા છે, કદી પૈસાથી ' જલસા ' કર્યા નથી.

લોકો માટેનો પ્રેમ એ 'લોકો'–'જનતા'–એવાં સૂત્રો રટવા પૂરતો જ એમને માટે ન હતો, પણ સક્રિય હતો. એક લાક્ષણિક, રમૂજભરી, વાત છે કે સખે એ કોઈ પુસ્તક પણ વાંચી શકતા નહિ. પશ્ચિમના સાહિત્યની કોઈક ઉત્તમ કૃતિ વાંચવી એ શરૂ કરે છે, પણ થોડાં પાનાં વાંચી વિચારે ચઢી જાય છે: આવું આવું આપણી ભાષામાં હોય તો ? પોતાના અનુભવની મદદથી કાંઈક લખવાનું શરૂ કરે છે અને પેલું પુસ્તક પૂરું વંચાયા વગરનું જ રહે છે ! એ જ પ્રેમ એમની પાસે વિદ્વાનો કે બડેખાંઓને જ નહિ પણ પ્રેસના કારીગરોને કોડભેર પોતાનાં પુસ્તકો ભેટ અપાવે છે. અને ચારણી સાહિત્યમાં જ એમને રસ નથી, કોઈ વૃદ્ધ ચારણ વખાનો માર્યો આવે તો એને એ હેતભર્યો આવકાર આપે છે, એ પૈસાની મદદ પણ કરે છે અને દૂંદભૂખ્યો અતિથિ સમયભાન ગુમાવે તો અમુંઝાતા નથી. એના હોઠથી એકાદ દુહો ટપકી પડે તો અકળાતા સાથીઓને ઓશિયાળા સ્મિત સાથે કહે છે, ' લ્યો, ચાર કલાકની વટક વળી. '

સામે ચાર આંકડાના પગારો ડોકિયાં કરતા હોવા છતાં વ્યવહારુ વણિકપુત્ર મેઘાણી ગુજરાતમાં ન પોસાય એવા સમયે પત્રકારત્વ અને વાઙ્મયચર્યાના વિકટ માર્ગને વળગી રહ્યા અને ' આજીવિકાસાધન માટે લોહી ' આપીને પણ પ્રજાના ફંડફાળા ઉપર જીવવાવારો આવે એમાંથી ઊગરી ગયા અને એકંદરે જીવનમાં ભારે મેળ સિદ્ધ કર્યો. તક મળી છે કે પત્રકારત્વમાંથી એ ખસ્યા છે; ૧૯૨૬માં ' સૌરાષ્ટ્ર 'માંથી ખસ્યા, ૧૯૩૩માં ' ફૂલછાબ 'માંથી છટક્યા, ફરી ૧૯૪૫માં ' ફૂલછાબ 'માંથી હમેશ માટે છૂટા થયા, પોતાની ઉપર મદાર બાંધીને સાપ્તાહિક કાઢતો હોય તો તેમ ન કરવા ઉત્સાહી પુત્રને સૂચવ્યું. મુક્ત પરિવ્રાજક તરીકે વિહરવાનું કદાચ એમને સૌથી વધુ મનપસંદ હતું. તેમ છતાં પત્રકારત્વનો એમણે હમેશાં આભાર માન્યો છે. આવા દાખલામાં જોવા મળે છે કે મેઘાણી વિરોધી દેખાતી વસ્તુઓમાં મેળથી–સમદૃષ્ટિથી જોઈ અને વર્તી શકે છે. પત્રકારત્વ વેરાનસમું

લાગે ત્યારે એ તરત 'સાહિત્યદીવી'ના અજવાળે સર્જનની કેડી પકડે છે, પણ તે સાથે એ સાહિત્યદીવી પત્રકારત્વ પાસેથી જ મળી છે એ સ્વીકારવામાં એ રાચે છે. વળી દેશમાં નવા પ્રશ્નો જાગે છે એટલે એની હાકલ સાંભળી પાછા પત્રકારત્વમાં આવીને ઝંપલાવે છે, પણ પોતાની પ્રવૃત્તિને મોટાં નામ આપતાં એ ડરે છે, એને 'ધંધાર્થી લેખનકાર્ય' કહેવામાં એમને જરી સરખો સંકોચ નથી. એટલું જ નહિ, એને 'આશીર્વાદ' લેખે છે કેમ કે તો જ થોડુંક પણ કામ પોતાને હાથે બની આવે છે એમ એ જુએ છે. સંશોધક તરીકે શાસ્ત્રીયતાને નામે બીજાઓની મહેનતથી મળેલી સામગ્રી ઉપરથી લખાતા લૂખા લેખો એમને ન ગમતા, છતાં સત્યપ્રિય વિદ્વાન અધ્યાપકો કેવા હોય એની એમને કલ્પના છે અને પોતાને માત્ર 'આત્મસ્ફુરણાનો જંતુ' કહે છે. યુગલક્ષી રચનાઓ હોઈ પોતાના કાવ્યસંગ્રહને એ 'યુગ-વંદના' કહે છે, છતાં અમૃતલાલ દાણીની અસર નીચે પોતાની સર્જકતાનો રોપ 'રાષ્ટ્રોત્સાહની જોખમભરી ભૂમિ-માં' નહિ પણ 'નિસર્ગલક્ષી બાળગીત, કુમારગીત, તેમ જ દામ્પત્યગીતની ક્યારીમાં' રોપાયો એમાં શુભસંકેત પણ જુએ છે. 'હું ક્યો મોટો બ. ક. ઠા ?' એમ કહીને ઊભા રહે છે, પણ કવિ કાગની સાથે પ્રેમથી સ્ટેશને જતાં વાતમાં મન ઉચાગળ રહ્યાં કરે છે, કેમ કે લેખમાં 'રવીન્દ્રનાથ'ની ઈ હ્રસ્વ રહી ગઈ છે !

મેઘાણી મોટા સદ્ભાગી કે એમની જે અંતરની ઇચ્છા હતી તે મહદંશે પૂરી થઈ. સૌરાષ્ટ્રનો સાદ એમને બોલાવી લાવ્યો, થોડા સમયમાં જ સૌરાષ્ટ્રના પ્રતીકરૂપ એ બની રહ્યા. એમનો સૌરાષ્ટ્રી પહેરવેશ, બોલી, આતિથ્ય, વીરતા, ટેક,...મેઘાણીના સહેજ અનુભવથી પણ સૌરાષ્ટ્રનું દર્શન થતું. અને સૌરાષ્ટ્રના ગત ગૌરવને તો લીલામાત્રમાં એ અમરતા આપી શક્યા. છેલ્લાં વરસોમાં રાજકોટમાં બે હજાર માઈપુત્રોની ભરીભરી સભા સમક્ષ વિનંતિ થતાં મેઘાણી સંકોચપૂર્વક પ્રવચન માટે ઊભા થયા. દેશના ખૂણેખૂણેથી ભેગા થયેલા એ ચારણકવિઓ મેઘાણીની અસ્ખલિત વાગ્ધારામાં તણાયે ગયા. પ્રવચન પૂરું થતાં વૃદ્ધ કવિશ્રી શંકરદાનજી ઊભા થયા. મેઘાણીને કહેઃ શો કળજગ આવ્યો છે ! મેઘાણીએ પૂછ્યું: કેમ? વૃદ્ધ ચારણે કહ્યું: કેમ, તે જોતા નથી ? આ અમે બે હજાર સરસ્વતીપુત્રો બેઠા છીએ ને એક વણિકપુત્ર બે બે કલાક સુધી અમને અમારી જ વિદ્યાથી મંત્રમુગ્ધ કરી દે છે, અને અમારા આ હુક્કા પણ ફૂટી[?] છે ! મેઘાણીએ માત્ર એટલું જ કહ્યું: હું તો તમારો [?] છું, વિદ્યા તો તમારી છે.

મેઘાણી એટલે સાક્ષાત્ સૌરાષ્ટ્ર. પચાસ વરસ સૌ[?] ધરતી મેઘાણીના દેહરૂપે સૌની વચ્ચે વિહરીને [?] કેવકેવા હૈયાધબકાર રેલાવી ગઈ! એ ભૂમિની સદી[?] સંચિત થયેલી વેદનાઓ અને યાતનાઓ, એનાં [?] આંસુ, એની મૂગી વીરતા, એનાં ઉન્મત્ત બલિદાન, [?] કાલાવેલા આતમબોલ, બધું મેઘાણીની વાણીના સ્પર્શે[?] સજીવન થઈ ને ગુજરાતી ભાષામાં અમરપદને પામ્યું.

મેઘાણીના મૃત્યુ પછી સાતમે મહિને જૂનાગઢ[?] પ્રસંગે, સૌરાષ્ટ્રમાંથી ગાંધીજીને અનેક પત્રો [?] ત્યારે એમનાં અંતેવાસી મનુબહેન ગાંધી (જુઓ [?] ડાયરી : 'શિક્ષણ અને સાહિત્ય' ફેબ્રુ. ૧૯૫૨) કહે[?] "કાઠિયાવાડથી આવેલા પત્રો પરથી બાપુજીએ [?] મેઘાણીને ઠીકઠીક વખત યાદ કર્યા." શ્રી મનુબહેન આ[?] ગાંધીજીના ઉદ્ગારો તાદૃશપણે મેઘાણીના વ્યક્તિ[?] મૂલ્યાંકન કરાવે છે: "કાઠિયાવાડને ઓળખવામાં [?] જોઈએ. ...કાઠિયાવાડમાં ઇતિહાસ પડ્યો છે, નૂર પડ્યું[?] ગામડાંઓમાં ગુણ, ભક્તિ અને નેકદિલી છે. પ્રજા ભોળી[?] શહેરનો પવન ત્યાં ઘૂસ્યો છે છતાંય આ અજ્ઞાન પ્રજામાં [?] સૌન્દર્ય, વગેરે ઘણું ભર્યું છે. રાજકીયતામાં પણ તેઓ કુશળ છે. એ સાહિત્યની શોધખોળ પાછળ મેઘાણી હતા...જ્યારે આવું ડહોળાયેલું વાતાવરણ હોય મેઘાણી જેવા લોકસાહિત્યવીરો જો એ પ્રદેશોમાં હોય, આખું વાતાવરણ પલવારમાં પલટાવી નાખે. એ તો કૃષ્ણની બંસરીની સેવા અદ્ભુત છે અને કૃષ્ણ કરતાં બંસરીના ન દે ગાયોનું ધણ કે ગોપીઓનું ટોળું કૃષ્ણની [?] જ હોય, તેમ સાહિત્યની બાબતમાં છે. પરંતુ કમ[?] આવા સાહિત્યકારની કિંમત અંકાતી જ નથી. આપણે[?] સમજી જ નથી શકતા. પરિણામે તેઓની જે ઝંખના[?] છે તે અધૂરી જ રહી જાય છે. અને અકાળે આ દુનિયા[?] અલોપ થઈ જાય છે."

મેઘાણી એમના સ્વભાવ પ્રમાણે ગુજરાતે પોતાને[?] આપ્યું તેથી સંતોષ વ્યક્ત કરતા. પણ ઑલ ઇન્ડિયા [?] એમનાં ગીતોનો ઉપયોગ ન કરી શક્યું, કોઈ વિદ્યા[?]

રેકોર્ડિંગ મશિનથી એમના ‘ કંઠમાં ૫૦૦ ગીતો ’ હતાં તે અને એમની દ્વારા બીજાંઓનાં ગીતો ઉતરાવી લઈ શકી નહિ એ ઊણપ હમેશ માટે ખટક્યાં કરશે. એક અમેરિકન વિદ્વાન ડૉ. બ્રાકે રેકોર્ડિંગ યંત્ર લઈને મેઘાણી પાસે બોટાદ ગયા હતા. મેઘાણી પોતે યંત્ર મેળવવાની યોજના વિચારતા હતા. લોકસાહિત્યના ગંજાવર કાર્ય માટે એ ‘ યુવાનોને સાદ ’ દેતા. હવે તો નવીન પેઢીએ જ એ કરવાનું અને એ રીતે મેઘાણીનું ઋણ ચૂકવવાનું રહે છે.

પણ ગાંધીજીએ મેઘાણીની, ‘કૃષ્ણની બંસરીની સેવા’ની વાત કરી છે તેનો ભવિષ્યની પેઢીઓને શી રીતે ખ્યાલ આવશે ? મેઘાણી જે મહાજનોના ખમીરથી પ્રજાઓ ઘડાય છે તેમાંના એક હતા એનો એને શી રીતે અંદાજ આવશે ? મેઘાણીના વાઙ્મયમાંથી લોકસાહિત્ય, શૈશવ અને કૌમારનાં થોડાંક સ્વતંત્ર ગીતો, ઐતિહાસિક મહત્ત્વનાં રાષ્ટ્રીય ગીતો, ચારેક વાર્તાઓ અને એકેક નવલકથાઓ બચશે ( એથી વધુ કાળની ચાળણીમાંથી જવલ્લે જ કોઈનું બચી પણ શકે )– એટલા ઉપરથી ભાવિને, મેઘાણીમાં એમના અનેક સમકાલીનોને જે મહત્તાનો અનુભવ થયેલો તેનો, ભાગ્યે જ આંક મળશે. મેઘાણી મોટા ગજાના આદમી હતા. છાતી સિંહની હતી. આંતરબાહ્ય ઝંઝાવાતો વચ્ચે ભીતરના આતશને એ જાળવી શકયા–જીરવી શકયા. જાહેરજીવનમાં મોટી બાંધછોડ કર્યા વગર પોતાને સમજાયેલા સત્યને વળગીને અણનમ ઊભા રહ્યા. ધરતીનાં માણસો વચ્ચે, એમની લાલસા હતી તે રીતે, સામાન્ય માણસ તરીકે જીવી ગયા– અને ?–અસામાન્ય મધુરપ રેલાવી ગયા.

મેઘાણી જો મૂળ યોજના પ્રમાણે ખેતીને વળગી શકયા હોત ! છેલ્લાં વરસોમાં વિદ્યાસંસ્થાઓ એમને લોકસાહિત્યની પીઠ સ્થાપવા નોતરતી, પણ કાઠિયાવાડની ધરતીમાં આવીને પાછો રોપાયો છું તો તેનાથી દૂર થવા હવે મન માનતું નથી—કહીને સૌરાષ્ટ્ર છોડયું નહિ. છેલ્લા દિવસોમાં ભત્રીજાની સાથે વાડી કરવાની અને ત્યાં રહીને પ્રેસ, છાપું, પુસ્તકો વગેરે ચલાવવાની વાત પણ એ કરે છે. ખેતી પણ આપણા દેશમાં આ સમયમાં એટલી સહેલી વાત નથી. પણ ખેતીને વળગવાનું મેઘાણીનું સ્વપ્નું ફળીભૂત થયું હોત તો...તો... આટલો ઘસારો એમને લાગ્યો ન હોત, કદાચ અકાળ અવસાન થયું ન હોત. મેઘાણીની જિંદગીનું છેલ્લું કાર્ય ગાયને નીરણ નીર્યાનું છે એ એમની જીવનભરની એક એષણાને કેટલું અનુરૂપ છે !

‘ કૃષ્ણની બંસરીની સેવા ’ આપનાર એ ‘ લોકસાહિત્યવીર ’ની–‘ કસુંબલ રંગ ’ના ગાયકની—મૂર્તિ ગુજરાતને હૈયે ચિરકાલ માટે લાડભર્યું સ્થાન ભોગવશે.

જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં
                    પીધો કસુંબીનો રંગ;
ભીષણ રાત્રિ કેરા પહાડોની ત્રાડોએ
                    ચોળ્યો કસુંબીનો રંગ.
વ્હાલી દિલદારાના પગની મેંદી પરથી
                    ચૂમ્યો કસુંબીનો રંગ;
ભક્તોના તંબુરથી ટપકેલો મસ્તીભર
                    ચાખ્યો કસુંબીનો રંગ.
               રાજ મને લાગ્યો કસુંબીનો રંગ
                    લાગ્યો કસુંબીનો રંગ.

અમદાવાદ : ફેબ્રુ. ’૫૨



[ અનુસંધાન પૃ. ૮૩થી ]

ખરચ કાઢી શકે. હિંદી હરિજનસેવક અને ગુજ. હરિજનબંધુ મળીને છ માસમાં પોતાનું ખરચ કાઢી શકે તો તે પણ ચાલુ રહેશે, પણ હિંદી પત્રની ગ્રાહકસંખ્યા અત્યારે ૨૨૭૦ છે તે ઘટીને ૧૫૦૦ થઈ જાય તો એ સંજોગોમાં પત્રને બંધ કરવામાં આવશે. ગુજરાતી પત્ર ચલાવવાની જે ખાસ જવાબદારી ટ્રસ્ટ ઉપર, તેના દસ્તાવેજની કલમ અનુસાર, છે તેને અદા કરવામાં ગુજરાતી પ્રજા મદદ કરશે અને તેને બંધ કરવું પડે એવી લાચારી ઊભી થવા નહીં દે એવી ટ્રસ્ટ તરફથી આશા રાખવામાં આવી છે.

એ પત્રોની ઘરાકી સુધારવા માટે પ્રયત્ન કરવાનું કેટલાકે માથે લીધું છે. આ પત્રોના ગ્રાહકોએ મોટી સંખ્યામાં થઈ ગ્રાહક સક્રિય સહાનુભૂતિ બતાવવી જોઈએ...આ પત્રો છ મહિના જ ચાલવાનાં છે એવા ખ્યાલથી છ માસનાં લવાજમ ભરવાનાં નથી, પણ તે ચાલુ રહેશે એમ માનીને આખા વરસનાં ભરવાનાં છે; જો કોઈ પણ પત્ર બંધ થશે તો બાકીનું લવાજમ પાછું મોકલવામાં આવશે.

**ગ્રામવિદ્યાપીઠની શક્યતાની તપાસ**

સૌરાષ્ટ્ર-આંબલા લોકશાળા-થી શ્રી નાનાભાઈ અને મિત્રોએ ગ્રામવિદ્યાપીઠની સ્થાપનાની શક્યતા તપાસવા માટે એ પ્રશ્નમાં રસ લેતી અને મદદરૂપ થાય તેવી સંસ્થાઓ અને વ્યક્તિઓની મુલાકાતે જવાનો કાર્યક્રમ યોજ્યો છે. હમણાં તેઓ અમદાવાદમાં આવ્યા ત્યારે શિક્ષણમાં રસ લેતા કેટલાક મિત્રોની નાનકડી સભા આગળ એ પ્રશ્નની સવિસ્તર ચર્ચા થઈ હતી. શ્રી નાનાભાઈએ કહ્યું કે ગ્રામ'વિદ્યાપીઠ' એવા મોટા નામનો મોહ નથી, પણ પાયાની કેળવણી પ્રમાણે ચાલતા અભ્યાસક્રમોમાં આગળ ઉચ્ચ શિક્ષણ તરફ ડગલું ભરવાનો સમય પાકતો આવે છે. અત્યારે જે કેળવણી દેશમાં ચાલે છે તે તો ઊંટનો લબડતો હોઠ ક્યારે પડે ને મારી ભૂખ ભાંગે એ લાલચે એની પાછળ પાછળ શિયાળ જિંદગીભર ભમે ને કદી એનો દી વળે નહિ એવી ગામડાંના લોકો માટે તો છે. આટઆટલા એંજિનિયરો છે ને ગામડાંમાં પાળા નથી, દાક્તરો છે છતાં ગામડાંમાં આરોગ્ય નથી; કેમ કે ચાલુ કેળવણી ખર્ચાળ છે, એ લેનારે મોટાં શહેરોમાં જ કમાવા બેસવું પડે છે.

હાજર રહેલાં સૌએ ગામડાંને પુનર્જીવિત કરે એવી શિક્ષણ-પદ્ધતિની જરૂરિયાત ઉપર ભાર મૂક્યો હતો. ગામડાંમાંના સારા માણસોને ચાલુ કેળવણી શહેરમાં તાણી લાવે છે. એક રીતે કહીએ તો આજે સારા માણસો શહેરમાં વખાના માર્યા રહે છે. એમને ગામડું કેમ આકર્ષતું નથી? ત્યાં મોજશોખ ન મળે એ પ્રશ્ન એવો મોટો નથી, ત્યાં એ વાત કોની જોડે કરે એ પ્રશ્ન પણ છે. ગ્રામવિદ્યાપીઠમાં એવી વ્યક્તિઓ હોય કે સૌને આકર્ષણ થાય. ગામડાંના સમગ્ર જીવન ઉપર આદર્શની મહોર પાડી શકે તો ગ્રામવિદ્યાપીઠની ઉચ્ચ શિક્ષણની યોજના સફળ થઈ ગણાય. આપોઆપ આવી વિદ્યાપીઠનું કાર્ય શાંતિમય સામાજિક ક્રાન્તિ લાવવાનું બની રહેશે.

અત્યારસુધી કેળવણીના પ્રયોગો રેગિસ્તાનમાં આં… નાનાંનાનાં કેન્દ્રોરૂપે પ્રગટ્યા છે, પણ છેવટે તો પેલા રેગિસ્તા… બધા પર વર્ચસ્ જમાવ્યું છે. હવેના આપણા નવા પ્રયોગની એ દશા થવી ન જોઈએ. એ માટે માબાપોને શ્રદ્ધા બેસે એવા નવા પ્રયોગનાં ફળ હોવાં જોઈએ. એના સ્નાતકોની-એની શિ… રાજ્યપ્રતિષ્ઠા અને અર્થપ્રતિષ્ઠા હોવી જરૂરી છે એ તરફ પણ ખેંચવામાં આવ્યું.

શ્રી નાનાભાઈએ રજૂ થયેલા વિચારો માટે આભાર … જેઓ આ વિષયમાં વિચાર કરે છે તેમને વધુ સક્રિય રસ લે… હતું અને આ દિશામાં નવા ચીલા બીજા કોઈ પાડે તેની જોયા વગર આપણી પેઢીએ જ એ સાહસ કરવું જોઈએ કહ્યું હતું.

આ વિષયમાં રસ લેનારને માટે 'ગ્રામવિદ્યાપીઠ' ( ટેને… ઑથોરિટીના અધ્યક્ષ ડૉ. એ. ઈ. મૉર્ગનકૃત 'હાયર એજ્… ઇન રિલેશન ટુ રૂરલ ઇન્ડિયા' ) અને 'ગ્રામવિદ્યાપીઠની … એ બે પુસ્તિકાઓ ( નવજીવનપ્રકાશનો ) અનિવાર્ય ગણાય.

## ફેબ્રુ.-માર્ચ અંકના લેખકો

**આનંદરાય ભટ્ટ :** 'આપણી કવિતા સમૃદ્ધિ'ની આવૃત્તિ માટે ૧૯૩૭માં પ્રો. ઠાકોર અમદાવાદ આવેલા ત્યાં… આવૃત્તિનું કામ કરતાં બપોરે જે અનુભવ થતો તેનું સૉનેટ આ… આ યુવક પ્રાંતીજના છે, હાલ વિસનગર રહે છે.

**યશવન્ત શુકલ :** ગુજરાત વિદ્યાસભાના ઉપ-અધ્યક્ષ, … પત્રકારત્વ શાળાના નિયામક. 'પ્રજાબંધુ'માં હતા ત્યારનાં … વિવેચનોનો સ્વાદ રહી ગયો છે.

**પીતાંબર પટેલ :** નવલકથાકાર. ટૂંકી વાર્તાઓ પણ … હમણાં વાર્તાસંગ્રહ 'મિલાપ' અને નવલકથા 'ઊગ્યું પ્ર… પ્રગટ થયાં. સિનેમાની જાહેરાતના વ્યવસાયમાં છે.

**ઇન્દુલાલ યાજ્ઞિક :** પ્રસિદ્ધ લોકસેવક.

**પારાશર્ય**, મુકુન્દરાય વિ.—ભાવનગરમાં એક નોકરી… કામ કરે છે. શ્રી પ્રબોધ સાથે 'અર્ચના' અને એકલાએ 'સં… કાવ્યસંગ્રહ અને 'ઊર્મિલા' નવલકથા આપ્યાં છે.

**લીના મંગલદાસ :** કેળવણીના ક્ષેત્રમાં પ્રયોગ રૂપ … શાળા અમદાવાદમાં ચલાવે છે.

**'દર્શક'** ( મનુભાઈ પંચોળી ) : આંબલા લોકશાળાના શિક્ષક, સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિના મંત્રી, 'દીપનિ… આદિ નવલકથા અને 'બે વિચારધારા'ના લેખક. 'ઝેર તો પી… જાણી જાણી' નવલકથા અને હિંદઇતિહાસદર્શન પ્રગટ થવામાં…

# સ્વાધ્યાય અને સમીક્ષા

'દર્શક'; ઉ.

## તૃપ્તિનો ઘૂંટ*

કેવળ કસબની દૃષ્ટિએ જોઈએ તો "મળેલા જીવ"માં જે નખશિખ સૌષ્ઠવ છે તે "માનવીની ભવાઈ"માં અહીં-તહીં મઠારવાને અભાવે ઊણું છે. પણ કલાનું સાર્થક્ય—કલાનો પુરુષાર્થ અધિક શોભે છે એના વસ્તુવાહન દ્વારા; વેદના તો જીવમાત્રની સરખી જ અનુકંપા જગાડનારી હોય છે, પણ એ અનુકંપાનું કલાવાહન જો વ્યક્તિ જ રહે તો કલા રહે છે પણ ભવ્ય નથી બનતી. પ્લેટોએ સૌંદર્યની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે Beauty is the grandure of good. તેમ કલા એની ભવ્યતા ત્યારે જ પામે છે જ્યારે એ વ્યષ્ટિનાં નાનાં સુખદુઃખોનો આધાર લઈને સૃષ્ટિનાં ઉલ્કાપાત કરનારાં મોજાં વચ્ચે પોતાની નાવડી ચલાવે.

શ્રી પન્નાલાલે "માનવીની ભવાઈ" રૂપે કાળપ્રધાન નવલકથા લખી આ ચીલો પાડ્યો છે તે તેનું ઐતિહાસિક મહત્ત્વ છે. કાળુની વાત તેની વાત નથી, પણ ગુજરાતની સરહદ પરનાં ચારપાંચ દાયકા પૂર્વે વસનારાં નવા ને જૂના જમાનાના સંધિકાળે ઊભીને અમળાતાં ગામડાંની વાત છે. કાળુ તો એક નિમિત્ત છે. નિમિત્તઉપાદાન હોવાથી કાંઈ સુખદુઃખ ઓછું નથી થતું, પણ ભૂમિકા ને ગતિકેન્દ્ર બદલાઈ જાય છે.

"માનવીની ભવાઈ" એ ગ્રામીણ સમાજની વાત છે; ને ગતિ આપનાર બળ તે કાળ છે. જાણે આખી વાર્તાનું મુખ્ય પાત્ર જ કાળ છે, ને બીજાં બધાં તો એનાં દોરવ્યાં દોરાય છે. સમગ્ર સમાજને ભૂમિકા સ્વરૂપે લઈ તેના પર કાળને પાત્ર બનાવીને છેલ્લી પચીશીમાં પહેલી ઠીકઠીક સફળ વાર્તા લખવાને કારણે ભાઈ પન્નાલાલ આપણે ત્યાં ઘણાને માર્ગ ચીંધશે.

યંત્રોદ્યોગપ્રધાન સમાજ શરૂ થયા પછી માનવીના સુખદુઃખનું મૂળ બહુ અંશે બદલાયું છે. વ્યક્તિગત કર્મોને પરિણામે એને મળતાં સુખદુઃખો કરતાં સામાજિક (કૌટુંબિક સિવાયનાં) કર્મોને પરિણામે એને મળતાં સુખદુઃખોનું પ્રમાણ વધી ગયું છે. આને જ વિખ્યાત સમાજચિંતક ગ્રેહામ વૉલેસે "આપણો સામાજિક વારસો" એવું નામ આપ્યું ને લોહીના વારસા કરતાં આ વારસો જ આપણાં સુખદુઃખના નિર્માણમાં નિર્ણાયક ભાગ ભજવશે તેમ પૃથક્કરણ કરી બતાવ્યું. આ વાત આજે રાજકરણ–અર્થકારણ ને કંઈક અંશે બીજાં ક્ષેત્રોમાં પણ માન્ય થયા છતાં આપણા સાહિત્યમાં એનો સફળ પ્રવેશ સ્વીકૃત રીતે થયો ન હોતો. સાહિત્યની સૃષ્ટિની રચના ઘણે ભાગે હજી વ્યક્તિ જ સર્વ કંઈ છે તેમ માની થયાં કરી છે. જાણે દુનિયા ચાલતી હોય ફેરગ્રીવની ભૂગોળના નિયમે–તે શાળાઓમાં શિખવાતી હોય ટોલેમીની ભૂગોળ તેવું અણઘડ આ દૃશ્ય છે. પાત્રોનું પણ પાત્ર જેને આપણે સૂત્રધાર કહીએ છીએ તે તો છે હવે સામાજિક બળો, ને આ બળો પણ કાંઈ એકાએક ઉત્પન્ન થતાં નથી,–એનો સ્વીકાર, બનાવો પછવાડેનો એનો હાથ આંગળી ચીંધીને બતાવવાનો પુરુષાર્થ "માનવીની ભવાઈ"એ કર્યો છે તે જ એને આવકાર આપવા માટેનું કારણ છે.

લેખકે અવધિ કરી છે છપ્પનિયા દુષ્કાળને આ પાત્રોની તેજસ્વિતા, પ્રાણ, એપરવાહી, મનોમંથનો ને વિકાસની રેખાઓનું માધ્યમ બનાવીને. દુષ્કાળની તાદૃશ અસરો વર્ણવતાં એ પ્રકરણો આપણે ત્યાં લાંબો કાળ ચિત્રણના નમૂના તરીકે ચીંધાશે.

વર્તમાન દાયકાનો સુખ્યાત ઇતિહાસવેત્તા ટોયન્બી સંસ્કૃતિનો સાર ખેંચે છે પડકાર ને પ્રત્યુત્તરમાં–challenge and response માં. જે સમાજ એની સામે થયેલ પડકારને

* શ્રી પન્નાલાલ પટેલ કૃત 'માનવીની ભવાઈ'ની પ્રગટ થનાર બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાંથી.

પ્રત્યુત્તર વાળે છે તે સમાજને જ સંસ્કૃતિ પ્રાપ્ત થઈ છે એમ કહેવાય. જ્યાં સમાજ છે ત્યાં ત્યાં સંસ્કૃતિ નથી. પડકારને જે ઝીલતાં નથી–તેને આધીન થાય છે તે ધીમે ધીમે પોતાના પગ નીચેના ભૂમિ ગુમાવતાં જાય છે. "મ નવીની ભવાઈ"-નાં ખેતી દ્વારા નભતાં આ કાળુ ને રાજુએ એમના ખેતીપ્રધાન સમાજને મોંભર કરી, કચડી, લસોટી ચાલ્યા જતા છપ્પનીઆ દુકાળના ઘાને કઈ રીતે પ્રત્યુત્તર વાળ્યો છે? છપ્પનીઓ આથમતી પેઢીની સાંભરણની મહાઆફત હતી. એમાં નાનિયા જેવા પતિએ પોતાની સ્ત્રીઓને છોડી, દીકરાઓને માને ઢાંકવા લૂગડાં પણ ન રહ્યાં. ભલી, રૂપી જેવી બાઈઓએ લાજશરમ મૂકી, ને માણસને માત્ર એક જ વાસના આ રહી: કેમ કરીને દાણો અનાજ મેળવવું–ભીખ માગીને, ચોરી કરીને, અરે કૂતરાના મોમાંથી કે એંઠની કૂંડીઓ ચાટીનેય! ને બાઈઓએ તો શરીર વેચીને પેટની આગ ઓલવવા માંડી માનવીનું આ અધઃપતન જોઈને વાર્તામાં વેચાત ખરું જ કહે છે. "ભલી છે પરથમી કે સરવંત હેંડવા દે છે."

કંઠે પ્રાણ આવ્યા છે એવા સમયે પણ કાળુ ભીખ માગીને જીવવાનો ઇન્કાર કરે છે....રાજુની ઘણી આજીજી ને ધમકી પછા જાય છે, પણ માંગણોની હાર જોયા પછી એમાં ઊભો રહી શકતો નથી.

સિપાહીએ એને ટોક્યો. "એ ઠૂંઠિયા ક્યાં જાય છે એમ?"

"ક્યાં તે મારા મુકામ પર."

"અરે, ઊભો રે' ઝરખ! સુનતા નંઈ હે."

"પણ મારે નથી ખાવું ધર્માદું. પછા?

"કેમ નથી ખાવું, સાલા? આ બધા લે છે તે તું કેમ ન લે? મોટો લાટ થઈ ગયો એમ?"

કાળુએ તંગ બનીને કહ્યું: "લાટ હોત તો લેત પણ કણબી છું એટલે નંઈ લઉં, તું તૂટી જઈશ તોય નંઈ લઉં. ચાંપી દેવો હોય તો ચાંપી દે."

ભલું થજો શેઠ સુંદરજીનું કે એમણે પાસે બોલાવી ધીમેથી પૂછ્યું: "કેમ ભાઈ પટેલ, આ પેટિયું નથી લેતો?"

કાળુ શો જવાબ આપે? ને આપે તોય આ લોક એના કણબીના દિલને કેમ સમજી શકે? સામે પડેલો ધાનનો ઢગલો અમારો છે એમ કહીશ તો ઊલટાનો ટેટો દેશે ને વળશે નહિ કાંઈ...અરે વળે શું નહિ, જો આ ધાનના ધણીઓ હાથ ધરવાને બદલે ઉગામે તો આ વાળાય નાસવા માંડે ઊભી પૂંછડીએ. કાળુની આંખમાંથી ટપટપ આંસુ ખરી પડ્યાં—"શું કહું છાતી સામે અમારા જ કમાયેલા આ ધાનના ઢગલા જો અમારાં કાળજાં શું કે'તાં—"

આ અન્યાય સામે–બેહૂદી રચના સામે–નો પ્રતીકાર વાર્તાનું ભરત વાક્ય છે. વાર્તાકારે પ્રત્યક્ષ રીતે તો સજ્જનના દ્વારા કહેવરાવ્યું છે કે "જુવાન, તને તારા ધાન માટે હાથ ધરતાં શરમ આવે છે પણ અમનેય સદાવ્રત ખોલતાં એટલી જ શરમ આવે છે. સમસ્ત પાલન કરનારને અમે તે ક્યાં સુધી પાળવાના પણ શું થાય, ગાંડા? કુદરત આગળ તો આપણે લાચાર છીએ. સૌને કે'જે કે તમારું છે ને આપીએ છીએ."

શેઠે આ બનાવો સામે સ્વીકારેલી આ લાચારી કાળના સામાન્ય ઐતિહાસિક વાતાવરણ સાથે બંધ હશે ને કાળુને તે ઘડીએ શાંત કરી દે છે. પણ સર્જ કાળુને તેના સ્થળની સર્વોચ્ચ સામાજિક જાગૃતિનો પ્રતિ બનાવ્યો છે એટલે એ સમાજને ભૂખે મરવા દેવા કરતાં કરવાનુંય એને વ્યાજબી લાગે છે. ભૂખે મરતા જે ઢોર ચોરી જાય છે–ધાડ પાડવા આવે છે તેનો પોતાની હથિયાર હોવા છતાંય એ સામનો કરતો નથી. ઊલટું એ ગરજાં જેવાં ભાલકડાંનાં ટોળાંને, ઢોરને કાંઈક હથિયાર પથરે પથરે મારતા જોઈ, છોકરાંને ભૂખ્યાં વલવલાટ મોટાંના પગમાં અટવાતાં જોઈ, એમને મારી એકલે ઢોર છોડાવી પરાક્રમી વાલા પટેલના મોટિયાર તરીકે મેળવવા નીકળેલ કાળુ, શું કામ નીકળ્યો હતો તે ભૂલી મનમાં ને મનમાં કહે છે:

"આ લોક ક્યારે મારી રે'શે, ને ક્યારે ખાવા થશે, ને બિચારું ઢોર ક્યારે છૂટશે?"

ને ખડીંગ દેતી તલવાર નીચે ફેંકી કહે છે: "હ્યો માના ધણીઓ! કાળના પાડનાર ભગવાન તારું મૂળ તેં માનવીની આ દશા કરી!"

કાળુ શેઠની જેમ લાચારી બતાવી આનો ઉપાય

તેમ માને તો એને જંપ કેમ વળે ? આમાં ક્યાંક બેવફાઈ છે, ક્યાંક અન્યાય છે, ક્યાંક છે ગૂંચ; મહાજનના ધાનના કોઠારોની રક્ષા ને બંદોબસ્ત માટે આવેલ લશ્કરી પલટનો પાસે ટોટાવાળી બંદૂકો જોઈ ને એ ચીસ નાખી ઊઠે છે.

"અરે ગોઝારા ભૂરિયા ! ગાડીમાં બંદૂકો ને ટોટા ઉતાર્યાં ત્યારે ધાન જ ઉતારતો ને ભૂંડા ! અરે રે ગોઝારા, મોત તો અમારે અહીં હરતાં ને ફરતાં ઠેસે ચડે છે ને એમાં તીંય પ્રાણ લેનારી જ ગાડીમાં ઉતારી ? ત્યારે એના કરતાં તો જીવવા જેવું જ કાંક ઉતારતો ને ગાડીમાં ! મારવામાં તારી છત્રી' કળા વાપરી ત્યારે એ કરતાં તો કાંક જીવાડવાનું ખોળી કાઢ્યું હોત તો અમેય જાણત કે છત્રી' કળાનો જાણનારો તું ખરો નીકળ્યો ! અમે જાણતાં'તાં કે તું કોક દેવરૂપી છે, પણ ના, તું તો દેવના રૂપમાં કોક રાક્ષસ જ છે."

અહીં પડી છે એ વિશ્વવ્યાપી માનવ આત્માની ચીસ, અહીં પડેલ છે આ પ્રચંડ અવ્યવસ્થા સામે પ્રતીકાર કરવાનું આહ્વાન !

દરિયા પારથી આવેલા અંગ્રેજોની આવડત આ ગામડાંમાં ઝળકતાં, અંદર અંદર ઝગડતાં ગામડિયાં કરતાં ચડિયાતી હતી. એની સંસ્કારિતા પણ શું ચડિયાતી હતી ? કાળુનો ફેંસલો ના છે. ઇતિહાસકાર રમેશચંદ્ર પણ એ ફેંસલા નીચે સહી કરવાના ને કહેવાના કે " એમના જ રાજ્યમાં વધારેમાં વધારે દુકાળો પડ્યા છે. "

આમ અહીં સંમિલન થાય છે ઇતિહાસની હકીકતનું ને કાવ્યના દર્શનનું.

ને હજુયે શું એ દર્શન નિરુપયોગી થયું છે ખરું ? હજુયે કાળુની ચીસ ચાલુ જ નથી ?

એક અણુ બૉમ્બ ૬॥ અબજ ડોલરનો બને છે. એક વિમાન કાફલો એક નાના રાષ્ટ્રની નિશાળો જેટલું ખર્ચ માગે છે. બાળકોને દૂધ નથી પહોંચ્યું, રોગીઓને દવાઓ નથી પહોંચી, નિરાશ્રિતોને આશ્રય નથી પહોંચ્યો, ભૂખ્યાંને પોષણ નથી અપાયું, પણ બૉમ્બ, ઝેરી ગૅસ ને નૌકા કાફલા વધે જાય છે. એમાં અર્ધી પાઈનીયે ખાતરી દેખાતી નથી. માનવી બુદ્ધિએ–કલાએ જાણે વિનાશનાં સાધનોને ત્યાં સેવા આપી છે. નહિતર શું વરસાદને બાંધી, ટીપેટીપાંને સાચવી, દુકાળને હંફાવવો તે કઈ મુશ્કેલ ચીજ છે? પણ દર્દ તો ત્યાં છે કે "છત્રી'એ કળાએ" પોતાનું વેચાણખત લખી દીધું છે આ અન્યાય કરવાવાળાને ! તેઓ બધા એક જ વાર આ વિરાટ પ્રશ્નોને ઉકેલવા મળેલ વામન રાજપુરુષોને, ફક્ત એક જ વાર, ના પાડી દે તો ! સંસ્કારસ્વામીઓ, કલાધરો ને વૈજ્ઞાનિકોના સહકાર વિના શું યુદ્ધખોર રાજપુરુષોનું ચાલે ખરું ?

વિશ્વનો આર્તનાદ એમને સંગઠિત થઈ કાળુનો આ ઠપકો મટાડવા સંગઠિત થવા કેમ ન પ્રેરે ? ને જો તેઓની માણસાઈ નહિ જાગે તો કાળુ કહે છે તેમ એ સૌને કોઈ "ભૂખે મારી ઠેકાણે લાવે" તે જ ઇચ્છા શું અમલી કરાવી છે ?

કલાકારો ને વૈજ્ઞાનિકો પાસે ઈશ્વરદત્ત દાન છે, એનો ઉપયોગ સર્વજનસમાજને સર્વક્ષેમંકર થાય તો જ વર્તમાન જગતની સમસ્યા ઉકેલાય, એમાં દાન દેનાર ઈશ્વર પણ આડો ન આવી શકે,—આવું છે "માનવીની ભવાઈ"નું સહૃદયી વાંચકને આહ્વાન.

—'દર્શક'

**મેઘધનુષ** ( રંગીન ચિત્રો સાથે ) : માયા મહેતા. પ્ર. લલિતકલા વિભાગ, મ. સ. વડોદરા યુનિવર્સિટી. પૃ. ૮. આઠ આના.

આપણી ભાષામાં ગિજુભાઈએ સુંદર બાળસાહિત્ય આપ્યું તે પછી મોટા અક્ષરે છપાયેલું બાળસાહિત્ય બહુ બહાર તો પડે છે, પણ બાળકની કલ્પનાને સ્પર્શે, એની ચેતનાને સળવળાવે એવું ઓછું જોવા મળે છે. 'મેઘધનુષ'-ની કથા આપતાં બેન માયા મહેતા છેલ્લે પૂંઠા ઉપર ટૂંકામાં કહે છે: 'નાની હતી ત્યારે આ વાર્તા સાંભળેલી. મારા વાંચવામાં આવી નથી. એનો કર્તા કોણ હશે, એ હું જાણતી નથી.' વાર્તા તો અહીં ઉતારી હોય તો અર્ધા પાનામાં માઈ જાય એટલી છે, પણ રંગીન હસ્તાક્ષરમાં વડોદરા વિશ્વ-વિદ્યાલયના લલિતકલાવિભાગે રંગીન ચિત્રો સાથે આપી છે એ રૂપે જ બાળકો પાસે રજૂ થાય એ ઇચ્છવા જેવું છે. આપણાં બાળકોને ભેટ આપવા અચૂક પરદેશી પુસ્તકો લેવાતાં હોય છે, જો આવી પોથીઓ તૈયાર થાય તો એ ઊણપ દૂર થઈ શકે. શ્રી. મ. સ. વડોદરા વિશ્વવિદ્યાલય એની સાથે જેનું મહાન નામ જોડાયેલું છે તે મહારાજા સયાજીરાવે સ્થાપેલી સયાજી બાલ ગ્રંથાવલિના કાર્યને આવા નવારૂપે આગળ ચલાવશે તો એક મોટી સેવા કરી ગણાશે.

આ પોથીમાં ધ દ્ય જેવો લખાયો છે. ઉપરાંત નહી, આંસુ, લુચ્ચી, રંગીત, સુકવી-ની જોડણી બીજી વખતે સુધારી લેવી જોઈએ. થઈ, ગઈ, લઈ માં ઈ દીર્ઘ જોઈએ. —ઉ.

## સાભાર સ્વીકાર

Sri Aurobindo's SAVITRI—An approach and a study : અંબાલાલ પુરાણી. પ્ર. શ્રી અરવિંદ કાર્યાલય આણંદ. પૃ. ૨૩૨. રૂા. ૬ાા. **પ્રેમપન્થ ૩** : યોજક વાલજી ગો. દેસાઈ. નવજીવનપ્રકાશન મંદિર. પૃ. ૫૯. ચાર આના. बातचीत (हिन्दी): ગિરિરાજકિશોર. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ. પૃ. ૩૨. ચાર આના. ગુજરાતી સાહિત્યનું **રેખાદર્શન** (ખંડ ૧લો): અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી. પ્રા. એલીટ બુકસર્વીસ, અમદાવાદ. પૃ. ૨૦૮, રૂ. ૩ાા. **અભિનેત્રી** : શંકુરલાલ વ્યાસ. પ્ર. શ્રી ગુજરાત પુસ્તક ભંડાર, અમદાવાદ. પૃ. ૨૨૦. રૂ. ૩. A Success Guide to Inter Arts English Text in Questions & Answers- Julius Caesar : પ્રો. યુ. એમ. મણિયાર. સી. જમનાદાસ એન્ડ કં. મુંબઈ. પૃ. ૧૧૬. રૂ. ૧ા. **ક્રૌંચવધ** : વિ. સ. ખાંડેકર, અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પ્ર. આર. આર. શેઠની કં. પૃ. ૪૩૭. રૂ. ૬ા. **દીવડી**. રમણલાલ વ. દેસાઈ. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. ૩૨૯. રૂ. ૫. **આંદોલનઃ** રાજેન્દ્ર શાહ. પ્ર. ન્યુ ઑર્ડર બુક કં., અમદાવાદ. પૃ. ૬૩. રૂ. ૧ાા. **દસ મિનિટ** : ધનસુખલાલ મહેતા. પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ. પૃ. ૧૫૦. રૂ. ૧ાા. **અમારો સંસાર** : લે. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. ૨૭૪. કિં. ૩ાા.

**આઝાદીનાં નૂર** : અનુ. ચંદ્રભાઈ ભટ્ટ. પ્ર. ચેતન પ્ર. ગૃહ. પૃ. ૧૬૯. રૂ. ૨ાા. **માઓ ત્સે-તુંગ** : શાંતા ગાંધી. પ્ર. એ જ. પૃ. ૨૧૨. રૂ. ૨ાા. संस्कृत साहित्यव्याकरणपरिचय (प्रथमं पुस्तकम्): લે. પ્ર. વૈદ્યરાજ આશાભાઈ પટેલ, નડિયાદ. પૃ. ૧૬૨. રૂ. ૧ાા. **બાપુની સેવામાં** : બ્રજકૃષ્ણ ચાંદીવાલા અનુ. કરીમભાઈ વોરા. પ્ર. નવજીવનપ્રકાશન મંદિર. પૃ. ૧૯૯. રૂ. ૨. **ગ્રામવિદ્યાપી[ઠ]** **ભૂમિકા** : નાનાભાઈ ભટ્ટ આદિ. પ્ર. એ જ. પૃ. ૭૬. ચૌદ આ[ના]. **સર્જતાં હૈયાં** : નવલભાઈ શાહ. પ્ર. મહાવીર સાહિત્ય પ્રક[ાશન] મંદિર. પૃ. ૨૧૮. રૂ. ૨ાા. **ગુજરાતી ભાષાનું લઘુવ્યાક[રણ]** ભાગ ૧, ભાગ ૨ : કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી. પ્ર. મૅકમિલ[ન] અનુક્રમે પૃ. ૪૮, ૬૪, કિં. છ આના, નવ આના. **મધ્ય વ્યાક[રણ]** અને **સાહિત્યરચના** : અ. ક. ત્રિવેદી. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. [...] રૂ. ૨–૧૦–૦. **કિલ્લોલ કેળવણી મંડળનાં બંધારણ** **નિયમો**, ૩૧ માર્ચ ૧૯૫૧ સુધીનો **આર્થિક બાજુનો** [...] પ્ર. મંત્રીઓ. **વિકાસનાં વહેણ** : પ્ર. કિલ્લોલ કેળવણી મંડ[ળ] ૮૨ **સગીરની ગઝલો** (સંગ્રહ પહેલો) : જી. એમ. સગીર. પ્ર. [...] જ, પટેલ બિલ્ડિંગ નં. ૨, નિશાન પાડા રોડ, મુંબઈ-૯. પૃ. [...] રૂ. ૨. **હિના** (ટૂંકી વાર્તાઓ) : ફખ્રમાતરી. પ્ર. પાકિ[સ્તાન] ગુજરાતી પબ્લીકેશન્સ લિ. મારકેટ, કરાંચી. પૃ. ૨૮૫. [...] **આદર્શ બાળક** : શ્રી માતાજી, અનુ. સુન્દરમ્ : પૃ.૭. બે [...]

## સૌરાષ્ટ્ર સરકારના માહિતીખાતાનાં પ્રકાશનો

**સૌરાષ્ટ્રમાં ખેતીવિકાસ** : ઈસ્માઈલ નાગોરી. **સૌરાષ્[ટ્રમાં]** **કેળવણીવિકાસ** : હરિભાઈ ત્રિવેદી. **સૌરાષ્ટ્રનો** [...] **ઉદ્યોગ** : કે. પી. શાહ, **સૌરાષ્ટ્રના કામદારો** : ઘનશ્યા[મ] ઓઝા. **સૌરાષ્ટ્રનો ઉદ્યોગવિકાસ** : શાંતિલાલ મંગળદાસ [...] **અનેકમાંથી એક** : ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી. **પાયાનું સ્વ**[...] **ગ્રામપંચાયત** : નાનાભાઈ ભટ્ટ. **સૌરાષ્ટ્રમાં** સામાજિક [...] આર્થિક પરિવર્તનો. સી. એન. વકીલ. **સૌરાષ્ટ્રની** [...] **સંપત્તિ** : ભાસ્કરરાવ વિદ્વાંસ. **સૌરાષ્ટ્રની જળસંપત્તિ** : [...] ભટ્ટ. **સૌરાષ્ટ્રમાં વીજળીકરણ** : ત્રિકમલાલ શાહ. **સૌરાષ્[ટ્ર]** **જમીન સુધારણાધારાઓ** : બલવંતરાય મહેતા. **સૌરાષ્[ટ્ર]** **કામદારોની ઉન્નતિ** : પ્ર. નિયામક, માહિતીખાતું.

---

## બ. ક. ઠાકોરના લખેલા પત્રો ધરાવનારાઓને વિનંતિ

અમારા પિતાજીએ પોતાની દાયકાઓની સાહિત્યસેવા દરમિયાન પોતાના બહોળા મિત્રસમુદાયને લખેલા પત્રોની સંખ્યા કદાચ હજારોની હશે. એક પત્રલેખક તરીકેની એમની પ્રવૃત્તિ પણ ગુજરાતી ભાષામાં લાક્ષણિક લેખાય છે. પત્રોને સત્વરે મેળવી કોઈ પ્રતિષ્ઠિત સંપાદક દ્વારા સંપાદન કરાવી પ્રસિદ્ધ કરવાની અમારી ઇચ્છા છે. આવાં કાર્ય જેમ બને તેમ જલદી થાય એ જરૂરી છે. જેમની પાસે સદ્ગત પ્રો. બલવંતરાય ક. ઠાકોરના પત્રો હોય તેઓ અમને તે મોકલી આપે તેવી વિનંતિ છે. ઉપયોગ થઈ રહ્યા પછી તે પાછા મેળવવા હશે તો તે પાછા મોકલવામાં આવશે. અમારી ઇચ્છા, આવું સાહિત્ય પછીથી કોઈ જાહેર વિદ્યાસંસ્થાને સોંપ[વાની] પણ છે. પત્રો મોકલનાર અમારી આ ઇચ્છાને પણ અ[નુકૂળ] થશે તો અમે વધુ ઉપકૃત થઈશું.

પત્રો નીચેના સરનામે રજીસ્ટર્ડ ટપાલથી મોકલ[વા] વિનંતિ છે કે જેથી એની સલામતી સચવાય.

પત્રો મોકલવાનું સરનામું :—

શ્રી. પ્રબોધ બ. ઠાકોર<br>
ચેલાભાઈ મેન્શન,<br>
૩૪, ચોપાટી રોડ,<br>
મુંબઈ, ૭

લિ.<br>
ડૉ. મુકુંદ બલવંતરાય ઠા[કોર]<br>
દીપક બલવંતરાય ઠાકોર<br>
પ્રબોધ બલવંતરાય ઠાકો[ર]

## જોડણીનો એક વિચિત્ર નિયમ

જોડણીકોશનો એક નિયમ આ પ્રમાણે છે :--

"૯. અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં."

આ નિયમમાં સ્વરૂપ ઉપરથી તો કશી બાધા હોય એમ જણાતું નથી, કેમ કે એક જ તડાકે એ સરળતા કરી આપે છે કે સાનુનાસિક ઇ–ઉ એટલે કે અનુસ્વારના કહેવાતા પોચા ઉચ્ચારવાળા ઇ–ઉ બધા સંયોગોમાં અનાદિ દશામાં દીર્ઘ છે.

આ નિયમ રચતી વેળા 'અનુસ્વારનો પોચો ઉચ્ચાર શું છે' એ સમઝવા દરકાર કરવામાં આવી નથી. વસ્તુસ્થિતિએ આ અનુસ્વાર જ નથી, પણ વૈદિક કાળથી ચાલ્યું આવતું સાનુનાસિક ઉચ્ચારણ છે. જ્યારે સ્વર સાનુસ્વાર હોય છે ત્યારે હ્રસ્વ સ્વર હોય કે દીર્ઘ સ્વર હોય, એ બેઉ સ્વર પછી +વઁ કે +મઁ જેવું વધી પડતું ઉચ્ચારણ થાય છે; પરિણામે એનું સ્વતંત્ર અસ્તિત્વ એક ઉચ્ચારણ દરજ્જે જુદું તરી આવે છે. સાનુનાસિક ઉચ્ચારણની આથી જુદી જ વાત છે. જો સ્વર હ્રસ્વ હોય તો એ સાનુનાસિક હોય છતાંયે એના માત્રામાનમાં કશી વૃદ્ધિ થતી નથી. 'શું, હું, છું' વગેરેમાંનું ઉચ્ચારણ જોવાથી એ સ્પષ્ટ થશે. 'લખું, કહું, હરું' વગેરે તેમ જ નાન્યતર જાતિનો 'ઉં' સર્વત્ર કેવું પરિણામ આપે છે એ વિષે અત્યારે મતભેદ નથી. હવે જોવાનું તો અનંત્ય દશામાં છે. આપણે 'ઊડવું' માંથી 'ઉડાય', 'ઉડાવાય' આદિક સાધિત કરિયે છિયે, અને ત્યાં જોડણીકોશના નિયમ ૨૪માંના વિધાન પ્રમાણે ૨૨મા નિયમને અનુસરી હ્રસ્વ કરી લઇયે છિયે. એની સરખામણીમાં 'લૂંટવું' કે 'ચૂંથવું' લઇયે; ૧૯મા નિયમ પ્રમાણે 'લૂંટાય', 'લૂંટાવાય', 'ચૂંથાય', 'ચૂંથાવાય' એમ સ્વર સાનુનાસિક યાને અનુસ્વારના કહેવાતા પોચા ઉચ્ચારવાળો હોઈ દીર્ઘ જ રહે છે. બંનેમાં પ્રક્રિયા એક સરખી છે કે 'સ્વરભાર' પહેલી શ્રુતિ ઉપરથી બીજી શ્રુતિ ઉપર જવાથી 'ઉડાય' 'ઉડાવાય'માં સ્વર હ્રસ્વ થયો તો 'લૂંટાય', 'લૂંટાવાય', 'ચૂંથાય', 'ચૂંથાવાય'માં પણ એ જ પ્રક્રિયા હોઈ અને સ્વર સાનુસ્વાર નહિ પણ સાનુનાસિક હોઈ સાનુનાસિક ઉચ્ચારણના સ્વતંત્ર રૂપે અસ્તિત્વને અભાવે દીર્ઘતા કેવી રીતે ટકી શકે? આ વિષે જોડણીકોશના નિયામકોનું ધ્યાન કેટલીયે વાર ખેંચવા છતાં ખેંચાયું નથી.

વસ્તુસ્થિતિ આ પાછળ જુદી જ છે. ગુજરાતી ભાષા જીવન્ત ભાષા છે એમ સમઝવાને હજી આપણે તૈયાર નથી. એને જ કારણે ગાડરિયા પ્રવાહમાં તણાયે જઈ જૂના વહાણનો સહારો લઈ રાચિયે છિયે. આપણે જોયું છે કે અંગ્રેજી જોડણીના સંખ્યાબંધ નિયમોનો અમેરિકન અંગ્રેજીમાં સુધારો કરી જોડણી સરળ કરી લેવામાં આવી છે. જીવતી ભાષાઓમાં આ સ્વાભાવિક છે. "જોડણીકોશ"માં હજી આ દિશાનાં દર્શન સુધ્ધાં થતાં જોવામાં આવતાં નથી. બેશક. સ્વરભાર વગેરેનો આભાસ જણાય છે, જે સમઝવિનાનો હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. અધ્યાપકસંઘને હું વિનંતિ કરું કે આ કાર્ય આપણું છે. સરકારની હૂંફમાં આવા વિષયો ઉપર પણ એકચ્છત્ર રાજ્ય કરવામાં આવે એ લોકશાસનના જમાનાને એબ આપનારું નથી લાગતું? વહેલામાં વહેલી તકે નિષ્ણાતોની એક સમિતિ નીમી આ વિષયને વધુ ચોક્કસ દિશા તરફ લઈ જવાનો પ્રયત્ન કરવાનો સમય હવે પાકી ગયો છે એમ મને લાગ્યા કરે છે.

૫–૧૧–'૫૧ **કેશવરામ કા. શાસ્ત્રી**

[સુરત : અધ્યાપક સંઘમાં વંચાયું.]

### 'ગાઠુઓ'

'નળાખ્યાન'માં આવતો 'ગાઠુઓ' શબ્દ 'ઠગ'ના વ્યત્યયથી નહિ પણ બીજી કોઈ રીતે વ્યુત્પન્ન કરવો જોઈએ એવું 'નળાખ્યાન'ના અવલોકનમાં મેં લખ્યું હતું. 'વિદ્યા પાઠે ને ગરથ ગાંઠે' કહેવતમાં ગાંઠ શબ્દ આવે છે. ગામડામાં હજી હમણાં સુધી રૂપિયા ભરવાની સાંકડી લાંબી કોથળી–જેને વાંસળી કે વાંસણી કહે છે–વપરાતી. આ વાંસળી કેડ પર બાંધી લેવાતી. એ જ 'ગાંઠ'. આજે ગજવાકાતરુઓ છે તેમના પુરોગામીઓને આ 'વાંસળી' અથવા 'ગાંઠ' તફડાવવાની કળા અજમાવવાની રહેતી. તેઓ ગાંઠચોર–ગ્રન્થિચોર કહેવાતા. આપણી કહેવત–'ચોરના ભાઈ ઘંટી ચોર'–માં 'ઘંટી' તે 'ગ્રંથિ' છે.

પં. બેચરદાસ દોશીને પૂછતાં તેઓશ્રી સૂત્રગ્રન્થોમાં નગરના વર્ણનમાં ત્યાં ચોર નથી એવા સંદર્ભમાં गंठिमेओ–ग्रन्थिभेदकः શબ્દ મળે છે એમ કહે છે. ગડીઓ–ગાઠુઓ–શબ્દમાં 'ભેદક' લુપ્ત થયો છે, પણ એ રીતે સમાસનો એકાંશ લુપ્ત થયેલો જોવા મળે છે. દા. ત. અત્યારે આપણે પેન–હોલ્ડર શબ્દને બદલે માત્ર 'હોલ્ડર' બોલીએ છીએ, 'વિદ્યા–અભ્યાસ'ને બદલે 'અભ્યાસ'થી જ એ સમાસનો અર્થ સમજી જઈએ છીએ.

—ઉ.

## એકલ તારિકા

રસળતી લહરી હતી વાયુની,
પમરતી હતી પોયણી સોવરે,
ઉઘડતી હતી આંખડી આયુની,
થનકતા પગ જીવનઉંબરે.

પથ અનંતની કો અભિસારિકા,
નિજ પ્રદીપ સુગોપતી અંચલે,
સઘન રાત્રિની એકલ તારિકા,
ગગનનો પથ રક્ષતી ભૂતલે.

જગતના અનિલોની ઉતાવળી,
પ્રખર ઉગ્ર અનેક ભુતાવળો,
મૃદુલ પાથરી મોહિનીઅંચળો,
શમવતી તું જજે તિમિરાવળી.

વિજયને રટતી વધતી રહો,
જગ વદો દિન એકઃ અહો, અહો!

[ સુન્દરમ્ સેંટ ઝેવિયર્સ કૉલેજના ‘ રશ્મિ ’માંથી. ]

## વિદ્યાપીઠનું કાર્ય

આજના દિવસને પવિત્ર દિવસ કહું છું એ માટે બીજું પણ કારણ છે. તમે બધા ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થી છો. હું પણ મારી જાતને ગૂજરાત વિદ્યાપીઠનો વિદ્યાર્થી ગણું છું. કેળવણીની પ્રક્રિયામાં અધ્યાપક અને વિદ્યાર્થી અને વિદ્યાર્થી અને અધ્યાપકો એકબીજા પાસેથી શીખે છે. અને તે બંને વચ્ચે ચાલતી અધ્યાપનની પ્રક્રિયા છે. હું એ જ કારણસર મને ગૂજરાત વિદ્યાપીઠનો વિદ્યાર્થી ગણાવું છું. ...

બાપુએ સૌ કોઈને એક જ મંત્ર આપ્યો છે અને તે દરિદ્રનારાયણની સેવા, લક્ષ્મીનારાયણની સેવા નહિ. ગરીબ ગામડાંમાં વસી રહેલી પ્રજાની તાકાતને ઊંચે લાવવા ઉપાસના કરી શક્તિ કેન્દ્રિત કરવા જીવનમંત્ર આપ્યો. બ્રાહ્મણોની માફક સ્વેચ્છાએ સેવા, ત્યાગ અને ગરીબીનો સ્વીકાર કરી ગરીબોની સેવાનો માર્ગ આજના યુગમાં અનુકૂળ કેમ થાય તે બાપુએ આપણને સમજાવ્યું, અને તે સંદેશો ગૂજરાત વિદ્યાપીઠના ભાઈઓ ગામડાંમાં લઈ [...] રહ્યા છે તે પરથી વિદ્યાપીઠનો આંક આપણને જાણવા મળે છે. ..

ગૂજરાત વિદ્યાપીઠનું કામ સ્વતંત્ર વિચાર કરવાની શ[...] આપવાનું છે. માનવીને સમાજજીવનમાંથી શક્તિ પ્રાપ્ત કરાવવ[...] એનું ધ્યેય છે. જો તે શક્તિ વિદ્યાપીઠ રેડી ન શકે તો તેની [...] કિંમત નથી.

કેટલાક લોકો પ્રો. લાસ્કીની માફક ખુરશી પર બેઠા બેઠા મ[...] અધ્યયન કરાવી પરિવર્તન કરાવે છે. પ્રો. લાસ્કી વડાપ્રધ[...] એટલીને પ્રેરણા આપતા. લોકોને પ્રેરણા આપી તૈયાર કરવા[...] કાર્ય પણ હાથ ધરી શકાય છે. આવા લોકોએ રાજકારણમાં ન[...] પડવું એ બરોબર છે. પણ રાજકારણનો અભ્યાસ તો હોવો જ[...] છે. પક્ષાપક્ષીમાં ન પડીએ, પણ રાજકારણ સમજીએ તો ખગ[...]

પ્રત્યેક માનવી જગતમાં જ્યાં પડચો હોય ત્યાં એની લાય[...] મુજબ કામ કરે છે. જગતમાં સારા માનવીઓ સામા માનવી[...] પડેલાં સારાં તત્ત્વોને જલદી પકડી લે છે અને તેની કદર કરે[...] ખરાબ તત્ત્વોને દૂર કરી સારી વસ્તુ બહાર લાવે છે, જેથી ખરા[...] તત્ત્વો નાશ પામે છે. અસદ્ વસ્તુ દૂર કરી સદ્ વસ્તુનો સ્વીકાર ક[...]

[ શ્રી નાનાભાઈ ભટ્ટ : ગૂજરાત વિદ્યાપીઠમાં સ્નાતકસંમે[...] પ્રસં[...]

## ચૂંટણીના આંકડા

| પક્ષ | પાર્લામેન્ટ ( ૪૮૯ ) ઊભા રહ્યા | જીત્યા | મતદાન% | રાજ્યધારાસભા ( ૩,૨૬૮[...] ) ઊભા રહ્યા | જીત્યા | મતદા[...] |
|---|---|---|---|---|---|---|
| કૉંગ્રેસ | ૪૮૦ | ૩૬૩ | ૪૪.૪૭ | ૩,૨૦૯ | ૨,૨૪૮ | ૪૩.[...] |
| સામ્યવાદી | ૭૦ | ૨૭ | ૫.૪૪ | ૫૬૩ | ૧૮૨ | ૪.[...] |
| સમાજવાદી | ૨૫૫ | ૧૨ | ૧૦.૨૩ | ૧,૭૮૬ | ૧૨૬ | ૬.[...] |
| કૃષિ. મજ. પક્ષ | ૧૩૭ | ૧૦ | ૫.૨૬ | ૯૪૬ | ૭૭ | ૪.[...] |
| જનસંઘ | ૯૪ | ૩ | ૨.૯ | ૭૩૧ | ૩૫ | ૪.[...] |
| હિંદુસભા | ૩૦ | ૪ | ૦.૯ | ૨૩૭ | ૨૦ | ૧.[...] |
| રામરાજ્ય | ૫૭ | ૩ | ૧.૭ | ૩૨૨ | ૩૨ | ૧.[...] |
| પરિશિષ્ટ સંઘ | ૩૨ | ૨ | ૨.૨ | ૨૦૯ | ૧૨ | ૧.[...] |
| સ્થાનિક પક્ષો | ૧૮૨ | ૨૪ | ૯.૫૪ | ૧,૩૩૨ | ૨૬૩ | ૧૦.[...] |
| સ્વતંત્ર | ૪૫૩ | ૩૬ | ૧૪.૪ | ૫,૮૨૭ | ૨૨૩ | ૧૯.[...] |

પાર્લામેન્ટમાં કુલ ૪૯૬ બેઠકો છે, પણ બાકીની ૭ માટે કાશ્મીર અને અંદામાનમાંથી સભ્યો નિયુક્ત થશે. બાવીસ રાજ્યસભાઓમાં કુલ ૩,૨૮૩ બેઠકો છે. પાંચ બાકી રહેલી બેઠકોમાંથી બે રાજસ્થાન અને યુક્તપ્રાંતમાંથી એક એક ઉમેદવારનું અવસાન થતાં, ખાલી રહી છે અને ત્રણ આસામની નાગાટેકરીઓમાં ચૂંટણીનો બહિષ્કાર થવાથી ખાલી રહી છે. પચીસ રાજ્યોમાંથી ત્રણ-કચ્છ, મણિપુર અને ત્રિપુરા-ને રાજસભાઓ નથી, મધ્યસ્થ સરકાર તેમનો વહીવટ કરે છે.

કૉંગ્રેસને પાર્લામેન્ટમાં ૭૪% અને રાજસભાઓમાં ૬૭% બેઠકો મળી છે. લઘુમતી મતોથી એને બહુમતી મળી છે. પાર્લામેન્ટ માટે એને ૪૪.૪૭% અને રાજસભાઓ માટે ૪૩.૬% મત મળ્યા છે.

કુલ મતોમાંથી સમાજવાદીઓને ૭.૭%, સામ્યવાદીઓને ૪.૩% કૃષક મજુર પક્ષને ૪% અને હિંદુસભા, રામરાજ્ય પરિષદ અને જનસંઘ એ ત્રણે કોમી પક્ષોને ભેગા મળીને ૨.૫% મત મળ્યા છે.

કૉંગ્રેસને ભોપાલ, કુર્ગ સૌરાષ્ટ્ર અને દિલ્હીમાં ૫૦%થી વધુ મતો મળ્યા હતા અને વિંધ્યપ્રદેશ, પંજાબ, ઓરિસ્સા, મદ્રાસ, પ. બંગાળ, રાજસ્થાન અને ત્રાવણકોર-કોચીનમાં ૪૦%થી ઓછા મળ્યા હતા.

સરેરાસ ૫૦% કરતાં વધુ મતદારોએ મતદાન કર્યું હતું. કુર્ગમાં ૯૫.૫% મતદાન થયું હતું. માત્ર હિમાચલ પ્રદેશ, બિહાર, વિંધ્યપ્રદેશ, રાજસ્થાન અને ઓરિસ્સામાં ૫૦%થી ઓછું થયું હતું.

[ ‘ ટાઈમ્સ ઑફ ઇન્ડિયા ’ માંથી સંકલિત ]

## મિત્રતા

“ જુઓ, આ બત્તી સળગે છે તે મિત્ર છે કારણ કે તે પ્રકાશ આપે છે. હવે જો અત્યારે અહીં સાપ નીકળે તો આ બત્તી મારા શત્રુ જેવી નીવડે કેમ કે હું આ બત્તી અને મેજથી ઘેરાયેલો છું અને સહેલાઈથી ખસી શકું એમ નથી. મિત્રતા આવી સમજો. એ જ્યાં સુધી એકબીજાને માટે મદદરૂપ છે ત્યાંસુધી મિત્રતા છે અને જ્યારે અડચણરૂપ બને ત્યારે તેવી ન રહેતાં શત્રુતાનું સ્વરૂપ ધારણ કરે છે. ”

[ ગાંધીજી : વ્રજકૃષ્ણ ચાંદીવાલાકૃત ‘બાપુની સેવામાં’ પૃ. ૨૭. ]

## મંગલાચરણ

ભક્તનો સૌનેટનો અંતિમ પ્રશ્ન

સખી, પરિચયથી થતું ઉર સખેદ સોલ્લાસ વા,
વિરાટ નિજ છાપ એમ અણુમાં સહજ છાપતાં,
દલો મગજનાં પરે તવ ફરે'ફૂલીતાજગી,
સ્ફુરે મગજ દેહના કણુકણે જ આંદોલનો,
અને મનનગુંજનધ્વનિતભાવનોદ્બોધનો
અતર્ક્ય નવલાં સજીવ ટપકંત તવ પાત્રમાં.

સશક્ત અણુ જેમ જેમ પછી સ્વૈર પ્રવૃત્તિથી
વિરાટ ભણી આતમની કરી રહે જ આવિષ્કૃતિ,
ઝિલાય વળી તેય એ જ તુજ પાત્ર તાદૃશમા,
કુમાશ રસ ઝાંય રૂપ જુજવાં જ એ તાહરાં
અલૌકિક સદાસુહંત અપનાવતી પાત્રથી.

અને અવ વળી 'નુભૂતિ નવલી થશે શી તુંથી?
તયાર અણુ આ થયો છ છૂટવા નિજાણુત્વથી :
તું યે છૂટી જઈશ ? કો અકળ હાડમાં રહેશ વા સોબતી ?

મુંબઈ ૧૫–૭–'૫૧

[સદ્ગત પ્રો. બલવન્તરાય ક. ઠાકોરની પ્રસિદ્ધ થનાર ‘મ્હારાં સોનેટ’ની નવી આવૃત્તિમાંથી]

## પાનખર

પાનખર પ્રભુના ઘરની આવી.
પીળાં પાકેલ પર્ણ ખંખેરી નાખતો
વાયો ચેતન સૂસવાટો.
તરુઓ સૌ આશ-શીર્ણ, ખોતાં અતીત જીર્ણ,
ઝીલે ઝંઝાની થપાટો.
થરથર હૈયાં રહે થથરાવી, હો પાનખર૦
છેલ્લું યે પાંદડું ખેરવી અકિંચન જ્યાં
ઊભે વનરાઈ દીનવેશા,
સ્મિતનાં પ્રવાલ શી ત્યાં કૂંપળ સહુ ડાળડાળ
રેલે વસન્તના સંદેશા,
સંજીવની દિશદિશમાં ગઈ ઊભરાવી. હો પાનખર૦

–ઉ.

## મંજરી

મનની મ્હેકી ઊઠી મંજરી.
વાસન્તી ફાગની
અણપ્રીછયા રાગની
ઓચિંતી બજી ક્યાંક ખંજરી:
મનની મ્હેકી ઊઠી મંજરી.

રગરગમાં નૃત્ય મચ્યાં,
હૈયાં સુગંધલ રચ્યાં,
સ્વપ્નાં ઉન્મત્ત રહ્યાં ગુંજરી,
મનની મ્હેકી ઊઠી મંજરી.

–ઉ.

[ અનુસંધાન પૃ. ૯૧ થી ]

એનો ઉત્તર કોણ આપી શકે એમ હતું ? પ્રકૃતિનાં આ વિવિધ અને રમણીય બાળકો પણ પ્રકૃતિનું રહસ્ય ઉકેલવા અસમર્થ હતાં.

અને માળીના છોકરા રઘુને અત્યંત આશ્ચર્ય થતું હતું કે કોયલ એક જ સ્વરે ટહુકે છે, એનું એ જ ગીત ગાય છે. એ શું જાણે કે હજી સુધી કોયલના પ્રશ્નનો કોઈ ઉત્તર જ આપતું નહોતું.

ત્યાં તો સહસ્ર સુવર્ણમય કિરણોથી પૃથ્વીને આચ્છાદિત કરતો, ઉજ્જળતો સૂર્ય પૂર્વમાં ઊગ્યો.

[ અનુસંધાન પૃ. ૧૦૭થી ]

સોનેરી રૂપેરી તારમાં ઉઠાવી આપતા. એમના ભોળપણ ને ગરીબીનો ગેરલાભ ઉઠાવવામાં વેપારીઓએ મણા રાખી. એ ધંધો હવે ઘસાતો જાય છે ને એના કસબીઓ સંખ્યા સાવ ઘટી ગઈ છે.

સાંજ પડી ગઈ છે. દીવે વાટ ચડી ગઈ છે. પોતાનું જોવા આવનારને જોવા માટે ગામની આખી વસ્તી ટોળે મળી છે ને અંધારામાં અમે વિદાય થઈએ છીએ. ગોદાવરીનું ઊભરાઈ જતું પાણી બસના રસ્તા પર બીજી બાજુ ભરાવા લાગ્યું છે. એટલે એ ઠેકાણે બસ સાવધાનીથી લેવી પડે છે.

[ અપૂર્ણ

---

# હિન્દ - દરેક કામને લાયક સાઈકલ

તમને ખાડા ટેકરાવાળા ગ્રામ્ય રસ્તાઓ ઉપર ખાસ ફરજ બજાવવાને કે શહેરના રાજમાર્ગો ઉપર આસાનીથી સ્વારી કરવાને સાઇકિલ જોઈતી હોય તો 'હિન્દ' જ તમારા માટે લાયક સાઇકલ છે. હિન્દની પરિસ્થીતિને અનુપમ રીતે માફક આવે એવી તે છે કારણ કે ફૉર્ક અને ફ્રેમ રી-ઈન્ફોર્સ કરેલ હોવાથી તે વિશેષ મજબુત બની છે.




બનાવનાર

**હિન્દ સાઈકલ્સ લીο**

કારખાનું : ૨૫૦ વરલી, મુંબઈ.

રજીસ્ટર્ડ ઓફીસ : ઈમ્પીરીયલ બેંક એનેક્ષ, મુંબઈ ૮

# આહુતિરૂપ કર્મ

ટાગોરે એક સુંદર કાવ્યમાં આપણને પૂજામંદિરમાંથી બહાર નીકળીને રસ્તો બાંધવા માટે પ… ફોડનારમાં અને ઘામ ધખતા હોય ત્યારે ખેતર ખેડનાર ખેડૂતમાં ભગવાનને જોવા નિમંત્રણ આપ્યું … કાર્ય દ્વારા જીવનની સાર્થકતા સાધવાની છે. પણ આપણાં કામકાજ કેવાં હોય છે? વેઠ જેવાં. અમ… પ્રોફેસરોની જ વાત કરું? ક્યારે ઘંટ વાગે એની જ અમે રાહ જોતા હોઈએ છીએ!

કર્મમાત્રને બે બાજુ છે. એક તો, શરીર કે મનનું કામ એ પ્રાણીગત( biological )જરૂરિ… છે. પ્રાણીમાત્રને જીવવા માટે કામ જોઈએ. આજે આપણા સમાજમાં બેઠાખાઉઓ( parasites… પ્રવૃત્તિ જેવી પણ વસ્તુ છે. એને રમત–ખેલ–Sports–નું મોટું નામ આપવામાં આવે છે. એ … કામ ન ગણાય. એ શોખનો વ્યવસાય—'હોબી' ( hobby ) છે. માણસોના મોટા ભાગને જે કામ … વેઠ જેવું લાગે છે તેને 'હોબી' જેવું કરી દેવું જોઈએ, જેથી વ્યક્તિગત જીવન પૂર્ણતર બને.

બીજું, બધું કામ એ સેવાની તકરૂપ છે. ભંગીનું હો કે કારકુનનું, જો કામના ભીતં… –અંતઃસ્વરૂપને ઓળખીએ તો, કામમાત્ર પ્રભુનું કામ છે. આપણે ગમે ત્યાં હોઈએ; ગમે તે સ્થિતિ… હોઈએ, તો પણ જીવન આવી પ્રભુના કર્મની તક આપણને આપે જ છે. કોઈ પણ જાતનું કામ, શારી… શ્રમવાળું ( menial )કામ પણ નીચું નથી. આપણું હરેક કામ માનવબંધુ પ્રત્યેની લાગણીનું પ્રતીક … શકે. અને પ્રભુ પ્રત્યેનો પ્રેમ તો એનાં બાળકો પ્રત્યે પ્રેમ બતાવીને જ પ્રગટ કરી શકાય, બીજી … રીતે કરી શકાય?

In the sweat of thy brow thou shalt earn thy daily bread.—'પરસેવો પાડીને રો… રોટી તું પામીશ.'—આ શાપમાંથી – કઠણ પરિસ્થિતિમાંથી માણસે છૂટવું છે. શી રીતે છૂટવું? છૂટવા… ઇલાજ એક જ છે: રોજી ( wages ) અને કામ( work )ને એકબીજા સાથે સાંકળ્યાં છે તે સાંકળ તો… જોઈએ. મૂડીવાદી રચનામાં આ ન થઈ શકે. એમાં તો માલિકના હિતને વશ વર્તીને કામ કરવ… રહે છે. જ્યારે સાચું કર્મ તો સેવાથી પ્રેરાઈને થયેલું હોય.

જૂના યજ્ઞમાં સામાન્ય પદાર્થો આહુતિરૂપે અર્પણ થતા. આજે આપણે ત્યાગમય સેવા… આહુતિ જ આ પ્રભુપ્રીતિરૂપ યજ્ઞમાં અર્પવી જોઈએ. એમ થશે તો, સૌ કોઈ જે કર્મ કરશે તે નામ … કે દામ માટે નહિ પણ each for the joy of working—કામ કરવાનો આનંદ માણવા માટે—જ કર…

[ પ્રો. પી. એ. વાડીઆ ? વલોડમાં 'અખિલ ગુજરાત વિદ્યાર્થી પરિષદ'નું ઉદ્ઘાટન …

# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું : અંક ચોથો

એપ્રિલ ૧૯૫૨

તંત્રી :

ઉમાશંકર જોષી





'બાલગોપાલસ્તુતિ'ની સચિત્ર પોથીમાંનાં રેખાંકન : ગુજરાતી ચિત્રશૈલી, ૧૫મી શતાબ્દી.



# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું — અંક ચોથો

## અનુક્રમણિકા : એપ્રિલ ૧૯૫૨


| | | |
|---|---|---|
| સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ | ઉમાશંકર જોષી | ૧૨૧ |
| સમયરંગ | તંત્રી | ૧૨૨ |
| ગ્રામ | ઉમાશંકર જોષી | ૧૨૪ |
| કાવ્યનો દેહ | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | ૧૨૭ |
| જિપ્સીની આંખે મંગલસૂત્ર | જિપ્સી | ૧૩૦ |
| 'સ્નેહમુદ્રા' | ઉમાશંકર જોષી | ૧૩૨ |
| સત્ય એટલે શું ? | અનુ. ચુનિલાલ મડિયા | ૧૩૫ |
| સમાધિ-ચમત્કાર વિશે થોડી વધુ ચર્ચા | દુર્ગાશંકર કે. શાસ્ત્રી | ૧૩૭ |
| વરસની શ્રેષ્ઠ વાર્તાઓ : ૧૯૫૧ | ઉમાશંકર જોષી | ૧૪૨ |
| પ્રવાસના પાંચ દિવસ | મનસુખલાલ ઝવેરી | ૧૪૫ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | સદ્દગત પ્રો. બલવન્તરાય ઠાકોર | ૧૪૮ |
| આભાર સ્વીકાર | ... | ૧૫૨ |
| કન્નડ નવલકથા | વ્યાખ્યાતા : પ્રો. ઇનામદાર | ૧૫૬ |
| [illegible] | તંત્રી | ૧૫૮ |




સંસ્કૃતિ કાર્યાલય વતી મુદ્રક-પ્રકાશક: હિરાનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.

**લેખક મિત્રોને વિનંતિ:**

* લખાણ કાગળની એક બાજુ સ્વચ્છ અક્ષરે લખાયેલું, જોડણી પ્રમાણેની જોડણીવાળું હોય મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે સાથે જવાબી પરબીડિયું હોય આવશ્યક છે.

**સૂચનાઓ :**

* દર માસની સાતમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે ટપાલમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા માંના અભિપ્રાય માટેની જવાબ તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આ છે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

એન. એમ. ત્રિપાઠી, લિ. મુંબઈ
જીવનસાહિત્યમંદિર, અમદાવાદ
ભારતીસાહિત્યસંઘ, અમદાવાદ
ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવાદ
ગાંડીવ સાહિત્યમંદિર, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨
ગાંડીવ સાહિત્યમંદિર, લાલ સુરત
એલ. કે. મેઘાણી : અમ સ્ટ્રીટ, કલકત્તા ૧.
પ્રભાકર બ્રધર્સ, પો. બો. નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

**લવાજમ:**

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ. અથવા શિલિંગ ૧૪. છૂટક નકલ બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું:

**સંસ્કૃતિ કાર્યાલય**
એલિસ-બ્રિજ. અમદાવાદ

# સંસ્કૃતિ

सत्यं परं धीमहि ।

એપ્રિલ  ૧૯૫૨


## सांस्कृतिक प्रवृत्तिओ

'ધર્મ' શબ્દ બુદ્ધિશીલ વર્ગમાં અકારો થઈ પડ્યો છે, પણ 'સંસ્કૃતિ' શબ્દને હજી એ સહન કરી શકે છે. આજે 'સંસ્કૃતિ' શબ્દ, પહેલાં 'ધર્મ' વપરાતો હતો તેવા વ્યાપક અર્થમાં વપરાય છે. પરિણામે, એનો દુરુપયોગ પણ એટલો જ થાય એ સ્વાભાવિક છે.

અત્યારના યુગમાં માણસને 'ધર્મ' હોવો એ એને ઉતારી પાડનારું લક્ષણ ગણાય, પણ માણસમાં કલ્ચર-'સંસ્કૃતિ' ન હોય તો તો એની માણસમાં જ ગણના ન થાય. માણસ ગમે તે છાવણીમાં હોય, એ સંસ્કૃતિસંપન્ન ન હોય એ એને પાલવે જ નહિ. જાદુઈ શબ્દ છે આ 'સંસ્કૃતિ'!

કોઈ વિચક્ષણ માણસે કહ્યું છે કે માણસ બધી શીખેલી વસ્તુઓ ભૂલી જાય અને પછી એની પાસે જે રહે તે 'સંસ્કૃતિ.' પણ સામાન્ય રીતે આ માણસાઈના અર્કરૂપ સંસ્કૃતિની માનવસમાજોને પડી હોય છે તે કરતાં બહારના ઓપની વધુ પડી હોય છે. દરેક રાષ્ટ્રનુ એલચીખાતું પોતાનો સાંસ્કૃતિક સહકર્મચારી પણ રાખવા મથતું હોય છે. રાજકારણ જ્યારે જ્યારે 'સંસ્કૃતિ'ની વાત કરે છે ત્યારે ઘણુંખરું એ પોતાને માટે બહારનો ઓપ શોધી રહ્યું હોય છે. પ્રતિપક્ષ સામે સ્વત્વની સ્થાપના એ રાજકારણનું લક્ષ્ય રહે છે. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે ભારતવર્ષને આવી કોઈ સ્વત્વસ્થાપના કરતાં પ્રેમના દિગ્વિજયે નીકળવાનું વધુ ગમતું. અશોકની પુત્રી સંઘમિત્રાની વિદેશયાત્રા આવા દિગ્વિજય અર્થે જ હતી. ભારતવર્ષની સંસ્કૃતિનો પ્રચાર એ માર્ગે થયો હતો.

આજકાલ દેશમાં અને દુનિયામાં 'સંસ્કૃતિ'ને નામે રાજકારણી વર્તુળોમાં ભારે ચર્ચાવમળો ઊઠે છે. જે 'સાંસ્કૃતિક' મંડળો પરદેશ જાય છે તે, વિશેષ તો, રાજકીય હોય છે એમ હમણાં સૂચવવામાં આવ્યું હતું. પણ આથીયે મોટી વિચારમાં મૂકી દે એવી હકીકત તો દુનિયાની અત્યારની બે-રૂસી અને અમરિકી છાવણીઓ 'સંસ્કૃતિ'-ને નામે પોતાના રાજકારણી નારાઓને આગળ ધરે છે તે છે. રશિયાઈ છાવણી સંસ્કૃતિના કામગારોને દુનિયામાં ફરી નવું વિશ્વયુદ્ધ ન આવે અને સાંસ્કૃતિક અને સાર્વત્રિક વિનાશ ન ગુજારે એ માટે શાંતિની ઝુંબેશ ચલાવવા હાકલ કરે છે. આ તો માત્ર પોતાનો પગપેસારો દુનિયામાં વધારવા માટેનો રશિયાનો પેંતરો છે એમ કહી અમરિકી છાવણી સાંસ્કૃતિક સ્વતંત્રતા માટે સૌ સંસ્કૃતિસેવીઓને સાવધાન થવા પડકારે છે. રશિયાના વર્ચસ હેઠળ સંસ્કૃતિસાધના માટે સ્વાતંત્ર્ય નહિ હોય, એનો સામનો કોઈપણ ભોગે કરવો જ કરવો એ ધૂનમાં રશિયા કરતાં સવાયું ઝનૂન આ પક્ષને ચઢતું ન હોય એવું જોવા મળે છે. રશિયાના વર્ચસ નીચે તો સાંસ્કૃતિક સ્વાતંત્ર્ય જતાં જશે, પણ આ ઝનૂનની અસર નીચે લોકશાહીઓમાં પણ સ્વાતંત્ર્યનો ભોગ માગવામાં આવે છે. અમેરિકામાં લેખકો પોતાની પ્રગતિલક્ષી કૃતિઓને પોતાના નામ પરથી ઉતારી દેવા માંડ્યા છે. સાંસ્કૃતિક સ્વાતંત્ર્યના રક્ષણના આવેશમાં સાંસ્કૃતિક સ્વાતંત્ર્યનો જ ભોગ! રશિયાઈ છાવણીની સ્થિતિ આવી દયાજનક નથી, કેમકે એ તો રાજકારણની છાયામાં સંસ્કૃતિ આદિ ફાલેફૂલે એમ સ્પષ્ટ સ્વીકારે છે ને વર્તે છે. અમરિકી છાવણીની બીજી વિડંબના એ છે કે સાંસ્કૃતિક સ્વાતંત્ર્ય માટે એ રશિયાનો વિરોધ કરે છે તેની સાથેસાથે અને તેટલો દુનિયાના રાજકીય-આર્થિક સ્વાતંત્ર્ય માટે સ્થાપિત હિતોનો વિરોધ એનાથી થતો નથી.

આપણા દેશમાં આ બંને છાવણીઓએ સાંસ્કૃતિક સંમેલનો ભર્યાં. સાંસ્કૃતિક કાર્યકરોને માટે કોઈપણ પ્રકારના રાજકારણી વર્ચસની બહાર મળવાનું શું અશક્ય છે? 'આંતરભારતી' જેવા પ્રયોગ દ્વારા બેત્રણ ભાષાના સંસ્કૃતિ-સેવકોનાં સંમેલનોથી શરૂઆત થાય તો એકંદરે એ વધુ નિરોગી—વધુ ફલદાયી નીવડે.

ઉમાશંકર જોષી

# સમયરંગ

### ' કવિતા '

' કુમાર 'ના સંપાદક શ્રી બચુભાઈ રાવતે પોતાની જવાબદારી-થી ૧૬ પાનાંની નાના કદની પુસ્તિકાના આકારે ' કવિતા 'નો પ્રથમ અંક પ્રગટ કર્યો છે. કિં. ૦–૪–૦. ( ટપાલખર્ચ ૦–૦–૯, જો ચાર જણ ભેગા ચાર અંક મંગાવે તો પણ ૦–૦–૯. ) પહેલો અંક પોતાનું ખર્ચ ઉપાડી શકે તો એ જોઈને પછીનો અંક પ્રગટ થશે. એટલે વરસમાં કેટલા અંક પ્રગટ થશે કે લવાજમ શું રહેશે તે નક્કી થઈ શક્યું નથી. પહેલા અંકમાં સદ્‌ગત પ્રો. બલવન્તરાય ક. ઠાકોરનું રેખાંકન, એમના હસ્તાક્ષરમાં એમનું છેલ્લું સૉનેટ, ઉપરાંત નવીન નવીનતર કવિઓની કૃતિઓ રજૂ થઈ છે. કાવ્યપ્રેમીઓ આ પ્રયત્નને યોગ્ય સહકાર આપશે એવી આશા છે. સરનામું : શ્રી બચુભાઈ રાવત, ઠે. કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ.

### ઘેર અભ્યાસ કરીને સ્નાતક થવાની જોગવાઈ

ગુજરાત યુનિવર્સિટીની સેનેટની ગઈ બેઠકમાં ઘેર અભ્યાસ કરીને વિનયન(આર્ટ્સ)ની પરીક્ષાઓ આપી શકાય એવી જોગવાઈ કરવા ધારાધોરણો ઘડવાનો ઠરાવ થયો છે તે અત્યારના સંજોગોમાં સ્તુત્ય પગલું છે. યુનિવર્સિટીમાં ખરું જોતાં એનું વિદ્યાવાતાવરણ એ સૌથી મોટી વસ્તુ ગણાવી જોઈએ, પણ આપણી યુનિવર્સિટીઓ હજી પરીક્ષા લેનારી યુનિવર્સિટીઓ છે એ સંજોગોમાં ઘેર રહીને એ પરીક્ષાનાં ધોરણોને સંતોષ આપી શકે એવા અભ્યાસીઓને ઉમેદવારી કરવાની તક અપાય એ યોગ્ય જ છે. સાધનસંપન્ન ન હોય છતાં પૂરા વિદ્યાવ્યાસંગી હોય એવાઓ જ મુખ્યત્વે આનો લાભ લેશે એ સમજી શકાય એવું છે, અને એથી જ એ આવકાર-પાત્ર ઠરે છે.

### ગુજ. યુનિ. અને માધ્યમનો પ્રશ્ન

સેનેટની ગઈ બેઠકમાં એવું ઠરાવવામાં આવ્યું કે વાણિજ્ય અને વિજ્ઞાનમાં હજી અંગ્રેજી માધ્યમ ચાલુ રહેશે અને તે સિવાયના વિષયોમાં પ્રથમ વરસમાં ૧૯૫૪થી હિંદી કે ગુજરાતી માધ્યમ દાખલ થશે. બીજે વરસે ઇન્ટરમાં માધ્યમ બદલાશે. ખેતીવાડીમાં ૧૯૫૫થી શરૂઆત થશે. અંગ્રેજી એક ફરજિયાત વિષય તરીકે ચાલુ રહેશે, તે ઉપરાંત હિંદી પણ એક ફરજિયાત વિષય તરીકે ૧૯૫૩થી બધી જ ( વાણિજ્ય-વિજ્ઞાન-સહિત ) વિદ્યાશાખાઓમાં શરૂ થશે ગુજરાતી માતૃભાષા ન હોય તેવા અધ્યાપકો વિદ્યાર્થીઓને ૧૯૫૬ના જુન સુધી અંગ્રેજી કે હિંદીના ઉપયો છૂટ રહેશે. ગુજરાતી ભાષામાં તયાર થયેલાં કે થતાં પાઠ્યપુ મંજુર કરવાનું કે તેમની ભલામણ કરવાનું કામ સિન્ડિકેટ રહેશે. સાત વરસ પછી અંગ્રેજી માધ્યમ તરીકે સદંતર દૂર ત્યાં સુધીમાં યુનિવર્સિટીએ પાઠ્યપુસ્તકો તૈયાર થાય તેનો પરિભાષા નિર્ણિત કરવાનો પ્રબંધ કરવાનો છે.

વાણિજ્ય અને વિજ્ઞાનના અભ્યાસીઓને માટે અંગ્રે જાણકારી અનિવાર્ય ગણાય. વિજ્ઞાનના વિદ્યાર્થીઓને તો જેવી ભાષાની પણ જાણકારી જોઈએ. વિજ્ઞાનના અભ્યાસ પરિભાષા આંતરરાષ્ટ્રીય રાખવી એ વધુ ઇચ્છવા જેવું છે કે પણ પ્રશ્ન છે. પણ બીજી બાજુ આપણા દેશમાં શિક્ષણના મા તરીકે અંગ્રેજી ગણતર વરસોથી વધારે ટકી રહે એ પણ સં નથી ( ગુજ. યુનિ એ ઍક્ટ પ્રમાણે પોતાની સ્થાપના પછી વરસમાં અંગ્રેજીને ઠેકાણે હિંદી અને / અથવા ગુજરાતી મા ઉપર આવી જવાનું છે. ) આ સંજોગોનો વિચાર કરીને વિજ્ઞ ( તેમ જ વાણિજ્યના ) વિદ્વાનોએ ઉકેલ શોધવાનો છે. અંગ્રે માધ્યમ તરીકે ચાલુ રાખવા માટે મળેલાં બધાં જ વરસો અં વળગી રહેવું એમાં પોતામાં કોઈ એવો દોષ નથી, જો એ સમય દરમ્યાન ભવિષ્યની પરિસ્થિતિને–નવા માધ્યમના સંજો પહોંચી વળવાના પ્રયત્નો ધમધોકાર ચાલતા હોય. જો એવા પ્ર ન થાય અને અંગ્રેજી ચાલુ રાખવાના ગાળાનો લાભ લીધે વૃત્તિ રહે તો ભવિષ્ય સામે આંખમીંચામણાં કર્યા જેવું જો આપણા વિદ્વાનો એમ જોઈ શકતા હોય કે આજ નહિ તે –પરમ દિવસે પણ–દેશની ભાષામાં ઉચ્ચ શિક્ષણ અપાવાનું તો તેની તૈયારીમાં તેઓ સહૃદયપણે જોડાયા વગર રહેશે આશા છે કે ગુજ. યુનિવર્સિટીની વિજ્ઞાન ( અને વાણિ શાખાના વિદ્વાનો અંગ્રેજી માધ્યમ ચાલુ રાખવા માટેના દરમ્યાન ભવિષ્યની તૈયારી તરફ પૂરતું લક્ષ આપશે. છેવટે તો બોજો ઉઠાવ્યા વગર છૂટકો નથી. કયામતના દિવસને ક્યાં દૂર હડસેલી શકીશું ?

એ બે સિવાયના વિષયોમાં ૧૯૫૪–'૫૫થી હિંદી કે ગુજ માધ્યમ સ્વીકારવાનું છે, એટલે એ વિષયોમાં તરત જ તૈયારી થાય એ ઇચ્છવા જેવું છે.

યુનિ. પોતાના અભ્યાસક્રમો હિંદી-ગુજરાતીમાં સારી પેઠે વિસ્તારપૂર્વક તૈયાર કરાવે તો પણ આ દિશામાં અગત્યનું પ્રારંભિક કાર્ય થાય.

## 'ગાઠુઓ' વિષે પ્રો. ભાયાણી

ગયા અંકમાં 'ગાઠુઓ' શબ્દની ચર્ચા હતી તેના અનુસંધાનમાં મુંબઈ ભારતીય વિદ્યાભવનના પ્રો. હરિવલ્લભ ભાયાણી પાસેથી જે જાણના મળ્યું તે ટૂંકામાં, એમની અનુમતિથી, નીચે આપ્યું છે:

'ગાઠુઓ'નો સંબંધ 'ઠગ' સાથે જોડવો ઠીક નથી, એ વાત સાચી છે. પણ ग्रन्थिभेदक (કે ०च्छेदक) યાજ્ઞવલ્ક્ય અને શાકુન્તલ-(પ્રાકૃતમાં, અંક છ)માં મળે છે તે છતાં गंठिभेओ (કે ० छेओ)-નો 'ગાઠુઓ' સાથે ધ્વનિદૃષ્ટિએ મૂળસાધિતનો સંબંધ બાંધી શકાય નહિ. સંક્ષેપની પ્રક્રિયાથી એમ થયું હોય એવું ગયા અંકમાં સૂચવાયું છે, જો કે '(પેન)હોલ્ડર', '(વિદ્યા)અભ્યાસ' જેવા પૂર્વાંશલોપના દાખલા કરતાં 'ફોટો(ગ્રાફ)' અને ચેસ્પર્સને ટાંકેલા વિશેષણવિશેષ્ય સંબંધવાળા શબ્દો 'રીટર્ન(ટિકેટ)', 'રાઇફલ(ગન)' કે આપણા 'અડદિયો(પાક)', 'તરધારી (લાપશી)' આદિ ઉત્તરાંશલોપના દાખલા વધુ ઉચિત ગણાય. પણ ઉત્તરાંશલોપના દાખલાઓમાં લુપ્ત થયેલા વિશેષ્યનો અર્થ વિશેષણ દ્વારા સમજાઈ જાય છે. 'गंठिभेओ'માં બંને અંશ સંજ્ઞાઓ છે, गंठि વિશેષણ નથી. ઉપરાંત गंठिओ રહ્યું હોય તો પણ તેમાંથી 'ગઠિયો' સિદ્ધ થાય, 'ગાઠુઓ' કઈ રીતે બની શકે?

સંસ્કૃતમાં-उक એ કૃત્ પ્રત્યયવાળા वादुक, घातुक, भावुक नाशुक અને પ્રાકૃતમાં जाणुअ જેવા શબ્દો છે, એમ તત્કાલીન બોલીઓમાં પણ હોવા સંભવ છે. એમ અટકળી શકાય કે ग्रंथ् ધાતુમાં-उक પ્રત્યય મળતાં અને તેને સ્વાર્થિક क લાગતાં માધ્યમિક ભારતીય આર્યમાં *गंठुअओ-*गंठुअउ જેવા શબ્દસિદ્ધ થાય અને તેમાંથી ક્રમે કરીને આપણો 'ગાઠુઓ' બને.

પણ આવા મૂળની અટકળ કરતાં પણ અર્થદૃષ્ટિએ જોઈએ તેવું સમાધાન નથી થતું. કારણ સ્વાર્થિક-क વિનાના માત્ર-उक પ્રત્યયવાળા ગુજરાતી શબ્દો (ડોળ)ઘાલુ, (ગળે)પડુ, (જાણ)ભેદુ; (લે)ભાગુ-વગેરે નિયમે કરીને કર્તૃત્વવાચક છે, 'ગાઠુઓ'નો અર્થ કર્તરિ ભાવવાળો નહિ પણ કર્મણિ ભાવવાળો છે. એટલે 'ગાઠુઓ થઈ ને કાં ગાઠચો' એ શબ્દોના ઠીક અર્થ હજી ચિંત્ય જ ગણાય.

પ્રો. ભાયાણી સંક્ષેપની પ્રક્રિયાનો રસિક અને કાંઈક ઓછો ખેડાયેલો વિષય ભવિષ્યમાં વીગતે ચર્ચવા ધારે છે. પ્રો ભાયાણીનો પી.એચ.ડી. માટેનો બૃહન્નિબંધ હમણાં જ મુંબઈ યુનિવર્સિટીએ સ્વીકાર્યો. એ જાણી સૌ વિદ્યાસેવીઓને આનંદ થશે.

## 'નવચેતન'તંત્રી ષષ્ટિપૂર્તિઅંક

આપણા જાણીતા લોકપ્રિય માસિક 'નવચેતન'ના તંત્રી શ્રી ચાંપશીભાઈ ઉદ્દેશી એકસઠમા વર્ષમાં અને નવચેતન એકત્રીશમા વર્ષમાં પ્રવેશ કરે છે એ પ્રસંગે તંત્રીએ પોતાની સાહિત્યપ્રવૃત્તિ અને નવચેતનસેવા શિથિલ થવાનાં નથી તે દર્શાવવા એપ્રિલ ૧૯૫૨નો આખોય અંક જાતે લખ્યો છે. વાર્તા, નાટક, નિબંધ, આત્મચરિત આદિ વિવિધ સામગ્રી આ અંકમાં રજૂ થઈ છે. શ્રી ચાંપશીભાઈએ 'નવચેતન'ના સંચાલનમાં સાહિત્યલગની અને એકનિષ્ઠા બતાવ્યાં છે. જરીક એમના સંપર્કમાં આવનારને પણ એમના સરળ પ્રેમાળ સ્વભાવનો અનુભવ થયા વગર રહ્યો નહિ હોય. ઉદીયમાન લેખકો માટે નવચેતને હમેશાં પક્ષપાત સેવ્યો છે. શ્રી ચાંપશીભાઈને પ્રભુ દીર્ઘાયુષ્ય આપો અને આ પ્રસંગે એમણે ગુજરાત પાસે પાંચસો વધુ ગ્રાહકોની માગણી કરી છે તેને ઉત્સાહપ્રેરક જવાબ મળો.

## મંદી

યુદ્ધનાં અને યુદ્ધ પછીનાં વરસોની તેજી પછી મંદીનું પહેલું મોટું મોજું આવતાં બજારોમાં ભારે ખળભળાટ મચ્યો. પ્રજાની ખરીદશક્તિ ઘસાતી આવતી હતી. બજારો નાણાંભીડની સ્થિતિ અનુભવવા માંડ્યાં હતાં. વધુ લાભની આશાએ માલના સંઘરાઓ થયેલા. કોરીઆની લડાઈ ટાઢી પડી અને ફરી ભડકો થાય એવી સંભાવના ઘટવા માંડી. તેજીના સૂર ઉપર બજારોનું સંગીત ટકી રહે એ વધુ ને વધુ મુશ્કેલ બનતું ગયું. મંદીની અસર કેટલીક વસ્તુઓનાં બજારો પર સ્પષ્ટ વરતાઈ અને પછી તો માનસિક (સાઈકોલોજિકલ) પ્રત્યાઘાતોથી પણ લગભગ બધાં બજારો મંદીના આક્રમણ નીચે આવી ગયાં. મુખ્યત્વે સટ્ટાબજારમાં મોટી ઉથલપાથલો થઈ. સંઘરાખોરોને ભારે થપાટ વાગી. કોઈક સારા વેપારીઓને પણ સહન કરવું પડ્યું હશે. પણ આમ પ્રજાએ દોહ્યલા દાડા પૂરા થવામાં હોય એમ રાહત અનુભવી. મધ્યમ વર્ગને-બાંધ્યા પગારની આવકવાળા તમામ વર્ગને રોજના વપરાશની ચીજવસ્તુઓના ભાવો નીચા ઊતરશે એ આશાએ હાશ બોલાવાવારો આવ્યો.

આ મંદીની ચિકિત્સા જુદા જુદા નિષ્ણાતો જુદી જુદી રીતે કરે છે. સરકારે જકાત અંગે મૂકેલી છૂટથી મંદીનો વેગ ઘટ્યો પણ છે. પણ ફરીથી, જે કૃત્રિમ તેજી અત્યારસુધી હતી તે ધોરણે તેને કોઈ ટકાવી શકે એ સંભવિત લાગતું નથી. એકદમ વેગથી મંદી આવે તો અર્થતંત્ર ખોટકાઈ જાય અને ભારે બેકારી આવે, પણ એવી મંદીનો હજી સંભવ નથી. યુરોપ અને પૂર્વ એશિયામાં ઠંડું યુદ્ધ પૂરું થવાનાં કોઈ ચિહ્નો નથી. અત્યારે તો આજ સુધીની કૃત્રિમ તેજી હતી તે સામેનો પ્રતીકાર આવ્યો છે. આપણી સરકાર મંદીના દુષ્પરિણામોથી બચી શકાય એ રીતે રોજીંદા વપરાશની ચીજોના ભાવ ઊતરે એમાં મદદરૂપ થઈ શકે તો છેલ્લાં વરસોમાં મર્યા વાંકે જીવતા મધ્યમવર્ગને સવેળા રાહત મળશે.

[ અનુસંધાન પૃ. ૧૬૦ ઉપર ]

# રામ*

ઉમાશંકર જોષી

ભજનિક : (એકતારા ઉપર)

ઘટમાં ઘૂંટાય નામ, રામ, એક તારું,
કયાંથી લાધ્યું પ્યારું પ્યારું,
હો ઘટમાં ઘૂંટાય નામ, રામ, એક તારું.
હૈયે રમાડેલું જુગજુગથી સન્તોએ,
કંઠે વસેલું કામણગારું,
હો ઘટમાં ઘૂંટાય નામ, રામ, એક તારું.

કથક : (અનુષ્ટુપ્)

તપસ્વાધ્યાયમાં મગ્ન, તપસ્વી વાગ્વિશારદ
મુનિ નારદને પ્રશ્ન વાલ્મીકિ કરતા હવા :
'મુનીન્દ્ર, કોણ આ લોકે ગુણી ને વીર્યવાન છે,
ચારિત્ર્યવંત, ને સર્વ પ્રાણીના હિતમાં રત,
આત્મવંત, જિતક્રોધ, પ્રિયદર્શન જે નર ?'
સુણી વાલ્મીકિનાં વાક્યો, ત્રિલોકવિદ નારદ
'સુણીએ !' એમ બોલીને હરખે વેણ ઉચ્ચર્યાં :
'ઇક્ષ્વાકુવંશમાં જન્મ્યા, રામ નામે પ્રસિદ્ધ જે,
સંસારના રક્ષનાર, રક્ષનાર સુધર્મના,
વ્હાલા સૌ લોકને, સાધુ, અદીનાત્મા, વિચક્ષણ,
સદા સાધુજને વીંટ્યા,—સિંધુ જેમ નદીનદે,
સમુદ્ર સમ ગાંભીર્યે, ધૈર્યે હિમગિરિ સમા,
પરાક્રમે વિષ્ણુ જેવા, ચંદ્રશા પ્રિયદર્શન,
કાલાગ્નિ સરખા ક્રોધે, ક્ષમામાં પૃથિવી સમા.'

કથક :

કુટિલમતિ આ આવી મંથરા,
રામ મોકલ્યા ગિરિકંદરા.

મંથરા :

દશરથના દરબારમાં એક નારી ખૂંધી.
લોક કહે દુનિયાથી એની બુદ્ધિ ઊંધી.
મધઝરતી મુજ સુણતાં વાણી,
રીઝી શી તરુણી પ્રિયકર કૈકેયી રાણી !
કેવી એણે અહો રુચિર મુજ ખૂંધ વખાણી !
હતી એક દી હુંય સાગના સોટા જેવી.
હતી કોઈની આંખ મહીં રસમૂર્તિ હેવી.
છોડી મને તરછોડી—વ્યથા શે સ્હેવી, કહેવી ?
અમળાતી ખૂંધી આ અન્તઃપુરે પ્રવેશી.
તોડું ફોડું આખુંય રાજગૃહ; બળતી દ્વેષી.
કૌસલ્યાને શે કૈકેયી ગમે સુકેશી ?
કૌસલ્યા નવ દુખી: શલ્ય એ મુજને ભારી.
રામમુખે નવ ગ્લાનિરેખ : મુજ ઘા એ કારી.
અમળાતી હું ઉરે, ખૂંધ વધતી ગઈ મારી.
હાશ, આખરે ફાવી, આવી સોનાની ક્ષણ :
રામ મોકલ્યા વન મહીં મેં, તપશે તપ પ્રિયજન.
સ્વયં વેઠી આ સદાવાંકું કરશે ઋજુ મુજ મન.
લોક કહે જગ સકલ થકી મુજ બુદ્ધિ ઊંધી;
હું જાણું મુજ જેવી ન કોની છે મતિ સૂધી.

કથક :

ભાંગ્યે હૈયે વિગલિત કંઠે
ભરત નિહાળે વનને પંથે.

ભરત : (ભુજંગી)

મને રાજ્ય સોંપી તપસ્વી બનાવ્યો,
બધાથીય, સૌમિત્રિ, તું એક ફાવ્યો !
મળ્યું રામના પાય ધોવાનું રાજ્ય.
અમો પાદુકાથી ગણીશું સુભાગ્ય.

કથક :

શૂર્પણખા આ કામમોહિતા,
જેહ લીધે દુઃખ પામ્યાં સીતા.

* રામનવમીએ રેડિયો પર રજૂ થયું.

શૂર્પણખા :

હું શૂર્પણખા.
શોધું શોધું પણ ક્યાંય મળ્યો ન સખા.
હું ત્રિભુવનપતિ રાવણની ભગિની,
યૌવનસુભગા રંગરૂપિણી
કામરૂપ ધરી લુભાવું કંઈ સુર મુનિવર સરખા.
હું શૂર્પણખા.
રામ મહીં મુજ અહો વસ્યું મન.
શું સમજે એ ઉદ્ધત લક્ષ્મણ!
ખાઉં! ખાઉં! સીતા, મુજ ક્રોધ મહીં તું ભરખા.
હું શૂર્પણખા.
ઊંહૂહૂ! ગયાં મુજ કર્ણનાસિકા!
ખરદૂષણ ગ્રસતી વિનાશિકા
રાવણ! સ્ત્રી તુજયોગ્ય દીઠી વન, મન તું હરખા.
હું શૂર્પણખા.
રામ મહીં મુજ હજી રમે મન.
સીતા, તુજ હું લૂંટું જીવન.
કરું ભસ્મ સૌભાગ્ય તારું, હું અગ્નિશિખા.
હું શૂર્પણખા.

કથક :

તપે સતત તપ સિદ્ધા શબરી,
અહીં બોર તણી લઈ ગઠરી.

શબરી :

પમ્પાને નીર,
આયુષ્યને તીર,
બેઠી જપું મારા રામને અધીર.
ઊઠે કલ્લોલ,
ડોલે હિલ્લોલ,
બોરા ગાજે મહીં રામજીના બોલ.
આયુ વહી જાય;
વાયુ લહેરાય,
રામ આવે—સમાચારે લચી લચી જાય.
જીવનવન ઘોર!
થાઓ ના કઠોર!
આવો ખાવા એ મારાં ચાખેલાં બોર.

કથક : (વસંતતિલકા)

પોતા પરે અનુભવી રસ ચાખી જોઈ,
જે જે સમર્પવું, સમર્પવું મિષ્ટ સોઈ.

શબરી :

રઘુકુલ શિરમોર!
તમ વિણ કો આરોગે જહાં મુજ બોર?

કથક :

વીર્યવંત હનુમંત સુભટ આ,
હુપાહુપ કરે ત્રિભુવનમાં.

હનુમાન :

હુપાહુપ્, હુપ્, હુપાહુપ્,
ન ગણું ટાઢ, નહિ વર્ષા ગણું, નહિ ધૂપ.
નહીં ચતુરપણું ઝાઝું મુજમાં, તેથી કંઈક હું ફાવ્યો:
ઔષધિ નવ જડી, ઉખેડીને હું આખો ગિરિ લઈ આવ્યો.
હુપાહુપ્, હુપ્–
રામ, રામ-રટણા મુજ! કહું? કો આવી હતી પ્રિય રામા;
'રામ' કહી બોલાવી, મરડી મુખ, ગઈ છોડી વામા.
હુપાહુપ્, હુપ્–
છાતી મુજ ચીરી મહીં ન્યાળો, નામ શુભંકર લખિયું;
અશોકવનિકામાં સીતામા કને મને એ મળિયું.
હુપાહુપ્, હુપ્–
હું ભોળો વાનર, લઘુ કિંકર, રઘુપતિને ઉર ભાવ્યો;
મુદ્રા નાનકડી દઈ માને, ચૂડામણિ લઈ આવ્યો.
હુપાહુપ્, હુપ્–

કથક :

ખિસકોલીની અનુપમ સેવા,
ઈર્ષ્યા એની કરે સૌ દેવા.

એક બાળક :

રામ બાંધે સાગરને સેતુ ખિસકોલી
લંકાનો જાણે પ્રલયકેતુ ખિસકોલી
કપિ પર્વત ઉપાડી લાવે કાંધે ખિસકોલી
કપિ સેતુ દિવસરાત બાંધે ખિસકોલી
એક નાનીશી આમતેમ કૂદે ખિસકોલી
કાંઠો સિન્ધુનો આખો દી ખૂંદે ખિસકોલી
જરી વેળુમાં જઈ એ આળોટી ખિસકોલી

જઈ ખંખેરી સેતુએ રજોટી ખિસકોલી
સહુ વાનર ને રીંછ હસે જોઈ ખિસકોલી
ઘણો દરિયો પૂરવાની વાલામોઈ ખિસકોલી
જોઈ ગમ્મત ત્યાં રામ આવી જુએ ખિસકોલી
આંખે હરખનું આંસુ એક લુવે ખિસકોલી
મારો સૌથી નાનેરો સૈનિક તું ખિસકોલી
હવે પામીશ સીતાને ખચિત હું ખિસકોલી
એમ કહીને પસવારી હાથ મીઠે ખિસકોલી
પામી પટ્ટા તે દાડાથી પીઠે ખિસકોલી

કથક :

ખાળી શકે કો રાવણમર્દને ?
મૂક્યું છેક લગી ન હુંપદને.

રાવણ :

હું સુરવિદ્રાવણ રાવણ.
હું હું !
શિદ, જનકસુતા, તુજ નયન વૃથા છલકાવે શ્રાવણ ?
તું જાણે–તુજને મુક્ત કરું ? ઊંહું.
હું સુરવિદ્રાવણ રાવણ—
હું હું !

સીતા : (ઉપજાતિ)

તું આંખને સોયથી લૂછવા કરે,
જિહ્વા વડે ચાટી રહ્યો છરાને.
કંઠે શિલા ધારી સમુદ્ર લંઘવા
ચહે તું, વસ્ત્રે કરી વહ્નિ વીંટવા.
ચાખ્યાં નથી તેં શર રામનાં હજી,
થા તું સુખી એ રઘુવીરને ભજી.

રાવણ :

હું પ્રચંડશાસન, દૃપ્ત દશાનન.
પતિ તવ ઝૂરી મરશે વનવન.
અશસ્ત્રવધ અર્થે તુજ પતિના
હરી તને, અહીં પ્હોંચે કોઈ તણીયે મતિ ના.
તુજ શ્રદ્ધાના બળે મનુજ એ ઝૂઝે ?
તને કરું મુજ; જો પછી શું સહુ મુજથી ધ્રૂજે.

સીતા : (વસંતતિલકા)

ના રામનાં શર તને હણવાનું ચૂકે;
ના આ કદી હૃદય રામનું નામ મૂકે.

રાવણ :

હું સ્પર્શીશ ઇચ્છા વિરુદ્ધ નહિ કદી તુજને,
તુંથીયે રામપરાજય પ્રિયતર મુજને.

સીતા (વસંતતિલકા) :

વાગી રહ્યા શિર પરે તુજ મૃત્યુડંકા,
વૈધવ્યમાં સરતી જોઉં હું રમ્ય લંકા.

રાવણ :

જો શમાવશે મુજ અહંરોગ તો હશે જ એ પ્રભુ પોતે
શરશસ્ત્રક્રિયા કરનાર; વિરલ એ મોતે
મુજ અહમ્ પૂર્ણ સચવાશે. જીવન તણી સફળતા પાવન
ને મુક્તિ ખરે તું મુજ ! તુજને શું મુક્ત કરું હું ? ઊં
હું હું !
હું સુરવિદ્રાવણ રાવણ.

[ ઝૌન્ગ, ચીત્કાર, રાવણવધનું વાતાવરણ ]

ભજનિક : (એકતારા સાથે)

રમતાં રમતાં રે એ તો હાથ લાગે ભોળું
પંડે સામેથી શોધનારું.
હો ઘટમાં ઘૂંટાય નામ, રામ, એક
એક હાથે જીવન દઈ બીજે ઝડપવાનું
પથ્થરને પુનિત તારનારું
હો ઘટમાં ઘૂંટાય નામ, રામ, એક
જગની આ ઝાડીઓમાં ઝૂલે અમરફળ,
દુનિયાના સ્વાદથી ન્યારું,
હો ઘટમાં ઘૂંટાય નામ, રામ, એક

# કાવ્યનો દેહ—સંખ્યામેળ

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

કાવ્યને બે રીતે વિચારી શકાય: એક એની ભાવનાની, -એના ઉત્તમ સ્વરૂપની દૃષ્ટિએ; બીજી, એના સાધારણ રીતે ઓળખાઈ જતા લક્ષણની દૃષ્ટિએ. ભાવનાની દૃષ્ટિએ કાવ્ય એ આત્માની કલા છે, જેમાં આત્માની બધી વૃત્તિઓનો અને શક્તિઓનો સંચાર અને સ્ફુરણ છે, જે ભાવકમાં તેવી જ વૃત્તિનો ઉદય માગી લે છે. ભાવનાની દૃષ્ટિએ કાવ્ય એ જીવનનું હાર્દ પકડનારી કલા છે, સર્વ વિદ્યાનું, આત્માનું સામર્થ્ય બનેલું, સૂક્ષ્મ સ્વરૂપ છે. કાવ્યકલાના એક કસબ કે કારીગરી તરીકે સર્વસાધારણ લક્ષણનો વિચાર કરીએ તો કાવ્યમાં શબ્દ અને અર્થનું સહિતત્વ છે. શબ્દ અને અર્થનું એમાં એવું પરસ્પર ઔચિત્ય છે, સામંજસ્ય છે, કે બંને એકરૂપ થઈ જાય છે. એની શબ્દયોજનામાં રજ જેટલો ફેરફાર કરો તો અર્થને આઘાત થયા વિના ન રહે. કાવ્યમાત્ર—અલ્પ તરંગલીલાથી માંડી મહાકાવ્ય સુધી—કોઈ ને કોઈ રૂપનો, લઘુ કે ગાઢ, જીવનસ્પર્શ તો છે જ.

કવિ વ્યક્ત કરે છે તે અર્થ, અર્થાત્ અનુભવ, તેને અભિપ્રેત હોવો જોઈએ, એટલું જ નહિ એ રમણીય, ચમત્કારક, રસમય હોવો જોઈએ એવી વિશિષ્ટતાવાળી અનુભૂતિ વિશિષ્ટતાવાળી ભાષામાં પ્રગટ થાય તો જ વાચકના ચિત્તમાં તે સંપૂર્ણપણે ઉદય પામે. ભાષા અને વ્યક્ત કરવાની અનુભૂતિનું સામંજસ્ય સાધવાને માટે, અનુભૂતિને અનુરૂપ ભાષાનું સ્વરૂપ સિદ્ધ કરવા માટે, બધા દેશમાં કવિઓ છંદો યોજે છે. છંદમાં ભાષાનું સ્વરૂપ અનુનેય, પ્રવાહી, સ્થિર, સ્મૃતિમાં રહેલા પૂર્વાપરના શબ્દસંસ્કારથી સુશ્લિષ્ટ ને સમગ્ર થાય છે. કાવ્યકલા માટે છંદ, લયમાં વહેતી ભાષા, મેળવાળી ભાષા અસાધારણ યોગ્યતા ધરાવે છે.

છંદનું પ્રાણતત્ત્વ મેળ છે, સંવાદ છે, harmony છે. મેળ એટલે એ ભિન્ન એકમો વચ્ચે વરતાતું સુયોગ્યતાનું લાવણ્ય. દૂધ અને ખાંડનો આસ્વાદ ભિન્ન છે, બંને ભિન્ન પદાર્થો છે, પણ તેમની સહસ્થિતિમાં મેળ છે અને સહસ્થિતિથી તૃતીય આસ્વાદ આવે છે. આસમાની અને રૂપેરી રંગ ભિન્ન છે, પણ બંનેમાં મેળ છે તેથી તેમનો સહયોગ રંગવૈચિત્ર્યનો આહ્લાદ આપે છે. સ્વરસમૂહ, અક્ષરસમૂહ કે પદસમૂહોનાં એકમો પરસ્પર મેળ, સુશ્લેષ દાખવી ભાષાપ્રવાહમાં ઔત્સુક્ય અને પરિતોષની પરંપરાવાળી કર્ણભોગ્ય રમણીયતા સર્જે છે.

સાદી વાતચીતમાં પણ મેળનું પ્રાથમિક સ્વરૂપ ક્વચિત્ પરખાય છે:

> તમે આવશો ?
> અમે રમશું.
> તમે વઢશો ?
> અમે ગાશું.

અને એ જ વૈચિત્ર્યનું વિકસિત સ્વરૂપ નાનાલાલની પદ્યકલ્પ રચનામાં ઓળખાય છે:

> "સુખ તે જ મોક્ષ:
> મન્મથ તે જ મહાપ્રભુ:
> ઇચ્છા પૂરવી તે જ સત્કર્મ"
>
> × ×
>
> "તમારે મુખડે હું,
> ને મારે મુખડે તમે
> બિરાજો ને બોલો."

પણ આપણે નાનાલાલીય રચનાનું પૃથક્કરણ કરવા નહિ બેસીએ. સામી બાજુ, જે પદ્યરચનામાં સંગીત પ્રધાનપણે આવી જાય છે, તેવાં પદો કે દેશીઓનો પણ વિચાર નહિ કરીએ. વાણીથી સુદૂર વહી ના જાય છતાં, વાણીને પ્રવાહી અને સ્મરણક્ષમ બનાવે એવી પદ્યરચના વિષે વાત કરીએ.

વાણીનાં જે કોઈ વિશિષ્ટ ભૌતિક તત્ત્વો હોય તેને

અવલંબીને જ પદ્યરચના પ્રવર્તે. એ તત્ત્વોમાંથી ભાષાનાં ત્રણ તત્ત્વો જોડણીમાં આપણે દાખવીએ છીએ, વર્ણ, રૂપ અને માત્રા. માપ વગર મેળ હોઈ શકે નહિ. અને માપ આ ત્રણ તત્ત્વોમાં કઈ રીતે પ્રવર્તે ? વર્ણ અર્થાત્ અક્ષર(Syllable)ની ગોઠવણીમાં. અક્ષરની સંખ્યા ઉપરાંત તેના લઘુત્વ–દીર્ઘત્વને અવલંબતી ચારુ વ્યવસ્થા હોય એ બીજી રીત. અક્ષરની સંખ્યાને બદલે માત્રાની સંખ્યાને જ અવલંબતી સંવાદી રચના હોય એ ત્રીજી રીત. આ ત્રણને આપણે અનુક્રમે (૧) સંખ્યામેળ (વર્ણમેળ કે અક્ષરસંખ્યામેળ), (૨) રૂપમેળ અને (૩) માત્રામેળ પદ્યરચના કહીએ છીએ. ખરું જોતાં આ વસ્તુ દેખાય છે એવી સાદી નથી, કેમ કે હરકોઈ છંદમાં વ્યવસ્થાનું નિયામક સૂક્ષ્મ તત્ત્વ તે ચરણમાં આવતો અલ્પ કે અનલ્પ વિરામ છે. એ વિરામ ચરણના પ્રવાહમાં બાધા ન આણે એટલો સૂક્ષ્મ હોય છે તેથી કર્ણગોચર થતો નથી; પણ તેને ગણતરીમાં લીધા વિના છંદનું બંધારણ સ્પષ્ટ થતું નથી. પ્રત્યેક ચરણને અંતે જે વિરામ લઈએ છીએ તે યતિ છે. ચરણની મધ્યમાં પણ એક યા બે યતિ આવે ને વિભાગ પડે તે ખંડ કહેવાય; અંત ચારુતાની સિદ્ધિમાં આ ખંડ કે ખંડો પણ કામ આપે છે. પણ ચરણનો ઘટકઅવયવ ખંડથી પણ નાનો હોય છે, અને ખંડમાં, અને ખંડ વગરનું ચરણ હોય તો ચરણમાં, સૂક્ષ્મ રીતે તે ઓળખાય છે. પદ્યરચનાના શાસ્ત્રીય અભ્યાસ માટે ખંડ અને ઘટક-અવયવ કિંવા બીજના નિરીક્ષણની આવશ્યકતા રહે છે. રૂપમેળ છંદમાંથી ઉદાહરણ લઈએ તો :

તોટક છંદમાં બે લઘુ અને એક ગુરુ અક્ષરથી બનેલા ચાર સંધિ છે :

લલગા । લલગા । લલગા । લલગા ।
પગલે । પગલે । લથડી । ડગલે ।

શાલિનીમાં બે ખંડ છે, અને પ્રત્યેક ખંડમાં સંધિ જુદો ઓળખી શકાશે :

રોવા લાગી ॥ હા થ ણી છા ળ તી એ ॥
ગાગા ગાગા ॥ ગાલ ગા । ગાલ । ગાગા ॥

પરંતુ આપણે અક્ષર સંખ્યામેળ છંદોનો જ વધુ વિચાર કરીએ. શુદ્ધ અક્ષરમેળ રચનાઓ, એકંદરે, કહી શકાય એવી તો ઋગ્વેદની છે. પાંચ અક્ષરનો વિરાટ્, આઠ અક્ષરનાં ત્રણ ચરણનો ગાયત્રી છંદ, આઠ અક્ષરનાં ચરણનો અનુષ્ટુભ્, અગિયાર અક્ષરનો ત્રિષ્ટુભ્, બારનો જગતી, એ સર્વે ઋગ્વેદના મુખ્ય છંદો પદ્યરચનાનો વિકાસ વિલોકવામાં આ આપણા પ્રાચીન છંદો ખૂબ ખપ લાગે તેમ છે. મહાભારતની અને અર્વાચીન અનુષ્ટુભ્નો વિકાસ, ઋગ્વેદી ગાયત્રી અને અનુષ્ટુભ્ થયો છે; તેમ જ ઉપજાતિ, વંશસ્થ આદિનાં મૂળ, ત્રિ અને જગતીમાં જોઈ શકાય. ઋગ્વેદનો કવિ, પર્જ વર્ણન અનુષ્ટુભ્માં કરે છે :

यत्पर्जन्य कनिक्रदत् स्तनयन् हंसि दुष्कृतः ।
प्रतीदं विश्वं मोदते यत्किंच पृथिव्यामधि ॥

ગર્જના કરતો પર્જન્ય ! જ્યારે દુષ્ટોને હણે છે ત્યારે વિશ્વ અને પૃથ્વી ઉપરના સર્વ પદાર્થો પ્રમોદ પામે છે. પેઠે દોડતી વિપાટ્ અને શુતુદ્રીનું વર્ણન કરતાં ત્રિષ્ટુભ્માં ગાય છે :

गावेव शुभ्रे मातरा रिहाणे
विपाट् शुतुद्री पयसा जवेते ।

અર્વાચીન અક્ષર સંખ્યામેળ છંદોમાં સંધિ પડે એવાં સંધિનાં આવર્તન ધનાક્ષરી, પયાર અને અભંગ છંદોમાં જણાય છે. સંધિ ચાર અક્ષરનો હોય, બે કે અક્ષરનો પણ હોય. ધનાક્ષરી, મનહર, પયાર આદિ છં ઘટકાવયવ સંધિ ચાર અક્ષરનો હોય છે. જેમ કે મનહર

ધાઈ ધાઈ । ભેટવાને । આવતો હું । તારે ધા
ધીરે રહી । સામો ઊઠી । આવતો તું । ધાઈને

પૂજાલાલે ગુર્જર પયાર યોજ્યો છે; એમાં પણ ઘટકઅ ચાર અક્ષરનો સંધિ છે :

“ આવીશ આ । વીશ તને । શોધતો આ । વીશ હું
સુદૂર સો । નેરી તારા । ધામમાં;
વેદનાના । પારાવાર । ભેટમાં લા । વીશ હું
છલકાતા । જીવનના । જામમાં.”

બંગાળી પયારમાં અંતે બે અક્ષરનો સંધિ છે, ભોળાનાથે ગુજરાતીમાં આણેલા અભંગમાં ત્રણ ચરણમાં અક્ષરનો સંધિ ઘટકઅવયવ છે અને છેલ્લા ચરણમાં એકેક અક્ષરનો જ છે :

પાપ । વાસ । નાઓ ॥ થાય । જ્યારે । ક્ષય ॥
પામ । શેઉ । દય ॥ પુ । ણ્ય । વૃ । ત્તિ ॥

મનહર, પયાર કે અભંગ કોઈ પૂરેપૂરો પાઠ્ય છંદ નથી; તેમાં વત્તું ઓછું ગેયત્વ પ્રવેશે જ છે. મનહરનું ખોખું લઈ ને ખબરદારે પ્રયત્નમેળ 'મુક્તધારા' ઉપજાવ્યો છે. ચતુરક્ષર સન્ધિના તાલ સાથે શબ્દના ઉચ્ચારમાંનો પ્રયત્ન મળે છે; અને બીજી શ્રુતિઓ આપણે વ્યવહારમાં ઉચ્ચારીએ છીએ તેમ જ ઉચ્ચારાય છે, એમ ખબરદાર માને છે.

જો આ મારાં । ગીત; હતી । પાંખો તમ । નાની ત્યારે ।
દેખાતાં આ । કાશ અને । તારા દૂર । દૂર ॥

ઝાડની કો ડાંખળીએ કે આ મારી ઝૂંપડીએ
બેસીને એકાંતે તમે ગાયા મીઠા સૂર;

આમ વહેતી આઠ લીટીનો આ પ્રયત્નમેળ પ્રાસયુક્ત છંદ છે. ત્રણ અક્ષરનો સંધિ લઈ ને પ્રયત્નમેળ પ્રવાહી "મહાછંદ" પણ ખબરદારે રચ્યો છે. ત્રિવર્ણી સંધિ લઈ પ્રત્યેક ત્રીજી શ્રુતિ ઉપર તાલ અને પ્રયત્નનો મેળ રાખીને આ છંદ બનાવ્યો છે. ખબરદાર કહે છે કે અંગ્રેજી પ્રવાહી બ્લૅન્ક-વર્સની નજીકનો લય આપણા પદ્યશાસ્ત્ર પ્રમાણે આ જ રચનામાં શક્ય છે. એના બંધારણમાં લઘુગુરુનો આગ્રહ નથી. એનું નિયામક તત્ત્વ ત્રિવર્ણી સંધિનાં પાંચ આવર્તન અને ગુજરાતી પ્રયત્ન(accent)ની સાચવણી છે. દાખલો જોઈ એ :

" અહો! ભક્તિનો આનંદ તો કંઈ ઑર જ છે!
અને નાથની આ અપરંપાર લીલા બધી
નહીં કો પણ આત્મા કદી નિજ કોટિ જીભે
જગમાં પૂરી ગાઈ શકે; પ્રભુની કરુણા
કંઈ લાખ ઝરા સરિતા અને ધોધ રૂપે
ચિરકાલ અખંડ આ વિશ્વે વહી રહી છે! "

આમ છતાં, આ પ્રયત્નમેળ રચનાઓ વિષે શંકા રહે છે જ કે ગુજરાતીમાં પ્રયત્ન બહુ સ્ફુટ છે નહિ, અને આવી રચનાઓનું વાચન કૃત્રિમ થાય છે. ગમે તેમ હોય, ઉપરની કંડિકામાં " અપરંપાર લીલા, " " આત્મા કદી " " આ વિશ્વે "નું વાચન, લય સાચવવા જઈએ તો, ક્લેશકર થાય છે.

ઉપજાતિ, વસંતતિલકા, શિખરિણી, મન્દાક્રાન્તા, પૃથ્વી આદિ છંદોનું નિયામક તત્ત્વ કેવલ અક્ષરની સંખ્યા નથી; એમાં અક્ષરોની સંખ્યા નિયત છે તેટલે અંશે તેમને પણ અક્ષરમેળ કહી શકાય. પણ એમ તો એમાં માત્રાની સંખ્યા નિયત છે તો તેમને માત્રામેળ કેમ ના કહેવાય? પણ ખરું જોતાં ઉપજાતિ આદિ છંદોનું વ્યાવર્તક લક્ષણ જુદું જ છે. પ્રત્યેક અક્ષરનું લઘુ યા ગુરુ રૂપ હોય છે અને એ રૂપની વ્યવસ્થા ઉપર એ છંદોની સંવાદિતાનો આધાર છે. આ રૂપમેળ છંદોનાં પણ આપણી ભાષામાં સુભગ મિશ્રણો થયાં છે; એમાંના ખંડો પ્રયોજી અવનવું વૈચિત્ર્ય આપણા કવિઓએ સાધ્યું છે.

શિખરિણી, મન્દાક્રાન્તા આદિની ચિત્રરચના, તેમ જ ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, વસંતતિલકાનાં તથા શાલિની, સ્રગ્ધરા આદિનાં સુભગ મિશ્રણો થયાં છે. અર્વાચીન અનુષ્ટુભ નું સ્થાન અક્ષરમેળ અને રૂપમેળની વચ્ચે છે. તેના દરેક ચરણના આઠે અક્ષરમાંના ત્રણ અક્ષરના રૂપ વિષે નિયમ છે, બાકીના લઘુ વા ગુરુ હોઈ શકે. દરેક ચરણમાં પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો અક્ષર ગુરુ જોઈએ; સાતમો અક્ષર પહેલા અને ત્રીજા ચરણમાં ગુરુ હોય છે, બીજા ને ચોથામાં લઘુ છે. બબ્બે ચરણનો એકમ ગણી શકાય એવો લય એનો છે; અર્થાત્ એને સોળ અક્ષરની પંક્તિની રચના કહી શકાય. લાંબી કાવ્યરચના માટે અનુષ્ટુભની કાર્યસાધકતા ઘણી છે; તો ગંભીર પ્રવાહી રચના માટે પૃથ્વીની ઉપયોગિતા હવે સિદ્ધ જ છે. પરંતુ આ પ્રશ્ન વીગતે ચર્ચવાને અહીં અવકાશ નથી. *

* ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.

# જિપ્સીની આંખે



## મંગલસૂત્ર

પિતાજીના કારમા મૃત્યુ પછી બાની ઉદાસીનો પાર નહોતો. એના મુખ પર સ્મિત આવતું તે પણ વિષાદથી છવાએલું. એના કામમાં, એના વર્તનમાં અરે અમારા તરફના એના વાત્સલ્યમાં પણ ઉદાસીનો આધાર હતો. મને આનું ગળું બહુ ગમતું. એક તો આમ પણ બા બહુ દેખાવડી અને નમણી હતી. એના હૃદયની નિર્મળતાનું લાવણ્ય એના ચહેરા ઉપર એવું વિલસતું કે આપણે જોયાં જ કરીએ. પણ એ સર્વમાં એની ડોક મને અપાર વહાલી લાગતી. અને એ ગરદનને વળગીને વહાલ કરતાં હું કદી ધરાતો નહીં. નિશાળ-માં કંઈક ગુનો થયો હોય, કોઈ છોકરા સાથે તકરાર થઈ હોય, બાપુજીએ આંખ દેખાડી હોય કે બાનું વહાલ જોઈતું હોય ત્યારે હમેશાં હું એની ડોકે બાઝી પડતો. મંગલસૂત્રથી શોભતા એ ગળાને બચ્ચીઓ ભરતાં હું કદી જ થાકતો નહીં. અને એના બદલામાં હું ધરાઈને એનું વાત્સલ્ય પીતો. બાપુજીના ગયા પછી બાનો ઉદાસ ચહેરો મંગલસૂત્ર વિનાના સૂના ગળાથી બહુ જ એકલો લાગતો. બા પણ છત્રવિનાની અનાથ લાગતી. મારી દૃષ્ટિ જ્યારે જ્યારે બાના ચહેરા પર પડતી ત્યારે આપમેળે એની એકલ ડોક પર ઊતરીને ડૂસકું ભરી લેતી. આ દુઃખ ખમનાર હું એકલો નહોતો. મારાં પાર્વતીફોઈ પણ હતાં. ફોઈ પોતે બહુ રૂપાળાં હતાં. પણ બાના સ્વરૂપનાં એ મોટાં ચાહક હતાં. મને બરાબર યાદ છે. એક દિવસ ફોઈ, બા અને હું એમ ત્રણ જણાં બેઠાં હતાં. પિતાજીનાં સ્મરણોની ઉજાણી ચાલતી હતી. ત્યાં અચાનક ફોઈની આંખ બાના ગળા પર જઈને બેઠી. એમનાથી રહેવાયું નહીં. બોલ્યાંઃ “ ભાભી, ગળામાં તુલસીની માળા તો રાખ જ. આ સૂની ડોક મારાથી જોવાતી નથી.” અને સ્વાભાવક રીતે જ એમનો હાથ બાના ગળાને અડકી પડ્યો. બાએ માથે એવી રીતે ઓઢ્યું કે ડોકની ચારુતા સંતાઈ ગઈ. બા કશું બોલી નહીં. બા ગમતી. બાનું સ્વરૂપ ગમતું. બાની આંખોમાં આંખો પરોવતાં હું થાકતો નહીં. પરંતુ ડોકને બાથ ભરીને બચ્ચી ભરવી એ મારા જીવનનું ઐશ્વર્ય હતું. છતાં એ એકલવાઈ ડોક જ મને રડાવી અને બાના ગયેલા સૌભાગ્યની યાદ આપીને પિતા સ્મરણોની યાત્રા કરાવતી.

ધનતેરસે અમારે ત્યાં ધનની પૂજા થતી. પિતાજી ત્યારે પણ બા મારી પાસે જ પૂજા કરાવતી. બાપુજીના પછી પણ એમ જ થતું. પણ બાપુજીના ગયા પછી ધનતે એ પૂજામાં એક ફેરફાર છાનો ન રહ્યો. હું પૂજા કરી ત્યાર પછી એક નાનીશી રેશમી પોટલીમાંથી મંગલસૂત્ર કાઢીને બા દૂધથી અને પછી પાણીથી ધોઈ પૂજા કરતી અને પાછી એ પોટલીમાં સંભાળથી મૂકીને એક ચાંદીની ડબ્બીમાં મૂકી દેતી. આવી ધન દરેક વરસે આવતી અને ચાલી જતી. ધીરે ધીરે મંગલસૂત્ર મારે મન બા જેટલું જ વહાલું થઈ ગયું.

ઈ. સ. ૧૯૨૯માં હું પોંડિચેરીથી પાછો આવ્યો મારું મોટું સુખ બાનો હસતો ચહેરો હતો. હું ગયો એને જે ઓછું આવ્યું હતું તે હું પાછો આવ્યો ત્યારે એણે ઓગાળી નાંખ્યું. અમે સૌ સુખી હતાં. આવી ‘ નવગુજરાત ’ સાપ્તાહિકમાં સહતંત્રીનું કામ સ્વી બાને બહુ જ આનંદ થયો. એ કામને કારણે મારે બપોરે અને સાંજે એમ ગમે ત્યારે ગમે તેટલું પડતું. એક વખત ઉનાળો હતો. વૈશાખનો મહિનો. તો કહે મારું કામ. લૂ એવી વાય કે માથું ફાટી જાય. સળગતા બપોરે બે વાગે ભૂખ્યોતરસ્યો હું ઘેર પહોંચ્યો પણ બિચારી ભૂખીતરસી મારી વાટ જોઈને ચિંતા બેઠી હતી. હું આવ્યો ત્યારે એનો ચહેરો કરમાઈ ગયો અમે જમ્યાં. જમીને હું જરા જંપ્યો. ઊઠ્યો ત્યારે આખું શરીર તાવથી ધીખતું હતું. બા તો ગભરાઈ ઘરના બધા ઇલાજો એણે કર્યા. પણ તાવે મચક ના

આખરે દાક્તરને બોલાવવા પડ્યા. દાક્તરની સલાહથી મને હૉસ્પિતાલમાં ખસેડ્યો અને આખરે ઈશ્વરની કૃપાથી અને બાની આશિષથી એ મહિને હું સારો થઈ ગયો.

ત્યાર પછીની ધનતેરસે અમે પૂજા કરવા બેઠાં. પૂજામાં માત્ર પાંચ રૂપિયા હતા. એક પણ ઘરેણું નહોતું. મને અચંબો લાગ્યો. ધનની પૂજા પછી બાએ નિત્યનિયમ પ્રમાણે પોતાના મંગલસૂત્રની પણ પૂજા કરી. પછી મેં બાને પૂછ્યું ત્યારે ખબર પડી કે મારા પોંડિચેરીના લાંબા નિવાસ દરમિયાન બાએ ઘરેણાં વેચીને ઘર ચલાવ્યું હતું. તે દિવસે હું બાની એ એકલવાઈ ડોકે બાઝીને ખૂબ રડ્યો.

શિયાળો ગયો ને ઉનાળો આવ્યો. મારી બહુ ઇચ્છા હતી કે હું એક સાઇકલ લઉં. પણ એટલી બચત ક્યાંથી કાઢવી? એક રાતે બેસીને અમે સૌ વાતો કરતાં હતાં. ત્યાં મારાથી સાઇકલની વાત નીકળી ગઈ. સાઇકલ વિના કેટલી મુસીબત પડે છે એ સાંભળીને બાનું હૈયું ભરાઈ આવ્યું બીજે દિવસે બપોરે મને પાછું મોડું થયું. બા બિચારી દર વખતની જેમ ભૂખીતરસી મારી રાહ જોઈને બેઠી હતી. મને જમાડ્યા પછી પણ એની એક જ ચિંતા હતી કે હું માંદો ન પડું. બપોરે જમીને હું કામ પર જવા નીકળ્યો ત્યારે બાએ પૂછ્યું: "બેટા, સાઇકલ હોય તો તને મહેનત ઓછી પડે, નહીં?" મેં જતાં જતાં હસીને કહ્યું: "બા, એ તો કબીરજી કહી ગયા છે." જ્યારે જ્યારે મારે બાને હસાવવી હોય ત્યારે હું ઉપરનું વાક્ય વાપરતો.

સાંજે હું ઘેર આવ્યો ત્યારે ઓટલા ઉપર એક નવી સાઇકલ પડેલી. મને એમ કે કોઈ મળવા આવ્યું છે. મારો અવાજ સાંભળીને બા બહાર દોડી આવી. એના મુખ પર અવર્ણનીય આનંદ હતો. ઘણા વરસ પછી મેં એનો આવો પ્રફુલ્લિત ચહેરો જોયો. એણે કહ્યું: "કિશન, તારી સાઇકલ આવી ગઈ." આનંદ અને આશ્ચર્યની મિશ્ર લાગણીથી ઘેરાઈ ગયેલો હું પૂછવા જાઉં તે પહેલાં તો હાસ્યનું ઇનામ આપીને બા બોલી ઊઠી: "હું લઈ આવી. ગોપાળદાસ કાકાને ત્યાંથી. ગમી ને? એમણે કહ્યું, હમણાં છોકરાઓ આ ગાડી બહુ શોખથી વાપરે છે. સારી છે ને?" મેં કહ્યું: "પણ બા, હમણાં મારે નહોતી જોઈતી." અને હું આગળ બોલવા જાઉં તે પહેલાં તો એ બોલી ઊઠી: "ફેરવી જો તો. હું જોઉં તો ખરી કે તને કેવીક ચલાવતાં આવડે છે." અને મેં એ નવી સાઇકલ પર ચક્કર માર્યું ત્યારે અમે બંને ખુશખુશ થઈ ગયાં.

ત્યાર પછીની ધનતેરસે અમે પૂજા કરવા બેઠાં હતાં. બાએ મારી પાસે પાંચ રૂપિયાની પૂજા કરાવી અને પૂજા પૂરી થઈ. બાએ મંગલસૂત્રની પૂજા ન કરી એટલે મેં પૂછ્યું: "બા, તમારી પૂજા કેમ નથી કરતાં?" બાએ હસીને કહ્યું: "હવે જરૂર નથી. તું સાઇકલ પર બેસીશ અને હું તને જોઈશ એ જ મારી પૂજા છે." મારા અંતરમાં ફાળ પડી. મેં કહ્યું: "બા, તમે મંગલસૂત્ર વેચીને આ સાઇકલ લઈ આવ્યાં?" અને મારા ઊતરેલા મુખને બાએ પોતાની ડોક પર ઢાળી દીધું. મારાથી ના તો બાથ ભરાઈ, ના તો બચી કરી શકાઈ.

બીજે દિવસે હું એક મિત્ર પાસેથી એકસોદસ રૂપિયા લઈને ગોપળદાસ કાકાને ઘેર ગયો. કાકા તો ઘેર નહોતા. પણ ગુલાબકાકી હતાં. એ બહાર આવ્યાં ને મેં એમની ડોકમાં બાનું મંગલસૂત્ર જોયું. રૂપિયા મારા ગજવામાં જ રહી ગયા. કાકાની ખબર પૂછીને હું ચાલી નીકળ્યો. પાછા આવીને મેં બાને કહ્યું: "ગુલાબકાકીના ગળામાં તમારું મંગલસૂત્ર જોઈને મારાથી એક શબ્દ પણ બોલાયો નહીં." બાએ હસીને કહ્યું: "બેટા, એમનું સૌભાગ્ય અખંડ રહો." બાનું એ મુખ આજેય જ્યારે જ્યારે હું મારી સાઇકલને અડકું છું ત્યારે મારી આંખો આગળ આવે છે અને અંતરને અડકે છે. સાઇકલો તો મારી ઘણી બદલાઈ છે, પણ બાનો એ ચહેરો નથી બદલાયો.

---

# ‘ સ્નેહમુદ્રા ’

ઉમાશંકર જો

હાર્ડીને ઉત્તરાવસ્થામાં અમેરિકન મુલાકાતીઓ કવિતાની વાતચીત ચાલતી હોય તે અટકાવીને ‘હવે તમારું ખરું કામ છે તે વિષે કાંઈક કહો’ એમ કહેતા ત્યારે હાર્ડીને એ બહુ ગમતું નહિ. પોતાની નવલકથાઓ કરતાં કવિતાને એ વધુ મહત્ત્વનું સર્જન ગણતા. પણ સદ્ભાગ્યે હાર્ડી દીર્ઘાયુષ્ય પામ્યા હતા. છેલ્લાં ત્રીસેક વરસ કવિતાને એ અર્પી શક્યા હતા અને જીવનના દર્શનને સુરેખપણે સાકાર કરતા Dynasts જેવા મહાકાવ્યનાટકની રચના કરી શક્યા હતા. આપણા ગોવર્ધનરામ તો અંબાલાલ સાકરલાલે શોકઠરાવમાં ઉમેરાવ્યું હતું તેમ ‘અકાળ’ અવસાન પામ્યા હતા. એમની કવિત્વશક્તિ સરસ્વતી-ચંદ્રમાંનાં ‘સુખી હું તેથી કોને શું’—એ ગઝલ, બુદ્ધનો ગૃહત્યાગ—એ લાવણી, ગોલ્ડસ્મીથના ‘ધ હરમિટ’નો સરળ ભાવવાહી ‘પંથી ખાધું ન ખાધું કરે છે’—આદિ સ્વભાવોક્તિઓથી મધુર બનેલો અનુવાદ અને છૂટક મુક્તકો અને ગીતોમાં જરૂર ઝળકી ઊઠે છે. પણ એક સર્જક તરીકે એમનું મુખ્ય સર્જન પદ્યમાં નહિ પણ ગદ્યમાં (‘સરસ્વતીચંદ્ર’રૂપે) થયું છે એ બાબત એમના પોતાના કે વિવેચકોના મનમાં બે મત હોય એવું જોવા મળ્યું નથી. આનો અર્થ એ નથી કે એમણે પદ્યમાં કોઈ મહત્ત્વાકાંક્ષી પ્રયત્ન કર્યો નથી. ‘સ્નેહમુદ્રા’ નામનું ૧૧૦ ખંડનું કાવ્ય ગોવર્ધનરામે પોતાની પહેલી વીશી પૂરી થતાંમાં લખ્યું છે. ઉત્તરાવસ્થામાં એ કે એવી કોઈ કૃતિ એમને હાથે રચાવા પામી હોત તો પદ્યમાં પણ એમની સિદ્ધિ કેવી હોત એ પ્રશ્ન મનમાં ઊઠ્યા વગર રહેતો નથી.

‘સ્નેહમુદ્રા’ કાચી ઉંમરે લખાયું છે એટલે એમાંના જીવનદર્શનમાં કાંઈ કચાશ કે ઊણપ છે એવું નથી. નવાઈની વાત તો એ છે કે કાવ્યનું વિચારમાળખું, હવે પછી જોઈશું તેમ, પરિપક્વ બુદ્ધિની છાપ પાડે એવું સર્વગ્રાહી અને ભવ્ય છે. હજી આજે પણ ‘સ્નેહમુદ્રા’ના વિચાર-પિંડમાં કોઈ આંગળી ખૂંપાવી શકે એવું નથી, કોઈ ચિન્તકને આ વિષયની આવી માંડણી ગૌરવ અપાવે છે. તો ‘સ્નેહમુદ્રા’ની એક કાવ્ય તરીકેની સિદ્ધિ આડે તત્ત્વો આવ્યાં હશે ?

એ તો જાણીતી વાત છે કે ‘સ્નેહમુદ્રા’ની રચના પત્નીના અવસાન નિમિત્તે થઈ છે. અંગત શોક કાવ્યમાં ભાવનો આવેગ વધુ ઉત્કટ હોય, ઊગતી જુવા અનુભવેલો આ એટલે લાગણીનાં ઘોડાપૂર હોય, સંભાવના વધારે તો રહે, પણ આખી કૃતિમાં જે સુ વિચારમંડાણ છે તેને રુધિરમાંસયુક્ત બનાવી શકે ઊર્મિનો પ્રભાવ વરતાતો નથી. એટલું જ નહિ, લાગણીનો રણકો ક્યાંક ક્યાંક જ સંભળાય છે. જો પત્ની ફરી સજીવન થાય અને આખી કૃતિ હિંમત વાંચી જાય તો કદાચ ઉદ્ગાર કર્યા વગર ન રહે કે ‘ મારા જવાથી બહુ દુઃખ થયું હોય એવું તો કાંઈ લાગતું નથી.’

નાની ઉંમરે આ કાવ્યની રચના થઈ છે એટલે વિચાર પાંખો હોય અને ઊર્મિ બે-લગામ હોય, ઊર્મિ (morbidity)ની કોટિએ પહોંચી જાય એવી વેગીલી —એ બે મુશ્કેલીઓની અપેક્ષા રહે, પણ સદ્ભાગ્યે એ માટે અહીં અવકાશ જ નથી. ઊર્મિ-મંદતા એ ‘ મુદ્રા’ની સૌથી મોટી મુશ્કેલી છે. શોકના આવેગની કવિહૃદયે પૂરી અનુભવી નહિ હોય ? કાંઈ નહિ તો, અને એમાંથી નિષ્પન્ન થતો કરુણ એ ‘સ્નેહમુદ્રા’માંથી ગાઢ આત્મીય અનુભૂતિ રૂપે સહેજે બહાર ઊપસી નથી, અભિવ્યક્તિ પામતો નથી. સ્નેહ અંગેની વિચારલીલા હૃદય સાક્ષાત જેમાં રચ્યુંપચ્યું રહ્યું હોય લાગણીલીલા સાથે એકરસ થઈ શકી નથી. આથી વ્યક્તિ પાંખી-પાંગળી રહી ગઈ છે. ‘સ્નેહમુદ્રા’ની પદ્ય અને ભાષા ડગલે ને પગલે એની સાક્ષી પૂરે છે.

અહીં કવિની ઉંમરે—અને અર્વાચીન ગુજરાતી કવિતાની ઉંમરે પણ—ભાગ ભજવ્યો છે એમ કહી શકાય. આમે, લખાવટમાં ગોવર્ધનરામનો હાથ જિંદગીભર ભારે રહ્યો છે, નિબંધ કે પદ્યમાં જ નહિ, નવલકથા જેવામાં પણ એમનો હાથ ભારે વરતાય છે. તેમાં આ તો એક નવીન અપૂર્વ કાવ્યની રચના કરવાની હતી. પશ્ચિમની ઢબનાં ઊર્મિકાવ્યો આપતી નરસિંહરાવની 'કુસુમમાળા' હજી આવવાની હતી. સળંગ સો શિખરિણીમાં ભાવસઘન અનુભૂતિને ઉછાળતી વહેતી 'ક્લાન્ત કવિ'ની રચના હજી પ્રગટ થવાની હતી. દલપત, નર્મદ અને નવલરામના પ્રયોગો યુવક ગોવર્ધનરામ પાસે હતા. અને હતું સંસ્કૃત અને યુરોપીય (અંગ્રેજી ભાષામાં) સાહિત્ય. ગોવર્ધનરામમાં વિચારના ક્ષેત્રમાં નાનીનાની વીગતો માટે પણ મૌલિક સૂક્ષ્મ વિવેકબુદ્ધિ છે, પણ કાવ્યરચના અંગેની અનેક નાનીમોટી વીગતોમાં એમની એ સૂક્ષ્મ વિવેકબુદ્ધિનો વિનિયોગ થતો જવલ્લે જ જોવા મળે છે. ૧૧૦ ખંડમાં વહેંચાયેલી આ કૃતિને એની પદ્યરચના અંગે કોઈ વ્યક્તિત્વ જ નથી, કાવ્યદેહની એટલી બધી ઉપેક્ષા એમને હાથે થઈ છે. સંસ્કૃત છંદો, દોહરા, ચોપાઈ, હરિગીત, સવૈયા, લાવણી, કટાવ, ભજનગાયનના ઢાળો—ગમે તે છંદોરૂપ એમની કલમે ચઢી જાય છે. આ—આ જ છંદોરૂપ અહીં બંધબેસતું છે, બીજું ન જ ચાલત એવી પ્રતીતિ ક્વચિત જ થાય છે. વર્ષાવર્ણનનો કટાવ એ એનો ઉત્તમ નમૂનો છે. 'તેજહીન નિજ તેજહીનતા રોતા. દેવા!'—જેવામાં વક્તવ્ય અને વ્યક્તિની સમરૂપતા જોવા મળે છે. સંસ્કૃત છંદો કથયિતવ્યની પાછળ ઘસડાય છે, ક્યાંક જ મુક્તકનો સુરેખ આકાર પામે છે અથવા લયમાં પ્રૌઢિનો પરિચય કરાવે છે. પ્રો. ઠાકોરના યતિભંગ-શ્લોકભંગના રૂપની તો નહિ, પણ એકથી વધુ શ્લોકોમાં વાક્યને વહેતડાવતી સંસ્કૃત પદ્યરચનાને અનુસરતી છંદોની પ્રવાહિતા જોવા મળે છે, એ નોંધપાત્ર છે. બે લઘુને સ્થાને એક ગુરુ અને એક ગુરુને સ્થાને બે લઘુ મૂકતાં કવિ ખંચકાતા નથી. ('પ્રલયવારિ ધરા આચ્છાદતું'; 'મુજપઠે રખે ગિરિપતિ રુવે,' 'ઘડીક નીચું ને ઘડી ઊંચું જુવે.') બીજી એક ખાસિયત સંધિસ્વર (ડિપ્થોંગ) અંગે છે. થઇ, વહી, લઇ, થૈ, વ્હૈ, લૈ ને બદલે યોજાયા છે તે ઉપરાંત લપટાઈ, સંતાઈ જેવા શબ્દોમાં દીર્ઘ 'આ'ને લઘુ ઘણી દે, તે ઉચ્ચાર ઇષ્ટ છે. વર્ષાવર્ણનનો કટાવ વિશ્વરમણાએ ચઢ્યો હતો તે મેઘતાંડવ પૂરું થતાં એનો વેગ જ્યારે ઊતરે છે ત્યારે મંથરગતિ બની જાય છે અને ક્રમે ક્રમે અંતે પ્રવાહી તોટકમાં સરી પડે છે એ સહજ છંદપરિવર્તન હૃદ્ય છે, પણ કર્તા એ અંગે સભાન હોય એમ માનવું વધારે પડતું ગણાય. દોહરો ગોવર્ધનરામે શા માટે પસંદ કર્યો હશે એ સમજવું મુશ્કેલ છે. દોહરો સારી રીતે રમાડવો દોહ્યલો છે. ઘૂંટેલો ભાવ સરળ સહજ ઉદ્ગાર પામે અને આપણને સુભાષિત મળ્યાનો આનંદ થાય એવી દોહરા માટે અપેક્ષા રહે છે. ગોવર્ધનરામની પદ્યરચના ઉભડક છે એનો સૌથી કઢંગો ખ્યાલ એમના દોહરા કરાવે છે.

ભાષાની બાબતમાં ગોવર્ધનરામ પોતાની સૂક્ષ્મ વિવેકબુદ્ધિનો ઉપયોગ નથી કરતા એમ નહીં કહી શકાય. અનેક નવા શબ્દો એ યોજે છે, ખાસ કરીને અંગ્રેજીનો અનુવાદ કરતાં: સુતનુસૃષ્ટિ (Fair sex), પ્રભાકીટ (glow-worm). કાનસને માટે 'કાયધામ' જેવો શબ્દ, કદાચ એને વધુ કાવ્યોચિત સમજીને, એ યોજે છે, પણ અતિસામાન્યતામાં કવિતાને ઘસડી જાય એવા ગ્રામીણ, બોલચાલના, શબ્દો વાપરતાં એમને સંકોચ નથી. 'વાદળદળ'ને માટે 'જલદપૂતના' જેવા અલ્પપરિચિત સંસ્કૃત શબ્દો પણ કશા ક્ષોભ વગર એ રેડવે છે—અને પરિણામે એમની કાવ્યપદાવલિ(poetic diction)ની પણ, પદ્યરચનાની જેમ, કોઈ વ્યક્તિતા બંધાવા પામતી નથી. 'સ્નેહમુદ્રા'ની પદ્યશૈલી ઘણે ઠેકાણે નરી ગદ્યાળુ બની જાય છે અને લગભગ આખી કૃતિમાં ઢીલી લગામનો અનુભવ થાય છે.

'સ્નેહમુદ્રા'માં ગોવર્ધનરામને પૂરતી સફળતા મળી નથી, તેમ છતાં ગુજરાતી કવિતાસાહિત્યમાં એમની એ અસફળતા પણ મહત્ત્વની છે. એમાંનાં વર્ષાવર્ણન, સતીનું વૃત્તાન્ત અને ધ્રુવક, અંધ તિમિર, આકાશ, પ્રભાકીટ, માળામેઘ-આદિની ઉક્તિઓમાં ઊંચું કવિત્વ પ્રગટ થાય છે. (આટલી ઉત્તમ કૃતિઓ પણ કેટલા સંગ્રહોમાં મળશે?) ઉપરાંત ગોવર્ધનરામની કલ્પનાલીલા અનેક નવનવી ઉપમાઓ અને રૂપકો ગૂંથવામાં રાચે છે તેનો પણ અહીં ઉત્તમ તેમ જ નિકૃષ્ટ રૂપે પરિચય થાય છે. વર્ષાવર્ણનમાં તો એની આતશબાજી છે. 'ઊભું નિશાનું સ્મિત હોય જાણે,' 'કાળકાય પર' (ખંડ ૨૧), 'તારુણ્ય ગોવાળ ચરાવતો

જોતે તે પશુઓ' ( ખં. ૨૩ ), 'અંધકારમાં...સ્વર ઉડતો-તો જેવો' ( ૨૬ ),—અનેક દૃષ્ટાન્તો મળશે. ચિત્રો દોરવાની શક્તિ પણ ઠેરઠેર પ્રતીત થાય છે.

**બુદ્ધિ ઉદધિ ઉપર ઉડતી ઉંઘ ગુલાબી ચાલે (૩૨)**

**કુસુમગન્ધ વહે નદી ચુંબતો (૩૨)**

**ગૌર ગાલ પર ખંજન સમ નદીવદને લ્હેરો પાડું**
**ફરફર વાતી મૃદુમૃદુ ગાતી મનુને નીશો રહડાવું. (૧૦૨)**

અહીં અને ૪માં ગાલના ખાડા માટે ખંજન(=એક પંખી)નો ખોટો ઉપયોગ જોવા મળે છે. પણ આ પંક્તિઓ જેવી લયવાહિતા કવિને સતત સિદ્ધ હોત તો કેવું સારું ! 'અન્ધ-તિમિર'ની ઉક્તિમાં સહેજે ચમત્કૃતિ આવી છે :

**ફાળ મારવા જ તેજ પાછળ બેસું વાઘ પેઠ,—**
**ચેતજે મધ્યાહ્ન ! હુંય આવું લગોલગ જ ઠેઠ !**
**તે જ પાછળ તિમિર રહે તો**
**કોઈનું તેથી શું ગયું ?**
**રવિ પુઠે રહી જતાં અગાડી આવી વ્યાપું હું,**
**તેજ આગળ તિમિર રહે તો**
**કોઈનું તેથી શું ગયું ?**
**ઉતરી આવી વ્યોમમાંથી સુઈ જાઉં લાંબુલાટ—**
**પ્રાણીભાગ્યનાં ઉશીકાં રચી, રચી ધરાની ખાટ,**
**વિશ્વધર્મશાળમાં**
**કોઈનું તેથી શું ગયું**

—ભવ્ય ચિત્રાંકનો કવિને સહેજમાં સિદ્ધ છે. માળ અને સિંહની ઉક્તિઓમાં પણ ઓજસભર્યાં ચિત્રો મળે 'પ્રભાત સળગતું' ( ૧૦૯ )–જેવા બે શબ્દોથી એ ક વાતાવરણ સર્જાવી શકે છે. અનેક ઉપમાજાળાં ર કયારેક તો અતિસામાન્ય ઉપમાઓમાં રાચતી કવિની કલ્પકશક્તિ ઉષાનું 'તેજતણું ઝભલું' આપણને છે ( ૧૦૮ ), તે જ્યારે 'તેજગન્ધ' ( ૭૫ ) જેવું ચિ રજૂ કરે છે ત્યારે એને બધું જ માફ કરવાનું મન થાય

પણ 'સ્નેહમુદ્રા'નું મહત્ત્વ મુખ્યત્વે તો એમાં જે મહત્ત્વાકાંક્ષી ઉપક્રમ છે એને લીધે છે. સંભવ છે પત્નીવિરહના અંગત ઊભરા ઠાલવવાનો જ એમણે પ્ર કર્યો હોત તો બેપાંચ ઉત્તમ ઊર્મિકાવ્યો આપ મળ્યાં હોત. પણ યુવક ગોવર્ધનરામને અંગત શોક ગાવો નથી. 'સ્નેહમુદ્રા અથવા હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહ છાયા' એ શીર્ષકમાં જ સૂચવાયું છે તેમ પોતાના હૃદ મુદ્રાંકિત **થયેલા** સ્નેહની જ નહિ પણ જનસામાન્ય હૃદયમાં મુદ્રાંકિત **થતા** સ્નેહની ગાથા એમને ગાવી છે.

[ હવે પછી પૃ

---

[ અનુસંધાન પૃ. ૧૩૬થી ચાલુ ]

સૃષ્ટિમાં સમાઈ ગયું છે, જે સૃષ્ટિ મારી માલિકીની નથી. પોતાનું ખેતર ખેડતાં ખેડતાં આ વિશાળ દૃષ્ટિબિંદુ રાખવું એ તો, ભાઈ જોસેફ, ઈશ્વરોપાસના જેવી ભવ્ય વસ્તુ છે. મને લાગે છે કે આવું દૃષ્ટિબિંદુ કેળવનાર માણસનો પરમેશ્વર કયાંક કોઈક સ્થળે હોય છે ખરો, પણ એ ભલોભોળો જીવ તો એપોલો અને બીજાં દેવદેવલાં વડે પોતાનું ગાડું ગબડાવતો હોય છે. આ દેવો અંશતઃ એકબીજામાં ભળી ગયાં હોય છે. અને અંશતઃ એકબીજાની બાજુમાં ગોઠવાઈ ગયાં હોય છે. જો, પણે આકાશમાં નજર કર, ત્યાં અનંત મોકળાશ દેખાય છે. ત્યાં પણ પરમેશ્વરનો વાસ છે એ બદલ મને સંતોષ છે."

"તમે ઠંડા પણ નથી ને ગરમ પણ નથી." જોસેફે કહ્યું : "તમે તો સાવ ઢીલાપોચા છો."

"ના, ના," પાઇલેટે જવાબ આપ્યો, "હું માનું છું, હૃદયપૂર્વક માનું છું કે સત્યનું અસ્તિત્વ છે અને મનુષ્યને એ પ્રાપ્ત થાય છે, એની અનુભૂતિ થાય છે. મનુષ્યને એ અનુભૂતિ ન થઈ શકે એટલા ખાતર જ સત્ય પોતે અસ્તિત્વ ધરાવે છે એમ માનવું એ તો એક ગાંડપણ માણસ સત્યને પામી શકે છે, હા, પામી શકે છે. પણ કયો માણસ ? હું, તમે, કે સહુ કોઈ ? હું માનું છું કે આ સહુ થોડું થોડું સત્યદર્શન કરી શકયા છીએ. સહુની સત્યનો થોડોથોડો હિસ્સો છે. 'હા' કહેનાર અને 'ના' કહેનાર બન્ને જણા પાસે એ હિસ્સો છે. આ બન્ને જણા ભે જાય અને એક બીજાને સમજતા થાય તો એમાંથી અ અખંડ સત્ય લાધે. અલબત્ત, 'હા' અને 'ના'નો મેળ મળી શકે, પણ માણસોનો તો મેળ મળી શકે. શબ્દો કરતાં માણસોમાં વધારે સત્ય રહેલું છે. મને પોતાને માણસો એમનાં સત્યો કરતાં વધારે સારી સમજદારી છે. એમાંય, જોસેફ, શ્રદ્ધા રહેલી છે. શ્રદ્ધા અને આનંદોલ્લાસ જીવવાની આવશ્યકતા હું માનું છું. હું નિઃશંકપણે, પણ અચકાયા વિના માનું છું. પણ સત્ય એટલે શું ?"

# સત્ય એટલે શું?

**કારેલ ચાપેક અનુ. ચુનિલાલ મડિયા**

ઈસુએ જવાબ આપ્યો કે સત્યના સાક્ષી બનવા ખાતર જ હું જન્મ્યો હતો અને આ કાર્ય માટે હું આ દુનિયામાં આવ્યો હતો. સહુ સત્યવાદીઓ મારો સંદેશ સાંભળશે.

પાઇલટે ઈસુને પૂછ્યું કે સત્ય એટલે શું ? આટલું કહીને એ ફરી યહૂદીઓ આગળ ગયો અને કહ્યું કે મને એનો કોઈ દોષ દેખાતો નથી.

સાંજ પડવા ટાણે એરિમેથા ગામનો જોસેફ કરીને એક માણસ પાઇલેટ સમક્ષ આવી ઊભો. એરિમેથા ગામમાં જોસેફનો ભારે માનમરતબો હતો. એ પોતે ઈસુનો ભક્ત હતો. આ ભકતજને પાઇલેટ આગળ હાજર થઈને વિનંતિ કરી કે ઈસુનો મૃતદેહ મને આપો.

પાઇલેટે આ વિનંતિ માન્ય રાખી અને કહ્યું: "ઈસુને વાંકગુના વગર, ખોટી રીતે, દેહાંતદંડ થયો છે."

"તમે પોતે જ હાથે કરીને એને વધસ્તંભ પર ચડાવી દીધો છે. અને હવે કહો છો કે વાંકગુના વગર ખોટી રીતે દેહાંતદંડ થયો છે!" જોસેફે સામો જવાબ આપ્યો.

"હા, મેં જ એને વધસ્તંભ પર ચડાવ્યો છે," પાઇલેટે કહ્યું, "અને લોકો માને છે કે પેલા બેરેબાસ* માટે બૂમરાણ મચાવતાં માણસોથી ગભરાઈ જઈને મેં એને દેહાંતની સજા કરી છે. પણ સાચું કહું તો એ બૂમરાણથી હું જરા પણ ગભરાયો નહોતો. મેં પાંચ જ સૈનિકો મોકલ્યા હોત તો એ બૂમરાણ મચાવતાં ટોળાં મૂગાં થઈ ગયાં હોત. પણ મારા કહેવાનો મુદ્દો એ નથી."

"મારા કહેવાનો મુદ્દો એ નથી," જરાવાર વિચાર કરીને પાઇલેટે આગળ ચલાવ્યું, "પણ ઈસુ સાથે હું વાતો કરતો હતો ત્યારે મને લાગ્યું કે થોડા સમય પછી એના શિષ્યો ઈસુને નામે અને સત્યને નામે સહુ પર સીતમ ગુજારશે અને બીજાં બધાંને વધસ્તંભ પર ટાંગી દેશે. એ શિષ્યો બીજાં સત્યોને નામશેષ કરશે અને એમના ખભા પર બીજા બેરેબાસ ઊભા કરશે. ઈસુ સત્યની વાતો કરતો હતો. સત્ય એટલે શું ?

"તમે વિચિત્ર લોકો છો. તમે વાતો કરવામાં થાકતા જ નથી. તમારી પાસે અનેક જાતનાં સૂત્રો અને વાક્યો છે. તમારે ત્યાં અનેક પયગમ્બરો, મુક્તિદાતાઓ અને ધર્માનુયાયીઓ છે. એમાંથી જે જે માણસ પોતાનું સત્ય ઊભું કરે છે એ બીજાં બધાં સત્યોને ધુત્કારી કાઢે છે. એક સુથાર પોતાની ખુરસી બનાવે અને પછી પોતાની પહેલાં બીજા સુથારોએ બનાવેલી ખુરસીઓ પર લોકોએ ન જ બેસવું એવું ફરમાન કરે, એના જેવી આ વાત થઈ કહેવાય. કેમ જાણે, નવી ખુરસી બનાવવાથી અગાઉની બધી જૂની ખુરસીઓનો એકસામટો નાશ થઈ જતો હોય! હા, એમ બને ખરું કે નવી ખુરસી બીજી બધી કરતાં વધારે સારી હોય, વધારે સોહામણી હોય, એની બેઠક વધારે આરામદાયક હોય. પણ થાક્યોપાક્યો માણસ ગમે તેવી ખડખડપાંચમ, ઉધઈ ખાધેલ ખુરસી પર શા માટે ન બેસી શકે ? અરે, સડેલ લાકડાના કકડા પર કે પાણાની શિલા પર પણ શા માટે ન બેસી શકે ? એ ભલો જીવ થાકેલો છે, આવી રહેલો છે, એને બે ઘડી વિસામો ખાવો છે, આરામ લેવો છે, એ બિચારો લોથપથારી જેવો થઈને મૂગોમૂગો ક્યાંક વિસામો ખાવા પડ્યો હોય છે એને તમે બાવડું ઝાલીને તમારી નવી ખુરસી પર બેસવા શા માટે ખેંચો છો ? આ તમારું માનસ હું સમજી શકતો નથી, જોસેફ!"

જોસેફે જવાબ આપ્યો: "સત્ય એ કાંઈ ખુરસી કે આરામગાહ જેવી વસ્તુ નથી. સત્યનું સ્વરૂપ તો એક આજ્ઞા જેવું છે, આદેશ જેવું છે, કે આમ કરો અને તેમ કરો, અહીં જાઓ, ત્યાં જાઓ, દુશ્મનોને શિકસ્ત આપો, શહેરો પર વિજય મેળવો, દુષ્ટોને નશિયત કરો, વગેરે વગેરે. આવી

*ઈસુની બદલીમાં જેને મુક્તિ આપવામાં આવેલી તે લૂટારો.

આજ્ઞાનું પાલન કરનાર દ્રોહી છે, દુશ્મન છે. સત્યની બાબતમાં પણ આવું જ સમજવું."

"અરે ભાઈ જોસેફ," પાદ્રીએ કહ્યું: "તું તો જાણે છે કે હું એક સૈનિક છું. જિંદગીનો મોટો ભાગ મેં સૈનિકો સાથે ગુજાર્યો છે. મેં હમેશાં આજ્ઞાનું પાલન કર્યું છે. એ આજ્ઞાઓ સત્ય હતી એટલા ખાતર મેં એનું પાલન નથી કર્યું. સત્ય તો એ હતું કે હું થાકેલો હતો, કે ભૂખ્યો–તરસ્યો હતો, કે મારી માતાને મળવા માટે મને ઘર યાદ આવ્યા કરતું, કે હું પ્રતિષ્ઠા માટે ઝંખતો હતો. સત્ય વાત તો એ હતી આ સૈનિક પોતાની પરણેતરને મળવા તલસી રહ્યો હતો, કે એને પોતાના ગામડાંનું ખેતર અને એના બળદો વગેરે યાદ આવ્યા કરતાં હતાં. સત્ય તો એ હતું કે હુકમ ન થયો હોત તો અમારા જેવા થાક્યાપાક્યા ને પરેશાન થયેલા સૈનિકો બીજા લોકોને મારવા માટે ગયા જ ન હોત તો પછી સત્ય એટલે શું? મને તો લાગે છે કે સેનાપતિને બદલે સૈનિકોનો વિચાર કરીએ તો આપણે તો થોડુંઘણું પણ સત્ય સમજીએ છીએ."

"સત્ય એ કોઈ સેનાપતિનો આદેશ નથી, પણ માણસની સારાસારની ભાવનાનો–વિવેકબુદ્ધિનો આદેશ છે." જોસેફે કહ્યું: "તમે જાણો છો કે આ થાંભલો ધોળા રંગનો છે. હવે હું તમને કહું કે એ થાંભલો ધોળો નહિ પણ કાળો છે તો એ વાત તમારી સમજશક્તિ અને વિવેકબુદ્ધિની વિરુદ્ધ જાય એવી છે તેથી મારી વાત સાચી છે એમ તમે નહિ કહો."

"શા માટે ન કહું?" પાદ્રીએ ઉત્તર આપ્યો: "ધોળો થાંભલો તમને કાળો લાગે તો હું તો માનું કે તમે ભારે દુઃખી અને હતાશ હશો તેથી જ આવો દૃષ્ટિભેદ દેખાય છે. મારી ફરજ તો એ છે કે તમને સમજાવવું કે એ થાંભલો કાળો નથી. સાચું કહું તો, ધોળા થાંભલાને કાળો ગણવા બદલ તમારામાં મને વધારે રસ ઉત્પન્ન થાય, અને તમે માત્ર ભૂલ જ કરતા હો તો પણ હું તો મારી જાતને એમ જ કહું કે તમારી ભૂલમાં પણ તમારા સત્યના જેટલો જ તમારો આત્મા રહેલો છે."

"આ મારું સત્ય નથી" જોસેફે કહ્યું, "સહુને માટે એક જ સત્ય હોઈ શકે."

"અને એ કયું સત્ય?"

"જે સત્યમાં હું માનતો હોઉં."

"પણ એ તો, આખરે તમારું જ સત્ય છે. આ આખી દુનિયા ક્ષિતિજમાં પૂરી થઈ જાય છે અને પેલી પાર કશું જ નથી એમ સમજનાર બાળકોના તમે વાત કરી. ભાઈ જોસેફ, દુનિયા તો બહુ વિશાળ અને એની મોકળાશમાં અનેક વસ્તુઓને માટે અવકાશ છે. મને લાગે છે કે એમાં સત્યોને માટે મોકળું મેદાન પડ્યું છે. મારો પોતાનો જ વિચાર કરો હું આ પ્રદેશનો અજાણ્યો છું. મારું વતન તો અહીંથી ઘણું દૂર—ક્ષિતિજનીયે પેલી પાર ક્યાંય પડ્યું છે તો પણ મા એમ ન કહેવાય કે આ દેશ ખોટો છે. આ તમારા સિદ્ધાંત પણ મારે માટે તો આ દેશ જેટલો જ અજા છે, પણ એટલા માટે હું એમ કહી શકું કે એ સિદ્ધાંત છે? જોસેફ, મને તો લાગે છે કે બધા જ દેશો સાચા પણ એ માટે જરૂર એટલી છે કે બધા દેશો એકબીજા પડખોપડખ અને પછવાડે ગોઠવાઈ શકે એટલા પ્રમા દુનિયાને અતિ વિશાળ બનાવવી જોઈએ. અરબસ્તાન કહે કે મારે તો આ દુનિયામાં પોન્ટસને સ્થાને જ બે છે, તો એ તો ન બની શકે. અરબસ્તાનનો એ વ્યાજબી ન કહેવાય. સત્યોની બાબતમાં પણ એમ સમજવું. બધાં જ ખરાં સત્યોને એકબીજાની પા ગોઠવવા ને સમાવવા માટે દુનિયાને અતિ વિશાળ, મો અને મુક્ત બનાવવી જોઈએ. અને મને લાગે છે દુનિયામાં એટલી વિશાળતા, મોકળાશ ને મુક્તિ છે. આપણે ઉત્તુંગ પર્વત પર આરોહણ કરીએ છીએ ત એ ઊંચાઈ પરથી નીચેની ધરતી પરની વસ્તુઓ એકબીજા મળી જઈને એક અખંડ મેદાન બની જતું લાગે અમુક ઉંચાઈ એથી સત્યો પણ એકબીજામાં ભળી જાય અલબત્ત, માણસ ઊંચા પર્વત પર ડેરા લગાવીને રહે નથી–રહી શકે પણ નહિ. સત્યો અને હકીકતોથી એવાં પોતાનાં ખોરડાં ને ખેતરો એ જોઈ શકતો હોય માણસ માટે એટલું બસ છે. એ જ એનું સાચું સ્થાન સાચું કાર્યક્ષેત્ર છે. છતાં અવારનવાર એ પર્વતો કે આ ભણી તાકી શકે અને પોતાના મનને મનાવી શકે કે ઊંચાઈ એથી પણ મારું સત્ય અને મારી વસ્તુ દેખાય છે, એમનું અસ્તિત્વ કાયમ છે, એમ કશું છીનવાઈ નથી ગયું, માત્ર એ બધું કોઈ વિશાળ

[અનુસંધાન પૃ. ૧૩૪ ઉપર

# સમાધિ-ચમત્કાર વિશે થોડી વધુ ચર્ચા

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

"સંસ્કૃતિ" મે ૧૯૫૦ના અંકમાં સમાધિના પ્રયોગો ઉપર મારો જે લેખ છપાયેલો તેના અનુસંધાનમાં, આ લેખમાં થોડી ચર્ચા, એકાદ નવી હકીકત સાથે, વાંચવામાં આ માસિકના વાંચનારાઓને બહુ કંટાળો નહિ આવે એમ ધારું છું. એ લેખમાં હરિદાસ યોગીના પ્રયોગના સવિસ્તર વર્ણનથી હઠયોગના જે સમાધિપ્રકારનું નિરૂપણ કર્યું હતું તે યોગપ્રકારનું વૈજ્ઞાનિક સંશોધન આવશ્યક છે અને એ સંશોધન દ્વારા માનસશાસ્ત્રના અમુક ફૂટ પ્રશ્ન ઉપર પ્રકાશ પડવાના સંભવ ઉપર વિચારકોનું ધ્યાન દોરવાનો ઉદ્દેશ હતો. હવે એ પ્રશ્નને વિશેષ ધ્યાનથી વિચારતાં મને લાગે છે કે માત્ર શાસ્ત્રની પ્રગતિ જ નહિ પણ જો એ પ્રકારની સમાધિનું રહસ્ય વધારે સમજી શકાય અને જે શક્તિથી સ્વતંત્ર નાડીતંત્ર ( Autonomic nervous system ) ઉપર એ હઠયોગીઓ કાબૂ મેળવી શકે છે માનસશક્તિને વધારે સુલભ કરી શકાય તો 'હીપ્નોટીઝમ' પેઠે એ શક્તિનો રોગહર પ્રણાલીમાં ઉપયોગ કરી શકાય અને એ કર્તવ્ય છે. એ દિશામાં ભવિષ્યમાં કોઈ યોગીઓ થાય તો તેઓએ પ્રયત્નો કરવા જોઈએ. પણ આવી સૂચનાનો કાંઈ અર્થ નથી, એ હું સમજું છું.

બીજી વાત એ છે કે આગલા લેખનો, જમીનમાં દટાઈ રહેનારા યોગીઓ આ દેશમાં જ થયા છે એવો ધ્વનિ હરિદાસ યોગીના દાખલાથી કે મારાં બીજાં કોઈ વાક્યોમાંથી નીકળતો હોય તો એ ધ્વનિ યથાર્થ નથી યુરોપમાં એક માણસે એવો પ્રયોગ કર્યાનો દાખલો એ લેખમાં જ નોંધ્યો છે અને આફ્રિકાના મૂર કે બર્બર જાતિના ફકીરનો દાખલો નીચે આપ્યો છે.

હેરી પ્રાઈસ લખે છે કે [1] પહેલા વિશ્વયુદ્ધ પહેલાં હું ઉત્તર આફ્રિકામાં મુખ્ય શહેરમાં મોજ માટે થોડા દિવસ રહ્યો હતો. ત્યારે ટ્યુનીસ શહેરમાં એક ફકીર જે જીવતો દટાયો હતો તેને ખોદી કાઢવામાં મેં પણ ભાગ લીધો હતો. એ શહેરના દેશી લત્તામાં ભરાયેલા મેળામાં જ્યાં ગારુડીઓ અને અમેરિકી પ્રવાસીઓ ટોળે વળેલા દેખાતા હતા, ત્યાં તપાસ કરતાં માલુમ પડ્યું કે એક ફકીર ( બર્બર કે મૂર જાતિનો ) જીવતો દટાયો હતો અને હું ત્યાં પહોંચ્યો ત્યારે તેને જીવતો કે મરેલો ખોદી કાઢવાની ક્રિયા જોવાને બધાં એકઠા થયા હતા.

પ્રાઈસ કહે છે કે હુંયે એ ટોળામાં પેઠો અને જે અમેરિકી ગૃહસ્થે આ પ્રયોગની બધી વ્યવસ્થા કરી હતી તેને શોધી કાઢ્યો, અને તેણે જે વિગતો કહી તે નીચે ઉતારી છે.

યોગ્ય બદલો આપવાનું ઠર્યા પછી આ મૂર ફકીરે દશ દિવસ સુધી મૃતસમ અવસ્થામાં [2] દટાઈ રહેવાનું કબૂલ કર્યું હતું. આ ઠરાવ થયા પછી એ ફકીર એક અંધારા ઓરડામાં સો કલાક સુધી પુરાઈ રહ્યો હતો. એ વખત દરમિયાન તેણે બિલકુલ ખોરાક લીધો ન હતો અને પાણી પણ ઘણું થોડું પીધું હતું. છેલ્લા દશ કલાકમાં તો બિલકુલ પાણી પણ પીધું ન હતું. એની પાસે કોઈ સાથી ન હતો. અને આ પ્રયોગ માટે પોતે કરેલી તૈયારીનું વર્ણન તેણે પોતે જ કર્યું હતું. પ્રાઈસ લખે છે કે મને તો ખાતરી છે કે પોતાનાં નાડીકેંદ્રોને બેશુદ્ધ કરીને સમાધિસ્થિતિ( trance )ને લાવવા માટે તે ફકીરે કોઈક ઘેન લાવનાર દવાઓ લીધી હશે. સો કલાક પછી તેના સાથીએ એ ઓરડાનું તાળું ઉઘાડ્યું અને ફકીરના શરીરને ખાટલીમાં ઉપાડી દાટવાની જગ્યાએ લીધું.

---

1 હેરી પ્રાઈસનું Search for Truth પૃ. ૧૮૩

2 હેરી પ્રાઈસે આ અવસ્થા માટે hibernate શબ્દ વાપર્યો છે. ઘણાં જન્તુઓ આવી સ્થિતિ કેટલાક કાળ સુધી કુદરતી રીતે પ્રાપ્ત કરી છે.

એ માણસમાં અસાધારણ ફેરફાર થઈ ગયો હતો. એ ગાઢતમ સમાધિમાં હતો અને લાકડાના કટકા જેવો અક્કડ લાગતો હતો. એની નાડી નહિ જેવી ચાલતી હતી. એનો ચહેરા ખેંચાઈ ગયેલો અને લોહી વગરનો ફીક્કો લાગતો હતો. આંખો સખત બીડેલી હતી અને એ તદ્દન મરી ગયેલો લાગતો હતો.

તેને દાટવાના સ્થળે સૌ પહોંચ્યા એટલે તેનો સાથી કાંઈક પદાર્થ લઈ આવ્યો જે જાડા મધ જેવો કે મીણ જેવો હતો, અને તેને રૂ સાથે મેળવી એ રૂનાં પૂમડાં આ ફકીરનાં નસ્કોરાં તથા કાનમાં ખોસી દીધાં. અને તે રૂની જ ગોળી આંખના પોલાણમાં ખોસી દીધી. પછી એક અમેરિકી ગૃહસ્થે એક નવા ધોળા કપડાનો કોથળો કાઢ્યો અને એ કોથળામાં ફકીરના શરીરને પૂરેપૂરું વીંટી લીધું અને કોથળાના મોઢાને મજબૂત દોરડાથી બાંધી લીધું અને તેના ઉપર અમેરિકી ગૃહસ્થની વીંટીથી સીલ કર્યું. હવા માટે ફકીરના મોઢા સામેના કોથળાના ભાગમાં થોડાં કાણાં પાડ્યાં. પછી એ ફકીરના શરીરને પાંચ ફૂટ ઊંડા ખાડામાં ઉતાર્યું. આ ખાડો પહેલેથી તૈયાર રાખ્યો હતો અને તેમાં તળિયે લાકડાનાં પાટિયાં રાખ્યાં હતાં અને ફકીરના શરીર ઉપર બેત્રણ પાટિયાં ઢીલાં મૂકીને તેને ઢાંકી દીધું. પછી એ ફકીરના સાથીએ ખાડામાં માટી નાખવા માંડી અને થોડી થોડી વારે ખૂબ દબાવીને ખાડો પૂરી દીધો. આ રીતે ફકીરને દાટવાની ક્રિયા પૂરી થયા પછી તેના ઉપર આ પ્રયોગ ગોઠવનારાઓએ રાતદિવસ ચાલુ ચોકી રહે એવો પ્રબંધ કર્યો.

પછી જ્યારે તેને ખોદી કાઢ્યો ત્યારે શું બન્યું એ પ્રાઈસે વર્ણવ્યું છે. એ વખતે તો પોતે હાજર હતો. ટોળે વળેલા લોકોને દૂર રાખવા માટે મોટી પોલીસ ટુકડી હાજર રહી હતી. અને મજૂરોએ પાવડાઓ વતી માટી કાઢવા માંડી. ખાડામાંથી નીકળેલી માટીનો ઢગલો અમારા પગ પાસે જેમ વધવા લાગ્યો તેમ શું થશે એ સાશ્ચર્યચિંતામાં અમારા શ્વાસ થંભી ગયા. છેવટ માણસો ઉપરના પાટિયા સુધી પહોંચ્યા અને સંભાળથી એ ઉપાડી લીધાં. અમે બધા ખાડામાં જેવા લાગ્યા. ખાડામાં મેં કહેલો સુતરાઉ કોથળો દેખાતો હતો. હવે એનો રંગ ધોળો રહ્યો નહોતો, પણ તે ઉપર લીલી ફૂગ બાઝી ગઈ હતી. અને અમારામાં વિચિત્ર ઉશ્કેરાટની લાગણી વ્યાપી ગઈ. જો કે મારા અમેરિકી મિત્રો

પહેલાં તો આ ફકીર દશ દિવસ સુધી અથવા દશ વર્ષ જમીનમાં પાંચ ફૂટ ઊંડા ખાડામાં દટાયેલો પડ્યો રહે વસ્તુ તરફ બિનંગત તટસ્થતાથી જોતા હતા. પણ જ્યારે એનું શરીર જોવામાં આવ્યું ત્યારે તેઓને અતિશય ચિંતા થવા લાગી કે કોઈ રીતે જે પુનર્જીવન હોય તો આ ફકીરને પાછો જીવતો કરવો જોઈએ. એ ફકીરનું શરીર એક ખાટલી ઉપર લીધું અને ખાટ ગારુડીઓના અડ્ડામાં લઈ ગયા. પછી ફકીરના શરીર વીંટાળેલ કોથળાનું મોઢું ઉઘાડ્યું. એ વખતે કોથળ મોઢા ઉપર સીલ જેમનું તેમ હતું. પછી તેના શરીર ઉપ થોડાં ચીંથરાં ફાડીને કાઢી નાખ્યાં. એ ઘરડો ફકીર વર્ષનો લાગતો હતો. પછી એના શરીરને બરાબર તપા દેખીતી રીતે એ મડદું જ લાગતો હતો. એનો દેખાવ એવો નહોતો. ફકીર લાકડી જેવો અક્કડ અને લાગતો હતો. એના બધા અવયવો અક્કડ અને ગયેલા હતા. માણસ બરાબર મડદું જ લાગતો હતો. ચહેરા ઉપર લોહી નહોતું. દાંત ભીડાઈ ગયા હતા શરીર બરફ જેવું ટાઢું હતું. અકસ્માતમાં જરૂર પડે ધારી એક દાક્તરને હાજર રાખ્યો હતો. તેણે કહ્યું કે માણસના હૃદયની ગતિ દેખાતી નથી અને નાડ જાણે નથી પણ મૃત્યુ પછી શરીરમાં જે સડો થવા માંડે છે તેની પણ બિલકુલ નહોતી થઈ. ફકીરને પાછો જીવતો કરવા કરેલી તૈયારીઓ સાદી હતી. પહેલું તો એના આખા ઉપર પુષ્કળ ગરમ પાણી રેડ્યું. માથા ઉપર, માથાના પા ભાગ ઉપર અને હૃદય ઉપર ગરમ રોટલાની પોટીસ પછી નસ્કોરાં વગેરેમાંથી પૂમડાં ખેંચી લીધાં. થોડી મિનિ ફકીરના શરીરના અવયવોની અકડાઈ ઘટી ગઈ લમણામાં નાડ દેખાવા લાગી. હવે અવયવો સરખા લાગ્યા. આંખનાં પોપચાં ધીમે ધીમે ઊઘડ્યાં અને મોઢું કરીને ઉઘાડી શકાયું. ત્રીશ મિનિટમાં ફકીરમાં એ હોવાનાં ચિહ્નો દેખાવા માંડ્યાં અને એક કલાકમાં તો લીધી તે પહેલાં જેવો હતો તેવો થઈ ગયો. જડ પ્રકૃતિ ચિત્તની હકુમતનો આ તેજસ્વી દાખલો હતો. નિયત દટાયેલા ફકીરને કાઢ્યો ન હોત તો એ મરી જાત અમને કહેવામાં આવ્યું હતું એમ પ્રાઈસ લખે છે અને છે કે એની આંતરચેતના (Sub-conscious) ને દશ સુધીનું આ દટાવાનું છે એનું જ્ઞાન હતું અને એ ચેત

એ પ્રમાણે વર્તન કર્યું એટલે એટલો વખત શરીરને જીવતું રાખ્યું.

જીવતા દટાવાના પોતાના બીજા એક અનુભવની પણ પ્રાઈસે નોંધ કરી છે. એ લખે છે કે ઈ. સ. ૧૯૩૮માં લંડનમાં રહેમાન એ નામનો એક ઈજીપ્તવાસી આવ્યો હતો. તેણે લોઢાની પેટીમાં પુરાઈને પાણીની અંદર રહેવાની કુશળતા મેળવી હતી. લંડનમાં 'ડોલ્ફીનકોર્ટ'માં તળાવમાં આ પ્રયોગ કરવામાં આવ્યો હતો અને સફળ થયો હતો. રેહમાન બંધ પેટીમાં પુરાઈને એક કલાક સુધી પાણી નીચે રહ્યો હતો. પછી એ મને મળવા આવ્યો. મેં તેને સૂચના કરી કે, 'જો પાણીમાં તું રહી શકે છે તો હવે જમીનમાં ખાડો ખોદી તેમાં રહી બતાવ.' તેણે કબૂલ કર્યું અને કહ્યું કે મને એ પ્રયોગ નવો નથી. પણ તેણે એક કલાક સુધી દટાઈ રહેવાનું કબૂલ કર્યું હતું. ૧૯૩૮ના જુલાઈની ૧૫મીએ પ્રયોગની ગોઠવણ કરવામાં આવી. ત્રણ ફીટ પહોળો, છ ફીટ ઊંડો અને સાત ફીટ લાંબો ખાડો ખોદીને તૈયાર રાખ્યો હતો. સંખ્યાબંધ દાક્તરો અને વૈજ્ઞાનિકો હાજર રહ્યા હતા. રહેમાન એની સૂચના પ્રમાણે ખાડામાં નીચે પાટિયાં મૂકયાં, ચારે પડખે પણ પાટિયાં રાખ્યાં કે જેથી માટી બાજુમાંથી ધસી ન આવે. અને તેના ઉપર તો પાટિયાં મૂકયા પછી માટી નાખવાની હતી એટલે ખરી રીતે લાકડાની પેટીમાં પુરાયો હોય એવી એની સ્થિતિ હતી. વળી રહેમાનના વ્યવસ્થાપકે એક ખાસ યોજના કરેલી જેથી એની જિંદગી બચી ગઈ. તેણે કહ્યું કે એક વીજળીના તાર સાથે જોડાણ-વાળી ઘંટડીનું બટન એના હાથમાં આપીને એ ઈજીપ્તવાસીને ખાડામાં ઉતારવો, જેથી કદાચ અંદર દટાયા પછી એ ગભરાય તો ઘંટડી વગાડી ખબર આપી શકે.

પછી રેહમાને આવીને સમાધિ લગાવી અને લાકડા જેવો થઈ ગયો. પછી એને લાકડાનાં પાટિયાં ઉપર સુવાડી એ પાટિયાં દોરડાંથી ખાડામાં ઉતાર્યાં. પછી ઉપર બીજાં પાટિયાં મૂકી છ જણાએ માટીથી ખાડો પૂરવા માંડ્યો. પણ ત્યાં તો ખાડામાં ગોઠવેલી વીજળીની ઘંટડી વાગી. એટલે કે ફકીર કાંઈક મુશ્કેલીમાં છે એમ જાણીને માટી પાછી કાઢવાનું ઝપાટાબંધ શરૂ કર્યું. અત્યાર સુધી બે ફીટ જેટલો ખાડો પુરાયો હતો અને સાડાચાર મિનિટ એને ખાડામાં ઉતાર્યાને થઈ હતી. રેહમાનનો વ્યવસ્થાપક ખાડામાં ઊતરીને ઉતાવળ કરવા ખોબે ખોબે માટી કાઢવા માંડ્યો. બીજા માણસો પાવડાથી ઝડપથી માટી બહાર કાઢતા હતા. ત્યાં બીજીવાર ઘંટડી વાગી. ખોદનારાઓએ માટી કાઢવાનો વેગ બમણો કર્યો. અમારા શ્વાસોચ્છ્વાસ થંભી ગયા. અને જો કે કાંઈ અકસ્માત થાય તો એ માટે અમે જોખમદાર નથી એ મતલબનું લખાણ કરાવી લીધું હતું છતાં કાયદા પ્રમાણે શી સ્થિતિમાં અમે હતા તેનો અમને વિચાર થઈ પડ્યો. છેવટ અમે એને બહાર કાઢ્યો. એને કાંઈ નુકસાન થયું ન હતું. દાક્તરોએ તપાસીને કહ્યું કે સહેજ મનને આઘાત લાગ્યો છે, બાકી એના આરોગ્યને કાંઈ વાંધો નથી.

રેહમાનને શું થયું હતું એની તપાસ કરતાં ખબર પડી કે એ માણસ સમાધિ ચડાવવા માટે પોતાના લમણા ઉપર પોતાના બે હાથના અંગૂઠા જોરથી દાબતો હશે અને એ રીતે લમણા ઉપર અંગૂઠા દાબેલા રાખીને જ ખાડામાં ઉતરેલો પણ એને નીચે ઉતારતાં એની કોણી કયાંક ભરાણી અને ધક્કો વાગીને હાથ લમણા ઉપરથી ખસી ગયો એટલે એની સમાધિ છૂટી ગઈ અને એ ગભરાયો. પ્રાઈસ લખે છે કે મેં એની સિનેમા ફિલ્મ લીધેલી તેમાં હાથ છૂટી ગયેલા છે. પણ પાટિયાંઓ વચ્ચે એટલી જગ્યા હતી કે એને હવા ન મળીને એ મરી જવાનો સંભવ નહોતો. પછી બીકનો માર્યો મરી જાય તો કાંઈ કહેવાય નહિ.

બસ, હેરી પ્રાઈસના પુસ્તકમાં આ બે દાખલા સમાધિના છે. ખરી રીતે બીજો દાખલો તો સમાધિનું ફારસ છે. પણ પહેલા દાખલામાં જે વર્ણન આપ્યું છે, તે સો વર્ષ પહેલાંના હરિદાસના વર્ણનને ઘણું મળતું છે. હેરી પ્રાઈસ આંતરચેતના( sub-conscious self )થી જે ખુલાસો કરવાનો પ્રયત્ન કરે છે તે અપૂર્ણ છે. જેમ નિદ્રા લેવા માંડ્યા પહેલાં કોઈ માણસ અમુક વાગે પોતાને જાગવું છે એવો નિશ્ચય કરીને સુવે અને પછી બરાબર વખતસર જાગી જાય, તેમ આ યોગી પણ જેટલા કલાકો કે દિવસો માટે પોતે સમાધિ લેવાનો નિશ્ચય કરીને સમાધિમાં પેઠો હોય તેટલા કલાકો કે દિવસો થતાં એની આંતરચેતનામાં પડેલો એ નિશ્ચય સમાધિભંગ જરૂર કરે એ સમજી શકાય છે; અને લગભગ મૃત અવસ્થામાં પડેલો માણસ, એની ચેતના નીચે ઊતરવા માંડે, ત્યારે જો ગરમ પાણી નાખવા વગેરેની અનુકૂળતા ન દેખે તો એ તદ્દન મરી જાય એ સંભવિત લાગે છે, જો કે આ વિષયમાં આપણે કાંઈ જાણતા નથી. બીજી

જે વાત પ્રાઈસ કરે છે કે સમાધિને ઉત્તેજવા માટે કાંઈ નશાકારક ચીજ તે ફકીરે લીધી હશે એ પણ સંભવિત છે. ઘણા આવા સાધુઓ ભાંગ, ગાંજો, ધત્તુરો વગેરે લે છે અને એ ઝેરી દવાઓના નશાને સમાધિના આનંદ સાથે સરખાવે છે, અથવા સમાધિના પ્રેરક તરીકે પ્રશંસે છે.[1]

પણ સ્વતંત્ર નાડીતંત્ર ઉપર આ ફકીરો શી રીતે આવો અદ્‌ભુત કાબૂ મેળવી શકે છે, તેની ચર્ચાને તો સ્પર્શ પણ કર્યો નથી, જ્યારે આ વિષયમાં મહત્ત્વની વસ્તુ એ જ છે. હઠયોગના ગ્રન્થોમાંથી પણ આ વિષય ઉપર વિશેષ પ્રકાશ મળતો નથી. તાંત્રિક સાહિત્યના પ્રખર અભ્યાસી આર્થર એવલોને પોતાના 'સર્પન્ટ પાવર'[2] નામના ગ્રન્થમાં ઘેરંડસંહિતા( અ. ૩ શ્લો-૨૫-૨૭ )નો હવાલો આપીને ખેચરી મુદ્રાની ચર્ચા કરતાં ટીપણી( ૨ )માં કહ્યું છે કે આ ખેચરી મુદ્રા કરીને આજ્ઞાચક્રમાં ચિત્તને સ્થિર કરવાથી શ્વાસોચ્છ્‌વાસ અટકી જઈને તથા બેભાન થઈને યોગી જમીન નીચે હવા, પાણી અને ખોરાક વગર દટાઈ શકે છે.[3] આ ખેચરી મુદ્રા એટલે શું એનું ટૂંકું વર્ણન આ ગ્રંથકારે આપ્યું જ છે અને મેં પહેલાં પણ વાંચ્યું છે, પણ આ લેખમાં વાંચીને કોઈ એ ખોટે માર્ગે ચડે એમ હું ઇચ્છતો નથી. બાકી અત્યારે પણ આવી હઠયોગની ક્રિયાઓ કરનારા કોઈક ખુણેખાંચરે પડયા હશે એમ માનું છું.[4]

બારેક વર્ષ પહેલાં પોતે કેવી ક્રિયાથી ખેચરીમુદ્રા સિદ્ધ ક... એનું ઠીક વિગતવાર વર્ણન કોઈક એક પુસ્તકમાં ક... વાંચ્યું હતું એનું યાદ છે. પણ પુસ્તકનું તથા તે હઠયો... લેખકનું નામ ભૂલી ગયો છું.

"સંસ્કૃતિ"માં પ્રગટ થયેલા મારા આગલા લેખ... યોગી હરિદાસે ખેચરીમુદ્રા કરી હશે એવો તર્ક મેં કર્યો... જ. આથી વધારે આ સમાધિપ્રકારમાં ઊંડા ઊતરવાનું ... સમાધિના કોઈક અનુભવીની મદદ વગર અશક્ય ... ષટ્ચક્રનિરૂપણ ( શ્લો. ૩૬ )ની ટીકામાં गुरुपरंपराप्रा... योगाभ्यासनिपुण: એવા શબ્દો આવી મુદ્રાઓ સિદ્ધ કર... માટે વાપર્યા છે. પણ એથીયે વધારે સૂચક તો જીવન્મુક્તિ... વિવેકના નીચેના શબ્દો છે. પાતંજલ યોગની ધારણાને સિ... કરવા માટે ઉપાય બતાવતાં જીવન્મુક્તિકાર કહે છે કે :—

प्राणायामदृढाभ्यासैर्युक्त्या च गुरुदत्तया।

આ વચનમાંના 'ગુરુદત્ત યુક્તિ'થી એ શબ્દોનું વિવ... કરતાં ઉમેરે છે કે: इत्यत्रत्येन युक्तिशब्देन योगिजनप्र... शिरोरूपमेरुचालनम्। जिह्वाग्रेण घण्टिकाक्रमणं * नाभिचक्रे ज्यो... र्ध्यानं विस्मृतिप्रदौषधसेवा चेत्येवमादिकं गृह्यते—મતલબ... પ્રાણાયામના દૃઢ અભ્યાસથી અને આ હઠયોગપ્ર... જાણનાર ગુરુ પાસેથી શીખી લીધેલી ખાસ ક્રિયાઓ ત... બેભાન ( विस्मृति ) કરનાર ઔષધિઓનું સેવન વગેરે

યુક્તિઓથી ધારણા સિદ્ધ થાય છે. આ જૂના વચન... 'બેભાન કરનાર ઔષધ'ની વાત છે એ પ્રાઈસના ત... છસ્સો વર્ષ ઓળંગીને ટેકો આપે છે. પણ પ્રાચીન સં... વિદ્યાઓના અભ્યાસી વાંચનારને વિદ્યારણ્યસ્વામી... જીવન્મુક્તિવિવેક જેવા વેદાંતના ગ્રંથમાં આવી હઠયોગ... વાત ક્યાંથી એમ આશ્ચર્ય સાથે શંકા થશે. ... ખુલાસામાં થોડો ઇતિહાસ નોંધવો પડશે.

વાત એવી છે કે વેદાન્ત જીવન્મુક્તિને પહેલેથી માને... અને ઉપનિષદાદિ વેદાન્ત ગ્રથોના શ્રવણ ( કે વાચન... મનન, નિદિધ્યાસનથી બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કાર થાય છે ... એ સાક્ષાત્કાર થયા પછી એ જ્ઞાની જીવ સ્વાભાવિક રીતે... જીવન્મુક્ત થાય છે, એવો શંકરાચાર્યે સ્વમુખે કહેલો ... સિદ્ધાન્ત છે; પણ પછીના કાળના વેદાન્તશાસ્ત્રના ... જ્ઞાનવાળા સંન્યાસીઓને પણ જીવન્મુક્તિનું જે ...

---

૧ મણિલાલ નભુભાઈ પણ આ હકીકતને અનુમોદનપૂર્વક નોંધે છે. ('સિદ્ધાન્તસાર' પૃ. ૮૧ )

૨ Arthur Avalonના Serpent Power ૧૯૩૧ના વિસ્તૃત ઉપોદ્‌ઘાતમાં હઠયોગની પ્રક્રિયા પૃ. ૨૦૯.

૩ આ રીતે જમીન નીચે દટાયેલા યોગીની હકીકત માટે Dielle Gregor and Lieutenant. Boilecueના વર્ણન ઉપરથી N. C. Paulના Treatise on Yoga Philosophy p. 49નો હવાલો આર્થર એવલોને આપ્યો છે.

૪ વિવેકાનંદ, થીઓસોફીકલ સોસાઈટી, મણિલાલ નભુભાઈ, નૃસિંહાચાર્ય, છોટાલાલ માસ્તર, નથુરામ શર્મા વગેરેની અસર નીચે ગઈ સદીની છેલ્લી વીશીમાં અને ચાલુ સદીની પહેલી વીશીમાં યોગની હવા ગુજરાત અને સૌરાષ્ટ્ર જેવા વ્યવહારગ્રસ્ત ગણાતા પ્રદેશમાં પણ ઠીક ફેલાયેલી હતી. એ હવાના જીવો કોઈક ક્યાંક જીવતા જાગતા હોય પણ. જો કે પછીના કાળમાં જાણે એ હવા ઊડી જ ગઈ છે અને હઠયોગની હવા ગઈ એ તો સારું જ થયું.

* जिह्वाग्रेण घण्टिकाक्रमणम् એ જ ખેચરીમુદ્રા.

સ્વાભાવિક રીતે જ્ઞાનીને મળવું જોઈએ તે મળતું નથી એવો અનુભવ કેટલીક પેઢીઓ સુધી આવ્યા પછી વિદ્યારણ્ય સ્વામી જેવા વેદાન્તચિન્તકો મનોનાશ અને વાસનાક્ષય સિદ્ધ થયેલ હોય તો જ જીવન્મુક્તિના આનંદનો અનુભવ શક્ય છે નહિ તો નહિ એવા નિર્ણય ઉપર આવ્યા. અને યોગ વાસિષ્ઠને અનુસરી મનોનાશ માટે યોગના સાધનનો આ વેદાન્તીઓએ સ્વીકાર કર્યો છે. યોગવાસિષ્ઠમાં સ્પષ્ટ કહ્યું છે કે :

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव ।
योगस्तद्वृत्तिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचिद्ज्ञाननिश्चयः ।

મતબલ કે ચિત્તના નાશના બે માર્ગ છે, યોગ અને જ્ઞાન. તેમાંથી કોઈ સાધકને યોગ અસાધ્ય હોય છે તો કોઈને જ્ઞાન-નિશ્ચય અસાધ્ય હોય છે અને જેને જ્ઞાન અસાધ્ય હોય તેણે યોગ કરવો એ જ એને માટે મનોનાશનો માર્ગ રહે છે. યોગાભ્યાસ દ્વારા મનોનાશ થવાથી જ્ઞાની જીવન્મુક્તિનું સુખ પામી શકે એ પ્રકારનો મત શાંકર સંપ્રદાયમાં પાછળથી સ્વીકારાયો છે એ સ્પષ્ટ છે. શાંકર સિદ્ધાન્ત પ્રમાણે ચિત્તશુદ્ધિ તો બ્રહ્મજ્ઞાનના જિજ્ઞાસુએ શ્રવણાદિના આરંભ પહેલાં પ્રાપ્ત કરી લેવી જોઈએ અને બ્રહ્મસાક્ષાત્કાર પછી જીવન્મુક્તિ કે તેનું સુખ મેળવવા માટે જ્ઞાનીએ યોગાભ્યાસાદિ કાંઈ જ કરવાની જરૂર નથી.*

હઠયોગ કોને કહેવો એ બાબતમાં વિદ્વાનોનો મત-વિસંવાદ આશ્ચર્યજનક છે. મારા મત પ્રમાણે યોગનો વિકાસ નીચેના ક્રમમાં થયો છે: સૌથી જૂનો તે પાતંજલ યોગની પણ પહેલાં ઉપનિષદો, ગીતા અને પ્રાચીન બૌદ્ધ જૈન ગ્રંથોમાં કહેલો યોગ, ( ૨ ) પછી પાતંજલ યોગ અને ( ૩ ) શંકરના અપરોક્ષાનુભૂતિ જેવા ગ્રંથમાં નિરૂપેલો રાજયોગ ( જુઓ 'આપણો ધર્મ' પૃ. ૬૭૫) તથા (૪) પાતંજલ યોગનાં આસન, પ્રાણાયામ અંગોને વ્યાયામપ્રકાર તરીકે જ ખીલવી તે સાથે નેતિ, ધોતિ, બસ્તી, જાલંધરબંધ આદિ બંધો અને ખેચરીમુદ્રા, યોનિમુદ્રા વગેરેના ઉમેરાથી તાંત્રિકોએ ૧૦મા ૧૪મા શતકથી કે તે પહેલાં સોબસો વર્ષથી વિકસાવેલો હઠયોગ. સાચો હઠયોગ એ આ ચોથો યોગ જ. એનું જ બીજું નામ કુંડલિનીયોગ.

હવે હઠયોગના ગ્રંથોના પંડિત લેખકોએ વેદાન્તજ્ઞાન અને પાતંજલયોગ સાથે કુંડલિનીયોગનો કેવી રીતે મેળ બેસાડ્યો છે તે જોઈએ. ષટ્ચક્રનિરૂપણ એ હઠયોગનો પ્રસિદ્ધ ગ્રંથ છે. એ ગ્રંથના કર્તા પૂર્ણાનંદ સ્વામી હઠયોગની ક્રિયાઓમાં કેટલા કુશળ હતા તે આપણે જાણતા નથી. પણ એ સારા પંડિત હતા. અને એમણે પંડિતની રીતે પાતંજલ યોગ અને વેદાન્તજ્ઞાનનો કુંડલિનીયોગ સાથે યોગ કરી દીધો છે. કુંડલિનીયોગનું લક્ષ્ય જ્ઞાનયોગ-સાધ્ય મોક્ષ જ છે એવું પ્રતિપાદન કર્યું છે. પાતંજલ યોગનાં યમનિયમાદિ અંગોને પણ ષટ્ચક્રનિરૂપણ આદિ તાંત્રિક ગ્રન્થોમાં સ્વીકારી લીધાં છે અને કુંડલિનીયોગ-ક્રમદ્વારા નિત્ય આનંદાનુભવનો તથા એથી જ મોક્ષપ્રાપ્તિનો દાવો પૂર્ણાનંદ સ્વામીએ કર્યો છે ( ષટ્ચક્રનિ. શ્લો. ૫૪ ). તન્ત્રાનુસાર ષટ્ચક્રભેદ દ્વારા કુંડલિનીઉત્થાપનાદિક્રમયોગને તેઓ બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપ ગણે છે. આ રીતે યોગને ચિત્તનાશના સાધનરૂપ માનવો એવો યોગવાસિષ્ઠનો જે સિદ્ધાન્ત જીવન્મુક્તિવિવેકમાં સ્વીકાર્યો છે તેની જ આ પરંપરા છે. પણ છ ચક્રો, તેની દેવીઓ, કુંડલિનીશક્તિ અને તેનું ઉત્થાપન, બન્ધો, મુદ્રાઓ વગેરે હઠયોગનો પોતાનો સ્વતંત્રવિકાસ છે. અલબત્ત કુંડલિનીશક્તિનો પરમેશ્વરની શક્તિ સાથે અભેદ માન્યો છે ( ષટ્ચક્રનિ. શ્લો. ૧૨ ). વળી આ કુંડલિનીશક્તિના ધ્યાનથી કાવ્યરચનાની તથા સર્વ વિદ્યામાં વિનોદ કરવાની વાણીની શક્તિ હઠયોગી મેળવી શકે છે એમ પણ કહ્યું છે ( એજન શ્લો. ૧૩ ) સહસ્રાર એ જ મગજ એવી આ યોગીઓની માન્યતા જોતાં આ ખ્યાલ સ્વાભાવિક છે.

[ અનુસંધાન પૃ. ૧૪૪ ઉપર ]

* આચાર્ય આનંદશંકર ધ્રુવ સવિસ્તર ચર્ચા કરીને હઠયોગ શાંકર સિદ્ધાન્તને અનભિમત છે એમ કહે છે. 'શાંકરસિદ્ધાન્ત અને યોગ' એ વિષયની ચર્ચામાં द्वौ क्रमौ चित्तनाशस्य-० ઇત્યાદિ યોગ-વાસિષ્ઠના શ્લોકથી શરૂ થતો મધુસૂદનસરસ્વતીમાંથી એમણે કરેલો લાંબો ઉતારો ખાસ જોવા જેવો છે. ( આપણો ધર્મ પૃ-૩૮૩. ) આચાર્ય ધ્રુવ તો પાતંજલ યોગને જ હઠયોગ કહે છે, જ્યારે વિવેકાનંદ તેને જ રાજયોગ કહે છે. શ્વેતાશ્વતર ઉપનિષદ ઉપરના શંકરના ગણાતા ભાષ્યમાં હઠયોગની ક્રિયાઓનો સ્વીકાર કર્યો છે એવું વિવેકાનંદ કહે છે. પણ શંકરાચાર્યના નામથી પ્રસિદ્ધ હોવા છતાં શ્વેતાશ્વતરનું એ ભાષ્ય આદ્ય શંકરાચાર્યનું નથી એવું જૂના પંડિતો પણ માનતા હતા અને આધુનિક ઇતિહાસવિવેચકો પણ કહે છે. ( હિંદી તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ વિ. ૨ પૃ. ૧૯૨ )

# વરસની શ્રેષ્ઠ વાર્તાઓ : ૧૯૫૧*

ઉમાશંકર જો

**વરસની શ્રેષ્ઠ વાર્તાઓ (૧૯૫૧)**: સં. ઉમાશંકર જોશી. પ્રા. એન. એમ. ત્રિપાઠી લિ. પૃ. ૧૯૨. રૂા. ૧-૧૨-૦

'વરસની શ્રેષ્ઠ વાર્તાઓ : ૧૯૫૧' એ સંગ્રહ વીસમી સદીનો પૂર્વાર્ધ પૂરો થતાં જ પ્રગટ થઈ શકે છે એમાં એક જાતનું ઔચિત્ય પણ છે. ટૂંકી વાર્તાનો સાહિત્યપ્રકાર એ સવિશેષ વીસમી સદીની સરજત છે. આપણે ત્યાં પણ છેલ્લા ચારેક દસકામાં એ ઠીક ઠીક ખેડાયો છે અને જરૂર દર વરસે આવો સંગ્રહ સહેજે આપી શકે એટલી શક્તિશાળી કલમો આપણે ત્યાં છે.

## —૧ ટૂંકી વાર્તા એટલે અનુભૂતિકણ

સામાન્ય રીતે ટૂંકી વાર્તા અંગેની ચર્ચાઓમાં ઘણીવાર એવું કહેવામાં આવતું હોય છે કે ટૂંકી વાર્તા એ બહુ જૂનો સાહિત્યપ્રકાર છે. આપણા દેશના વિદ્વાનો ઉપનિષદનાં કથાનકો, જાતકકથાઓ, પંચતંત્રની કથાઓ વગેરેનો નિર્દેશ કરતા હોય છે; પરદેશના વિદ્વાનો બાઇબલમાંની કથાઓને, ખાસ કરીને ઈશુનાં પ્રવચનોમાંની દૃષ્ટાન્તકથાઓને આગળ ધરતા હોય છે. એ સાચું છે કે માણસજાતને એના બાલ્યકાલથી કથાનો રસ છે એવું જોવા મળે છે અને એ સ્વાભાવિક પણ છે. પણ આ પ્રાચીન કથાનકો, દૃષ્ટાન્તકથાઓ, પંચતંત્રની વાર્તાઓ—એ આખાયે કથાસાહિત્ય કરતાં અર્વાચીન સમયમાં ટૂંકી વાર્તાનો જે સાહિત્યપ્રકાર ખેડાય છે તે બહુ જ જુદો છે. બંનેમાં કોઈ સામાન્ય તત્ત્વ હોય તો વૃત્તાન્ત અથવા બનાવ. એ સિવાય, બંનેમાં મૂલગત તફાવત છે. જૂની બધી કથાઓ સમૂહ આગળ મોંએથી કહી શકાય એ પ્રકારની હોય છે, આજની ટૂંકી વાર્તા માટે આ લક્ષણ અનિવાર્ય નથી, એટલે કે વૃત્તાન્ત સિવાયની બીજી કોઈ વસ્તુને આધારે એનું જીવન છે. જૂનાં લઘુ કાવ્યોમાં આજનાં લઘુ ઊર્મિકાવ્યોના નમૂના ઘણા મળવા સંભવ છે, જૂનાં નાનાં નાટકોમાં આજનાં એકાંકી જેવા કેટલાક નમૂના મળવા પૂરો સંભવ છે (કેમ કે બંનેને માટેની સામાન્ય જરૂરિયાત—તખ્તાલાયકી—નું બંને પ્રકારોમાં પાલન બંનેમાં સામ્ય સધાવાની શકયતા હતી). પણ જૂના આ વિપુલ કથાસાહિત્યમાં આજની ટૂંકી વાર્તાનાં લક્ષણે સાહિત્યપ્રકાર જવલ્લે જ મળે. સાહિત્યકલાના પ્રકાર ટૂંકી કથાને જૂના સમયમાં ખેડવામાં આવી નથી, લાંબી કથાને સાહિત્યપ્રકાર તરીકે ખેડવામાં આવી સુબંધુની વાસવદત્તા, દણ્ડીનું દશકુમાર અને કાદંબરી એ કલાકૃતિ રૂપે લાંબી કથાને યોજવાના પ્રયત્નો એમ ટૂંકી કથાને કલાકૃતિરૂપે યોજવાના પ્રયત્ન થયા

હમણાં કહ્યું તેમ જૂનું કથાસાહિત્ય એ મોં કહેવાતી વાતોનું બનેલું છે. એથી એમાં વસ્તુ (p મુખ્ય રહે એ સ્વાભાવિક છે. એમાં મુખ્ય રસ શાન્ત મળવાનો, કેમ કે મોટા ભાગની કથાઓ બોધપ્રધાન હોય (અલબત્ત, વૃત્તાન્તમૂલક તમામ સાહિત્ય એક અદ્ભુતના વાતાવરણના પરિવેશમાં સ્ફુરતું હોય છે, શુદ્ધ અદ્ભુત રસમાં જેનું નિર્વહણ થતું હોય એવી કૃ થોડી જ હોય છે.) આજે જેને આપણે સગવડ 'ટૂંકી વાર્તા' નામ આપ્યું છે તે સાહિત્યપ્રકારમાં વૃત્તા બનાવ તો હોય છે જ, પણ બનાવ કહી જવો એ એનું નથી. એ વૃત્તાન્તમાંથી નિષ્પન્ન થતા બોધ તરફ ખેંચવું એ પણ એનું લક્ષ્ય નથી. એ વૃત્તાન્તમાં લ જીવનરહસ્યનું એટલે કે કોઈ તાત્ત્વિક—ફિલોસોફિકલ— સૂચન કરવું એ ટૂંકી વાર્તાનું કામ છે એમ પણ નહીં શકાય, કેમ કે બોધ માટે જેમ ટૂંકી વાર્તા પ્રયોજાય નહિ કોઈ તાત્ત્વિક દર્શન માટે પણ એ પ્રયોજાય નહિ.

ટૂંકી વાર્તા છે લેખકની વિશિષ્ટ ભાવપરિસ્થિતિએ વૃત્તાન્તની મદદથી લીધેલો કલાઘાટ. ટૂંકી વાર્તામાં વૃત્તાન્ત વડે શબ્દદેહ પામેલી ભાવપરિસ્થિતિ એ પોતે જીવનરહસ્ય—જીવનસૌન્દર્ય છે, બલકે જીવનનું રહસ્ય

* સંપાદકીય લખાણમાંથી.

સૌન્દર્ય છે. ટૂંકી વાર્તામાં આ સૌન્દર્યની આભા એ કલાના આનંદનો અનુભવ કરાવે છે. એ આનંદના મૂળમાં છે વાર્તાલેખકની વિશિષ્ટ ભાવપરિસ્થિતિ. જૂની કથાઓ બોધપ્રધાન (didactic), દૃષ્ટાન્તરૂપ (illustrative) કે નરી કથનાત્મક (narrative) હતી, જ્યારે આજની ટૂંકી વાર્તા લેખકની કોઈક વિશિષ્ટ ભાવપરિસ્થિતિને સાકાર કરવા મથતી શુદ્ધ કલાસર્જનની પ્રવૃત્તિ છે.

બંને વચ્ચેનો ભેદ જો સૌથી વધુ સ્પષ્ટ થઈ આવતો હોય તો તે આજની ટૂંકી વાર્તાના ઉપાડમાં. જૂની કથાને તો સામાન્ય રીતે કાલક્રમમાં જ કથન રજૂ કરવું પડે. જ્યારે આજની ટૂંકી વાર્તાની સફળતાની ચાવી જ મુખ્યત્વે વાર્તાકાર આખા વૃત્તાન્તપટમાં કયે ઠેકાણેથી દોર ઉપાડીને કહેવાનું શરૂ કરે છે એની ઉપર છે. એકથી સો સુધીની વાત કહેવાની હોય તો સત્તાણુંથી પણ તે શરૂ કરી શકે છે અને સત્તાણુંથી સો સુધીનું કહેવામાં પાછલી બધી વાતને વ્યાપી વળે છે એટલું જ નહિ પણ આ રીતે આખાય કથાપટને બાથમાં લેવાના ક્રમમાં જ એની વિશિષ્ટ ભાવપરિસ્થિતિને સુરેખ ઉઠાવ મળી શકે એવું હોય છે. આ એક હકીકત જ એ બતાવવા માટે પૂરતી છે કે જૂની કથાઓમાં વૃત્તાન્તનું જેટલું મહત્ત્વ છે તેટલું આજની ટૂંકી વાર્તામાં નથી. આજની ટૂંકી વાર્તાનો મદાર છે, ઉપર કહ્યું તેમ, વિશિષ્ટ ભાવપરિસ્થિતિ ઉપર. આથી, જૂની કથામાં વૃત્તાન્તમાં–વસ્તુમાં ચમત્કૃતિ હોય એવી સામાન્ય અપેક્ષા રહેતી. આજની ટૂંકી વાર્તામાં માત્ર વૃત્તાન્તમાં–વસ્તુમાં ચમત્કૃતિ શોધવાનું રહેતું નથી. વસ્તુપ્રધાન ટૂંકી વાર્તા હોય છે, પણ તે ઘણુંખરું કનિષ્ઠ પ્રકારની ગણાય છે. ઘણીવાર તો ટૂંકી વાર્તામાં વૃત્તાન્તનો લાંબો પટ હોતો નથી, એક નાનો સરખો તંતુ હોય છે, પણ વાર્તાકારની આગવી ભાવપરિસ્થિતિને સાકાર કરવા માટે એ પૂરતો હોય છે. એટલે, આજની ટૂંકી વાર્તામાં ચમત્કૃતિ શોધવાની રહે છે વાર્તાકારના વિશિષ્ટ ભાવપરિસ્થિતિમાં–એ ભાવપરિસ્થિતિ વૃત્તાન્તને કેવી રીતે યોજે છે તેમાં, નહિ કે જૂની વાર્તાની જેમ માત્ર વૃત્તાન્તમાં. ટૂંકી વાર્તા એટલે અનુભૂતિકણ. એ અનુભૂતિમાં ચમત્કૃતિ હોવી જોઈએ.

ટૂંકી વાર્તાને ભાવપરિસ્થિતિ સાથે કામ છે એથી ઊર્મિકાવ્યની અને લલિત નિબંધની એ સહોદર છે. ઘણી ટૂંકી વાર્તાઓ એવી હોય છે કે એને લલિત નિબંધ ન કહેવા માટે કોઈ કારણ ન હોય. ઘણા લલિત નિબંધ એવા હોય છે કે એને ટૂંકી વાર્તા લેખવામાં મુશ્કેલી ન પડે. ટૂંકી વાર્તા એની ઘૂંટેલી એકતા(unity)ને લીધે ઊર્મિકાવ્યની બહુ યાદ આપે છે. ભાવસ્પંદન જગાડવાની શક્તિમાં ટૂંકી વાર્તા અને ઊર્મિકાવ્ય વચ્ચે હરીફાઈ ન હોય! કરકસરભર્યા સંવિધાનમાં ટૂંકી વાર્તાની નાટ્યકળા સાથે સરસાઈ છે. બંને વૃત્તાન્તમૂલક સાહિત્યપ્રકારો હોઈ ટૂંકી વાર્તા અને એકાંકી ઘણીવાર એકમેકની નજીક પહોંચી જવાનાં. પણ એથી ટૂંકી વાર્તાને સળંગ સંવાદમાં નિરૂપવાના મોહમાં પડવું જરૂરી નથી, સીધા કથનનો લાભ વાર્તાલેખકે જતો કરવા જેવો નથી. માત્ર ત્રેવડની દૃષ્ટિ એની નાટ્યકારને અદેખાઈ કરાવે એવી હોવી જોઈએ.

ભાવપરિસ્થિતિઓને સીમા નથી, ટૂંકી વાર્તાના વિષયોને પણ સીમા નથી. વૃત્તાન્તનો કયો ઘટક ઉપાડી લઈ કઈ નવી ભાવપરિસ્થિતિને વાર્તાકાર નવીનરૂપે સાકાર કરશે, શું કહી શકાય? તાજગીભરી વાર્તાકલાને માટે ક્યારેય તે અવકાશ છે, આજના સંકુલ માનવજીવનમાં સવિશેષ. વાર્તાવિષય સાચેસાચ વાર્તાકારના બાહ્ય કે આંતર અનુભવમાંથી ઉદ્ભવેલો હોય અને એ અનુભવને સચ્ચાઈભરી વફાદારીપૂર્વક રજૂ કરવામાં આવે તો એમાં તાજગી–ચમત્કૃતિ આવ્યા વગર રહે જ નહિ. દરેક ટૂંકી વાર્તાનો આકાર નોખો રહેવાનો. જીવનમાં જેમ અનુભૂતિકણોમાં નિરવધિ વિવિધતા સંભવે છે, તેમ ટૂંકી વાર્તાના સાહિત્યમાં પણ.

એટલે, ટૂંકી વાર્તાને આદિ, મધ્ય ને અંત હોય, આ હોય ને તે ન હોય–એવાં શાસ્ત્રીય બંધનોમાં એને રૂંધવી સૌથી મુશ્કેલ છે. સદ્ભાગ્યે, એકમેકથી તદ્દન વિભિન્ન રીતે વાર્તાકલા ખેડનારા લેખકો એકસાથે પણ પાકતા જોવા મળે છે.

ગુજરાતી ભાષામાં ટૂંકી વાર્તાની સિદ્ધિ ગૌરવપ્રદ છે. અનેક પ્રતિભાશાળી કલમોનો એને લાભ મળ્યો છે, કદાચ દર દસકે નવીન પ્રતિભાસંપન્ન કલાકારો કોઈ પણ એક સાહિત્યપ્રકારને અચૂક મળ્યા હોય તો તે ટૂંકી વાર્તાને.

૧૯૫૬થી શરૂ થતા દસકામાં કંઈ નવીન કલમો આપણને મળે છે, જોઈએ.

## ૨ આ વાર્તાઓ

આ વાર્તાઓમાં કોઈ ઓછા પરિચિત લેખકની પ્રસાદી

હોય તો તે એક કેતન મુનશીની. કેવી લાઘવયુક્ત સુરેખ વાર્તાકળાની એ પ્રસાદ છે! જયન્ત ખત્રીને વાર્તાકલા ઉપર આગવી હથોટી છે, પણ કદાચ યોગ્ય પ્રમાણમાં એ જાણીતા નથી. એમની વાર્તા પણ રાગાવેશ–અને એમાંથી નિપજેલી હત્યા–આત્મહત્યા–ની છે. માનવહૃદયની, ચકરી ખવડાવે એવી અગાધ ઊંડી, ગર્તામાં વાર્તાકાર આપણને ડોકિયું કરાવે છે. પ્રસાદજીની વાસના અને એને નિગ્રહમાં લેવાની મથામણ–એમાં કાંઈક આકર્ષક ભવ્યતા છે. કસ્તુરની હૃદયવૃત્તિઓના પલટાઓ પણ કૌશલપૂર્વક નિરૂપાયા છે.

પ્રસાદજીની આત્મહત્યામાં કશુંક આશ્વાસક છે, એમાં એક પ્રકારનો કવિકલાનો ન્યાય ( Poetic justice ) છે. મૃત્યુમાં જ પ્રસાદજીનો ઉગારો હતો. કસ્તુરના બાપની કટારી કે બંદૂકમાંથી એ છૂટી શકવાના ન હતા. પણ 'ઉજડેલો બાગ'માં એક આદર્શ જોડું 'શ્રદ્ધાદીપ હોલવાઈ જતાં,' 'માનવજીવનનો...ક્રૂર હ્રાસ' જોતાં, પોતાનો જીવનદીપ હોલવી નાખે છે એ આઘાતજનક લાગે છે. આવા દાખલા યુરોપમાં તો ઘણા બન્યા, આપણે ત્યાં પણ ન બને એવું નથી. માનવીજીવન વિશે આટલી બધી ઊંચી અપેક્ષાઓ રાખનારાંઓ પણ હોય છે એ શ્રદ્ધા તો આવા મૃત્યુની મીંડમાંથી ગુંજી ઊઠતી જ હોય છે. અત્યારના જીવનહ્રાસ ઉપર માર્મિક પ્રકાશ પાડવામાં સફળ થઈ છે 'મૂકમ્ કરોતિ...' વાર્તા. અસલીને નકલીની વહારે જવાવારો આવે એનો અર્થ જ એ નહિ કે એ અસલી પણ અસલી રહ્યા નથી–નકલી જેવા થવા માંડ્યા છે? જૂની પંચતંત્રની કથામાં વૃત્તાન્તનો મહિમા છે, લેખકે એને પોતાની વિશિષ્ટ ભાવપરિસ્થિતિનું વાહન બનાવતાં એ કેવી ટૂંકી વાર્તા બની છે!

'અફલાતૂન' સત્યઘટના છે એમ કોઈ આપણને કહે તો પણ ભલે, ન કહે તો પણ ભલે. લખાઈ છે ટૂંકી વાર્તારૂપે. માનવજીવનના અજાણ્યા પ્રદેશમાં સંચિત થયેલી વેદનાનાં એ દર્શન કરાવે છે, તો 'લોહીની સગાઈ' એવા જ યાતનાપ્રદેશમાં લઈ જાય છે. આ વાર્તામાં સ્વભાવોક્તિ શક્તિ સોળે કળાએ પ્રગટ થઈ છે. ગાંડી દીકરીને દવાખાને મેટ્રનને સોંપી વિદાય થતાં અમરતકાકી કહે છે: 'એને બહુ ભાવે છે. દરરોજ તો ના બને, પણ બીજેત્રીજે આપજો.'—એ શબ્દો કેવા સ્વાભાવિક અને હૃદયમાંથી નીકળી જાય એવા છે! 'વાત્રકને કાંઠે'માં એ વચ્ચે ઝોલાં ખાતા યુવતીહૃદયની વેદના વેધક આલેખાઈ છે.

આ વાર્તાઓના લેખકોમાંથી કોઈએ કવિતા લખી તો તે રમણલાલ દેસાઈએ અને કાંક ગુલાબદાસ બ્રોકરે. વાર્તાકારમાં કેટલી બધી કવિતા પ્રગટ થવા મથતી હોય છે દર્શન આ વાર્તાઓમાં જરૂર થાય છે. 'તેજ, ગતિ, ધ્વનિ'માં કોઈને કવિતાનો પાસ વધુ પડતો પણ લાગે; 'વાત્રકને કાંઠે' અને 'ઉજડેલો બાગ'માં પણ ક્યાંક ક્યાંક કવિત્વ ફૂટી નીકળે છે. પણ ધૂમકેતુની 'રતનો ઢોલી' તો નરી ગાતા પથ્થરોની કવિતામાંથી જ કંડારેલી વાર્તા. વાર્તારચનાની શરૂઆતમાં ધૂમકેતુનું જે એક મુખ્ય લક્ષણ હતું–કવિત્વ–તેનો એમની એક અદ્યતન કૃતિમાં પણ પરિચય થાય છે એ નોંધપાત્ર છે.

ગુલાબદાસ બ્રોકરની 'પ્રકાશનું સ્મિત' વાર્તા વાર્તાકાર તો પોતાની પ્રવૃત્તિ નિરર્થક નથી–બલકે જીવનમાં અજાણ્યા ખૂણાઓમાં આશીર્વાદરૂપ નીવડે છે–સૂચનને લીધે પ્રિય નીવડશે જ, પણ વાચકવર્ગમાંથી કેટલાંક જસુબહેનની વાતમાં સાખ પુરાવશે એવી આશા રાખવી વધુ પડતી નથી. બધી કલાઓની જેમ વાર્તા પણ રમણલાલ દેસાઈની વાર્તાના શુકની જેમ ( વાર્તા પઢાવેલી એટલે શુક તો ખરી જ તો ) ખરે વખતે જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવી જાય એમાં શી નવાઈ!

અમદાવાદ, ૨૦–૩–૧૯૫૨

[ અનુસંધાન પૃ. ૧૪૧થી ]

આ સમગ્ર વિષય માનસશક્તિઓના વિકાસની દૃષ્ટિએ સંશોધનને પાત્ર છે એ જ મારું પ્રસ્તુત ચર્ચામાં પ્રયોજન છે એ વાંચનાર ભૂલે નહિ.

હઠયોગનો સમગ્ર વિષય સંશોધનયોગ્ય છે અને જેમ આસનોનો બહોળા પ્રમાણમાં અભ્યાસ તથા પ્રચાર થયો છે તેમ એ યોગની બીજી કેટલીક ક્રિયાઓનો પણ વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ થાય તો માનસશાસ્ત્ર ઉપર તથા આરોગ્યશાસ્ત્ર ઉપર પણ કાંઈક ઉપકાર થવાનો સંભવ છે એટલું વક્તવ્ય છે.

ઇતિ શુભમ્.

# પ્રવાસના પાંચ દિવસો*

મનસુખલાલ ઝવેરી

મંગળવાર, તા. ૧૬-૧૦-૧૯૫૧

**આ**જે ઈલોરા, દૌલતાબાદ, બીબીકા મકબરા, પનચક્કી અને ઔરંગાબાદની ગુફાઓ: આટલું કરવાનો કાર્યક્રમ છે. પણ તૈયાર થઈને નીકળતાં જ નવ વાગી જાય છે.

ચાંદમિનાર અને દૌલતાબાદના કિલ્લાના અવશેષોની પાસે થઈ ને અમારી બસ દોડી જાય છે. ખેતરો પસાર થતાં જાય છે.

વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ગાતાં હોય છે. ગાય છે તો મુખ્યત્વે નમાલાં નમાલાં, સિનેમાનાં અત્યારે પ્રચલિત છે તે બધાં ગીતો. ને એમાં પણ વધારે ધ્યાનપાત્ર હોય તો તે તેમનો ગાવાનો ઉલ્લાસ, નહિ કે ગાવાની કુશળતા. પણ એ ઉલ્લાસ પોતે જ, ભલે આવા સ્વરૂપમાં પણ, કેટલો બધો પ્રોત્સાહક લાગે છે! ઉલ્લાસ છે એ જ મોટી વાત નથી? મોકળે મને માણસ હસે કે ગાય એ જ અત્યારના દેશકાલમાં વિરલ દર્શન નથી?

સંગીતના અનુપાનની મધુરતાને લોભે એની સાથે આપણે એમને જે કંઈ આપીએ છીએ તેને જુવાનો ગટગટાવી જતાં હોય છે. અત્યારે આપણે એમની પાસે પોચટ લાગણીવેલછાની અને કાલ્પનિક શહાદતની—દર્દમય ખુમારીની સૃષ્ટિ રજૂ કરીએ છીએ. એટલે એ તેમાં રમી રહ્યા છે. આવતી કાલે—એટલે નિરવધિ 'કાલગંગા'ના કોઈક 'કાંઠે',—અનુભવોની આથીયે આકરી અગ્નિપરીક્ષામાંથી તવાઈને, આપણામાં આપણી પોતાની જવાબદારીનું ભાન જાગશે ત્યારે આપણે એમની પાસે વધારે સાચાં ને વધારે સારાં, પ્રાણપ્રદ કાવ્યો રજૂ કરીશું.—અને ત્યારે એ લોકો એ સૃષ્ટિમાં જીવવા લાગશે.

મારું મન આવા વિચારોએ ચડ્યું છે. બસ ઘાટ ચડવા લાગી છે. ઘડીકમાં તો આંખ પાસે અદ્દ્ભુત દૃશ્ય પથરાઈ જાય છે. ઊંડી ને હરિયાળી ખીણો: નજર પહોંચે ત્યાં સુધી પથરાઈ ને પડેલી ધરતીનો ઊંચેથી જોતાં સમથળ લાગતો અખૂટ વિસ્તાર: વચમાં વચમાં નાજુક ઝુંડ ઉગાવ્યા હોય તેવી વૃક્ષરાજિ ને ક્યાંક ક્યાંક ચમકી ઊઠતાં જળાશયો: ઉપર ભૂરું ને અનન્ત આકાશ: ને સામે નજરને ભરી દેતા ઉત્તુંગ ને ગભીર ગિરિવરો: એમણે મૌન ધારણ કર્યું છે છતાં મિત્રની માફક એ કેટકેટલી વાતો કહી જાય છે? આટલું લાલિત્ય અને આટલી ભવ્યતા મારા હૃદયના ઊંડામાં ઊંડા મર્મોને હલાવી મૂકે છે. ને હસતા ને ગાતા વિદ્યાર્થીઓ પણ એકાએક મૂંગામંતર થઈ જઈને, ઊંચા થઈ થઈ, બારીઓમાંથી આ દૃશ્યને જોઈ રહે છે. સૌન્દર્યના સામર્થ્યનો આ ચમત્કાર નાનોસૂનો છે?

ઘાટ પૂરો થાય છે. ફરીથી મધપૂડાની માફક બસ ગણગણવા લાગે છે. ખુલ્દાબાદની બજાર વચ્ચે થઈને અમે પસાર થઈએ છીએ. શેરીમાં રખડતાં કૂતરાં આઘાં ખસી જાય છે ને છોકરાંઓ નજીક દોડી આવી, આંખો ફાડીને અમને જોઈ રહે છે.

અને આ ઈલોરા! વર્ષોથી — સાહિત્ય વાંચતો ને માણતો થયો ત્યારથી — મારા મનમાં ઊંડેઊંડે સચવાઈ રહેલી મનીષા! મારો મનોરથ ને મારું સ્વપ્ન! વિખૂટું પડેલું બાળક માતા તરફ દોડે તેવી રીતે હું કૈલાસ ગુફા તરફ દોડું છું. પણ કોણ જાણે કેમ, મને મૂંઝવણ થાય છે. ઈલોરાનાં વર્ણનો, પ્રશસ્તિઓ ને વિવેચનો વાંચીને મેં ઘણી મોટી મોટી આશાઓ રાખી હોય તેને લીધે કે પછી બીજા કોઈ કારણને લીધે, પણ મને ઘડીભર નિરાશા થાય છે. આ ઈલોરા! દૂર દૂરથી પણ આને જોવા આવ્યા વિના ચેન ન પડે એવું અહીં શું છે? આ ગુફાઓના ફોટોગ્રાફ જેટલા સુન્દર લાગે છે તેટલી ગુફાઓ પોતે નથી લાગતી.

વર્તમાન યુગનાં યાંત્રિક સાધનોની મદદ વિના, એક જ

* ગયા અંકથી ચાલુ.

ખડકને કોરી કોરીને આ ગુફાઓની રચના કરવામાં આવી છે એ વાત ખરી. પણ એ તો મનુષ્યની નિષ્ઠાનો ને પુરુષાર્થનો મહિમા થયો. એને ગુફાઓમાંના કલાગુણોની સાથે શો સંબંધ છે? અહીં આપણે મનુષ્યના પુરુષાર્થનું નહિ, એની ધર્મશ્રદ્ધાનું પણ નહિ, એની પ્રતિભાનું દર્શન કરવા માટે આવીએ છીએ. આપણને લાગેવળગે છે તે પ્રતિભાના ચમત્કારની સાથે, એ પ્રતિભાની અભિવ્યક્તિ માટેનાં સાધનોની ખૂબી કે ખામી સાથે નહિ. અને કેવળ પ્રતિભા તત્ત્વની દૃષ્ટિએ જોઉં છું તો મને થાય છે: And is this Yarrow? અહીં દેખાતું પ્રતિભાતત્ત્વ ઠીક છે, સારું છે; પણ એમાં અસામાન્ય કે અનન્ય એવું શું છે?

નિરાશાનો પડેલો આઘાત હું આમ અનુભવું છું.

'ત્યારે શું અત્યાર લગી મેં આને અમથી ઉત્તમ ગણી?' ઘવાયલું અહં પૂછે છે ને દલીલે ચડે છે: 'આટઆટલા દેશીવિદેશી કલાકારો ને કલાવિવેચકો ....' પણ આન્તર-પ્રતીતિનો રણકો કોણ જાણે કેમ સંભળાતો નથી. અન્તે, 'આવ્યા જ છીએ તો આંટો મારી લઈએ' કરીને, હું અંદર જઉં છું.

અને આ શું? મારા મનને બાળકની માફક આ કોણ નચાવી રહ્યું છે? મારું ચૈતન્ય સ્ફુરાયમાણ થઈ તે આ કોના પડઘા પાડી રહ્યું છે? મારા અંતરના જળને આ કોણ સળકાવી રહ્યું છે?

મહાદેવની બે વિશાળકાય પ્રતિમાઓની વચ્ચે હું ઊભો છું. એકના અંગેઅંગ પર સૌમ્ય ચિંતનપરાયણતાની છાપ પડી છે; બીજીનાં અંગો પર પ્રચંડ રુદ્રતાની. સેંકડો વર્ષો સુધી તાપ ને ટાઢ, વર્ષા ને વંટોળિયા–ને કદાચ, ભૂકમ્પ–ની સામે ટકી રહ્યા છે એવા કઠોર ને નિર્જીવ પથ્થરના હૈયામાંથી પ્રકટેલી જીવનની આ અમર સરવાણી જોઈ ને હું સ્તબ્ધ બની જઉં છું. મારું મન ફરીથી મુગ્ધ બની જાય છે. વિજયની ખુમારીમાં મસ્ત બનીને એ સેંકડો વર્ષ પહેલાંના ભારત-વર્ષના રસ અને તપ, ઉલ્લાસ અને સંયમના સમન્વયના સંસ્કારોની ઝાંખી કરી રહે છે.

અને પછી તો, પાર્વતી-પરિણય, નટરાજ, અવતાર-માળા, સપ્તમાતૃકાઓ: કેટલી બધી મૂર્તિઓ મન અને વાણીને થંભાવી દે છે! દીવાલ પર ખીચોખીચ ઉપસાવેલી નાની નાની અસંખ્ય આકૃતિઓ ને થાંભલાઓ પરની સ્પષ્ટ, સુરેખ ને સમૃદ્ધ કોતરણી ને કલાકારીગરી: આ નિરાંતે જોવા જેટલો સમય હોત તો કેવું સારું! આ આટલુંયે જોવા મળ્યું તેથી રાજી થવું કે મળ્યું ત્યારે ને આટલું જ મળ્યું તેનો ખેદ કરવો તેની ખબર નથી.

ઈલોરામાં ૩૪ ગુફાઓ છે. એમાં શૈવ, બૌદ્ધ અને ત્રણે મહાન સંપ્રદાયોની ધર્મશ્રદ્ધા આલિખિત થયેલી એમાં સર્વોત્તમ ગુફા શૈવસંપ્રદાયની કૈલાસ છે. કૈલાસની ભવ્યતા, વિશાળતા, સુરેખતા ને પ્રમાણબદ્ધતા, મૂર્તિઓની સમરેખ જીવંતતા, સમગ્ર દેહઘટનામાં ભાવને અભિવ્યક્ત કરવાની એ ગુફાના કલાકારોની કુશળતા, એની મૂર્તિઓનું વૈવિધ્ય ને સૌન્દર્ય: આ બધું ઈલોરાની પણ બીજી કોઈ ગુફામાં નથી. કૈલાસ જોઈ લીધા પછી, ગુફાઓ આંખમાં વસતી નથી.

કૈલાસને ઉપાડવા માટે તૈયાર થયેલો દશાનન આ કલાકારોનું પ્રિય પાત્ર છે; અને અવતારોમાં વરાહ અને અમુક અંશે નરસિંહ અને વામનાવતાર. રામ મળે છે ખરા, પણ અવતાર સ્વરૂપે નહિ; સીતાને છોડાવવા જવા વખતે મહાદેવ પાસે પ્રાર્થના કરવા આવ્યા હોય સ્વરૂપે. કૃષ્ણ પણ કાલિયનાગનું મર્દન કરતા વિષ્ણુ આલેખાયેલા છે. રાસેશ્વર કે યોગેશ્વર કૃષ્ણનું કોઈ સ્વરૂપ અહીં દેખાતું નથી. પરશુરામની તો નિશાની પણ જોવા નથી મળતી; તો મત્સ્ય અને કૂર્મ તો ક્યાંથી હોય? બુદ્ધ પણ અવતાર રૂપે શૈવગુફાઓમાં સ્થાન પામ્યા

સવા માઈલ જેટલા વિસ્તારમાં પથરાયલી આ ગુફાઓ ઝડપથી પતાવી, બપોર પછી ચારેક વાગ્યે અમે વળીએ છીએ. મારી નજર પાસે તો ઈલોરાની મૂર્તિ વિવિધ અંગમરોડ ને નૃત્યચ્છટાઓ જ તર્યાં કરે રસ્તાનાં ઝાડ પણ જાણે નૃત્ય કરી રહ્યાં હોય તેમ લાગે

રસ્તામાં, ખુલ્દાબાદમાં, શાહાનશાહ ઔરંગઝેબની આરામગાહ જોવા માટે અમે ઊતરીએ છીએ. આરામગાહ ખુલ્લા આકાશ તળે આવેલી છે. શાહાનશાહની ઇચ્છા એને તદ્દન સાદી રાખવામાં આવી છે, ને રાજ્યના ખજાના માંથી એના પર કશું ખર્ચ કરવામાં નથી આવ્યું ભારતવર્ષના અંતિમ મુગલ સમ્રાટે પોતાના ગુરુ ઝૈનુદ્દીન ખ્વાજાના ચરણ પાસે પોતાની છેલ્લી સોડ છે. સૈયદ સાહેબની દરગાહ રૌનકદાર છે. એની

ઔરંગઝેબની કબર આવેલી છે, બીજી તરફ ઔરંગઝેબના પુત્ર આઝમશાહ અને તેનાં બીબી અને પુત્રીની કબરો આવેલી છે.

ઔરંગઝેબની કબર મારા મનમાં જાતજાતના ભાવ જગાડી જાય છે. માનવમાત્રે અંતે તો આ એક જ રાજમાર્ગે જવાતું છે. તો પછી આવડીક જિંદગીમાં આ બધી અહંતામમતા ને જંજાળ શા માટે? પેલા અંગ્રેજ કવિએ કહ્યું છે તે કેટલું બધું સત્ય છે?—

Sceptre and Crown,
Must tumble down,
And in the dust be equal made
With poor crooked scythe and spade.

ઔરંગઝેબને આપણા સામાન્ય ઇતિહાસકારોએ જેવો ચીતર્યો છે તેમાં એના આ સાદા અને વિનમ્ર સ્વરૂપનું દર્શન થાય છે ખરું? આવા પાક અને નેકદિલ સમ્રાટના હૃદયમાં થોડીક પરધર્મસહિષ્ણુતા હોત તો? તો?

ઔરંગઝેબની કબર પાસેથી નીકળી, અમે બીબી-કા-મકબરા જઈએ છીએ. ઔરંગઝેબની બીબીની આ આરામગાહ ઔરંગઝેબના પુત્રે બંધાવી છે. પાછળ ક્ષિતિજ પર ગિરિમાળા, ઉપર ભૂરા અને અનંત આકાશનો ઘુમ્મટ ને નીચે હરિયાળી ધરતી પર બંધાયેલો આ મકબરો: વિશાળતા ને સમપ્રમાણતા, સાદાઈ અને સ્વચ્છતામાંથી કેટલું સૌંદર્ય પ્રકટી શકે તેનું ઉત્તમ નિદર્શન અહીં મળે છે. આ મકબરો તાજમહાલની પ્રતિકૃતિ છે. પ્રકૃતિના આવા મનોરમ સાન્નિધ્ય અને માનવનિર્મિત સૌંદર્યના આવા સતત સંપર્કને માટે મૃત્યુ એ કંઈ મોંઘી કિંમત ગણાય?

મકબરામાં જ સાંજ પડી ગઈ છે. અંધારું થવા લાગ્યું છે, તેમ છતાં પનચક્કી જોવી બાકી છે ને એ જોવી રહી જાય તો અમારામાંનાં ઘણાંને ગમે તેમ નથી. એટલે અમે ત્યાં જઈએ છીએ.

અંધારામાં બહુ ઝડપભેર એ જોઈ લેવી પડે છે. દસેક માઈલ આવેલા એક તળાવમાંથી, વર્તમાન યાંત્રિક સાધનોની મદદ વિના, અહીં પાણી લાવવામાં આવે છે, અને એમાંથી ચક્કી ચલાવવામાં આવે છે, એમ અહીં જાણવા મળ્યું. અમે ગયા ત્યારે પાણીનો ધોધ પડ્યા જ કરતો હતો. એ પાણી કેવી રીતે ત્યાં સુધી ચડે છે ને એનો નિકાલ કેવી રીતે થાય છે તે, સાચું તો, સમજવા જેવું હતું. પણ સમય ન હોવાથી, ઉતાવળે અમે પાછાં વળીએ છીએ.

ફાધર ધુર, ઉતારે આવ્યા બાદ, મને પૂછે છે: 'કેમ, આજનો દિવસ કેવો ગયો?'

'બહુ મઝા આવી, ફાધર, પણ અસંતોષ પણ ઘણો રહી ગયો.' હું જવાબ આપું છું.

'કેમ એમ?'

'ઈલોરા વધારે નિરાંતે જોવી જોઈએ,' મેં કહ્યું.

'હા, પ્રથમ દર્શને તો માત્ર સામાન્ય છાપ જ ઝીલાય. વિગતો નિરાંતે બીજી વાર જોઈએ ત્યારે જ તપાસવાની હોય.'

'બીજી વાર!' હું વિચારે ચડું છું, 'ખરી વાત છે! પણ બીજી વાર જીવનમાં કઈ વસ્તુ મળતી હોય છે? ને કેટલાંને મળતી હોય છે?'

[હવે પછી પૂરું.]



# સ્વાધ્યાય અને સમીક્ષા

સદ્ગત પ્રો. બલવન્તરાય ક. ઠાકોર

***ગોષ્ઠી :** શ્રી ઉમાશંકર જોશી. પૃ. ૧૯૦. ફા. ૩. પ્ર. ભારતી સાહિત્યસંઘ. અમદાવાદ. માર્ચ '૫૨.

શ્રી ઉમાશંકર હવે ખાનગી વ્યકિત કે "ઇત્યાદિ"-વર્ગી લેખક નથી રહ્યા. પ્રજાના જાહેર જીવનમાં જવાબદાર અને શકિતમાન લેખક તરીકે એ એક ધ્યાનપાત્ર વ્યકિત ગણાય, જો કે એ (હજી) રાજપ્રકરણને ચોરે નથી ચડ્યા, કે નથી નિમાયા કોઈ મોટે હોદ્દે; વળી એ નથી મૂડીદાર કે નથી મજૂરસંઘની. છે માત્ર લેખનપ્રવૃત્તિએ આગળ આવેલા. એ આપણા જાણીતા કવિ અને 'સંસ્કૃતિ' માસિકના સ્થાપક અને તંત્રી આ ત્રેવીસ (પ્રવેશકનિબંધની સાથે ચોવીસ) નિબંધોના સંગ્રહરૂપે પોતાના લેખનવિહારનો એક નવો પ્રકાર રજૂ કરે છે. આ પહેલાં એમણે પ્રજા આગળ સંખ્યાબંધ ગ્રંથો ધર્યા છે. નાટકનાટિકા, નવલનવલિકા, (ગયા જમાનાના એક) કવિ બાલાશંકરની કૃતિઓનું સંપાદન, પ્રાચીન કવિ અખાભગતનું અધ્યયન (સ્ટડી), વિવેચનાઓ, વગેરે ઉપરાંત પોતાની કવિતાના છ સંગ્રહો પણ એમણે પ્રકટ કરેલા છે, તેમાં આ રસિકવિવિધ, માથું ના પકડે એવા, નિબંધો ઉમેરાય છે. એમનાં મંતવ્યો, ચિંતનો, કલ્પનો અને વલણો કિશોરવય અને નૌજવાનીની અનુભવાભા ને કચાશમાંથી મુક્ત થઈ કેવો પરિપાક પામતાં જાય છે, તે એમની આ નવી ચોપડીના આયનામાં જોઈ શકાય છે. એમનાં ગદ્યપદ્ય પ્રથમથી જ ઠીકઠીક વંચાય છે, કેમ કે એ શાળામાં હતા ત્યાંથી જ વધતી જતી લોકપ્રિયતા મેળવતા કૉન્ગ્રેસપક્ષમાં ભળેલ, અને શાળાસોબતીઓમાં બુદ્ધિ, આગેવાની, અભ્યાસ અને મિલનસાર સ્વભાવે વહેલા જ મોખરે આવી ગયેલ. વળી એમના પ્રથમ કાવ્ય "વિશ્વશાંતિ"-એ—જુદીજુદી મહોરછાપે માનનીય એવા બે વડીલોને સારી રીતે આકર્ષેલ,–એક તો શ્રી કાલેલકર, સર્વવિષયવખારી, ઊર્મિલ, હસમુખા અને ગાંધીજીના એક જાણીતા અંતેવા[સી] અને બીજા (સદ્ગત) નરસિંહરાવ, દૂધમાંથીય [પોરા] કાઢનાર પણ સાક્ષરતાએ સુપ્રતિષ્ઠિત. પોતાની ગુણવત્તા ઉ[પરાંત] આવા કારણથી પણ એ પ્રથમ પડેલા સર્જને જ શ્રી ઉ[મા]શંકર પ્રતિ ઘણાનું ધ્યાન ખેંચાયેલ અને આજ કો[ઈ] કારણે જમાનાના લેખકોમાંથી જે વંચાતા થાય, તેઓ[ના] જ વાચકોનાં એટલે તેમનાથી નાના કિશોરો–નૌજુવા[નોનાં] રુચિઅપરુચિ, આદર્શો અને ભાવનાઓને ઘડનાર નીકળે. મતલબ કે આમ શરૂઆત કરીને ચોપડીએ ચોપ[ડીએ] નવા વાચકોને આકર્ષનાર શ્રી ઉમાશંકર જેવા કલમક[સબી] લેખકનું સ્થાન અત્યારે એક એવી છોટી તોય મહ[ત્ત્વની] સંખ્યામાં ગણાવું ઘટે, જેમનાં લખાણો શું વ[ખાણે] છે વખોડે છે, કઈ પ્રવૃત્તિઓ ભણી પીક રાખે છે, કઈ દિશાને ઉદય વા અસ્તની ગણે છે, વગેરે વગેરેને જ[વાબ]દાર દેશહિતવાંછુ પીઢ વિવેચકોએ સાવધાનીથી તટસ્થતા અને ન્યાયવૃત્તિએ તપાસવું અને છણવું ઘ[ટે]. પ્રાણીજગતે માનવીની વિશિષ્ટતા છે એની બુદ્ધિ; બુદ્ધિનો સુકાની છે જિજ્ઞાસા, અને જિજ્ઞાસામાં તો કિ[શોરો] નૌજુવાનોની જ સરસાઈ છે, કેમ જે એમનાથી નાનાં પોતાનું કુતૂહલ તૃપ્ત કરવા માટે જાતે ઉદ્યમી થઈ શકે[લાં ન] હોતાં, ત્યારે એમનાથી મોટેરા તો "નવ્વાણુંના ધક્કા[ની] કરામત શરૂ થઈ ગયેલ હોવાથી ધંધારોજગારે પડી ગ[યેલા] હોય છે, કુટુંબજંજાળે ઘેરેલા હોય છે, કે બીજી રીતે ઓછા ચિંતાગ્રસ્ત હોય છે જ. ગાડાં તો ઘરડા વાળે લોકમંતવ્યે તથ્યાંશ નથી એમ નથી, પણ એ તથ્યાંશ ક્ષણને જ વળગેલો હોય છે. લાંબી નજરે જોતાં, જ[ગતનાં] કારવાં-કૂચનું સારથિપણું પાંત્રીશથી પચાશની હે[ઠળની વ]હેડીના હાથમાં જ મોટે ભાગે હોય છે. વૃદ્ધો જે જે

* જાન્યુ. '૫૨ના અંકમાં પૃ. ૩૬(અર્ઘ્ય)માં ઉતારેલા પત્રમાં સદ્ગત પ્રો. ઠાકોરે જેનો ઉલ્લેખ કર્યો છે તે 'અવલોકન'લેખ. પૂર્ણાહુતિરૂપે કાંઈક બે શબ્દ પણ બાકી હોય એમ લાગે છે. લેખ પૂરો થતાં તારીખ અને સહી સામાન્ય રીતે હોય છે તે છે નહિ.—તં

કરા માટે મરી મથે છે, મથી મરે છે, તેમાં દૂષણો અને ખામીઓ રહી જ જાય છે; અને એવું એવું તપાસવા, સંશોધવા, સમારવાનું જમાને જમાને આ ન છોટી ન વડીલ એવી અનુભવી વચલી હેડીના અગ્રણીઓનું ખાસ કર્તવ્ય બને છે.

તો આ સંગ્રહની સમાલોચના માટે પ્રથમ પહેલો "સારથિધર્મી પત્રકાર" એ નિબંધ ઉઘાડીએ.

આપણી પુરાણપ્રાચીન સંસ્કૃતિનું આ અર્વાચીન યુગે મોટું લાંછન બની ગયેલું લક્ષણ, એમાં ડગલે ડગલે પ્રકટ થતી ધર્માંધતા, વહેમઘેલછા અને અતિમાનુષી શક્તિ વિના શક્ય જ નહીં એવા ચમત્કાર–ભ્રમત્કારની ના છીપે ના ધરાય એટલી બધી તરસ, એ છે. આપણા પ્રતિ સારી રીતે સમભાવી યુરોપીયો, મુસ્લિમો, ચીના અને બીજા અર્વાચીનો આપણ હિંદુભાઈઓની બુદ્ધિ વગેરે વિશે મત ઉચ્ચ બાંધતાં છતાંય, આપણા આ વ્યાપક લાંછન કે અવિચારી શ્રુત–સ્વીકાર–(ટ્રેડિશનલિઝમ્)થી હટા જાય છે, કંઈક તાજુબ થાય છે, અને હિંદુમાનસમાં કશું ના કળાય એવું વળગણ લાગે છે, ભૂત ભરાયું છે, એમ કરીને હાથ ધોઈ નાખે છે. બીજાઓથી હિંદુમાનસ આમ નથી સમજાતું, તો આપણે હિંદુઓ પણ, આપણા પ્રતિ તેમનાં બહુમાન, સમભાવ વગેરે કૃતિ રૂપે કેમ પરિણમતાં નથી વારુ, કૃતિઓમાં તો એ સૌ કેમ આપણા પિત્રાઈ અને પેઢીઉતાર દુશ્મન મુસ્લિમોનો જ પક્ષ લીધા કરે છે, એ અનુભવસિદ્ધ બીનાને એક ગૂઢ કોયડો ગણીને જતો કરીએ છીએ: આપણું આ તેઓ ગણે છે તે લાંછન લાંછન જ છે, ભૂષણ નથી જ, એમ આપણે હજી સુધી તો સમજી પણ શકયા નથી. આ પ્રકારનો અર્વાચીનતા અને શાસ્ત્રીય દૃષ્ટિ સામે પ્રાચીનમધ્યકાલીનતા અને શ્રુતિસ્વીકારદૃષ્ટિ(ટ્રેડિશનલિઝમ્)નો વિરોધ જનતાના સમગ્ર ઇતિહાસે હજી નવોસવો છે. શાસ્ત્રીય દૃષ્ટિ પ્રાચીન ગ્રીસે અને તેના અધકચરા ચેલા રોમે કંઈક વિકસાવેલી ખરી, પરંતુ રોમનું સામ્રાજ્ય ભાંગી પડ્યું તે પછી ક્રિશ્ચિયન એટલે કે પ્રાચીન જ્યૂ (ઇઝરાયલી) શ્રુતિસ્વીકાર દૃષ્ટિ યુરોપમાં પાછી જામી ગઈ. કોપર્નિક્સ, પેરાસેલ્સસ, કોલમ્બસાદિ મહાન સાહસિક સંશોધકોના વિજયી પ્રયાસોએ છેક ઈ. સ સોળમા શતકથી જ શ્રુતસ્વીકાર–દૃષ્ટિની ઓસરતી અને શાસ્ત્રીય પ્રયોગશીલ દૃષ્ટિની ભરતી શરૂ થઈ. આ શાસ્ત્રીય દૃષ્ટિ છેક ઈ. સ. અઢારમા શતકના વચગાળાથી માંડીને જામતી ગઈ છે, અને તેનું વર્ચસ્ હવે તો યુરોપ બહાર પણ ફેલાતું આવે છે. પશ્ચિમયુરોપની વસાહતોમાંય શાસ્ત્રીય દૃષ્ટિ વિના અર્વાચીનતા નહીં એમ સ્વીકારાઈ ગયું છે. અને ચીનજાપાનના બુદ્ધિમાન વર્ગો શાસ્ત્રીય પ્રયોગશીલતાના સંપ્રદાયમાં ઝડપથી ભળતા આવે છે. આપણે હિંદુઓ અને આપણી ધર્મપ્રધાન સંસ્કૃતિ જ હજી પ્રાચીનાભિમુખ અને શ્રુતસર્વોપરિતાના દાસત્વમાં નિમગ્ન છીએ કલ્પનાપટુ કવિઓને કુદરતમાં–ગગનચુંબી પર્વતશિખરો, રસળતાં ઝરણાંમાંથી સળંગ વહેતા અનિવાર્ય આગળ વધતા સરિતાપટો, આછાંમાંથી ગાઢ અને અભેદ્ય બનતાં અરણ્યસૂલ (પ્રાઈમીવલ) મહાવનો, આદિમાં કંઈક ગયમી સુંદરતા, ભવ્યતા, અનિર્વચનીયતા, અતિમાનુષતા લાગ્યા કરેલી, અને તેમણે સૌ પ્રાકૃત જનોને પણ એવા એવાના દિવ્યતાના અણસાર દેખાડેલા. આમાંથી આગળ વધી આપણે સૌ એના દરેક અસાધારણ દૃશ્યને દેવદેવી ગણતા અને પૂજતા થયા. અને વેદકાલથી માંડીને આ વલણ એટલું વધી ગયું કે આપણી જનતાની આંખે આખી સૃષ્ટિ તરુલતાદેવીઓ, વનદેવો, જલકન્યાઓ, ઘનદેવો, વરુણદેવ, વિદ્યુત્દેવતા, મરુતો, રુદ્રો, અને ઇંદ્રશચી આદિ સુરસુરાંગનાએ ચીકાર ભરેલી અને લોકોત્તર અજબ બની રહી. વળી કુદરતી દેખાવોને આમ દેવદેવલાં બનાવનારી પ્રજાએ જ્યારે યુરોપી શાસ્ત્રવિકાસે કુદરતી શક્તિઓ અને પદાર્થો પર પ્રભુત્વ જમાવીને આપણને આપણા નિત્યવ્યવહારમાં અનેક રીતે ઉપયોગી થઈ પડે એવાં એન્જિનો, યંત્રો અને બીજાં સાંચાસાધનો અને કૃત્રિમ કરામતોનાં નવાં સર્જનો નિર્મ્યાં, તથા પોતાના વિજયનાં શસ્ત્રાસ્ત્ર લેખે તેમને પોતાની સાથે સાથે અહીં પણ આણ્યાં, ત્યારે આપણી દેવદેવલાંના અતિબાહુલ્યમાં રાચતી ધર્માંધ ધર્મવિડંબક પ્રજાએ એ એન્જિનો, સાંચા આદિ કેવળ જડ માનુષી કરામતોનેય તે નવાં દેવદેવલાં બનાવી લીધાં! તેમને હારતોરે શણગાર્યાં, તેમને પ્રસાદ ધર્યા, તેમની આરતીઓ ઉતારી, તેમના ઉત્સવો ઊજવ્યા!–માત્ર તેમને વાપરવાં કેમ એ શીખી લેવાનું એમને એવું સરખું જ સૂઝયું!

માણસ પૃથ્વી ઉપર પાંચસાત લાખ કરતાં વધારે વર્ષથી હસ્તીમાં આવ્યો છે. પ્રાણીઓ કરતાં એના મગજમાં બે પહેલુ વિશેષ: એક તો સ્મૃતિ, બીજી કલ્પના. આમ કાર્ય

કયું કારણ કયું એમ બનાવોની કાર્યકારણ સંકલના રૂપે એના તર્કો પણ વધારે વધારે પ્રવર્તતા અને દીર્ઘસૂત્રી થતા ગયા, સાચા અને હિતકારક તેમ ખોટા અને ભ્રામક. અને લગભગ આદિ યુગમાંથી એ પોતાનાં કેટલાંક અનુમાનો અને મંતવ્યોને નિયામક તેમ ઉદ્ધારક માનતો થયો. આમ એના ધર્મનીતિ, પુણ્યપાપ, કર્તવ્ય આદિને લગતા વિચારાચારોની સંકુલ જાલ બે મૂળિયાંમાંથી ફાલવાફળવા લાગી—એક તો એની આશાઓ અને ક્ષુધાઓ; બીજું પોતાની અત્યંત નબળાઈ અને નિરાધારતાને લઈને એની ભીતિઓ અને આશંકાઓ. આશાતૃષ્ણા કંઈક સંતોષાય એવા હેતુથી ઉપજાવાયેલ દેવદેવતા પ્રકાશોલ્લાસમય ઘડાતા ગયા, અમૃતપ્રાશી મનાતા થયા, પ્રેમમૂર્તિઓ જેવા મોહકસુંદર બન્યા. ધાસ્તીઓ અને આશંકાઓ ટળે વા તત્કાલપૂરતી તો હટે, છેવટ પાતળી પડીને સહ્ય બને, એ માટે ઘડાતા દેવદેવતા–આપણા કરતાં પણ શત્રુને વધારે ભીષણ લાગે એમ–ભૈરવ, કાલી આદિ ક્રૂર, ઘોર, ચકચૂર, ફાડી ખાનારાં, લોહીપીતાં, મહામારી ફેલાવનારાં, અગન દર્શાવનારાં વગેરે કલ્પાયાં.

જુઓ આ સંગ્રહમાંનું "દિવાસ્વપ્ન." એમાં પ્રથમ આલેખાય છે કામ અથવા મદનદેવ, પછી ક્રોધરુદ્ર અને છેલ્લે પ્રકટે છે બંનેની ચોટલી પકડી તેમને ખભે ચડી બેસતી, તેમને ચાંપતી, કહે વહેતિયા તથાપિ ઘોર ભીષણતાની પરાકાષ્ઠા જેવી આકૃતિ–સાક્ષાત ભયની મૂર્તિ !

સામી બાજુ સાંભરે છે ઉપનિષદોનાં અભયનું ગૌરવ પ્રબોધતાં મહાવાક્યો. સામી બાજુ આંખ આગળ તરી રહે છે દક્ષિણ આફ્રિકાની એક દોડતી બસ, કેમ કે તેમાં ચડેલા એક મુસાફર ઉપર બસનો સારથિ જોરુકા ઘા વર્ષાવી રહ્યો છે, પણ એ મંકોડિયો મુસાફર મંકોડાની જ જેમ બસને દાંડે વળગી રહ્યો છે અને મૂગી જીભે જાણે બોલી રહ્યો છે, "ભલે મારા કટકા કર ! પણ મેં ટિકિટ લીધી છે, આમાં બેસવાનો મારો હક્ક છે, નહીં જ ઊતરું !" અને વળી યાદ પણ આવે છે આ જ કવિનું વર્ષો ઉપરનું એક કાવ્ય–'નિશીથ.' નિશાના અંધકારને પણ કવિએ એમાં સૌમ્ય ભવ્યાકૃતિ દેવરૂપે આલેખી છે. [ અને ભૂલતો ના હોઉં તો મેં તો તે જ વખતે કવિને મિત્રભાવે સંભળાવેલું, ભલે આવાં 'મિથ'–દેવાકૃતિસર્જનો–ને વખાણનારા વખાણે, એ જે વેદના અને પછીના સૈકાઓમાં કલા–કલ્પના–કવિતા–સર્જનનું ભાવનામય શિખર હતું, તે કુદરતી ભાવોનો [...] વધારવાહસાવવાનાં કવિપણાં હવે તો લાંબા [...] કાલગ્રસ્ત ( ઑબ્સોલીટ ) થયેલ ગણાય : 'મિથ' [...] અર્વાચીન ભાવનાને તો વૃથા કાલક્ષેપ લાગે જ. [...] છો, કલ્પનાકલાનેય તે અર્વાચીન પ્રક્રિયાએ પ્રવર્તાવો ]

વારુ. આ નિબંધનું નામે રાખેલું છે 'દિવાસ્[...] ભય જ સર્વોપરિ એવું લેખકનું સમગ્ર જીવનદર્શન હો[...] નહીં. તો પછી આવી લેખિનીરમત પ્રકટ પણ કરી[...] વારુ ? શૈલીના જ મોહે કશું લખાણ પ્રકાશનોચિત કે [...] પણ વાંચવાલાયક ના ગણાય. જવાબદારી સ્વીકારતો ( અ–બાલિશ ) લેખક લખાય તો ગમે તે, ગમે [...] તેમાંથી ઘણુંઘણું ફાડી જ નાખે. ધંધાદારી લેખકનાં [...] બે, કલમ અને કાતર: અને કલમથી કાતર મોટી.

મૂળ વાત પર આવી જાઉં. વર્તમાનપત્રો અર્વા[...] સંસ્થા છે. અર્વાચીન સમાજનાં આયોજનો વિકસતાં [...] ફેલાતાં ગયાં તેની સાથે સાથે વર્તમાનપત્રો અનેક [...] અવતર્યાં છે, ફેલાયાં છે, વગ ધરાવતાં થયાં છે અને [...] પણ અનેક રીતે વધશે. 'રીડર્સ ડાઈજેસ્ટ' નામે [...] ( અમેરિકન ) અનેક ભાષામાં એક સાથે પ્રકટ થાય છે, [...] માસે પાંચછ લાખ નકલ ખપે છે. ન્યૂસપેપર અને વ્યૂ[...] ( સમાચારજ્ઞાપક અને ચિંતનપ્રેરક ) જેનું વર્ગીકરણ [...] ઉમાશંકર જણાવે છે તેમ છેક વ્યર્થ નથી. હળવાં [...] લક્ષી પત્રો અને ગભીર ચિંતનપ્રેરક પત્રો, જ્ઞાનપ્રચારક [...] પારિભાષિક ખાસ પત્રો અને સામાન્ય પત્રો, એ વર્ગી[...] પણ છેક વ્યર્થ નથી, જો કે વિદ્યાર્થી સ્નાતક (ગ્રેજ્યુ[...] થાય તેના વિષે કહેવાય છે કે ખરો સ્નાતક ઘણી બાબતની [...] ટપકે માહિતીવાળો હોય, સાથે એકબે બાબતનો જ્ઞાતા [...] હોય; તેમ ફાવવું અને રળવું, વળી વગદાર બનવું [...] વર્તમાનપત્રે પણ પોતાનું નિશાન છપ્પનવખારી રાખવું [...]

વર્તમાનપત્રે વકીલાત નહીં ન્યાયાધીશી કરવાની [...] પક્ષપાતી ના થવું તટસ્થ રહેવું, ક્ષણસીમિત [...] દીર્ઘ દૃષ્ટિવાળા થવું, વગેરે કહેવું સહેલું છે. પરંતુ [...] પ્રકરણી જીવન જ પ્રજાના જીવનનો આગળ ઊપસતી રસા[...] વાળો મોટો વિભાગ છે, રાજપ્રકરણી જીવનમાં અમુક પ[...] મુખપત્ર લેખે વર્તમાનપત્રો હસ્તીમાં આવે છે અને ટ[...] એ હકીકત જાણીતી અને નિર્વિવાદ છે. રથનો [...]

રાજપ્રકરણી પક્ષ, પત્રતંત્રી રથ હાંકનાર; રાય નહીં રાયકો જ. ઘણોખરો વખત અને ઘણીખરી બાબતમાં રાયકે રાયની આજ્ઞામાં અને રાયને અનુકૂલ જ રહેવાનું; સંજોગ અને તાકડા ખાસ આવી લાગે, ખાસ રાજપ્રકરણી નહીં એવી બાબતોમાં ગરમાગરમી જાગે, તે અણી પૂરતું રાયકો રથ પોતાની મતિએ ખેડવાનું સાહસ કરે, અને ફાવી જાય તો ઉત્તમ સારથિપણું દાખવ્યાનો જસ પણ ખાટે. રથીનું ધ્યાન નહીં વા રથીને ભાન નહીં અને સારથિ ચકોર, તે રથરથી બેયના વિશ્વાસુ સેવકમાંથી શ્રદ્ધેય મિત્ર જેવો, પક્ષના એક આગેવાન જેવો પણ બને.

લેખકને વિષયમાં કહેવાનું છે આવું અને આટલું જ. એ કથનમાં મફતના શ્રીકૃષ્ણ, પાંડવકૌરવનું મહાભારત વગેરે ઘુસાડીને અહીં ઓડનું ચોડ વેતરી નાખ્યું છે. વિષયને દીવે આગળ વધવાને બદલે લેખક દૃષ્ટાંત કે તુલના( એનેલજી )-ના પરોક્ષ પ્રકાશે વધવા ગયા છે, અને બરાબર તો નથી જોઈ શક્યા પોતે, નથી બતાવી શકતા વાચકને. શ્રીકૃષ્ણનું નામ અને મહાભારતમાંનો કોઈબી પ્રસંગ વિષયચર્ચામાં આણતાં વિષયનું ગૌરવ વધે છે—આખી ચર્ચા રસપ્રદ અને સુબોધક બની જાય છે એમ ?—એમ માની મનાવી શકે છે માત્ર બધા દાંત આવી ગયા છતાંયે હિંદુ સંસ્કૃતિમાતાનું ધાવણ ધાવ્યા કરતા માવડીમુગ્ધ સ્તનંધયો ! એમ કંઈ સુંદરતા, મોહકતા, ગંભીરતા, ઉપરથી છાંટેલ કે બહારથી આણેલ આવતાં નથી, ગુંચવણિયા શબ્દાળુતા અને દુર્બોધતા જ વધી પડે છે. ઊર્મિલ અને આભાસી કાવ્યમયતાના શોખી લેખકોને ગળે આ વાત ઊતરે એ બનવાજોગ છે. પણ વિષયની હકીકતોને વળગીને ચોખ્ખું ચિંતન કરવાનું તો બાજુએ રાખી અકળ એવા પ્રાચીન કાલમાં કે કેવળ કલ્પિત સૃષ્ટિમાં ડૂબકી મારે, તેને અર્વાચીન વ્યવહારમાં પ્રકાશકિરણ ફેલાવે એવાં મોતી પણ મળી જવાનો ચમત્કારિક સંભવ કેટલો વારુ ?

હવે આવી અપ્રસ્તુતતા, દુર્બોધતા, દુણાયલી રસિકતા અને આભાસી કાવ્યમયતાનો સ્પર્શ પણ નથી, શાબ્દિક ધર્મદંભને બદલે સાચી અને અર્વાચીન કર્તવ્યનિષ્ઠાએ જે પ્રાણવાન છે એવા નિબંધો લઈએ.

ચોખોવ ઉપરનો, 'મને સાંભરે રે!' 'વિદ્યાર્થીઓને,' 'બટુકરાજ,' એ નિબંધો જુઓ. ચોખોવે દાકતરને છાજે એવી અધરામાં અધરી ફરજ શોધી કાઢી અને તેને અંતરનો ઘંટારવ મંજૂર રાખે એ મુજબ અદા કરવામાં જાતને ઘસી નાખી અકાળ મૃત્યુને હાથે કરીને વહોરી લીધું. એની નવલનવલિકાસૃષ્ટિ માનવતાએ તરબોળ છે, વાસ્તવિક ચોષણા જ આદિથી અંત લગી ઉદ્‌ઘોષે છે, કરુણ, વીર અને પ્રેમરસનાં પૂર વહેવડાવે છે, એ કવિતાસર્જનથી પણ એના પોતાના જીવનની કવિતા આમ ચડી જાય છે. સાહિત્ય-સર્જનમાં સમર્થ હોય તે જીવનની ઇમારત ચણવામાંય વીર હોય જ ને, એવાં એવાં કથન – કે પ્રશ્નો – વ્યર્થ છે. કલ્પિત સર્જનની અભિવ્યક્તિ શબ્દો દ્વારા છે; ઉદાત્ત નિર્ણયોની અભિવ્યક્તિ આચરણો દ્વારા થાય છે. બેય એકબીજાથી સારી પેઠે ભિન્ન અભિવ્યક્તિઓ છે. એક સાધ્ય બની હોય તેને બીજી અસાધ્ય રહે એમ જ ઘણાખરા દાખલામાં તો દેખાય છે. કલામય ગદ્ય અને કલામય પદ્ય બેય મહાલેખકમાંથી પણ કોઈ કોઈને જ સાધ્ય હોય છે. અને સાહિત્યક્ષેત્રને વળગીએ, તો તેમાંય તે મહાનવલ, નવલ, નવલિકા ; મહાકાવ્ય, આખ્યાનકાવ્ય, ઊર્મિકાવ્ય ; નાટક, નાટિકા; તમામમાં એકસરખો સિદ્ધહસ્ત સાહિત્યાવતાર તો હજાર વર્ષે પણ એક પાકે તો પાકે. વળી ગદ્યસ્વામી એટલે શું ? ગંભીર, સંકુલ, દુર્બોધ વિષયોનું નિરૂપણ સુગમ થાય એમ રજૂ કરવાની હથોટી મેળવતાં મેળવતાં એડમ સ્મિથ, હ્યૂમ, બાર્કલી, મિલ, માર્ટિનો, કાર્ડિનલ ન્યૂમન, અને બર્ટ્રાન્ડ રસલ જેવા અંગ્રેજ ફિલસૂફોએ જે પ્રકાશમય વિશદતા ( લ્યૂમિનસ લ્યુસિડિટી ) અને સુરેખ અગાધતા ( વિઝિબલ પ્રોફન્ડિટી ) ઉપરાંત નહીં બહુ ઊંડી, નહીં બહુ પહોળી, નહીં અતિવેગીલી એવી નદીની જે ઉજ્જ્વલ, શીતલ મનોહર, સુરમધુર, લયબદ્ધ, રંગીલી, છબીલી અને સળંગ પ્રવાહિતા સાધી છે, તે અંગ્રેજી જેવી મહાભાષાનો એક અપ્રતિમ કીર્તિધ્વજ છે, નિ:સંશય. શ્રી ઉમાશંકર જેવા પટુકરણ રસિક અને સાહિત્યસર્જને મહેચ્છુ લેખકની એક ચોપડીના અવલોકનમાં આ ઇશારો કરું છું, જેથી આપણી પ્રિય ભાષાએ હજી તો કેટકેટલું આરોહણ કરવાનું છે, તે કંઈક લેખકમહાશયોના ધ્યાનમાં રહે, વળી આપણી લોકપ્રિય ગદ્યશૈલીઓ અને લખાવટોનાં વખાણોમાં પણ કંઈક જવાબદારીની માત્રા ભળી શકે.

'બટુકરાજ' નાનું પણ મઝેદાર ગલ્પ ( ફેન્ટસી ) છે. અંગ્રેજી વિશેષનામોની લીલીપુટ અને ગુલીવર જેવી ઉચ્ચારણવિકૃતિઓ જરા ખૂંચે છે પણ કોલેજોના પ્રોફેસરો-

માંથી અંગ્રેજો અદૃશ્ય થયા પછી સ્નાતક થયેલનો બિચારાનો શો દોષ? મને તો point જેવા શબ્દનો અંગ્રેજ અને સ્કોચમનના ઉચ્ચારણ વચ્ચેનો ભેદ જ વેબ્સ્ટર અને ઓગિલ્વી-ના કોશો વચ્ચેના ઉચ્ચારણભેદોની ચાવી રૂપ બનેલો : ઑક્સફર્ડ કેમ્બ્રિજ સ્નાતકોનાં ગ્રીકલૅટિન નામો અને શબ્દો-નાં ઉચ્ચારણ અને સેંટ ઝેવિયર્સના પાદરી પ્રોફેસરોનાં એ જ નામો અને શબ્દોનાં ઉચ્ચારણોનું ખીચડું ન બાફવાની તાલીમ અઢારવીશનો હતો ત્યાં જ મળી ગયેલી. એવી જ એ બદામની બીજી વાત. 'આપી દ્યો,' 'જોઈ લ્યો' નહીં ને 'આપી દો' 'જોઈ લો' એવું બાંડું શું અમદાવાદીઓ બોલે છે?*

'બટુકરાજ' જેવાં સર્જન જેમ લંબાવાય તેમ જ લેખકની કલાની કસોટી આકરી થતી જાય, કેમ કે લંબાઈ વધે તેમ તેમ તેમાં પૂર્વાપર સુમેળ–આખાનો સુર (ટોન)–બરાબર જાળવવો મુશ્કેલ બને.

'મને સાંભરે રે!' ચોવીશેક વર્ષના નૌજવાનનું ભાષણ છે નૌજવાનો અને કિશોરોને કરેલું. 'વિદ્યાર્થીઓને' તે પછી દાયકે થયેલી કૃતિ છે. તથાપિ બન્નેનાં મંતવ્યો, આગ્રહો આદિમાં કશો ફેર નથી. શ્રી ઉમાશંકર આગળ આવ્યા છે તેમાં એમની બુદ્ધિશક્તિને મદદગાર એક હકીકત આ લાગે છે કે વિદ્યાર્થી હતા ત્યારથી જ વિદ્યોપાર્જન વિશે તેમ શાળાપાઠશાળા, બોર્ડિંગહોસ્ટેલછાત્રાલયાદિ વિશે અને પરીક્ષાઓ વિશે પણ, ટૂંકામાં શિક્ષક–શિક્ષા–શિષ્ય એ ત્રિપુટિની આખી દુનિયા વિશે એમનાં વલણ પાક[illegible] પીઢ હતાં, અને આચરણોમાં પણ પ્રથમથી તેમને ય[illegible] વળગેલા. આવા મક્કમ વિદ્યાભ્યાસંગીઓનું પ્રમાણ આપણી ઊછરતી ઓલાદમાં વધે, તેમ આપણી પ્રગતિ ઉન્નતિ સંગીન અને વેગીલી બને. દેશોન્નતિ અને આબાદીની સાચી ચાવી કેળવણી ગણાય છે તે બરો[illegible] એમ સ્વીકારતાં પણ, એ યાથાર્થ્ય ખાસ કરીને કયે [illegible] જામ્યું છે, તે નિહાળી લેવું આવશ્યક છે. કેળવણી [illegible] કેળવણીસંસ્થાઓ, શિક્ષકો આદિ વધતાં જાય–એ સ્થૂ[illegible] કુલ પગાર, કુલ મકાનો, કુલ (ફૂટબૉલ, ક્રિકેટ આદિ [illegible] ચોગાનો વગેરેના આંકડા વગેરેથી પણ છતી થશે [illegible] એમ સૌ કોઈ સ્વીકારશે. પરંતુ સ્થૂલ વધારો એક [illegible] ગુણવત્તા–વિકાસ (ઇમ્પ્રુવ્મેંટ ઇન કવાલિટી) બાબત છે, અને આ બીજી બાબત જ નગદ છે. [illegible] બાલકિશોરનૌજવાન જગતમાં સ્વાધ્યાયવ્યાસંગી વ્યક્તિ[illegible] પ્રમાણ–શિષ્યશિક્ષક ઉભયમાં–ગુણવત્તાએ ચડિયાતું આવે, સારી આદતો, ચારિત્ર્યવાન સ્ત્રીપુરુષો, અને શીલ[illegible] વિભૂતિઓ જ્યાં ને ત્યાં પ્રકટે, ઝાડ પર ફૂલફળ આવે [illegible] શિક્ષણસંસ્થાઓ આવી ફૂલફળવતી બને, તે જ [illegible] ઝડપથી આગળ આવી શકે અને ઊંચે ચડી શકે. આગળ આવવું, ઉન્નતિ સાધવી એ પણ સ્થૂલ કાટલે [illegible] પરિણામી લાભો છે. જનતામાં શીલસંપન્નતાનો આવિ[illegible] થયા કરે એવી કેળવણી અને એવી જીવનવ્યવસ્થા [illegible] માનવતાની પુષ્ટિતુષ્ટિ અને શાતા છે, જનતાનું સર્વા[illegible] વીર્યોપબૃંહણ છે. આપણા અડેજાવ બડેજાવ જતા[illegible] આની સમજ જેમ દૃઢ જમાવી શકાય તેમ સારું.

"અમદાવાદ–છેલ્લા દશકામાં" અને "પડોશી[illegible]" એ ટૂંકા નિબંધો વળી જુદી જાતના છે. દેશો, પ્ર[illegible] નગરીઓ, નદીઓ, અરે ભૂમધ્યસમુદ્ર જેવાં દરિયાતાં [illegible] પણ સૈકાઓના થર પર થરથી અમુક ગુણો અને લક્ષ[illegible] રસે એવાં તો "રસાઈ જાય" છે કે તે દરેક એ ગુણ કે [illegible] વાચક, એ ખાસિયતનું પ્રતીક બની રહે છે. ઇંગ્લૅંડ [illegible] નામના ઉચ્ચાર સાથે મેગ્ના કાર્ટાથી આરંભાયેલ "લિ[illegible] કૉન્સ્ટિટ્યૂશન મોનર્કી", આઠમા હેન્રિ, એડવર્ડ, કવીન [illegible] અને કવીન ઇલિઝાબેથ એ યુગમાં ધીરેધીરે રોમન [illegible] અને પ્રોટેસ્ટંટ વચ્ચે પ્રકોપે પહોંચેલા ઝઘડાનું [illegible] "એસ્ટાબ્લિશ્ડ ચર્ચ ઑફ઼ ઇંગ્લૅંડ"માં શમન, ઈ. ૧૬[illegible]

*જોડણીની એક ઝીણી બાબત અહીં જ: 'સિદ્ધવત્ જ હશે' (પૃ. ૧૫૨) એમાં ખોડો તકાર (ત્) જોડણી નિયમાનુસાર નથી. ગુજરાતીમાં ખોડો વ્યંજન બનતા સુધી ના વાપરવાનો સંકેત છે. વળી જ પહેલાં, ભારદર્શક અવ્યય પહેલાં, જે સ્વર હોય તે લઘુ હોય તેને ગુરુ, દ્રુત હોય તેને પણ ચાંપીને આપણે બોલીએ છીએ. "હું જઈશ જ", "આ તો હું જ કરીશ", "એને અકસ્માત જ કહેવાય" વગેરેમાં જ પહેલાંનું ઉચ્ચારણ કેવું કરીએ છીએ તે તપાસો. કન્નડ ભાષાના વ્યાકરણમાં તો, કહે છે, નિયમ જ છે કે આમ જ પહેલાં આવતો સ્વર લઘુ હોય તેય ગુરુ ગણાય. ઉપર એક સ્થળે "સાક્ષાત્" શબ્દ આવે છે ત્યાં મેં **ત** આખો જ લખ્યો છે. 'સાક્ષાત્ જ,' 'સિદ્ધવત્ જ,' એવા વર્ણગુચ્છનું વ્યંજન ખોડો રાખીને ઉચ્ચારણ શક્ય જ નથી. અને આપણી ભાષાઓ તો 'ફોનેટિક' લિપિવાળી છે. બોલીએ તેમ લખવું એ જ આપણે માટે જોડણીનો સૌથી મોટો નિયમ.

ક્રાંતિને ના થવા દઈને ક્રાંતિથી શક્ય તે ઘણાખરા લાભ તો મેળવી લીધા એ હકીકત, ઈ. ૧૮૧૫ નું વૉટર્લૂનું નિર્ણાયક યુદ્ધ, અને હિટલરે લંડનની સાથે પચાસસાઠ નગરીઓને ગગનમાંથી અગ્ન્યસ્ત્રો વર્ષાવી વર્ષાવીને બાળ્યા કરી તથાપિ એકે નગરી તારાજ તો ના જ થઈ,–વગેરે વગેરે ઇંગ્લૅંડના ઇતિહાસની મહાન તેટલી વિશિષ્ટ હકીકતોનો સમુચ્ચય એકી સાથે ધ્યાનમાં આવી જાય છે. રોમના સામ્રાજ્ય સામે ધસી તેમાં ઘૂસી તેના પ્રાંત પછી પ્રાંતને કાપી લેતા ઉદીચ્ય ( નોર્થના ) બર્બરો( બાર્બેરિયન )-ની દૃષ્ટિએ એ આખા સામ્રાજ્યની રાજધાની **રોમ** આવું ભાવનાપ્રતીક થઈ રહ્યું હતું. પ્રાચીન યુરોપમાં ઍથન્સ નગરી સંસ્કૃતિધામ ગણાતી, સ્પાર્ટાનગરી કડક લશ્કરી શિસ્તપાલન-નું પ્રતીક હતી; હાલની યુરોપી દુનિયામાં પારિસ સુંદર વિલાસિતાની ભાવનાને મૂર્તિમાન કરતું ગણાતું ( છેલ્લું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યાંસુધી ), ઇંગ્લૅંડ અને અંગ્રેજ પ્રજા રાજપ્રકરણ, કુનેહ, દીર્ઘદૃષ્ટિ અને મક્કમતાની મૂર્તિ ગણાય છે. ગાંધીજી "ગુલામોના ગુલામ" કાઠિયાવાડને નિવાસ માટે અપાત્ર ગણીને અમદાવાદ આવ્યા અને પોતાનો આશ્રમ ત્યાં સ્થાપ્યો, તે પહેલાંના અમદાવાદીઓને લેખક "કાબેલ, મીંઢા, કંજૂસ, ઉદ્યમી વેપારીઓ" કહે છે. હું "પહોંચેલા, સ્વાર્થી, દૃઢ, નીચ, બૂઠા, અને સંસ્કાર કે આર્દ્રતા વિનાના" એવાં વિશેષણો એમની સામે ખડકું. શ્રી ઉમાશંકર બીજા કોઈ સ્થળના પક્ષપાતી નથી, હું પણ નથી, બીજા ગુજરાતી કાઠિયાવાડી કચ્છી અને મુંબઈગરા ગુજરાતીઓ અમદાવાદીને કેવા ગણે છે તેની અમારા મગજ ઉપર જે સંયુક્ત છાપ પડી છે તે દર્શાવવાનો જ અમારો ધ્યેયનો યત્ન છે. આમાં અમે અમદાવાદીઓને અન્યાય કરતા હોઈએ તો તે જાણીબૂઝીને કરેલો અન્યાય નથી, બીજાઓ કરે છે તેનો પડઘો જ છે અને એ અન્યાયનો સામનો કરવાનું અમદાવાદીઓ એટલે કે અમદાવાદના આગેવાનો માટે અઘરું પણ જરાય નથી. ગુજરાતની વસ્તીમાં કાળીપરજ રાનીપરજ ( પરજ=પ્રજા ) અંત્યજ અસ્પૃશ્ય અને અસંસ્કારી અર્ધ-સંસ્કારી લોકોની ભેળસેળ ઘણા જ મોટા પ્રમાણમાં છે. આપણી એટલે ગુજરાતી પ્રજાની સંસ્કૃતિ આર્યસંસ્કૃતિ નથી, બ્રાહ્મણ સંસ્કૃતિ નથી, "બ્રાહ્મણવાણિયા" સંસ્કૃતિ પણ નથી, "વાણિયાબ્રાહ્મણ" સંસ્કૃતિ છે, એમ કહીને દુનિયાના તટસ્થ વિદ્વાનો આર્યસંસ્કૃતિસંઘના પૂર્વપશ્ચિમ-ઉત્તરદક્ષિણ અને મધ્યમાં પથરાયલાં મંડળોમાં આપણા ગુજરાતી મંડળની સંસ્કૃતિ કેટલી નીચી અને વર્ણસંકરી છે તે દર્શાવવા મથે છે, આની સામે "ગુજરાત એક સંસ્કૃતિ વ્યક્તિ" જેવી ફિશિયારી હાસ્યાસ્પદ છે, તુચ્છાતિતુચ્છ છે. ખરો ઉપાય એક જ છે. અમદાવાદી ધનિકો પ્રજાસ્મિતાએ પ્રેરાઈ પોતાનું ધન બહાર કાઢે. ગુજરાતના મુકાબલે પછાત અને અસંસ્કૃત બાળકો—ભીલ, કોળી, ઠાકરડા, માછી, દૂબળા, ઓરીચા, મિયાણા, મેમણ, વોરા, વગેરે વગેરે ઝાડોની કુંજમાં અમુક અમુક સ્થળે જાળાંનાં પોડાં બાઝ્યાં હોય એમ જથાબંધ છે. આ જથાઓને પસંદગી કરી કરીને અમદાવાદી ધનિકો તે અસંસ્કારી જથામાં સંસ્કારો વાવવાને આશ્રમો સ્થાપશે? અમદાવાદીઓએ જ આ કરવું એમ કોઈ કહેતું નથી. પરંતુ વધારે સમૃદ્ધ હોય તે જ આગેવાન થાય અને કાલક્રમે દેશભરના ધનિકો એ હાથીપગલે ચંપાઈને પડેલ રાજમાર્ગે પોતાનો ફાળો પણ આપવા આવે એ જ વક્તવ્ય છે. ગો. મા. ત્રિ. ફરમાવી ગયા છે કે જેનો હાથ વધુ પહોંચે તેને માથે વિશેષ ધર્મ. વળી ગાંધીજીએ પોતાનો આશ્રમ સ્થાપવાનું બહુમાન અમદાવાદને આપ્યું તો આવાં આવાં નાનાં સંસ્કારબીજકો સ્થાપવામાં પહેલ કરવાનું પણ અમદાવાદીઓને માથે ના આવે વારુ?

ઠક્કરબાપા અમૃતલાલે જે મહાભારત કાર્ય પંચમહાલ માટે શરૂ કર્યું, તે જાતનું સંસ્કારોન્નતિનું કાર્ય મૂળમાંથી જુદે જુદે સ્થળે—ડાંગ વનસ્થલીઓ, ઓખામંડળમાં, રણ કાંઠે,—સ્થાપવા અને એ પ્રવૃત્તિઓ યોગ્ય સેવકો દ્વારા જમાવી વિસ્તારવાને અમદાવાદી ધનિકો બહાર પડશે? મિલો વિસ્તારતાં, હૉટેલો કાઢતાં, બાથ રચતાં, શેરસટ્ટાનાં બજારો જમાવતાં, વગેરે વ્યાજનાં વ્યાજ રળાવતી પ્રવૃત્તિઓ શરૂ કરતાં અને ફેલાવતાં તો એમને સારી પેઠે આવડી ગયું છે. સાહસ, દીર્ઘદૃષ્ટિ, યથાયોગ્ય આયોજનો, ઉત્પાદન અને વેચાણનો મેળ, વગેરે વગેરે એ સર્વ પૈસો જોડવાની પ્રવૃત્તિઓમાં જરૂરી છે. સંસ્કારપ્રચારક પ્રવૃત્તિઓમાં પણ એ સર્વ ગુણો આવશ્યક છે. બુદ્ધિબળે કે અંગને પરસેવે કમાનારને અમુક સંતોષનો પ્રતિધ્વનિ અને કૃતકૃત્યતાની ધરપત મળે છે. આવા આશ્રમો સ્થાપી તેમને ચાલુ રાખવાનો વિજય મેળવનારને સ્થૂલ સૂક્ષ્મ બંને જાતના બદલા શા ઓછા મળે છે કે ધનિકો દેશસેવાની આ દિશાને રેઢી રાખતા હશે? હજી એ કેડીઓ પડી નથી ત્યાં લગી પહેલ કરનારને યોગ્ય માણસો પસંદ

કરવા, યોગ્ય પદ્ધતિએ સ્થાપવા—વગેરેમાં ઘણી મુશ્કેલી પડે એ સ્વીકારું છું. પણ તરવા પડે તે જ તરતાં શીખે. કાંઠે બેઠા બેઠા તરતાં શીખાતું નથી. કેડીઓ પાડવા માટે મથતાં મથતાં જ કેડીઓ પાડી શકાય અને એકબે આશ્રમની વિજયી કારકિર્દી પછીના આશ્રમોને વધારે ફાવતા ફાલતા કરવામાં કારણ બને, એ જ રસ્તો છે, બીજો નથી. ગાંધીજીની દોરવણી એળે નથી ગઈ, ગુજરાતીઓ એનો લાભ ઉઠાવતાં બરાબર સમજી ગયા છે, એનો પુરાવો પણ આવા આશ્રમો જ આપશે. ગાંધીજીનાં બાવલાં, મંદિરો આદિ નહીં જ આપી શકે.

"અકરાંતિયાની પેઠે ખાધા પછી ઉપર ધર્મ"નું હીંગાષ્ટક જોઈએ. "સામાન્ય જનતાની આંખે" "નવી નવી તરેહનાં મંદિરો" જેવા "ધર્મના પાટા બંધાતા ન રહે તો બિચારી કાંક ન જોવાનું દેખી જાય વળી!" વગેરે શ્રી ઉમાશંકર ઠીક કહે છે. ગટરો, શહેરસુધરાઈ, દવાખાનાં, માવજત, વગેરે ઉપર વધારે ભાર કેમ નથી દીધો એ પ્રશ્ન એમને પૂછી શકાય. ગુજરાતનું પાટનગર એની સમૃદ્ધિ પ્રમાણે નીરોગી હવાપાણી અને સેળભેળ વિનાનાં દૂધ, ઘી, તેલ, દાણાદૂણી, શાકભાજીમશાલાનું મથક પણ બનવું જોઈએ. ભાર ખેંચવામાં ઢોર વાપરો ભલે, એન્જિનો અને સાંચા વાપરો ભલે, પરંતુ ચોવીશબત્રીશ મણની ગાલ્લીએ ધ્ડિરિયા સ્ત્રીપુરુષોને જોડો, એક પુરુષ અને એક સ્ત્રી અથવા એક બળદ અને એક માણસ, એ તો ધૂળ પડી અમદાવાદી ધાર્મિકતા ઉપર. ગુજરાતી પ્રજાનું પાટનગર માણસને આમ ઢોરની હારે અને ઢોરની જેમ વાપરતું ના જ શોભે. અમદાવાદમાં દેખાય છે એવાં રેઢિયાર ટટવાં એક પગે કે બે પગે ખોડાં એટલી સંખ્યામાં તમે બીજે ક્યાંય ભાળ્યાં છે? એવાં લૂલાંલંગડાં ટાયડાંની ગાડીમાં બેસવા કરતાં તો આપણી કુદરતી જોડીની સવારી જ ભલી. કોટિધ્વજનાં ઘરનાં હીરા, માણેક, નીલમ અને મોતીથી લદાઈને ચાર ઘોડાના ચારદમાં બીરાજેલાં નીકળે છે, ત્યારે પણ એ ચોકડીમાંથી એક કે બે લંગડાંલૂલાં તો અમદાવાદે જ જોવા મળે છે. પાસે જ વડોદરું છે, ખંભાત છે, વાંકાનેર છે, મોરબી છે. ત્યાં અમદાવાદી શેઠિયા અને શેઠાણી અસંખ્યવાર જતાંઆવતાં હશે. ત્યાંની ગાડીઓના ઘોડા જોવાની આ અમદાવાદીઓને શું આંખ જ ન મળે? દક્ષિણની આખી પ્રજા મરાઠા, કુણબી, દેસાઈ, દેશપાંડે, જમીનદાર, વતનદાર, સરદાર, ભગત, બ્રાહ્મણ, શેણવી, કાયસ્થ, પ્રભુ તમામ ઘોડાંની જાત પારખે છે, ઘોડાં માટે લાગ[ણી] ધરાવે છે, માંદેસાજે ઘોડાંની માવજત કરે છે. ગુજરા[તમાં] કાઠી, રાજપૂત, ઠાકરડા અને મુસ્લિમ સિવાય ઘોડાં પણ [જીવ] છે એમ ગણનારાં કેટલાં ઓછાં છે! આપણા પર [ચઢી] આવેલ રાજા, રાવ, લૂટારા, ભાગેડુ તમામ જમાને જ[માને] કેટલાક સૈકામાં તો દાયકે દાયકે ઘોડાં પર જ આવેલ [અને] અહીં જામી ગયેલ છે. સૈકાઓથી આપણે આ જોતા આ[વ્યા] છીએ. છેલ્લાં ટટવાં આપણા પર ગાયકવાડી ચડી આ[વ્યાં]. પણ અજબ જેવી વાત છે કે ગુજરાતી પ્રજા ન તો [ઘોડે] ચડતી થઈ છે ન તો ઘોડો પણ જીવ છે, માંદેસાજે માવ[જત] માંગે છે એમ સમજતી થઈ છે. અને હવે તો વળી સાઈ[કલો], બસો, ગાડીઓ અને કારો આવી પડી! આકાશે [લોઢાનાં] પંખીઓ ઊડતાં થયાં! જીવ વિનાનાં જ જેટ પ્લેનો [પણ] જોતજોતામાં આવી જશે! ઘોડાંકૂતરાં અને શિ[કાર] રમણભ્રમણ સાથે ગુજરાતી પ્રજાએ મેળ ના સાધ્યો [તે] નથી જ સાધ્યો, અને હવે તો એ આખી બાબત કાલ[ગ્રસ્ત] (ઓબ્સોલીટ) પણ થવા બેઠી છે! બાબર, હુમા[યુ], અકબર, જહાંગીર, ઘોડા પર, ઊંટ પર, અને વચ્ચે [વચ્ચે] હાથીપર રાત અને દિવસના કેટકેટલા કલાકો કાઢતા [એ] કદાપિ ગણી જોયું છે? અને મુગલો જ શાને? શાયિસ્ત[ખાં]ના થડામાં મધરાત પછી ઘૂસી જઈને એના એક જુવાન [પુત્રને] કાપી નાખ્યો, એ પોતેય ઢોલિયા પરથી માંડ માંડ [છૂટ્યો], છૂટ્યો, ત્યાં એની આંગળીઓને ઉડાવી દીધી, તે [વખતે] શિવાજી સિંહગઢથી નીકળેલો પછી પાછો સિંહગઢ પો[તાના] અવાસે કેટલે કલાકે દાખલ થવા પામેલ તેનો અંદાજ સ[રખો] કાઢી જોયો છે? દરમિયાન એ કેટલા કલાક વેરાગી [હતો], કેટલા કલાક મરાઠો કણબી હતો, કેટલા કલાક તરવા[રિયો] સરદાર હતો, કેટલા કલાક ઘોડા પર હતો, કેટલા કલાક [પગે], કેટલો સમય હરદાસની કથા એણે બેઠા બેઠા સાંભળી, [કેટલો] સમય ભજનમંડળીમાં ગાતો નાચતો હતો, વગેરે [આ] ટાઇમટેબલ કરી જોયું છે?—પણ આ તો [આ] અમદાવાદનાં રેઢિયાર લૂલાંલંગડાં ટાયડાં ઉપર બહુ જ [લખાઈ] નીકળી ગયા ને શું! હોય.

"પડોશીઓ"માં લેખક હળવા કટાક્ષ દ્વારા ઠી[ક] બોધ કરે છે. પણ આવા બોધ "વડીલની શીખામણ બહાર નીકળવા લગીની" જેવા જ ઘણુંખરું તો નીવડે [છે]. આ નિબંધ વિશે મહારી પોતાની ટીકા તો આ જ [છે]

એમાં લેખક આપણાં નાજુક અને ખુશબદન અર્ધાંગને કંઈક અન્યાય કરે છે. પુરુષો સામે પડોશીઓ લેખે એમને કશુંજ કહેવાનું નથી શું? વળી ગુજરાતણોમાં ઈર્ષ્યા, કુથળીખોરી, આપવડાઈ, પિયેર અને પિયેરિયાંનો તો બ્રહ્માંડે જોટો ના જડે એવો હેંકાર વગેરે છે, ના કેમ કહેવાય, પરંતુ એ ને એ વ્યક્તિઓ ઘરકામ ખડે પગે કરનારી, કુટુંબીઓ પ્રતિ પ્રેમાળ, પોતાનાં ગણે તેની સેવામાં મરી પડનારી, વગેરે ગુણોના આદર્શ સમી પણ ક્યાં નથી? દોષો દેખાડવામાંય દેશભક્તિ અને દેશદાઝ છે, એનો ઇનકાર મારા જેવાથી તો થઈ જ ના શકે, કેમ કે દેશભક્તિ અને દેશોન્નતિસાધના માટે મેં તો મારી જાતને માટે દોષો અને લાંછનો, ખામીઓ અને ખાંપણો વીણીવીણીને દેખાડવાનો માર્ગ ખાસ પસંદ કર્યો છે, ભલે ને અળખામણો થાઉં. પરંતુ ગુણગાનમાં તેમ દોષાલેખનમાં જવાબદાર લેખક એકાક્ષ ના બને, ઔચિત્યની મર્યાદાઓ પણ અવગણી ના શકે.

સગ્રહના છેલ્લા બે નિબંધો જ વાંચે, બીજું કશું ના વાંચે, તેને પણ શ્રી ઉમાશંકરની કેટલીક ભાવનાઓનો સારો ખ્યાલ આવી જાય એમ ધારું છું. ૪થી જુલાઈ ૧૯૬૧*ને દિવસે એક શતક પહેલાંના તે જ તારીખે અઢાર જ વર્ષના નર્મદે શું કર્યું હતું તેને લેખક સંભારે છે, અને નર્મદે તે તારીખે "મંડળી મળવાથી થતા લાભ" એ પોતે લખેલું ભાષણ એક સભામાં બસોની હાજરી આગળ વાંચેલું તો ત્રીશ* વર્ષના શ્રી ઉમાશંકર એ જ વિષય ઉપર પોતાનો નિબંધ લખીને ગુજરાતને વાંચવા એને અહીં બીજો એક દાયકો* જતાં પ્રકટ કરે છે. નર્મદે પોતાના એ પ્રથમ પહેલા ભાષણમાં શું કહેલું? માણસોનું માત્ર ટોળું હોય તેને મંડળી ના કહેવાય. સભ્યતાએ પરસ્પર બોલીચાલી રાખવાને ટેવાયલા માણસો અમુક કાર્ય સાધવાને ભેગા મળી એકાંતે મથે તે જ મંડળી. કઈ જાતનું કાર્ય? એ 'ઐહિક અભ્યુદય'નું જ કાર્ય નહીં, માનસિક, સાંસ્કારિક, આધ્યાત્મિક વિકાસ પણ નર્મદના ધ્યાનમાં ખરો એમ લેખક જણાવે છે.

*૧૯૫૧ને બદલે ૧૯૪૧ વંચાયાથી લખાણમાં દસકાનો ફેર પડ્યો છે. —તંત્રી.

## સાભાર સ્વીકાર

**નંદવાયેલાં હૈયાં** : પુષ્કર ચંદરવાકર. ભારતી સાહિત્ય સંઘ. પૃ. ૧૮૬. રૂ. ૩. **રામનાં રખોપાં** : સાને ગુરુજી. અનુ. જયંત પરમાર. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. ૨૭૬. રૂ. ૪. **કાર્પાસી અને બીજી વાર્તાઓ** : વિનોદિની નીલકંઠ પ્રા. એન એમ. ત્રિપાઠી લિ. પૃ. ૧૮૦. રૂ. ૨-૮-૦. **સ્વપ્નરેણુ** : જેઠાલાલ ત્રિવેદી. પ્ર. સંદેશ લિ. પૃ. ૧૮૩. રૂ. ૨-૮-૦. **શૌર્યતર્પણ** : રમણલાલ વ. દેસાઈ. પ્ર. આર. આર શેઠ. પૃ. ૩૨૨. રૂ. ૫. **માનવતાનાં સલામ** : મિસિસ સ્ટૉ, અનુ. શશિન્ ઓઝા. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. ૩૯૫. રૂ. ૬-૪-૦. **એકાંકી** (અંક બીજો) : સં. ગુલાબદાસ બ્રોકર, જયન્તિ દલાલ. પ્ર. ઇન્ડિયન નેશનલ થિયેટર. પૃ. ૧૩૦. વરસના ત્રણ અંકના રૂ. ૨, છૂટક રૂ. ૧. **પ્રેમપન્થ ૩** : યોજક દેસાઈ વાલજી ગોવિંદજી નવજીવન પ્રકાશન મંદિર. પૃ. ૬૦. ચાર આના. **નિત્યમનન** : ગાંધીજી. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. ૧૫૯+૨૪. રૂ. ૧. **જ્ઞાનપ્રભાવ** : વિદ્યુતરાય ચ. દેસાઈ, ભાવનગર. પૃ. ૧૨૬. **ગુજરાત સીમાપરિષદ** વલ્લભ વિદ્યાનગર (અહેવાલ અને કાર્યવાહી) : ચરોતર વિદ્યામંડળ, વલ્લભ વિદ્યાનગર. પૃ. ૬૪. **ચાર અધ્યયનો** (બી. એ. ગૂજરાતીનાં પાઠ્યપુસ્તકોનાં) ભાગ ૧-૨ : જયન્ત શા. જોષી, નટવરલાલ કુ. પંડ્યા. પોપ્યુલર બુક ડેપો. પૃ. ૩૦૮, ૨૨૭. દરેકના રૂ. ૩-૮-૦.

Puranic Chronology : ડોલરરાય રં. માંકડ, ગંગ જળા પ્રકાશન. પ્રા. ચરોતર બુકસ્ટૉલ, આણંદ. પૃ. ૩૬૯+૧૨. રૂા. ૨૦.

### ભારતી સાહિત્ય સંઘ લિ. ના

જીવરામ જોષી કૃત : **મિયાં ડગલો બન્યા** પૃ. ૬૩ ૦-૧૨-૦; **લાખેણો હીરો** પૃ. ૫૧, **માથાનું દાન** પૃ. ૫૦, **શૂરાનો બોલ** પૃ. ૪૮, દરેકના ૦-૧૨-૦; **રૂપેરી વાતો** પૃ. ૩૨, **ઉપનિષદની વાતો** પૃ. ૩૧, **કહેવતની કથાઓ** ભાગ ૧, ૨ પૃ. ૩૨, **ચાર બળિયા** પૃ. ૩૧, **આંધળી વાત** પૃ. ૩૨, દરેકના ૦-૬-૦. **મરણિયા વીર** : પૃ. ૭૫. રૂ. ૧. **મિયાં ફુસકી જેલમાં** : પૃ. ૬૪, **મિયાં ફુસકી અને ડાકુ** : પૃ. ૬૮, **મિયાં ફુસકી ખજાનામાં** : પૃ, ૭૬, **મિયાં ફુસકી-ફુસકીના ઘા** : પૃ. ૬૪—દરેકના બાર આના, **મિયાં ફુસકી-ફત્તુમાંથી ફુસકી** પૃ. ૮૪, રૂ. ૧. **રંગવિનોદ** : પૃ. ૫૯ રૂ. ૧. **કિંગકોંગ** : અનુ. લક્ષ્મીકાન્ત ઠાકોર. પૃ. ૧૩૨. રૂ. ૧ા. **સામાન્યવિજ્ઞાન નામાવલિ** : શંકરભાઈ સો. પટેલ. ૦-૧૦-૦. **વાત્રકને કાંઠે** : પન્નાલાલ પટેલ. પૃ. ૨૨૮. રૂ. ૩ા. **જમાઈરાજ** : લે. એ જ. પૃ. ૧૪૦. રૂ. ૨. **માનવતાનાં ઝરણાં** : ગણેશ વાસુદેવ માવલંકર. પૃ. ૧૩૬+૩૨. રૂ. ૨ા.

# કન્નડ નવલકથા*

વ્યાખ્યાતા : પ્રો. ઇનામદા

કન્નડ નવલકથાઓ છેલ્લાં બાર વરસથી સારો વિકાસ કરી રહી છે.

કન્નડ નવલકથાના જન્મ માટે ગઈ સદીના મધ્યભાગમાં નજર નાખવી રહે છે. શરૂઆત મુદ્રારાક્ષસના કથાવસ્તુ પરથી ઉપજાવેલી 'મુદ્રામંજૂષા'થી થઈ. એ જ સમયમાં મિશનરીઓની પ્રવૃત્તિએ ગદ્યના વિકાસમાં મોટો ભાગ ભજવ્યો. બનિયનના 'પિલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ'નો કન્નડ અનુવાદ તેમણે આપ્યો. પછી પચાસેક વરસ અનુવાદપ્રવૃત્તિ ખૂબ ચાલી. 'બૃહત્કથા'ની વાર્તાઓ કન્નડમાં ઉતારવામાં આવી. ખાસ તો આધુનિક હિંદી ભાષાઓ—બંગાળી અને મરાઠી-માંથી અને કૃ નવલકથાઓના અનુવાદ કન્નડમાં થવા લાગ્યા. દક્ષિણમાં મહીસૂરના વેન્કટાચાર્યે બંકિમ આદિની બંગાળી નવલકથાઓ થોકબંધ આપી, તો ઉત્તરમાં ગડગનાથે એટલા જ ઉત્સાહથી હરિ નારાયણ આપ્ટે આદિની મરાઠી નવલ-કથાઓ કન્નડમાં સુલભ કરી આપી. આ અનુવાદો ખૂબ જ લોકપ્રિય નીવડ્યા. હજીય એમની લોકપ્રિયતા ઓસરી નથી.

અનુવાદપ્રવૃત્તિએ એક કામ કર્યું; નવલકથા પ્રત્યે લોકરુચિ કેળવી.

વીસમી સદીના પ્રથમ દસકામાં પહેલી મૌલિક કન્નડ નવલકથા પ્રગટ થઈ. દક્ષિણના પુટ્ટણ્ણાએ 'વાવે તેવું લણે' (૧૯૦૪) નામે સામાજિક નવલકથા આપી. શીર્ષક દર્શાવે છે તેમ એ કથા ઉપદેશાત્મક હતી. એ મૌલિક રચનામાં સાદાઈ હતી, વાસ્તવિકતા હતી. ઉત્તરમાંથી વાસુદેવાચાર્યે 'ઇન્દિરા' આપી (૧૯૦૮). એનો વિષય ઘણી નવલ-કથાઓનો હોય છે તે હતોઃ પ્રેમનો. દેજનો પ્રશ્ન પણ એમણે એમાં ગૂંથ્યો હતો. આ એ પ્રથમ મૌલિક નવલકથાઓ. એમણે કન્નડ સાહિત્યમાં એક નવી દિશા ઉઘાડી. માંગલોરના ગુલવાડીએ પણ એક મૌલિક કથા આપી

*અમદાવાદ લેખકમિલનમાં આપેલા વ્યાખ્યાનનો અહેવાલ.

૧૯૧૦થી ૧૯૩૦ સુધી, નવાઈની વાત છે કે, નવલકથાના વિકાસમાં નિર્દેશ કરી શકાય એવું એ નામ નથી. અલબત્ત ભાષાંતરો તો થયે જ જતાં શરદ્બાબુનાં ભાષાંતરો આ ગાળામાં થયાં.

પણ આ ૧૯૧૦–'૩૦નો ગાળો તે કન્નડ ટૂંકી માટે સુવર્ણયુગ હતો. ઘણી મૌલિક અને ઉત્તમ ટૂંકી વા આ સમયમાં લખાઈ છે. સૌથી આગળ પડતા લેખક મહીસૂર રાજ્યના એક મુખ્ય મંત્રી (ચીફ સેક્રેટરી) માસ્તી. તેમણે ચાળીસેક વાર્તાઓ લખી છે. સદ્‌ભાગ્યે તે અંગ્રેજીમાં સુલભ બની છે. કોઈપણ ભાષાને ગૌરવ જેવી શ્રી માસ્તીની કૃતિઓ છે.

૧૯૩૦ આવતાં સાહિત્યપ્રવૃત્તિમાં નવો જુવાળ આ એવું નથી દેખાતું કે દેશમાં સત્યાગ્રહઆંદોલનના સાથે સાથે જ સાહિત્યપ્રવૃત્તિમાં પણ નવો વેગ આવે ૧૯૨૦થી શરૂ થયેલી ગાંધીજીની પ્રવૃત્તિનો પરિપાક સા ક્ષેત્રમાં ૧૯૩૦માં આવે છે. કન્નડ નવલકથાનુ ખરું આ સમયથી શરૂ થાય છે. શ્રી કારંતનું 'સુળે સં —વેશ્યાનું જીવન–પ્રગટ થયું એમાં ઇચ્છાવિરુદ્ધ લગ્ન કેવાં અનિષ્ટ નિપજે છે તેનું સચોટ આલેખન હતું. કથા એ લેખકે આપીઃ અસ્પૃશ્યનું નગારું. ૧૫૦ પા આ નવલકથામાં હરિજનના જીવનનું ચિત્રણ છે. વિષ હતો. એક હરિજનને જમીનનો એકાદ ટુકડો ખેડી ખા તે ગામના મુખી ઇત્યાદિ ખેડવા દેતા નથી. આખી ક ક્યાંય કૃત્રિમતા નથી. મને આજે પણ એ નવલકથામાં Epic–મહાકાવ્યના ગુણ જેવું દેખાય છે.

આમ આ સદીની ત્રીશીમાં કન્નડ નવલકથાએ કદમ ભર્યાં.

તે પછીના દસકામાં તો ઘણા મોટા બનાવો

૧૯૩૯માં વિશ્વયુદ્ધ, ૧૯૪૨માં ચલે જાઓની લડત, '૪૩માં બંગાળનો દુષ્કાળ, '૪૫માં વિશ્વયુદ્ધનો અંત, '૪૭માં સ્વરાજપ્રાપ્તિ, યુદ્ધોત્તર કાળાંબજાર રુશ્વતખોરી વગેરે, રાષ્ટ્રપિતાની હત્યા, નવી નવી મળેલી સ્વતંત્રા વિષે લોકોની ભ્રમમુક્તદશા—આ બધાનાં પ્રતિબિંબ કન્નડ નવલકથામાં પણ ઝિલાયાં. ૧૯૪૨માં કાંઈક સૂચક બન્યું. કન્નડના વિદ્યમાન સર્વશ્રેષ્ઠ નવલકથાકાર શ્રી કારંતે ત્રણ પેઢીનું જીવન આલેખતી નવલકથા આપી. એ ખૂબ આકર્ષક નીવડી. એ કથાનો સંદેશ હતો: Back to the Soil — ચલો ભૂમિ તરફ. કન્નડ નવલકથાએ અપૂર્વ પ્રતિષ્ઠા મેળવી, અને આ નવલકથાના સર્જકને પણ પ્રતિષ્ઠા અપાવી.

૧૯૪૨–'૪૩ની નવલકથાઓમાં સ્વાતંત્ર્યપ્રવૃત્તિમાં પડેલી વ્યક્તિઓ નાયક તરીકે પસંદ થઈ છે. પ્રો. મુગળીની લાંબી કથા 'અણ્ણા'માં કર્ણાટકના અને બંગાળના દુકાળની કથા સંયોજિત કરીને આપવામાં આવી છે.

૧૯૪૭માં સ્વતંત્રતા મળે છે. હવે પછી નાયકની ક્રૉસ-એક્ઝામિનેશન (જુબાની) લેવામાં આવે છે. સ્વાતંત્ર્યોત્તર કાળની નવલકથામાં નાયકના નાયકત્વને પડકારવાની પ્રણાલી શરૂ થઈ. પહેલાં સફેદ–ટોપી નાયકનો મહિમા હતો. હવે જે વીર સેવકોએ સહન કર્યું હતું છતાં જેઓ સેવામાંથી મેવા ખાટવા દોડ્યા ન હતા પણ સેવાકાર્યને વળગી રહી નેસ્તનાબૂદ થયા હતા તેમને નાયક તરીકે પસંદ કરવામાં આવે છે. 'યુદ્ધ પત્યું' (મુંગલી યુદ્ધ) નવલકથા માધ્યમિક શાળાના શિક્ષકના પ્રશ્નને છેડે છે. યુદ્ધની અસરો અને સ્વાતંત્ર્ય પછીના કાળની યાતનાઓનું એમાં આલેખન છે. કારંત પાસેથી સમયાનુકૂલ નવલકથા મળે છે: 'સાચાં પડી રહેલાં સપનાં.' સમયના મિજાજની આ કથા પર અસર પડી છે. ખેતી માટેની શ્રદ્ધા આ નવલકથામાં આલેખાઈ છે. શ્રી કારંતે ઘણા જીવનવ્યવસાયોમાં ઝંપલાવેલું છે. ફોટોગ્રાફી–ફિલ્મ લાઈન–થી માંડીને ફિલસૂફી સુધી અનેક વિવિધ વિષયમાં એમને સીધો રસ છે. એમના સર્વાંગી અનુભવની છાપ એમનાં લખાણો પર પડ્યા વગર રહેતી નથી.

આ ઉપરાંત પણ કન્નડ નવલકથામાં કેટલુંક નોંધપાત્ર કામ થયું છે. સૌથી વધુ લોકપ્રિય નવલકથાકાર કોઈ હોય તો તે કૃષ્ણરાવ. શી એની શૈલી છે! એના સંવાદોની છટાને કોઈ ન પહોંચે. એક મોટી નવલકથા 'નટસાર્વભૌમ' એમણે આપી છે. પણ આ ચમકદાર લેખકની નવલકથાઓને હું દૂરથી જ નમસ્કાર કરું. એમાં દર્શનની ઊણપ છે.

કન્નડના એક ઉત્તમ કવિ પુટ્ટપ્પાએ પોતાના વતનની અદ્ભુતરમણીય નિસર્ગશ્રીનો અને પશ્ચિમનાં જંગલોનાં માનવ-બાળકોનો સુંદર ચિતાર આપતી એક ૭૦૦ પાનાંની નવલકથા આપી છે. બીજા એક અગ્રગણ્ય કવિ આચાર્ય ગોકાકે 'વિસંવાદ' નામે નવલકથામાં આપણું જીવન જે રીતે છિન્નભિન્ન થતું જાય છે તેનું નિરૂપણ કર્યું છે. એના સાત ભાગ પ્રગટ થયા છે, આઠમા ભાગમાં એ પૂરી થશે એવું એમણે વચન આપ્યું છે.

મારા કાર્ય વિષે તટસ્થભાવે (objectively) બોલવાનું મને કહેવામાં આવ્યું છે, તો માહિતી પૂરતું મૂલ્યાંકનના કશા પ્રયત્ન વિના બે શબ્દ કહીશ. ૧૯૪૫માં રાજકારણને સ્પર્શતી નવલકથા મેં આપી. તેમાં ૧૯૪૨નું વસ્તુ હતું. કન્નડમાં રાજકારણની નવલકથાનો પ્રઘાત શરૂ થયો. નવલ-કથાનો આ પ્રકાર બહુ લોકપ્રિય થયો, પણ છેવટે તે એ હદે પહોંચ્યો કે લોકો કંટાળીને પૂછે કે રાજકારણી પ્રશ્નો વિષેની નવલકથા તો આ નથી ને! પછી મેં 'સ્વપ્નજ્વર' આપ્યું. તે પછી 'વિજય યાત્રે' પ્રગટ થયું, તેમાં ભ્રમમુક્ત દશાનું આલેખન હતું. નાયકનું નામ વિજય છે, અને શ્લેષની મદદ લીધી છે. સ્વતંત્રતા મળ્યા પછીની વિજયયાત્રાનું વર્ણન આવે છે અને એ જ વખતે અવદશા પામેલા નાયક વિજયની સ્મશાનયાત્રા પેલા સ્વાતંત્ર્યપ્રાપ્તિદિનના સરઘસની આડે થઈ પસાર થાય છે. તે પછી 'શાપ' અને હમણાં જ 'સ્વર્ગનાં દ્વાર' પ્રગટ થયું છે. આ કથાઓ લોકપ્રિય નીવડી છે. આમાંની એકને હું આગળ લંબાવવાનો છું.

---

## ફરી કિલ્લોલતાં થઈએ

આપણા દેશના ઓઝલપડદો, અંતઃપુરનિવાસ, બાળલગ્ન, ફરજિયાત વૈધવ્ય, સંયુક્ત કુટુંબોમાં વડેરાંની કડક ધાકમાં દાબ્યાં-દૂબ્યાં જીવન, નાતજાત, વ્રતવતુલાંના જેરબંધ, આદિ અધન્ય રિવાજોની ઘેરી છાયા તળે આપણાં બાળબાળકી એવાં અકુદરતી ઊછરતાં—સૈકા પર સૈકા ઊછરતાં—રહ્યાં કે બચપણના કલ્લોલ, કિશોરપણના ટીખળ, નવજુવાનીના ઉધમાત, ધમપછાડ એ સૌ કુદરતી વિકાસથી બિચારાં બેનસીબ જ ઊછર્યાં, અને જુવાન થતાંમાં તો ડાહ્યાંડમરાં, પાકટ અને ગંભીર બની જઈ જઈફીના અને વૈરાગ્યના અને જીવનની નિઃસારતાના જ સૂર એમને કુદરતી થઈ ગયા. ચલા લક્ષ્મીશ્ચલા પ્રાણાશ્ચંચલે ભોગયૌવને—એ જ ગેરુઆ રંગે આપણાં જીવન, સાહિત્ય, સંગીત અને કલા સૈકા પર સૈકા રંગાયાં...... હવે પાછાં કલ્લોલ અને ટીખળ, રાસગરબા ને નાચ-નાટક, રમતગમતના અખાડા અને સંમેલન, પર્યટનના ઉલ્લાસ વગેરે ચમકવા લાગ્યાં છે તો જીવન અને સાહિત્યકલા અને ચિંતન, તમામમાં ઉદાસીની ઍનિમીક (દૂબળી) દશામાંથી મુક્ત થતાં થતાં ભરજુવાનીનાં આઝાદી, ઉત્સાહ અને સાહસ પણ ચિદાકાશે તેમ જીવનાકાશે ઝળકશે ખરાં. શુભં ભૂયાત્!

[ સદ્દગત પ્રો. બ. ક. ઠાકોર : 'કાર્પાસી અને બીજી વાતો'ના 'સ્વાગત'માં. ]

## આજની અમેરિકન નવલકથા

આ નવલકથાઓમાં સામ્પ્રત જીવનનું નિરૂપણ કરવાનો અને જીવાતા જીવનની છબી ઝીલવાનો લેખકોનો પ્રયત્ન દેખાય છે. રંગદર્શી આલેખનો અને "એકદંડિયા મહેલ"નાં સર્જનો, આજના યુગધર્મ સાથે સુસંગત નથી એ વાતની પ્રતીતિ સામ્પ્રત સાહિત્યકારોને થઈ છે. આ તરુણ લેખકો પોતાના યુગધર્મ અંગે પૂરેપૂરા જાગૃત છે.

ટૂંકામાં આટલું કહી શકાય : પહેલા વિશ્વયુદ્ધ પછી અમેરિકન સાહિત્ય પર ફરી વળેલ નૈરાશ્યનું મોજું આજે નથી દેખાતું. અલબત્ત, એ નિરાશાનું સ્થાન કોઈ કોઈ વાર મૂઝવણે લીધું છે ખરું. છતાં શાંતિપૂજા, નિરાશાવાદ અને જીવનની વિમુખતાને સ્થાને બહેતર દુનિયા માટેનો સભાન સંગ્રામ જોવા મળે છે. આ તરુણ અમેરિકન સાહિત્યકારોને એક મૂળભૂત સત્ય પ્રતીત લાગે છે. એ સત્ય છે, જર્મન કવિ ગેટેએ કહેલું તે :

"સર્વ માનવલાગણીઓનું પ્રેરકબળ નિર્ભેળ માનવતા

[ કુ

## સુરત સાગરકાંઠાના કોળી કારીગરો

૧૨૦ ફૂટ ઊંચે ગોઠવેલી પાણીની ટાંકી એ આખા ( પ્રોડક્ટ્સ) કારખાનામાં ઊંચામાં ઊંચી જગ્યાએ ગોઠવેલી વસ્તુ એની કરામત પણ જાણવા જેવી છે. લોખંડના ખૂબ મોટા જે દરેક ૩૫ ફૂટ લાંબા હતા તેવા ત્રણ પાઈપો એક બીજા સાંધી દઈને (વેલ્ડીંગ કરીને) ટાંકીનો દરેક થાંભલો બનાવા આવા ચાર થાંભલા એક રાક્ષસી ટ્રીપોડની જેમ નીચેથી અને ઉપરથી સાંકડા એ મુજબ ( tapering ) ગોઠવેલા રીતે થાંભલા એકબીજાની ઉપર હવામાં ૩૫ અને ૭૦ ફૂટ કેઈનની મદદ વિના જ ચઢાવીને ત્યાં જ એટલે ઊંચે વેલ્ડ અને તે પણ ચોક્કસ ત્રાંસ આવે તે રીતે કરવા એ અતિ ચો માગતું મુસ્કેલ કામ હતું. ૧૦૦ મણ વજનને ૭૦ ફૂટ ઊંચે રાખી પા ઇંચનો પણ ફેર ન પડે તેવી રીતે ગોઠવી વેલ્ડ રમતવાત નહોતી. પણ સુરતના કોળી કારીગરો જેઓ લો કામ કરવામાં કુશળ પરદેશી ઇજનેરોને ટક્કર મારે તેવા છે, આ કામ કરી આપ્યું. અમેરિકનો આવું કામ કેઈન જેવા વિના શકય બનેલું જોઈને તાજુબ થઈ ગયા અને ભારતીય કારી બુદ્ધિ અને કળાનો તેમણે ત્યાં પરચો જોયો.

આ સ્ટૅન્ડ ઊભું કર્યા પછી ૫૦,૦૦૦ ગેલન પાણી સમાય લોખંડના જાડા પતરાની ટાંકી ત્યાં કેવી રીતે ચઢાવવી એ આવ્યો. પણ ટાંકીનાં જુદાં જુદાં પતરાં બરોબર ઘાટમાં પ્રેસ પછી છૂટાં છૂટાં ઉપર ચઢાવવામાં આવ્યાં અને ૧૧૦ ફૂટ ઊંચે જઈ એ એ પતરાંને એક પછી એક વેલ્ડીંગ કરીને એક પોલાદી સાકરટેટીના આકારની ટાંકી ત્યાં જ તૈયાર કર આવી ! આ કામ ખૂબ સુંદર થયું છે અને પાઈપફીટીંગ અને નાનીમોટી રચના બહુ ચોકસાઈથી થઈ છે. અમેરિકન ઢબની ટાંકી કારખાનાના સ્થળ ઉપર જ તૈયાર કરીને ઊભી કરવામાં હશે એ માનવું મુશ્કેલ થઈ પડે તેવું છે. ટાંકીના ચતુષ્પાદ

પાછળથી લોખંડના પાટાનાં ચોકઠાંથી સજ્જડ કરી લેવામાં આવ્યું છે અને એક ઇંચ જાડા સળિયાની ઊભી ચોકડી પાડીને સખત કરી લેવામાં આવ્યું છે. ટાંકી ફરતી ગૅલેરી પણ કાઢી છે.

[ ગુજરાત સમાચાર: અતુલપૂર્તિ, ૧૭-૩-૫૨ ]

## ભારતમાં પંદર વર્ષમાં નિરક્ષરતાનાબૂદીની આશા

દુનિયાના મોટામાં મોટા 'જનશિક્ષક' તરીકે ઓળખાતા ન્યૂયોર્કના ડૉ. ફ્રાન્ક લોબાશ ભારતમાં છે. વિશ્વવ્યાપી સાક્ષરતા અંગેની સમિતિ 'કમિટિ ઑન વર્લ્ડ લીટરસી'માં હાજરી આપવા તેઓ ભારતમાં આવ્યા છે

૬૭ વરસની ઉમ્મરના આ શિક્ષણશાસ્ત્રી કહે છે કે મારી 'વીજળીક સાક્ષરતા પ્રચાર' પદ્ધતિનો યોગ્ય અમલ થાય તો ભારતમાંથી પંદર વરસમાં નિરક્ષરતા નાબૂદ થઈ જશે.

૨૩થીય વધારે વરસથી ડૉ. લોબાશે ૨૩૯ જુદી જુદી ભાષાઓ અને બોલીઓ બોલનાર પ્રજામાંથી નિરક્ષતા નિવારવાના પ્રયત્નો કર્યાં છે. સીધી કે આડકતરી રીતે એમના કાર્યક્રમોનો લાભ ૭ કરોડ લોકોને સાંપડ્યો છે.

આ ભગીરથ કાર્યનો આરંભ ડૉ. લોબાશે એક મિશનરી તરીકે ફિલિપાઈન્સમાં કરેલો. એ પ્રદેશની મોરો જાતિના લોકોને વાંચતાં-લખતાં કરવાનો પુરુષાર્થ એમણે આદરેલો. મરાનૌ ભાષા હજી લેખિત સ્વરૂપ પામી શકી નહોતી. પણ રોમન લિપિનો ઉપયોગ કરીને એ ટાપુવાસીઓને લેખિત ભાષા શીખવવાનો એમણે પ્રારંભ કરી દીધો.

મિન્ડાનાવનાં જંગલોમાં સાંસ્કૃતિક પુનરુત્થાન સરજાઈ ગયું. હજારો મોરો લોકો શિક્ષિત બની ગયા. પણ ડૉ. લોબાશ પાસે નાણાં ખૂટી પડ્યાં ત્યારે લાગ્યું કે આ મહાન કાર્ય હવે અટકી પડશે. મોરો લોકોના સરદાર કાકાઈ ડેગલેગિટે આ ભંગાણ અટકાવી દીધું. એણે કહ્યું : " આ એક જ અમારી પ્રજાની આશા છે. એ જો અટકી પડે તો અમારે માટે બીજો કોઈ ઉગારો નથી. જે માણસ લખતાં-વાંચતાં શીખે એણે બીજાઓને શીખવવાનું રહેશે. એ નહિ શીખવે તો હું એને મારી નાખીશ. "

આ રીતે કાકાઈએ અજાણતાં જ ડૉ. લોબાશની સાક્ષરતા-ઝુંબેશનું પ્રચલિત સૂત્ર રચી કાઢ્યું : " દરેક માણસ એકેકને ભણાવે. " આ રીતે આજે મોરો પ્રજામાંથી ૭૫ ટકાથીય વધારે લોકો લખીવાંચી જાણે છે.

આજે તો ડૉ. લોબાશની આ ઝુંબેશ વિશ્વવ્યાપી બની છે. હજારો ઉત્સાહી કાર્યકરો કામ કરી રહ્યા છે. ન્યૂ ગિનીના માઉન્ટ હેગુના તાયફાવાળાઓ, આફ્રિકાના વતનીઓ, બર્મા, અફઘાનીસ્તાન, સિયામ, ઇન્ડોનેશિયા, ઇરાન, ઇરાક, સિરિયા, લેબેનોન, અલ્જીરીઆ, દક્ષિણ અમેરિકા અને હવાઈ ટાપુઓના લોકોમાં શિક્ષણ પ્રચાર થયો છે.

ડૉ. લોબાશ આ અગાઉ પણ ભારતમાં આવેલા. એવી એક મુલાકાત દરમિયાન તેઓ પુનાના પ્રા. ભાગવતને મળેલા અને પ્રા. ભાગવતે એમને ભારતીય શિક્ષણ માટેની પદ્ધતિઓ તયાર કરવામાં સહાય કરેલી.

ડૉ. લોબાશે આ અંગે સચિત્ર સાહિત્ય તૈયાર કર્યું છે. તામિલ ભાષાની 'પ્રાયમર' છપાઈ રહી છે. મરાઠી અને ઓરિયા ભાષામાં પણ આવાં પુસ્તકો તૈયાર થઈ રહ્યાં છે. આ બાળપોથીઓ શીખતાં બાર દિવસ લાગે છે.

ડૉ લોબાશે " ધ સાઈલન્ટ બીલિયન્સ સ્પીક " (કરોડો મૂંગાં માણસો બોલે છે) નામનું પુસ્તક લખ્યું છે. આ પુસ્તકમાં એમણે જવાહરલાલ નહેરુનો પત્ર ઉતાર્યો છે :

" ભારતમાં વધતી જતી સાક્ષરતાપ્રચાર પ્રવૃત્તિમાં મને ઊંડો રસ છે. નિરક્ષરતાનાબૂદી અંગેના તમારા વિશાળ અનુભવને કારણે તમારા સહકારથી આ પ્રવૃત્તિને વેગ મળશે."

મદ્રાસ રાજ્યમાં કાટપેડી ગામે પ્રૌઢ શિક્ષણ પ્રચારકો અને શિક્ષણશાસ્ત્રીઓની એક પરિષદ ડૉ. લોબાશે તા. ૧૦થી ૩૧ માર્ચ સુધી બોલાવી છે.

સંયુક્ત રાષ્ટ્રોની શૈક્ષણિક, વૈજ્ઞાનિક અને સાંસ્કૃતિક સંસ્થા યુનેસ્કો, ચોથા મુદ્દાનો કાર્યક્રમ અને આર્થિક સહકારતંત્ર સહુએ ડૉ. લોબાશની પ્રવૃત્તિને સહકાર આપ્યો છે. ભારતમાં આયોજનિક સહકારતંત્ર નિરક્ષરતાનાબૂદી માટે લોબાશની શિક્ષણ-પદ્ધતિ અપનાવશે.

અમેરિકાના પેન્સીલવેનીઆ રાજ્યમાં જન્મેલા આ વિશ્વ-વિખ્યાત શિક્ષણશાસ્ત્રીને એમની સેવાઓ બદલ ૧૯૫૧નો રૂઝવેલ્ટ ચંદ્રક એનાયત થયેલો.

[ વી. જે. એફ. કુન્દે 'યુસીસ'માં ].

## અનુભવ-વચનો

ભૂલને સુધારી લઈએ એટલે ભૂલ મટી જાય છે. પણ ભૂલ દબાવી દઈએ છીએ ત્યારે તે ગૂમડાની પેઠે ફૂટે છે અને ભયંકર સ્વરૂપ લે છે.

*

સાપ અને માણસમાં શો ફેર? સાપ પેટે ચાલે છે, માણસ પગ પર ટટાર રહીને ચાલે છે. પણ આ દેખાવ છે. જે માણસ મનથી પેટે ચાલે છે તેનું શું?

*

માણસની શાંતિની કસોટી સમાજમાં જ થાય, હિમાલયની ટોચ પર નહીં.

[ ગાંધીજી : 'નિત્યમનન'માં. ]

[ અનુસંધાન પૃ. ૧૨૩થી ]

### હિંદની ગરીબીનો કોયડો

બ્રિટિશ મજદૂર પક્ષના એક સભ્ય માઇકલ યંગે ' ૫૦૦ લાખ બેકાર ' નામની અભ્યાસપુસ્તિકા પ્રગટ કરી છે તેનો છાપામાં અહેવાલ છેઃ " હિંદમાં જે ગરીબી છે તે માત્ર હિંદની નહિ પણ દુનિયાની સમસ્યા છે. હમણાં હિંદમાં ચૂંટણી થઈ તે લોકશાહીની ઘણી મોટી સફળતા છે. પણ જ્યાં સુધી લોકોને પૂરું ખાવાનું મળે નહિ ત્યાં સુધી હિંદમાં લોકશાહી ખીલી શકશે નહિ. હિંદે પોતાનાં શહેરો અને ગામડાંની ગરીબી દૂર કરવી જોઈએ, અને પશ્ચિમની નવી ગરીબાઈ જેમાં ધનિકો પોતાને ગરીબ લેખે છે તેના ભોગ બનવું જોઈએ નહિ....જો હિંદ મહાત્મા ગાંધીએ દાખવેલા માર્ગે જ ચાલશે તો પશ્ચિમના સમાજની ઘણીખરી ગૂંચો ઉકેલવામાં મદદરૂપ થઈ શકશે. હિંદને એક એવો સમાજ રચવાનો મોકો છે, જે પશ્ચિમની એંઠ ન હોય, પણ વિશિષ્ટ રીતે હિંદી અને એશિયાઈ હોય. ભૌતિકવાદનો ભોગ બન્યા સિવાય હિંદ પોતાની ભૌતિક સ્થિતિ સુધારી શકે...ભારતમાં ૫૦૦લાખ લોક બેકાર છે. પાણીની તંગીને લીધે એ સૌને ખેતીના કામમાં લગાડી શકાય એમ નથી. હિંદમાં અનેક ઠેકાણે બંધ વગેરેનું બાંધકામ ચા[illegible] છે. બ્રિટન એને સામાન અને યાંત્રિક મદદ આપી શકે [illegible] પણ નવાં યંત્રો માટે હિંદે વધુ દામ દેવા પડે, જેનો અર્[illegible] હિંદીઓના ભોજન પર કાપ. આ પરિસ્થિતિનો તોડ લાવ[illegible] હિંદનાં ગામડાંમાં નવી નેતાગીરીની જરૂર છે. ખેડૂતોને [illegible] જમીનદારોમાં કશો વિશ્વાસ રહ્યો નથી આથી જમીનની [illegible] વ્યવસ્થા થવી જોઈએ. સાથેસાથે કુટુમ્બનિયોજન પણ જરૂ[illegible]

## આ અંકના લેખકો

**દુર્ગાશંકર કે. શાસ્ત્રી :** પ્રસિદ્ધ ઇતિહાસવિદ. [illegible] ' ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ ' [illegible] જોયું હોય તેને વહેલી તકે એ જોવાની ભલામણ કરી શકાય.

**પ્રો. ઇનામદાર :** ગુજરાત કૉલેજમાં અંગ્રેજીના અ[illegible] કન્નડ ભાષાના એક અગ્રગણ્ય નવલકથાકાર. હમણાં જ [illegible] સાહિત્યસંસ્થા તરફથી નવલકથા માટે ચંદ્રક આપવામાં [illegible] હતો. એમણે મરાઠીમાંથી ખાંડેકરની નવલકથાઓના અનુવાદ[illegible]

---

## હિન્દ - દરેક કામને લાયક સાઈકલ

**તમને ખાડા ટેકરાવાળા ગ્રામ્ય રસ્તાઓ ઉપર ખાસ ફરજ બજાવવાને કે શહેરના રાજમાર્ગો ઉપર આસાનીથી સ્વારી કરવાને સાઈકલ જોઈતી હોય તો 'હિન્દ' જ તમારા માટે લાયક સાઈકલ છે. હિન્દની પરિસ્થીતિને અનુપમ રીતે માફક આવે એવી તે છે કારણ કે ફોર્ક અને ફ્રેમ રી-ઈન્ફોર્સ કરેલ હોવાથી તે વિશેષ મજબુત બની છે.**




**હિન્દ સાઈકલ્સ લી.**

કારખાનું : ૨૫૦ વરલી, મુંબઈ.

Reg. No. B. 49

# આખી પ્રજાની વાણી

આપણે જેને સગર્વ આપણું સાહિત્ય કહીએ છીએ, તે આપણી પ્રજાનાં અગ્રતત્ર
નીકળેલ થોડાં સંસ્કારી "ઉજળિયાત" શિખરોની વાણી છે. સદ્ગત અંબાલાલભાઈએ એક સ્મરણી
પ્રસંગે હાકલ કરેલી કે આપણે આપણા સાહિત્યને **આખી પ્રજાની વાણી** બનાવવું, તે આપ
સાહિત્યકલાધરોની ફરજ છે. સૌ જાણીએ છીએ કે ગુજરાતી પ્રદેશ અને હિંદના બીજા પ્રાંતો વચ
ખેરપુરના ઝાંપાથી ડાંગવનરાઈઓના સીમાડા લગી પથરાયેલ આપણા વતનની લાંબી કિનાર મોટે ભા
ભીલકોળીઠાકરડાદિ પછાત 'રાની', 'કાળી', 'કાંટાળ', "પરજો"( પેટા–પ્રજા )થી વસેલી
અને કચ્છ, સૌરાષ્ટ્ર, આનર્ત્ત, લાટ એ દરેક મહાપટની વચ્ચે વચ્ચે પણ વધુઓછી અસંસ્
વસતીનાં જૂથ સમાસ પામેલાં છે. ગુજરાતી મુસ્લિમોને જ જોઈએ તો તેમાં સૈયદ, પઠાણ, આર
મુઘલ, ખોજા, મેમણ, વોરા, મલ્લાં, મકરાણી, મોલેસલામ, સીદી આદિ સંસ્કારે ચડઊતર સંખ્યાબ
પ્રભેદો છે. તાત્પર્ય કે આપણી ગુજરાતી પ્રજામાં "બ્રાહ્મણ" કે આર્યસંસ્કૃતિનું વર્ચસ્વ સારી
ઓછું છે. ગુજરાતી સંસ્કૃતિ "બ્રાહ્મણવાણિયા" સંસ્કૃતિ નથી, "વાણિયાબ્રાહ્મણ" સંસ્કૃતિયે ન
"ચાતુર્વર્ણ્ય સંસ્કૃતિ" પણ નથી. ચાતુર્વર્ણ્યથી કાટખૂણે અને આડીઘડ ફાટતી અને ચોખ્ખી વિદે
પારસી મુસ્લિમાદિ નાનીમોટી સંસ્કારીઅસંસ્કારી પરજો પણ ગુજરાતી જ છે. પંચભેળ કે અષ્ટ
ઊકળતી દાળમાં સૂરણ, બીટ, ગાજર આદિના ખુરમા, ગાંઠિયા, ગોળા, શેરડા, પાપડી, સેવ, વડાં,
વગેરે બફાતાં રંધાતાં ખદબદતાં હોય એવી આપણી સંસ્કૃતિ હજી બફાઈ રહી છે. "ગુજરાત
સંસ્કૃતિવ્યક્તિ !" એવી ભાવનાની સિદ્ધિ નજાને હજી કેટલાય દૂર સુદૂર ભાવિમાં જોવા પામ
અને વળી એ સિદ્ધિ જો કદાપિ જોવા પામીશું તો તે મંગલઘડી ઠક્કરબાપા જેવા મૌનવ્રતી વત
સેવકોની વધતી જતી પરંપરાએ જ ઊગશે, "ગુજરાત એક સંસ્કૃતિવ્યક્તિ !" સમી કાને
ભમ્મરભોલ દાંડી પીટતા લોકપ્રીતિલાલચુડા સમયસાધુઓના પેંતરા વડે નહીં, કદાપિ નહીં.

આવા ( "પરજ"ની જીવનકથા ) વિષયને ઉપલકિયા વાચકો ખૂણેખાંચરેના ગણી અવગ
છે; ગુજરાતીઓની અંબના પ્રકાશન લેખે તરછોડે છે; તો ઊર્મિલો રોમાંચક ( રોમાણ્ટિક ) ગણીને અ
વખાણે છે, એ વલણો મને સરખાં ટીકાપાત્ર જણાયાં છે. આપણા નવલિકાવિધાયકોમાં શ્રી ગુણવંતરા
શ્રી કિશનસિંહજી ચાવડા, શ્રી દુર્ગેશ શુક્લ, શ્રી ચુનીલાલ મડિયા, વગેરે આપણી નાનાવિધ ત
ચડઊતર સંસ્કારવાળી પ્રજાના ઓછા જાણીતા અંશો ભણી આપણી સહાનુભૂતિ કલાશક્તિએ આકર્ષે
તે એમની સાહિત્ય સાથે વતનની સેવા મને તો સારી પેઠે કીમતી જણાય છે. બેશક, આવી નવ
કથાઓમાં ઊર્મિલતાનો અતિરેક, ગ્રામ્યતાના ઉકરડા, અતિકટાક્ષ, જીવનફિલસૂફીના એક જ દાંડા
આખું ચક્ર ગણાવતી માન્યતા, પોકળ શબ્દાળુ વાકછટા વગેરે દોષો ના હોય, તો જ તેમને સાહિત્યમાં
ઊંચું સ્થાન મળે.

તા. ૧૦-૧૧-૧૯૫૧

[ સદ્ગત પ્રો. બલવન્તરાય ક. ઠાકોર : 'કાર્પાસી અને બીજી વાતો'ના 'સ્વાગત'

વર્ષ ૬

# સંસ્કૃતિ

વર્ષ ૬ઠું : અંક છઠ્ઠો

જૂન ૧૯૫૨

તંત્રી :

ઉમાશંકર જોષી



કલાકાર ફૈઝી રાહમીન ] કૃષ્ણમયી [ વડોદરા મ્યુઝિયમના સૌજન્યથી



# સંસ્કૃતિ

વર્ષ ૬ ઠું                                                  અંક છઠ્ઠો

## અનુક્રમણિકા : જૂન ૧૯૫૨


| | | |
|---|---|---|
| शिक्षकों अने राजकारण | ઉમાશંકર જોષી | ૨૦૧ |
| સમયરંગ | તંત્રી | ૨૦૨ |
| પાત્રો : મુંબઈ, ૧૯૪૭–૧૯૫૧ | નિરંજન ભગત | ૨૦૪ |
| આફ્રિકામાં વિપ્લવના ભણકારા | નરહરિ પરીખ | ૨૦૬ |
| તપોવન | રવીન્દ્રનાથ ટાગોર<br>અનુ. નગીનદાસ પારેખ | ૨૦૯ |
| પત્રમ્ પુષ્પમ્ | એચરદાસ દોશી | ૨૧૬ |
| વિનોબાનો પ્રસાદ | નારાયણ દેસાઈ | ૨૧૭ |
| સંસ્કૃતભાષા અને સાહિત્ય :<br>થોડુંક ચિન્તન | રતિલાલ મોહનલાલ ત્રિવેદી | ૨૧૯ |
| ચરણરજ | વિનોદિની નીલકંઠ | ૨૨૫ |
| સૌંદર્યને | સ્વમસ્થ | ૨૨૭ |
| [illegible]ત અને ચીન :<br>— [illegible]ચીન સાંસ્કારિક સંપર્ક | ભોગીલાલ જ. સાંડેસરા | ૨૩૦ |
| [illegible]સીની આંખે : દહેરી | ‘જિપ્સી’ | ૨૩૪ |
| [illegible] અને સમીક્ષા | ઉમાશંકર જોષી | ૨૩૬ |
| | તંત્રી | ૨૩૮ |




[illegible] વતી મુદ્રક-પ્રકાશક: હિરનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.

### લેખક મિત્રોને વિનંતિ:-

* લખાણ કાગળની એક બાજુ [illegible] સ્વચ્છ અક્ષરે લખાયેલું, જોડ[illegible] પ્રમાણેની જોડણીવાળું હોય [illegible] મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે [illegible] સાથે જવાબી પરબીડિયું હોય [illegible] આવશ્યક છે.

### સૂચનાઓ :

* દર માસની સાતમી તારીખે [illegible] પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે [illegible] ટપાલમાં તપાસ કર્યા પછી [illegible] કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક [illegible] લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લે[illegible]માંના અભિપ્રાય માટેની જવાબ[illegible] તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આ[illegible] છે.


ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

એન. એમ. ત્રિપાઠી, લિ. મુંબા[illegible]
જીવનસાહિત્યમંદિર, અમદાવા[illegible]
ભારતીસાહિત્યસંઘ, અમદાવા[illegible]
ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવા[illegible]
ગાંડીવ સાહિત્યમંદિર, પ્રિન્[illegible] સ્ટ્રીટ મુંબઈ-૨
ગાંડીવ સાહિત્યમંદિર, લાલ[illegible] સુરત
એલ. કે. મેઘાણી : અમર[illegible] સ્ટ્રીટ, કલકત્તા ૧.
પ્રભાકર બ્રધર્સ, પો. બો. [illegible] નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

લવાજમ :

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ. [illegible] અથવા શિલિંગ ૧૪. છૂટક નકલ[illegible] બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સ[illegible] પત્રવ્યવહારનું સરનામું :

સંસ્કૃતિ કાર્યાલય, [illegible]
એલિસ-બ્રિજ, અમદાવાદ-[illegible]

# સંસ્કૃતિ

सत्यं परं धीमहि ।

જૂન  ૧૯૫૨


## शिक्षको અને राजकारण

રાષ્ટ્રીય આંદોલનો વખતે સદ્‌ગત સર સેતલવાડ જેવા નેતાઓ વિદ્યાર્થીઓને રાજકારણથી દૂર રહેવા સલાહ આપતા. સત્યાગ્રહના નેતાઓ એથી ઊલટી જ પ્રેરણા આપતા. શિક્ષકો અને અધ્યાપકો અંગે પણ એવું જ હતું. કૉંગ્રેસના અધિવેશનમાં હાજરી આપવા જવા માટે અધ્યાપકોને નોકરી ગુમાવવાનો પ્રસંગ આવતો. પણ એ સમય પરદેશી અમલનો -ગુલામીનો હતો. સ્વતંત્ર લોકશાહીમાં વિચાર અને વર્તનના સ્વાતંત્ર્યની સીમા ગુલામીના સમય જેટલી જ સાંકડી ન હોય. આજના સમયમાં રાજકારણ એવું વિભુ તત્ત્વ બની ગયું છે કે રાજકારણથી અલિપ્ત રહીને જીવવું — અને વિચારશીલ માણસે જીવવું — એ અસંભવ જેવું છે. અલબત્ત, શાળામહાશાળાઓમાં વિદ્યાર્થીઓ કે શિક્ષકો કોઈ એક ચોક્કસ પક્ષનો પ્રચાર કરે નહિ એટલો વિવેક જાળવાવો જોઈએ. શાળામહાશાળાની વ્યાખ્યાનપીઠોનો ઉપયોગ શિક્ષકો કે અધ્યાપકો અમુક પક્ષના પ્રચારમાં ન જ કરે, પણ તેજસ્વી શિક્ષકો ચોક્કસ રાજકારણી પક્ષના વલણવાળા હોય એ પણ સ્વાભાવિક છે. આવાં વલણો માટે અંગ્રેજી અમલ દરમ્યાન શિક્ષકોને સોસવું પડતું એવું જ જો અત્યારે પણ સોસવું પડે તો એ આપણી લોકશાહી માટે ભયંકર ગણાય. પણ કમનસીબે, શાળા અને મહાશાળામાં આવા દાખલા બનવા માંડ્યા છે.

આપણે ત્યાં એક એવો ખ્યાલ પ્રચલિત છે કે શિક્ષણનું કામ કરનાર માણસોએ શિક્ષણ સિવાયની બાબતોમાં સક્રિય રસ લેવો જોઈએ નહિ. ખાસ કરીને સત્તાધરો અને ધનિકો જેઓ હિંદમાં આજે કેળવણીના નિયામકો ( કન્ટ્રોલર્સ ) છે અને જેઓ પોતે તો સર્વજ્ઞની જેમ દરેક ક્ષેત્રમાં માથું મારતાં જવલ્લે જ ખંચકાય છે તેઓ આ ખ્યાલથી પીડાતા લાગે છે. કેમ જાણે શિક્ષકો-અધ્યાપકો એ શિક્ષણના જનાનાનાં પ્રાણીઓ ન હોય ! પંડિતો, સ્ત્રીઓ અને લતાઓ — पण्डिताः वनिताः लताः આશ્રય વગર શોભતાં નથી, એ જૂના વખતની ઉક્તિ પ્રમાણે વિદ્વાનોને આશ્રિતની કોટિમાં લેખવામાં આવતા હોય એમ લાગે છે. પણ સમાજનું ગુરુપદ પાંગળા આશ્રિતો નહિ પણ સક્રિય ગતિશીલ રહીને ( ડાઇનૅમિકલી ) જીવનસાધના કરનાર શિક્ષકો જ શોભાવી શકે એ ઉઘાડું છે.

પક્ષોથી પર રહીને જીવનની સાધના કરનાર વ્યક્તિઓ પણ સમાજમાં હોય એ એના સ્વાસ્થ્ય માટે જરૂરી છે. પણ આવી વ્યક્તિઓ દરેક ક્ષેત્રમાં–રાજકારણના ક્ષેત્રમાં પણ હોવી જોઈએ. શિક્ષણક્ષેત્રમાં આવી વ્યક્તિઓ વધુ હોય એમ બને, પણ કેળવણીના નિયામકોએ પરાણે પક્ષોથી દૂર રાખેલી વ્યક્તિઓ તો તે ન જ હોય.

આપણા દેશમાં ભારતસેવક ગોખલે જેવા મહાન રાષ્ટ્રપુરુષ પોતાની શિક્ષક તરીકેની ભૂમિકાને રાજકારણ દ્વારા વિવેકપૂર્વક વિકસાવીને સમાજના ગુરુપદે પહોંચ્યા હતા. જે પક્ષ સત્તા ઉપર હોય તે સિવાયના પક્ષની વિચારસરણી ધરાવનારા શિક્ષકઅધ્યાપકોના વ્યક્તિત્વને, શિક્ષણના કોઈ 'પવિત્ર' સિદ્ધાન્તોને નામે, રૂંધવામાં ન આવે એ માટે સાવધ રહેવું જોઈએ. લોકશાહી નીચે, આદર્શ શિક્ષક કોઈ રાજકારણી પક્ષનો સક્રિય કાર્યકર માત્ર નહિ, હોદ્દેદાર પણ હોઈ શકે. ઇંગ્લન્ડમાં લાસ્કી માટે એક મહાન શિક્ષકનું અને મજૂર પક્ષના પ્રમુખનું પદ એક સાથે સંભાળવું શક્ય હતું. આપણી લોકશાહીમાં શા સારુ અશક્ય હોવું જોઈએ ?

**ઉમાશંકર જોષી**

# સમયરંગ



## મહેરઅલીનું સ્મારક

હિંદી જુવાનોના લાડીલા મરહૂમ મહેરઅલીનું સાચું સ્મારક તો ખુલ્લા અને ગુલાબી સ્વભાવના નવજુવાનોની સંસ્કારિતામાં જ શોધવું રહે. હમણાં મુંબઈમાં જાહેરસભામાં મહેરઅલીના સ્મારક રૂપે એક પુસ્તકાલય સ્થાપવાનો નિર્ણય થયો એ યોગ્ય થયું છે. મહેરઅલી જેવા વાચનરસિયા સજ્જનો બહુ જૂજ જોવા મળશે; વાચનને વ્યક્તિત્વની સુવાસ સમૃદ્ધ બનાવવામાં કેમ યોજવું એ કળામાં મહેરઅલી પાવરધા હતા. સભામાં જ પાંચ હજારનું ફંડ થયું હતું. મુંબઈના નગરપતિએ અને એક પ્રધાને પણ સભાને ઉદ્બોધન કર્યું હતું. ગુજરાતમાં મહેરઅલીના ચાહકો છે. તેઓ આમાં જરૂર પોતાનો ફાળો આપી શકે.

મુંબઈ જેવા શહેરમાં એક પણ સાર્વજનિક મફત પુસ્તકાલય (અમદાવાદમાં મા. જે. પુસ્તકાલય, મ્યુનિસિપલ કૉર્પોરેશન હસ્તક છે તેવું) નથી એ શરમ ભરેલી ઊણપ હવે દૂર કરી શકાય—અને તેવું ફ્રી પુસ્તકાલય ઊભું કરવામાં મહેરઅલીના નામને નિમિત્ત બનાવી શકાય તો કેવું ?

## 'વિરાજવહુ': નાટ્યપ્રયોગ

ગુજરાત વિદ્યાસભાના નાટ્યવિદ્યામંદિર તરફથી દિગ્દર્શકો શ્રી જયશંકર (સુંદરી) અને દીનાબહેન ગાંધીએ 'વિરાજવહુ' અને 'લોકશત્રુ' રજૂ કર્યાં હતાં. 'લોકશત્રુ' ઇબ્સનના 'એન એનીમી ઑફ ધ પીપલ'ના શ્રી દીનાબહેને કરેલા અનુવાદ ઉપરથી અને 'વિરાજવહુ' શરદબાબુની પ્રસિદ્ધ કથાના બંગાળી નાટ્યરૂપાંતરના શ્રી શિવકુમાર જોષીએ કરેલા અનુવાદ પરથી રજૂ થયું હતું.

'વિરાજવહુ' જોઈ એકબે વિચારો વધુ સ્પષ્ટ થયા. વાર્તા ઉપરથી નાટક તૈયાર કરવામાં આવે ત્યારે મૂળે જ નાટક લખાયું હોય એવી સુગ્રથિત કૃતિ એને બનાવવી એ મુશ્કેલ બને છે. વાર્તામાં બરોબર સ્થાને હોય એવા અમુક નાના નાના પ્રસંગો અને સંવાદો નાટકમાં સમાવવાનો લોભ જતો કરી શકાતો નથી અને એથી આખું નાટક આયોજનની દૃષ્ટિએ ઢીલું ઢીલું બની બેસવાનો ડર રહે છે, નાટક તરીકેની ચોટદાર એકતા સાધવી દુષ્કર બને છે. શરદબાબુની કથાઓ ઉપરથી થતાં નાટ્યરૂપાંતરો વિષે વધારાની એક મુશ્કેલી છે. શરદબાબુમાં ઊર્મિતત્ત્વ જરીક વિશેષ છે, નારી-હૃદયના એમના આગવા દર્શનને લીધે જ એ સહ્ય બને છે. રંગભૂમિ ઉપર શરદબાબુની ઊર્મિલતા તો તરત પ્રગટ થઈ જાય ... ગુજરાતીઓને જરી વિચિત્ર પણ લાગે. સાથે સાથે જો શરદબાબુનું સ્ત્રીહૃદયનું ઊંડું દર્શન પણ રંગભૂમિ ઉપર સૂક્ષ્મતાપૂર્વક રજૂ ... શકે તો પેલી ઊર્મિલતા નભી જાય. કથામાં મનોગત આપણે ... સમજતા હોઈએ છીએ તે રંગભૂમિ ઉપર તો સાકાર કરવું ... હોય છે એટલે શરદબાબુ જેવા સૂક્ષ્મદર્શી લેખકની કથાનાં નાટ્યરૂપાંતરો અભિનેતાઓની ભારે કસોટીરૂપ નીવડે જ.

'વિરાજવહુ'ના નાટ્યપ્રયોગમાં વિરાજની ભૂમિકા શ્રી દીના-બહેને ભજવી હતી અને શરદબાબુના મર્મને, ખાસ કરીને અંત ભાગમાં સારો ઉઠાવ આપ્યો હતો. વિરાજ અને એના ... મંદિરનાં પગથિયાં આગળનું મિલન જરૂર હૃદયદ્રાવક હતું. ... આ પ્રસંગ સિવાય આખા નાટકનો ગતિવેગ (ટેમ્પો) ધીરો રહેતો હતો. પતિનું પાત્ર ભજવનાર શ્રી કૈલાસનો અભિનય ... હતો, પણ મુખભાવ વધુ પ્રવાહી હોત તો સારું. ખાસ ખટકે એ વસ્તુ 'વિરાજ'ના ઉચ્ચારો હતા. શ્રી દીનાબહેનનો વાચિક અભિનય આંગિક અભિનયનો છેદ ઉડાડી દેતો હતો. 'ઢીંગલીઘર' વખતે પણ ગૃહિણીની બોલચાલની ભાષા જ એમને ઉચ્ચારવાની હતી. ત્યારે આવી કોઈ તકલીફ એમને નડી હોય એવો ખ્યાલ ... કોઈએ કહ્યું છે તેમ 'રંગભૂમિ એ વાણીનું મંદિર છે.' કેળવાયેલા ગણાતા ગુજરાતીઓની સ્વાભાવિક રીતે ભાષા બોલવાની શક્તિ હણાતી આવે છે એવો ભય અનેકવાર પ્રગટ થયેલો છે. ... સહજપણે ભાષા ઉચ્ચારવાની તાલીમ આપવામાં શાળામહાશાળાઓ, જાહેર વ્યાખ્યાનપીઠ, રેડીઓ અને રંગભૂમિ ફાળો આપી શકે. તેમાં રંગભૂમિની અસર ઘણી દૂરગામી નીવડી શકે. 'વિરાજ'ની ભૂમિકામાં હતા તેવા ભાષાઉચ્ચાર ન જ ચાલે.

નાટ્યવિદ્યામંદિરે મહેનત લઈ રજૂ કરેલા નાટ્યપ્રયોગ ... જાહેરજનતાએ પ્રોત્સાહનભર્યું વલણ દર્શાવ્યું હતું તેને તે પાત્ર ... અને ઉત્તરોત્તર એ સારા પ્રયોગો રજૂ કરશે એવી આશા છે.

## અમદાવાદ એજ્યુકેશન સોસાયટીને ન શોભે એવું

ગયા મહિનામાં છાપાંઓમાં પ્રગટ થયેલા એક સમાચાર વિચારમાં મૂકી દે એવા હતા. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ પોતાના એક પ્રોફેસર, શ્રી એસ. આર. ભટ્ટ, સમાજવાદી ...

તરફથી ધારાસભામાંથી કાઉન્સીલ ઓફ સ્ટેટમાં તેઓ ચૂંટાઈ આવ્યા એ કારણે, પ્રોફેસરપદે ચાલુ રહે એ ઠીક લાગતું નથી એ અંગે એ સમાચાર હતા.

પ્રોફેસરોએ રાજકારણમાં-કોઈ રાજકીય પક્ષમાં જોડાવું નહિ એ મતલબની, નોકરી અંગેની, શરતનો ભંગ થયાનું સોસાયટી આ દાખલામાં જુએ છે એમ લાગે છે. આવી બાબતોમાં સરકારી નોકરીના નિયમો સૌથી વધુ કડક હોય એ દેખીતું છે. પણ કાઉન્સીલ ઓફ સ્ટેટ માટે ઉમેદવારી કરવાની સરકારી કૉલેજોના પ્રોફેસરોને પણ સરકાર તરફથી આ વખતે છૂટ મળી હતી. ગવર્નરે કાઉન્સીલ માટે નીમેલી જાહેર વ્યક્તિઓમાં પણ એક કોલેજના આચાર્ય અને એક વિશ્વવિદ્યાલયના મહામાત્રનો સમાવેશ થાય છે. કાઉન્સીલનું કામ એવું લાંબુ પહોંચતું નથી કે એ ચાલુ અધ્યાપન વગેરેની ફરજો બજાવવાની આડે આવે-એ તો, આ ઉપરથી, ચોખ્ખું સમજાય છે. સવાલ એ રહે કે પ્રોફેસરો કોઈ પક્ષ તરફથી ઉમેદવારી કરી શકે? ખરું જોતાં, ઉમેદવારી કરવાનો હક સ્વીકારવામાં જ કોઈ ને કોઈ પક્ષ દ્વારા ઉમેદવારી કરવાનો હક આવી જાય છે, કેમ કે લોકશાહીનો પાયો જ પક્ષ છે. એ પક્ષ કાયદેસર સ્થપાયેલો હોવો જોઈએ. નિમાયેલા સભ્યોમાંથી પણ કેટલાક કોઈ ને કોઈ પક્ષના હશે. અંગ્રેજી અમલ દરમ્યાન પણ, ફર્ગ્યુસન કોલેજના આચાર્ય શ્રી મહાજની મવાલ 'પક્ષ' તરફથી કાઉન્સીલમાં જતા અને એમની સોસાયટીએ એમાં વાંધો જોયો ન હતો. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીએ પોતાના એક પ્રોફેસર કાઉન્સીલમાં જાય એ સામે વાંધો લેવો એ ઠીક નથી. ખાસ તો એટલા માટે કે પ્રોફેસરોના રાજકારણ સાથેના સંબંધની કલમ નોકરીની શરતોમાં એને, સાંભળવા પ્રમાણે, ૧૯૪૨ના રાષ્ટ્રીય આંદોલન વખતે પરદેશી સરકાર સામે પોતાની સ્થિતિ કફોડી ન થાય એ માટે ઉમેરવી પડેલી છે. આવી રીતે ઉમેરાયેલી કલમોનો આવા પ્રસંગોએ ઉપયોગ કરવામાં આવે એ અત્યંત શોચનીય છે. અમદાવાદના માણસો વ્યવહારડાહ્યા લેખાય છે. આ જાતની કલમ અંગે અમદાવાદ એજ્યુકેશન સોસાયટી પાસેથી જો કાંઈ અપેક્ષા રહે તો તે એ કે આ કલમ હવે કસમયની ગણીને એ કાઢી નાખશે.

આપણા દેશના બંધારણ અનુસાર કોઈ પણ વ્યક્તિ ધારાસભા કે કાઉન્સીલ માટે ઉમેદવારી કરી શકે છે, શિક્ષકો અને નોંધાયેલા ગ્રેજ્યુએટોનાં તો કાઉન્સીલ માટે અલગ મતદારમંડળ છે. બંધારણે આપેલા આ પાયાના હકોની અધ્યાપકોની બાબતમાં અવગણના કરવી એ અમદાવાદ એજ્યુકેશન સોસાયટી જેવી સંસ્થાને શોભે એવું નથી.

## દેશસ્થિતિ

બજેટમાં નવા કરવેરા નથી એ સૌને મોટી વાત લાગી છે. ખોરાકની રાહત અંગે કાંઈ થઈ શક્યું નહિ-અને સમાજવાદી પક્ષે એને માટે સત્યાગ્રહ આરંભ્યો છે. પ્રજાની પાયાની જરૂરિયાતો અંગેનો અસંતોષ હવે ધીમે ધીમે સક્રિયપણે પ્રગટ થવા માંડે એ સ્વાભાવિક છે. રેલ્વેનો સરકાર પાસે ઈજારો છે. જાહેર સેવા કરતી ખાનગી પેઢીને સરકાર કાયદાથી પાંચ ટકા કરતાં વધુ નફો કરતાં રોકે છે, જ્યારે રેલ્વેના ઈજારામાંથી પોતાને સાત ટકા વ્યાજ પરવડે છે એનો એને વાંધો નથી. આવકનું એક મુખ્ય સાધન ત્રીજો વર્ગ, તેને માટે એ વધુ સગવડો આપે, કેટલીક (ખાસ કરી લોકલ) ગાડીઓમાં માણસોને ટિંગાઈને મુસાફરી કરવી પડે છે એ સ્થિતિનો અંત લાવે એમ સૌ કોઈ ઇચ્છશે. પાર્લમેન્ટમાં સામ્યવાદી નેતા ગોપાલને સભ્યોને ત્રીજા (કે ઈન્ટર) વર્ગનું ભાડું આપવાની સૂચના કરી તેમ કાયદા ઘડનારાઓ ત્રીજા વર્ગનું સેવન કરે તો કદાચ જલદી સુધારો થાય. ગોપાલને ભથ્થું પણ રોજના ૪૦ ને બદલે ૧૦ રૂપિયા આપવાની સૂચના કરી તે યોગ્ય હતી. આપણા મુંબઈના પ્રધાનોએ પ્રથમ બિલ પગારવધારાનું રજૂ કર્યું એના બેહુદાપણાનો એ સૂચનાના અનુસંધાનમાં ખ્યાલ આવશે. મુંબઈના વડાપ્રધાન બીજી વાર ધારાસભાની ચૂંટણીમાં સલામત જેવા મતદારમંડળમાંથી ઊભા રહ્યા તે છતાં સામ્યવાદી નેતા દિનકર મહેતાને તેમના ૧૮૫૮૩ સામે ૧૧૮૪૧ મત મળ્યા એ સૂચક ગણાય.

## સદ્ગત ડૉ. મૉન્ટેસોરી અને જ્હૉન ડયુથી

એક મહિનાના અરસામાં બે શિક્ષણશાસ્ત્રીઓનું અવસાન થયું છે. બાળકના વ્યક્તિત્વનું સંમાન કરવું, એની પ્રસુપ્ત શક્તિઓને યોગ્ય કાર્ય દ્વારા ખીલવવી-એની ઉપર ડૉ. મૉન્ટેસોરી ખાસ ભાર મૂકતાં. ગુજરાતમાં એમની અસર ઠીકઠીક પડી છે. ગામડાંની બાળકેળવણીમાં એમની પદ્ધતિ મોટા પાયા ઉપર અમલમાં મૂકી ન શકાય એવી, જરીક ખરચાળ, છે. પણ એમના વિચારો માબાપોમાં હજી વધુ પ્રચાર પામે એ ઇષ્ટ છે.

જ્હોન ડયુયીના પ્રયત્નોને લીધે "ગુરુત્વબિંદુ ભણતરની સામગ્રીમાંથી ખસીને ભણાવાતા બાળકમાં ઠર્યું. પરિણામે, શાળા જ્યાં જીવન માટે બાળકો તૈયાર કરે છે એવી જગા મટીને બાળકો જ્યાં જીવે છે એવી જગા બની." (બ્રિટિશ વિશ્વકોશ) 'કામ કરવા દ્વારા ભણવું' ('learning by doing')ના સિદ્ધાન્ત ઉપર એમણે શિક્ષણની પ્રયોગશાળા સ્થાપી હતી. શિક્ષણકાર ઉપરાંત એ મોટા (ખાસ કરીને સામાન્ય જનના) ફિલસૂફ હતા. અમેરિકાના જીવનના લગભગ તમામ પ્રશ્નો ઉપર એમના વિચારો અસરકારક રૂપે વ્યક્ત થતા.

પ્રભુ બંનેના આત્માને શાંતિ અર્પો!

[ અનુસંધાન પૃ. ૨૪૦ ઉપર ]

# પાત્રો : મુંબઈ, ૧૯૪૭–૧૯૫૧

નિરંજન ભગત

૧ કવિ :

...બસ ચૂપ રહો નહીં તો અહીંથી ચાલતા માંડો !
તમે બોલ્યા વિના રહેશો નહીં,
તો જાઓ માનવમેદની મહીં
'દીનતા–દારિદ્ર' પર ભાષણ ભલેને લાખ ભાંડો !
એ તમારા નાટ્યના સૌ નટ અહીં, જોતા નથી,
જાગી જશે !
આંખો મીંચીને કંઈક એ શોધી રહ્યા,
વાણી વિના પણ કેઈને એ કંઈક સંબોધી રહ્યા;
ત્યાં ચૂપ જો રહેશો, નથી શું લાગતું
કે એમનું મૂંગું હૃદય જે માંગતું
એ હાથ પણ લાગી જશે
ને જો અગર રહેશો નહીં તો સ્વપ્ન જેવું સ્વપ્ન
પણ ભાંગી જશે ?

૨ ફેરિયો :

જો કે મને સૌ ફેરિયો કહે છે છતાં ફરતો નથી,
પણ એમ તો મારું નશીબ ક્યાં ફરે છે ?
એટલે આ ભીંત પણ ક્યારેક તો મારી હવે ઈર્ષા
કરે છે.
હું ફર્યાથી એમ તો ડરતો નથી,
ફરવું જ મારે હોય, સોનાપુર
અહીંથી માત્ર છે બસ સો જ ડગલાં દૂર
પણ મરતો નથી.
હું સાત વરસોથી અહીં આ ભીંતને ટેકે
ઊભો રહું છું, દિવસ ખોયો નથી એકે;
પુરાણી એની એ આ ભીંત
–મારે એક એની પ્રીત–
ને તો પણ અજાણી આજ લાગે, આજ પ્હેલાં
માત્ર જાણે સ્વપ્નમાં દીઠી.

હજૂ ગઈ કાલ સુધી જે અદેખી, એ હવે આ[...]
જુવે, જાણે થતું એને અહીંથી ચાલવા માંડું; [...]
ધરે વરસોવરસ એવી ચુનાની એ ચમક ની[...]
અને વરસોવરસ કેવું કરચલીથી વધુ ચીતર[...]
આ ચા[...]
અરે આ ભીંત પર હું ઝાડ થૈને શીદને [...]
ના ઝૂક્યો!
સાતે વસંતો વહી ગઈ ને ફૂલ હું નાહક ચૂક્યો!

૩ આંધળો :

કે શું હજૂ હું ગર્ભમાંથી નીકળ્યો ના બ્હાર
તે મારા જનમને કેટલી છે વાર ?
કે શું ઝાળ પણ જંપી ગઈ છે ચેહમાં
તે હું હવે વસતો નથી મુજ દેહમાં ?
કે કૈંક એની આંખથી આ આંખમાં છે ભૂલ[...]
જોવાઈ ગ[...]
જેથી અચાનક આમ મારું તેજ બસ ખોવાઈ ગ[...]
મેં આ જગતની કેટલી કીર્તિ સુણી'તી સ્વર્ગ[...]
તે આવવાની લ્હાય[...]
હું કીકીઓ ભૂલી ગયો શું કલ્પદ્રુમની છાંયમાં[...]
ત્યારે જગતનું રૂપ જોવાનું મને કેવું હતું સપનું[...]
હવે ચશ્મું થવા ચાહે સળગતો આ સૂરજ રે તો[...]
શા ખપનું[...]
ઊંચે માથું ઊઠાવી આભ સામે પણ હવે ધર[...]
નહીં[...]
આ એકમાંથી એ બીજા અંધારમાં સરવું નહીં[...]
ને કોણ કહે છે ચંદ્રસૂરજતારલા એ સૌ જ[...]
એ તો પલક અંધારનું હૈયું હલે !
મેં જોઈ લીધો છે જગતનો સાર
કે અહીં તેજની ભીતર વસ્યો અંધાર.

'હું' તો નીંદમાં ચાલી રહ્યો, ફિલસૂફ છું,' એવું
કશું કૂહેશો નહીં,
તો 'આંધળો છું' એમ કહીને આંધળા રૂહેશો નહીં!

૪ ભિખારી :

આ હાથ જે સામે ધર્યો
એ હાથને ઘડનારનો પણ હાથ
એના જેટલો લાચાર ને પામર ઠર્યો,
ત્યાં કોણ કોને આપશે રે સાથ?
કરશે કોણ કોની બંદગી?
આ વણહસ્યે ગુજરી ગઈ છે જિંદગી,
એમાંય હસવાનું મને એકાદ તો જો કે મળ્યું બ્હાનું,
પ્રભુનો કેટલો તે પા'ડ માનું?
કૂહો તમેઃ એણે ઘડ્યો આ હાથ
જેણે આ જગત સરજ્યું, જગતનો નાથ
કૂડો છો; આ જ ને એનું જગત કે હુંય તે જેમાં
વસું?
ને તે છતાં જો 'ના' કહો તો નહીં હસું.
'હા' તો તમે કયાંથી કહો? જ્યાં હાથ મેં સામે
ધર્યો,
તેવો જ તે નન્નો સર્યો!
પણ ચંદ્રસૂરજતારલા
હું આ હથેલીમાં રમાડું, કોઈ તો આપો ભલા!
જે કેમ કે હું ક્યારનો એમાં વહું છું કેટલાયે ભારને,
સૂનકારને.

૫ વેશ્યા :

હું તો ભવોભવ સ્ત્રી હતી
ને કોઈ ભવમાં તો સતી,
આજે હવે? જાણે નનામી,
કોઈ રાધા કૂહે વળી તો કોઈ રામી!
દેહ છે, દેખાવડો? એ તો ઉપરની છે સુગંધો;
લાગણી? લટકાં કહો, ને ચાલશે કૂહેશો અગર જો
માત્ર ધંધો.
લોક તો કૈં કૈં મળે છે, નિત નવા;
પણ હા, મળે છે માત્ર સૌ ભૂલી જવા.
દિનભર ન જોતું કોઈ મોં સામું,
છતાં રાતે ન રૂહેતું કોઈ સરનામું,
તમે વાળ્યો હશે ક્યારેક કાગળનો ડુચો,
ટાળ્યો હશે જે બારીએથી બ્હાર, રસ્તા પર;
પવનને પ્યાર તે પાડે-ઉપાડે જે કદી નીચો, કદિ
ઊંચો;
કહોજી કેટલા છ સસ્તા દર!
સલામત છે તમારા મ્હેલની ભીંતે
મઢેલી કો' છબી જેવી કુંવારી કન્યકા નિત્યે,
અમારી જાત જીવે છે, પ્રભુની મ્હેરબાનીથી સદા
જીવશે જ, ધરતી પર;
નજર સૌ નાંખશે ને ત્યાં લગી તો રોજ 'ફરતી' પર?

૬ પતિયો :

પાંણે, સૌ લોકની નાજુક પાની એંઠને ઓળંગતી,
અડતી નથી;
ને એમ એ સૌની નજર મારી પરે પડતી નથી.
દખ્ખણ ભણી? ના, એ દિશા તો જમ તણી;
શું એમ માની કોઈનું મોં એ ભણી રૂહેતું નથી?
એ તો હવે પથ્થર, હવે શાનો મણિ?
શું એમ માની કોઈ ખરતા તારલાને લેખમાં લેતું
નથી?
બોલને પણ કોઈ કાને કેમ નહીં ધરતું હશે?
આ બોલની ચોપાસ
વીંટળાઈ વળ્યો છે રોગિયાનો શ્વાસ
તે એથી જતું ને આવતું આ લોક શું ડરતું હશે?
આ હવા પર એમનું કૈં ચાલતું જો હોતને...
તો શ્વાસ કયાંથી હોત મારા પ્રાણમાં?
પણ એમ તો કોણે જીત્યું છે મોતને?
ને આ હવાએ કોઈનીયે વાતને ક્યારે લીધી છે
ધ્યાનમાં?
આ લોક તો લાચાર ( ને ક્યારે ન'તા? )
ને શી હઠીલી છે હવા, હું એટલે જીવી રહ્યો;
કોહી ગયું છે પોત કાયાનું છતાં
મજબૂત એ બખિયા વડે સીવી રહ્યો.

૭ સ્વગતોક્તિ :

મેરીન સ્ટ્રીટ, પડખેથી આંધળો પસાર થાય છે, એને જોઈને ફેરિયો:

આ આંધળો છે તે છતાં
ફરતો ફરે છે બેપતા!

[ અનુસંધાન પૃ. ૨૨૯ ઉપર ]

# આફ્રિકામાં વિપ્લવના ભણકારા

નરહરિ પરીખ

સન ૧૯૧૪થી '૧૮ના પહેલા મહાયુદ્ધ પછી એ યુદ્ધને લીધે તથા તેને પરિણામે પ્રગટેલી ક્રાંતિની જ્વાળાઓમાં ઑસ્ટ્રીઆ, રશિયા અને ટર્કીનાં સામ્રાજ્યો ભરમસાત થઈ ગયાં, તથા દુનિયાના રાજકારણમાં પૂર્વયુરોપ અને પશ્ચિમ-એશિયાના કેટલાક દેશો અંધાધૂંધી અને અવ્યવસ્થાનું કેન્દ્ર બન્યા. ગયા બીજા મહાયુદ્ધ પછી પૂર્વએશિયા તોફાનનું મુખ્ય કેન્દ્ર બન્યું છે. એશિયામાં પ્રગટેલી રાષ્ટ્રીયતાની ભાવનાને લીધે બ્રિટનનાં, હોલેન્ડનાં અને ફ્રાન્સનાં એશિયાઈ સામ્રાજ્યો તથા એમની લાગવગ નાશ પામ્યાં છે. અત્યારે ઇન્ડો-ચાઈનામાં ફ્રાન્સની સત્તા છેલ્લાં ડચકાં લઈ રહી છે. કોરિયામાં પોતાની લાગવગ કાયમ રાખવા અને રશિયન કમ્યુનિઝમને રોકવા અમેરિકા યુદ્ધમાં પડ્યું છે, પણ તેનું એને બહુ ભારે મૂલ્ય ચૂકવવું પડે છે. પશ્ચિમની સત્તાઓએ આખા એશિયાનો વહેલામોડા સદંતર ત્યાગ કર્યે જ છૂટકો છે. હવે ઝગડાનું કેન્દ્ર બનવાનો વારો આફ્રિકાનો આવવાનો હોય એમ લાગે છે. ત્યાં બ્રિટનની સત્તા નીચેના પ્રદેશો બહુ વિશાળ છે. તે ઉપરાંત ફ્રાન્સ, બેલ્જિયમ, પોર્ટુગાલ અને સ્પેઈનના તાબાના મુલકો પણ ત્યાં ઠીકઠીક છે. એની સામે આફ્રિકામાં રાષ્ટ્રીયતાનો જુસ્સો હવે પેદા થવા માંડ્યો છે. આફ્રિકાના મૂળ વતનીઓ પશ્ચિમી સત્તાઓની રાજદ્વારી ધૂંસરીમાંથી છૂટવા માગે છે. આ વસ્તુ પશ્ચિમના રાજપુરુષો અગમચેતી વાપરીને સમજી જાય તો આફ્રિકાની રાજદ્વારી તથા આર્થિક ક્રાંતિ પ્રમાણમાં શાંતિથી થાય.

આજથી એક જમાના પહેલાં આફ્રિકામાં મોટા ફેરફારોની આગાહી કરવાની કોઈને કલ્પના સુધ્ધાં આવે એમ ન હતું. પણ આજે આફ્રિકાના ભવિષ્યનો વિચાર ન કરવો એ રાજદ્વારી દેવાળું કાઢવા બરાબર ગણાય. પશ્ચિમની પ્રજાઓને એશિયામાંથી જે શીખવાનું મળ્યું છે તેનો લાભ આફ્રિકાના પ્રશ્નોના ઉકેલમાં તેમણે ઉઠાવવો જોઈએ.

આફ્રિકા પ્રત્યે બ્રિટને હવે કેવું વલણ બતાવવું જોઈએ એ વિષે આર્થર લુઈ, માઈકલ સ્કૉટ, માર્ટિન વાઈટ ને કોલિન લેગમ, એ ચાર લેખકોએ મળીને એક નાનું પુસ્તક લખ્યું છે. તેમાં યુરોપીઅનો, હિન્દીઓ તથા આરબો અથવા મુસ્લિમોના આફ્રિકામાં વસવાટને લીધે જે રંગભેદના ઝગડા ઉત્પન્ન થયા છે તેની વિશદ ચર્ચા કરી છે અને રંગભેદ નાબૂદ કરવાના વ્યવહારુ ઉપાયો સૂચવ્યા છે. ગોરી પ્રજા સિવાયની બીજી તમામને યુરોપીઅનો પોતાથી હલકી ગણે છે. તેમની સાથે સમાનતાના સંબંધથી ભળવા તેઓ તૈયાર નથી. વળી તેમની રહેણીકરણીનું ધોરણ બિન-ગોરી જાતિઓ કરતાં બહુ ઊંચું છે. રાજદ્વારી સત્તા ગોરા લોકોના હાથમાં હોઈ, પોતાનું આ આધિપત્ય તેઓ છોડવા તૈયાર નથી. દક્ષિણ આફ્રિકાનું રાજ્ય બ્રિટિશ રાષ્ટ્રસંઘ(કોમનવેલ્થ)નું તેમ જ સંયુક્ત રાષ્ટ્રસંઘ(યુનાઈટેડ નેશન્સ ઑર્ગેનીઝેશન)નું એક સભ્ય છે પણ આ બન્ને સંઘોની અવજ્ઞા કરીને તેણે પોતાની રંગભેદની નીતિનો જોરથી અમલ કરવા માંડ્યો છે. આ રંગભેદની નીતિ હિન્દીઓ તથા બીજા એશિયાવાસીઓ તેમ જ આફ્રિકનોને તેણે લાગુ પાડી છે. તેથી એ ત્રણે કોમો દક્ષિણ આફ્રિકાની ગોરી સરકારનો વિરોધ કરવામાં એકત્રિત થઈ છે. પણ આફ્રિકનો અને હિન્દીઓ તથા બીજા એશિયાવાસીઓ વચ્ચે પણ બહુ મેળ હોય તેવું નથી. હિન્દીઓ તથા બીજા એશિયાવાસીઓ પોતાના રોજબરોજના જીવનમાં આફ્રિકનોથી એટલા જ અળગા રહે છે જેટલા યુરોપીઅનો, હિન્દીઓ તથા બીજા એશિયાવાસીઓથી રહે છે.

આફ્રિકાનો પ્રશ્ન સમજવા માટે આપણે આફ્રિકાની ભૂગોળ થોડી સમજી લઈશું. આફ્રિકા આજે મુખ્ય ત્રણ વિભાગમાં વહેંચાએલું છે:

૧. ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપરનું ઉત્તર આફ્રિકા.

૨. આટલાંટિક મહાસાગરના કિનારા ઉપરનું પશ્ચિમ આફ્રિકા.

૩. હિન્દી મહાસાગરના કિનારા ઉપરનું દક્ષિણ અને પૂર્વ આફ્રિકા.

ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપરનું ઉત્તર આફ્રિકા બાકીના આફ્રિકાથી તદ્દન જુદું જ છે, કારણ એની અને બાકીના આફ્રિકાની વચ્ચે સહરાનું મોટું રણ પડેલું છે, એટલે તેનો પ્રશ્ન જુદો જ છે. પશ્ચિમ આફ્રિકામાં ઇંગ્લંડ, ફ્રાન્સ, સ્પેઈન, બેલ્જિયમ તથા પોર્ટુગીઝ સત્તાઓ છે. પણ એ બધો મુલક વિષુવવૃત્તની આસપાસ આવેલો હોઈ એટલો બધો ગરમ છે કે યુરોપીઅનોને ત્યાં વસવાટ કરવો અનુકૂળ આવે તેમ નથી. એટલે સાથે રહેવાને લીધે જે પ્રશ્નો ઊભા થાય છે એવા કશા પ્રશ્નો ત્યાં ઊભા થયા નથી. વધારે ગૂંચવણ ભરેલો સવાલ હિન્દી મહાસાગરને કિનારે આવેલા આફ્રિકાના દક્ષિણ અને પૂર્વ તરફના પ્રદેશોનો છે તેમાં દક્ષિણ આફ્રિકાના રાજ્ય ઉપરાંત રોડેશિયા, ટાંગાનૈકા, કેનિયા અને યુગાન્ડાના પ્રદેશો આવેલા છે. આ બધા પ્રદેશોમાં ઇંગ્લન્ડની સત્તા ચાલે છે, જો કે દક્ષિણ આફ્રિકાની સરકારે તેને પડકાર આપવા માંડ્યો છે. અહીં જુદી જુદી જાતિઓ ભેગી વસતી હોવાથી અટપટા પ્રશ્નો ઊભા થયા છે.

આખા આફ્રિકા ખંડની કુલ વસ્તી ૨૦ કરોડની ગણાય છે, તેમાં ગોરા લોકોની વસ્તી ૨૫ લાખથી વધારે નહીં હોય. હિન્દીઓની વસ્તી બધી મળીને પાંચ લાખ છે. આરબો અને બીજા એશિયાવાસીઓ થઈ ને કદાચ એટલા જ હશે. બાકીના બધા આફ્રિકનો છે. અહીં ઉત્તર આફ્રિકા, સુદાન તથા એબિસિનિયાના પ્રશ્નોનો અને તેની વસ્તીનો વિચાર કર્યો નથી. આપણે આફ્રિકાના જે પ્રદેશોનો વિચાર કર્યો છે તેમાં રાજકીય અને આર્થિક આધિપત્ય ગોરાઓનુ છે એ ધ્યાનમાં રાખવાનું છે.

છેલ્લાં લગભગ દોઢસો વર્ષ યુરોપીઅન લોકોએ એશિયામાં આધિપત્ય ભોગવ્યું. એશિયામાં જાગેલા રાષ્ટ્રીયતાના જુસ્સાને પરિણામે આજે યુરોપીઅનોને એશિયા છોડવું પડ્યું છે. આફ્રિકનોમાં પણ રાષ્ટ્રીય જાગૃતિ આવવા માંડી છે. પણ એશિયાની રાષ્ટ્રીય જાગૃતિ અને આફ્રિકનોની રાષ્ટ્રીય જાગૃતિમાં મોટો ફરક છે. એશિયાના દેશો પાસે યુરોપીઅન દેશો કરતાં પણ પુરાણો ધર્મ, પુરાણી સંસ્કૃતિ, પુરાણો ઇતિહાસ, પુરાણી જાહોજલાલી પડેલાં હતાં એટલે રાજકીય તાબેદારીમાં આવ્યા ત્યારે પણ નૈતિક દૃષ્ટિએ તેઓ પશ્ચિમના દેશોની બરાબરીના હતા. જ્યારે આફ્રિકામાં આફ્રિકનોની પોતાની સંસ્કૃતિ, પોતાનો ધર્મ અથવા પોતાની જાહોજલાલી જેવું કશું હતું જ નહીં અને નથી. ત્યાંનો સમાજ ટોળીસમાજની સ્થિતિમાં રહેતો હતો. તેમણે કશી ધાર્મિક કે આર્થિક પ્રગતિ સાધી ન હતી. આજે પણ મોટાભાગનો આફ્રિકન સમાજ તો એ જ સ્થિતિમાં છે. તેમનામાં જે રાષ્ટ્રીય જાગૃતિ આવી છે તે જે આફ્રિકનોએ યુરોપીય કેળવણી લઈ પોતાની ટોળીનાં બંધનો ફગાવી દઈ નવી ઢબે જીવન ગાળવા માંડ્યું તેમને લીધે છે. આફ્રિકાનું રાષ્ટ્રીય નેતૃત્વ તેમના હાથમાં છે. આવા આફ્રિકનોની સંખ્યા ઠીક ઠીક મોટી છે અને દિનપ્રતિદિન ઝપાટાબંધ વધતી જાય છે. તેઓ યુરોપીઅનોની તુમાખી સહન કરવા તૈયાર નથી. પોતાનું ભાવિ નિર્માણ કરવાનો પોતાને હક્ક છે અને તે માટે તેઓ સ્વતંત્ર હોવા જોઈએ એમ તેમને લાગે છે. આફ્રિકામાં વસેલા યુરોપીઅનો તેમને પોતાનાથી હલકા ગણે છે અને કાયમને માટે તેમને દબાયેલા રાખવા ઇચ્છે છે, તેની સામે તેમને ઉગ્ર રોષ છે અને તેને લીધે તેમનામાં કટુતાની લાગણી પણ આવી છે. આફ્રિકામાં વસેલા યુરોપીઅનોને એમ લાગે છે કે આપણે આપણું અળગાપણું અને આપણું ઉપરીપણું નહીં સાચવીએ તો આ કરોડો આફ્રિકનોની વચ્ચે આપણે મૂઠીભર હોઈ વટાઈ જઈશું અને આપણી સંસ્કૃતિ અને આપણી રહેણીકરણીનું ધોરણ આ આફ્રિકનો કરતાં ક્યાંય ઊંચું છે તે આપણે સાચવી શકીશું નહીં. આ ઘર્ષણમાંથી કોઈ પણ વખતે મોટો ભડકો ઊભો થવાનો ભય અસ્થાને નથી.

ઉપર જણાવેલા પુસ્તકના લેખકોએ આ તીવ્ર પ્રશ્નનો નીચે પ્રમાણે ઉકેલ સૂચવ્યો છે:

૧. ભિન્ન ભિન્ન જાતિઓએ, ભલે ભિન્ન ભિન્ન રંગની હોય છતાં, એક બીજા સાથે સમાનતાના નાતાથી રહેતાં શીખવું જ જોઈશે. જે અલ્પસંખ્યક લોકો આ પ્રમાણે રહેવા તૈયાર ન હોય તેમણે આફ્રિકા છોડી જવું જોઈએ. ઇંગ્લંડની સરકારે પોતાની નીતિ જાહેર કરવી જ જોઈશે કે પોતાના તાબાના મુલકોમાં યુરોપીઅનો કશા ખાસ હક્કો ભોગવી શકશે નહીં. ગોરા લોકો પોતાનું આધિપત્ય ટકાવી રાખવાની જે નિષેધાત્મક ઇચ્છા રાખે છે તેને સ્થાને આફ્રિકન

લોકોની સંમતિથી તેમના મિત્ર અને તેમને દોરવણી આપનાર બનવાની સક્રિય ઇચ્છા તેમણે સેવવી જોઈએ. યુરોપીઅનોની દોરવણી આફ્રિકનો તો જ સ્વીકારશે જો તેમની ખાતરી થશે કે યુરોપીઅનો પ્રામાણિક છે અને પોતાને મદદગાર તથા ઉપયોગી થઈ પડે એવા છે.

૨. જ્યાં સુધી કેળવણી લેવાની અને ઉન્નતિ સાધવાની સમાન તકો કોઈ પ્રજાને મળી શકે નહીં ત્યાં સુધી બીજી પ્રજા સાથે રાજકીય સમાનતાના નાતાથી એ રહી શકે નહીં. આજે કેળવણી અને રહેણીકરણીમાં આફ્રિકનો અને યુરોપીઅનો વચ્ચે એટલું આસમાનજમીનનું અંતર છે કે યુરોપીઅનો તેમની સાથે રાજકીય બાબતમાં સમાનતા સ્વીકારવાને તૈયાર થતા નથી. આ વસ્તુ બન્ને પ્રજાઓ માટે ખતરનાક છે. એટલે બ્રિટિશ નીતિનું મુખ્ય ધ્યેય એ હોવું જોઈએ કે આ અંતર જેમ બને તેમ ઓછું થાય. તે માટે યુરોપીઅનોએ પોતાનાં જીવનધોરણો કંઈક સાદાં કરવાની જરૂર છે અને આફ્રિકનોનાં જીવનધોરણ ઊંચાં લાવવાની જરૂર છે.

૩. આનો અર્થ એમ થયો કે યુરોપીઅનોની જરૂરિયાતો કરતાં આફ્રિકનોની જરૂરિયાતો ઉપર આફ્રિકાની ગોરી સરકારોએ વધારે ધ્યાન આપવું જોઈએ અને વધારે ખર્ચ કરવું જોઈએ. આજે તો એથી ઊલટું જ બને છે. યુરોપીઅનો માટે આફ્રિકાની ગોરી સરકારો વધારે ખર્ચ કરે છે. ગોરી સરકારોની નીતિની ફત્તેહનું માપ આફ્રિકનો અને યુરોપીઅનો વચ્ચે કેળવણી અને સામાજિક બાબતોમાં અંતર ઘટતું જાય તે ઉપર રહેશે. બે જાતિઓ વચ્ચે કેળવણીની બાબતમાં તેમ જ સામાજિક અને આર્થિક બાબતમાં અંતર ઘટતું જશે તેમ તેમ રંગભેદને લીધેના અંતરની માત્રા પણ ઘટતી જશે.

૪. ઉપરની વસ્તુને અમલી સ્વરૂપ આપવાને માટે બ્રિટિશ સરકારે સ્પષ્ટ કરવું જોઈએ કે :

(૧) કેળવણીની જે સંસ્થાઓમાં કોઈ પણ વિદ્યાર્થીને એની જાતિને કારણે દાખલ કરવાની મનાઈ હશે તેને કોઈ પણ જાતની સરકારી મદદ મળી શકશે નહીં.

(૨) કોઈ પણ ઇસ્પિતાલમાં કાળા ને ગોરા વચ્ચે ભેદ સાંખી લેવામાં આવશે નહીં.

(૩) તમામ સરકારી નોકરીઓ ખુલ્લી હરીફાઈથી બધી જાતિઓને માટે ખુલ્લી રહેશે.

(૪) હૉટેલો, વીશીઓ તથા જાહેર મનોરંજનનાં સ્થળોએ રંગભેદનો આગ્રહ રાખવો એ ગેરકાયદે ગણાશે.

(૫) જે ક્લબોમાં રંગભેદ પાળવામાં આવતો હશે ક્લબોમાં સરકારી અમલદાર સભ્ય થઈ શકશે નહીં.

યુરોપીઅન પ્રજાઓએ સોદોદસો વરસ સુધી આફ્રિકામાંથી ત્યાંના વતનીઓને પકડી અમેરિકામાં લઈ જઈ ગુલામો તરીકે વેચ્યા તેમાં અને કૉન્ગોના રબર પ્લેન્ટેશનોમાં બેલ્જિયનોએ આફ્રિકનો ઉપર અમાનુષી સિતમ ગુજાર્યાં તે વસ્તુ આફ્રિકનો ઝટ ભૂલી શકે એમ નથી. દક્ષિણ તથા પૂર્વ આફ્રિકાની સરકારોની આજની નીતિ પણ બ્રિટિશ પ્રજા માટે કલંક સમાન છે. તેને લીધે આફ્રિકનોમાં એ જાતના વિચારને પોષણ મળે છે કે અંગ્રેજ લોકો ઢોંગી છે. તેઓ કહે છે એક વસ્તુ અને કરે છે બીજી વસ્તુ.

બ્રિટિશ પ્રજા પોતાનો સ્વાર્થ સમજીને પણ, સંભવ કે આવી ઉદાર નીતિ અખત્યાર કરવા તૈયાર થાય. પણ દક્ષિણ આફ્રિકાનું રાજ્ય સ્વતંત્રતા ભોગવે છે અને તેથી તે ઇંગ્લાંડનું કહ્યું માને એમ દેખાતું નથી. આજે તેણે જે નીતિ અખત્યાર કરવા માંડી છે એ નીતિનું પરિણામ તો વહેલુંમોડું એ આવે કે આફ્રિકામાં ત્યાંના દેશીઓનો મોટો બળવો થશે અને આખા આફ્રિકા ખંડમાં ગોરા લોકોને ઊભવાનું સ્થાન ન રહે. જે પાંચ લાખ હિન્દીઓ દક્ષિણ આફ્રિકા તથા પૂર્વ આફ્રિકામાં વસે છે તેમણે પણ ચેતવા જેવું છે. તેઓ પાસે કશી રાજકીય સત્તા નથી એટલે અત્યારે જે વંટોળ જામે છે તે માટે તેઓ પૂરા જવાબદાર ન ગણાય પણ આફ્રિકનો સાથે આપણે બરાબર ભળતાહળતા નથી એ વસ્તુ આપણે માટે પણ ખતરનાક તો છે જ.

# તપોવન*

રવીન્દ્રનાથ ઠાકુર અનુ. નગીનદાસ પારેખ

એટલું આપણે કબૂલ કરવું પડશે કે પહેલું તપોવન મર્ત્યલોકનું છે અને બીજું અમૃતલોકનું છે. અર્થાત્ પહેલું જેવું હોય છે તેવું છે, બીજું જેવું હોવું જોઈએ તેવું છે. એ "જેવું હોવું જોઈએ"ની દિશામાં "જેવું હોય છે" જાય છે. એના તરફ જોઈને તે પોતામાં સુધારા કરે છે, પોતાને પૂર્ણ બનાવે છે.

માનસ લોકનું આ જે બીજું તપોવન છે, એમાં પણ પ્રકૃતિનો ત્યાગ કરીને માણસ સ્વતંત્ર થઈ શક્યો નથી. સ્વર્ગમાં જતી વખતે યુધિષ્ઠિર પોતાના કૂતરાને સાથે લઈ ગયા હતા. પ્રાચીન ભારતના કાવ્યમાં માણસ જ્યારે સ્વર્ગમાં પહોંચે છે ત્યારે પ્રકૃતિને સાથે લઈ જાય છે, જુદો પડી પોતે મોટો થઈ જતો નથી. મરીચિના તપોવનમાં માણસ જેમ તપસ્વી છે તેમ હેમકૂટ પણ તપસ્વી છે, સિંહ પણ ત્યાં હિંસા છોડી દે છે, ઝાડપાન પણ ત્યાં ઇચ્છાપૂર્વક માગનારની ખોટ પૂરી કરી આપે છે. માણસ એકલો નહિ, નિખિલ વિશ્વને સાથે લે ત્યારે તે સંપૂર્ણ બને છે, એટલા માટે કલ્યાણનો જ્યારે આવિર્ભાવ થાય છે ત્યારે બધાંની સાથેના સંબંધમાં જ તેનો આવિર્ભાવ થાય છે.

રામાયણમાં રામને વનવાસ મળ્યો. કેવળ રાક્ષસના ઉપદ્રવ સિવાય તે વનવાસમાં તેમને બીજું કશું દુઃખ જ નહોતું. તેઓ નદી પછી નદી, ડુંગર ઉપર ડુંગર વટાવી ગયાં, તેમણે પર્ણકુટિમાં વાસ કર્યો, ભોંય પર સૂઈને રાત વિતાવી, છતાં તેમને ક્લેશ લાગ્યો નહોતો. એ બધાં નદી-ગિરિઅરણ્યની સાથે તેમના હૃદયનો મેળ હતો. ત્યાં તેઓ પ્રવાસી પરદેશી નહોતાં.

બીજા દેશના કવિ રામ લક્ષ્મણ સીતાનું માહાત્મ્ય ઉજ્જ્વળરૂપે પ્રગટ કરવા માટે જ વનવાસના દુઃખને ખૂબ કઠોરરૂપે ચીતરત. પરંતુ વાલ્મીકિએ તેમ બિલકુલ કર્યું નથી — તેમણે વનના આનંદને જ વારંવાર પુનરુક્તિ દ્વારા ગાયા કર્યો છે.

રાજૈશ્વર્યે જેમના અંતઃકરણ ઉપર સત્તા જમાવી હોય છે તેમને માટે વિશ્વપ્રકૃતિ સાથેનું મિલન કદી પણ સ્વાભાવિક બની શકતું નથી. સમાજગત સંસ્કાર અને ચિરજન્મની કૃત્રિમ ટેવો ડગલે ને પગલે તેમને બાધારૂપ થઈ પડ્યા વગર રહેતી નથી. તે બધી બાધાઓમાં થઈને પ્રકૃતિને તેઓ કેવળ પ્રતિકૂળરૂપે જ જુએ છે.

આપણા રાજપુત્રો ઐશ્વર્યમાં ઊછરેલા હોય છે પણ ઐશ્વર્યની આસક્તિ તેમના અંતઃકરણ ઉપર કબજો મેળવી શકી નથી હોતી. ધર્મને ખાતર વનવાસ સ્વીકારવો એ જ એનું પહેલું પ્રમાણ છે. તેમનું ચિત્ત સ્વાધીન હતું, શાંત હતું, એટલા માટે જ તેમને અરણ્યમાં પ્રવાસદુઃખ ભોગવવું ન પડ્યું; એટલા માટે જ તરુલતા પશુપક્ષીએ તેમના હૃદયને કેવળ આનંદ જ આપ્યો છે. એ આનંદ પ્રભુત્વનો આનંદ નથી, ભોગનો આનંદ નથી, એ મિલનનો આનંદ છે. એ આનંદના પાયામાં તપસ્યા છે, આત્મસંયમ છે. એમાં જ ઉપનિષદનો પેલો સંદેશ રહેલો છે. तेन त्यक्तेन भुञ्जीथाः ।

કૌશલ્યાની રાજગૃહવધૂ સીતા વનમાં જાય છે :

**एकैकं पादपं गुल्मं लतां वा पुष्पशालिनीम् ।**
**अदृष्टरूपां पश्यन्ती रामं पप्रच्छ साबला ॥**
**रमणीयान् बहुविधान् पादपान् कुसुमोत्करान् ।**
**सीतावचनसंरब्ध आनयामास लक्ष्मणः ॥**
**विचित्रवालुकाजलां हंससारसनादिताम् ।**
**रेमे जनकराजस्य सुता प्रेक्ष्य तदा नदीम् ॥**

* ગયા અંકથી પૂરું.

જે બધાં તરુ, ગુલ્મ કે પુષ્પશાલિની લતા સીતાએ પહેલાં કદી જોયાં નહોતાં તેને વિશે તેઓ રામને પૂછવા લાગ્યાં. લક્ષ્મણ તેમના કહેવાથી તેમને પુષ્પમંજરીથી ભરેલાં જાત જાતનાં ઝાડ લાવી આપવા લાગ્યો. ત્યાં વિચિત્ર વાલુકા અને જલવાળી હંસસારસથી ગાજતી નદીને જોઈને જાનકીના મનને આનંદ થયો.

વનમાં ગયા પછી રામે જ્યારે પહેલવહેલો ચિત્રકૂટ પર્વત ઉપર મુકામ કર્યો ત્યારે :

**सुरम्यमासाद्य तु चित्रकूटम्**
**नदीं च तां माल्यवतीं सुतीर्थाम् ।**

**ननन्द हृष्टो मृगपक्षिजुष्टां**
**जहौ च दुःखं पुरविप्रवासात् ॥**

તે સુરમ્ય ચિત્રકૂટ, તે સુતીર્થા માલ્યવતી નદી, તે મૃગપક્ષીસેવિત વનભૂમિને પહોંચીને પુરવિપ્રવાસના દુઃખને ભૂલી જઈને હૃષ્ટ મને રામ આનંદ કરવા લાગ્યા.

**दीर्घकालोषितस्तस्मिन् गिरौ गिरिवनप्रियः –**

ગિરિવનપ્રિય રામ દીર્ઘકાલ સુધી તે ગિરિ ઉપર વાસ કર્યા પછી એક દિવસ સીતાને ચિત્રકૂટ શિખર બતાવીને કહે છે :

**न राज्यभ्रंशनं भद्रे न सुहृद्भिर्विनाभवः ।**
**मनो मे बाधते दृष्ट्वा रमणीयमिमं गिरिम् ॥**

આ રમણીય ગિરિને જોયા પછી રાજ્યભ્રષ્ટ થયો એવું પણ મને દુઃખ નથી, સુહૃદ મિત્રોથી દૂર રહેવું પડે છે એવું પણ મને દુઃખ નથી.

ત્યાંથી રામ જ્યારે દંડકારણ્ય ગયા ત્યારે ત્યાં ગગનમાં સૂર્યમંડળની પેઠે દુર્દર્શ પ્રદીપ્ત તાપસાશ્રમમંડળ જોવા પામ્યા. એ આશ્રમ शरण्यं सर्वभूतानाम् એ બ્રાહ્મી લક્ષ્મીથી ઘેરાયલો હતો. કુટિરો સુમાર્જિત હતી, આસપાસ કેટલાંય મૃગો અને કેટલાંય પક્ષીઓ હતાં

રામનો વનવાસ આ રીતે વીત્યો હતો — ક્યાંક રમણીય વનમાં તો ક્યાંક પવિત્ર તપોવનમાં.

રામ પ્રત્યે સીતાનો અને સીતા પ્રત્યે રામનો પ્રેમ તેઓ પરસ્પરમાંથી પ્રતિફલિત થઈને આસપાસનાં મૃગપક્ષીઓને વીંટી વળ્યો હતો. તેમના પ્રેમ દ્વારા તેઓ કેવળ પોતાની સાથે જ નહિ પણ વિશ્વલોક સાથે યોગયુક્ત થયાં હતાં. એટલા માટે સીતાહરણ પછી રામની વિરહવેદનામાં સમસ્ત અરણ્યે ભાગ પડાવ્યો હતો. સીતાની ખોટ કેવળ રામને પડી નહોતી — આખા અરણ્યને સીતાની ખોટ સાલતી હતી. કારણ રામસીતાના વનવાસ વખતે અરણ્યને એક નવી સંપત્તિ મળી હતી — એ સંપત્તિ તે માણસનો પ્રેમ. તે પ્રેમે તેનાં પલ્લવઘન શ્યામલતાને, તેની છાયાગંભીર ગહનતાના રહસ્યને એક ચેતનાના સંચારથી રોમાંચિત બનાવી દીધાં હતાં.

શેક્સ્પિયરનું 'એઝ યુ લાઈક ઇટ' નાટક એ વનવાસની કથા છે, 'ટેમ્પેસ્ટ'માં પણ એમ જ છે, 'મિડ-સમર નાઈટ્સ ડ્રીમ' પણ અરણ્યનું કાવ્ય છે. પરંતુ એ બધાં કાવ્યોમાં માણસનું પ્રભુત્વ અને વાસનાવેગની લીલા જ સર્વસ્વ છે — અરણ્ય સાથેનું સૌહાર્દ ત્યાં જોવા મળતું નથી. અરણ્યવાસની સાથે માનવના ચિત્તનું સામંજસ્ય સધાયું નથી. કાં તો તેના ઉપર વિજય મેળવવાનો અથવા તેનો ત્યાગ કરવાનો પ્રયત્ન સર્વદા જોવામાં આવે છે; કાં તો વિરોધ, કાં તો વિરાગ, કાં તો ઔદાસીન્ય. ત્યાં માણસની પ્રકૃતિએ વિશ્વપ્રકૃતિને હડસેલી કાઢીને સ્વતંત્ર થઈને પોતાનું ગૌરવ પ્રગટ કર્યું છે.

મિલ્ટનના 'પેરેડાઈઝ લૉસ્ટ' કાવ્યમાં આદિ માનવ દંપતીના સ્વર્ગારણ્યવાસનો વિષય જ એવો છે કે એમાં ખૂબ સ્વાભાવિક રીતે માણસની સાથે પ્રકૃતિનું મિલન પ્રેમના સંબંધથી વિરાટ અને મધુર થઈને પ્રગટ થઈ શકે. કવિએ પ્રકૃતિસૌંદર્યનું વર્ણન કર્યું છે, જીવજંતુઓ ત્યાં હિંસાનો ત્યાગ કરીને એકત્ર રહે છે એમ પણ કહ્યું છે, પરંતુ માણસની સાથે તેમનો કોઈ પ્રકારનો સાત્ત્વિક સંબંધ નથી. તેઓ માણસના ભોગને માટે વિશેષે કરીને સરજાયાં છે, માણસ તેઓનો પ્રભુ છે. એવો આભાસ ક્યાંય મળતો નથી કે આ આદિ દંપતી પ્રેમના પ્રાચુર્યથી તરુલતા અને પશુપક્ષીની સેવા કરે છે, ભાવના ને કલ્પનાને નદિગિરિઅરણ્યની સાથે નાનાવિધ લીલામાં સંમિલિત કરી દે છે. આ સ્વર્ગારણ્યના જે નિભૃત નિકુંજમાં માનવનાં પ્રથમ માતાપિતા વિશ્રામ કરતાં ત્યાં "Beast, bird, insect or worm durst enter none; such was their awe of man." અર્થાત્ પશુપક્ષી, કીટ, પતંગ કોઈ પ્રવેશ કરવાની હિંમત કરતું નહિ, માણસ પ્રત્યે એવો તેમનો એક પ્રકારનો સંભ્રમ હતો.

વિશ્વની સાથે માણસનો આ જે વિચ્છેદ, એના મૂળમાં એક એથી પણ ઊંડા વિચ્છેદની વાત રહેલી છે. એમાં — ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् — જગતમાં જે કાંઈ છે તે બધાંને ઈશ્વર દ્વારા આવૃત કરીને જોજો, એ સંદેશનો અભાવ છે. એ પાશ્ચાત્ય કાવ્યમાં ઈશ્વરની સૃષ્ટિ ઈશ્વરનું કીર્તન કરવા માટે જ છે; ઈશ્વર સ્વયં દૂર રહીને પોતાની આ વિશ્વરચના તરફથી વંદના સ્વીકારે છે.

માણસની સાથે પણ કેટલેક અંશે પ્રકૃતિનો એવો જ સંબંધ વ્યક્ત થયો છે, અર્થાત્ પ્રકૃતિ માણસની શ્રેષ્ઠતા જાહેર કરવા માટે જ છે.

ભારતવર્ષ પણ માણસની શ્રેષ્ઠતાનો ઇન્કાર કરે છે એમ નથી. પરંતુ પ્રભુત્વ મેળવવું, ભોગ કરવો એને જ તે શ્રેષ્ઠતાનું પ્રધાન લક્ષણ માનતો નથી. માણસની શ્રેષ્ઠતાનું પ્રધાન લક્ષણ જ એ છે કે માણસ સૌની સાથે મળી શકે છે! એ મિલન મૂઢતાનું મિલન નથી, એ મિલન ચિત્તનું મિલન છે, એટલે આનંદનું મિલન છે. એ આનંદની વાત જ આપણાં કાવ્યમાં વર્ણવેલી છે.

'ઉત્તરરામચરિત'માં રામ અને સીતાનો જે પ્રેમ, તેણે આનંદના પ્રાચુર્યવેગને કારણે આસપાસના જલસ્થલ અને આકાશમાં પ્રવેશ કર્યો છે. તેથી જ રામ બીજી વાર ગોદાવરીના ગિરિતટ જોઈને બોલી ઊઠ્યા હતા કે यत्र द्रुमा अपि मृगा अपि बन्धवो मे । તેથી જ સીતાના વિચ્છેદ સમયે તેઓએ તેમના પૂર્વનિવાસની ભૂમિ જોઈને દુઃખ વ્યક્ત કર્યું હતું કે મૈથિલીએ પોતાના કરકમલવિકીર્ણ જલનીવાર અને તૃણ વડે જે વૃક્ષ, પક્ષી અને હરણોને ઉછેર્યાં હતાં તેમને જોઈને મારું હૃદય પથ્થર પીગળી જાય તેમ પીગળી જાય છે.

મેઘદૂતમાં યક્ષનો વિરહ પોતાના દુઃખથી અળગો થઈને એકલો ખૂણામાં બેસીને વિલાપ કરતો નથી. વિરહદુઃખ જ એના ચિત્તને નવવર્ષાથી પ્રફુલ્લ થયેલી પૃથ્વીનાં નગનદી-અરણ્યનગરીમાં ફેલાવી દે છે. માણસની હૃદયવેદનાને કવિએ સંકુચિત કરીને બતાવી નથી, તેને વિરાટમાં વિસ્તારી છે; એટલા માટે જ પ્રભુશાપગ્રસ્ત એક યક્ષની દુઃખકથાએ ચિરકાલને માટે વર્ષાઋતુનું મર્મસ્થાન કબજે કરીને પ્રણયી હૃદયોની કલ્પનાને વિશ્વસંગીતના ધ્રુપદના સૂર સાથે આટલી સુંદર રીતે બાંધી દીધી છે.

ભારતવર્ષની આ જ વિશેષતા છે. તપસ્યાના ક્ષેત્રમાં પણ એ જ જોવામાં આવે છે, જ્યાં તેની હૃદયવૃત્તિની લીલા હોય છે ત્યાં પણ એ જ જોવા મળે છે.

માણસ બે રીતે પોતાના મહત્ત્વનો અનુભવ કરે છે— એક, સ્વાતંત્ર્યમાં અને એક મિલનમાં. એક ભોગ દ્વારા, બીજો યોગ દ્વારા. ભારતવર્ષે સ્વાભાવિકપણે જ પાછલો માર્ગ લીધો છે. એટલા માટે જ આપણે જોઈએ છીએ કે જે કોઈ સ્થાને પ્રકૃતિમાં કોઈ વિશેષ સૌંદર્ય કે મહિમાનો આવિર્ભાવ હોય છે ત્યાં ત્યાં ભારતવર્ષનું તીર્થસ્થાન હોય છે. માનવચિત્તની સાથે વિશ્વપ્રકૃતિનું મિલન જ્યાં સ્વાભાવિકપણે જ થઈ શકે છે તે સ્થાનને જ ભારતવર્ષે પવિત્ર તીર્થ તરીકે જાણ્યું છે. એ બધાં સ્થળોએ માણસની હાજતોની કોઈ સામગ્રી જ નથી, ત્યાં ખેતી પણ થાય એમ નથી હોતું, વાસ પણ થાય એમ નથી હોતું, ત્યાં વેપારની વસ્તુઓ મળતી નથી હોતી, ત્યાં રાજાની રાજધાની નથી હોતી,—કંઈ નહિ તોયે એ બધી વસ્તુઓ ત્યાં મુખ્ય નથી હોતી. ત્યાં વિશ્વપ્રકૃતિની સાથે માણસ પોતાનો યોગ અનુભવીને આત્માને સગર્વ અને બૃહત્ તરીકે જાણે છે. ત્યાં પ્રકૃતિને પોતાની હાજતો પૂરી પાડવાના ક્ષેત્ર તરીકે માણસ જાણતો નથી, તેને આત્માનુભવ સાધવાના ક્ષેત્ર તરીકે જ માણસ જાણે છે, એથી જ તે પુણ્યસ્થાન કહેવાય છે.

ભારતવર્ષનો હિમાલય પવિત્ર ગણાય છે, ભારતવર્ષનો વિંધ્યાચલ પવિત્ર મનાય છે, ભારતવર્ષની જે નદીઓ લોકાલયોને અક્ષયધારાએ સ્તન્યદાન કરતી આવી છે તે બધી જ પુણ્યસલિલા ગણાય છે. હરિદ્વાર પવિત્ર, હૃષીકેશ પવિત્ર, કેદારનાથ બદરિકાશ્રમ પવિત્ર, કૈલાસ પવિત્ર, માનસ-સરોવર પવિત્ર, ગંગામાં જમનાનું મિલન પવિત્ર, સમુદ્રમાં ગંગાનું અવસાન પવિત્ર. જે વિરાટ પ્રકૃતિ દ્વારા મનુષ્ય ચારે બાજુએ ઘેરાયેલો છે, જેનો પ્રકાશ આવીને એની આંખને સાર્થક બનાવે છે, જેની ગરમી એના સર્વાંગમાં પ્રાણને ધબકતો કરી મૂકે છે, જેના જલથી એનો અભિષેક થાય છે, જેના અન્નથી એનું જીવન ટકેલું છે, જેના અભ્રભેદી રહસ્ય-નિકેતનનાં અનેક દ્વારોમાં થઈને અનેક દૂતો બહાર આવી શબ્દથી, ગંધથી, વર્ણથી અને ભાવથી માણસના ચૈતન્યને સદા જાગ્રત કરી રાખ્યું છે, તે પ્રકૃતિમાં ભારતવર્ષે પોતાની ભક્તિવૃત્તિને સર્વત્ર ઓતપ્રોત કરીને ફેલાવી દીધી છે. જગતને

ભારતવર્ષે પૂજા દ્વારા ગ્રહણ કર્યું છે, તેને કેવળ ઉપભોગ દ્વારા હલકું પાડ્યું નથી, તેને ઔદાસીન્ય દ્વારા પોતાના કર્મક્ષેત્રની બહાર દૂર ખસેડી મૂકયું નથી; એ વિશ્વપ્રકૃતિની સાથે પવિત્ર સંબંધ દ્વારા જ ભારતવર્ષે પોતાને બૃહત્ રીતે —સત્ય રીતે જાણ્યો છે, એ વાત જ ભારતવર્ષનાં તીર્થસ્થાનો ઘોષણા કરીને કહે છે.

વિદ્યા મેળવવાનો આધાર કેવળ વિદ્યાલય ઉપર જ નથી હોતો. મુખ્યત્વે કરીને વિદ્યાર્થી ઉપર જ હોય છે. ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાલયમાં જાય છે, એટલું જ નહિ ઉપાધિ પણ મેળવે છે, તેમ છતાં વિદ્યા પામતા નથી. તે જ પ્રમાણે તીર્થ કરવા તો ઘણા જાય છે, પરંતુ તીર્થનું સાચું ફલ બધા મેળવી શકતા નથી. જેઓ જોવાની વસ્તુને જુએ નહિ, મેળવવાની વસ્તુ લે નહિ, તેમની વિદ્યા આખર સુધી પોથીમાં જ રહે છે અને ધર્મ બાહ્ય આચારમાં પુરાઈ રહે છે. તેઓ તીર્થમાં જાય છે ખરા, પણ જવાને જ તેઓ પુણ્ય માને છે, પામવાને નહિ. તેઓ અમુક જલ અથવા અમુક માટીમાં કોઈ વિશેષ ગુણ રહેલો છે એમ માને છે, એથી માણસનું લક્ષ્ય ભ્રષ્ટ થાય છે, જે ચિત્તની સામગ્રી છે તેને વસ્તુમાં હાંકી કાઢી તેનો નાશ કરે છે. આપણા દેશમાં સાધનામાર્જિત ચિત્તશક્તિ જેમ જેમ મલિન થતી ગઈ તેમ તેમ આ નિરર્થક બાહ્યિકતા વધતી ગઈ, એ વાત કબૂલ કરવી જ પડશે. પરંતુ આપણી એ દુર્ગતિના દિવસોના જડત્વને જ હું કદી ભારતવર્ષની ચિરંતન માન્યતા તરીકે સ્વીકારી શકચો નથી.

કોઈ એક વિશેષ નદીના પાણીમાં સ્નાન કરવાથી પોતાની અથવા ત્રણ કરોડ પૂર્વજોની પારલૌકિક સદ્દગતિ થવાની સંભાવના છે એ માન્યતાને હું પાયાદાર તરીકે માની લેવાને તૈયાર નથી અને એ માન્યતાને હું મોટી વસ્તુ માનીને માન આપતો નથી. પરંતુ અવગાહન સ્નાન વખતે નદીના જલને જે માણસ યથાર્થ ભક્તિપૂર્વક સર્વાંગે અને સમગ્ર મનમાં ગ્રહણ કરી શકે તેને હું ભક્તિપાત્ર જ સમજું છું. કારણ, નદીના જલને સામાન્ય પ્રવાહી પદાર્થ તરીકે સામાન્ય માણસો ગણી કાઢે છે અને તેના પ્રત્યે એક જાતની તામસિક અવજ્ઞા સેવે છે, તે જડ સંસ્કારને એ માણસ સાત્ત્વિકતા દ્વારા અર્થાત્ ચૈતન્યમયતા દ્વારા વટાવી ગયો છે — એટલા માટે નદીના જલ સાથે તેનો કેવળ શારીરિક વ્યવહારનો બાહ્ય સંપર્ક જ થયો નથી, પણ તેની સાથે તેના ચિત્તનો યોગ સધાયો છે. એ નદીની મારફતે પરમ ચૈતન્યે તેની ચેતનાને એક રીતે સ્પર્શ કર્યો છે. તે સ્પર્શ દ્વારા સ્નાનનું જલ કેવળ તેના દેહની મલિનતાને જ નહિ, તેના ચિત્તના પણ મોહપ્રલેપને સાફ કરી દે છે.

અગ્નિ, જલ, માટી, અન્ન વગેરે **સામગ્રીનું** અનં... રહસ્ય રખેને અતિ પરિચયને કારણે આપણી આગળ ... દમ ઝાંખું થઈ જાય એટલા માટે દરરોજ નાનાવિધ કર્મો... અને નાનાવિધ અનુષ્ઠાનોમાં તેમના પવિત્રતા આપણને ... કરાવવાનો વિધિ છે. જે માણસ ચેતનપણે તેનું સ્મરણ ... શકે છે, તેમની સાથેના સંબંધમાં ભૂમા સાથેનો આપ... સંબંધ રહેલો છે એ વાત જેની સમજશક્તિ સ્વીકારી ... છે, તે માણસે એક બહુ મોટી સિદ્ધિ મેળવી છે. સ્નાન... જલને, આહારના અન્નને શ્રદ્ધાની નજરે જોવાનું ... શિક્ષણ છે તે મૂઢભાવનું શિક્ષણ નથી, એનાથી જડ... પોષણ મળતું નથી; કારણ, એ બધી અતિપરિચિત સામ... ને તુચ્છકારી કાઢવી એમાં જ જડતા છે, એ વસ્તુ... પ્રત્યે પણ ચિત્તનું ઉદ્બોધન થાય એ તો કેવળ ચૈતન્યનો વિ... વિકાસ થયો હોય તો જ સંભવે. બેશક, જે વ્યક્તિ મૂઢ છે... સત્યને ગ્રહણ કરવામાં જેની પ્રકૃતિમાં સ્થૂલ બાધા છે, ... બધી જ સાધનાને વિકૃત બનાવી દે છે અને લક્ષ્યને ... હમેશાં ખોટી જગ્યાએ સ્થાપન કરતી હોય છે, એ કહેવા... કંઈ જરૂર નથી.

કરોડો માણસોએ–લગભગ એક આખી પ્રજાએ મત... માંસનો આહાર બિલકુલ છોડી દીધો છે–એનો જોટો દુનિયા... ક્યાંય મળે એમ નથી. માણસોમાં એવી પ્રજા જોવા... આવતી નથી જે માંસ ન ખાતી હોય.

ભારતવર્ષે જે આ માંસાહારનો ત્યાગ કર્યો છે તે કોઈ... વ્રત પાળવા માટે નહિ, પોતાના શરીરને પીડીને ... શાસ્ત્રમાં કહેલું પુણ્ય મેળવવા માટે નહિ. તેનો એકમ... ઉદ્દેશ જીવો પ્રત્યેની હિંસાનો ત્યાગ કરવાનો છે.

એ હિંસાનો ત્યાગ ન કરવામાં આવે તો જીવની સા... જીવના સંબંધનું સામંજસ્ય નાશ પામે. પ્રાણીઓને ... આપણે મારી નાખવાની–પેટ ભરવાની વસ્તુ તરીકે જોઈ... તો તો કદી તેને સત્યરૂપે જોઈ ન શકીએ. તો તો પ્રાણ... એટલા બધા તુચ્છ ગણવાને આપણે ટેવાઈ જઈએ કે ... આહારને માટે જ નહિ, પણ ખાલી પ્રાણીહત્યા કરવી ...

આપણી પ્રકૃતિનું અંગ બની જાય, અને નિર્દારુણ, અહૈતુકી હિંસાને માણસ જલ, સ્થલ, આકાશ, ગુફા હદ્દર અને દેશ-વિદેશમાં ફેલાવતો રહે.

આ યોગભ્રષ્ટતા, આ લાગણીની જડતામાંથી માણસને ઉગારી લેવાનો ભારતવર્ષે પ્રયત્ન કર્યો છે.

માણસનું જ્ઞાન જંગલી દશામાંથી ઘણે દૂર સુધી આગળ વધ્યું છે તેનું એક મુખ્ય લક્ષણ શું? તો કે, માણસ વિજ્ઞાનની મદદથી જગતમાં સર્વત્ર નિયમ જોઈ શકે છે તે. જ્યાં સુધી તે નિયમ નહોતો જોઈ શકતો ત્યાં સુધી તેનું જ્ઞાન પૂરેપૂરું સાર્થક નહોતું થયું. ત્યાં સુધી તે વિશ્વ-ચરાચરમાં વિચ્છિન્ન ભાવે વાસ કરતો હતો—તેને લાગતું હતું કે જ્ઞાનનો નિયમ માત્ર તેના પોતામાં જ મર્યાદિત છે અને આ વિરાટ વિશ્વવ્યાપારમાં નિયમ નથી. એટલા માટે જ્ઞાનને કારણે જ જાણે તે જગતમાં બહિષ્કૃત જેવો થઈ ગયો હતો. પરંતુ આજે તેનું જ્ઞાન અણુથી માંડીને અણુતમ અને બૃહતથી માંડીને બૃહત્તમ સુધીના સઘળા પદાર્થો સાથે પોતાના સંબંધ સ્થાપવાને પ્રવૃત્ત થયું છે. આ જ વિજ્ઞાનની સાધના છે.

ભારતવર્ષે જે સાધનાને સ્વીકારેલી છે તે તો વિશ્વબ્રહ્માંડ સાથે ચિત્તનો યોગ, આત્માનો યોગ, અર્થાત્ સંપૂર્ણ યોગ સાધવાની છે. કેવળ જ્ઞાનનો યોગ નહિ, લાગણીનો યોગ.

ગીતામાં કહ્યું છે :

**इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः।**
**मनसस्तु परा बुद्धिर्योबुद्धेः परतस्तु सः॥**

ઇન્દ્રિયોને શ્રેષ્ઠ કહેવામાં આવે છે, પરંતુ ઇન્દ્રિય કરતાં મન શ્રેષ્ઠ છે, અને મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે, અને બુદ્ધિ કરતાં પણ જે શ્રેષ્ઠ છે તે તે છે.

ઇન્દ્રિયો શ્રેષ્ઠ શા માટે છે? તો કે ઇન્દ્રિયો દ્વારા વિશ્વની સાથે આપણો યોગ સધાય છે. પરંતુ તે યોગ આંશિક હોય છે. ઇન્દ્રિય કરતાં મન શ્રેષ્ઠ છે, કારણ, મન દ્વારા જે જ્ઞાનમય યોગ સધાય છે તે વધારે વ્યાપક હોય છે. પરંતુ જ્ઞાનમય યોગથી પણ વિચ્છેદ પૂરેપૂરો દૂર થતો નથી. મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે કારણ, સમજણ દ્વારા જે ચૈતન્યમય યોગ સધાય છે તે એકદમ પરિપૂર્ણ હોય છે. તે યોગ દ્વારા જ આપણે સમસ્ત જગતની અંદર તેમનો જ અનુભવ કરીએ છીએ, જેઓ સૌથી શ્રેષ્ઠ છે.

આ સૌથી શ્રેષ્ઠને સૌમાં જ સમજ દ્વારા અનુભવવા એ ભારતવર્ષની સાધના છે.

એટલે જો આપણે એમ માનીએ કે ભારતવર્ષની આ સાધનાની દીક્ષા આપવી એ જ ભારતવાસીના શિક્ષણનું પ્રધાન લક્ષણ હોવું જોઈએ તો એટલું ચોક્કસ સમજી લેવું જોઈશે કે કેવળ ઇન્દ્રિયનું શિક્ષણ નહિ, કેવળ જ્ઞાનનું શિક્ષણ નહિ, પણ સમજણના શિક્ષણને આપણાં વિદ્યાલયોમાં પ્રધાન સ્થાન આપવું જોઈશે. અર્થાત્ કેવળ કારખાનાની દક્ષતાની કેળવણી નહિ, શાળાકૉલેજોની પરીક્ષામાં પાસ થવાનું નહિ, પણ આપણું સાચું શિક્ષણ તપોવનમાં છે; પ્રકૃતિની સાથે હળીમળી જઈ ને, તપસ્યા દ્વારા પવિત્ર થઈ ને.

આપણી શાળાકૉલેજોમાં પણ તપસ્યા છે. પણ તે મનની તપસ્યા છે, જ્ઞાનની તપસ્યા છે. સમજણની તપસ્યા નથી.

જ્ઞાનની તપસ્યામાં મનને બાધામુક્ત કરવું પડે છે. જે પૂર્વસંસ્કારો આપણાં મનની ધારણાને એકતરફી બનાવી મૂકે છે તેમને ધીમે ધીમે સાફ કરી નાખવા પડે છે. જે પાસે હોવાને કારણે મોટું અને દૂર હોવાને કારણે નાનું, જે બહાર હોવાને કારણે જ પ્રત્યક્ષ અને અંદર હોવાને કારણે જ પ્રચ્છન્ન, જે વિચ્છિન્ન કરીને જોવાને કારણે જ નિરર્થક અને સંયુક્ત કરીને જોતાં જ સાર્થક લાગે તેને તેનું યાથાર્થ્ય સાચવીને જોતાં શીખવવું પડે છે.

સમજણની તપસ્યામાં જે બાધા હોય છે તે ષડ્રિપુની બાધા હોય છે. કુદરતી વાસનાવેગ અસંયત બની જતાં ચિત્તનું સામ્ય રહેતું નથી. એટલે બોધ (સમજ) વિકૃત બની જાય છે. કામનાની વસ્તુ આપણને શ્રેય લાગે છે, પણ તે વસ્તુ શ્રેય છે માટે નહિ, પણ આપણી કામનાની વસ્તુ છે માટે એમ લાગે છે; લોભની વસ્તુ આપણને મોટી લાગે છે, તે તે વસ્તુ સાચેસાચ મોટી હોય છે તેથી નહીં પણ આપણામાં લોભ હોય છે તેથી.

એટલા માટે બ્રહ્મચર્યના સંયમ દ્વારા બોધ (સમજ) શક્તિને બાધામુક્ત કરવાનું શિક્ષણ આપવાની જરૂર રહે છે. ભોગવિલાસના આકર્ષણમાંથી આપણી ટેવને મુક્ત કરવી પડે છે, જે બધી સામયિક ઉત્તેજના માણસોનાં ચિત્તને ક્ષુબ્ધ અને વિચારબુદ્ધિને સામંજસ્યભ્રષ્ટ કરી નાખે છે, તેના આઘાતમાંથી બચાવીને બુદ્ધિને સરળ રીતે વધવા દેવી પડે છે.

જ્યાં સાધના ચાલતી હોય છે, જ્યાં જીવનયાત્રા સરળ અને નિર્મળ છે, જ્યાં સામાજિક સંસ્કારોની સંકુચિતતા નથી હોતી, જ્યાં વ્યક્તિગત અને જાતિગત વિરુદ્ધબુદ્ધિનું દમન કરવાનો પ્રયત્ન હોય છે, ત્યાં જ ભારતવર્ષ જેને વિશેષભાવે વિદ્યા કહે છે તે મેળવવાનું સ્થાન હોય છે.

હું જાણું છું કે ઘણા આ સાંભળીને બોલી ઊઠશે કે આ તો એક ભાવુકતાનો ઊભરો છે, વહેવારજ્ઞાન વગરનાની દુરાશામાત્ર છે. પણ હું એ વાત કેમે કરી સ્વીકારી શકું એમ નથી. જે કોઈ સત્ય અસાધ્ય હોય તે સત્ય જ નથી. અવશ્ય, જે સૌથી વધુ શ્રેય હોય તે જ સૌથી વધુ સહેલું હોય, એમ નથી હોતું, અને એટલા માટે જ તેની સાધનાની જરૂર પડે છે. મૂળ વાત એ છે કે સત્ય ઉપર શ્રદ્ધા મૂકવી એ જ પહેલાં મુશ્કેલ હોય છે. નાણાંની જરૂર છે એવો વિશ્વાસ જ્યારે મનમાં પાકો થાય છે ત્યારે આપણે એવો વાંધો ઉઠાવતા નથી કે નાણાં કમાવાં મુશ્કેલ છે. તે જ પ્રમાણે ભારતવર્ષે જ્યારે વિદ્યા ઉપર જ નિશ્ચયપૂર્વક શ્રદ્ધા મૂકી હતી ત્યારે તે વિદ્યા મેળવવા માટેની સાધનાને અસાધ્ય કહીને હસીને ઉડાવી દીધી નહોતી. ત્યારે તપસ્યા આપોઆપ સત્ય બની ગઈ હતી.

એટલે પહેલાં તો દેશના આ સત્ય પ્રત્યે દેશના લોકોને શ્રદ્ધા જન્મે તો દુર્ગમ બાધાઓમાં થઈને પણ તેનો માર્ગ આપોઆપ તૈયાર થઈ જશે.

વર્તમાનકાળમાં અત્યારે જ એવી તપસ્યાનું સ્થાન છે. એવાં વિદ્યાલયો ઘણાં થશે એવી આશા હું રાખતો નથી. પરંતુ આપણે જ્યારે વિશેષભાવે રાષ્ટ્રીય વિદ્યાલય સ્થાપવા માટે અત્યારે જાગ્યા છીએ ત્યારે ભારતવર્ષનાં વિદ્યાલય જેવાં હોવાં જોઈએ તેનો ઓછામાં ઓછો એક નમૂનો દેશની નાનાવિધ ચળવળો, જાતજાતની પરસ્પર વિરોધી પ્રવૃત્તિઓથી ઊંચે ખડો થાય એ જરૂરનું છે.

નેશનલ કેળવણી શબ્દથી યુરોપ જે અર્થ સમજે છે તે જ આપણે પણ સમજીશું તો તે ભારે ગેરસમજ થઈ પડશે. આપણા દેશમાં કેટલાક વિશેષ સંસ્કાર, આપણી પ્રજાના કેટલાક લોકાચાર, એ બધાથી સીમાબદ્ધ કરીને આપણા રાષ્ટ્રીય અભિમાનને અતિ ઉગ્ર બનાવી દેવાના ઉપાયને હું કદી નેશનલ શિક્ષણ ગણી શકું એમ નથી. રાષ્ટ્રીયતાની આપણે પરમ પદાર્થ તરીકે પૂજા કરતા નથી એ જ આપણી રાષ્ટ્રીયતા છે-भूमैव सुखं, नाल्पे सुखमस्ति, भूमात्वेव विजि[ज्ञासि]तव्यः, એ જ આપણી રાષ્ટ્રીયતાનો મંત્ર છે.

પ્રાચીન ભારતના તપોવનમાં જે મહાસાધનાનું મહા[વૃક્ષ] એક દિવસ માથું ઊંચું કરીને ઊગી નીકળ્યું હતું અ[ને] સર્વત્ર પોતાની શાખાપ્રશાખા ફેલાવી દઈને સમાજ[ના] ભિન્ન ભિન્ન દિશાઓમાં જેણે પોતાનો અધિકાર જમાવ[્યો] હતો, તે જ આપણી નેશનલ સાધના હતી. એ સાધના [હતી] યોગસાધના. યોગસાધના એ કંઈ કોઈ પણ પ્રકારની ઉ[ગ્ર] શારીરિક કે માનસિક વ્યાયામની સાધના નથી. યોગસાધ[ના] એટલે તો સમસ્ત જીવનને એવી રીતે ચલાવવું કે જે[થી] સ્વાતંત્ર્ય દ્વારા વિક્રમશાળી બની જવું એ જ આપણું લ[ક્ષ્ય] ન બની જાય, પણ મિલન દ્વારા પરિપૂર્ણ બનવાને [જ] આપણે ચરમ પરિણામ માનીએ, ઐશ્વર્યનો સંચય કરવ[ો] નહિ, પણ આત્માને સત્યમાં અનુભવવો એને જ આ[પણી] સફળતા તરીકે સ્વીકારીએ.

બહુ પ્રાચીન કાળમાં એક સમયે અરણ્યસંકુલ ભાર[ત]વર્ષમાં આપણા આર્ય પિતામહોએ પ્રવેશ કર્યો હતે[ો]. આધુનિક ઇતિહાસમાં યુરોપવાસીએ બરાબર તે જ પ્રમા[ણે] નવા શોધાયેલા મહાખંડના મહાઅરણ્યમાં રસ્તો પાડ્યો [છે]. તેવાઓમાંના સાહસિકોએ અગ્રગામી થઈને અપરિચિત ભૂ[મિ]ખંડોને પાછળ આવનારાઓ માટે અનુકૂળ બનાવી દીધા [છે]. આપણા દેશમાં પણ અગસ્ત્ય વગેરે ઋષિઓ અગ્રગા[મી] હતા. તેઓએ અપરિચિત દુર્ગમતાની બાધાને વટાવી જઈ[ને] ગહન અરણ્યને વસવા યોગ્ય બનાવ્યાં હતાં. પહેલાંના [મૂળ] વતનીઓ સાથે જીવ સટોસટનાં યુદ્ધો તે સમયે જેમ [થયાં] હતાં તેમ આજે પણ થયાં છે. પરંતુ એ બે ઇતિહાસ[ના] પ્રવાહો જોકે બરાબર એક જ જાતની પરિસ્થિતિમાં થઈ[ને] વહ્યા છે, છતાં એક જ સમુદ્રમાં જઈને મળ્યા નથી.

અમેરિકાના અરણ્યમાં જે તપસ્યા થઈ છે તેના પ્રભા[વ]થી વનમાંથી મોટાં મોટાં શહેરો ઇન્દ્રજાળની પેઠે ખડાં થ[યાં] છે. ભારતવર્ષમાં પણ એ રીતે શહેરો થયાં નહોતાં એમ નહિ. પણ ભારતવર્ષે એની સાથોસાથ અરણ્યને પણ સ્વીકા[રી] લીધું હતું. અરણ્ય ભારતવર્ષ દ્વારા લોપ નહોતાં પામ્યાં. ભારતવર્ષ દ્વારા સાર્થક થયાં હતાં, જે જંગલી લોકોનાં વાસ[-]સ્થાન હતાં તે જ ઋષિઓનાં તપોવન બની ગયાં હતાં. અમેરિકામાં જે અરણ્ય બચેલાં છે તે આજે અમેરિકા[...]

જરૂરિયાતો પૂરી પાડવાની સામગ્રી રૂપ બનેલાં છે, ક્યાંક વળી ભોગની વસ્તુ પણ બનેલાં છે, પણ યોગના આશ્રમ તો નથી જ. ભૂમાની ઉપલબ્ધિ દ્વારા એ અરણ્યો પુણ્યસ્થાન બન્યાં નથી. માણસની શ્રેષ્ઠતર, અંતરતર પ્રકૃતિની સાથે એ અરણ્ય પ્રકૃતિનું પવિત્ર મિલન સધાયું નથી. અરણ્યને નવા અમેરિકાએ પોતાની મોટી વસ્તુ કોઈ જ આપી નથી, અરણ્યે પણ તેને પોતાના મહાન પરિચયથી વંચિત રાખ્યું છે. નૂતન અમેરિકાએ જેમ પોતાના જૂના વતનીઓનો લગભગ ઉચ્છેદ કરી નાખ્યો છે, પોતાની ભેગા ભેળવી દીધા નથી, તે જ પ્રમાણે અરણ્યોને પોતાની સભ્યતાની બહાર ફેંકી દીધાં છે, તેની સાથે ભેળવી નથી દીધાં. નગર-નગરી જ અમેરિકાની સભ્યતાનાં ઉત્તમ નિદર્શન છે—એ નગરો સ્થાપીને માણસે પોતાના સ્વાતંત્ર્યના પ્રતાપને અભ્રભેદી રૂપે પ્રગટ કર્યો છે. અને તપોવનો એ જ ભારતવર્ષના સભ્યતાનાં પરમ નિદર્શન હતાં, એ વનની અંદર માણસે નિખિલ પ્રકૃતિની સાથે આત્માના મિલનનો જ શાંત સમાહિત ભાવે અનુભવ કર્યો છે.

કોઈ એવું ન માને કે ભારતવર્ષની આ સાધનાનો જ હું એકમાત્ર સાધના તરીકે પ્રચાર કરવા માગું છું. બલકે હું તો વિશેષે કરીને એ જ કહેવા માગું છું કે માણસોમાં વૈચિત્ર્યનો કંઈ પાર નથી. તે તાડના ઝાડની પેઠે એક જ સીધી રેખામાં આકાશ તરફ ચડતો નથી, તે વડની પેઠે અસંખ્ય ડાળ પાંદડાં દ્વારા પોતાને ચારે દિશામાં વિસ્તારી દે છે. તેની જે શાખા જે દિશામાં સહેજે જઈ શકે તેને તે દિશામાં જ સંપૂર્ણપણે જવા દેવામાં આવે તો જ આવું ઝાડ પરિપૂર્ણતા પામી શકે, એટલે બધી શાખાઓનું જ એમાં મંગળ છે.

માણસનો ઇતિહાસ જીવધર્મી છે. તે ગૂઢ પ્રાણશક્તિથી વધી આવે છે. તે લોઢાપિત્તળની પેઠે ઢાળામાં ઢાળવાની વસ્તુ નથી. બજારમાં કોઈ અમુક સભ્યતાનું મૂલ્ય અમુક સમયે વધી ગયું એટલા ખાતર આખી માનવજાતિને એક જ કારખાનામાં ઢાળીને ફેશનપરસ્ત મૂઢ ઘરાકોને ખુશ કરવાની આશા બિલકુલ વૃથા છે.

નાના પગ આભિજાત્ય અથવા સૌંદર્યનું લક્ષણ છે, એમ માનીને કૃત્રિમ ઉપાયે પગને સંકુચિત કરવાથી ચીનની સ્ત્રીને નાના પગ મળ્યા નથી, વિકૃત પગ મળ્યા છે. ભારતવર્ષ પણ એકાએક બળજબરીથી પોતાને યુરોપીય આદર્શને અનુરૂપ કરવા જતાં સાચું યુરોપ બની શકવાનો નથી, વિકૃત ભારતવર્ષ બનશે એટલું જ.

એટલું આપણે દૃઢપણે યાદ રાખવું પડશે કે એક જાતિની સાથે બીજી જાતિનો અનુકરણ અનુસરણનો સંબંધ નથી, આદાનપ્રદાનનો સંબંધ છે. મારે જે વસ્તુની ખોટ ન હોય તે જ વસ્તુ તમારી પાસે પણ હોય તો તમારી સાથે હું અદલોબદલો કરી ન શકું, તો પછી તમારું બરોબરિયા તરીકે મારે કામ ન રહે. ભારતવર્ષ જો સાચું ભારતવર્ષ ન બને તો પારકાના બજારમાં વૈતરું કર્યા સિવાય પૃથ્વીમાં તેને માટે બીજું કંઈ કામ જ રહેશે નહિ. તો પછી તેનો પોતાને વિશેનો સંમાનભાવ ચાલ્યો જશે અને તેના પોતાની અંદર તેને આનંદ પણ રહેશે નહિ.

એટલે આજે આપણે ધ્યાનપૂર્વક વિચાર કરવો પડશે કે જે સત્યથી ભારતવર્ષ પોતાને આપોઆપ નિશ્ચિતભાવે મેળવી શકે તે સત્ય કયું છે? તે સત્ય પ્રધાનતયા વણિગ્વૃત્તિ નથી, સ્વારાજ્ય નથી, સ્વાદેશિકતા નથી; તે સત્ય વિશ્વ-જાગતિકતા છે. એ સત્યની ભારતવર્ષનાં તપોવનમાં સાધના થઈ છે, ઉપનિષદમાં એનો ઉચ્ચાર કરવામાં આવ્યો છે, ગીતામાં એની વ્યાખ્યા કરવામાં આવી છે. બુદ્ધદેવે એ સત્યને પૃથ્વીમાં સર્વ માનવોના નિત્યના વહેવારમાં સફળ બનાવવા માટે તપસ્યા કરી છે અને કાલક્રમે નાનાવિધ દુર્દશા અને વિકૃતિમાં પણ કબીર, નાનક વગેરે ભારતવર્ષના પાછલા મહાપુરુષો એ સત્યનો જ પ્રચાર કરી ગયા છે. ભારતવર્ષનું સત્ય એટલે જ્ઞાનમાં અદ્વૈત તત્ત્વ, ભાવમાં વિશ્વમૈત્રી અને કર્મમાં યોગસાધના. ભારતના અંતરમાં જે ઉદાર તપસ્યા ગભીરભાવે સંચિત થયેલી છે, તે જ તપસ્યા આજે હિંદુ, મુસલમાન, બૌદ્ધ અને અંગ્રેજને પોતામાં એકાકાર કરી લેવા માટે પ્રતીક્ષા કરી રહી છે; દાસભાવે નહિ, જડભાવે નહિ, સાત્ત્વિકભાવે, સાધકભાવે. જ્યાં સુધી એ ન બને ત્યાં સુધી આપણને વારંવાર વ્યર્થતા મળ્યા કરશે. બ્રહ્મચર્ય, બ્રહ્મજ્ઞાન, સર્વ જીવો પ્રત્યે દયા, સર્વભૂતોમાં આત્માનુભવ એ વસ્તુ એક સમયે આ ભારતવર્ષમાં કેવળ કાવ્યકથા અથવા કેવળ મતવાદરૂપે નહોતી; પ્રત્યેકના જીવનની અંદર એને સત્ય બનાવવાની આજ્ઞા હતી; તે આજ્ઞા જો આજે આપણે ભૂલી ન જઈએ, આપણા સમગ્ર શિક્ષણને એ

આજ્ઞા અનુસાર ચલાવીએ, તો જ આપણો આત્મા વિરાટમાં પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરી શકશે અને કોઈ સામયિક બાહ્ય અવસ્થા આપણી તે સ્વાધીનતાનો લોપ કરી શકશે નહિ.

પ્રબળતામાં સંપૂર્ણતાનો આદર્શ નથી હોતો. સમગ્રના સામંજસ્યનો નાશ કરીને પ્રબળતા પોતાને અલગ પાડીને બતાવે છે માટે જ તે મોટી લાગે છે, પરંતુ ખરું જોતાં તે ક્ષુદ્ર હોય છે. ભારતવર્ષે એ પ્રબળતાની ઇચ્છા કરી નહોતી, તેણે પરિપૂર્ણતાને જ ઇચ્છી હતી. એ પરિપૂર્ણતા વિશ્વ સાથેના યોગમાંથી જન્મે છે, એ યોગ અહંકારને દૂર કરીને વિનમ્ર બનતાં સધાય છે. એ વિનમ્રતા એક આધ્યાત્મિક શક્તિ છે, એ દુર્બળ સ્વભાવના માણસોને મળતી નથી. વાયુનો જે પ્રવાહ નિત્ય હોય તે શાંતિને કારણે જ વાવાઝોડા કરતાં વધારે પ્રબળ હોય છે. એટલા માટે વાવાઝોડું કાયમ ટકી શકતું નથી, એટલા માટે જ વાવાઝોડું કેવળ અમુક સંકુચિત સ્થાનને થોડા સમય માટે ક્ષુબ્ધ કરે છે, અને શાંત વાયુપ્રવાહ સમસ્ત પૃથ્વીને સદાકાળ વીંટળાઈને રહે છે. યથાર્થ નમ્રતા જે સાત્ત્વિકતાના તેજથી ઉજ્જવળ હોય છે, જે ત્યાગ અને સંયમની કઠોર શક્તિથી દૃઢ પ્રતિષ્ઠિત હોય છે, તે નમ્રતા જ સમસ્તની સાથે અખંડ રીતે યુક્ત થઈને સત્યભાવે, નિત્યભાવે સમસ્તને પામે છે. તે કોઈને દૂર કાઢી મૂકતી નથી, વિચ્છિન્ન કરતી નથી, પોતાનું વિસર્જન કરે છે અને સૌને પોતાનાં કરે છે. એટલા માટે જ ભગવાન ઈસુએ કહેલું છે કે જે વિનમ્ર છે તેઓ પૃથ્વી ઉપર વિજય મેળવે છે. શ્રેષ્ઠ ધનનો અધિકાર એ માત્ર તેને જ છે.

---

## પત્રમ્ પુષ્પમ્

### વળી 'ગાઠુઓ'

'ગઠિયો' કે 'ગાંઠિયો' શબ્દને પ્રાકૃત 'गंठिय' અને સંસ્કૃત 'ग्रन्थिक' શબ્દ સાથે સરખાવી શકાય. એ બન્ને શબ્દોનો મૂળ સંબંધ અનુક્રમે પ્રા० 'गंठि' અને સં० 'ग्रन्थि' સાથે જોડી શકાય.

પ્રાકૃતશબ્દમહાર્ણવ (पाइअसद्दमहण्णवो) નામના કોશમાં મારા સહાધ્યાયી સદ્ગત પં. હરગોવિંદદાસે 'गंठिय' શબ્દ આપેલ છે અને તેનો સમાન સંસ્કૃત 'ग्रन्थिक' શબ્દ પણ જણાવેલ છે. તે શબ્દનો અર્થ આપતાં તેઓ 'ગાંઠવાળો' એટલું જ જણાવે છે. અર્થાત્ જેનો સંબંધ કોઈ પણ રીતે ગાંઠ એટલે ગઠરી–ગાંસડી–પોટલી–સાથે હોય તેને 'ગાંઠવાળો' માની શકાય. એ જ કોશમાં તેમણે પ્રા० 'गंठि' (सं० ग्रन्थि) શબ્દ આપેલ છે અને તેનો એક અર્થ ગાંઠ–ગઠરી–પણ જણાવેલ છે.

જેઓ લોકોની ગાંઠ–ગઠરી–ગાંસડી કે પોટલીને ચોરી પડાવી લે છે વા કાપી નાંખે છે તેઓ એક રીતે ગાંઠવાળા તો કહી શકાય. માણસ માણસ વચ્ચે કે માણસ અને બીજા પદાર્થ વચ્ચે જેમ સ્વસ્વામિભાવ, ક્રિયાકારક ભાવ, જન્યજનક ભાવ વગેરે સંબંધો છે તેમ છેદ્યછેદક ભાવ પણ એક સંબંધ જ છે અને એ રીતે જોતાં 'ગાંઠિયો,' 'ગઠિયો' 'ગંઠિય' અને 'ગ્રન્થિક' એ બધા પરસ્પર સમાનતા ધરાવનારા શબ્દો છે એ કહેવું વધારે પડતું હોય એમ મને નથી લાગતું.

વિવાદ તો 'ગાઠુઓ' શબ્દ માટે છે. એ શબ્દને ઉચ્ચારણની દૃષ્ટિએ 'गंठिय' સાથે નહીં સરખાવી શકાય પણ પ્રા० गंठुअ (सं० ग्रन्थुक) સાથે જ સરખાવી શકાય. પરંતુ તે માટે 'गंठुअ' શબ્દને શોધવો રહ્યો. અસ્તુ.

બેચરદાસ દોશી

---

# વિનોબાનો પ્રસાદ

નારાયણ દેસાઈ

કેટલાંય વર્ષો પછી રસ્તામાં ચાલતાં ચાલતાં ગાંધીજીનું સ્વાગત કરતાં લોકોને જે ઉત્સાહ દેખાતો હતો તે દેખાયો. સવારના ચારના ટકોરે વિનોબા પોતાના મુકામ પરથી નીકળી પડ્યા. કોઈ માણસ બે મિનિટ મોડો પડે તો તો પછી વિનોબા સાથે થવા એણે દોડવું જ પડે. સવારની પ્રાર્થના વિનોબા ચાલતા ચાલતા જ કરે છે. ઈશોપનિષદનો હિન્દી તરજુમો, એકબે બીજા શ્લોકો અને ધૂનનો એમાં સમાવેશ થાય છે. ત્યાર પછીનો દોઢેક કલાક વિનોબા ચિન્તનમાં ગાળે છે એટલે સામાન્ય રીતે કોઈ જોડે બોલતા નથી. ચાલવાની ઝડપ માથા પર બિસ્તરો હોય તો પણ કલાકે ચાર માઈલથી વધારે. આગળ એક જણ બત્તી લઈને રસ્તો બતાવતો ચાલે છે. આજે તો એને અંતર જાળવી રાખવા બેત્રણ વાર દોડવું પડ્યું. ઉત્તર પ્રદેશના પૂર્વ જિલ્લાઓમાંથી અમે પસાર થઈ રહ્યા હતા એટલે અજવાળું તો સવાપાંચ વાગે થઈ જાય. પણ હજુ તો બત્તી સળગે છે એટલામાં દૂર દૂરથી પોકારો સંભળાવા લાગ્યા: 'મહાત્મા ગાંધીજીકી જય.' દીનદરિદ્ર ગામડિયાઓનાં ટોળે-ટોળાં સ્વાગત કરવા ઊભરાવા લાગ્યાં. રસ્તાની બન્ને બાજુ મૌનભાવે હાથ જોડી ઊભા રહેલા લોકો તુલસી–રામાયણનાં અનેક પાત્રોની કલ્પના આપતાં હતાં. વિનોબાના કેટલાક સાથીઓ આગળ જઈ બધાને કહી આવતા કે કોઈ પગે ન અડશો એટલે લોકો દૂરથી જ વાંકા વળી પ્રણામ કરતા. વિનોબા બધાના જવાબમાં 'રામ રામ' એટલું કહી ઝપાટા-બંધ આગળ ચાલ્યા જતા. રસ્તા પર ઊભા રહેલા લોકો વિનોબાની પાછળ પાછળ ચાલવા લાગતા. આગલે ગામ સુધી તેઓ વળાવવા આવતા.

એક ગામમાં ભીડ વધારે હતી. ઢોલપીપી વાગતાં હતાં. જયઘોષ દૂર દૂરથી સંભળાતા હતા. સામાન્ય રીતે લોકોની ભીડ વધારે હોય ત્યારે એકબે જણ હાથમાં ભૂમિદાનપત્ર લઈને સ્વાગત કરવા આવે છે. પણ આ ગામમાં તેવું કાંઈ નહોતું. અહીં માત્ર ફૂલની માળાઓ હતી. લોકોના ચહેરા પર પ્રેમ સ્પષ્ટ દેખાતો હતો, પણ આપણે કાંઈ ભૂમિ આપવી જોઈએ એવો ખ્યાલ એમના મનમાં આવ્યો હોય એવું લાગતું નહોતું.

ગામમાં પ્રવેશ કરતાંની સાથે જ ઢોલ વધારે જોરથી વાગી ઊઠ્યા, પોકારો વધારે ઊંચા સાદે બોલાયા અને લોકોનાં મોં હાસ્યથી ખીલી ઊઠ્યાં. નેતા જેવા જણાતા એક ખાદીધારી સજ્જને રસ્તો રોક્યો. એના હાથમાં ભૂમિદાનપત્ર ન જોયું એટલે અમારામાંથી કેટલાકના મનમાં એમ પણ થયું હશે, કે આ ક્યાં વખત બગાડવા આવ્યો. પેલા ભાઈએ કહ્યું: 'મહારાજ, જલપાન કીજિયે, જલપાન તૈયાર હૈ.' જલપાન એટલે નાસ્તો. વિનોબા સવારે છ વાગે ૨૦ તોલા દૂધ પીએ છે એ જ એમનો નાસ્તો હોય છે. છ કરતાં એક મિનિટ પણ આઘીપાછી થતી નથી. રસ્તામાં ગમે ત્યાં ચાલતા હોય પણ છ વાગે ત્યાં રસ્તાની એક બાજુએ જઈ આટલો નાસ્તો કરી લે છે. હજુ છ વાગ્યા નહોતા એટલે કેટલાક લોકોએ પેલા ભાઈને સમજાવવા માંડ્યું કે, 'સંતજી નાસ્તો નહીં કરે.' પણ એને રોકીને વિનોબાએ કહ્યું: 'જલપાન લાઓ! લાઓ, કહાં હૈ જલપાન?' અમને થયું કે વિનોબા હમણાં કહેશે કે મારો નાસ્તો તો જમીન છે, પણ અમારી ધારણાને ખોટી પાડીને તેઓ એક પાટ પર બેસી ગયા અને તેમણે ફરી નાસ્તો માગ્યો. પેલાને થયું કે મહારાજ શું નાસ્તો કરતા હશે અને શું નહિ એટલે પૂછ્યું: 'મહારાજ, નાસ્તામાં શું લેશો? દૂધ લાવું?' વિનોબાએ કહ્યું: 'દૂધ? દૂધ કોણ ખાય, મીઠાઈ લાવો.' એ ક્ષણ તો પેલો માની ન શક્યો, પણ વિનોબાએ બે-ત્રણ વાર ઉતાવળ કરાવી એટલે બજારમાંથી મીઠાઈ લાવવા માણસ દોડાવ્યો. દરમ્યાન વિનોબાએ ભીડને બેસાડી દીધી હતી.

એમણે શરૂ કર્યું: "ઢોલ ગવાર શુદ્ર પશુ નારી, વહ સબ તાડનકે અધિકારી"ના સિદ્ધાન્ત પ્રમાણે તમે ઢોલ પીટો છો

અને શુદ્રોને પણ મારો છો. એનું પ્રાયશ્ચિત્ત કરવા મેં ભૂમિદાન-યજ્ઞ આન્દોલન શરૂ કર્યું છે. લો આ પ્રસાદ. જે પ્રસાદ લે તે મને જમીન આપે."

પહેલી એકાદ ક્ષણ કોઈ નો હાથ પ્રસાદ લેવા આગળ ન વધ્યો એટલે વિનોબાએ ફરી કહ્યું: "અરે ભાઈ, પ્રસાદ લો. ખાશો તો અક્કલ આવશે અને જમીન આપશો." એક જણે હાથ લંબાવ્યો: 'લાવો પ્રસાદ, હું જમીન આપીશ.' એટલું એણે કહ્યું એટલામાં તો જાણે બંધ તૂટી ગયો. અનેક લોકોના હાથ લાંબા થયા, અનેકે પ્રસાદ લીધો અને અનેકે ભૂમિદાન કરવાની તત્પરતા દેખાડી. તોય ભીડમાં પ્રસાદ લીધા વિનાના ઘણા રહી ગયા. એકએ સારી સ્થિતિવાળા લાગતા માણસો પાસે જઈને વિનોબાએ કહ્યું: "અરે ભાઈ, તમે પ્રસાદ નહીં લો?" પેલા લોકોએ કહ્યું કે પ્રસાદ તો લેવો છે, પણ જમીન નથી. વિનોબા કહે: "જમીન નથી તો પૈસા તો છે ને? પૈસાથી બી ખરીદી આપજો, કૂવા ખોદાવી આપજો." બીજી વાર અનેક હાથ લાંબા થયા. પણ તોય પ્રસાદ વિનાના થોડા તો બાકી રહ્યા જ. એક દશઅગિયાર વરસનો છોકરો ઊભો હતો. એની પાસે જઈ વિનોબાએ કહ્યું: "ક્યોં બેટા, તુમ પ્રસાદ લોગે?" એની પાસે વિનોબા શું માંગશે એ તેને ખબર નહોતી એટલે જવાબ આપવામાં ઇતસ્તતઃ કરતો હતો. વિનોબાએ તરત એની મૂંઝવણ ટાળી: "અરે, અભી પ્રસાદ લે લો, બડે હોનેકે બાદ દાન દેના." વિનોબાએ બાળકનો ભાવિ માર્ગ પણ નિશ્ચિત કરી આપ્યો. છોકરાએ પણ હરખાતાં હરખાતાં પ્રસાદ લઈ લીધો.

એક બુઢ્ઢા પાસે જઈને વિનોબાએ હસતાં હસતાં કહ્યું: "કેમ તમારી પાસે કાંઈ માયા છે કે નહિ?" પેલા ભાઈએ કહ્યું: "માયા તો છે, પણ જોનપુરમાં છે. આજે બપોરની સભામાં આપી જઈશ." વિનોબાએ કહ્યું: "પણ પ્રસાદ તો હમણાં લઈ લો. પ્રસાદ લેશો તો અક્કલ આવશે અને બપોરે વધારે માયા છોડશો." ડોસાએ પણ પ્રસાદ લેવામાં ધન્યતા અનુભવી.

પણ ભીડમાં ભૂમિહીનો પણ હોય ને? એમને વિનોબાએ કહ્યું: "તમારી પાસે કાંઈ નથી તો વાંધો નહિ, મીઠું મોં તો કરી લો." અને એક સાથે કેટલાય ચહેરા પર સ્મિત છાઈ ગયું. ગણગણાટ શરૂ થયો: "બાબા તો સબકો દેતે હૈં!"

બધાને આપવાવાળા એ સંત એકએક જણને પ્રસાદ આપતાં આપતાં રાચતા હતા. છેવટે થોડો પ્રસાદ વધ્યો તે એમણે પોતાના સાથીઓને વહેંચ્યો. એક બહેનને પોતાનાં વ્રતો યાદ આવ્યાં: ગાયનું દૂધ નહિ હોય, ગ્રમોદ્યોગી ખાંડ નહિ હોય; પણ એનો પ્રશ્ન વિનોબાએ પોતે જ મુઠ્ઠીક મીઠાઈ પોતાના મોંમાં મૂકીને ઉકેલી નાખ્યો.

પ્રેમ આગળ વ્રતાદિ કેટલાં નગણ્ય છે એ વિનોબાએ કોળિયો લેતાં વગર બોલ્યે સમજાવ્યું.

જતાં જતાં વિનોબાએ ગામને સંદેશો આપ્યો: "ભાઈઓ, એકબીજા પર પ્રેમ કરીને રહેજો, કદી ઝગડશો નહિ."

કેટલાક સાથીઓ ભૂમિદાનપત્રો ભરાવવા રોકાયા તેમણે કહ્યું કે આ ગામમાંથી ઢગલાબંધ ભૂમિદાનપત્રો મળ્યાં.



# સંસ્કૃત ભાષા અને સાહિત્ય : થોડુંક ચિન્તન*

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

આપના મહાવિદ્યાલયના સંસ્કૃતના ભૂતપૂર્વ વિદ્વાન અધ્યાપક અને ગૂજરાતના એક પ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞ શ્રીયુત કમળાશંકર સુન્દરલાલ ત્રિવેદીનું બહુમાન કરવાને આ મંગલ પ્રસંગ પ્રો. ત્રિવેદી સ્મારકસમિતિએ યોજ્યો છે તે માટે હું આપના મંડળને ધન્યવાદ આપું છું. શ્રીયુત કમળાશંકરભાઈ મારા મિત્ર હોવાથી એમના ચિત્રનું અનાવરણ મારે હાથે કરાવવા આપે અમદાવાદથી મને બોલાવી મારા પ્રત્યે પ્રેમ દર્શાવ્યો છે તે માટે હું આપનો પરમ ઉપકાર માનું છું.

મનુષ્ય ભૂતકાળમાં પાછળ ઘણે દૂર જોઈ શકે છે અને ભવિષ્યમાં આગળ લાંબી નજર નાંખી શકે છે એ એના જીવનની વિશિષ્ટતા છે. એમાં પણ ભૂતકાળને વર્તમાનવત્ અનુભવવાની જે દૃષ્ટિ મનુષ્યને મળેલી છે તેમાં એના જીવનની ધન્યતા છે. ભૂતકાળની અનેક સ્મૃતિઓ એ તાજી કરી શકે છે અને શૈશવ અને યૌવનના મધુર પ્રસંગો સંભારી એ સર્વને પ્રત્યક્ષ કરી એનો અભિનવ આનંદ માણી શકે છે. મનુષ્યનાં કેટલાંક સ્મરણો કેવાં સુખદ અને રસમય હોય છે! દુઃખદ સ્મરણો પણ કાલની દૂરતાથી વધુ કોમળ બને છે એ પણ મનુષ્યજીવનનો સુભગ અનુભવ છે.

આજથી લગભગ ચાળીસ વર્ષ પહેલાંનાં થોડાંક સ્મરણો સ્મૃતિકોશમાંથી ઉદ્બુદ્ધ થાય છે. ગૂજરાત કૉલેજના 'પ્રીવિયસ'-ના વર્ગમાં પહેલે દિવસે મહાકવિ કાલિદાસના 'વિક્રમોર્વશીયમ્' નાટકનો પહેલો સમય હતો. એમાં અઢીસો વિદ્યાર્થીઓ આચાર્યશ્રી આનન્દશંકરભાઈની 'પ્રસન્નગમ્ભીર-પદા સરસ્વતી'નું એક ચિત્તે શ્રવણ કરતા હતા. નવા આવનાર વિદ્યાર્થીઓના સંસ્કૃત જ્ઞાનની કસોટી કરવા આચાર્યશ્રીએ 'અસ્તિ કશ્ચિત્ વાગ્વિશેષઃ' એ પંડિતોમાં પરિચિત બનેલી પ્રસિદ્ધ ઉક્તિ વર્ગ સમક્ષ મૂકી અને અમારામાંથી કોને કોને અસ્તિ, કશ્ચિત્ અને વાક્થી શરૂ થતા કાલિદાસના શ્લોકો યાદ છે એ જાણવા માટે એક પછી એક પ્રશ્નો પૂછવા માંડ્યા. અમારામાંથી માત્ર એક જ વિદ્યાર્થીએ 'કુમારસંભવ,' 'મેઘદૂત' અને 'રઘુવંશ'ના પ્રથમ શ્લોકોનો અણિશુદ્ધ ઉચ્ચાર કરી ત્રણે પ્રશ્નોના ખરા ઉત્તરો આપ્યા અને તત્કાલ ધ્રુવસાહેબના ભવ્ય વદન ઉપર પ્રસન્નતાનું સ્મિત ચમક્યું. આ બહુશ્રુત વિદ્યાર્થી તે આજના પ્રસંગના પ્રધાન પુરુષ શ્રીયુત કમળાશંકરભાઈ. આ ક્ષણથી જ સહાધ્યાયી વિદ્યાર્થીઓનું લક્ષ એમના પ્રત્યે દોરાયું અને થોડા સમયમાં જ એક તેજસ્વી બુદ્ધિના વિદ્યાર્થી તરીકે એમની ગણના થવા માંડી. વિદ્યાર્થીગણ એમના તરફ માનની દૃષ્ટિથી જોવા લાગ્યો.

ગૂજરાત કૉલેજના અભ્યાસકાલનું એક બીજું સ્મરણ સાંભરી આવે છે. અમારા બી. એ. ના વર્ગમાં દર પખવાડિયે અંગ્રેજી ફકરાના સંસ્કૃતમાં ભાષાન્તરનો એક સમય રહેતો. આવું એક ભાષાન્તર એક પણ ભૂલ વગર શ્રીયુત કમળાશંકરભાઈએ સંસ્કૃત સમાસોથી ભરપૂર એવી બાણની શૈલીમાં કર્યું. ઉત્તરપત્ર પાછું આપતાં આચાર્ય ધ્રુવે લેખનની ઓજસ્વિતા અને યથાર્થતા માટે એમને અભિનંદન આપ્યાં પરંતુ સાથે સાથે ઉમેર્યું, "Gentleman, even Bāna sometimes slackens his style and expresses his thoughts in short simple sentences. Your style should constitute a variety of compounds and simple words in one and the same passage in order to show your mastery of both." "સદ્ગૃહસ્થ, બાણ પણ કેટલીકવાર પોતાની શૈલી હળવી કરે છે અને પોતાના વિચારો ટૂંકાં અને સાદાં

*શ્રીયુત કમળાશંકર સુન્દરલાલ ત્રિવેદી જેઓ એકત્રીસ વર્ષ પછી સુરતની એમ.ટી.બી. કૉલેજના સંસ્કૃતના અધ્યાપકપદેથી નિવૃત્ત થયા તેમની છબીના અનાવરણ પ્રસંગે કૉલેજના મુખ્ય હૉલમાં તા. ૩૧-૧-'૫૨ના રોજ આપેલું વ્યાખ્યાન.

વાક્યોમાં દર્શાવે છે. તમારી શૈલીમાં એક જ ફકરામાં સમાસ અને સાદા શબ્દોનું વૈવિધ્ય હોવું જોઈએ અને એ રીતે તમારે બંને ઉપર પ્રભુતા બતાવવી જોઈએ."

અમારા સમયના વિદ્યાર્થીઓમાં કમળાશંકરભાઈનું સ્થાન ઘણું ઊંચું હતું. ગૂજરાત કૉલેજ છોડી બનારસ જતાં આચાર્ય આનંદશંકરભાઈને ગાંધીજીની હાજરીવાળી એક ભવ્ય સભામાં જૂના અને નવા વિદ્યાર્થી તરફથી જે માનપત્ર આપવામાં આવ્યું હતું તેની તેજસ્વી રચના શ્રીયુત વાલજી ગોવિન્દજી દેસાઈએ કરી હતી. પરંતુ તેનું વાચન ગ્રેજ્યુએટ થયા પછી પણ સમસ્ત વિદ્યાર્થીઓના પ્રતિનિધિ તરીકે આપણા કમળાશંકરભાઈએ કર્યું હતું.

કમળાશંકરભાઈને સમર્થ શિક્ષાગુરુ અને સંસ્કૃત વિદ્યાના મર્મજ્ઞ શ્રીયુત હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફના એક અગ્રગણ્ય શિષ્ય તરીકે હું કેટલાક સમયથી ઓળખતો હતો. પરંતુ એમના મોટાભાઈ સાથે મારા એક સ્વજનની મૈત્રીને લીધે અમારો બંનેનો સ્નિગ્ધ સંબંધ બંધાયો અને ઉત્તરોત્તર ખીલતો ગયો. કૉલેજની એ મૈત્રીને હૃદયમાં રાખી સને ૧૯૧૭ના ડિસેમ્બરમાં મને તાર કરી એમણે સિદ્ધપુર બોલાવ્યો. અમે બંને સિદ્ધપુર હાઈસ્કૂલમાં થોડોક સમય સાથે રહ્યા. દરમિયાન એક અસાધારણ બનાવ બન્યો. શિયાળાની એક સાંજે અમે બંને સરસ્વતી નદીના રેલ્વે પુલ ઉપર પરમ સ્વસ્થતાથી ચાલતાં ચાલતાં કૉલેજમાં તાજા શીખેલા શંકર અને રામાનુજના તત્ત્વજ્ઞાનની કાંઈક ઝીણી ચર્ચા કરતા હતા. મનગમતી વાતોમાં લીન બની લગભગ ચોથા ભાગનો પુલ અમે ઓળંગ્યો હતો. એટલામાં અમારી પાછળ આવતા દિલ્હી મેઈલની વ્હીસલ વાગી અને એકાએક અમે ચમકી ગયા. ક્ષણવારમાં જ પરિસ્થિતિની ભયાનકતા અમે પામી ગયા. પુલ બંને બાજુએ ખુલ્લો હોવાથી તત્કાલ બંનેએ પીઠ ફેરવી અને સામે આવતા મેઈલની દિશામાં દોટ મૂકી. ત્યાં તો વળાંક લેતું ઘોર નાદે ધુધવતું કાલરાક્ષસ જેવું એન્જિન ઝપાટાબંધ અમારી તરફ ધસી આવતું દેખાયું. આત્માની સમગ્ર શક્તિથી અમે છેવટનો એક પ્રચંડ પ્રયત્ન કર્યો અને પુલના છેડા ઉપર પગ પછડાયા. માત્ર ચારછ હાથ છેટે રહેલું એન્જિન એના ડબાઓની હારની હાર સાથે ભયંકર વેગથી પાસેથી પસાર થયું. અમે શૂન્ય જેવા સ્તબ્ધ બની ઊભા રહ્યા!!!

પ્રભુના લીલાજગતનો અનુભવ લેવાનો અમારા બં[ને] માટે હજી બાકી હતો. આ જગત ઢંગધડા વગર ચાલતું ન[થી] પરંતુ પરમાત્માના મંગળ નિયમો વડે ચાલે છે એ વિશ્વા[સ] આ પ્રસંગથી અમારામાં બેઠો.

સને ૧૯૧૮ના જૂન માસથી શ્રીયુત કમળાશંકરભા[ઈ] આપની અત્રેની સાર્વજનિક સોસાયટીની કૉલેજમાં જોડા[ઈ] અને સંસ્કૃત વિદ્યાની સતત સેવા કરી નિવૃત્ત પણ થ[યા]. એક ઊંચી કોટિના અધ્યાપક તરીકે એમનામાં જે અને[ક] ગુણો હતા તે એમના વિદ્યાર્થીઓ અને સહકાર્ય[કર] અધ્યાપકબન્ધુઓ મારા કરતાં પણ અધિક જાણે છે. એમ[ની] સૂક્ષ્મ બુદ્ધિશક્તિ, એમની રસજ્ઞતા, એમની વિનોદ[શી]લતા અને એમની વાણીના મુક્તપ્રવાહનો અનુભવ છે[લ્લાં] ત્રીસબત્રીસ વર્ષોમાં જ્યારે જ્યારે થયો છે ત્યારે ત્યારે જીવ[નના] તડકાછાયામાં મનુષ્ય કેટલા પ્રભાવથી ધીર પગલે ચાલી શ[કે] છે અને આસપાસ જીવનસૌરભ પ્રસારી શકે છે એ [...] દર્શન મને થયું છે.

સ્મરણોના રસમય પ્રદેશમાં વિહરવું મનુષ્યહૃદયને [...] ગમે છે. પરંતુ સંયમની મર્યાદા સ્વીકારી શ્રીયુત કમળાશં[કર]ભાઈએ જે સંસ્કૃત વિદ્યાની પરમ ઉપાસના કરી છે તે[ની] ભાષા અને સાહિત્યના સ્વરૂપ સંબંધે અલ્પ ચિન્તન આ[પની] સમક્ષ રજૂ કરું તો આપ તેને પ્રાસંગિક ગણશો એ[વી] આશા રાખું છું.

આપની સમક્ષ બે પ્રશ્નોના ઉત્તરો આપવા હું [...] શક્તિ–યથામતિ યત્ન કરીશ. (૧) **સંસ્કૃત બોલા[તી] ભાષા હતી કે કેમ? (૨) સંસ્કૃતના અભ્યાસ[નું] મૂલ્ય શું?** આમાંનો પહેલો પ્રશ્ન પ્રથમ લઉં છું:

સંસ્કૃત આપણા સંસ્કારઘડતરની તેજોમયી ભાષા છે. જગત્સ્રષ્ટા બ્રહ્માએ અનેક સ્ત્રીઓનું સર્જન કરતાં [...] એની અકળ કલાશક્તિથી જેમ સર્વાંગસુન્દરી શકુન્તલા સર્જી તેમ સપ્તસિન્ધુના પ્રદેશમાં બોલાતી અનેક બોલીઓમાં[થી] એક બોલી કોઈ અગમ્ય આત્મવિકાસથી સૌન્દર્યમયી સં[સ્કૃત] ભાષા બની. શકુન્તલાના અંગેઅંગમાં જેમ રૂપલાવણ્ય[ની] પ્રભા ચમકે છે તેમ સંસ્કૃત ભાષાના અંગપ્રત્યંગમાં ચમત્[કૃતિ] પ્રતિભા ચમકે છે. શકુન્તલામાં અલૌકિક માધુર્ય ભરેલું [છે] તેમ સંસ્કૃતમાં કોઈ અનિર્વચનીય મધુરતાનાં ઝરણાં વહે [છે]. [...] શકુન્તલાના જીવનમાં આનંદનો સમુલ્લાસ અને સંયમ[...]

ભવ્યતા છે તેમ સંસ્કૃતમાં પણ આનંદ અને સંયમ બંને કલાપ્રકારો સમન્વિત છે. સૌન્દર્યમૂર્તિ શકુન્તલા સદાચારની મૂર્તિ છે–કાલિદાસ કહે છે તેમ, 'મૂર્તિમતી સત્ક્રિયા'–છે; સંસ્કૃતમાં કલા સાથે નીતિનો પુણ્ય સંયોગ મૂર્તિમન્ત થયો છે. શકુન્તલામાં જે ઉત્તમતા, સરસતા, ઓજસ્વિતા અને સરળતા પ્રત્યક્ષ થાય છે તે જ ગુણો સંસ્કૃતમાં પ્રકટતા પામે છે. જંગલમાં જન્મેલી શકુન્તલા જેમ મહર્ષિ કણ્વના આશ્રમમાં ઉછેર પામી, દુષ્યન્તની સમ્રાજ્ઞી બની લોકભર્તા ભરતની માતા બને છે તેમ સંસ્કૃત ભાષા એક અજ્ઞાત પ્રદેશની બોલીમાંથી ઉદ્‌ભવી ગંગા, યમુના અને સરસ્વતીના પ્રદેશમાં વસેલા ઋષિઓની દિવ્ય વાણી બની, માત્ર ભરતકુલના આર્યોની જ નહિ પરંતુ સમસ્ત ભારતની ભારતી થાય છે. શકુન્તલા અને સંસ્કૃત ભાષા બંને વિધાતાની 'અપરા સૃષ્ટિ' -અદ્‌ભુત સૃષ્ટિ–છે.

પાણિનિના સમયમાં સંસ્કૃત એ નિર્જીવ ભાષા નહોતી પરંતુ લોકોમાં બોલાતી જીવન્ત ભાષા હતી એ મુખ્યત્વે કરીને એના સંધિ પ્રકરણ ઉપરથી અને द्विरुक्तप्रक्रिया ઉપરથી સ્પષ્ટ જણાય છે. સંધિના નિયમો એ કૃત્રિમ નથી પરંતુ મોટે ભાગે ઝડપથી બોલાતા વાક્યમાં સ્વર અને વ્યંજનની સંનિધિને લીધે થતા ઉચ્ચારભેદના નિયમો ઉપર રચાયેલા છે. ઉતાવળથી બોલનાર મનુષ્ય હરે પછી અટકયા વગર જ્યારે हरेएहि એમ મોટેથી બોલે છે ત્યારે એના શબ્દો એક વૈયાકરણને યકાર સાથે हरयेहि એમ ઉચ્ચારાતા સંભળાય છે અને શાકલ્ય નામના બીજા મુનિને એમાં ય સંભળાતો નથી અને हरएहि જેવો ઉચ્ચાર સંભળાય છે. પાણિનિનાં સૂત્રોમાંથી એક બીજું ઉદાહરણ લઈએ તો ત્વરાથી બોલાતા सप्तऋषयःમાં પણ જ્યારે હ્રસ્વસ્વર પછી તરત જ ऋનો ઉચ્ચાર થાય છે ત્યારે ऋનું ઉચ્ચારણ કરતાં જે સંભાળ રાખવી પડે છે તેમાં अ અને ऋને છૂટા પાડવાની જરૂર જણાય અથવા તો ઉતાવળથી બોલવામાં બંને अर्‌માં મળી જાય. વ્યાકરણકારના આ ધ્યાનપૂર્વક અવલોકનને લીધે ભાષાનું જે વૈવિધ્ય પ્રકાશમાં આવે છે તે ભાષા કૃત્રિમ હોય અને કૃત્રિમ રીતે બોલાતી હોય તો કદાપિ બની શકે નહિ.

પાણિનિનું વ્યાકરણ કોઈ નવીન ભાષાના સર્જન અર્થે લખાયું નથી. પરંતુ ભાષાનાં જે જે રૂપો સાક્ષાત્ બોલાતાં હતાં અને સંભળાતાં હતાં તેની નોંધ એમાં કરેલી છે. પ્રાન્તભેદને લીધે થતા ઉચ્ચારભેદને લક્ષમાં લઈને પાણિનિએ વિકલ્પ અથવા વિભાષાનો સ્વીકાર કરેલ છે એ ઉપરથી પણ સંસ્કૃત એ જીવન્ત વ્યવહારની પ્રચલિત ભાષા હતી એમ પુરવાર થાય છે.

વળી द्विरुक्तप्रक्रिया અથવા શબ્દોની દ્વિરુક્તિ સંબન્ધી પ્રકરણમાં વાક્યના આદિમાં જે શબ્દોની દ્વિરુક્તિ થાય છે તે બોલાતી ભાષામાં જ બની શકે છે. પાણિનિ આ પ્રકરણમાં દ્વિરુક્તિ વિષે આ પ્રમાણે નિયમ કરે છેઃ—"वाक्यादेरामन्त्रितस्यासूयासंमतिकोपकुत्सनभर्त्सनेषु" મનુષ્યના ચિત્તના અસૂયા, સંમતિ, કોપ, નિન્દા અને ધમકીના ભાવોમાં સ્વાભાવિક રીતે જ શબ્દો બે વાર બોલાય છે.

બીજા મહાન વ્યાકરણશાસ્ત્રી કાત્યાયનનો દ્વિરુક્તિ વિષેનો મત એનો વિવેચનકાર આ પ્રમાણે રજૂ કરે છેઃ

'संभ्रमेण प्रवृत्तौ यथेष्टमनेकधाप्रयोगो न्यायसिद्धः' અર્થાત્– ઉતાવળ કે વ્યાકુળતાની દશામાં શબ્દોની દ્વિરુક્તિ અનેક રીતે થાય છે. આમ એક શબ્દ બે વાર કે ત્રણ વાર બોલાય એ જીવતીજાગતી બોલાતી ભાષામાં જ બની શકે તેમ છે. પતંજલિ કહે છે તેમ :

चापले द्वे भवत इति वक्तव्यम् । अहिः अहिः बुध्यस्व बुध्यस्व । न यावदयं द्वे एव । यावद्भिः शब्दैः सोऽर्थो गम्यते तावन्तः प्रयोक्तव्याः — अहिः अहिः अहिः बुध्यस्व बुध्यस्व बुध्यस्व ।

—ભાવાર્થ કે સાપ સાપ અથવા લડ લડ એમ બે વાર જ નહિ પરંતુ સાપ સાપ સાપ, લડ લડ લડ એમ ત્રણ વાર પણ અર્થબોધ માટે આપણે શબ્દો બોલીએ છીએ. વળી સંબોધનોમાં 'प्लुत' અથવા બેવડા સ્વરોના સ્વીકાર ઉપરથી અભિવન્દનના બદલામાં (प्रत्यभिवादे च) અપાતા આશીર્વાદ ઉપરથી, તેમ જ खाद खादेति खादेति ખા, ખા, ખા અને दण्डादण्डि केशाकेशि વગેરે પ્રયોગો ઉપરથી પણ સંસ્કૃત એ બોલાતી પ્રચલિત લોકભાષા હતી એમ સાબીત થાય છે.

આ રીતે સંસ્કૃત એના આરંભકાલમાં કૃત્રિમ ભાષા નહોતી પરંતુ પ્રચલિત ભાષા હતી એ એક નિશ્ચિત હકીકત છે એમ સ્વીકારીએ તો પણ હજી થોડાક પ્રશ્નો વિચારવાના રહે છે. સંસ્કૃત એ આર્યજનસમાજના એક નાના વિભાગની–એના બ્રાહ્મણોની–અથવા કાંઈક વિશેષ કહીએ તો એના

બ્રાહ્મણો અને ક્ષત્રિયોની ભાષા હતી કે આખા દેશની–એના સામાન્ય જનોની–પણ એ લોકભાષા હતી? જો કેવળ બ્રાહ્મણો અને ક્ષત્રિઓની જ એ ભાષા હતી તો એમના ઘરમાં પણ સાધારણ રીતે શું એ જ ભાષા બોલાતી હતી? એમના સાંસારિક અને વ્યાવહારિક જીવનની પણ એ જ ભાષા હતી? એમના વ્યાપાર–રોજગારની પણ એ ભાષા હતી? સંસ્કૃત એ જીવન્ત ભાષા હતી અને હાલ મૃતભાષા છે તો એનો જીવનપ્રવાહ ક્યારે અટકી ગયો?

આ પ્રશ્નોના ઉત્તરો કાંઈક આ પ્રમાણે આપી શકાય.

શરૂઆતમાં સંસ્કૃત એક પ્રાન્તની ભાષા હતી જેના અમુક પ્રદેશની એક બોલીએ અન્ય બોલીઓ ઉપર પ્રાધાન્ય મેળવ્યું અને ઉત્તર ભારતમાં સર્વત્ર એ પ્રસરી ગઈ. ક્રમેક્રમે એ આખા દેશની–સકલ આર્યજાતિની–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની–અને જે જે જાતિઓ આર્યજનસમાજમાં ભળતી ગઈ અને આર્યોના સંપર્કમાં આવતી ગઈ તે સર્વની એ ભાષા બની. આ ક્રમિક અવસ્થામાંથી પસાર થતાં એણે ગૃહસ્થાશ્રમનું જીવન નિર્ગમન કર્યું અને પુત્રીઓને જન્મ આપ્યો જે પોતે પણ સમય જતાં માતાઓ બની.

સંસ્કૃત એ કૃત્રિમ ભાષા નહોતી પરંતુ વૈદિક સંસ્કૃતમાંથી ઊતરી આવેલી જીવન્ત ભાષા હતી. અને તેથી જ તેમાંથી પ્રાકૃત તરીકે ઓળખાતી ભાષાઓ પ્રાદુર્ભાવ પામી. પાણિનિનું 'ભાષા સંસ્કૃત' એ વૈદિક સંસ્કૃતનો સ્વાભાવિક વિકાસ છે અને એ જ વૈદિક સંસ્કૃતના ઉચ્ચારણ અને વ્યાકરણની રચના એમાં પરંપરાગત ઊતરેલી છે. અલબત્ત, એમાં સમય જતાં થોડાક વિકારો થયા છે જે પ્રત્યેક ચેતનવંતી ભાષામાં સ્વાભાવિક રીતે થયા કરે છે.

જતે દહાડે આર્યજનમંડળમાં અનેક આર્યજાતિઓ વિશાળ સંખ્યામાં દાખલ થતી ગઈ અને સમસ્ત દેશમાં આર્ય-સંસ્કૃતિ વિસ્તરતી ગઈ. પરિણામે ઈ. સ. પૂર્વે છસો વર્ષ ઉપર ગૌતમ બુદ્ધના સમયના અરસામાં એક પ્રકારના પ્રાકૃત-સંસ્કૃતનો–લોકસંસ્કૃતનો–વિકાસ થયો. આ લોકસંસ્કૃત ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકાના મધ્યભાગમાં પણ મૂળ શિષ્ટ સંસ્કૃતથી બહુ જુદું નહોતું. અશોકના શિલાલેખો આ લોકસંસ્કૃતમાં કોતરાયેલા છે. શિલાલેખોની આ સંસ્કૃત ભાષા લોકભાષાના વિકાસમાં એક એવી ભૂમિકા દર્શાવે છે કે જે પિટકોની પાલિમાં નિશ્ચિત સ્વરૂપે પહોંચે છે. સો વર્ષ પછી અર્થાત્ ઈ. સ.ના બીજા સૈકામાં પતંજલિના સમ... પાલિ અને અન્ય ભાષાઓ મૂળ શિષ્ટ સંસ્કૃત ભા... અશુદ્ધ રૂપો નથી પરંતુ નિશ્ચિત સ્વરૂપની ભાષાઓ છે. મહાભાષ્યમાં પતંજલિ અપભ્રંશનાં જે ઉદાહરણો આપે... તે મોટે ભાગે પાલિ ભાષામાં મળી આવે છે.

ઈસ્વી સનના આરંભથી તે છેક તેરમા શતકથી શરૂ... ભાષાયુગ સુધી અર્થાત્ દેશી ભાષાઓના સંજીવન... Renaissance–સુધી–સંસ્કૃતનો પ્રભાવ સતત વધતો... પરંતુ બોલાતી ભાષા તરીકે એનો ઉપયોગ ઓછો ને ઓ... થતો ગયો. જેમ જેમ લોકભાષાઓ અથવા પ્રાકૃત ભાષાઓ... વિવિધ રૂપો ખૂબ ખીલતાં ગયાં અને અનેક પ્રાંતપ્રદેશો... વિસ્તરતાં ગયાં તેમ તેમ સંસ્કૃત ભાષા ઉચ્ચ અને ... રૂપમાં કેવળ સાહિત્ય, વિજ્ઞાન, ધર્મ અને તત્ત્વજ્ઞાનની... તરીકે મર્યાદિત થતી ગઈ.

હવે સંસ્કૃત ભાષાનો લોકસમસ્તની ભાષા તરીકે ઉપ... ઘટતો ગયો તો પણ લોકમાનસ ઉપર એનું આધિપત્ય ... સમય સુધી ચાલુ રહ્યું એ હકીકત કાંઈક વિગતથી તપાસીએ...

પાણિનિ, કાત્યાયન અને પતંજલિના નિર્દેશો ઉપ... સંસ્કૃત એ બોલાતી ભાષા હતી એ નિ:શંકપણે સા... થાય છે પરંતુ આર્યજનમંડળમાં આર્યેતર જાતિઓ... ભળવાથી એ ભાષામાં અનેક અશુદ્ધ રૂપો અને ઉપ... દાખલ થતાં હતાં અને શુદ્ધ સંસ્કૃત ભાષા માટે સમાજ... શિષ્ટજનો તરફ નજર ફેરવવી પડતી હતી. આ પરિસ્થિ... ધ્યાનમાં લઈને ઈસ્વી સન પૂર્વે છઠ્ઠા સૈકામાં બૌદ્ધ અને ... ધર્મોના ઉપદેશો સંસ્કૃતમાં નહિ પરંતુ લોકભાષામાં પ્રચલિ... થયા. આ સમયમાં પણ બ્રાહ્મણોના વૈદિક ધર્મોનો ઉપદે... સંસ્કૃતમાં જ ચાલતો હતો. અનેકજનસંકુલ સમાજ... એના નીચલા થરોને સંસ્કૃત ભાષા બોલવામાં કઠિન... લાગવા માંડી, જો કે એ સમજવામાં હજી મુશ્કેલી જણાતી... નહોતી. ઈસ્વી સનની આસપાસ અને ત્યાર પછી રચાયેલ... ક્લાસિકલ સંસ્કૃત નાટકોમાં સમાજના ઉપલા થરના માણસો... સંસ્કૃત ભાષા બોલે છે પરંતુ સ્ત્રીઓ અને નીચલા થર... માણસો પ્રાકૃત બોલે છે. લોકોની, ભાષા બોલવાની રીતિમાં... આ જાતના સ્પષ્ટ ભેદ દાખલ થયા.

બૌદ્ધધર્મના બહોળા પ્રચારથી અને ઈ. સ. પૂર્વે ... સૈકાથી ઈ. સ. પછીના ત્રીજા સૈકા સુધી કેટલાક વિદે...

રાજાઓના શાસન દરમિયાન પાલિ અથવા પ્રચલિત લોકભાષા ઘણો ફેલાવો પામી હતી. તક્ષશિલા અને કાશી જેવાં સુપ્રસિદ્ધ વિદ્યાધામોમાં સંસ્કૃત અને પાલિ બંને ભાષાઓમાં અધ્યયન અને અધ્યાપન સાથે સાથે થતાં હતાં. પરંતુ ખ્રિસ્તી સનના લગભગ આરંભમાં બ્રાહ્મણધર્મની પુનર્ઘટના થવા માંડી અને ઈ. સ. પછી બીજાત્રીજા સૈકામાં નાગાર્જુનના સમયથી બૌદ્ધધર્મનો મહાયાન પંથ બ્રાહ્મણધર્મ તરફ ઢળતો ગયો અને ત્યાર પછી ધર્મોપદેશને ગૌરવ આપવાને એણે સંસ્કૃત ભાષાનો આશ્રય લીધો અને બૌદ્ધધર્મનું સાહિત્ય ફરી સંસ્કૃત બન્યું. પરિણામે બૌદ્ધધર્મે બ્રાહ્મણધર્મની પેઠે લોકભાષામાં લોકસમૂહ ઉપર અસર કરવાનું માંડી વાળ્યું. 'બુદ્ધ અને બ્રાહ્મણ'ના સમત્વના આ સમયને ગુપ્ત રાજાઓએ પૂર્ણ રીતે બહલાવ્યો અને તેથી એ 'સંસ્કૃત સાહિત્યના સમુલ્લાસ'નો સુવર્ણયુગ બન્યો. લોકભાષાનું સામ્રાજ્ય સ્થાપવાની 'તામિલ વેદ'ની જે પ્રવૃત્તિ ઈ. સ. પછી પહેલાબીજા સૈકામાં દક્ષિણમાં દ્રવિડ દેશમાં ઉપાડવામાં આવી હતી તે પણ આખા દેશમાં વ્યાપી શકી નહિ. એ જ ભાગમાં ફરી પાછો શંકરાચાર્ય, રામાનુજાચાર્ય વગેરે ભાષ્યકારોનો સંસ્કૃતયુગ શરૂ થયો. પરંતુ ઈ. સ. પછીના તેરમા શતકથી જે 'ભાષાયુગ' મંડાયો તે સમસ્ત દેશમાં ભાષાના આધિપત્યનો મહાન યુગ હતો, જે આજ પણ ચાલ્યા કરે છે.

હવે સંસ્કૃતના અભ્યાસનું શું મૂલ્ય છે એ બીજો પ્રશ્ન વિચારીએ. અંગ્રેજી ભાષાને લેટિન અને ગ્રીક સાથે જેટલો સંબન્ધ છે તેના કરતાં પણ આપણા દેશની ઘણી ભાષાઓને સંસ્કૃત સાથે વધારે નિકટ સંબન્ધ છે. અંગ્રેજ પ્રજાના મહાન સાહિત્યકારો અને આપણા જમાના સુધીના એના ધુરંધર રાજદ્વારી પુરુષો લૉર્ડ મિલ્નર, લૉર્ડ કર્ઝન અને એસ્કિવથ જેવાએ લેટિન અને ગ્રીક ભાષા અને સાહિત્ય પ્રત્યે કેટલી મમતા અને કેટલો આદર બતાવ્યો છે એ હકીકત ઘણાને સારી પેઠે જાણીતી છે. આજ પણ ગિલ્બર્ટ મરે જેવા 'ક્લાસિક્સ'ના મહાન વિદ્વાન વિદ્યમાન છે. ઑક્સફર્ડ અને કેમ્બ્રિજમાં લેટિન અને ગ્રીકનો અભ્યાસ હાલ પણ બહુ કાળજીપૂર્વક કરવામાં આવે છે એ તે તે ભાષાઓમાં રહેલા મહાન સાહિત્ય અને જીવનની ઉત્તમ ભાવનાઓનું મુખ્યત્વે કરીને આકર્ષણ છે.

સાદામાં સાદા જીવનની સાથે સંસ્કારી ભાષા અને ઊંચા આદર્શો સહેજ પણ અસંગત નથી. ભોજ રાજાના સમયમાં નિર્દિષ્ટ થયેલ શિકારીની સ્ત્રી (लुब्धकवधूः) કે કઠિયારાની સંસ્કૃત વાણી સંસ્કારિતાની તેજસ્વી ભાવના આપણી દૃષ્ટિ સમક્ષ ઝગઝગતી રાખે છે અને જીવનની સમૃદ્ધિ અને મનોહરતા ચોપાસ વિસ્તારે છે. મનુષ્યજીવન, એની સમવિષમ અવસ્થાઓમાં, એના સુખદુઃખના અનેક પ્રસંગોમાં સંસ્કારી અને સુન્દર રહી શકે છે એ વિચાર અને સ્થિતિ ખરેખર આનન્દપ્રદ છે. પરંતુ માનવજીવન ઊંચા ગિરિશિખર ઉપર લાંબો સમય રહી શકતું નથી અને વિશાળ જનસમુદાયથી અસ્પૃષ્ટ પણ રહી શકતું નથી એ એની એક સ્વરૂપસિદ્ધ વિશિષ્ટતા છે. એટલે જ અગતિકતાએ સંસ્કૃતમાંથી પ્રાકૃત, અપભ્રંશ અને ક્રમે ક્રમે અનેક પ્રાન્તીય ભાષાઓ જન્મી.

અત્યારે લૅટિન, ગ્રીક, સંસ્કૃત આદિ ક્લાસિકલ ભાષાઓના અભ્યાસ સામે એક દલીલ એ આગળ ધરવામાં આવે છે કે અર્વાચીન જીવન્ત ભાષાઓ ઉપયોગી છે જ્યારે પ્રાચીન ભાષાઓ ઉપયોગી નથી. અલબત્ત, વર્તમાન ભાષાઓ ઉપયોગી છે પરંતુ 'ક્લાસિકલ ભાષાઓ'નું મૂલ્ય કેળવણીની દૃષ્ટિએ વિશેષ છે.

સંસ્કૃત વગેરે પુરાતન ભાષાઓનું શિક્ષણ ઘણી રીતે શુદ્ધ ગણિત કે વિજ્ઞાનના શિક્ષણને મળતું છે. સુશ્લિષ્ટ વિચાર માટે અને સાહિત્યમાં શૈલીના ઉપભોગ માટે સંસ્કૃત ભાષા ખરેખર અમૂલ્ય છે. મન્દ અને ખડબચડી વિચારસરણિની એ શત્રુ છે. મનોભૂમિનાં ખેતરોને એ કુશળતાથી ખેડે છે. ચોકસાઈ અને સૂક્ષ્મ ભાવોના આવિર્ભાવમાં એ બેનમૂન છે. સંસ્કૃત શબ્દના સમાન અર્થવાળો ગૂજરાતી શબ્દ યોજવાની તાલીમ લેવાથી શૈલીનું સ્વરૂપ સમજાય છે અને સ્વચ્છ વિચારપ્રવાહ સારી રીતે કેળવાય છે.

સંસ્કૃત ભાષાની શૈલીની વિશિષ્ટતા ઉપરાંત એની સરસતા અને સનાતનતા નવા નવા અભ્યાસ અને વિવેચનનાં ક્ષેત્રો સર્વકાળે ખુલ્લાં રાખે છે. સંસ્કૃત ભાષાના સમર્થ કવિઓ અને તત્ત્વચિન્તકોના ગ્રંથોના પરિશીલન માટે અને એના નાના પ્રકારના પદ્ય અને ગદ્યની મનોહરતાના રસોપભોગ માટે એનું અધ્યયન થવું જોઈએ એ જ કારણ એના અભ્યાસ માટે પૂરતું નથી? આપણી સંસ્કૃતિના સામાન્ય અને તાત્ત્વિક વિચારો, આપણી સામાજિક અને રાજકીય પરિસ્થિતિ ઇત્યાદિની સમજણ માટે એ ભાષાની આપણને

થોડી જરૂર છે? સંસ્કૃતના અભ્યાસનું અસાધારણ મૂલ્ય તો એના મહાન સાહિત્યમાં પ્રકટ થતી આપણી આધ્યાત્મિક ભાવનાઓ અને પ્રવૃત્તિઓ છે. જે સ્થિતિમાં આપણા મહાન પૂર્વજો રહેતા, વિવિધ કાર્યો કરતા અને સર્વ કાર્યોમાં પોતાનો સકલ આત્મા ઉતારતા એ સર્વ હકીકત સંસ્કૃત ગ્રંથોમાં અન્તર્ગત છે. એનાં કાવ્ય, તત્ત્વજ્ઞાન, સ્થાપત્ય, ચિત્ર, શિલ્પ, સર્વ કેટલાં ઉત્તમ છે! કેટલાં સૂક્ષ્મ અને સમૃદ્ધ છે! સંસ્કૃત વિદ્યા એ વિશાલ વિશ્વપટ છે. એના અનંત પટ ઉપર લખેલા અક્ષરોના ઉકેલ માટે એ ક્ષણેક્ષણે સાક્ષરવિવેચકોને આવાહન કરે છે. એનું વિવેચન, એનું અર્થસ્ફોટન અખૂટ છે. પ્રત્યેક યુગને એ અભિનવ પ્રેરણા અને પ્રકાશ આપ્યા જ કરે છે.

સંસ્કૃત-સાહિત્યમાં વિલસતી મહાન ભાવનાઓ ઊગતા જમાનાના ઘડતરમાં અસરકારક થાય એ પ્રત્યેક વિચારશીલ વિદ્યાગુરુનો અભિલાષ રહે છે. રામચંદ્ર, યુધિષ્ઠિર, સીતા અને શકુંતલા જેવાં પાત્રો મનુષ્યજીવનની ઉદ્દંડ દીવાદાંડીઓ છે અને એમના જીવનના સનાતન અંશો સર્વકાલીન પ્રેરણાનાં પ્રભવસ્થાન છે. પૂર્વોક્ત પાત્રો જે ભાવનાની પ્રતિમાઓ છે તે જ ખરેખર સાચાં છે. આપણે બધાં જે ખાઈએ છીએ, પીએ છીએ, ફરીએ છીએ અને અનેક ક્રિયાઓ કરીએ છીએ તે માત્ર એ પ્રતિમાઓની છાયા જેવાં છીએ. જેટલા અર્થમાં તેઓ વાસ્તવિક છે તેટલા અર્થમાં અરે! તેના અલ્પતમ અંશમાં પણ આપણે વાસ્તવિક નથી! જેટલી ભાવના સાચી છે તેટલી વાસ્તવિકતા સાચી નથી. વાસ્તવિકતામાં જેટલી ભાવના ભરાય, તેટલી એની સત્યતા વધે. અલબત્ત, સાહિત્યની ઉત્તમ ભાવનાઓ અને ઉદાહરણો વિદ્યાર્થીઓ સમક્ષ અસરકારક રીતે મૂકવામાં શિક્ષણની ભારે કલા રહેલી છે. એને શિક્ષણવિષયક સદાચારનું નામ પણ આપી શકાય. કલા એ એકતાસાધક મહાન તત્ત્વ છે; જુદી જુદી હકીકતો, જુદાં જુદાં કથનો, કુશળ શિક્ષાગુરુની કલા વડે એકરસ બને છે, વિદ્યાર્થીના અંતરમાં ઠરીને ઠામ બેસે છે, અને ધીમે ધીમે અનેક પરિણામો પામી યોગ્યકાળે કોઈ અભિનવ સર્જનરૂપે અવતરે છે. કઠણમાં કઠણ અને દેખીતો કર્કશ વિષય પણ કલાનો સ્પર્શ થતાં જ 'the light that never was on sea or land'— રસિક અને મનોહર બને છે અને અપાર આનંદ [illegible] કરે છે.

સંસ્કૃત ભાષાના ભાવિને માટે એક મોટી કસોટી [illegible] છે કે એના અધ્યયનમાં પરસેવો સારી પેઠે ઉતારવો પ[illegible] સંસ્કૃતની આ કઠિનતાને લીધે એમાંથી પ્રાકૃત ભા[illegible] જન્મી છે એ હકીકત સારી પેઠે જાણીતી છે. [illegible] કઠિનતાને લીધે મોટા ભાગના વિદ્યાર્થીઓ શાળા કે મહા[illegible] છોડયા પછી જીવનમાં એને ભાગ્યે જ સાથે રાખે છે. [illegible] મનોહર વિસ્તાર દૃષ્ટિ સમક્ષ પથરાવા માંડે છે ત્યાં [illegible] ઘણાખરાનો સંબંધ એની સાથે પૂરો થાય છે! પરંતુ [illegible] કઠિનતા એના વ્યાકરણના પાંડિત્ય ઉપર ભાર મૂક[illegible] લીધે ઉત્પન્ન થાય છે. વ્યાકરણને હળવું કરીને અથવા [illegible] ઉપર મૂકીને પણ એનો અભ્યાસ થઈ શકે છે. એને [illegible] આપણા શિક્ષણશાસ્ત્રીઓએ સહાયતા કરવાની છે. આ[illegible] સંસ્કૃતિનો ઇતિહાસ આ ભાષામાં ભર્યો છે અને આ[illegible] અર્વાચીન ભાષાઓની સમૃદ્ધિ અને વિકાસનાં બીજ એ[illegible] રહેલાં છે એ વસ્તુસ્થિતિની ઉપેક્ષા થઈ શકે તેમ ન[illegible] સંસ્કૃત સાથે જીવન્ત સંબંધ બાંધી શકાય તો એનાં અ[illegible] મીઠાં ફળ જીવનમાં ચાખી શકાય છે. જીવનને અવલોક[illegible] અને એના નિગૂઢ પ્રશ્નો સમજવાની મહાચાવી પણ એ[illegible] અભ્યાસમાંથી મળી આવે છે.

છેવટે, 'the language which Shakesp[illegible] spoke and Milton spoke—જે ભાષા શેક્[illegible] બોલ્યા અને મિલ્ટન બોલ્યા—એને માટે અંગ્રેજ પ્રજા [illegible] વાસ્તવિક ગૌરવ લે છે તે જ પ્રમાણે—'the langu[illegible] which Kalidas spoke and Shankar spok[illegible] જે ભાષા કાલિદાસ બોલ્યા અને શંકર બોલ્યા એ[illegible] સમજવા માટે અને એનું રસપાન કરવા માટે આ[illegible] ઊછરતી પ્રજાએ યત્ન કરવો ઘટે છે.

શ્રીયુત કમળાશંકરભાઈ પ્રત્યે મિત્રકૃત્ય કરવાની સુંદર [illegible] આપવા બદલ હું આપ સર્વનો ઉપકાર માનું છું. આપે [illegible] અહીં આ કાર્ય માટે બોલાવ્યો અને શાંતિપૂર્વક સાંભળ્યો [illegible] માટે હું આપનો બહુ કૃતજ્ઞ છું.

---

વિનોદિની નીલકંઠ

રાણીખેત કેવું રૂપાળું અને રઢિયાળું ગામ છે તે તો જાતે જોયું ત્યારે જ સમજાયું. શહેરી સુંદરીઓ પાઉડર અને લાલી લગાડી, “હું કેવી સુંદર છું, મારા તરફ નજર કરો” એમ જાણે કહી રહી હોય છે, તેવી જ રીતે સીમલા, મસૂરી, ઊટી અને નૈનીતાલ જેવાં હવા ખાવાનાં પહાડી સ્થાનો પણ ખ્યાતિ પામી ચૂકેલાં છે. પરન્તુ રાણીખેત બહુ ઓછું જાણીતું, છતાં અઢળક શોભાથી સમૃદ્ધ છે, તેથી કોઈ સૌન્દર્યવતી પહાડી ગ્રામકન્યા જેવી–જગથી અજાણ–તેની રૂપશ્રી દીસે છે.

દેવદાર અને ચીડ(પાઇન) બાંઝ(ઓક) અને યુકેલીપ્ટસ તેમ જ બીજાં અનેક ભવ્ય રાક્ષસી કદનાં ઝાડથી ઘટાદાર બનેલા ત્યાંના એકાન્ત રસ્તાઓ એટલા તો સુન્દર છે કે તેની ઉપર ચાલતાં, અકથ્ય ભાવોથી હૃદયને તે આવરી લે છે. ચેસ્ટનટનાં ફૂલનાં ઝૂમખાંભર્યાં ઝાડ કે શિરીષનાં ફૂલની ચમરીઓ પાછળ સંતાઈ એકાદું લક્કડખોદ જેવું જણાતું કોઈ પહાડી પંખી મીઠું અધીરું ગીત વારંવાર પૂકારી ઊઠે અથવા પાઇનની વનરાઈમાંથી ગળાઈને વાતો પવન, દૂરથી ચઢતી સાગરની ભરતી જેવો ઘૂઘવાટ કરે ત્યારે જ માત્ર તે ચિત્ર-નિવેપિત જેવા નીરવ જણાતા રસ્તાઓની ચિરશાન્તિમાં ભંગ પડે છે. બાકી એકાદ કલાક ચાલતાં સામે એકાદું માણસ મળી જાય તો નવાઈ લાગે–એવું એકાન્ત આ સ્થળ છે.

હિમાલયનાં ઘણાં પ્રખ્યાત શિખરોનાં એકી સામટાં દર્શન રાણીખેતથી ઘેર બેઠાં થઈ શકે છે. પોતાના સુઘટિત આકાર વડે ખ્યાત બનેલો નીલકંઠ, પ્રતિવર્ષે હજારો યાત્રાળુઓની ચરણરજ ઝીલતો બદ્રિનાથ, હિમાલયના સાચા આશક ફ્રેન્ક સ્મિથે એક જ શેરપા સાથીદાર સાથે ચઢી જઈ જેનું નામ જાણીતું બનાવ્યું તે કામેટ અહીંથી બહુ સ્પષ્ટ રીતે દેખાય છે. ત્રણ અણિયાળાં શિખરોને આસમાન તરફ ધરીને, મહાન જોદ્ધાના હાથથી ખડો રહેલો–યથાર્થનામ–ત્રિશૂળ અહીંથી સૌથી નજીક હોવાથી સૌથી ભવ્ય દેખાય છે. જેની પાસે જતાં ડર લાગે એવી દોરદમામવાળી, જાજ્વલ્યમાન કોઈ સામ્રાજ્ઞી શી નન્દાદેવી અને પડખે લંબાતા બરફભર્યા નન્દા–કોટને લીધે વધુ ફેલાયલી દીસે છે, અને છેલ્લો જણાય છે–પહાડી મુસાફરોને પરિચિત એવો પંચાવલિ. હિમાલયનાં આવાં સુલભ દર્શન બીજે ક્યાંયે થતાં હશે?

કાટગોદામ છેલ્લું રેલ્વે સ્ટેશન છે, ત્યાંથી રાણીખેત પહોંચવા માટે બાવન માઈલ લાંબી મોટરની પાકી સડક છે. પંથ લાંબો છે, પણ ઉપર ચઢતા જઈએ, તેમ શીતળ વાયરો વાતો જાય છે અને લગભગ આખે રસ્તે ઝાઝા પથ્થર અને થોડા પાણી વાળી કોશી નદી વહેતી જાય છે. રસ્તે કાળાં મીઠાં શેતૂર, સ્ટ્રૉબેરી અને કાફળ નામનાં ફળ વેચાય છે. આખે રસ્તે નાનાં ગામડાં આવ્યાં જ કરે છે. પહાડોની ઢળકતી ટેકરીઓ ઉપર પગથિયાં પાડી ખેતી કરી જીવન-નિભાવ કરતા અસંખ્ય માણસો ત્યાં વસે છે. એ સર્વ ગામડાંઓમાં “ગરમ પાણી” નામનું ગામ તેના અવનવા નામને લીધે મુસાફરોને ખાસ આકર્ષે છે. ત્યાં પૂછતાં જણાયું કે શિયાળામાં ત્યાંના પહાડમાંથી પુષ્કળ વરાળવાળું ગરમ પાણી નીકળે છે, તે ઉપરથી ગામનું નામ પડયું છે. અમે ગયાં ત્યારે તો ત્યાં પાણી તદ્દન ઠંડું હતું. પરન્તુ બહુ સરસ તાજી મોટી ગરમાગરમ પૂરી અને શાક મળતાં હતાં. પેટ ભરાઈ જાય એવડી મોટી એક ગરમ પૂરી એક આનામાં મળે, અને એ જાતનાં ચમચો ચમચો શાક મફત! કશું પણ મફત મળે તો આપણને–અમદાવાદી લોકોને–ખૂબ આનન્દ થાય છે, નહિ?

રાણીખેત પાસે આવતાં જ વરસાદ શરૂ થયો. અમે ઊતર્યાં ત્યારે ખાસ્સું માવઠું વરસી રહ્યું હતું. જાતે પલળીશું, છોકરાંને શરદી લાગશે, બિસ્ત્રા ભીંજાઈ જશે, એવી ફિકર

કરતાં અમે "વેસ્ટ-વ્યૂ" હોટેલમાં પહોંચ્યાં, ત્યારે ક્યાં ખબર હતી કે સમીસાંજના આ ઝાપટાને લીધે, બીજે દિવસે હિમાલયની પર્વતાવલિ બહુ જ સ્પષ્ટતાથી જોઈ શકાશે? વિપત્તિ આવી પડે ત્યારે તેમાંથી કયું શુભ પરિણામ નીપજી આવશે, તે સમજ્યા વગર, આપણે પામર માનવજન્તુઓ કેટલા ગમગીન બની જઈ એ છીએ?

પહેલી રાત્રે ખૂબ ટાઢ પડી. સવારે પાંચ વાગ્યામાં દિવસ ઊગી ગયો અને તૈયાર થઈ અમે હિમાલયનાં વિશ્વ-વિખ્યાત શિખરોને દર્શને દોડ્યાં. ઊગતા બાલરવિનાં કુંકુમભર્યાં કિરણોને પોતાના હિમાચ્છાદિત શિર ઉપર રમાડતા, નચાવતા, ખેલાવતા અમે એ સ્થિતપ્રજ્ઞ દેવોનાં દર્શન એકી સાથે કરીને જન્મ લીધેલો સાર્થક કર્યાનો જાણે સંતોષ અનુભવ્યો. નીલકંઠ, બદ્રિનાથ, કામેટ, ત્રિશૂળ, નન્દાદેવી નન્દાકોટ અને પંચાવલિ—હિમાલયના આ વીસહજાર ફીટથી ઊંચા જગમશહૂર પર્વતોની હકીકત દેશી તેમ જ પરદેશી મુસાફરોની કલમે લખાયલી વાંચી હતી, આ ગિરિમાળાનાં વર્ણન અને વખાણ અનેક પુસ્તકોમાં વાંચેલાં, પણ તે સર્વ, આ સાક્ષાત દર્શન સમયે ઝાંખાં, ઓછાં અને અધૂરાં લાગ્યાં. વળી અમારાં પોતાનાં ગ્રહણશક્તિ પાત્રો પણ બહુ છાછરાં માલમ પડ્યાં. ખૂબ ખૂબ વાર સુધી અમે આંખો અને હૈયું ભરી ભરીને તે તુષારકાન્તિને નિરખી રહ્યાં.

રાણીખેત ગામ સ્વચ્છતામાં, આખા દેશમાં અજોડ ગણાય છે. અહીંની મ્યુનિસિપાલિટીમાં કોણ સભ્યો છે, ચૂંટણીમાં કેવા ઝગડા થાય છે, સત્તા હાથ કરવા કયો પક્ષ મથે છે, એ જાણવાની અમે પરવા ન કરી. પરન્તુ આખા ગામને રસ્તે રસ્તે કુંડાં ગોઠવી, રસ્તાની બન્ને બાજુએ રંગ-રંગીન ફૂલ ઉગાડી ગામની કુદરતી શોભામાં અનેકગણી વૃદ્ધિ કરનાર સત્તાધારીઓ ન પીછાન્યા વગર તેમને માટે આપો-આપ આદરવૃત્તિ ઉત્પન્ન થઈ. પહેલવહેલાં ફરવા નીક... ત્યારે અમને એમ લાગ્યું કે જાહેરમાર્ગ ભૂલી અમે કોઈ... ખાનગી ઉદ્યાનમાં ભૂલથી ચાલી રહ્યાં છીએ. ... તેમ જ પરદેશનાં અનેક પહાડી ગામો જોયાં છે. ... રાણીખેત જેવી આ પ્રકારની ફૂલરચના બીજે ... જોયેલી યાદ નથી.

અને શી અહીંની વનરાજિની અભિરામ સુશો... આપણે સામાન્ય રીતે કહીએ છીએ કે 'લીલાં ઝાડ...' પરન્તુ વનની શ્રી તરફ નજર કરતાં આંખ કેટકેટલા ... ભાળી રહે છે! ખુલ્લો લીલો, ઘેરો લીલો, પીળો, ... પોપટીઓ, ભૂરાશ પડતો લીલો, પીળાશ પડતો ... લીલાશ પડતો વાદળી, બદામી, સોનેરી — જેટલાં ... તેટલા જાણે રંગ! દરેક રંગને નામ આપવું પણ મુ... થઈ પડે એવું કામ છે.

વળી ફૂલ! હિમાલયની આ તો માત્ર સૌથી શરૂઆ... ટેકરીઓ ગણાય; પણ શાં વિવિધરંગી પુષ્પો! આં... મોહિત કરે એવાં અહીંનાં વનકુસુમો ગુજરાતની સપાટ ... ગરમ ધરતી ઉપર તો ઊગી કે જીવી પણ ન શકે. એ ... જ ફૂલનાં નામ યાદ રાખવાનો પ્રયત્ન શરૂ કર્યો અને ... વિચાર આવ્યો: આ ફૂલ છે. ખૂબ જ રૂપાળાં છે. તે... નામ યાદ રાખીને મારે શું કરવું છે? નયનરં... ચિત્તરંજન, દિલપસંદ આ ફૂલને જોઈને જ સંતોષ કે... માણવો? દરેક ખૂબસૂરત વસ્તુમાંથી જ્ઞાન ચૂસી લે... પ્રયત્ન કરવાની જરૂર ખરી?

રાણીખેતથી જ્યારે હિમાચલનાં દર્શન થાય છે, ... ઉદાર હાથે કુદરતે ત્યાં વેરેલું સૌન્દર્ય ઠેર ઠેર નજરે પડે ... ત્યારે તે સર્વના સરજનહારની ચરણરજ માથે ચ... મારું મન અધીરું બની જાય છે.



# સૌંદર્યને....

દૂર દૂર દ્યુતિ ને તમિસ્રના
મિશ્રરંગ પડદા સરી રહ્યા,
ત્યાં અપૂર્ણ તવ દર્શનો થયાં
ઝંખના અમર તીવ્ર ધારવા.

આ અસંખ્ય ગત જન્માજન્દગી
તવ જ્વલંત ચરણે ઢળી રહી,
સ્વપ્નની અગણુ જેમ પાંખડી
પ્રાણુનાં કમળને વીંટી રહી !

(૧)

પ્રેમ, એ પ્રથમ પ્રેમના દિનો :
નીલ ગુંબજ હસે ખગોલનો !
નિર્ઝરો સમ પ્રસન્ન નાચતા
પાય, ના ધરતી–તીર થંભતા !

ચિત્તનાં કિસલયો ઝોલી રહ્યાં
સ્વપ્નની સજલ સોનલી ઉષા,
વાણીમાં, નયનમાં, સમસ્તમાં
એક ઉદ્‌ગ્રીવ તૃષાની રમ્યતા !

એ દિને પ્રથમ તું મળી હતી
નિર્મળાં શરદ વ્યોમથી સરી,
ડુંગરાની પગદંડીએ જતી
મારી જેવી જ અપૂર્વ લાગતી.

કેટલી સરલ સ્નેહની મતિ ?
તે છતાં વિરલ સ્વપ્ન–સંગતિ !
શું ન તેં પણ પિછાણી એ ઘડી :
આંખ આંખથી મળી અચિંતવી,
સત્ય ને સપન લોક સાંધતી
દિવ્ય–ઘટાની મરમાળી સંધિની ?

ચિત્તથી ચપલ વેગથી જયમ
આવરે જલદ એ નિરભ્રને,
તેમ અંતર સમસ્ત સંચરી
શી મહા ધબક પ્રાણવેધિની !

આ પિછાનની નવાઈ ભેદતાં
નેન નેનથી હસી લસી રહ્યાં,
કીકીનાં ગહન એ ઊંડાણમાં
તેજના સ્મિત–તરંગ ઊઠતા.

કંપતાં વિટપ નીલ વૃક્ષનાં,
દૃશ્ય દૃશ્ય પર સ્વપ્ન નીડનાં,
બેઉ બાજુ નમી ઘેરતી ઘટા
નોતરી રહી સહ પ્રવાસમાં !

પુષ્પ પુષ્પ પર કંપતાં સ્મિતો
શ્વાસમાં સુરભિઘેનના કણો,
ખુશનુમા પવનના તરંગનો
સ્પર્શ અંતર રિઝાવતો જતો !

ભાવિના અકળ સૌ વળાંકમાં
રમ્યતા રમતી તેજછાંયડા !
આજ તો રજકણોય જાગતાં
સ્નેહની અયનભૂમિ ફેલતાં !

પંથ આ કદી નથી પૂરો થવો,
સ્નેહનો અમર સ્રોત ગુંજતો,
જિન્દગી છ હરિયાળી ભોમકા
પ્રેમ એક ચિર કેકૂકાર શો !

(૨)

આ ઉદાસ અવકાશની તળે,
આ અસ્પષ્ટ દિનતેજના ઉરે,
વૃક્ષની અલસ આકૃતિ ઊઠે,
આજ અંતર વિષાદ આવરે !

ક્ષેત્ર ક્ષેત્ર અવલંબતાં સરે !
મૃત્તિકા અરસ – પ્રાણુ વિસ્તરે;
આ અતાપ તપનો મહીં રડે
મૌનનાં કિરણ સ્તબ્ધ ચાકડે.

ધૂળ. ધૂળ, નળિયાંય ભૂખરાં,
ડેલીએ લટકતાં જૂનાં કડાં,

શેરીએ ધૂળ અનેક આંકથી
ચોકમાં લય થતી સરી જતી.

આંગઠો અધબળી પડી હતી,
અર્ધદગ્ધ શી તાવડી પડી,
ત્યાં પૂરા સમયથી સમાધિમાં
બે નમેલમુખ ગર્દભો ઊભાં.

નિઃસરે દિવસ કાલિમા વિષે,
કાલિમા દિવસમાં હસી રહે,
અંતરે ભભૂકતા હુતાશનો
જો થયો સમય સર્વ ધૂંધળો.

ધૂંધવી વરસ કેટલાં ધૂણી
આયુનાં વિફલ વર્તનો તણી ?
રંગહીન દિનના દિનો મહીં
ભસ્મથી દિશદિશા ભરી હતી !

કૈં જ ના સુખની લાગણી રહી,
દુઃખની કહક તેમ ના રહી,
નિસ્તરંગ સરિતા સમી સરી
જિન્દગી વિફલતા વિષે જતી.

અન્સુ ! અન્સુ ! અહ કેટલાં ગયાં
વર્ષ ? આ હૃદયનાં દલો યદા
એક એક ખરતાં ઉપેક્ષિત
વાયુમાં, સુરભિ સ્વપ્નવેષ્ટિત ?

કેટલી અરવ વાત પ્રાણની
આ અલિપ્ત ફલકે બની જતાં
મર્મપૂર્ણ ઘટકોની સાધના
જેમ, નિસ્તલ વિષે વહી ગઈ !

જેમ કોઈ સ્મૃતિ - હન્ત રાતમાં
પૂર્ણ સાગર બઢે દિશાન્તમાં,
કિન્તુ દગ્ધ ઉર રક્ત ચંદ્રમા
નીરવે ડૂબી જતો પથારમાં !

એમ શું ચરમ મારી ઝંખના
નિસ્તલે અણબુઝી ડુબી જશે ?
ને અહર્નિશ બધિર ઘોષમાં
વિશ્વનો ક્રમક સિન્ધુ ડોલશે ?

( ૩ )

મૌનમાં પણ વધુ નહીં સહું;
પ્રેમ આ જગતમાં સહે બહુ,
આપણી જ ઘટના મટી કશે-
-જીવને જ કહીં એ અસત્ય છે.

જો, ઉરે જુગની જાગી જાતના,
કેમ રે, સહવી આવડી વ્યથા ?
વર્ષ જે વહી ગયાં અપ્રાપ્યમાં
વીજ જો પ્રખડી ખંડિયેરમાં.

ઓહ, આ હૃદય કેટલું સહે,
આર્તિ જે અકથ ખોટની દહે !
સંશયો સકલ છેદતી હવે
મૂર્તિ તારી પથ, જો, જુદે વળે !

આપણા અફર આ વિયોગમાં
ફાંસલા નિયતિ-બંધના પડયા,
ખોલતા સપનત્યાગની કથા
દષ્ટ ખાલી વસવાટ આ થયા.

કેટલી સમજહીન મૂઢતા,
ભૂલની પર થશે છ ભૂલના;
આ સમાજ તણી ઘોર શાસના:
આ દલો-કુસુમ ગટરે પડયાં !

જાણતો પણ અહો, શમે ન કાં
દર્દ આ વિફલ કાજ જાગતાં ?
સ્વપ્ન આ ક્યમ સ્ફુરે પુનઃ પુનઃ
ભસ્મ શું ફરીથી સર્જશે ફૂલ ?

કાલના અપરિમેય આંગણે
આયુ એક જ, અધુરું છેક છે !
ને બધી પલપલો વિયોગની
રે અરે મરણથીય વ્યર્થ છે !

જે સહ્યું સૃજન વહ્નિ તાપણે,
તાપ દગ્ધ દુનિયા નીંભાડવે,
વ્યર્થ એ, વિફલ એ, કહ્યે છતે
સહ્ય એ વિફલતા નહીં બને.

કેટલી અનનુભૂત શક્યતા
તાહરી અમૃત દેહમાં ભરી ?
કેટલી વિલયહીન ભાવિની
સર્જના પ્રણયી પ્રાણમાં ભરી ?

આયુ જે અયુત માંહિ ઉદ્‌ભવ્યાં,
દેહ બે જીવન કાજ જાગિયા,
પ્રાણ બે અમર બંધને જડ્યા:
શૂન્યમાં શું દહનો જગાડવા ?

કોણ ક્‌હે સમજવું અશક્ય જે,
પ્રેમ આ કહું 'અબુધ' હું ભલે,
માનવી વિગતને સ્મરી રડે;
મૂર્ખતા, પણ શું એ જ અંત છે ?

અંત એ નથી; નહીં, નહીં, નહીં,
કૈંક તો જરૂર સત્ય છે તહીં;
દુઃખ એ પણ સજીવ છે. અહીં
છો ન ઉત્તર, અવશ્ય છે કહીં.

પ્રાણનાં સતત ભિક્ષુ લોચનો
કેટલા યુગ અહો, વહી ગયા ?
કેટલાં વિફલ વેદના દવે
ભસ્મ જીવન ગુલો સમાં થયાં ?

કેટલાં ? કયમ કહી શકાય એ ?
આયુ આ અધુરું એક માત્ર છે !
પુષ્પ જે ફલ અમૂર્ત ધારતે
કેટલાં, કહીં વસંતમાં ખર્યાં ?

મૂક માનવ ઉરોની ચાહના,
જો, યુગો દહન ધારી એ ઊભાં;
વ્યોમના અતલ 'નિર્વિકાર'માં
કેટલાં અસહ્ય ક્રંદનો ભર્યાં !

(૪)

ક્રંદનો વિફલ છો શમી ગયાં,
મૃત્યુ પાર જીવનો નવાં ઊઠ્યાં,
સર્જનોલ્લસનના સમુદ્રમાં
જો અમર્ત્ય વડવાનલો ઊઠ્યા !

ના, નહીં જ નહિ અંત કોઈ દા',
આ અમૂર્ત રૂપ-સર્જના તણો;
ઘાટ છો અગણ ભગ્ન થૈ પડ્યા,
આ મહા ઘટ ઘડાય ભાવિનો.

મૃત્યુથી જ ઇહ તીવ્ર ઝંખના,
ઝંખનાથી જ અનંત સત્ય આ,
રૂપનું પરમ સત્ય પામવા
પ્રેમની અમર પ્રાણ સાધના !

સાધના અમ પ્રચંડ પ્રાણની
પ્રેમથી અમર એકતા તણી,
દુઃખથી દલિત પ્રાણમાંય તે
જો સનાતન ઉષા પુકારતી !—

"આવ, ઓ ! –અતટનો ન હો ડર–
નિસ્તટે તટ અસીમતા તણા,
આવ, ઓ ક્ષણિક માનવી ઉર !
કાલહીન તવ પ્રેમ પામવા !"

**સ્વપ્નસ્થ**

---

[ અનુસંધાન પૃ. ૨૦૫થી ]

**વીરગામ રોડ, પડખેથી ભિખારી પસાર થાય છે, એને જોઈને આંધળો :**

આ કોણ છે ? જેની નજર તોફાન મચવે,
ને હથેલીમાં રૂપાળું આ જગત નચવે !

**વાભા, પડખેથી વેશ્યા પસાર થાય છે, એને જોઈને ભિખારી :**

અરે, આ દેહ પર છે કેટલી દોલત !
દશમા ભાગની મારી કને જો હોતને તો આમ
ના બોલત !

**પાલવા, પડખેથી પતિયો પસાર થાય છે એને જોઈને વેશ્યા :**

અહો, શી ખુશનશીબી ! કોઈનીયે આંખ જ્યાં
રોકાય ના,
છૂરી સમી ભોંકાય ના !

**બોરીબંદર, પડખેથી કવિ પસાર થાય છે, એને જોઈને પતિયો :**

વેશ્યા, ભિખારી, આંધળો ને ફેરીઓ,
ક્‌હો, કેમ લાગે છે મને સૌ આ જનમના વેરીઓ ?

**મધરાત, એકાંતમાં એની કાવ્યપોથીમાં. કવિ :**

બસ, ચૂપ રૂહો, નહીં તો અહીંથી ચાલવા માંડો...

---

# ભારત અને ચીન : પ્રાચીન સાંસ્કારિક સંપર્ક

ભોગીલાલ જ. સાંડેસ[illegible]

જગતભરમાં સૌથી મોટી જનસંખ્યા ધરાવતા બે દેશો ભારત અને ચીન આજે મોટા સંક્રાન્તિકાળમાંથી પસાર થઈ રહ્યા છે. થોડા જ સમય પહેલાં ચીનનું રાજકીય સ્વરૂપ બદલાઈ ગયું છે અને આશ્ચર્યજનક રીતે એણે પોતાની નવરચના શરૂ કરી છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ભારતના ઇતિહાસમાં પણ એક અપૂર્વ પ્રકરણનો પ્રારંભ થયો છે. દેશના વિભાગીકરણ બાદ એક પછી એક ઊભી થયેલ અનેકાનેક વિષમ પરિસ્થિતિઓને કારણે વહીવટ અને સંગઠનમાં કેટલુંક બાહ્ય શૈથિલ્ય નજરે પડે છે, પણ સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી, અનેક માનવ અને કુદરતી આફતો સામે દેશનું નાવ સ્થિર રાખવા માટે સરકારે કરેલા ભગીરથ પ્રયત્નો અને દેશની વિરાટ જનસંખ્યા ઉપર નવીન પરિસ્થિતિના પડેલા પ્રત્યાઘાતો તથા એમાંથી પ્રગટતી એક વિલક્ષણ પ્રકારની નવજાગૃતિ–એ બધું અપાર શકયતાઓથી ભરેલું છે.

દુનિયાની સૌથી પ્રાચીન સંસ્કૃતિઓ પૈકી બે જ્યાં વિકસેલી છે એવા આ બે દેશો–ભારત અને ચીન–નજદીકના પડોશીઓ છે અને ઘણા જૂના સમયથી ભૌતિક તેમ જ આધ્યાત્મિક બાબતોમાં આદાનપ્રદાન દ્વારા પરસ્પરને ઉપયોગી થતા આવ્યા છે. એક બાજુ ભારતની આર્ય અને દ્રાવિડ ભાષાઓ તથા બીજી બાજુ ચીનની મોંગોલ ભાષાઓ વચ્ચે માત્ર લેખનપદ્ધતિમાં જ નહિ, પણ વિચારો ગોઠવવાની અને વ્યક્ત કરવાની રીતમાંયે જે મૂળભૂત તફાવત છે એ ધ્યાનમાં રાખીએ ત્યારે તો, જે સેંકડો ભારતવાસીઓ તેમ જ ચીનાઓએ–ભારત અને ચીનની વચ્ચે આવેલી દુર્ગમ ગિરિમાળાઓ જેવી–એ ભાષાની મુસ્કેલી ઉપર વિજય મેળવીને, બન્ને દેશો વચ્ચે સાંસ્કારિક સહકાર સ્થાપવાનું કાર્ય, ધીરા વાહનવ્યવહાર અને સંકટમય પ્રવાસના એ યુગમાં કર્યું એ માટે ખરેખર માન થયા વિના રહેતું નથી.

આર્ય ભારત સાથે ચીન ઘણું કરીને ઇસવી સન પૂર્વે [illegible] શતાબ્દીઓમાં સંપર્કમાં આવ્યું હતું, પણ તે ચોક્કસ[illegible] ક્યારે અને કેવી રીતે, એ આપણે જાણતા નથી. ઈ. સ. [illegible] છઠ્ઠી સદીના મનાતા લાઓ ત્સેના ‘ તાઓ–તેહ–કીંગ ’ [illegible] ઉપનિષદના તત્ત્વજ્ઞાનમાં ધ્યાન ખેંચે એવાં સામ્યો છે. [illegible] લાઓ ત્સેનું ‘ તાઓ ’ અને ઉપનિષદનું ‘ ઋત ’ (અ[illegible] બ્રહ્મ ) એ બન્ને, એક પ્રકારનાં તત્ત્વો ચીન તેમ જ ભારત[illegible] સ્વતંત્ર પર્યેષણાને પરિણામે પેદા થયાં હોય એ સંભવિત [illegible] કેટલાક વિદ્વાનો ઈ. સ. પૂર્વે પહેલી સહસ્રાબ્દીના મ[illegible] ભાગમાં ભારત અને ચીન વચ્ચેના સંપર્કની શકયતા મા[illegible] છે. આ સંપર્ક ઘણું કરીને મધ્યએશિયા દ્વારા થયો હ[illegible] ચીનો સેનાપતિ અને મુસાફર ચાંગ કિએં ઈ. સ. પૂર્વે બી[illegible] શતાબ્દીમાં મધ્યએશિયામાં આવ્યો હતો અને ત્યાં ચિન[illegible] રેશમ તથા વાંસમાંથી બનાવેલી વાંસળીઓ જેવી ચિન[illegible] બનાવટની વસ્તુઓ ભારત દ્વારા મધ્યએશિયામાં આ[illegible] જોઈ આશ્ચર્ય પામ્યો હતો. આ વસ્તુઓ હાલના યુનાન [illegible] આસામના માર્ગે ભારતમાં આવતી હતી. વાંસળીઓ[illegible] ઉલ્લેખ ખાસ રસપ્રદ છે, કારણ કે સંસ્કૃતે ઉછીના લી[illegible] ચિનાઈ શબ્દો આપણે માત્ર પાંચ જાણીએ છીએ. (૧) [illegible] તો ચીન નામ; (૨) બીજો, જેમાંથી વાંસળી બનતી હતી [illegible] પ્રકારના વાંસ માટેનો શબ્દ कीचक; (૩) ત્રીજો શબ્દ મુસા[illegible] જે મહાભારતમાં અને બૌદ્ધ સંસ્કૃતમાં મળે છે અને [illegible] અર્થ ‘ એક પ્રકારનું રત્ન ’ થાય છે. રત્નપરીક્ષાના કેટ[illegible] જૂના ગ્રન્થોમાં એક રત્નનું मुसारगल्ल એવું નામ મળે છે [illegible] પણ આ मुसार શબ્દ જોવામાં આવે છે; (૪) ચોથો આ[illegible] सिन्दूर શબ્દ. એ શબ્દ તેમ જ ‘ સિન્દૂર ’ નામે ઓળખ[illegible] વસ્તુ ચીનમાંથી આવેલ છે; (૫) પાંચમો શબ્દ તે ‘કાગળ[illegible] એક સંસ્કૃત પર્યાય છે. સંસ્કૃત તેમ જ ચિનાઈ ભાષાઓ[illegible] તુલનાત્મક અભ્યાસી ડૉ. પ્રબોધચન્દ્ર બાગચીએ બતાવ્યું [illegible] કે ‘ કાગળ માટેનો ચિનાઈ શબ્દ ‘ ત્સી ’ ૭મી-૮મી શતાબ્દી[illegible]

નામ એવા રૂપે સંસ્કૃતમાં સ્વીકારવામાં આવ્યો હતો. જો કે ઉપલબ્ધ સંસ્કૃતમાં આ શબ્દનો પ્રયોગ હજી મળ્યો નથી, પણ એ તો જાણીતું છે કે સાહિત્યમાં જેમનો પ્રયોગ મળી શક્યો ન હોય એવા ઘણા શબ્દો વ્યવહારમાં પ્રચલિત હતા અને છે.

'મહાભારત'માં કૌરવોને પક્ષે લડનાર રાજાઓમાં ચીનના રાજા ભગદત્તનું નામ પણ છે. કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં, મનુસ્મૃતિ'માં તથા ત્યાર પછીના બીજા ઘણા ગ્રન્થોમાં ચિનાઈ રેશમનો ઉલ્લેખ ચીનાંશુક તરીકે થયો છે. ઈસવી સન પૂર્વે પહેલી અથવા બીજી શતાબ્દીમાં ભારત અને ચીન વચ્ચેનો દરિયાઈ રસ્તો જાણીતો હતો. ઈસ્વી સનની પહેલી શતાબ્દીના અરસાની ગુણાઢ્યની 'બૃહત્કથા' ઉપરથી પ્રાકૃતમાં રચાયેલા કથાગ્રન્થ 'વસુદેવ-હિંડી'માં ચીન સાથેના ખુશ્કી તેમ જ તરી વ્યવહારમાર્ગની નોંધ છે. એમાં ચારુદત્ત નામે એક વહાણવટી પ્રિયંગુપટ્ટણ નામે બંદરેથી માલ ભરીને ચીનસ્થાન અથવા ચીન, સુવર્ણદ્વીપ અથવા સુમાત્રા અને યવદ્વીપ અર્થાત્ જાવા જાય છે. વળી એ જ વેપારીને ખુશ્કી માર્ગે મુસાફરી કરતાં, ઇશાન ખૂણાને રસ્તે જઈ, હૂણ, ખસ અને ચીન ભૂમિઓ વટાવી વૈતાઢ્યની તળેટીમાં શંકુપથ પાસે મુકામ કરતો વર્ણવ્યો છે. એ સમયના ચિનાઈ ગ્રન્થોની નોંધો પણ આ વર્ણનની વાસ્તવિકતા પુરવાર કરે છે. મ્હૈસુર પાસેથી ઈ. સ. પૂર્વે બીજી શતાબ્દીનો એક ચિનાઈ સિક્કો મળ્યો છે, તે પણ બન્ને દેશો વચ્ચેનો વ્યાપારી સંપર્ક બતાવે છે.

ભારત અને ચીન વચ્ચેના રાજકીય સંબંધો ઓછામાં ઓછું, પશ્ચિમોત્તર ભારતના કુશાણ રાજા કનિષ્ક જેટલા પ્રાચીન છે. ચીનો મુસાફર હ્યુએન ત્સાંગ નોંધે છે કે કનિષ્કે એક ચિનાઈ રાજાને પંજાબના એક પ્રદેશમાં બાન તરીકે રાખ્યો હતો, અને આથી એ પ્રદેશ 'ચીનભુક્તિ' તરીકે ઓળખાતો હતો. એ ચિનાઈ રાજાએ એ પરદેશી ફળો આપણા દેશમાં દાખલ કર્યાં હતાં, જે પણ આ કારણથી 'ચીનાનિ' અને 'ચીન-રાજપુત્ર' તરીકે ઓળખાતાં હતાં!

પરન્તુ ભારત અને ચીન વચ્ચેનો નિયમિત અને પ્રત્યક્ષ સંપર્ક બૌદ્ધ ધર્મને આભારી છે. બૌદ્ધ ધર્મ મધ્યએશિયા-માંથી ચીનમાં ગયો, એટલે પ્રારંભમાં બન્ને દેશોનું સંસ્કારિ-તાનું મિલનસ્થાન મધ્યએશિયામાં હતું. મધ્યએશિયામાં એ કાળે બૌદ્ધ ધર્મનું અને સંસ્કારભાષા તરીકે સંસ્કૃતનું સામ્રાજ્ય હતું. ભારત અને મધ્યએશિયામાંથી બૌદ્ધ ધર્મના બહુસંખ્ય પ્રચારકો અને પંડિતો ચીનમાં ગયા હતા. પણ આશ્ચર્યની વાત છે કે ભારતીય ઐતિહાસિક સાધનોમાંથી આપણને આ વિષે કશું જાણવા મળતું નથી. ચિનાઈ સાધનગ્રન્થોમાંથી જ આ ભારતીય વિદ્વાનોનાં નામ તથા એમને વિષેની હકીકત મળે છે. ચીનમાં ભારતીય ધર્મ અને સંસ્કૃતિનો સંદેશો લઈ જનાર આવા ૧૦૩ ભારતીય વિદ્વાનો વિષેની હકીકત અત્યાર સુધીમાં જાણવામાં આવી છે, પણ એમની ખરેખર સંખ્યા તો આ કરતાં ઘણી મોટી હોવી જોઈએ.

ચીન અને ભારત વચ્ચેના આ ધાર્મિક અને ચિન્તન-વિષયક સંપર્કનો પ્રારંભ ભારતીય શ્રમણો કશ્યપ માતંગ અને ધર્મરત્ન, ઈ. સ. ૬૫ની સાલમાં ચીનમાં ગયા ત્યારથી, શરૂ થાય છે. એ વિષે ચિનાઈ પ્રાચીન ગ્રન્થોમાં એવી વાત મળે છે કે હાન વંશના સમ્રાટ મિંગ-ટી-એ સ્વપ્નમાં એક સુવર્ણપુરુષ જોયો. સવારમાં દરબારીઓને પૂછતાં તેમણે કહ્યું કે એ સુવર્ણપુરુષ તે ગૌતમ બુદ્ધ હોવા જોઈએ. આ ઉપરથી સમ્રાટે ભારતમાં એક એલચીમંડળ મોકલ્યું. આ એલચી-મંડળ પોતાની સાથે ધર્મરત્ન અને કાશ્યપ માતંગ એ બે શ્રમણોને ચીન લાવ્યું. બન્ને શ્રમણો પોતાની સાથે એક સફેદ અશ્વ ઉપર પુષ્કળ બૌદ્ધ ધર્મગ્રન્થો અને બુદ્ધના પવિત્ર અવશેષો લાવ્યા હતા. ચીનના પાટનગરમાં સમ્રાટના હુકમથી જે બૌદ્ધ મઠ બંધાયો તે આ ઉપરથી 'સફેદ અશ્વના મઠ' તરીકે પ્રસિદ્ધ થયો. ધર્મરત્ન અને કાશ્યપ માતંગે એ મઠમાં વસીને પોતાનું શેષ જીવન બૌદ્ધ ગ્રન્થોનો ચિનાઈ ભાષામાં અનુવાદ કરવામાં તથા પ્રજામાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવામાં ગાળ્યું.

ભારતીય સંસ્કૃતિના આવા જ્ઞાત અને અજ્ઞાત સેંકડો સંદેશવાહકો ઓછામાં ઓછું આઠમા સૈકા સુધી ભારતમાંથી ચીન જતા હતા, એમાંના થોડાકના પણ જીવન અને કાર્યનું વર્ણન આ ટૂંકા વાર્તાલાપમાં કરવાનું શક્ય નથી. અહીં તો માત્ર એક ગુજરાતી બૌદ્ધ શ્રમણ ધર્મગુપ્તની અદ્ભુત ધર્મશ્રદ્ધા અને એનાં પરિણામી સાહસભર્યાં પર્યટનોની તથા બીજા એકબેની વાત કરીશું.

ધર્મગુપ્ત લાટમાં અર્થાત્ દક્ષિણ ગુજરાતમાં જન્મ્યો હતો. ત્રેવીસ વર્ષની વયે તે, ગુજરાત સાથે નિકટના રાજકીય

સંબંધોએ જોડાયેલા કાન્યકુબ્જમાં ગયો, અને ત્યાં 'કૌમુદીસંઘારામ' નામે બૌદ્ધ મઠમાં રહીને બૌદ્ધ ધર્મશાળાનો તેણે અભ્યાસ કર્યો. આ પછી તે ટક્ક અર્થાત્ ઉત્તર પંજાબ ગયો અને ત્યાંના રાજાએ સ્થાપેલા 'દેવવિહાર' નામે મઠમાં રહ્યો. ત્યાં એણે ચીન વિષે ઘણી વાતો સાંભળી અને ચીન જવાનો નિશ્ચય કર્યો. આ માટેના લાંબા અને કઠિન પ્રવાસનો આરંભ કરતાં સૌ પહેલાં તો તે ગાન્ધાર દેશ અર્થાત્ અફઘાનિસ્તાનના મુખ્ય નગર કપિશા ગયો અને ત્યાં બે વર્ષ સુધી રહ્યો. હિમાલયની ઉત્તરેથી આવતા વેપારી કાફલાઓનું કપિશા એ મિલનસ્થાન હતું. ત્યાં આવતા વેપારીઓ પાસેથી ધર્મગુપ્તે ચીન વિષેની માહિતી એકત્ર કરી તથા પછી પગરસ્તે પહાડો ઓળંગીને, તુખાર તથા બદક્ષાન થઈને કાશ્ગર પહોંચ્યો. કાશ્ગરમાં પણ રાજ્યાશ્રિત બૌદ્ધ મઠમાં તેણે બે વર્ષ ગાળ્યાં, અને ઉત્તરને માર્ગે મધ્યએશિયામાં થઈને કૂચી પહોંચ્યો. અહીં પણ બૌદ્ધ વિદ્વાનો સાથે તેને બે વર્ષ ગાળવાં પડ્યાં. આ બધા પ્રદેશોમાં મુખ્યત્વે બૌદ્ધ ધર્મનો પ્રચાર હતો, અને કોઈ પણ ભારતીય વિદ્વાન આવે એનો લાભ લેવાને ત્યાંના લોકો આતુર હતા. આથી જ ધર્મગુપ્ત અને તેના જેવા બીજા અનેક શ્રમણોને અહીં અમુક વર્ષો ગાળવાં પડતાં હતાં. કૂચીનો રાજા ધર્મગુપ્તને પોતાની પાસે રાખવા ઘણો આતુર હતો, પણ ધર્મગુપ્તને તો ચીન પહોંચવાની ઉત્સુક્તા હતી, એટલે તે રાજાને ખબર આપ્યા વિના જ નીકળી પડ્યો. માર્ગમાં અગ્નિદેશ અથવા કરાસર અને તુરફાનમાં થોડાંક વર્ષ ગાળીને તથા રણપ્રદેશમાં જોખમભરી મુસાફરી કરીને ધર્મગુપ્ત ઈ. સ. ૫૯૦માં ચીનના પાટનગરમાં પહોંચ્યો. ત્યાં એણે સંખ્યાબંધ બૌદ્ધ ધર્મગ્રન્થોનો ચિનાઈ ભાષામાં અનુવાદ કર્યો અને ચીનમાં બૌદ્ધ સાહિત્યિક પરંપરાની નવજાગૃતિમાં મૂલ્યવાન ફાળો આપ્યો. એના આ કાર્યમાં ચીનના શહેનશાહની પણ સહાય હતી. ૨૯ વર્ષની સતત પ્રવૃત્તિ પછી ઈ. સ. ૬૧૯માં ધર્મગુપ્તનું ચીનમાં અવસાન થયું.

ગુજરાતના આ બૌદ્ધ શ્રમણ ધર્મગુપ્તે પોતે જે જે દેશોની મુલાકાત લીધી હતી એ વિષેનો એક ગ્રન્થ લખ્યો હોવાનું જણાવવામાં આવે છે. જો કે એ ગ્રન્થ અત્યારે મળતો નથી, પણ એનો વિષયાનુક્રમ ચિનાઈ સાહિત્યમાંથી પ્રાપ્ત થાય છે. એમાં પ્રત્યેક દેશની પેદાશ, હવાપાણી, વસવાટ અને ગૃહવ્યવસ્થા, રાજ્યવહીવટ, ધાર્મિક [illegible] અને રીતરિવાજો, ખાદ્ય અને પેય, પોશાક, [illegible] વેપાર, પર્વતો, નદીઓ, રાજ્યો, શહેરો અને જાણવા [illegible] વસ્તુઓ વિષે હકીકત આપવામાં આવી હતી. [illegible] વિષયાનુક્રમ જ બતાવી આપે છે કે ચીન અથવા તિબ્[illegible] કોઈ પ્રાચીન ગ્રન્થભંડારમાંથી આ પુસ્તક જડી આવે [illegible] મેગેસ્થનિસ, હ્યુએન-ત્સંગ કે અલ બિરુનીના ગ્રન્થો [illegible] એનું મૂલ્ય જરા પણ ઓછું નહિ ગણાય.

ગુપ્ત સમ્રાટોના આશ્રયે પાંચમા સૈકામાં બિહા[illegible] સ્થપાયેલું નાલંદા વિદ્યાપીઠ જગતભરના બૌદ્ધોનું આં[illegible] રાષ્ટ્રીય વિદ્યાકેન્દ્ર હતું. માત્ર ચીનમાંથી જ નહિ પણ [illegible] એશિયા, કોરિયા, બ્રહ્મદેશ, સિયામ, અને ઇન્ડોનેશિયા[illegible] વિદ્યાર્થીઓ ત્યાં આવતા; અને કોઈપણ ભારતીય [illegible] વિદ્વાનનું શિક્ષણ તો નાલંદાની મુલાકાત વિના અધૂરું ગણાતું. સાતમા સૈકાના પૂર્વાર્ધમાં નાલંદા વિદ્યાપી[illegible] અભિધર્મના અધ્યાપક આચાર્ય પ્રભાકરમિત્ર એ[illegible] તુર્કસ્તાનમાંના ચિનાઈ એલચીના આમંત્રણથી ચીન [illegible] હતા; ત્યાં એમણે ચીનના સમ્રાટની વિનંતિથી સંખ્યા[illegible] બૌદ્ધ ગ્રન્થોનાં ભાષાન્તર કર્યાં હતાં, જેમાંનાં કેટલાંક [illegible] પણ મોજૂદ છે. એ જ પ્રમાણે સાતમા સૈકાના અં[illegible] દક્ષિણના ચૌલુક્ય રાજાના દરબારમાં આવેલા એક ચિ[illegible] એલચીમંડળના આમંત્રણથી બોધિરુચિ નામે એક [illegible] સાધુ જેઓ પૂર્વાશ્રમમાં પ્રકાંડ બ્રાહ્મણ પંડિત હતા તે[illegible] સમુદ્રમાર્ગે ચીન ગયા હતા. ચીનના સમ્રાટે એમની સહા[illegible] માં, એ સમયે ચીનમાં હતા તે ભારતીય બૌદ્ધ સાધુ[illegible] તથા બ્રાહ્મણ પંડિતો તથા કેટલાક ચિનાઈ વિદ્વાનોનું મં[illegible] સોંપ્યું હતું. આ વિદ્વત્પરિષદની સહાયથી બોધિરુચિએ ૫૩ બૌદ્ધ ગ્રન્થોનાં ચિનાઈ ભાષાન્તરો કર્યાં અને [illegible] શેષ જીવનકાળ ધર્મચિન્તનમાં ગાળ્યો. ચિનાઈ મૂળ ગ્ર[illegible] કહે છે કે-બોધિરુચિએ ઈ. સ ૭૨૭માં ૧૫૬ વર્ષની વયે [illegible] દિવસના ઉપવાસ કરીને દેહત્યાગ કર્યો.

જેમ ભારતીય વિદ્વાનો ચીન જતા હતા તેમ સેં[illegible] ચિનાઈ વિદ્વાનો, વિદ્યાર્થીઓ, જિજ્ઞાસુઓ અને યાત્રાળુ[illegible] ભારતમાં આવતા હતા. ચીનવાસીઓને મન ગૌતમ[illegible] અને બૌદ્ધ ધર્મનું જન્મસ્થાન ભારત એક પવિત્ર તીર્થ[illegible] હતું. ઠેઠ ૧૧મા સૈકા સુધી ચીના યાત્રાળુઓ બોધગયા[illegible]

આવતા હતા. આજે પણ ચિનાઈ ભાષાના શિલાલેખો ત્યાં મોજૂદ છે. એ ચિનાઈ પ્રવાસીઓમાં ફાહિયાન, હ્યુએન-ત્સાંગ અને ઇત્સીંગનાં નામ સૌથી સ્મરણીય છે, તે એટલે સુધી કે ભારતનો કોઈ પણ ઇતિહાસ એમનાં પ્રવાસવર્ણનોના ઉપયોગ વિના અધૂરો જ ગણાશે. એમાંનો હ્યુએન-ત્સાંગ પૂરાં સોળ વર્ષ સુધી ભારતમાં રહ્યો હતો. ભારતના દૂરદૂરના પ્રદેશોમાં તેણે પ્રવાસ કર્યો હતો અને સૌરાષ્ટ્રમાં વલભીના વિદ્યાપીઠમાં પણ તે આવ્યો હતો. કનોજના હર્ષવર્ધન અને કામરૂપના ભાસ્કરવર્ધન જેવા બળવાન રાજાઓ સાથે તેણે સંપર્ક સાધ્યો હતો. નાલંદા વિદ્યાપીઠમાં તે પાંચ વર્ષ રહ્યો હતો, અને હમણાં જ જેમને વિષે વાત કરી તે પ્રભાકરમિત્રના ગુરુ આચાર્ય શીલભદ્ર પાસે રહીને ત્યાં અધ્યયન કર્યું હતું. શીલભદ્ર એ કાળે ભારતના સર્વશ્રેષ્ઠ બૌદ્ધ વિદ્વાન ગણાતા હતા અને સુપ્રસિદ્ધ બૌદ્ધ તાર્કિક દિઙ્નાગના પ્રશિષ્ય હતા. એમની પાસે હ્યુએન-ત્સાંગે વિજ્ઞાન-વાદનો ખાસ અભ્યાસ કર્યો હતો. ઈ. સ. ૬૪૫માં ચીન પહોંચ્યા પછી હ્યુએન-ત્સાંગે પોતાના જીવનનાં બાકીનાં ૧૯ વર્ષ અનેક વિદ્યાર્થીઓને તાલીમ આપવામાં તથા પોતાની સાથે લાવેલા બૌદ્ધ ગ્રન્થોના અનુવાદમાં ગાળ્યાં હતાં. ચિનાઈ, તિબેટન તેમ જ ભારતીય વિદ્વાનોની આ અનુવાદપ્રવૃત્તિને કારણે જ, ભારતમાં જેનાં નામ પણ ભુલાઈ ગયાં હતાં એવા અનેક સંસ્કૃત અને પાલિ ગ્રન્થો ચીન અને તિબેટમાં થયેલાં ભાષાન્તરો રૂપે મળ્યા છે. સાતમા-આઠમા સૈકામાં રચાયેલા સંસ્કૃત-ચિનાઈ શબ્દકોશો પણ પ્રસિદ્ધ થયા છે. આશ્ચર્યની વાત એ છે કે જે કાળમાં ઝડપી વાહનવ્યવહાર વધ્યો તે કાળમાં જ ચીન અને ભારત વચ્ચેનો સાંસ્કારિક સંપર્ક ઘટચો. લગભગ એક પચીસી પહેલાં કવિવર ટાગોરે ચીનનો પ્રવાસ કર્યો અને વિશ્વભારતીમાં ચીનભવનની સ્થાપના કરી ત્યારથી એ પ્રકારના આદાનપ્રદાનની નવેસરથી શરૂઆત થઈ એમ કહી શકાય. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન, જ્યારે દરિયાઈ માર્ગ બિનસલામત હતો ત્યારે ચીન ખાતેના ભારતના એજન્ટ જનરલ શ્રી. કે. પી. એસ. મેનને ચુંગકીંગ પહોંચવા માટે તેરસો વર્ષ પહેલાં હ્યુએન-ત્સાંગે વર્ણવેલો ખુશ્કી માર્ગ લીધો હતો, એ પણ એક ઐતિહાસિક વૈચિત્ર્ય છે.

આ સાંસ્કારિક સંપર્ક અને બંધુભાવનો ઇતિહાસ બન્ને દેશોને સમાન રીતે ઉપકારક છે એ તો નિઃશંક છે. પણ કેટલાક માને છે કે સામ્યવાદી ચીન પોતાનો ભૂતકાળ ભૂલી જવા ઇચ્છે છે; જો કે ઇચ્છા કરવાથી વર્તમાન અને ભૂતકાળનો વિચ્છેદ થઈ શકે કે કેમ એ જુદો પ્રશ્ન છે. થોડાક માસ પહેલાં એક ચિનાઈ પ્રતિનિધિમંડળ ભારતમાં આવ્યું ત્યારે એનું સ્વાગત કરતાં પ્રવચનોમાં ભારતવાસીઓ ઐતિહાસિક સંપર્કની વાત કરેતા હતા, જ્યારે પ્રતિનિધિ-મંડળે મોટે ભાગે એ વિષે મૌન રાખ્યું હતું. ગમે તેમ હોય, પણ ભારતીય ચિન્તન, ભાવનાવાદ અને ધર્મના અનેક વિશિષ્ટ અંશો ચીન દેશે આત્મસાત્ કર્યા હોઈ એના વ્યક્તિત્વનો એ ભાગ બન્યાં છે, અને એ વસ્તુ પરસ્પરને સમજવામાં અણમોલ અગત્યની છે.

[ તા. ૩૧ જાન્યુઆરી ૧૯૫૨ની સાંજે વડોદરા રેડિયો સ્ટેશનેથી કરેલો વાર્તાલાપ — આકાશવાણીના સૌજન્યથી. ]

---

[ અનુસંધાન પૃ. ૨૩૫થી ]

અગ્નિસંસ્કાર માટે પેલી ખાસ જગ્યાની સરકારી મંજૂરી મળી અને જ્યાં કૂવાની ચેહ સીંચાઈ હતી, બરાબર એ જ સ્થળે ફોઈની ચિતા રચાઈ.

ફોઈનાં અસ્થિ નર્મદામાં પધરાવ્યાં. ત્યારબાદ સતત અઠવાડિયા સુધી આશાકાકા કડિયા જોડે જઈને બાપુજીએ ફોઈના અગ્નિસંસ્કારની જગ્યાએ એક રૂપાળી દહેરી બંધાવી. ફોઈનો મૃત્યુદિન એ વિજયાદશમીનો તહેવાર હતો. એ દિવસે અમારી કુલદેવી સિંધવાઈ માતાએ યજ્ઞ થતો. એ હોમહવન-માંથી પાછા ફરતાં અમે સૌ ફોઈની દહેરીએ ફૂલ ચઢાવીને જ ઘેર આવતા. વર્ષો સુધી આ ક્રમ અવિરત ચાલ્યો. પછી તો બાપુજી ગયા. ક્યારેક યાદ આપીને દહેરીએ મોકલતી બાય ચાલી ગઈ. પેલા યજ્ઞમાં જવાનું મારું બંધ થઈ ગયું. આજે તો એ દહેરી ઉપર પૂરાણ ચઢયું છે અને એ દેખાતી પણ નથી.

હજી હમણાં જ ઘણે વરસે વિશ્વામિત્રી અને વડોદરા વચ્ચે દિવસ ઊગ્યે પ્રવાસ કરવાની તક મળી ત્યારે વિસ્મરણ-ના ઢગલામાં દબાઈ ગયેલી આ યાદ જીવનઆકાશની ક્ષિતિજ ઉપર આવીને ઝબકી ગઈ. સ્નેહથી ભીંજાયલી ગમે તે વસ્તુ હોય, યાદ કે આદર્શ, ફરી મળ્યા વિના રહેતાં નથી.

# જિપ્સીની આંખે

'જિપ્સી'

## હવેલી

માધવસિંહ ઠાકોરનું કુટુંબ એ અમારી નાતમાં છેલ્લો શબ્દ. આબરૂ, ખાનદાન અને પૈસો એ ત્રણેમાં એમને આંટે એવું કોઈ નહીં. અમારા ફળિયામાં એમની હવેલી એ અમારે છોકરાંઓને મન રાજમહેલ. એ માધવસિંહ ઠાકોરના મૃત્યુ પછી એમના મોટા દીકરા રામસિંહ કરતાકારવતા થયા. રામસિંહ આમ તો સજ્જન અને સાલસ સ્વભાવના પણ એમના વહુનું એમના ઉપર ભારે ચલણ. કુટુંબ આખાની જાણે ચક્રવર્તી. એમનાથી સ્ત્રીઓ તો ડરે પણ પુરુષોય ગભરાય. આ કુટુંબમાં હીરા જેવા માણસ હોય તો તે રામસિંહના નાના ભાઈ મોહનસિંહ. મીઠો સ્વભાવ, છલકાતી સજ્જનતા, ઉદારતાનો પાર નહીં અને સેવાબુદ્ધિ તો એવી કે ભાઈ તે ભાભીને શ્રવણની જેમ માતાપિતા માનીને પૂજે.

આ મોહનસિંહની સાથે ગંગાફોઈનાં લગ્ન થયેલાં. ગંગાફોઈ બાપુજીનાં નાનાં બહેન. બન્ને ભાઈબહેન વચ્ચે ગજબની પ્રીતિ. આટલો બધો પ્રેમ, પણ બાપુજી કોઈ વખત જરાય જો મોહનસિંહ વિશે એ વેણ કહે તો ફોઈ તરત જ સામનો કરે. પોતાના પતિ વિષે એક શબ્દ પણ વિરોધનો સાંભળવા તૈયાર નહીં. એ બન્ને ભાઈઓ વચ્ચે પણ માયામમતા અખૂટ. એટલામાં રામસિંહનું આકસ્મિક મૃત્યુ થયું. પોતાની બંદૂક સાફ કરતા હતા ત્યાં અજાણ્યે ગોળી છૂટી અને શરીર વિંધાઈ ગયું. કુટુંબમાં હાહાકાર મચી ગયો. મોહનસિંહ પોતાની ભાભીને માતાને સ્થાને માનતા; પણ મોટાભાઈના મૃત્યુ પછી એમની ભક્તિ ઘણી ઊંડી થઈ ગઈ.

આવો ભક્ત આ સજ્જન પોતાની પત્ની માટે જીવ આપવાની તત્પરતા રાખતો, પણ દેખાડતો નહીં. ગંગાફોઈ માટેના એમના પ્રેમની એક સરસ વાત બા કહેતાં થાકતી નહીં. બા તો એ વાત બાપુજીને પણ હસતાં હસતાં ઘણી વખત લાગ મળ્યે કહેતી. એક વખત બા અને બાપુજી કાશી જવાનો વિચાર કરતાં હતાં. એ વખતે મોહનસિંહે બાને કહ્યું હતું કે ગંગા આટલી પાસે છે છતાં કાશી જેટલે આ… શા માટે જાઓ છો! ગંગાજળ જોઈતું હોય તો એના… ધોઈ ને લાવી આપું. અને આ વાતમાં બા પોતાની… ઉમેરીને બાપુજીને હસાવતી પણ ખરી કે મોહનસિંહ… ગંગાજળનું આચમન પણ કરતા હશે. અમારા કુટું… ઉપરાંત આખી નાતમાં અને ઓળખાણમાં ગંગાફો… દામ્પત્ય પ્રેમ અને અદેખાઈનો વિષય હતું.

મોહનસિંહ લશ્કરમાં નોકર હતા. સુબેદારનો હોદ્દો… અફસરો અને સિપાઈઓ બન્નેમાં એમને વિશે સરખાં… અને સમભાવ હતાં. એ વખતે એમની બટાલિયન પા… રોડના બેરેકોમાં રહેતી. એક દિવસે સવારે નોકરી ઉ… મોહનસિંહ ઘેર આવતા હતા. ત્યાં રસ્તામાં એમને… કરડ્યો. ત્યાં જ એ પડ્યા અને ત્યાં જ મૃત્યુ પામ્યા. … સુધી જ્યારે એ ઘેર આવ્યા નહીં અને કશા સમાચાર… ના આવ્યા ત્યારે બાપુજી બેરેકમાં ખબર કાઢવા જતા… રસ્તો ઓતાડો હતો. ત્યાં રસ્તામાં જ મોહનસિંહના શ… જંપેલું જોયું. એ તો દોડ્યા બેરેકમાં. કેપ્ટનને ખબર આ… કેપ્ટન અને બીજા લશ્કરી માણસો ડોળી લઈને… પહોંચ્યા અને મૃતદેહને ઘેર પહોંચાડ્યો. સ્મશાનયાત્રા… કેપ્ટને આગ્રહ કર્યો કે એમનો અગ્નિદાહ બેરેકની પાસે… એમને સર્પદંશ થયો હતો ત્યાં જ કરવો. ગંગાફોઈએ… વાત માનીને રજા આપી. લશ્કરી સન્માન સાથે… અગ્નિસંસ્કાર થયા.

બીજે દિવસે સાંજે બાપુજી, બા અને સૌ ફોઈ… બેઠાં હતાં. કશું જ બોલવાની કોઈની હિંમત ચાલતી… હોતી. ફોઈએ કહ્યું: "ઇચ્છા તો કાલે સાથે જ અ… પામવાની હતી. પણ એમ માત્ર સાથે બળી મરવાથી… સતી થવાય છે! મેં એમના જીવતાં પ્રેમતપ કર્યું છે… અધૂરું તપ એમના મૃત્યુ પછી પૂરું કરવું છે. પછી નિ… એમની પાસે હસતે મોઢે જઈશ." અને એમની આંખો…

દડદડ આંસુ ટપકવા માંડ્યાં. સાથે એટલાં જ ડૂસકાં લેતાં હતાં. કોઈ બોલી શકતું નહોતું. મારું ગભરુ હૃદય તો એક જ વાતમાં વિમાસી રહ્યું હતું. કાલનાં ગંગાફોઈ કેવી મંગલમૂર્તિ હતાં! અને આજનાં કેવાં કરુણમૂર્તિ છે! એક માણસના જવાથી બીજા માણસનો આખો સંસાર બદલાઈ જાય છે! મૂલ્ય, મહત્તા, દૃષ્ટિ અને હેતુ બધું જ આટલું બધું બદલાઈ જાય છે! ફૂવા જીવતા હતા અને ફોઈ જે હતાં, જેવાં હતાં, તે ફોઈને તેવાં મેં કદી જોયાં જ નહીં. રોજ સવારે બાપુજી મને રામાયણ વાંચવા મોકલતા. રામાયણ વંચાઈ રહે ત્યાર બાદ ફોઈ મને પ્રસાદ આપતાં અને સરસ એક વારતા કહેતાં. એ વારતામાં ફૂવાનું નામ કે કામ એકાદ વખત તો આવ્યા વિના રહે જ નહીં. ધીરે ધીરે સમય વીતતો ગયો. વરસ પૂરું થયું. ગમગીની પણ ઓસરી. એક, બે ને ત્રણ વરસ પૂરાં થયાં.

તે દિવસે ફૂવાની શ્રાદ્ધતિથિ હતી. સવારનો વખત હતો. હું રામાયણ વાંચવા ગયો હતો. પણ આજે ફોઈ રોજની જેમ સ્વસ્થ નહોતાં. મારા મનમાં કે ફૂવાની યાદથી અસ્વસ્થ થઈ ગયાં હશે. મેં કહ્યું: "ફોઈ, ચાલો રામાયણ વાંચીએ." "ચાલો બેટા" કહીને ફોઈ આવ્યાં તો ખરાં પણ રામાયણ સાંભળવામાં એમનું દિલ ચોંટે નહીં. એમના અંતરમાં ચાલતી મથામણની વ્યથા એમની આંખોમાં આવી આવીને રહી જતી. અડધા રામાયણે જ એ તો ઊઠ્યાં. અંદર રસોડામાં એમનાં જેઠાણી રસોઈ કરતાં હતાં. એમનું નામ સૂરજબા. એ બાઈ મને કદી ગમતાં જ નહીં. એમનું મોઢું જ એવું ક્રૂર અને સ્નેહ વિનાનું કે ગમે તેને અભાવ થાય. એમની આંખમાં જ્યારે જુઓ ત્યારે ખાવા ધાતી એક પ્રકારની ક્રૂરતા ડોકિયું કર્યાં જ કરે.

ફોઈ ઊઠ્યાં એટલે પાછળ હુંય ઊઠ્યો. રસોડામાં જઈને એમણે કહ્યું: "મોટી બહેન, તમે આજે સવારે જે વાત કહી તે મને બાળવા જ કહી છે કે સાચી છે?" સૂરજબા બોલ્યાં: "સાચી છે સાચી. તારા પતિને તું ભલેને રામચંદ્રજી માનતી. એણે એક વખત મારી છેડતી કરી હતી અને આ હકીકત હું હજાર વખત કહેવાની. જ્યારે જુઓ ત્યારે પતિની પ્રેમભક્તિની વાતો કરતાં થાકતી જ નથી. મોટો પ્રેમવાળો હતો અને તારા તરફ આટલી ભક્તિ હતી ત્યારે મા જેવી ભાભી ઉપર શા માટે હાથ નાખ્યો? હા, હું તો કહેવાની, કહેવાની ને કહેવાની!" સૂરજબાની આંખો ચારેકોર ફરવા માંડી. ફોઈએ તો તરત જ પાછાં ફર્યાં. મને કહ્યું: "ચાલો બેટા!" ફોઈને આટલાં ગમગીન, આટલાં વ્યથિત મેં ક્યારેય જોયાં નહોતાં. બહાર નીકળીને એમણે બારણામાં જ માથું પછાડ્યું. ભડાક અવાજ થયો. કપાળ ફૂટી ગયું. લોહી દડદડી પડ્યું. સમજ્યા વિના જ મારાથી ચીસ પડાઈ ગઈ. સૂરજબા બહાર દોડી આવ્યાં. ફોઈએ માથામાંથી નીકળતા લોહીને ખોબામાં લઈને બારસાખે થાપા માર્યા. અને મારો હાથ પકડીને ચાલ્યાં અમારે ઘેર. બા, બાપુજી, પાડોશીઓ સૌ દિઙ્મૂઢ થઈ ગયાં. અમારે ઘેર જઈને ફોઈએ બાપુજીને કહ્યું: "ભાઈ!" પણ ફોઈની કશી જ વાત સાંભળતાં પહેલાં બાપુજીએ પોતાના ધોતિયાનો છેડો ફોઈને કપાળે દાબ્યો. એ છેડો હઠાવીને ફોઈએ કહ્યું, "ભાઈ, એમના મૃત્યુ પછી પેલું અધૂરું તપ પૂરું કરવા જીવતી હતી. આજે મારે મરવાની ઘડી આવી છે. આજે મોટીબહેને મરેલા જીવ પર આળ ચઢાવ્યું છે. હું એ નથી માનતી. એ તો દેવ હતા. પણ આ જ રીતે એ મને મારી નાંખે, તો જ એમને જંપ વળે. હું હવે એ ઘેર પાછી નહીં જાઉં. એ ઘરનું કદી મોઢું જ નહીં જોઉં." અને ફોઈ ત્યાં જ પડી ગયાં. બા ને બાપુજી એમને અંદરના ઓરડામાં લઈ ગયાં. ડૉક્ટરને બોલાવ્યા. મેં બાપુજી અને બાને બધી બનેલી વાત કહી.

સમીસાંજ હતી. આવી બિહામણી સાંજ મેં જોઈ નથી. માણસોથી અમારું ઘર ભર્યું હતું. વાતાવરણ નર્યા દુઃખથી ધ્રૂજતું હતું. ફોઈના છેલ્લા શ્વાસ ચાલતા હતા. અમારા કુટુંબના વૈદ્ય બેઠા હતા. ત્યાં ફોઈનો શ્વાસ હેઠે બેઠો અને એ બોલ્યાં: "ભાઈ!" બાપુજી જરા વધારે પાસે ખસ્યા. "ભાઈ," ઊંડાણમાંથી ફોઈનો અવાજ આવ્યો, "એ ગયા તે જ દિવસે જવાની ઇચ્છા હતી. પણ સાથે બળી મરવાથી સતી થવાતું નથી. એ મરીને પણ મારે માટે જીવતા હતા. આજે એમની મા જેવી ભાભીએ એ સાચા જીવ ઉપર ખોટું આળ ચઢાવીને એમનો ભાવ ભજવ્યો છે. ભાઈ, આજે હવે મારે એમની પાસે જવું જોઈએ. મારું શરીર એમની ચેહની જગ્યાએ જ બાળજો. હવે મારાથી નહીં જીવાય" ફોઈના છેલ્લા શબ્દો ઘણા ઊંડાણમાંથી નીકળતા હોય તેમ બોલાયા. શ્વાસ ચાલતો શમ્યો. આંખો આપમેળે બંધ થઈ ગઈ. વૈદ્યકાકા રડી પડ્યા. આખા ઘરમાં શોકનાં વાદળાં વરસ્યાં.

બાપુજીએ પેલા બટાલિયનના કૅપ્ટનને મળીને ફોઈના

[ અનુસંધાન પૃ. ૨૩૩ ઉપર ]

# સ્વાધ્યાય અને સમીક્ષા

ઉમાશંકર જોષી

## સૌન્દર્યલુબ્ધ કવિ*

'પ્રાસાનુપ્રાસ' (૭૦) બંગાળી પયાર છંદમાં યોજાયું છે. પયારનો આ પહેલાં ગુજરાતીમાં ઉપયોગ અવારનવાર થયો છે. પણ રાજેન્દ્ર જેટલો બંગાળી ગીતલયનો ઉપયોગ કોઈ ગુજરાતી કવિએ કર્યો નથી. 'ધ્વનિ' પછી મહિનામાસમાં જ પ્રગટ થયેલો ગીતસંગ્રહ 'આંદોલન' + જોતાં જાણે કોઈ બંગાળી સજ્જનને ગુજરાતી કવિતા લખવા પ્રયત્ન કર્યો ન હોય એવી લાગણી થાય છે. આપણી પાસે બંગાળી લયને મળતા 'કાચબો કાચબી' જેવા ઢાળ નથી એમ નથી, પણ રાજેન્દ્રમાં બંગાળી ઢાળના પક્ષપાતનો અતિરેક છે. તે ઉપરાંત બંગાળી શબ્દો (દા. ત. 'મારું'ને બદલે 'મોર') એ વિના સંકોચે અડાવી દે છે. 'ધ્વનિ'માં પણ બંગાળી ઢાળ યોજાયા છે, પણ 'આંદોલન'માં સવિશેષ. 'આંદોલન'ના નિવેદનમાં રાજેન્દ્ર ઉત્તર હિંદની ભાષાઓના ગીતઢાળોમાં મૂળભૂત ઘટકની દૃષ્ટિએ (બહુ) ભિન્નત્વ નથી અને આ બધા ગીતઢાળો મઝિયારી સંપત્તિ લેખાવા જોઈએ એમ કહે છે તેની સાથે સંમત થનારને પણ એ સ્વીકારવું પડે છે કે રાજેન્દ્રને બંગાળી ગીતનો લહેકો અને ઠેકો વધુ રુચે છે. હું પોતે પ્રયોગોને આવકારવાના પક્ષનો છું. પ્રતિભાશીલ સર્જકોને, પોતાને જોખમે, પ્રયોગોની છૂટ રહેવી જ જોઈએ. કાંઈ નહિ તો આ માર્ગે ન જવું એટલી તો, અપદ્યાગદ્યના વિપુલ પ્રયોગના દાખલામાં બન્યું છે તેમ, પ્રયોગને અંતે અનુભવસિદ્ધિ થાય જ છે.

આ બંગાળી ઢાળના પક્ષપાત અંગે એક વાત નોંધવા જેવી છે. આ ઢાળો મુખ્યત્વે ટાગોરની કૃતિઓની અસરરૂપે જ છે. ટાગોરની કવિતા અને જીવનભાવનાની અસર ગુજરાતી કવિતા ઉપર નિરામયરૂપે પડ્યાં જ કરી છે, પણ … અત્યારના બંગાળી લય પ્રત્યેના પક્ષપાતમાં એ અસ… સ્વરૂપ તપાસવા જેવું રહેશે. મેઘાણી બંગાળમાં … ઉત્તરાવસ્થામાં 'રવીન્દ્રવીણા' એમણે આપી, પણ ઢાળ… બધા અહીંના તળપદા. સ્નેહરશ્મિએ રેકર્ડો ઉપરથી … બંગાળી લય ગુજરાતીમાં ઉતાર્યા. સુરત જિલ્લામાં 'લાપ… ખાધી લુપ્સી ખાધી' બંગાળીને મળતું બોલાય છે … અસર પણ એમની ઉપર ખરી. પણ એમની રચના… મુખ્યત્વે તળપદા ઢાળમાં. શ્રીધરાણી શાંતિનિકેતન ભણ… રહ્યા, પણ એમનાં અનુપમ ગીતો ક્વચિત જ બંગાળી ઢા… માં વહે છે. બીજા કવિઓએ પણ ક્યારેક બંગાળી લય સ્વીક… છે, પણ તેમની રચનાઓ મુખ્યાંશે તળપદા ઢાળોમાં … છે. શાંતિનિકેતનમાં ભણવા ગયેલા પ્રહ્લાદ પારેખમાં પ્ર… બંગાળી લય તરફનો પક્ષપાત વધુ પ્રમાણમાં જોવા મળે… પ્રહ્લાદનું સર્જન ઓછું અને ઘૂંટેલું હોય છે. એમનાં … સુરેખ અને અનુભૂતિના રણકાવાળાં અને તેથી આવકાર… ઠરે છે. તે પછીના રાજેન્દ્ર આદિ નવતર કવિઓનાં બં… ઢાળનાં ગીતોમાંથી ઉત્તમ ગીતો ઓછાં જ—ટાગોરની … સિદ્ધિની ક્યાંક નજીક પહોંચે એવાં તો અત્યંત જૂજ—જોવા… છે. ટાગોરના અનુકરણમાં હિંદી કવિતામાં એક … કૃત્રિમ રહસ્યવાદ-છાયાવાદ (False Mysticism) … રચનાઓ થોકબંધ થયે ગઈ; એ હોનારતમાંથી ગુજ… કવિતા બચી ગઈ હતી. હવે આટલા વરસ પછી એનો … ઊભો થશે શું?

એક મહાન કવિ તરીકે ટાગોરની (જેમ સૌ … મહાન કવિઓની) પ્રતિભાસૃષ્ટિની અસર આપણા કવિ… ઉપર હમેશાં પડ્યાં કરે એ ઇષ્ટ છે. પ્રહ્લાદમાં ટાગોર … થી સુરેખ 'અનુસર્જન' કરવાની આગવી શક્તિ … આવકાર્ય જ છે. રાજેન્દ્રમાં

* ગયા અંકથી પૂરું.

\+ પ્ર. ન્યુ ઑર્ડરબુક કં. અમદાવાદ-૬, પૃ. ૬૦ રૂ. ૧-૮-૦.

ભિખ્ખુ થૈને તવ સમીપ જ્યાં આવિયો માઘ-વાયુ
તેને તારું પરણુ તણું તેં દૈ દીધું ઉત્તરીય. ('શીમળાને')

—એ પંક્તિઓમાં ટાગોરના 'શ્રેષ્ઠ ભિક્ષા'નું અનુરણન છે, પણ તે કેટલું હૃદ્ય અને તેથી આવકારપાત્ર છે! 'દીવા તેજે નયન બનિયાં અંધ' (પૃ. ૪)માં પણ એવું જ આસ્વાદ્ય અનુરણન છે. 'શેષ અભિસાર' એ એક ઉત્તમ કાવ્યના મથાળામાં જ 'છેલ્લું–અંતિમ'ના અર્થમાં બંગાળી ઢબે 'શેષ' શબ્દ વાપર્યો છે તે નિર્વાહ્ય નથી, પણ કાવ્યની 'લ્હેરાતો અંચળો એણે ઓઢ્યો ભૂરેખ ઢાંકતો' એ પંક્તિમાં મૃત્યુની ટાગોરની કલ્પનાને સાકાર કરતા અવનીબાબુના ચિત્રની છાયા છે તેની સામે ભાગ્યે જ કોઈ ઉંકારો સરખો પણ કરશે. આ આખી કૃતિમાં અને સંગ્રહના પ્રથમ ગીત 'નિરુદ્દેશે'માં જે રહસ્યવાદ છે તે ટાગોરની યાદ આપનારો છે, છતાં કવિની પોતાની અનુભૂતિની મુદ્રા એ કૃતિઓ ઉપર એવી સ્પષ્ટ ઊઠેલી દેખાય છે કે એમના વ્યક્તિત્વનો સાચો ઉન્મેષ હોય.

રાજેન્દ્રની બાબતમાં એક વાત સ્પષ્ટ નોંધવાની જરૂર છે. ગીતો તરફ (અને તેમાંય બંગાળી ઢાળનાં ગીતો તરફ) એમનો પક્ષપાત અછતો નથી, તે છતાં એમની કવિતાની સિદ્ધિ સવિશેષપણે છંદોબદ્ધ કૃતિઓમાં છે. ઉપર નોંધેલાં ત્રણ ઉત્તમ છંદોબદ્ધ કાવ્યો ઉપરાંત 'ધ્વનિ'માં 'રહસ્યઘન અંધકાર', 'સંધિકાળ', 'હૃદય હે', 'વિધાતાને' 'ને એ જ તું', 'વિખૂટા પડતાં', 'અંતરાય', 'વિવર્ત', 'શ્રાવણી સંધિકાએ', 'યોગહીણો વિયોગ', 'એક ફૂલ એવું', 'સમયની ગતિ', 'વિજન અરણ્યે'—એ છંદોબદ્ધ રચનાઓ કોઈ ને કોઈ કારણે આકર્ષ્યા વિના ન રહે એવી કૃતિઓ છે. ગીતોમાં પણ 'તને જોઈ જોઈ તોય તું અજાણી', 'ભાઈ રે, આપણા દુઃખનું કેટલું જોર?', 'અલિ! ઓ ફૂલની કલિ', 'કેવડાને કચારે', 'મારું વહેલા પરોઢનું સોણલું', 'પેલાં રાનભૂમિનાં લેલાં'—જેવી કૃતિઓ મનમાં વસી જાય એવી છે, પણ રાજેન્દ્રનો સર્વાંગી પરિચય છંદોબદ્ધ કૃતિઓમાં સહજપણે થાય છે. રાજેન્દ્રની છંદોબદ્ધ કૃતિઓમાં એક જાતની પ્રૌઢિ, પકવતા પણ છે. એમનાં તેમ જ નવીન–નવીનતર કવિમાત્રનાં ગીતો વિષે એક પ્રશ્ન હંમેશાં મનમાં જાગ્યા વગર રહેતો નથી કે નાનાલાલે ગીતમાં જે શિખરો સર કર્યાં છે તેની નજીક પહોંચે એવી રચનાઓ કેટલી ઓછી જોવા મળે છે.

છંદોના લયહિલ્લોલ માટે રાજેન્દ્રની ચીવટ ભારે છે. પરંપરિત છંદોમાં સૌથી વધુ સિદ્ધિ રાજેન્દ્રને મળી છે એ આપણે જોયું. 'ગોપવનિતાને'(૩૯)માં ત્રણ કડીને અંતે એમના પ્રિય વસંતતિલકામાંથી છૂટીને કવિ ગીતમાં નાસે છે એ લયપલટો ખરે જ તૃપ્તિકર છે. કવિને વસંતતિલકા ઉપરાંત હરિણીના લયની સારી હથોટી છે, પણ તેમાં ૧૧મી શ્રુતિ એમનું કસોટીસ્થાન છે: 'આદ્યંત જીવનનો જય', 'કોનાય તે વળી અંતને' (પૃ. ૨૦); 'શ્વેતાંગ હંસ રહ્યાં બની', 'ગર્જંત ક્ષીર સમુદ્રને', 'મોતી જ મધ્ય વિતાનમાં' (પૃ. ૫૨); 'ચિત્ર ચ સ્વાતિ સમાં દૃગ' (૫૪).

જે કવિને 'મૌનની જલ્પના', 'દૃષ્ટિનું પદ્મ', 'મખમલ પગલે', 'પાતળો તોય ઘૂમટો', 'તેજનો શો ઉઘાડ'–જેવા ભાષાપ્રયોગો સુલભ હોય તેની જ કલમમાંથી –અને તે કદાચ માત્ર પ્રાસ ખાતર–'હૈયું સગીર,' 'પ્રીતનો કાવો' જેવા પ્રયોગો મળે એ રુચિકર નથી લાગતું. સીમમાં એ પ્રાસ ખાતર 'હોલું' ભલે બેસાડે પણ એમનો વારંવાર 'પટોળું' ફરકાવવાનો શોખ બરોબર છે? પાટણમાં પટોળું વણનાર એક ઘર હજી છે. એ જોઈ આવવા એમને કહીશું?

શબ્દપ્રયોગોમાં 'આંદોલન'માં બંગાળી શબ્દોના અતિ-ઉપયોગનું સૂચન કર્યું છે. 'ધ્વનિ'માં પણ 'હુલુ', 'બાતી', 'શેષ', જેવા બંગાળી, 'નંતર' મરાઠી અને 'જલના', 'ચારિ ઔર', 'આચોરી' જેવા હિંદી શબ્દપ્રયોગો મળે છે, અને ખાસ કોઈ વિશેષ અર્થસાધક નથી. 'બાજરી ચિત્તહારા' (પૃ. ૯૫)માં બંગાળીનું અનુકરણ હાસ્યાસ્પદ હદે પહોંચ્યું છે. રાજેન્દ્ર 'અંબોધિ' (૭, ૬૦) શા માટે વાપરે છે તે સમજાતું નથી. 'અંભોધિ' અને 'અંબુધિ' શબ્દો છે. એવો બીજો વિચિત્ર પ્રયોગ છે 'અનંતન' (૧૯, ૫૦, ૫૧). ચિરં+તન, સના+તન, પુરા+તન શબ્દો છે, પણ અનં+તન જેવો શબ્દ બની શકે નહિ. ચિરંત, સનાત, પુરાત–માં 'ન' ઉમેરાતાં તે શબ્દો બન્યા હશે એમ માનીને 'અનંત'માં 'ન' ઉમેરી 'અનંતન' ઉપજાવ્યો લાગે છે. નવીન કવિઓ સુધી સાક્ષરતાની એક અમુક કક્ષા સામાન્ય રીતે સચવાયેલી દેખાતી હતી. નવતર કવિઓના સંસ્કૃતના જ્ઞાનનો અભાવ રાજેન્દ્ર જેવા કવિમાં બહુ ખૂંચે એટલી હદે પ્રતીત થાય છે. નહિ તો 'દ્રુમષુ' (૮) ૩૫ તો એ પ્રયોજત જ નહિ, અને

[ અનુસંધાન પૃ. ૨૪૦ ઉપર ]

## એ ભાવિ સુખદાયક નથી

યુરોપના યુદ્ધના અંત પહેલાં દસ દિવસ ઉપર ચર્ચિલે માર્શલ સ્તાલિનને એક અંગત કાગળમાં લખેલું : "તમે અને જેની ઉપર તમારું પ્રભુત્વ છે તે દેશો તેમ જ બીજાં રાષ્ટ્રોમાંના સામ્યવાદી પક્ષો એક બાજુ હો અને અંગ્રેજી બોલનારા રાષ્ટ્રોની હરોળ અને તેના સાથીઓ અને સંસ્થાનો બીજા પક્ષમાં હોય એવા ભાવિ તરફ નજર કરવી એ બહુ સુખદાયક નથી. એ તો તદ્દન ઉઘાડું છે કે એ બન્ને વચ્ચેનો ઝઘડો દુનિયાનાં ફાડીને ચીંદરડાં ઉડાડી દે અને એની સાથે કાંઈ પણ સંબંધ ધરાવનાર આપણે પ્રત્યેક પક્ષના આગેવાનો ઇતિહાસ સમક્ષ શરમીંદા બનીએ. વહેમ, ગાળાગાળી અને સામેથી ગાળીગાળી અને સામાસામી રાજનીતિનો લાંબો યુગ પ્રવર્તાવવો એ આફતરૂપ નીવડશે, અને દુનિયાની આમજનતાની સમૃદ્ધિનો મહાન વિકાસ જે માત્ર આપણી ત્રિપુટિથી સુસાધ્ય છે તેને રૂંધશે."

[ ચેસ્ટર વિલ્મોટ : "ધ સ્ટ્રગલ ફૉર યરપ" પૃ. ૧૧ ]

## બ્રિટિશ ઍકેડેમી

૧૯૦૦માં પૅરીસમાં સ્થપાયેલી ઍકેડેમીઝ-( વિદ્યાસંસ્થાઓ )-ના આંતરરાષ્ટ્રીય સંઘમાં માનવવિદ્યાઓ-હ્યુમૅનિસ્ટિક સ્ટડીઝના પ્રતિનિધિઓ મોકલવા ખાતર ૧૯૦૧માં બ્રિટિશ ઍકેડેમીની સ્થાપના કરવામાં આવી હતી. એ સંઘમાં ગ્રેટબ્રિટનનું પ્રતિનિધિત્વ રૉયલ સોસાયટીએ સાચવ્યું હતું, પણ એ જોઈ શકાયું હતું કે પ્રાકૃતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં એ સોસાયટી દેશનું યોગ્ય પ્રમાણમાં પ્રતિનિધિત્વ કરી શકે પણ સાહિત્યિક વિજ્ઞાનના વિભાગમાં દેશની પ્રતિનિધિ બની શકે એવી કોઈ સંસ્થા ન હતી. સાહિત્યિક વિજ્ઞાનની વ્યાખ્યા એ કરવામાં આવી હતી કે 'ભાષા, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને પુરાતત્ત્વના, તેમ જ પ્રાકૃતિક વિજ્ઞાનમાં જેનો સમાવેશ થતો નથી તેવા છતાં વૈજ્ઞાનિક સિદ્ધાન્તો ઉપર જેનો અભ્યાસ રચાયેલો હોય એવા વિષયો'નો એથી નિર્દેશ થાય. તદનુસાર રૉયલ સોસાયટીએ આ ઊણપ પૂરવા માટે ગ્રેટ-બ્રિટનમાં માનવવિદ્યાઓનું પ્રતિનિધિત્વ ધરાવતી વ્યક્તિઓ સાથે પત્રવ્યવહાર આદર્યો. બે વિકલ્પો હતા: (૧) પ્રસ્તુત વિષયોના પ્રતિનિધિત્વનો સમાવેશ થાય એ રીતે રૉયલ સોસાયટીના કાર્ય-ક્ષેત્રનો વિસ્તાર કરવો, (૨) આ હેતુ માટે નવી જ સંસ્થા નિર્... એને ટેકો આપવો.

રૉયલ સોસાયટીનો નિર્ણય આ બેમાંથી બીજા વિકલ્પના પક્ષમાં હતો અને તદનુસાર ૧૯૦૧ના જૂનમાં માનવવિદ્યાઓ... પ્રતિનિધિઓની સભા બ્રિટિશ મ્યુઝિયમમાં ભરવામાં આવી, ... આંતરરાષ્ટ્રીય-વિદ્યાસંસ્થા-સંઘ-ની માગણીઓને સંતોષે ... સંસદ સ્થાપવાનો નિર્ણય લેવામાં આવ્યો. કામચલાઉ સમિ... બનાવવામાં આવી, જેણે કેટલીક વ્યક્તિઓને 'ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને ભાષાશાસ્ત્રની ઉન્નતિ માટેની બ્રિટિશ ઍકેડેમી'ના પ્ર... સભ્યો થવા માટે નિમંત્રણ આપવાનું ઠરાવ્યું. આ મં... ૧૯૦૧ના ડિસેમ્બરની ૧૭મીએ પ્રથમવાર મળ્યું અને એણે સં... તરીકે હયાતીમાં આવવા રાજાનું કરારનામું ( ચાર્ટર ) મેળ... માટેની અરજી ઘડી. રૉયલ સોસાયટીએ એને સવિનય ટે... આપ્યો હતો. ૧૯૦૨ના ઑગસ્ટની ૮મીએ નવી સંસદના, ઇચ્છા પ્રમાણેના, નિર્માણ માટે રાજવી કરારનામું બક્ષવામાં આવ્... આ કરારનામામાં, ૧૯૦૩ના ફેબ્રુઆરીની પાંચમીએ કાઉન્સીલ... હુકમથી પેટાનિયમો ઉમેરવામાં આવ્યા.

કરારનામાથી મૂળ ૪૯ સભ્યો ( Fellows ) નીમવા... આવ્યા હતા. કુલ કેટલા નીમી શકાય તે ઉપર કોઈ મર્યાદા ન ... પેટાનિયમોએ કુલ સંખ્યા ૧૦૦થી ન વધે એમ નક્કી કર્યું ... રફતે ૧૫૦ની કુલ સંખ્યાએ પહોંચવું એમ ૧૯૨૧માં સં... મળી, અને ૧૯૪૬માં આ કુલ સંખ્યા ૧૭૫ની ઠરાવવામાં આ... દર વરસે જુલાઈમાં ભરાતી ઍકેડેમીની વાર્ષિક સામાન્યસભામાં... જુદાજુદા વિભાગો તરફથી મળેલા અહેવાલો ઉપર બંધાયેલી... કાઉન્સીલની ભલામણો અનુસાર, ખાલી જગાઓ પૂરવામાં આ... છે ઉમેદવારીપત્રો ત્રણથી-ઓછા-નહિ અને છથી-વધુ-નહિ ... સભ્યોએ તે તેની પાત્રતાના અને પ્રસિદ્ધ થયેલી કૃતિઓના નિર્દેશ સાથે ભરવાનાં હોય છે.

ઍકેડેમીમાં દસ વિભાગ છે: ૧ પ્રાચીન ઇતિહાસ, ૨ મધ્યકાલીન અને અર્વાચીન ઇતિહાસ, ૩ બાઇબલનો અને ધર્મસંસ્થાવિષયક અભ્યાસ અને ધર્મશાસ્ત્ર, ૪ પ્રાચ્ય વિદ્યાઓ, ૫ સાહિત્ય અને ભાષાશાસ્ત્ર ( પ્રાચીન ), ૬ સાહિત્ય અને ભાષાશાસ્ત્ર ( મધ્યકાલીન અને અર્વાચીન ), ૭ તત્ત્વજ્ઞાન, ૮ ધારાશાસ્ત્ર, ૯ અર્થશાસ્ત્ર અને સમાજવિજ્ઞાન, ૧૦ પ્રાચીન સંશોધન શાસ્ત્ર અને કલાનો ઇતિહાસ

ઍકૅડેમીનું કાર્ય ત્રણ રીતે માનવવિદ્યાઓની ઉન્નતિ સાધવાનું છે: ૧ તેમનાં હિતોની પ્રતિનિધિ થઈ રહે એવી કેન્દ્રીય સંસ્થા બનીને અને રાષ્ટ્રીય પ્રતિનિધિ તરીકે કામ કરીને, ૨ પોતાની પાસે હોય એવાં ભંડોળમાંથી દેણગી આપીને, ૩ પોતાનાં પ્રકાશનો દ્વારા...૧૯૨૪થી સરકાર પાસેથી એને દેણગી મળે છે જે આજે ૨૫૦૦ પૌંડની છે. પોતાના લક્ષ્યની મર્યાદામાં આવતી સંસ્થાઓ અને પ્રકાશનોને ટેકો આપવામાં એ વાપરવાની હોય છે...

ઍકૅડેમી પાસે પોતાનાં પ્રકાશનો, પોતે જેને ટેકો આપ્યો હોય એવાં પ્રકાશનો અને થોડીક ભેટો ઉપરાંત કોઈ પુસ્તકાલય નથી. ...

[સર ફ્રેડરિક કેન્યન : 'બ્રિટિશ બૂક ન્યુઝ-૧૯૪૯' પૃ. ૭૬-૮]

## એ આરસ ક્યાંનો ?

આબુથી દિલ્હી તરફ જતી ગાડીમાં ઓચિંતા જ આપણા સુપ્રસિદ્ધ સ્થપતિ શ્રી પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા મળી ગયા. તેમણે ઉપરના પ્રશ્નનો ઉત્તર આપતાં જણાવ્યું કે આરસ શબ્દ આબુની નજીકમાં પ્રાચીન સમયમાં આરાસણ નગરી હતી તેના પરથી આવ્યો છે. એ નગરની જગાએ હાલમાં દાંતા રાજ્યનું કુંભારિયા ગામ છે. ત્યાં હજુયે આરસપહાણની જૂની ખાણો તથા જૂના ગાડાં જવાના ચીલા જોવા મળે છે. દાંતા રાજ્યે કેટલાં બસોક વરસથી એ ખાણનું ખોદકામ ચાલુ ન રાખ્યું. પણ એ ખાણના આરસમાંથી દેલવાડાનાં મંદિરો બંધાયાં છે. દક્ષિણ હિંદમાં પણ ઘણે ભાગે અહીંનો જ આરસ મંદિરોમાં વપરાયો છે. જગપ્રસિદ્ધ તાજમહેલ અને દિલ્હીના દિવાનેખાસ તથા દિવાનેઆમ વગેરેમાં મકરાણાની આરસપહાણની ખાણનો પથ્થર વપરાયો છે જોધપુર રાજ્યમાં ફૂલેરાથી જોધપુર જતાં મકરાણાનું સ્ટેશન આવે છે ત્યાં આ આરસની ખાણો છે ને તેના પથ્થરનો ઉપયોગ સોમનાથનું નવું મંદિર બાંધવા માટે પણ થનાર છે. સૌરાષ્ટ્રમાં ઢેલા પાસે. સુંદર આરસપહાણની ખાણ છે પણ તેનો કોઈ ઉપયોગ કરતું નથી. કચ્છમાં તેરા ગામ પાસે પણ આરસ નીકળે તેમ છે. છોટાઉદેપુર પાસે પણ આરસ નીકળતો હતો.

[પુરાતન બુચ : 'મિલાપ' ઉપરના એક પત્રમાં]

## બીજી બાજુ

જંઘાબલ, સાથળશક્તિ, દોટ મૂકીને ભાગી છૂટવાનું જોર. આપણી સંસ્કૃતિ ભરતખંડ જેવા અતિવિશાળ પ્રદેશમાં (અને બહાર પણ) ફેલાઈ, એ ખયાલે આપણામાંના ઘણાની છાતી આજે પણ ગજગજ ફૂલે છે. મેં પણ "ખેતી"માં અને બીજે એનાં સ્તોત્ર લલકાર્યાં છે. પણ આ મોટો ફેલાવ = આપણું, આપણા પૂર્વજોનું, પરાક્રમ-એ મંતવ્ય અર્ધું જ સાચું છે. સૈકાઓ દરમિયાન આપણે એટલા તો દુર્બલ, આપણે આપણા રક્ષણ માટે જ્યારે ને ત્યારે બસ એક જ ઉપાય યોજ્યો છે, આપણે–આખાં શહેર, પ્રાંત ને પ્રાંત, લાખ્ખો માણસ મૂઠીઓ વાળી કછોટા ભીડીને જેમ આવ્યું તેમ નાઠા છીએ. અ—ને એ જીવ લઈ ને ભાગેલ આપણા પૂર્વજોનાં ધાડાં આખરે જ્યાં જ્યાં ઠરવા લાગે, ત્યાં ત્યાં એ વેલો મૂળ ઘાલે. ફરી વધવા માંડે, એટલે ભાષા ને ન્યાતો, ગામડાં ને શહેરો, વર્ણાશ્રમવ્યવસ્થા, રોજગારવહેપાર, નીતિપંથ અને રાજસત્તા—એક જ શબ્દમાં આપણી સંસ્કૃતિ એ નવા પ્રદેશમાં જામે સ્તો. અર્થાત્ આપણા સંસ્કૃતિફેલાવની ઢાલને બે બાજુ છે. પરાક્રમે સપરાણુ સાધેલો ફેલાવ તે એક બાજુ છે, વખાના માર્યાં ભાગેડુઓ દ્વારા પરાણે સધાયેલો ફેલાવ એ ઢાલની બીજી બાજુ છે. આમાં ફુલાવાની બાજુનું મહત્ત્વ ચઢે કે નીચું જોવાડતી બાજુનું એ તો જેણે જેમ માન્યું ! આ બીજી બાજુની હસ્તી આપણે સૌ સ્વીકારતા થઈએ તોય ઘણું છે, આખા ઇતિહાસનું સમગ્ર શાસ્ત્રીય અને અપક્ષ સરવૈયું કાઢવાનું કર્તવ્ય ભલે ભાવિ ઉપર ઠેલવામાં આવે.

[સદ્ગત્ પ્રો. બ. ક. ઠાકોર : 'ભણકાર ('૫૧) વિવરણ' પૃ. ૨૪]

## ભારતીય ભાષાઓનું વૈશિષ્ટ્ય

મૂળ શબ્દ 'તમીળ' છે. આપણે તામીલ કહીએ છીએ એ ભૂલ છે. તમીળ શબ્દનો અર્થ અમૃતસરખું મધુર એવો થાય છે. મને પણ એ ભાષા મીઠી લાગે છે.

મધુરતા એ જ કાંઈ ભાષાનો એકમાત્ર ગુણ નથી. ગુણાનુસાર ભાષાઓની વર્ગવારી હું આવી કરું છું: ૧ મધુર ભાષા, ૨ ઓજસ્વી અથવા જોરદાર ભાષા, ૩ સમર્થ ભાષા, ૪ સાહિત્યસંપન્ન ભાષા, ૫ સુલભ (સહેલી) ભાષા. પહેલો ગુણ મધુરતા, છેવટનો સહેલાપણું.

હિંદુસ્તાનની બધી ભાષાઓમાં હિંદી સહેલી એવો: હિંદીવાળાઓનો દાવો છે. પણ હિંદીનો લિંગવિચાર મરાઠી અને ગુજરાતીની જેમ એવો બેઢંગ છે કે દક્ષિણના લોકો હિંદી સહેલી હોવાનો દાવો ક્યારેય પણ સ્વીકારશે નહિ. હિંદી કરતાં બંગાળી ઘણી જ સહેલી. મોઢાનું ગોળપણું સિદ્ધ કર્યું એટલે બંગાળીમાં કઠણ કશું જ નથી. મરાઠી કરતાં હિંદી જરૂર સહેલી. મળયાળમનો ક્રિયાપદવિચાર બિલકુલ મોકળો છે. ગુજરાતીમાં કર્મણી પ્રયોગ સહેલો છે. 'મારાથી બોલાયું' એનું ભાષાંતર મરાઠીમાં माझ्याकडून बोललें गेलें એવું લાંબું લચક અને કઢંગું થાય. એ જ ગત બીજી ભાષાઓની. કર્મણીની બહુલતાને લીધે ગુજરાતીમાં વિનયશીલતા વધારે પ્રગટ થાય છે. મને લાગે છે ગુજરાતી ભાષા કાનને સહજ મીઠી લાગે છે.

ગમે તે ભાવની ફાવે તેવી રચના કરીને માંડણી કરવી એ સમર્થ ભાષાનું લક્ષણ છે. સંસ્કૃત જેવું એ કોઈપણ ભાષામાં મને જોવા મળતું નથી. યુરોપની ભાષાઓમાં વ્યાવહારિક શબ્દોની સંખ્યા વિપુલ છે, પણ ભાષાની સમર્થતા કેવળ શબ્દસંખ્યા ઉપરથી મપાતી નથી. તે માપવાની હોય છે. ધાતુસંખ્યા ઉપરથી અને વાક્યરચનાની બહુવિધતા ઉપરથી. આમાં સંસ્કૃત અદ્વિતીય છે. સંસ્કૃતમાંથી નીકળેલી આજની ભારતીય ભાષાઓ સહજ ગર્ભશ્રીમંત છે. બરોબર વિકાસ થતાં તેમની શ્રીમંતાઈ ફાલીફૂલી શકશે. આ કામ હજી કરવાનું છે.

[વિનોબા ભાવે : साधनांमांथी ટૂંકાવીને]

[ અનુસંધાન પૃ. ૨૦૩થી ]

## મે-જૂનના લેખકો

**પતીલ**—કવિ. સદ્‌ગત પ્રો. ઠાકોરના જેવી પ્રયોગપટુતા ધરાવનારા. અંકલેશ્વરમાં શિક્ષક છે. 'પ્રભાતનર્મદા,' 'વાસવકલેશ-પરિહાર' પ્રગટ થયાં છે. નામ : મગનભાઈ ભૂધરભાઈ પટેલ.

**જગદીશ ત્રિવેદી**—ઉદયોન્મુખ કવિતાલેખક.

**નરહરિ પરીખ :** પ્રસિદ્ધ. લકવાના હુમલા પછી 'મહાદેવ-ભાઈની ડાયરી' આદિ અનેક મહત્ત્વના ગ્રંથોના સંપાદન અને લેખનમાં સમય આપે છે. વેડછી સ્વરાજ આશ્રમ અને બારડોલી આશ્રમમાં રહે છે.

**નારાયણ દેસાઈ :** વેડછી ગ્રામશાળાના એક શિક્ષક. નયી તાલીમ-પ્રવૃત્તિના એક અગ્રણી કાર્યકર, વિનોબાની ભૂમિદાન-પ્રવૃત્તિનો મર્મ ગુજરાતને સમજાવવા હમણાં પ્રચારકાર્ય કરે છે.

**રતિલાલ મોહનલાલ ત્રિવેદી :** 'વાલ્મીકિનું આર્ષ-દર્શન', 'પ્રાચીન હિંદનાં વિદ્યાપીઠો', 'આચાર્ય આનંદશંકર-ભાઈ', આદિના કર્તા. અમદાવાદ 'ન્યુ ઍજ્યુકેશન સ્કૂલ'ના સ્થાપક અને આચાર્ય.

**સ્વપ્નસ્થ :** 'અજંપાની માધુરી', 'રાવણહથ્થો' કાવ્ય-સંગ્રહો અને 'દિનરાત' વાર્તાસંગ્રહના કર્તા. હમણાં TASS–રશિયાની પ્રચારસંસ્થાની દિલ્હીની કચેરીમાં ગુજરાતી વિભાગમાં કામ કરે છે. મૂળ નામ લક્ષ્મીનારાયણ વ્યાસ.

[ અનુસંધાન પૃ. ૨૩૭થી ]

પૃથ્વીના શરૂઆતના શબ્દ 'નિઃશબ્દ'ને એ 'નિ[illegible] લખીને છંદને સમાલી લેત. 'કોમળાંગી મૃગો'ને પણ [illegible] 'કોમલાંગ' કહેત. ક્રૃતિ (૧૨), 'તમિસ્ત્ર' (૧૭), 'વિ[illegible] (૪૧), 'ગોષ્ટ' (૧૦૦), અને 'શુભ્ર'ને બદલે 'શુભ' ([illegible] એ છાપભૂલો (જો કે અક્ષમ્ય) હશે. 'ભૂલું કદળી, [illegible] કેળ'માં કદળીથી કેળને જુદી શા માટે ઉલ્લેખી [illegible] સમજાતું નથી. 'મહીન' (૬૦), અને 'અબાબિલ' ([illegible] શબ્દો અને 'મોકળી'તી' (૧૨૧), 'ખુલ્લી'તી' ([illegible] 'આય' (૧૨૧), 'હોરાય' (૧૫૩), જેવાં રૂપો [illegible] નિવારી શકાયાં હોત. 'સોડે'નું 'સોઢ્ય' રૂપ [illegible] છે, પણ 'રોય' ('ધ્વનિ'-૬૮) અને '[illegible]' ('આંદોલન'-૧૮) ભાગ્યે જ નિર્વાહ્ય હોય.

આવા વિગતદોષો તો સહેજ વધુ ધ્યાન આપવાથી [illegible] કરી શકાય એવા છે,–અને એ આશયથી જ ચર્ચ્યા છે.

શ્રી રાજેન્દ્ર શાહ પાસેથી ઉત્તરોત્તર વધુ ને વધુ [illegible] સમૃદ્ધ અને અનવદ્ય રચનાઓ મળ્યાં કરો.

---

# આધુનિક વિજ્ઞાન સારા માટે છે કે નરસા માટે ?

'વિજ્ઞાનની આપણી જાણકારી એને કાબુમાં રાખવાની આપણી શક્તિ કરતાં ચોખ્ખી આગળ વધી ગઈ છે. આપણી પાસે વિજ્ઞાનના માણસો વધુ પડતા છે, પ્રભુના માણસો ન જેવા. અણુના રહસ્યને આપણે પામ્યા છીએ અને ગિરિ ઉપરનો બોધ (The Sermon on the Mount) આપણે તરછોડયો છે. જીવન અને મૃત્યુનાં ખતરનાક રહસ્યો સાથે ખેલ ખેલતો માણસ આધ્યાત્મિક અંધકારમાં આંધળાની જેમ ગોથાં ખાઈ રહ્યો છે. દુનિયાને ડહાપણ વિનાની દીપ્તિ મળી છે, જાગ્રત અંતરાત્મા વિનાની સત્તા મળી છે. આપણું જગત અણુવિદ્યાના વિરાટોનું અને નીતિના વામનોનું બનેલું છે. આપણે શાંતિ કરતાં યુદ્ધ વિષે, જીવવા કરતાં મારવા વિષે, વધુ જાણીએ છીએ. આ છે આપણો વીસમી સદીનો વિશિષ્ટતા અને પ્રગતિ અંગેનો દાવો.' (જનરલ ઓમર બ્રેડલે)

પહેલું : વિજ્ઞાનનો ઉપયોગ સારા કરતાં નરસા માટે વધારે થાય છે. બીજું : વૈજ્ઞાનિક પ્રગતિની સાથોસાથ આધ્યાત્મિક પ્રગતિ કદમ મિલાવી શકી નથી......

(૧) વિજ્ઞાનનાં ફળ ખાટાં છે અને મીઠાં નથી એ ખરેજ સાચું છે? દાખલા તરીકે, દવા લો. હું જાણું છું કે કેટલીક સરકારો અત્યારે પણ જંતુયુદ્ધની પદ્ધતિને પૂર્ણતાએ પહોંચાડી રહી છે...પણ એટલી જ સારી રીતે હું જાણું છું કે ઇંગ્લાંડમાં સોએક વરસ ઉપર સરેરાશ આયુષ્યમર્યાદા આશરે વીસ વરસની હતી, અને આજે એ બમણીથી વધારે છે. જંતુયુદ્ધ થાય તો પણ, આ અને બીજી રીતે વૈદકશાસ્ત્રે જેટલા જીવોને બચાવ્યા છે તેટલાનો નાશ એ ભાગ્યેજ કરી શકે.

થોડાં વરસ પૂર્વે હું દેશમાં એક નાની ઝૂંપડીમાં રહેતો હતો...હું પાટડાઓની વચ્ચે ઊભો રહી શકતો, પણ જો જરીક બાજુ પર ખસ્યો ને તો માથા પર બટાકો ઊપસી આવ્યો સમજો! હું કબૂલ કરું છું કે સરેરાશ ઊંચાઈ કરતાં હું જરા લાંબો છું, પણ છત આટલી નીચી હોય હોય એ મને હાસ્યાસ્પદ જરૂર લાગતું. થોડા સમય બાદ મને ખુલાસો જડયો. ઝૂંપડી ખાસાં ૩૦૦ વરસ જૂની હતી : અને એ દિવસોમાં માણસો આજ કરતાં સરેરાશ છથી બાર ઇંચ જેટલા ટૂંકા હતા. એ વખતે માટે છતની ઊંચાઈ બરોબર હતી. અને અત્યારની આપણી શારીરિક સંપત્તિનું કારણ? યોગ્ય આહાર વિષેની વૈજ્ઞાનિક જાણકારી અને યોગ્ય સ્વચ્છતા......

બ્રિટનની વસ્તીમાંથી દરવરસે હજારે એક માણસ શીતળાથી મરતું એ વાતને લાંબો સમય થયો નથી. આજે આ રોગથી એક પણ મરણ થવું અત્યંત વિરલ છે.

આ બધાનો એક પ્રધાનસૂર છે સત્તા. આધુનિક વિજ્ઞાને માણસના હાથમાં લગભગ અમર્યાદ સત્તા મૂકી છે એમાં શંકા નથી. પણ સરવૈયું કાઢતાં, આ સત્તાનો નરસા માટે વધુ ઉપયોગ થયો છે એ બાબત હું એટલો નિ:શંક નથી. જે રીતે આપણે મોટા બંધ બાંધી શકીએ છીએ, મોટી નદીઓનાં વહેણ બદલી શકીએ છીએ અને જ્યારે આવું અતે-નં અમેરિકાની ટેનેસી વેલીમાં બન્યું છે—ત્યારે નિષ્પ્રાણ પ્રદેશોમાં ભર્યું ભર્યું જીવન પ્રગટાવી શકાય એ બધાનો જ્યારે હું વિચાર કરું છું; અત્યારે કાંઈ પણ જ્યાં ઊગતું નથી એવા ૧,૫૦૦,૦૦૦ એકરને ખેતીલાયક બનાવનાર, પંજાબમાં તૈયાર થઈ રહેલા, ભખરા અને નંગલ બંધની હું જ્યારે કલ્પના કરું છું;...—ત્યારે વિજ્ઞાન એ સેતાનના હાથમાં એક સરતું પત્તું છે એમ માનવા હું ઇન્કાર કરું છું. એ પ્રભુની બક્ષિસ છે અને સરવૈયું જોતાં એ બક્ષિસનો સારો ઉપયોગ થયો છે...

વિજ્ઞાન પ્રગતિ કરે એ જ કદમે નૈતિક સિદ્ધાન્તોએ પ્રગતિ કરવી જોઈએ એમ માનવા માટે હું કોઈ કારણ જોતો નથી. ભૂતકાળના મહાન ધાર્મિક નેતાઓએ વર્તનના સિદ્ધાન્તો દોરી આપ્યા છે, જે સનાતન કાળ માટે ટકી શકે એવા છે... વિજ્ઞાનનું પચાસ વરસ પહેલાંનું પાઠ્યપુસ્તક એમાંનું ઘણુંબધું અવાસ્તવિક છે એવી લાગણી વગર કોઈ વાંચી ન શકે જ્યારે ભલે આપણે ખ્રિસ્તી, ઇસ્લામી કે બૌદ્ધ હોઈએ, આપણા પવિત્ર ધર્મ ગ્રંથોનું આપણે લાભપૂર્વક અને આ વીસમી સદીમાં પણ તે લાગુ પડે છે એવા ખ્યાલ સાથે અધ્યયન કરી શકીએ.

આપણી સભ્યતાનું ભાવિ ગિરિ ઉપરના બોધ કે બીજા કોઈ ધર્મબોધથી યુક્ત એવી વિજ્ઞાનની ઉપેક્ષા કે અસ્વીકૃતિમાં રહેલું નથી. એ રહ્યું છે એ બંનેને ભેગાં લાવવામાં, જેથી કરીને આજને યોગ્ય એવી રીતે નીતિસિદ્ધાન્તોને વ્યક્ત કરવામાં વિજ્ઞાનનો ઉપયોગ થાય.

[ સી. એ. કાઉલ્સન F.R.S., બી.બી.સી. ઉપર ]

# સંસ્કૃતિ

વર્ષ છઠ્ઠું : અંક સાતમો જુલાઈ ૧૯૫૨

તંત્રી

ઉમાશંકર જોષી



કાલીયદમન [ વડોદરા ઓરીયન્ટલ ઇન્સ્ટીટ્યૂટના સૌજન્યથી ભુવનેશ્વર મ્યુઝિયમ ]



# સંસ્કૃતિ

વર્ષ ૬ ઠ્ઠું   અંક સાતમો

## અનુક્રમણિકા : જુલાઈ ૧૯૫૨


| | | |
|---|---|---|
| આપણી કેળવણી | ઉમાશંકર જોષી | ૨૪૧ |
| સમયરંગ | તંત્રી | ૨૪૨ |
| સુખદુઃખ | સદ્ગત બ. ક. ઠાકોર | ૨૪૪ |
| જાયે કદી નિષ્ફલ ? | ચંપકલાલ વ્યાસ | ૨૪૪ |
| થાઉં તો સારું ! | શેખાદમ આબુવાલા | ૨૪૪ |
| વાયરાને કેમ પૂરું ? | ગીતા કાપડિયા | ૨૪૪ |
| કન્નડ સાહિત્ય : નવપ્રવાહ | વી. કે. ગોકાક, કુલકર્ણી આદિ | ૨૪૫ |
| "સીમાડાના પથ્થર પર" | સદ્ગત બ. ક. ઠાકોર | ૨૪૮ |
| અનંતકળા | સ્વામી આનંદ | ૨૪૯ |
| વહાલા દેશવાસી બંધુજનો ! | વિનોબા ભાવે | ૨૫૫ |
| "ગ્રાહક મન" : નૂતન શિક્ષણમાં ડૉ. મૉન્ટેસોરીનો મહત્ત્વનો ફાળો | હરપ્રસાદ ભટ્ટ | ૨૫૭ |
| બારાખાસ : છેલ્લું નોબેલ પ્રાઈઝ મેળવનાર કથા | ચુનીલાલ મડિયા | ૨૬૩ |
| જિપ્સીની આંખે : બાલદાન અને સમર્પણ | 'જિપ્સી' | ૨૭૪ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | ઉ. | ૨૭૧ |
| સાભાર સ્વીકાર | ... | ૨૭૭ |
| અર્ધ્ય | તંત્રી | ૨૭૮ |




સંસ્કૃતિ કાર્યાલય વતી મુદ્રક-પ્રકાશક: કિશનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.

### લેખક મિત્રોને વિનંતિ:-

* લખાણ કાગળની એક બાજુ ... સ્વચ્છ અક્ષરે લખાયેલું, ... પ્રમાણેની જોડણીવાળું હોય ... મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે ... સાથે જવાબી પરબીડિયું હોય ... આવશ્યક છે.

### સૂચનાઓ :

* દર માસની સાતમી તારીખે ... પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે ... ટપાલમાં તપાસ કર્યા પછી ... કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક ... લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લે... માંના અભિપ્રાય માટેની જવાબ... તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આવ... છે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

**એન. એમ. ત્રિપાઠી, લિ. મુંબઈ**
**જીવનસાહિત્યમંદિર, અમદાવાદ**
**ભારતીસાહિત્યસંઘ, અમદાવાદ**
**ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવાદ**
**ગાંડીવ સાહિત્યમંદિર, પ્રિન્સે... સ્ટ્રીટ મુંબઈ-૨**
**ગાંડીવ સાહિત્યમંદિર, લાલગે... સુરત**
**એલ. કે. મેઘાણી :** આમરતે... **સ્ટ્રીટ, કલકત્તા ૧.**
**પ્રભાકર બ્રધર્સ,** પો. બો. ... નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

**લવાજમ :**

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ. ... અથવા શિલિંગ ૧૪. છૂટક નકલ... બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સર્વ... પત્રવ્યવહારનું સરનામું :

**સંસ્કૃતિ કાર્યાલય,**
**એલિસ-બ્રિજ, અમદાવાદ-૬**

# સંસ્કૃતિ

सत्यं परं धीमहि।

જુલાઈ



૧૯૫૨


## आपणी केळवणी

છેલ્લાં ચાર-પાંચ વરસ કેળવણીની બાબતમાં તો જાણે છૂટી જ પડચાં છે. દેશના નવઘડતરમાં કેળવણી સૌથી વધુ ફાળો આપી શકે.–એ રીતે કેળવણી પાસેથી કામ લેવામાં આવે તો. પણ અંગ્રેજોએ વિદાય લીધા પછી કેળવણીની કાયાપલટ કરવાના પ્રશ્નમાં પહેલાં જેવો ઉત્સાહ આપણામાં રહ્યો જ નથી. મધ્યસ્થ સરકારના કેળવણીપ્રધાને છેલ્લા કેટલાક માસમાં અગત્યનું નિવેદન કર્યું હોય તો તે બાધવાળી નાણાંનીતિ અંગે ! મધ્યસ્થ કરતાં રાજ્યોની ધારાસભાઓ ઉપર કેળવણીની જવાબદારી વિશેષ છે. મુંબઈના કેળવણીપ્રધાન પાસેથી ધારાસભામાં શિક્ષણનીતિ વિષે જાણવા મળ્યું નથી એ ઊણપ ઘણાને જણાઈ છે.

મુંબઈ રાજ્યે કેળવણી પાછળ છેલ્લાં વરસોમાં ખર્ચ ઠીકઠીક વધાર્યું છે, પણ પ્રજાની સમગ્ર કેળવણીનો એક નકશો નજર સામે રાખીને એ વધાર્યું છે–એટલે કે એ ઊગી નીકળે એ રીતે વધાર્યું છે કે કેમ એ અગત્યનો પ્રશ્ન તો છે.

ઉચ્ચ શિક્ષણની બાબતમાં મુંબઈએ પ્રશંસાપાત્ર કામગીરી બજાવી છે એમ ભાગ્યે જ ગણાય. મુંબઈ યુનિવર્સિટી અમાપ વધી ગઈ હતી એ ખ્યાલ હેઠળ જુદીજુદી ‘ પ્રાદેશિક ’ યુનિ.ઓ રચાઈ. યુનિ. સર્વદેશીયતા પર રચાયેલી હોય. એને ‘ પ્રાદેશિક ’ શબ્દ લગાડાય પણ નહિ. તે તે પ્રદેશની ભાષાને શિક્ષણનું વાહન બનાવવી—એ એક બાબતમાં ‘ પ્રાદેશિક યુનિ.ઓ ’ પોતાના અસ્તિત્વને યોગ્ય રીતે સાર્થક કરી શકે. પણ એ વાતમાં તો એ મંદોત્સાહ છે. ઉપરાંત, તેઓ શિક્ષણલક્ષી ( ટીચિન્ગ ) યુનિ. બની શકે તે કરતાં પરીક્ષા લેતી યુનિ. તરીકે જ ચાલે એવાં ચિહ્નો છે. તો આ પરીક્ષાઓ લેવાનું કામ તો જૂની મુંબઈ યુનિ. આખા રાજ્ય માટે બજાવી ન શકત ? ખાસ કરીને સરકારે મૅટ્રિકની પરીક્ષા પોતાને હસ્તક લઈ લીધા પછી મુંબઈ યુનિ. કામને પહોંચી ન શકે એવી ( unwieldy ) કયાં રહી ? મુંબઈ યુનિ.માં સંખ્યા અમાપ વધી ગઈ છે એ ખ્યાલથી એને તોડીને અનેક યુનિ. કરી અને પછીથી જે એક પરીક્ષા ( મૅટ્રિક ) અંગે સંખ્યા વધી હતી તે પરીક્ષા પોતાને હસ્તક લઈ લીધી ! જો પ્રાદેશિક યુનિ.ઓ તે તે પ્રદેશની ભાષામાં ચાલતાં શૈક્ષણિક કેન્દ્રોરૂપે ઝડપથી વિકસી શકે એવી યોજના રાજ્ય કરી ન શકે, તો એણે એકલી મુંબઈ યુનિ. જે કામ સહેજે બજાવી શકી હોત તેને માટે અનેક યુનિ.ઓ—ખટપટો અને પરીક્ષાની-લાગવગોનાં એકને બદલે અનેક ગંદવાડખામણાં ( સેસપૂલ્સ )–ની પ્રજાને ભેટ આપી લેખાય.

માધ્યમિક શિક્ષણની દશા પણ વધુ સંતોષકારક નથી. મૅટ્રિકની પરીક્ષાને એસ. એસ. સી.માં ફેરવવા પાછળ મોટું ડહાપણ એ હતું કે વિદ્યાર્થીઓને ૬૫ જેટલા—તેમાં ઘણા તો વ્યવસાયલક્ષી-વિષયોની પસંદગી આપવામાં આવી હતી. પણ એ પરીક્ષામાં પહેલો આવનાર વિદ્યાર્થી પણ યુનિ.માં પ્રવેશ ન પામી શકે એવો શિક્ષણ સંયોજનનો અભાવ છે. રાજ્યની બધી યુનિ.ઓમાં પ્રવેશ માટે પાયાના ઓછામાં ઓછા વિષયો નક્કી થવા જોઈએ. ઉપરાંત, ૬૫માંથી કેટલા વિકલ્પોનો લાભ વિદ્યાર્થીઓ ખરેખર લઈ શકે છે ? સરકાર માધ્યમિક શાળાઓને સારી એવી દેણગી આપે છે. જુદાજુદા પ્રદેશને યોગ્ય એવા તે તે વ્યવસાયલક્ષી વિષયોની તાલીમ આપવાની શરતે એ દેણગી આપવાનું સરકારે વિચારવું જોઈએ. વ્યવસાયલક્ષી માધ્યમિક શાળાઓ કદાચ આજે આપણા દેશને સૌથી વધુ મદદરૂપ થઈ શકે.

પ્રાથમિક શિક્ષણમાં ‘ વધુ ખર્ચ ’ એ લક્ષ્ય નહિ પણ ‘ વધુ સિદ્ધિ ’ની કાળજી રખાય એ ઇચ્છવા જેવું છે. તથા તાલીમ સરકારનો હાથ અડતાં ચીમળાય નહિ એની પણ સંભાળ લેવાવી જોઈએ. નવું હિંદ ઘડવાની દૃષ્ટિએ કેળવણી ધરમૂળમાંથી બદલી માધ્યમિક કક્ષાએ વ્યવસાયલક્ષી શિક્ષણની અનેક તકો ખુલ્લી કરી યુનિવર્સિટીઓમાં થતો નિરર્થક ભરાવો ઘટે એમ કરવાનો સમય પાકી ચૂકયો છે.

ઉમાશંકર જોષી

# સમયરંગ

## વિસનગર, કોલ્હાપુર અને ગુજરાત કૉલેજમાં ફીવધારો

મુંબઈ સરકાર મુંબઈમાં એલ્ફીન્સ્ટન કૉલેજ અને જોગેશ્વરી કૉલેજ ઉપરાંત ધારવાર, કોલ્હાપુર, વિસનગરની કૉલેજો અને અમદાવાદની ગુજરાત કૉલેજ ચલાવે છે. મુંબઈની સરકારી કૉલેજોમાં ત્યાંના બીજી કૉલેજોની જેમ સત્રફી ઊંચી હતી. ધારવારમાં થોડાં વરસોથી રૂ. ૯૦ કરવામાં આવી હતી. કોલ્હાપુર, વિસનગર અને ગુજરાત કૉલેજમાં ઓછી હતી. પણ એપ્રિલ ૧૯૫૨ની જાહેરાતથી ગુજરાત કૉલેજમાં સત્રફી રૂ. ૭૫થી વધારીને રૂ. ૯૦ કરવામાં આવી છે. ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ આ અંગે ઊહાપોહ કર્યો એનું કાંઈ સંતોષકારક સમાધાન કરવાને બદલે સરકારે ૭મી જૂનની જાહેરાતથી વિસનગરમાં પણ સત્રફી રૂ. ૬૦થી વધારીને રૂ. ૯૦ કરી. કોલ્હાપુર કૉલેજમાં પણ ફીવધારો કરવામાં આવ્યો છે.

સત્રફી અંગે એક વાત ધ્યાનમાં રાખવાની રહે છે કે એક જ સ્થળે જુદીજુદી કૉલેજોમાં ઓછીવત્તી ફી ન હોય. અમદાવાદ એજ્યુ. સોસાયટીની વિજ્ઞાનની કૉલેજ પ્રયોગશાળાની જુદી ફી લેતી હતી. સરકાર એ કૉલેજ સાથે ગેરવ્યાજબી હરીફાઈ કરી રહી છે એવું ન દેખાય એ ખાતર એણે ગુજરાત કૉલેજના વિજ્ઞાનના વિદ્યાર્થીઓ પાસે લૅબોરેટરી ફી ૧૯૪૯થી લેવી શરૂ કરી. ( રૂ. ૫૪૦૦૦ જેટલી રકમ મેળવી. ) હવે આજે સરકાર ગુજરાત કૉલેજમાં ફી વધારતાં એવી દલીલ કરે છે કે બધી સરકારી કૉલેજોમાં એકસરખી ફી એણે રાખવી જોઈએ. આ કોઈ અફર પવિત્ર નિયમ ન હોય. કેમ કે જુદા-જુદા સ્થળના જીવનધોરણમાં ફેર હોય છે. એવો કોઈ નિયમ હોય તો પણ બધી કૉલેજોમાં ફી ઊંચામાં ઊંચી સપાટીએ લઈ જવા કરતાં ક્યાંક સામાન્ય વર્ગના વિદ્યાર્થીને પોસાય એવી સપાટીએ રાખવી એ ‘ કલ્યાણ રાજ્ય ’ને વધુ બંધબેસતું ન ગણાય ? મુંબઈની વાત બાજુ રાખતાં–કેમ કે ત્યાં બિનસરકારી કૉલેજોમાં પણ ઊંચી ફી છે–માત્ર ધારવારમાં જ સરકારને ફી ઓછી કરવી પડે. એને બદલે એણે ત્રણ કૉલેજોમાં ફી વધારી. ગુજરાત કૉલેજમાં સત્રે રૂ. ૧૫ ફીવધારો થતાં, ત્યાંની બીજી બિનસરકારી કૉલેજોમાં પણ ફી વધશે, કેમ કે એક સ્થળે જુદીજુદી સત્રફી ન હોય. આથી વિદ્યાર્થીવર્ગ ઉપર હજારો રૂપિયાનો બોજો વધશે. વિસનગરની કૉલેજમાં તો વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી છે.

તંત્રી

સત્રફી રૂ. ૬૦ની રૂ. ૯૦ કરવી એ સંખ્યા વધારવાનો [illegible] આપણી સરકાર જ અજમાવી શકે. ( બે લોકપ્રિય આચાર્યો [illegible] પ્રિ. ગોકાક અને પ્રિ. પવારે માંડ પગભર કરેલી આ સુંદર [illegible] તરફ સત્તાધીશોની કાંઈક વધુ રહમદિલીની અપેક્ષા તો રહે. )

ફીવધારો ન કરવામાં આવે તો સરકારને લાખેક ઉપર [illegible] વેઠવી પડે. એટલો પ્રાથમિક કેળવણીમાં કાપ મુકાય. પ્રાથમિક કેળવણીને ભોગે ઉચ્ચ શિક્ષણ ન આપવું–એ સિદ્ધાન્તને [illegible] તરફથી આગળ ધરવામાં આવે છે. પણ કરોડોના બજેટમાં આટ[illegible] રકમનો ઘાટ ન બેસે ને પ્રાથમિક કેળવણી ઉપર જ કાપ પડે [illegible] કહેવું–ખાસ કરીને જે પ્રમાણમાં કુલ બજેટ વધે છે તે પ્રમાણ[illegible] કેળવણીનું બજેટ વધતું નથી એ સંજોગોમાં–ઠીક નથી. ઇંગ્લેંડ[illegible] ઉચ્ચ શિક્ષણ પાછળ સરકાર મોટું ખર્ચ કરે છે અને યુરોપના [illegible] કોઈ દેશો સમગ્ર ઉચ્ચ શિક્ષણ સરકારી ખર્ચે ચલાવવાની યોજ[illegible] અનુસરે છે. અલબત્ત ઉચ્ચ શિક્ષણ–બલકે સમગ્ર શિક્ષણ–આપ[illegible] ત્યાં નવેસરથી યોજાય એ સૌથી પહેલી જરૂરિયાત છે. તેમ છ[illegible] ઉચ્ચ શિક્ષણ પાછળ જે કાંઈક ખર્ચ સરકાર આજે કરે છે તે[illegible] આવી રીતે ઘટાડો કરવો એ કોઈ રીતે પ્રગતિસૂચક પગલું નથી.

ગુજરાત કૉલેજમાં તો ફી વધવી જ જોઈએ કેમ કે [illegible] અમદાવાદ જેવા ઔદ્યોગિક કેન્દ્રમાં આવેલી છે એમ કહેવા[illegible] આવે છે. પોતાની ઉદારતા અપાત્ર દાખવવામાં આવે છે [illegible] સરકારને લાગતું હોય તો એ શિડયૂલ કાસ્ટ્સ, નિર્વાસિત[illegible] આવકવેરો ન ભરનારા કે અમુક રકમથી ઓછો ભરનારા–[illegible] લોકોના સગીરોને પોતાની કૉલેજમાં દાખલ કરે ( મોટા ભા[illegible] વિદ્યાર્થીઓ આવા જ હોય છે ) પણ ફી વધારીને સામા[illegible] જનતાને ઉચ્ચ શિક્ષણના જેવાતેવા લાભથી પણ વંચિત રાખે [illegible] ઠીક નથી. મુંબઈ સરકારના એક પ્રધાનનાં પત્નીએ બાળકો[illegible] શિક્ષણનું ખર્ચ પોતાને પોસાતું નથી એવી બૂમ નાખી [illegible] એમના પતિનો તો પગાર વધ્યો. પણ અમદાવાદ ગુજ. કૉલેજ[illegible] પગ મૂકતાં જ દરેક વિદ્યાર્થીને ઘેર મિલ બંધાઈ જતી હોય [illegible] સરકારની શ્રદ્ધા છે એટલે એની ફીમાં વધારો કરવામાં આવ્યો [illegible]

સદ્‌ભાગ્યે વિદ્યાર્થીઓ જાગ્રત છે. સત્તા ભોગવતા પક્ષ[illegible] વિદ્યાર્થીઓની કે કોઈ શક્તિની મદદની હવે ગરજ કદાચ [illegible] લાગતી હોય. સંભવ છે કે નવા ચેતન સાથે કામ પાડવા [illegible]

તાજગી એની નસોમાં રહી ન હોય અને જો તે નિયમને એ જડપણે વળગવા કરે છે. વિદ્યાર્થીઓએ માગણી કરી છે કે સરકારને ખાધની ખોટ આવતી હોય તો અમે રજાઓમાં એટલા પૈસા જાહેર રસ્તા જેવા બાંધકામમાં મજૂરી આપીને ભરી આપીશું. જે વાતનો પ્રસ્તાવ વિદ્યાર્થીઓની દાઢીમાં હાથ ઘાલીને શિક્ષણપ્રધાને મૂકવો જોઈએ એ ખુદ વિદ્યાર્થીઓ તરફથી જ આવી રહ્યો છે! નસીબ ક્યાંથી કે ઊછરતી પ્રજા દેશના નવનિર્માણના ભગીરથ કાર્યમાં આવો સક્રિય રસ લેતી થાય!

ફીવધારાના ક્લેશમાંથી સૌનો ઉત્સાહ વધે એવું ફળ નીપજે એવી આશા રાખીએ.

## કૉલેજના અધ્યાપકોની નાગરિક સ્વતંત્રતા

અધ્યાપકોની સામાન્ય સ્વતંત્રતા અંગેનો પ્રશ્ન વાતાવરણમાં વારેવારે ડોકાયાં કરે છે. હમણાં મુંબઈમાં અધ્યાપકોની સભા સમક્ષ મુંબઈ યુનિના ભૂતપૂર્વ કુલનાયક ન્યાયમૂર્તિ શ્રી ચાગલાએ કહ્યું કે રાજ્યની સરકારે અધ્યાપકોને માધ્યમના પ્રશ્ન અંગે અભિપ્રાય આપવાની મનાઈ કરતો પરિપત્ર પાઠવ્યો છે એ અધ્યાપકોની 'વિદ્યાકીય (ઍકેડેમિક) સ્વતંત્રતા' ઉપર તરાપ કરનારો છે. દેશના શિક્ષણકાર્યમાં સેવાઓ આપનાર નાગરિકો પ્રત્યે, તેઓ વેતન લઈને સેવાઓ આપે છે એટલા જ કારણે કદાચ, તેઓ વેચાયેલા ગુલામ હોય એ રીતે સરકાર જોતી લાગે છે, જે ૧૯૫૨માં અને સ્વતંત્ર લોકશાહી પ્રજાકીય રાજ્ય-હિંદ-માં બેહૂદું લાગે છે.

એ જ અરસામાં વડોદરા યુનિ.ની સેનેટની સભા મળી તેમાં અધ્યાપકો અંગે નોકરીના નિયમો પણ પસાર કરવાના હતા. એમાં એક નિયમ એવો હતો કે યુનિ. સત્તાવાળાઓની અગાઉથી રજા મેળવ્યા સિવાય આખા સમય માટે રોકાયેલા અધ્યાપકો સીધા કે આડકતરી રીતે કોઈ વેપાર (ટ્રેઈડ), બિઝનેસ કે વ્યવસાય (ઑક્યુપેશન) જોડે સંબંધ રાખી ન શકે, અને રાજકારણમાં સક્રિય ભાગ લઈ ન શકે. આમાં 'વ્યવસાય' શબ્દ દૂર કરવા માટે સભામાં અનેક સભ્યોએ ભારપૂર્વક હિમાયત કરી. 'વ્યવસાય'માં સામાન્ય લેખો લખવા વગેરે પણ આવી જાય અને ડગલે ને પગલે યુનિ. સત્તાવાળાઓની રજા માગવાનું ફરજિયાત રાખવું એ હાસ્યાસ્પદ છે. (રેડિયો ઉપર ભાષણ કરવા જવા માટે એવી રજા લેવી પડ્યાના દાખલાનો સભામાં ઉલ્લેખ થયો હતો, જેનો સત્તાવાળાઓએ ઈન્કાર કર્યો ન હતો.) આમાં અધ્યાપકોને ચોવીસ કલાક માટે વેચાઈ ગયેલા નોકરો તરીકે જોવાની પુરાણા જમાનાની માલિકવૃત્તિનો પરિચય થાય છે. સ્વતંત્ર દેશમાં શક્તિ-ઓને મુક્તધારાપ્રવાહે વહેતી મૂકવાને બદલે રૂંધવામાં આપણી જૂની નેતાગીરીને આટલું શૂર છૂટે છે એ એને સમજવા માટે એક સૂચક વસ્તુ છે.

રાજકારણમાં સક્રિય ભાગ ન લેવા અંગેની વાતનો પણ સખત વિરોધ થયો. નોકરીના આ નિયમો મુંબઈ યુનિના નિયમોની નકલ છે એમ બચાવ કરવામાં આવ્યો. અંગ્રેજી અમલ સમયના આવા નિયમોની જડ નકલ કરવામાં પણ અભિમાન! નોકરીના નિયમોને સિન્ડીકેટ પાસે પુનર્વિચારણા માટે મોકલવાનો પ્રસ્તાવ મૂકનાર શ્રી રમણલાલ વ. દેસાઈએ કહ્યું કે જે યુનિ.નાં કુલનાયક સન્નારી જગતની માનવ અધિકારો અંગેની સભામાં મૂળભૂત અધિકારો માટે લડે છે. તેમાં જ અધ્યાપકોની પાયાની સ્વતંત્રતા ઉપર કાપ મૂકવામાં આવે એ બરોબર નથી. અંગ્રેજો સામે લડતાં જેઓએ આવા નિયમો માટે સહન કર્યું છે, તેઓ જ સત્તા ઉપર આવતાં એના એ નિયમોને વજ્રલેપ કરે એ બરોબર નથી. આવા નિયમોનો દુરુપયોગ થશે-બીજે ઠેકાણે કૉલેજના એક અધ્યાપક સામે થયો છે—એ પ્રત્યે ધ્યાન ખેંચવામાં આવ્યું. ઇંગ્લૅન્ડમાં લાસ્કી મજૂર પક્ષમાં પ્રમુખ અને મહાશાળામાં અધ્યાપક તરીકે એક સાથે હતા એ પ્રત્યે પણ ધ્યાન ખેંચવામાં આવ્યું. વડોદરા યુનિ.નાં કુલનાયક એક ચોક્કસ પક્ષ તરફથી પાર્લામેન્ટ માટે ઉમેદવારી કરી શકે—રાજકારણમાં સક્રિય ભાગ લઈ શકે તો જે શિક્ષણસમાજના પ્રમુખને આવા અધિકાર હોય તેના બીજા સભ્યો-અધ્યાપકો-ને એવા અધિકારથી વંચિત રાખવાનો ખ્યાલ અનતિક છે એમ પણ સૂચવવામાં આવ્યું. જે પક્ષ સત્તા પર હોય તેની સિવાયના પક્ષો સાથે સંબંધમાં હોવા ઉપર જ તવાઈ લાવવામાં આવે છે, અને જો કોઈ હદ બહાર જશે તો રાજ્યનું કાયદો અને વ્યવસ્થા ચલાવનાર ખાતું તેની સંભાળ લેશે—યુનિ.એ એ કામ પોતા ઉપર લઈ લેવાની જરૂર નથી,—વગેરે દલીલો થઈ. સામેથી મુખ્યત્વે એક જ દલીલ કરવામાં આવી કે કોઈ અધ્યાપકને અન્યાય થાય તો તે નિયમોમાં જોગવાઈ છે તેમ યુનિ. પાસે લવાદપંચ માગી ઇન્સાફ મેળવી શકશે. મત લેવાતાં ૧૮-૧૮ મત બંને પક્ષને મળ્યા. બંધ પેટીની મતગણતરી માગતાં ૩૧ પક્ષમાં અને ૨૪ વિરુદ્ધ મતે, બે-તૃતીયાંશ બહુમતી ન હોઈ, શ્રી દેસાઈનો ઠરાવ ઊડી ગયો અને નિયમો કાયમ રહ્યા. આવા નિયમો માટે ભાગ્યે જ કોઈ ગૌરવ લઈ શકે.

## અનુવાદ

બ્રહ્મદેશના વડાપ્રધાને બળવાખોરોને શિકસ્ત આપવા કરતાં જગતનાં ઉત્તમ પુસ્તકો સ્વભાષામાં સુલભ કરવાની પ્રવૃત્તિનું મહત્ત્વ ઓછું નથી એવી જાહેરાત કરી છે અને રાજ્યની મદદથી અનુવાદપ્રવૃત્તિને વેગ આપ્યો છે. હિંદના કેન્દ્રીય શિક્ષણખાતાએ આ દિશામાં હજી નોંધપાત્ર કશું કર્યું નથી એ દુઃખની વાત છે. પરિભાષાનો પ્રશ્ન ન નડતો હોય એવાં પણ અનેક ઉત્તમ પુસ્તકો દેશની ભાષાઓમાં ઉતારવાં જરૂરી છે. આપણી વિદ્યા અને સાહિત્યની સંસ્થાઓ અને યુનિવર્સિટીઓ થોડું થોડું કામ ઉકેલતી આવે તો ટીપેટીપે સરોવર ભરાય. કાંઈ નહિ તો ટાગોરનાં બધાં જ ગદ્ય લખાણો બધી દેશભાષાઓમાં સુલભ થઈ જાય તો પણ નવી પ્રજાના ઉછેરમાં એક મોટું પોષણદાયક તત્ત્વ ઉમેરાય.

## સુખદુઃખ

[ અપ્રસિદ્ધ સૉનેટમાળા 'સુખદુઃખ'નું પ્રથમ સૉનેટ ]

'મુબારક હજો નવૂં વરસ!' 'સાલ આ બેસતી
દિયો અધિક સૌખ્ય ૠદ્ધિ સકુટુમ્બને કીરતી!'
ગળ્યાં વચન રૂઢ પોપટ જિભે સહૂ ઊચરે,
હુંયે સ્મિત સહે સહૂં, વિનયિ વાળું છૂં ઉત્તરે,
ઘડીક વળિ ગોઠડી કરિ રહૂં કૂતક ઉમળકે.

પછી સઉ સિધાવતાં વિરમું એકલો હીંચકે,
ચિરૂટ સ્રુત ધુમ્રગોટ સહ ધૂણતું મસ્તકે.
વધે કદમ હીંચકો, કદમ તે જ પાછો ગણે,
વિચાર પણ ગૂંછળે વધિ હઠી રહે ઝૂલણે.

સદા હલત તોય ઇંચ નવ હીંચકો ચાલતો,
ચિરૂટ જળતી થકી ફકત ધુમ્ર જરિ સેલતો.
દિસે છ મગજે ચિરૂટ સમ હીંચકા શૂં થતૂં,
રહે ચલ રહે જળંત, પણ માત્ર હાંફે જતૂં
યથા શુનક માર્ગમાં, ન નિરખંત ના ઊંઘતૂં.

સદ્‌ગત બલવંતરાય ક. ઠાકોર

## થાઉં તો સારું !

હવે બસ બહુ થયું બુદ્ધિ! હું પાગલ થાઉં તો સારું!
છલકવાનો સમય આવ્યો, છલોછલ થાઉં તો સારું!

જીવનનો ગર્જતો સાગર ઘણો ગંભીર લાગે છે;
હવે હું ચાંદનીની જેમ ચંચલ થાઉં તો સારું!

જુઓ, કિરણો વિખેરાયાં! ને ગુંજનગીત રેલાયાં!
હૃદય ઇચ્છી રહ્યું છે આજઃ શતદલ થાઉં તો સારું!

મને આ તારી અધબીડેલી આંખોમાં સમાવી લે!
મને તો છે ઘણી ઇચ્છા કે કાજલ થાઉં તો સારું!

ભલે હું શ્યામ લાગું, પણ મિલન આવું મળે કાને?
તમન્ના છે કે તારા ગાલનો તલ થાઉં તો સારું!

યુગો અગણિત ભલે વીતે! –મને એની નથી પરવા!
હું પ્રેમી કાજ એક જ પ્રેમની પલ થાઉં તો સારું!

મને એવા રૂપાળા ઘાવ દુનિયાએ કર્યા અર્પણ
કે ખુદ દુનિયાને થઈ આવ્યું કે ઘાયલ થાઉં તો સારું!

જીવનમાં આમ તો ક્યાંથી મળે લયબદ્ધ ચંચળતા!
હું તારા ખૂબસૂરત પગની પાયલ થાઉં તો સારું!

તને તો આવડે છે ઠંડી ઠંડી આગ થઈ જાતાં!
—મને છે મૂંઝવણ કે આંખનું જલ થાઉં તો સારું?!

શેખાદમ આબુવાલા

## જાયે કદી નિષ્ફલ?

શ્રદ્ધાનંદ :

ધીમે ગંધ વહન્ત વાયુલહરી ને ચન્દ્રલેખા સહી,
ગંગાને તટ આશ્રમે વન થકી આવેલ આ કેસરી,
ચાટે પાય અહો, મહાત્મજનના ધ્યાનસ્થ જે આસને
કેવા ભાવ થયેલ હિંસક ઉરે ના જાણતો તે ક્ષણે.
જાગી યોગ થકી વદે ઋષિ તહીં ભાવે જ પંપાળતો,
'છો ને ક્ષેમ?...જશો હવે?'
વન વિશે તત્કાળ ચાલ્યો જતો.
હું તો મૂઢ બની નિહાળત રહ્યો વ્હેવાર અન્યોન્યનો,
પૂછ્યું મેં: 'ગુરુદેવ, મર્મ મુજને કહેશો ચમત્કારનો!'

મહાત્મા :

સિંહે સ્પર્શ મને કર્યો ઉમળકે એમાં ચમત્કાર શો!
પ્રાણીમાત્ર વિશે સદા સહજ છે એ ભાવ મૈત્રી તણો.
જ્યારે એહ ઘવાયલો તરફડે પાયું હતું મેં જલ,
લાવી ઔષધ સારવાર કરતાં આવ્યું ફરીથી બલ.
બ્રહ્મે વ્યાપ્ત બધું ચરાચર, અહીં કોઈ ન પૂરું ખલ.
સેવા પ્રેમ દયા વિશુદ્ધ ઉરનાં જાયે કદી નિષ્ફલ!

ચંપકલાલ વ્યા

## વાયરાને કેમ પૂરું?

વાયરાને કેમ પૂરું પાલવની માંય?
આલિ! એની રમતું ના કેમે કળાય-વાયરાને૦

છાનો એ ઘુમરાતો હૈયાની પાસ,
પાંખ પરે ભરતો દિલ-ફૂલની સુવાસ;
દૂર મારા ચિત્તચોર કેરો નિવાસ
મ્હેકાવવા એ છૂપો છૂપો દોડી જાય-વાયરાને૦

રણઝણતા અંતરના તંબૂરના તાર,
ક્યાંક જરી કંઠમાંથી રેલે સૂરધાર;
છૂપ્યો અજાણ્યો તેને એ ઝંકાર
સુણાવવાને એ મદમાતો ડોલંતો વાય-વાયરાને૦

વાયરાની છાની એ રમતુંનો ભેદ,
પામું ત્યાં થાઉં ઓલા નેણમાં હું કેદ,
ઊંડે છે ઉર માંહે એ જ રે ઉમેદ
તોય કેમ ભોળું મન મારું મૂંઝાય?
–ને વાયરાને પાલવમાં પૂરવાને ચ્હાય!

ગીતા કાપડિયા

૧૮–૫–'૫૨

# કન્નડ સાહિત્ય—નવપ્રવાહ *

**વી. કે. ગોકાક, કુલકર્ણી આદિ**

"અમારા મરાઠીના તરુણ લેખકો ફડકે–ખાંડેકરને ઊતરતા લેખીને આગલી પેઢીના હરિભાઉને માત્ર નવાજે છે. તમારે ત્યાં શી પરિસ્થિતિ છે ?"

"બિલકુલ અનાદરની ભાવના નથી. જૂનાઓને યોગ્ય શ્રેય અપાયે જાય છે. પણ કન્નડ વાઙ્મયનો વિકાસ એ એક ક્રાન્તિ છે. તમે આધુનિક મરાઠીમાં ત્રણ પેઢી કરી. અમારે ચાર કરવી પડે."

"ચોથી પેઢીના પ્રતિનિધિ કોણ ?"

"આ ચોથી પેઢીમાં વી. જી. ભટ, એસ. આર. એકુંડી, કે. એસ. નરસિંહય્યાનો સમાવેશ થાય. એ અમારા નવકવિઓ છે. આવિષ્કાર, ભાષાપ્રયોગ, વૃત્તરચના ઇત્યાદિ બાબતોમાં તેમની ક્રાન્તિકારક કલ્પના છે. તેમનો મત પણ સમાજવાદ તરફ ઝૂકનારો છે. જીવન તરફ જોવાનો તેમનો દૃષ્ટિકોણ જ બિલકુલ સ્વતંત્ર છે."

"અમારા મર્ઢેકર જેવું છે કે શું ?"

"એવું ઓછું જ કહી શકાય. તેમના કાવ્યવિષય મર્ઢેકરી છે. પણ અશ્લીલતા કે વિકૃતિદર્શનનો આરોપ મર્ઢેકર ઉપર જે પ્રમાણમાં મુકાય છે તે પ્રમાણમાં એમની ઉપર મૂકી શકાય એવું લાગતું નથી."

"આ તમારા નવા કવિઓનો જૂના કવિઓ સંબંધી શો મત છે ?"

"જૂની સૌન્દર્યકલ્પના, સાંકેતિકતા એ તેમને નાપસંદ છે. પણ કઠોર ટીકા કરેલી નથી. અમારા કાવ્યપ્રદેશમાં ...જ એક નવો પ્રયોગ થયો છે."

"તે કયો ?"

"હમણાં જ મુંબઈમાં ભરાયેલા સાહિત્યસંમેલનમાં આચાર્ય ગોકાકનો 'નવ્યકવિતેગળૂ' કરીને એક વૈશિષ્ટ્યપૂર્ણ કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો છે. કાનડી કવિતા બહુધા ભાવગીતાત્મક છે. તેની ઉપર ભાવની પકડ એકંદરે બહુ. આ સંગ્રહમાં બુદ્ધિ અને ભાવનાનો સંગમ સધાયો છે. વિચારમૂલકતાને લીધે ભાવનાનો લોપ થયો નથી."

"એમાંનાં કેટલાંક કાવ્યોના વિષયો કહી શકશો ?"

"વિષયો તો સાવ ક્ષુલ્લક લાગે એવા છે. ઉદાહરણ તરીકે 'હેમ્મૂગુ' (મોટું નાક), 'ક્લૉરોફૉર્મ' વગેરે. તેમાં અંગ્રેજી શબ્દપ્રયોગ પણ સ્વૈરપણે કરવામાં આવે છે."

"અર્વાચીન કન્નડ વાઙ્મયના જનકસ્થાને જે પેઢી છે તેના પ્રમુખ લેખકો કોણ ?"

"નંદલિકે લક્ષ્મીનારાયણ અપ્પા ઉર્ફે મુદ્દણ્ણા, કાદંબરીકાર પુટ્ટણ્ણા અને લઘુકથાકાર પંજે મંગેશરાવ — આ ત્રયી અર્વાચીન વાઙ્મયના પિતૃસ્થાને લેખી શકાય. એમનો સમય ૧૮૯૦ – ૧૯૦૦નો."

"આ ત્રણેનાં લખાણોનું સ્વરૂપ કેવા પ્રકારનું હતું ?"

"મુદ્દણ્ણાનો 'રામાશ્વમેધ' કરીને સુપ્રસિદ્ધ ગ્રંથ છે. તે ગદ્યમાં છે એટલું જ; નહિ તો અંતરંગની દૃષ્ટિએ એ મહાકાવ્ય જ છે. તેમાંના પ્રસંગો પતિએ પત્ની પાસે રજૂ કર્યા છે. એને લીધે એમાં ઘરેળુપણું સહજ આવ્યું છે. બીજા પુટ્ટણ્ણા. એ મૈસૂરના છે. મૈસૂર મહારાજાના છત્ર નીચેના સરદારોના જીવનનો અને દક્ષિણ કર્ણાટકના વાતાવરણનો પ્રામાણિક આવિષ્કાર એમની નવલકથામાં મળે છે. 'માડિદુણ્ણો મહારાયા' (કરે તેવું પામે) એ એમની અતિપ્રસિદ્ધ નવલકથા છે. ત્રીજા પંજે મંગેશરાવ. એ ઊંચી પ્રતિના કથાકાર છે. એમને લોકપ્રિયતા પણ સારી

* કોલ્હાપુર રાજારામ કૉલેજના આચાર્ય ( હવે કર્ણાટક યુનિવર્સિટીના અંગ્રેજીના અધ્યાપક ) શ્રી વી. કે. ગોકાક અને મુંબઈ આકાશવાણીના કાર્યકર શ્રી કુલકર્ણી સાથે મરાઠી સાહિત્યના પ્રતિનિધિએ લીધેલી મુલાકાત. સાહિત્યમાંથી.

મળી, પણ 'ટૂંકી વાર્તા'ને આજનો આકાર આપ્યો માસ્તીએ. એ પછીની પેઢીના."

"એ પેઢી તરફ જ વળીએ, ચાલો."

"ભલે. આ પેઢીના નામાંકિત લેખકો ગોવિંદ પૈ, માસ્તી વ્યંકટેશ આયંગાર, બેન્દ્રે, ગોકાક, મુગળી, ડી. વી. ગુંડપ્પા, કૈલાસમ્."

"આમાંનાં ઘણાં નામો અમે સાંભળ્યાં છે. ગોવિંદ પૈ આ વખતના સંમેલનાધ્યક્ષ."

"હા. ગોવિંદ પૈને મદ્રાસ સરકારે 'રાજકવિ'નું સન્માન આપ્યું છે. પણ કર્ણાટકમાં એ કવિ કરતાં સંશોધક તરીકે વધારે પ્રસિદ્ધ છે. પૈ અને બેન્દ્રે એ બંને ગૂઢવાદી (mystic) કવિ છે."

"અનિલ કવિએ 'ગૂઢવાદ'ને 'પ્રતીતિવાદ' નામ આપ્યું છે."

"બંધબેસતું છે એ નામ."

"બેન્દ્રેની કવિતાનું સ્વરૂપ કેવું છે?"

"એમની કવિતા ભાવગીતાત્મક છે. પણ એમની કૃતિઓને ભાવગીતો કહેવા કરતાં જાનપદ ગીતો કહેવાં સારાં. 'સખીગીત' એ ૫૦૦ પંક્તિનું ખંડકાવ્ય એમણે પોતાની પત્નીને ઉદ્દેશીને લખેલું છે. 'હાડુપાડુ' એ પ્રદીર્ઘ કાવ્ય મૃત પુત્ર ઉપર લખેલી વિલાપિકા છે. ધારવાડ આસપાસના સૃષ્ટિસૌન્દર્યનો તેમણે પાર્શ્વભૂમિ તરીકે ઉપયોગ કર્યો છે. એમની કવિતા અનુભૂતિમાંથી નિર્માણ પામેલી, બહુધા આત્મચરિત્ર પર છે."

"માસ્તીને શ્રેષ્ઠ લઘુકથાકાર કહી શકાય?"

"ઉપરાંત તે કવિ પણ છે. 'સુબણ્ણા' નામની માસ્તીની લાંબી વાર્તા— લઘુ નવલકથા— બહુ જ જાહેર છે. એક વીણાવાદનકારનું ચરિત્ર એમાં ચિત્રિત કરેલું છે. 'વીણે શેષણ્ણા' નામના પ્રસિદ્ધ કલાકારના જીવનમાં સાક્ષાત્ બનેલા પ્રસંગ ઉપરથી આ કથા રચાઈ છે. માસ્તીનો ને તેમનો નિકટનો પરિચય હતો. સહજ છે કે કથા અસરકારક નીવડી. ડી. વી. ગુંડપ્પા એ પણ ચતુરસ્ર લેખક છે. જૂની પ્રવૃત્તિવાળા છે એટલે તેમની ઉપર પ્રગતિશીલ લેખકો તરફથી ટીકા થાય છે. પણ પ્રકાર, પ્રમાણ અને ગુણ આ સર્વ બાજુથી જોઈએ તો એ એક શ્રેષ્ઠ લેખક છે એ માન્ય કરવું જ પડે. એમની બાબતમાં સોરાબરુસ્તમી ચાલુ છે ખરી."

"હવે રહ્યા કૈલાસમ્."

"એ અમારા નવીન નાટકના નિર્માતા. ૧૯૧૮ના મુમાર કન્નડ રંગભૂમિ ઉપર એમનાં એકાંકી બહુ જ લોકપ્રિય થયાં."

"એકાંકી?"

"હા. કૈલાસમ્ વિલાયતમાં ૮-૯ વરસ રહ્યા હતા. ખરેખર તો શાસ્ત્રના વિદ્યાર્થી, પણ વાઙ્મય તરફ એમનું વલણ. ઇંગ્લૅન્ડનિવાસ દરમ્યાન ઇબ્સન, ગાલ્સવર્ધી, શૉ જેવા આધુનિક નાટકકારોનાં નાટકો તે ખાસ જોતા. એ પાશ્ચિમાત્ય નાટ્યતંત્ર એમણે આત્મસાત્ કર્યું અને કન્નડ રંગભૂમિ ઉપર જુદાજુદા પ્રયોગ કરી જોયા. સુધારણાવાદ એ એમનાં નાટકોનું વૈશિષ્ટ્ય. મૂંડેલી સ્ત્રીનું પાત્ર પ્રથમ એમણે રંગભૂમિ ઉપર આણ્યું. એમના સંવાદ ઉપર અંગ્રેજી છાયા ઘણી છે. વિનોદ એ એમનાં નાટકોનું બહુ મોટું આકર્ષણ."

"આ પેઢી ભારે કર્તૃત્વવાન દેખાય છે."

"આ પેઢીની પ્રવૃત્તિ ઉપરથી ત્રણ પ્રાદેશિક પીઠ (Schools) કલ્પી શકાય. પુટ્ટણ્ણા, રાજરત્નમની મૈસૂર પીઠ, પૈ, પેજાવર સદાશિવરાવ એમની મંગલૂર પીઠ અને બેન્દ્રે, ગોકાકની ધારવાડ પીઠ. આ ત્રણે પીઠનાં અંતરંગ પાર્શ્વભૂમિ અને ભાષાસરણીમાં ભિન્નતા વરતાય છે."

"હવે આપણે ત્રીજી પેઢી તપાસીએ."

"ભલે. કારંત, કૃષ્ણરાવ અને જાગીરદારને આ પેઢીના પ્રતિનિધિઓ કહી શકાય. એ. એન. કૃષ્ણરાવની નવલકથાઓ ભાષાની પ્રસન્નતા અને લલિતતાને લીધે અત્યંત લોકપ્રિય નીવડી."

"મને લાગે છે કે અમારા ફડકેની જેમ."

"બિલકુલ એમ જ. ફડકેની જેમ પ્રણયપ્રાધાન્ય એમાં છે. ભટ, એકુંડી નરસિંહય્યાની જે નવી પેઢી કહી તેનું સારથીપણું કૃષ્ણરાવ કરે છે તેમનું પોતાનું લખાણ નવલેખકોના પ્રકારનું નથી, એ એક જાતની દુર્બળ, વિલાસી વિકૃતિ (decadence)નું નિદર્શક છે. કારંત એ કૃષ્ણરાવની પેઢીના નામાંકિત લેખક છે. સુદ્રક, રમકડાં બનાવનાર

હિંસ્રપશુપાલક, ઓલપટનિર્માતા, નર્તક, સંગીતજ્ઞ, તત્ત્વજ્ઞ -એવાં વિવિધ પાસાં એમના જીવનને છે. વિવિધ કલાસંપન્ન આ લેખકનું લખાણ ભારે બહુરંગી અને બહુઢંગી ઊતર્યું છે. એ મુખ્યતઃ નવલકથાકાર અને સંગીતિકાકાર (Opera Writer) તરીકે પ્રખ્યાત છે. 'મરળી મણ્ણિગે' (ખેતર તરફ પાછા) એ નામની એમની નવલકથા એમના ગ્રંથોમાં અલકે સર્વ કન્નડ સારસ્વતમાં સર્વશ્રેષ્ઠ લેખવામાં આવે છે. મધ્યમવર્ગનું જીવન પેઢીદરપેઢી કેવું ખખડી ઊઠ્યું છે એનું અત્યંત હૃદયંગમ ચિત્ર આ નવલકથામાં જોવા મળે છે. ગાલ્સવર્ધીની Forsyte Saga પ્રમાણે તેમાં પેઢીઓનો ઇતિહાસ આવ્યો છે. આ નવલકથા લખ્યા પહેલાં લેખકે ગાલ્સવર્ધીનો સાગા વાંચેલો નહિ એ લક્ષ્યમાં રાખવા જેવું છે."

"મોટાં થોથાં જેવી નવલકથાઓ હજી પણ તમારી તરફ લખાયે જાય છે?"

"એટલે? કારંત જ શા માટે, પણ ગોકાક, પુટ્ટપ્પા, કૃષ્ણરાવ એમણે જ હજાર હજાર પાનાંની નવલકથાઓ લખી છે. 'કાનૂન સુબ્બમ્મા હેગ્ગડતી' એ પુટ્ટપ્પાની ૮૦૦ પૃષ્ઠની નવલકથા ૧૯૪૧માં પ્રસિદ્ધ થઈ. પુટ્ટપ્પાનું 'રામાયણ' મહાકાવ્ય પણ ઉલ્લેખનીય છે. મુક્તછંદમાં લખેલા આ મહાકાવ્યમાં મલનાડનાં જંગલોનું વર્ણન પાર્શ્વભૂમિ તરીકે યોજાયું છે. ગોકાકની 'ઇજ્જોડુ' નવલકથા ચારપાંચ ભાગની છે."

"આ પેઢીમાંથી જાગીરદાર રહ્યા."

"કૈલાસમ્ પછીના એ યુગપ્રવર્તક નાટકકાર. જાતિએ વૈષ્ણવ છે. પરદેશથી પાછા આવ્યા પછી સમાજે એમને બહાર મૂક્યા. એની પ્રતિક્રિયા રૂપે કે કોણ જાણે શાથી, એમણે બ્રાહ્મણ વર્ચસ્ વિરુદ્ધ પોતાનાં નાટકોમાં વંટોળ જગાવ્યો. 'હરિજનવાર' (જનોઈ તોડો) અને 'પ્રપંચ પાશુપત' એ એમનાં બત્રીસીએ ચઢેલાં નાટકો છે. સનાતની સમાજ એમની ઉપર અત્યંત ઊકળ્યો. જ્વલંત સુધારણા- વાદ અને વિનોદનો જોડ મળવાથી એમનાં નાટકો રંગભૂમિ ઉપર બહુ જ યશસ્વી નીવડ્યાં. કૈલાસમ્‌ની જેમ એમણે પણ રંગભૂમિ ઉપર પ્રયોગો કરી જોયા. એમનું 'જરાસંધી' નાટક ઉલ્લેખનીય છે. એમાં ત્રણ પેઢીના જીવનનું દર્શન કરાવવાનો પ્રયત્ન થયો છે."

"અત્યારે કન્નડ રંગભૂમિની કઈ સ્થિતિ છે?"

"આજે કન્નડ રંગભૂમિનું હોવું ન હોવા જેવું છે. હવે નાટકો રેડિયો ઉપરથી 'શ્રાવ્ય' બન્યાં છે. ઉત્સાહી નટનટી કોઈ 'દૃશ્ય' ભજવે એ જ. ધંધાદારી કંપનીઓનો જમાનો ક્યારનો ગયો. ૧૯૨૦થી '૩૫નો સમય રંગભૂમિના ઉત્કર્ષનો હતો. રેડિયો માટે 'નભોનાટ્ય'નો નવો પ્રકાર આગળ આવી રહ્યો છે."

"મરાઠીમાં નવલકથા ઓસરી છે; ટૂંકી વાર્તા જોરથી વધી રહી છે."

"ટૂંકી વાર્તા કાનડીમાં લોકપ્રિય નથી એમ નહિ, પણ યુગપ્રવર્તક વાઙ્મય પ્રકાર નવલકથા જ છે. રાજકીય અને સામાજિક વિષયોને માટે નવલકથામાં જ સારો અવકાશ મળે છે. નવા લેખકો કાવ્ય કરતાં પણ નવલકથા તરફ વધુ વળેલા દેખાય છે."

"તમારા નવીન ઉદયોન્મુખ નવલકથાકાર કોણ?"

"અમારી કાનડીમાં મિરજી અણ્ણારાવ, બસવરાજ કટ્ટીમની, વરગિરી, ઇનામદાર, એન. એ. કુળકર્ણી એ નામો સહજ સૂઝે એવાં છે. મિરજી અણ્ણારાવની નવલકથામાં મિરજના જૈન સમાજના જીવનનું પ્રતિબિંબ આપણને મળે છે. આ લેખક બધા અર્થમાં પ્રાદેશિક છે. સંવાદની ભાષા સુધ્ધાં મરાઠીની છાપવાળી. કાનડી છે. ઑગસ્ટ ક્રાંતિ, પત્રીસરકાર, વગેરે રાષ્ટ્રીય આંદોલનોના પડઘા એમની નવલકથાઓમાં પડ્યા છે. ઇનામદારે ખાંડેકરની નવલકથાનું કાનડીમાં ભાષાંતર કર્યું છે."

"કૃષ્ણરાવની પાંખમાંનુ એક જૂથ, મિરજી અણ્ણારાવ વગેરે નવલકથાકારોનું બીજું જૂથ, એ સિવાય નવલકથાકારોનું કોઈ ત્રીજું જૂથ કરી શકાય કે?"

"હા. કુળકુંદ શિવરાવ, તારાસુ. કુમાર, વ્યંકણ્ણા, ટી. આર. સબ્બારાવ — એમનો પણ નવલેખકોમાં અવશ્ય અંતર્ભાવ કરવો જોઈએ. એ વિશિષ્ટ મતપ્રણાલીના નથી, પણ કવિ અને નાટકકાર તરીકે એમનાં નામ જાહેર છે."

"ત્યારે, નવલકથા અને એની જોડાજોડ કાવ્ય — એ તમારા લોકપ્રિય વાઙ્મયપ્રકાર કહી શકાય. મુક્તછંદ અને નિર્યમક કવિતાનું પ્રમાણ કેટલું?"

[ અનુસંધાન પૃ. ૨૭૬ ઉપર ]

# "સીમાડાના પથ્થર પર"*

સદ્ગત બલવંતરાય ક. ઠાકોર

**સજ્જનો,**

આપણા જુવાન કવિ શ્રી ઉમાશંકર જોષીની કૃતિઓ સાહિત્યશોખી જનતામાં સારી રીતે ફેલાતી જાય છે. "સીમાડાના પથ્થર પર" એ એમનું મનનકાવ્ય આજ આપને સંભળાવીશ. એ કાવ્ય એમના જે કાવ્યસંગ્રહમાં છે તે "નિશીથ" વિશે આપણા પીઢ સમતોલ રસિક વિવેચક પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ પોતાની ઈ. ૧૯૩૯મા સાહિત્યની સમાલોચનામાં સારી પેઠે ગુણગાન કરેલાં છે. તેઓ કહે છે કે આપણા આ કવિનાં પ્રેમકાવ્યોમાં આવેશ સાથે નિખાલસતા શુચિતા અને શિષ્ટરમણિયતા જોવામાં આવે છે. ઉપરાંત એમણે સૃષ્ટિવર્ણનો કર્યાં છે અને તેમને કલ્પનામય દૃષ્ટિએ શોભાવ્યાં છે. એમણે સમાજ અને "માનવીમેળા"ની તરેહ તરેહવાર સંકડાશો વિષમતાઓ અને અવળાઈઓ સામે બળતરા કહાડી છે તેમાંથી બહાર નીકળી સમાનતા અને ન્યાયી નિર્દોષ વ્યવહારની મોકળાશ મેળવવા માટેની આપણ સૌની ઝંખના પણ આલેખી છે, અને એવાં એવાં સેવાકાર્ય કવિની રમણિય ચિત્રમય ચોટદાર કલમે એમણે કર્યાં છે.

આજ સંભળાવવાનો છું તે એમનું એક ચિંતનપ્રધાન કાવ્ય છે. જગતના રખડૂઓ માટે કવિને સમભાવ છે અને સાચા રખડૂઓ તો થાક વિષાદાદિને પણ માણે છે મલાવે છે, તે આ કવિના ધ્યાનથી બ્હાર નથી. આ કાવ્યમાં બીજું મનનતત્ત્વ જનતા આખીનો ઇતિહાસપટ છે. કવિ જાણે છે કે માણસ વઢકણું પ્રાણી છે મારામારી અને કાપાકાપીનો શોખી જંતુ છે. હેલનહરણ અને સીતાહરણ, ઇલિયડ જેવા મહાકાવ્યને આપણે તેના નાયકના નામ ઉપરથી એકિલિસાય ન કરી શકિએ અને આપણું રામાયણ, એ ઘટનાઓ કાવ્યગુંફનોથી માંડીને છેક નેપોલિયન અને બિસ્માર્ક, હિટલર અને પહેલાબીજા વિશ્વવિગ્રહો લગીના ઇતિહાસપટ જોઈ વળો. શતકે શતકે ને ઝમાને ઝમાને તેથી પણ ઓછે ઓછે અંતરે બખેડા અને લડાઈઓ ને મારામારીઓની લાંબી પરંપરા જોવામાં આવશે. કાવ્યનો બીજો ચિંતનતંતુ આ છે. અને છેવટે નાયક કાળ પછી જામતા અંધારામાં સરી પડે છે, ઇતિહાસ મારામારીઓની નિ:સારતામાંથી પોતાની આખા બ્રહ્માંડ સાથેની અસ્પષ્ટ તેમ ધુમાડાના બાચકા જેવી એક જે એકતાને આપણા ધર્મ ફિલસૂફી અને સંસ્કૃતિએ આપણા જીવનના પરમાર્થને સ્થાને સ્થાપેલી છે.

એના છંદ વિશે પણ બે શબ્દ. આપણા વારસે છંદોમાં કેટલાક છંદસ્તરુવરો છે, તેમાંના એક શાખાપ્રશાખા મહાવૃક્ષને પિંગલશાસ્ત્ર ચામર સવૈયા પંચચામર આદિ ઓળખાવે છે. એ કુલમાંની તમામ વ્યક્તિઓનું પૃથક્ કરતાં એ લાંબીટૂંકી તમામ વ્યક્તિઓમાં રચનાબીજ લઘુની અથવા તો લઘુગુરુની આનુપૂર્વી એ એક જ ગુરુલઘુ વર્ણીઓની આનુપૂર્વીનું પારિભાષિક ('ટેકનીકલ' નામ છે ગાલ, લગા. વળી લાંબીટૂંકી મનસ્વી લંબાઈની ચૂકી પંક્તિઓની મનસ્વી સંખ્યાથી આમાં કડીઓ છે. આ બે લક્ષણોને ભેગાં કરી મેં એનું "ગુલબંકી" પાડેલું છે. આટલી ચર્ચા પછી કાવ્યને જ સાંભળો. ( 'નિશીથ' પૃ. ૧૧૩થી ૧૧૮.)

---

* અર્વાચીન કાવ્યો ઉપર રેડિયો ઉપરથી પ્રો. ઠાકોરે પ્રવચનો કર્યાં હતાં, તેમાંથી કાન્તનાં ત્રણ અને ગો. મા. ત્રિ. એક કાવ્ય ઉપરનાં પ્રવચનો અગાઉ 'સંસ્કૃતિ'માં છપાયાં છે. ઉપરનાની 'ફાઈનલ' નકલ એમને ત્યાંથી મળી છે. એમના 'આરોહણ' ઉપરના પ્રવચનની નકલ મળે તો એ માળા પૂરી થાય.—તંત્રી.

# અનંતકળા

સ્વામી આનંદ

ચિ. બહેન,

તારો કાગળ મળ્યો. તું આધુનિક જમાનાની કોલેજ-ન્યા. તને ખાવુંપીવું ને ખેલવું મેલીને વળી આ eternal veritiesમાં ઊતરવાનું ક્યાંથી સૂઝ્યું ? તારે તો કોલેજની મિટો, A. I. R. પ્રોગ્રામો, સ્ટડી સરકલ્સ, નિતનવાં પિક્ચર્સ, સુંદરાબાઈ હોલના જલસામેળાવડા, ક્રિકેટ મેચો ને રજાઓમાં હિલસ્ટેશનોના સહેલસપાટા, — તેમાં વળી આ "તત્ત્વનું ટૂંપણું" કેવું ?

કે પછી હું એ બધી eternal veritiesનાં આલોડન કરવા આટલે અહીં આવીને બેઠો એમ લાગીને તને એનો ભાર લાગ્યો, ને હવે તો કંઈક મને 'ઇન્સાફ' આપી શકાય એવું જ લખવું જોઈએ, એમ વિચારી ભારેખમ થઈ ને આ બધા સવાલો ફોર્મ્યુલેટ કર્યા ? હું તો, ગાંડી ! તબિયત-નો માર્યો અહીં આવીને પડ્યો ને નવરો બેઠો વખત ગાળવાનો ગોરખધંધો કરું છું. તેને તારી ભણેલી ભાષામાં cultural pursuits કહેતા હોય તો તું જાણે.

એટલે મારે તે તને ટોળટપ્પાં કરી પટાવી મૂકવી કે તારા ભારેખમ પ્રશ્નોના ભારેખમ થઈ ને જવાબ લખવા એ જ વિમાસણ મને તો થઈ પડી છે.

અચ્છા ત્યારે. I go ahead. પણ જોજે, સંભાળજે. મારું કાંતણુ એટલે રાંડીનો રેંટિયો. ન જુએ રાત, ન દિવસ. ચાલ્યો તો ચાલ્યાં જ કરશે. છેવટ સુધી વાંચવા કબૂલે તો જ લખાવું. પછી કહેશે પહેલેથી કાં ન કહ્યું ?

સાંભળ ત્યારે, હાવકી ભારેખમ થઈ ને; તારા સવાલોના જવાબ; — seriatim.

× × ×

માણસમાં હૃદય છે તે બે પ્રકારનું છેઃ એક તો તું કહે છે તેવું સ્થૂળ જેને દાક્તરો હાર્ટ કહે છે, ને જે માનવી-શરીરમાં લોહીને દોડતું રાખનારો પંપ છે; બીજું હૃદય તે ભાવનાઓનું બનેલું છે. તે સૂક્ષ્મ છે. વાયુના જેમ દેખાતું કે પકડાતું નથી. પણ અનુભવાય છે. માણસનાં કામકાજ, વર્તન ને વહેવારમાં, તેના જીવન અને જહેમતોમાં, તેનું પ્રતિબિમ્બ પડે છે.

આ હૃદય બહુ સૂક્ષ્મ વસ્તુ હોવી જોઈએ. તેને ફૂલથીયે કોમળ અને છતાં વજ્રથીયે કઠણ કહ્યું છે. એટલે એનામાં અપરંપાર નજાકત (સુંવાળપ) તેમ જ તાકાત રહેલાં છે. સ્થૂળ હૃદય જેમ માણસના શરીરનો પમ્પ બનીને તેના લોહીને રાતદિવસ હજારો માઈલની મુસાફરી કરાવે છે, તેમ સૂક્ષ્મ હૃદય પણ માનવીની ભાવનાઓનો પમ્પ છે. તે તેની પાસે પાર વિનાના પરિશ્રમ ને પુરુષાર્થ કરાવે છે. સારા તેમ જ નરસા પણ. માણસની ભાવના અને સંસ્કારનું જેટલે અંશે culture (સંગોપન) થાય તેટલે અંશે તેના પરિશ્રમ અને પુરુષાર્થ તેજસ્વી અને ઉચ્ચ કોટિના બને; તે પાછળ મોટામોટા ત્યાગ અને બલિદાન કરવાની એનામાં શક્તિ આવે; એના આદર્શો ઊંચા ને વધુ ઊંચા જાય ને તેની પાછળ ઘસાઈ છૂટવામાં એને પરમાવધિના સુખ અને તૃપ્તિનો અનુભવ થાય.

આમ આ હૃદય માણસની ભાવનાઓ, સંસ્કારો, આદર્શો, અભિલાષોની કહો કે એક બોડ છે. એનું પોત ઢાકાની શબનમ મલમલ કરતાંયે પાતળું ને વધુ કુમાશવાળું છે. પેલી બૌદ્ધકાળની વાસવદત્તાની કથા તેં વાંચી છે ? એ મગરૂર હતી ત્યારે નહિ પણ રૂંવે રૂંવે રોગ વ્યાપીને સડકની કોરાણે કાગડાઓને કોચી ખાવા ફેંકી દેવામાં આવી ત્યારે એના આત્માને આસાયેશ આપવા ને સાંત્વન દેવા તથાગતની કૃપા ને કરુણા ઉપયુક્તરૂપે દોડી. હૃદયનું આમ માણસને દર્શન થાય છે.

આપણો આત્મા પણ એવી જ, નજરે ન દેખાય તેવી, એક સૂક્ષ્મ entity (હસ્તી) છે. માણસની અગણિત ભાવનાઓ, ઝંખનાઓ અને મનોરથોનો એ કોશેટો છે.

માનવીના દેહ, મન ને વ્યક્તિત્વના રથનો એ રથી છે. સચરાચર સૃષ્ટિમાં વ્યાપી રહેલા અનંતવ્યાપી ચેતનતત્ત્વનો એ તણખો છે. રાઈદાણા જેવડા વડના બીજમાં જેમ કબીરવડ જેવડું વિશાળ વૃક્ષ તેનાં ડાળાંપાંદડાં તથા વડવાઈઓ સહિત છુપાએલું છે, તેમ માનવીજીવનના ટચુકડા તણખામાં અનંતવ્યાપી ઈશ્વરી તત્ત્વ અને સામર્થ્ય લપાએલું છે.

સેતાનની કલ્પના ઈશ્વરની આણ માનવાનો ઇન્કાર કરનારા બળવાખોર હરીફ તરીકે કરી છે. એ પણ એના (ઈશ્વરના) જ સામર્થ્યની અનંતકળાઓમાંની એક કળા છે એમ મનાયું છે. એની કલ્પના કરનારે ઈશ્વરની કળામાં રહેલા અનંતવિધ contrastનો એક અતિ સચોટ નમૂનો રજૂ કરવા ધાર્યો હશે. રાવણ, હરણાકંસ વગેરે એ બંડખોર સેતાનની જ આપણા પૂર્વજોએ કલ્પેલી હિંદુ આવૃત્તિઓ હશે. ઇતિહાસમાં પણ બુદ્ધ, ઈશુ, ગાંધી એ ઈશ્વરી કળાની એક છબી છે, તો જંગીસખાન, નીરો, તૈમુરલંગ, સ્પૅનિશ ઇન્ક્વીઝીશનવાળાઓ વગેરે તેના contrast કે antithesis છે. માનવીકલ્પનાએ પહેલાને ઈશ્વરના અવતાર ને બીજા વર્ગનાને સેતાન કે તેના સાગરીત ગણ્યા.

હા. આપણા પૂર્વજોએ એટલે સુધી માનવાની ને કહેવાની હિમ્મત બતાવી કે જો ઈશ્વર સિવાય બીજું કોઈ તત્ત્વ સચરાચર સૃષ્ટિમાં છે જ નહિ તો સેતાન અને તેના સાથીસાગરીતો પણ બધા એ ઈશ્વરની જુજવી કળાઓમાંની જ એક કળા માત્ર છે. 'યત્કિંચ જગત્યાં જગત્' બધું ઈશ્વરમાં એની અનંતવિધ કળારૂપે વસીવિલસી રહ્યું છે.

ધરતીકંપ ને જળપ્રલયો, ઓત્રણ વરસ પર મુંબઈમાં આવેલું તેવાં વાવાઝોડાં ને ટાઈડલ વેવ, એટમ બૉમ્બના આવિષ્કાર,—એ વળી એની ત્રીજી જાતની કળા છે. તૈમૂર જંગીસખાન પણ ધરતી પર વાયેલાં એક જાતનાં વાવાઝોડાં જ હતા. તાતાર ગોબીનાં રણવેરાનોમાંથી એ ઊઠ્યાં, ને અરધી દુનિયાને એમણે ધમરોળી કાઢી. તૈમૂરે પોતાની જિંદગીમાં સગે હાથે ૪૦ હજાર માનવીનાં માથાં વાઢ્યાં.* જંગીસે કહ્યું: 'ઊંચે આકાશ ને નીચે હથેળી જેવી ધરતી, એથી ઊંચી સંસ્કૃતિ વળી કેવી?' અને એની ભૂતાવળનાં ધાડાં છૂટયાં તે છેક યૂરોપના ઝાંપા સુધી શહેર, કિલ્લા, નહેર, મહેલ ને ઇમારતોની તમામ રોમકાલીન સંસ્કૃતિ એણે ભોંય કરી દીધી!

આ તો થયાં માનવી વાવાઝોડાં (phenomena). વ્યકિતગત પણ એવા નમૂના ઈશ્વરની દુનિયામાં જોવા મળે છે. એકવાર રેલમુસાફરીમાં મેં એક જીવતો ખવીસ જોયેલો. કાળી રુશનાઈમાં બોળીને કાઢ્યો હોય એવો દેહ. ડુંગળી જેવા જાડા હોઠ. ઉપર મૂછોના પૂળા. મૂછનો એકેએક વાળ શાહુડીનાં સિસોળિયાંની જેમ ઊભો. બે ભમ્મર વચ્ચે કપાળકરચલીની મડાગાંઠ. નસ્કોરાં દોડ કરીને આવેલા ઘોડાની જેમ ફફડે, ને ઊંઘતો માણસ દાંત કચેડે તેમ એ જાગતે કચેડે. બાળકો છળી ઊઠે ને બાઈબહેનો બેભાન થઈ જાય એવી બિહામણી મુદ્રા. એને જોતાંવેંત આપણને થાય કે આ માણસને આખી દુનિયા જોડે બાપેમાર્યું વેર છે. ચહેરાની એકેએક રેખા જાણે ચાડી ખાતી હોય કે 'દુનિયા આખી મારો જીવ લેવાના કાવતરામાં ગળા લગી ડૂબી છે, ને હું માથાનો છઉં તે એના દાંતમાં દઈને જીવી રહ્યો છું.'

અનંત વિશ્વમાં આપણી પૃથ્વી એક ઊડતું અણુ છે. એ પૃથ્વીના સોયની અણી હેઠળ સમાય એવડા ભાગમાં એકવાર કુદરતની એક અદ્‌ભુત લીલા અમે જોયેલી. જેઠ જેઠ મહિનો. વરસાદ પડું પડુંના દિવસ. ઉકળાટનો પાર નહિ. સાંજે સિપાઈઓ અમને કોટડીઓમાં પૂરી ચાલી ગયા. પછી અમારા વૉર્ડની દીવાલ પાછળથી ૫–૭ ધાનપૂતળીઓ આવી ને અમારા આંગણામાં ઊડવા લાગી. પાછળ બીજી આવી. દસ, વીસ, સો, હજાર, લાખ! આખું ચોગાન છવાઈ ગયું. અમને ધાસ્તી પડી રખે અમારી કોટડીમાં આવે.

વૉર્ડની દસે દિશાઓ રૂંધાઈ ગઈ. જરાવારે એ ઊડતાં કીડાઓમાંથી ફટફટ એવો ઝીણો અવાજ આવવા લાગ્યો. એમની વંશવૃદ્ધિ થતી હતી! કીટસૃષ્ટિમાં sex નહોતી હોતી. જન્મ્યા પછી બેપાંચ મિનિટમાં મેચ્યોર થાય, ૧૦–૨૦–૨૫–૫૦ જંતુને જન્મ આપી ફાટી પડે! ટીણિયાં વળી બેપાંચ મિનિટમાં કીડા થાય, ઇંડા મૂકે, પારદર્શક પાંખો ફૂટે, ઊડવાનાચવા લાગે ને બીજી બેપાંચ મિનિટમાં પૂર્વજને પગલે સંતતિવિસ્તાર કરી ફાટી પડે. એ જ એમનો કુદરતે નીમેલો જીવનક્રમ.

* He built his tomb with forty thousand skulls—*Tennyson*

દસ વાગે સૂતા સુધી આ પતંગનૃત્ય અમે જોયાં. સવારે અમને કાઢ્યા ત્યારે આખા ચોગાનમાં વીરગતિ પામેલા પડેલા અઢાર અક્ષૌહિણી સુભટો ઇંચ જાડાઈને સાથરે સૂતા હતા! આખા જેલગ્રાઉન્ડ ઉપર એ જ દૃશ્ય હતું. એ ત્રણ દિવસ સુધી સેંકડો ગાડાં આ organic manure કેદીઓએ ફેલાવ્યું. સુપરિન્ટેન્ડેન્ટ કહે, 'તમે લોક નસીબ લઈને આવ્યા છો. ઓણ તમને શાકભાજી છાકમછોળ મળશે.'

આ પહાડોમાં ઉનાળે–ચોમાસે ગિરિપ્રપાતો થાય ને પહાડોનાં પડખાં તૂટે. તેનાં લાખો ટન માટીપથરા ધસી પડીને નદીનાળાં રૂંધાય ને પહાડોની કમ્મરે આંકેલી કટીમેખલા જેવી મોટરસડકો કે પગરસ્તામાં ગાબડાં પડે. અમારી નજીકના ગોણાતાલની એવી એક ટચુકડી landslideમાં કરોડ ઘનફૂટ માટીપથરા ગબડ્યાં હશે એવો વિખ્યાત ભૂસ્તરવેત્તા ડૉ. હાઈમનો મત છે. ગંગોત્રી રસ્તે ઝાલી ગામ આગળ 'ઢલની ડાંડા'(ઢળી પડેલો પહાડ)ની લૅન્ડસ્લાઈડે ગંગાની ખીણમાં ૩–૪ માઈલનો ટેકરો કરી દઈને ગંગામૈયાને મહિનાઓ સુધી રૂંધેલી. આવા નાનામોટા ગિરિપ્રપાતો આ હિમાલયમાં દર વરસે સેંકડોની સંખ્યામાં થતા હોય છે. આસામના ધરતીકંપમાં જળ ત્યાં થળ ને થળ ત્યાં જળ થઈ ગયાં. આખી ગિરિમાળાઓ ગેબ થઈ ને એવરેસ્ટની ઊંચાઈ ૨૦૦ ફૂટ વધી ગઈ! (ચડવા માગતારાઓની કમબખ્તી!) એકલી ગંગા નદી દર વરસે ૨૦ કરોડ ટન કાંપમાટી બંગાળના ઉપસાગરમાં તાણી જાય છે એમ મેં ક્યાંક વાંચેલું. બિહાર બંગાળમાં ગંગા તેમ જ તેની બહેનપણીઓના માઈલો પહોળા પટ વરસોવરસ સહેજે ૪–૫ માઈલ આઘાપાછા થતા હોય છે ને કાંઠાનાં અસંખ્ય ગામોને તારાજ કરે છે; કાં બીજાં તેવાં જ ગામડાંઓની જમીનો કાંપમાટીના થર પાથરી દઈ ફળદ્રુપ બનાવે છે.

કુદરત ઉડાઉ છે. એને આંગણે સૃજનસંહારનો હિસાબ નથી. કિરતારની કળામાં એક જુઓ ને આગલી ભૂલો એવું છે. અને છતાં એમાં ક્યાંએ રતિપૂર પ્રમાદ કે ખામી નથી. સુઘરાં ઝાડે માળા બાંધે છે, આંબાડાળે મધિયો પીવા જેવા લાલ મંકોડા આંબાનાં પાનને કરોળિયાના જેવાં સફેદ જાળાં જોડે ગૂંથી લઈને ખાસ્સાં ફૂટબોલ જેવડાં ગોળ ઘર બાંધે છે, તે તેં કદી જોયાં છે? માનવીબુદ્ધિ દંગ થઈ જાય એવી અજબ કારીગરી ને સિફતથી એ ગૂંથ્યાં હોય છે. સિંગાપુરી નાળિયેરીને થડે પડ ઉપર પડવાળાં છાલાં આવે છે તેની ગૂંથણી પણ તેવી જ ચમત્કારી હોય છે. ગામડાંના લોક ચાળણી બદલે એનો ઉપયોગ કરે છે.

ડાર્વિને પ્રકૃતિને લોહીઆળ અને તીણા દાંતનહોરથી ફાડી ખાવા ટાંપી રહેલી (nature red in tooth and claw) કહી. કુદરતના રાજ્યમાં હિંસા અવ્યાહત ચાલી રહી છે. જીવ જીવને ખાઈને જીવે છે. મોટો જીવ નાનાને ખાય છે. પણ આ એની એક કળા થઈ. બીજી બાજુ છે એની એથી સરસી કળા,—પ્રાણીમાત્રમાં એણે મૂકેલી વંશસર્જન અને અપત્યપ્રેમની instinct. એઉ કળા એકીસાથે વિલસી રહી છે. નાના જીવને ખાવા ટાંપી રહેલો એ જ મોટો જીવ પાછો પોતાની સંતતિને જન્મ આપવા અને જીવાડવા જાતે મરી ફીટે છે! વાયરા વરસાદની હેલી વચ્ચે ચકલી ચણ શોધી લાવે છે ને અણઊઘડી આંખે માળામાં મોં વકાસી બેઠેલાં પાંખવિહોણાં બચ્ચાંનાં મોંમાં દાણાનો કણ મૂકે છે. મરઘી પોતાનાં પિલ્લાંને પાંખ તળે ઘાલી મોતના મોંમાં દોટ મૂકે છે. તરુવરનાં પંખી જનમવા આવનાર બચ્ચાં માટે તરણુંતરણું વીણી લાવી વેળાસર મખમલસમા મુલાયમ હૂંફાળા માળા બાંધે છે. વાંદરી બચ્ચાને પેટે બઝાડી ડાળે ડાળે કૂદે છે. વાઘની માશી બિલ્લી તેનાં બચોળિયાંને મોંએ પકડી સાત ઘર ફેરવે છે ત્યારે તેનું તીણા દાંતવાળું મોં સેમરના રૂ સમું સુંવાળું બની જાય છે.

આમ કિરતારની કળા એકવડી, બેવડી, વિવિધરંગી બનીને સૃષ્ટિમાં વર્તે છે. હિંસા અને મમતા, પ્રેમ અને સમર્પણ, પ્રકૃતિમાં સેળભેળ છે. મૃત્યુ અને સંજીવન બેલડી બનીને કુદરતમાં વિલસી રહ્યાં છે. પણ સરવાળે સંહાર કરતાં સર્જનનું, હિંસા કરતાં અહિંસાનું, દ્વેષને મુકાબલે પ્રેમનું, જોર સરસું છે. આ પ્રોસેસ(પ્રક્રિયા)ને સૃષ્ટિનો વિકાસક્રમ કહ્યો.

વગડાનાં ઘાસ આસો મહિને ફૂલે આવે ત્યારે જુઓ. એક બીથી બાઝેલ અકેક જડિયામાંથી ૨૫–૫૦–૧૦૦ સળીઓ ફૂટેલી જોશો. સળીએ સળીએ ઝીણાં કુમળાં બિયાંની ૩–૪–૫ કલગીઓ ઝૂલતી હોય ને તેની અક્કેક સેરમાં ૫૦–૭૫–૧૦૦ બિયાંના કણ બેઠા હોય. મહા મહિને આંબા ફૂટે ને ડાળેડાળ મઘમઘતા મહોરથી લચી પડે ત્યારે મહોરે મહોરે મરવા બેસે. વડની અકેક ડાળે હજારો ટેટાનાં ઝૂમખાં

બાઝે ને એકેક ટેટામાં હજાર–બેહજાર બી હોય. આ બધાં વાસવૃક્ષનાં અગણિત બી પાકી ખરી વળી પાછાં ધરતીની ગોદમાં લપાય, વા–વંટોળે ચડી ક્યાંનાં ક્યાં ઘસડાઈ જાય ને વળતે ચોમાસે હજારો માઈલ ધરતી-ડુંગરા પર લીલાછમ ગાલીચા પાથરી દે. કેટલાંક વળી પશુપંખીના પેટમાં થઈ છાણહગાર વાટે અજબ જગાઓએ જઈ પડે ને કૂવા, નવાણુ પુરાણાં દેવળખંડેર, કિલ્લાઓના ભીંતબુરજ કે આભફોંચા મસ્જિદમિનારાની ટોચો ફાડીને વડપીંપળા રૂપે ઊગી નીકળે.

આ તમામ ક્રમ પાછળ કુદરત રાતદિવસ મટકું માર્યા વિના અવિશ્રાંતપણે કામ કરી રહી છે. તમામ વિકાસની પાછળ કિરતારની કળા છૂપી છે. અગણિત સદીઓની મહેનત, માવજત અને સંગોપનની પ્રક્રિયાઓને અંતે એણે ડાભડા જેવા કોઈ તૃણમાંથી આજની પંખાળી કમોદ, બોર-માંથી આકુસ, થોરથી કેળાં, ખરમાંથી ઉચ્ચૈઃશ્રવા ચેતક અરબ જેવા અશ્વ, ભૂંડમાંથી ઐરાવત, વિકરાળ વાઘવરુમાંથી ઘરનાં છોરુ સમાં શ્વાનમાંજર અને રાની વૃષભમાંથી 'માયની બરોબરી કરનારી ગાય'નાં ઘડતર કર્યાં. એ જ કિરતારની કળાએ ગોરીલા જેવા ઉપાદાનથી કાળક્રમે બુદ્ધ, ઈશુ, ગાંધી જેવા નમૂના ઉછેરીને સંસારને ભેટ કર્યાં. દશાવતાર, ચોવીસ અવતાર, જાતકકથાઓનું રહસ્ય આ જ છે. એક જ માનવાત્માનાં એક પછી એક ૪૯૯ જન્મારાનાં અવિચ્છિન્ન સેવાસમર્પણની કારકિર્દી અંતે માયાદેવીની કૂખે તથાગત રૂપે ફળી અને સંસારને ભવદુઃખનિવારણનો નુસખો લાધ્યો.

આ બધાં અદ્‌ભુતરમ્ય દર્શન–ચિંતન માણસને એકી-વારે ઉન્નત કરે છે ને સાથે સાથે પોતે કેટલો ક્ષુદ્ર છે એનું એને ભાન કરાવે છે. ગીતાપોથીમાં વિરાટરૂપદર્શનવાળે પાને હજારો આંખમાથાં હાથમોં વાળા વિરાટ કાળપુરુષ આગળ મહાભારતના વીરશિરોમણિ અર્જુનને 'કૃતાંજલિર્વેપમાનઃ' એવો વેંતિયો ચિતરેલો હોય છે તેનું પણ આ જ રહસ્ય છે. આજનો માનવી પોતાને ઈશ્વરની સૃષ્ટિનો સ્વામી અને ભૌતિક વિજ્ઞાન(એટલે વંઠેલું જ્ઞાન?)ને સંસારની સર્વોપરિ કળા કે સિદ્ધિ સમજે છે. પણ ઈશ્વરની અનંતકળા આગળ માનવી મગતરું ને વિજ્ઞાન ઠીંગણું છે. એની પતરાજ બધી પોકળ છે.

પેલા ડચ ગ્રંથકાર લૂને સરજનહારની સૃષ્ટિમાં માનવીના આ દરજ્જાની હાંસીને ઠેકડી કરી છે. અરધો માઈલ લાંબી, તેટલી જ પહોળી ને ઊંચી ચોરસ પેટીમાં ૬×૧||×૧ ફૂ સાઈઝનાં મધપૂડા જેવાં ખાનાં પાડી માંહ્ય આખી આદમ જાતને ભરી દ્યો ને કોઈ પર્વતટોચે મૂકી આવો તો માનવી માતું જણ્યું કોઈ બહાર ન રહે (ન માનો તો મૂકી જુઓ આંકડા). પછી એ ખોખાને કોઈ પશુપ્રાણી આવીને ધકેલી તળાવ, નદી કે દરિયામાં ગબડાવી પાડે તો ઢેકૂં પડે એવો ડબાકો થાય, જરા પાણી ઊછળે, બહુ તો શાંત પાણી પર બેચાર કુંડાળાં પડે ને આદમ કુળનો અધ્યાય પૂરો થાય!

અને છતાં ઈશ્વરની સૃષ્ટિ તો જેવી ને તેવી ચાલુ જ રહે: સૂરજ તપ્યાં કરે, સમળીઓ ઊડ્યાં કરે, ભમરા ગુંજ્યાં કરે, કરોળિયા જાળો ગૂંથ્યાં કરે, માખો મધપૂડા ને ઉધઈ રાફડા બાંધવાનું ચાલુ રાખે; સવાર અને સાંજ, દિવસ ને રાત્રિ, ચંદ્ર અને તારા, રોજનાં રોન માર્યાં કરે ને ઋતુચક્ર ઘટમાળ ધરતીને વિવિધવર્ણી કર્યાં કરે. માનવી જેવું કે પ્રાણી ને તેનો વંશવસ્તાર પૃથ્વી પરથી અલોપ થયો છે બીના થોડા પાલતુ પશુપંખી સિવાય કોઈના ધ્યાનમાં ન આવે!

આ છે ઈશ્વરની અનંતસૃષ્ટિમાં માણસજાતનો દરજ્જો –પણ 'શકટનો ભાર જેમ શ્વાન તાણે' તેમ માણસે આત્મશ્લાઘાએ એની પાસે મનાવ્યું કે પોતે જ સરજનહારની શ્રેષ્ઠ કૃતિ કે પ્રતિકૃતિ છે. ન્યૂટને લાંબા જીવનને છેડે પોતાને 'સત્યંજ્ઞાનમનંત'ના સાગરકાંઠે છીપલાં વીણતા બાળક જેવો જેયો. પણ આજનો માનવી પોતાના મિથ્યાભિમાનના તોરમાં પ્રભુનો પ્રતિસ્પર્ધી બની સૃષ્ટિનું ઈશ્વરપદ વાંછે છે. ગૌરીપુત્ર ગણેશને ઘડવા નીકળ્યો છે પણ એના વિજ્ઞાનને ચાકડે વાંદરજીનો, ભસ્માસુર–ફ્રેન્કન્સ્ટીન–નો ઘાટ ઊતરી રહ્યો છે. જેકિલ અંતર્ધાન થઈને નફફટ હાઈડ જ એની સામે વિકટ હાસ્ય કરતો ઊભો છે!

ભૌતિક વિજ્ઞાનના આજના Titans હવે પોતાની સિદ્ધિઓથી છળી ઊઠ્યા છે. પણ સંસારના અસુરો કેમે પોતાની જ સિદ્ધિઓના ભાર તળે ચગદાઈ મૂઆ છે. નિયતિનો ફેંસલો છે: The Titan shall collapse of his own weight.

ભૌતિક વિજ્ઞાનની સિદ્ધિઓ અને ઐહિક સુખસાધન પાછળની દોડ નરી ઝાંઝવાં પાછળની દોડ છે. મનશરીરની ભૂખ સંતોષ્યે શમતી નથી. સંયમથી જ શમે છે. ખવાય

જાગો તેમ તેમ તો હવિષના અગ્નિની જેમ એના ભડકા જ વધે છે. પણ આ સત્ય માણસ મથામણ કરીકરીને થાકે પછી જ સમજાય છે. ગેટેનો ફાઉસ્ટ બત્રીસલક્ષણો ચોસઠ-વિદ્યા-ચતુરસુજાણ છે. વિદ્યાકળાવિજ્ઞાન બધાં ડહોળી વળ્યો છે. પણ કશામાં એને આત્મસુખ સાંપડતું નથી. ત્યારે એ સેતાન જોડે સોદો કરે છે ને એને ટ્રાયલ આપી જુએ છે. પણ અંતવેળાયે ઊગરી જાય છે ને સેતાન છોભીલો પડે છે. ફાઉસ્ટ જુએ છે કે વ્યક્તિગત સુખ, ભૌતિક સુખ પાછળની દોડ વૃથા છે. સાચું સુખ પોતાને ખાતર નહિ પણ બીજાની ભલાઈ ખાતર કરેલા કર્મમાંથી જન્મે છે:

"He found at last that pursuit of individual pleasure was wild goose chase, and that it was in the work done, not for himself but for others, that the satisfying quality of which he had been in search lay. His soul was saved from the clutches of the Fiend who had misunderstood man in his higher development and had underrated what was required to give him happiness."

( *—Lord Haldane : Autobiography* )

હવે તારો છેલ્લો પ્રશ્ન. તારી કોલેજના મેળાવડામાં મેં ટાંકેલી કડીઓ ઈલા વીલર વિલ્કોક્સની હતી. એ દુનિયાંને સુખિયાં-દુખિયાં, ગરીબ-તવંગર, રોગી-નિરોગી, એવે ધોરણે વિભાગવા ના પાડે છે. એ તો સંસારમાં બે જ વર્ગ જુએ છે. એક, બીજાંઓનો બોજો ઉઠાવીને જીવનનો પંથ કાપનારા Liftરોનો; ને બીજો, પારકાં પર પડીને પરાયે પરસેવે જીવનારા Leanરોનો. વળી એ કહે છે, એવા લિફ્ટરો તેમ જ લીનરોનો ratio પણ સંસારમાં હમેશાં કઢંગો રહ્યો છે:

And, oddly enough, you'll find too, I wean,
There's only one lifter to twenty who lean.
In which class are you?

સાચાં સુખસંતોષ બીજા પર પડીને કે બીજાની કાંધે ચડીને જીવવામાં નહિ પણ બિનસ્વાર્થે બીજાંઓનો બોજો ઉપાડીને ચાલવામાં ને પ્રેમભાવે સામાને સારુ ઘસાવામાં છે. આની પ્રતીતિ એ માર્ગે વળ્યા પછી તુરત જ આપણને આવવા લાગે છે.

આ બાઈ ઓગણીસમી સદીના અંતમાં અમેરિકન વિદુષી અને કવયિત્રી હતી. આપણાં કવયિત્રી સરોજિની નાયડુ જેવી. એનાં કાવ્યો સંસ્કારસમૃદ્ધ, નરવાં, જીવનના જોમ અને તાજગીથી ભર્યાંભર્યાં છે. આજે પણ વાંચવાં ગમે. અમારા નાનપણમાં મુંબઈમાં બહુ વંચાતાં, ને તેની મખમલ-મોરોક્કોમાં બાંધેલી ટચુકડી ડી લક્સ આવૃત્તિઓ લગ્નખુશાલીના પ્રસંગોએ ભેટસોગાદોમાં અપાતી. પ્રેમનું અમોઘ સામર્થ્ય, તમામ હિંસા પ્રત્યે નફરત, ઉચ્ચ સંસ્કાર, ઊંચા પુરુષાર્થ, સંયમ તેમ જ વિનોદનાં ચિત્રણ અને કવન એનાં ટચુકડાં કાવ્યોમાં છે. સ્ત્રીના દરજ્જાની ગરિમા સમજાવવા ઘણીવાર પુરુષજાતિને એ નરવા ઉપાલંભ આપે છે. એનું કહેવું છે, 'પ્રભુ જ્યારે અણઘડ એપ્રેન્ટિસ હતો ને હજુ પાટલા જ મૂંડતો હશે તે કાળે એણે પુરુષને ઘડ્યો. વખત જતે એને ઘડતાં આવડ્યું ને એ કારીગર બન્યો ત્યારે એણે સ્ત્રીને ઘડી. એને જ ટાંકું:

How fine that skilful way can be
You need but lift your eyes to see;
Apprentice labour though you were
We are glad God placed you there
To lift your eyes and find us fair.
We suffer So? but women's souls...
Give forth their best in anguish. Oh,
The subtle secrets that we know,
Of joy in sorrow, strange delights
Of ecstasy in pain-filled nights,
And mysteries of gain in loss
Known but to Christ upon the Cross!
How could your pity find a place
For us,—the mothers of the race?
Men may be fathers unaware
So poor the title is you wear,
But mothers—? who that crown adorns
Knows all its mingled blooms and thorns;
And she whose feet that path has trod
Has walked upon the heights with God.

વધુ ટાંકવાની લાલચને રોકું. પ્રશાન્ત દામ્પત્ય અને ભર્યાંભર્યાં માતૃત્વનું ગૌરવ ગાવામાં એની કળા ચરમ સીમાએ પહોંચે છે. સ્ત્રીને આશ્રિત કે ભોગ્ય લેખીને એના માતૃત્વને હીણવવું એના જેવી revolting વસ્તુ

બાજી નથી. દુર્ગા સપ્તશતીના રચનારે પ્રકૃતિરૂપિણી શક્તિને જગજ્જનની ધનસ્તની જગદ્ધાત્રી કહીને તેનું સ્તવન કર્યું છે. વ્હિટમન વિલડ્યુરાંએ પણ સ્ત્રીના ગૌરવને ઓછું આંક્યું નથી. વ્હિટમને ગાયું:

I am the poet of the woman
the same as the man
And I say it is as great to be
a woman as to be a man
And I say there is nothing greater
than the mother of man.

વિલડ્યુરાંએ આજની છૂટેદોર ભોગપ્રધાન સંસ્કૃતિને 'વલ્ગર' કહી અને સરીઆમ રસ્તાની ધારે દુનિયાની નજરને સદંતર ઉવેખીને જીવનની શ્રેષ્ઠ કમાણી સમા પોતાના બાળકને ઉઘાડી છાતીએ ગર્વપૂર્વક ધવડાવતી મજૂર માતાને બિરદાવી. રાફેલના જગવિખ્યાત મૅડોના ચિત્ર વિષે કહેવાય છે કે એ ભઠિયારાની દુકાને રોટી લેવા ગયેલો ત્યાં તેની દીકરીને બાળક સાથે ઉભેલી જોઈ અને એ એવો મુગ્ધ થઈ ગયો કે ત્યાં ને ત્યાં એણે ભાડમાંથી કોલસો ઉપાડી બાજુએ પડેલા પીપ ઉપર એ દેવતાઈ દૃશ્યને ઝડપી લીધું ને સંસારને માટે અમર કર્યું. માથા પર લળી રહેલા દેવદૂતોની પાંખ તળે શિશુ જીસસને ખોળે લઈ ઈશ્વરપ્રણિધાનનાં ઘેન અનુભવતાં મૅડોના અને પીઠ પાછળ કટોરો હાથમાં લઈ ઊભેલા કાનકુંવર સાથે ગાય દોહવા બેઠેલ જશોદામૈયાનાં ચિત્રો આપણાં સંસારની સૌથી અતુલ સંપત્તિ છે.

અને આ બધાં classical ચિત્રોની હરોબરી કરે એવું આ રહ્યું એક વધુ ચિત્ર; નવરાત્રિના દિવસોમાં જીઆણું વળીને ચાલી આવતી વધૂનું કોઈ અજ્ઞાત ગ્રામમાતાએ ગાએલું :

ડાંગર જાર દૂધેં ચડયાં, સોડમ મ્હેકતી આવે
હેતમાં ઘેઘૂર ઢેલડી ટહૂકતી આવે
ખોળામાં ખારેક ટોપરાં હોંશે ચાવતી આવે
દેવનો દીધેલ બેટડો હુલાવતી આવે
દૂધેંભરી તલાવડી, ધવરાવતી આવે.

ગરબે ગાતાં ગાનારી તેમ જ ઝીલનારીઓને હૈયે પ્રેમ- જુવાળ ચડે એવા આ ગીતમાં દોરેલું દૃશ્ય સંસારનું શ્રે- દર્શન છે.

× × ×

એ છેડા છે. આરંભમાં ઉલ્લેખેલો ઉપગુપ્તનો અભિગમ: અને ગૌરવવન્તા માતૃત્વનાં આ દર્શનો. એ વચ્ચે ઈશ્વરનાં અનંતકળાનાં મેં દોર્યાં કે હજુયે ad infinitum દોરી શકાય તે તમામ દર્શનો સમાઈ જાય એમ છે. એ બધાં ઐહિક–પારમાર્થિકના તમામ ભેદોને ભૂંસી નાંખીને માનવ- માત્રને માટે સરખાં જ ઉપકારક અને મોક્ષપ્રદ છે.

પણ ઈશ્વરને, માતૃત્વને, માંગલ્યને બધાંને ફગાવી કાઢીને નીકળી પડેલી આજની દુનિયા આગળ આ બધી જરીપુરાણી values ગાઈ ને મોતીના ચોક પૂરવા એ એક વિડંબના જ છે. શિકારી કૂતરાં પાછળ પડ્યાં હોય એમ ભાગતી ને પારાવાર આળપંપાળો અને હાયબળતરાની વચ્ચે પીંખાતી આજની દુનિયાને હું સવારને પહોર ઊઠી રામનામ રટનારો ઓગણીસમી સદીનો માનવી શી રીતે સમજાવું કે—

કરી ગોપાલ કી સબ હોઈ
જો અપનો પુરુષારથ માનત
અતિ જૂઠો હૈ સોઈ.
—સૂરદાસ

× × ×

ચાલ હવે. કેટલું કાંતી આપ્યું ? કે પછી પેલા કહે છે તેમ you have got it in the neck ? પણ તું આ અદાક્ષિણ્ય ન ગણતાં variety entertainment ગણીને ને ફરી આવા ઊંડા પાણીમાં ઊતરીને મને નો ઉતારતી– બસ, તારા સહેલસપાટા ને ભેળપૂરીની જ વાતો લખ્યા કરજે—. ઘણું જીવજે ને શરીરમનથી નરવી રહી જીવનનાં દુઃખસુખ જોજે.

દાદાના
આશીર્વાદ

કૌસાની

# વહાલા દેશવાસી બંધુજનો !

**વિનોબા ભાવે**

વહાલા દેશવાસી બંધુજનો,

ગયે વર્ષે ઉનાળામાં હું તેલંગણમાં ફરતો હતો ત્યાં જે વિકટ સમસ્યા વર્તાતી હતી તે વિષે મારું ચિંતન રોજ ચાલતું હતું. એક દિવસ હરિજનોની માંગણીથી મેં ગ્રામજનોને ભૂમિદાનની વાત કહી. ગામવાળાઓએ તે વાત માની લીધી અને મને પહેલું ભૂમિદાન મળ્યું. ૧૮મી એપ્રિલનો એ દિવસ હતો. ત્યાર પછી ભૂમિદાન યજ્ઞની કલ્પના મને સૂઝી અને તે મેં તેલંગણના પ્રદેશમાં અજમાવી જોઈ. પરિણામ સારું આવ્યું. એ મહિનામાં બારહજાર એકર જમીન મળી. મને લાગે છે કે ત્યાંની પરિસ્થિતિ ઉકેલવામાં એથી બહુ મદદ મળી. આખા દેશ પર એની અસર પડી અને આજે આપણે જોઈએ છીએ કે તેલંગણનું વાતાવરણ ઠીકઠીક શાંત થયું છે.

ગાંધીજીના ગયા પછી અહિંસાના પ્રવેશ માટે હું તો રસ્તો શોધતો હતો. મેવાતના મુસલમાનોને ઠેકાણે પાડવાનો સવાલ મેં એ જ વિચારે હાથમાં લીધો હતો. તેમાં કાંઈક અનુભવ મળ્યો. તે જ આધારે મેં તેલંગણ જવાનું સાહસ કર્યું હતું. ત્યાં ભૂદાન યજ્ઞના રૂપમાં મને અહિંસાનો સાક્ષાત્કાર થયો.

તેલંગણમાં જે ભૂદાન મળ્યું તેની પાછળ ત્યાંની એક પૃષ્ઠભૂમિ હતી. તે ભૂમિકાના અભાવમાં હિન્દુસ્તાનના બીજા હિસ્સાઓમાં કદાચ એ કલ્પના ચાલે કે ન ચાલે એ વિષે શંકા થઈ શકતી હતી. તે શંકાના નિરસન માટે બીજા પ્રદેશોમાં ભૂદાન યજ્ઞને અજમાવવો જરૂરી હતો. પ્લાનિંગ કમિશન આગળ મારા વિચાર રજૂ કરવા પંડિત નહેરુજીએ મને આમંત્રણ આપ્યું. તે નિમિત્તે હું પગપાળી યાત્રાએ નીકળી પડ્યો અને દિલ્હી સુધી પહોંચતાં એ માસમાં મને લગભગ અઢારહજાર એકર જમીન મળી. મેં જોયું કે અહિંસાને પ્રવેશ કરવા દેવા જનતા ઉત્સુક છે.

ઉત્તર પ્રદેશના સર્વોદયપ્રેમી કાર્યકર્તાઓની માંગણીથી મેં ઉત્તર પ્રદેશમાં ભૂદાન યજ્ઞનો વ્યાપકક્ષેત્રમાં પ્રયોગ આરંભ્યો. ઉત્તર પ્રદેશમાં એક લાખથી વધુ ગામડાં છે. દરેક ગામમાં ઓછામાં ઓછું એક સર્વોદય–કુટુમ્બ વસાવવામાં આવે અને એક કુટુમ્બને સરેરાશ પાંચ એકર જમીન આપવામાં આવે એવા હિસાબે પાંચ લાખ એકર જમીન મેળવવાનો સંકલ્પ કરવામાં આવ્યો. વચ્ચે ત્રણ મહિના ઘણા કાર્યકર્તાઓ ચૂંટણીમાં રોકાયલા હતા તે છતાંય લોકોએ સારો સહકાર આપ્યો. એક લાખ એકર સુધી અમે પહોંચી ગયા. હું તો એમાં ઈશ્વરી સંકેત જોઉં છું. મારા ઘણા સાથીઓને પણ એમ જ લાગ્યું ! પરિણામ એ આવ્યું કે સેવાપુરીના સર્વોદય સમ્મેલનમાં હિન્દુસ્તાનમાં આવતાં બે વર્ષોમાં એકંદરે ઓછામાં ઓછી પચ્ચીસ લાખ એકર જમીન મેળવવાનો સંકલ્પ કરવામાં આવ્યો. એ વાતને હવે તમે સૌ જાણો છો જ.

પચ્ચીસ લાખ એકરથી હિન્દુસ્તાનના ભૂમિહીનોનો પ્રશ્ન ઊકલી જાય છે એવું નથી. એ માટે તો ઓછામાં ઓછી પાંચ કરોડ એકર જમીન જોઈએ. પણ પહેલા હપ્તા તરીકે જો આપણે પચ્ચીસ લાખ એકર કરીએ અને હિન્દુસ્તાનનાં પાંચ લાખ ગામડાંઓમાં અહિંસાનો સંદેશો પહોંચાડી દઈએ તો ભૂમિની ન્યાયોચિત વહેંચણી માટે જરૂરી હવા તૈયાર થઈ જશે એવો મને વિશ્વાસ છે.

મોટા જમીનદારો અને ખેડૂતો પાસે તો હું જમીન માગું જ છું. પણ નાના ખેડૂતોને પણ આમાં સાથ આપવાની મેં પ્રાર્થના કરી છે. અને મને કહેતાં ખુશી થાય છે કે મોટા દિલવાળા આ નાના લોકોએ બહુ પ્રેમથી મારી આ પ્રાર્થના સ્વીકારી છે. આ યજ્ઞમાં કેટલીએ શબરીઓએ પોતાનાં બોર આપ્યાં છે. અને કેટલાએ સુદામાઓએ પોતાના તાંદુલ સમર્પણ કર્યા છે. મારે માટે તો આ એક ચિરસ્મરણીય ભક્ત-ચરિત્રાવલિ થઈ છે. આથી દરિદ્રોને આત્મોદ્ધારની પ્રેરણા

મળી છે, અને શ્રીમાનોને આત્મશુદ્ધિ અને સ્વામિત્વત્યાગની.

મને બધી જાતના લોકોએ ભૂમિ આપી છે. હિન્દુઓએ આપી છે, મુસલમાનોએ પણ આપી છે, બીજા ધર્મવાળાઓએ આપી છે, જે લોકો બધી રીતે 'સબ્હારા' ગણાય એવા હરિજનોએ પણ આપી છે. જેમનો ભૂમિ પર અધિકાર નથી માનવામાં આવતો એવી સ્ત્રીઓએ પણ આપી છે. આપનારામાં બધા વર્ગો અને બધા પક્ષોના લોકોનો સમાવેશ થાય છે. મેં માંગણી કરી છે કે દરિદ્રનારાયણને પોતાના કુટુમ્બનો એક અંશ સમજીને હકના રૂપમાં આપવામાં આવે અને એ જ ભાવનાથી લોકોએ જમીન આપી પણ છે.

ભૂમિદાન યજ્ઞમાં દાન શબ્દ આવે છે એનાથી ભડકવાની જરૂર નથી. 'દાનમ્ સંવિભાગઃ' દાન એટલે સમાન વહેંચણી એ છે શંકરાચાર્યે કરેલી દાન શબ્દની વ્યાખ્યા. એ જ અર્થમાં મેં એ શબ્દ વાપર્યો છે. જેને જમીન મળશે તે મફતમાં ખાવાનો નથી તે જમીન પર મહેનત મશાગત કરશે, પોતાનો પરસેવો તેમાં મેળવશે ત્યારે ખાશે. એટલે આમાં એને દીન બનવાનું કારણ નથી. તેનો પોતાનો અધિકાર જ આપણે તેને પાછો અપાવી રહ્યા છીએ.

હું વિનયથી, પ્રેમથી અને વસ્તુસ્થિતિ સમજાવીને માંગું છું. મારાં ત્રણ સૂત્રો છે—

૧. મારો વિચાર સમજ્યા પછી કોઈ નથી આપતો તો એનાથી મને દુઃખ નથી થતું. કારણ હું માનું છું કે જે આજે નથી આપતો તે કાલે આપવાનો છે, વિચારબીજ વહેલું મોડું ઊગ્યા વિના નથી રહેતું.

૨. મારો વિચાર સમજીને જો કોઈ આપે છે તો એનાથી મને આનંદ થાય છે. કારણ એનાથી બધે સદ્ભાવના પેદા થાય છે.

૩. મારો વિચાર સમજ્યા વિના, કોઈ દબાણને લીધે જો કોઈ આપશે તો તેનાથી મને દુઃખ થશે. મારે ગમે તે રીતે જમીન એકઠી કરવી નથી. મારે તો સામ્યયોગ અને સર્વોદયની વૃત્તિ નિર્માણ કરવી છે.

હું માનું છું કે આ એક એવો કાર્યક્રમ આપણને મળે છે કે જેમાં બધા પક્ષોના લોકોને સમાન ભૂમિ પર કામ કરવાની તક મળે છે. લોકો કોંગ્રેસની શુદ્ધિની વાત કરે છે. શુદ્ધિની તો બધી સંસ્થાઓને જરૂર છે. પણ કોંગ્રેસનું નામ એટલા માટે લેવામાં આવે છે કે તે મોટી સંસ્થા છે. મને વિશ્વાસ છે કે કોંગ્રેસ અને બીજી સંસ્થાઓ જો આ કાર્યક્રમ અપનાવશે અને સત્યઅહિંસાની રીતે તેને ચલાવશે તો એનાથી બધાની શુદ્ધિ થશે, બધાનું બળ વધશે અને અંદર એકતા આવશે.

મારા ભારતવાસી બંધુજનો, આ પ્રજાસૂય યજ્ઞમાં તમે ફાળો આપો એવી મારી તમને પ્રાર્થના છે. આ કામને પૂરું કરીને આર્થિક ક્ષેત્રમાં અહિંસાની પ્રતિષ્ઠાપના કરો. આ કામ માટે મારો ત્રણ પ્રકારનો દાવો છે. એક તો એ કે એ ભારતીય સભ્યતાને માટે અનુકૂળ છે; બીજો દાવો એ છે કે આમાં આર્થિક અને સામાજિક ક્રાન્તિનાં બી છે અને ત્રીજો એ કે એનાથી દુનિયામાં શાન્તિસ્થાપના કરવામાં મદદ મળી શકે તેમ છે.

હું જાણું છું કે આખા હિન્દુસ્તાન આગળ કોઈ કાર્યક્રમ મૂકવાનો મને અધિકાર નથી. લોકોને આદેશ આપનારો હું કોઈ નેતા નથી. ગ્રામીણોની સેવાને જ પોતાની પરમ સાધના સમજનારો હું એક ભક્તિમાર્ગી મનુષ્ય છું. આજે જો ગાંધીજી હોત તો આમ લોકો આગળ હું ઉપસ્થિત ન થાત, બલ્કે એ જ ગામડાંનું ભંગી કામ અને કાંચનમુક્ત ખેતીનો પ્રયોગ કરતો હું તમને દેખાત. પણ પરિસ્થિતિને વશ થઈને મારે બહાર આવવું પડ્યું છે અને મારે એક મહાન યજ્ઞનો પુરોહિત બનવાની ધૃષ્ટતા કરવી પડી છે. આ ધૃષ્ટતા કે નમ્રતા જે કાંઈ હો તે પરમેશ્વરને સમર્પણ કરી હું બધાં ભાઈબહેનોના સહકારની યાચના કરું છું.

અકબરપુર (ઉત્તર પ્રદેશ)
તા. ૨૮–૪–'૫૨

---

**ભૂદાનના આંકડા :** એપ્રિલ ૧૯૫૧થી મે ૧૯૫૨ સુધીમાં ૧,૭૫,૦૦૦થી વધુ એકર જમીન શ્રી વિનોબાને મળી છે. તેના પ્રદેશવાર આંકડા—તેલંગાણા ૧૫,૦૦૦ એકર, મધ્યપ્રદેશ ૭૦૦૦, વિંધ્યપ્રદેશ ૧૦૦૦, રાજસ્થાન ૧૦૦૦, મધ્યભારત ૨૦૦૦, દિલ્હી ૧૦૦૦, ગુજરાત ૨૫૦૦, ઓરિસ્સા ૧૦૦૦, મદ્રાસ ૭૦૦૦, ઉત્તર પ્રદેશ ૧,૩૨,૪૧૬, વધારાના ૫૧૦૦. કુલ ૧,૭૫,૦૧૬ એકર.

# "ગ્રાહક મન"—નૂતન શિક્ષણમાં ડૉ. મૉન્ટેસોરીનો મહત્ત્વનો ફાળો

હરપ્રસાદ ભટ્ટ

**આ**જની લગભગ બધી શિક્ષણપદ્ધતિઓ સ્વયંસ્ફૂર્તિ અને સ્વાતંત્ર્યની હિમાયત કરે છે અને તેમનું ધ્યેય પ્રવૃત્તિશીલતા દ્વારા શરીર અને મનનો વિકાસ સિદ્ધ કરવાનું હોય છે. આ પ્રસંગે સહજ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે મૉન્ટેસોરી-પદ્ધતિમાં શી વિશિષ્ટતા હશે?

## મૉન્ટેસોરીપદ્ધતિની વિશિષ્ટતા

પ્રથમ તો નજર સમક્ષ એ હકીકત આવે છે કે આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વે ડૉ. મૉન્ટેસોરીએ પોતાનાં 'બાલઘરો' દ્વારા જગતને બતાવી આપ્યું કે (૧) સ્વયસ્ફૂર્તિ, (૨) સ્વાતંત્ર્ય અને (૩) શરીરશ્રમ દ્વારા બાળકના વિકાસમાં અદ્‌ભુત પરિણામો લાવી શકાય છે. તેમના આ પ્રયોગ પછી જ "ભુલાયલાં માનવી" (બાળકો) પ્રત્યેની શિક્ષણની દૃષ્ટિ બદલાઈ અને તેમણે રજૂ કરેલાં ત્રણ મૂળભૂત સત્યોને અનુલક્ષીને શિક્ષણ-પદ્ધતિઓના પૃથક્‌પૃથક્ અખતરાઓ યોજાવા લાગ્યા. ત્યાર પછી જ બાળકના વિશિષ્ટ વ્યક્તિત્વને એક નવું સ્થાન પ્રાપ્ત થયું અને નૂતન શિક્ષણ તેના વિધવિધ સ્વરૂપોમાં વિકસવા લાગ્યું. અત્યારે પ્રવર્તતી કાર્યશીલતા દ્વારા જીવનવિકાસ સાધતી, આ બધી જુદી જુદી પદ્ધતિઓ વચ્ચે કયો ઝીણો તફાવત છે તે શોધવું ઘણું અઘરું થઈ પડ્યું છે. ડૉ. મૉન્ટેસોરી પછી ...એ દસકામાં શરૂ થયેલી શિક્ષણસુધારણાની આ બધી પ્રવૃત્તિઓ શિક્ષણનો કાંઈક નવો ચીલો પાડે છે એમ ઘણા કહે છે, છતાં ઝીણવટથી જોનારાઓને કદાચ એવું લાગ્યા વિના નહિ રહે કે ડૉ. મૉન્ટેસોરીથી વિશિષ્ટ એવી પ્રવૃત્તિ ...ઓ જવલ્લે જ આપતા હોય છે. મૉન્ટેસોરીથી વિભિન્ન શિક્ષણપદ્ધતિવાળાઓ પણ ક્યારેક ડૉ. મૉન્ટેસોરીની પદ્ધતિમાં શંકા દર્શાવે છે અને તેની ટીકા કરે છે તેમ છતાં ઘણી વાર સ્પષ્ટ અસ્પષ્ટપણે ડૉ. મૉન્ટેસોરીના વિચારને ...ઓ ગર્ભિત રીતે પુષ્ટિ આપતા હોય છે. અન્ય શિક્ષણ-પદ્ધતિઓ વર્ગશિક્ષણ, ભય, ઇનામો, શિક્ષા અને શિક્ષકના શાસન પર રચાયલી છે; તેનાથી મૉન્ટેસોરીપદ્ધતિ અંતર્ગત રીતે તદ્દન અનોખી છે.

શરૂઆતમાં આ પદ્ધતિ માત્ર ત્રણથી છ વર્ષનાં બાળકોના વિકાસ અર્થે યોજવામાં આવી હતી. પરંતુ હવે તો તે છેક યુનિવર્સિટીના દ્વાર સુધી બાળકને લઈ જાય છે. ઉપરાંત મનુષ્યજીવનના વિકાસ સંબંધી તેમ જ માનવજીવનની ઉત્ક્રાન્તિનું નૂતન માર્ગદર્શન સમાજને આપે છે.

## મૉન્ટેસોરીપદ્ધતિનું સ્વરૂપ

મૉન્ટેસોરીપદ્ધતિના મુખ્યત્વે બે વિભાગ પાડી શકાય છે.

એક વિભાગમાં બાળક અને કિશોરનું મનોવિજ્ઞાન અને તે દ્વારા તેના વ્યક્તિત્વનો વિકાસ આવે છે જ્યારે બીજા વિભાગમાં નૂતન દૃષ્ટિકોણથી માનવજાતિના ઇતિહાસ પર રચાયલી સામાજિક ઉત્ક્રાન્તિનો અને માતાપિતાના (વાલી-ઓના) શિક્ષણનો સમાવેશ કરવામાં આવે છે.

મૉન્ટેસોરીપદ્ધતિની પ્રત્યેક શાખાની અનેક વિશિષ્ટ-તાઓ છે તે પૈકી અત્યારે આપણે વ્યક્તિત્વવિકાસની ચર્ચા કરીએ. આ વ્યક્તિત્વવિકાસ અજ્ઞાતને ગણનામાં લેતા બાલ-મનોવિજ્ઞાન પર અવલમ્બે છે, જ્યારે પ્રચલિત બાલ-મનો-વિજ્ઞાન જ્ઞાતનાં બાહ્ય સ્વરૂપોને ગણનામાં લે છે. સામાન્યતઃ માનસશાસ્ત્ર જ્ઞાતના આવિષ્કારને ગણનામાં લેતું હોય છે ત્યારે, સ્વાભાવિક રીતે, એ જ્ઞાત આવિષ્કારનું અસ્તિત્વ ન હોય ત્યાં સુધીના (અજ્ઞાત) માનસિક જીવનની ઉપેક્ષા કરવામાં આવે છે. જેમ કે તરતનું જન્મેલું બાળક બુદ્ધિને, સ્મૃતિને કે ઇચ્છાશક્તિને વ્યક્ત કરતું નથી ત્યારે સૌને લાગે છે કે તરતનું જન્મેલું બાળક આપણા જેટલી માનસિક શક્તિ ધરાવતું નથી કે તેનામાં વ્યવસ્થિત કાર્યશીલતા કે ભાષાની સમૃદ્ધિ નથી. પરંતુ જીવનની શરૂઆતથી માત્ર બે જ વર્ષમાં

બાળક ચાલવાની, બોલવાની તેમ જ અવલોકનની જે અપ્રતિમ પ્રગતિ સાધે છે તે શું જન્મથી જ પ્રવૃત્ત થતી માનસિક રચનાત્મક શક્તિનું પ્રતીક નથી? કે સાબતી નથી? અને બાહ્ય પ્રવૃત્તિઓ જો કે ક્રમશઃ આવે છે પણ તે શું વિકાસના કાયદાનું અસ્તિત્વ બતાવતી નથી?

## ગ્રાહક મન અને ડૉ. મૉન્ટેસોરી

બાળકનું 'અજ્ઞાત' એક વિશિષ્ટ પ્રકારનું મન છે. તે જાણવું કેટલું અદ્ભુત છે? આ અજ્ઞાત મનને ડૉ. મૉન્ટેસોરી "ગ્રાહક મન" (Absorbent mind) કહે છે. આ "ગ્રાહક મન" જ્ઞાત મન કરતાં ઘણું જ શ્રેષ્ઠ અને અદ્ભુત છે.

જો કે ફ્રૉઇડના મનોવિજ્ઞાને બાળકના મનોવિજ્ઞાનને સમજવામાં સારો ફાળો આપ્યો છે છતાં બાળકના આ અજ્ઞાત મનને ફ્રૉઇડના સુષુપ્ત મન સાથે જોડવાની અત્રે જરૂર નથી. રોગનિદાનવિદ્યાએ સુષુપ્ત મનને સમજવામાં ઘણો પ્રકાશ નાખ્યો છે અને પરિણામે માનસિક રોગોના નિદાનમાં અને ઉપાયોમાં ઘણી મદદ કરી છે. તે જ રીતે 'અજ્ઞાત'ના જ્ઞાને અદ્ભુત વસ્તુઓને સમજવાનો નવો રાહ દર્શાવ્યો છે અને બાલમાનસના વિકાસમાં સુંદર ફાળો આપ્યો છે. પરિણામે શિક્ષણમાં પણ તે ક્રાન્તિકારી ફેરફારો લાવ્યું છે.

સામાન્ય રીતે આજના યુગમાં જ્ઞાતના માનસિક વ્યાપારો-ને સ્વીકારવા સૌ ટેવાયલાં છે ત્યારે અજ્ઞાતના માનસિક વ્યાપારોનું અસ્તિત્વ સ્વીકારવું અઘરું પડે છે. પ્રત્યેક વ્યક્તિ બાળકના પ્રાથમિક ઇન્દ્રિયજન્ય અને ઐચ્છિક વ્યાપારો જોઈ શકે છે અને આને 'જ્ઞાત'નો ક્રમશઃ થતો આવિષ્કાર છે તેમ કહી વર્ણવે છે કે વખાણે છે. છતાં વસ્તુતઃ આવા પ્રસંગે "અજ્ઞાત" શક્તિ જ ઘણા મોટા પ્રમાણમાં ભાગ ભજવતી હોય છે. સમર્થનમાં આપણે બાળકના ભાષાવિકાસ પરત્વે જરાક દૃષ્ટિ નાખીએ તો માલૂમ પડશે કે જીવનનાં પ્રથમનાં જ બે વર્ષમાં બાળકની આખીયે માતૃભાષા પૂર્ણપણે વિકાસ પામે છે. પછી તે ભાષા સહેલી હોય કે કઠણ હોય. ભાષા એ કુદરતની બક્ષિસ નથી કે વંશપરંપરાગત વારસો નથી. વ્યક્તિગત બાળક તે તદ્દન ટૂંકા સમયમાં તેના વાતાવરણમાંથી જ પ્રાપ્ત કરે છે. જે રીતે બાળક ભાષા શીખે છે તે રીત આપણે ભાષા ભણીએ છીએ તે પ્રમાણેની નથી. આપણા જ્ઞાત મન કરતાં બાળકનું અજ્ઞાત મન કેટલું [illegible] છે તેની આથી વધુ કઈ સાબિતીની જરૂર છે? તેનું મન [illegible] કાંઈ જુએ છે તે ગ્રહણ કરવા તલસતું જ હોય છે. તેથી જ ડૉ. મૉન્ટેસોરી બાળકની આ અદ્ભુત શક્તિને "ગ્રાહક મન" એવું નામ આપે છે. બીજું કારણ એ છે કે આ [illegible] જે ગ્રહણ કરાયું છે તે કુદરત વડે સ્મરણશક્તિ કરતાં [illegible] અધિક શક્તિને સોંપવામાં આવેલું છે. જે કાંઈ ગ્રહણ કરાયું તે સઘળું બાળકના વ્યક્તિત્વમાં મૂર્તપણે રહે છે.

આપણા જ્ઞાતની સાથે જો બાળકનું અજ્ઞાત સરખાવીએ તો માલૂમ પડે કે બાળકનું અજ્ઞાત અદ્ભુત શક્તિથી ભરેલું છે. બાળક ભાષાને તેની અટપટી વાક્યરચનાની ખૂબીઓ સહિત શ્રમ વિના ગ્રહણ કરે છે. ઉપરાન્ત તેને ખ્યાલ પણ નથી હોતો કે તે ભાષા શીખવા પ્રયત્ન કરે છે. આ રીતે બાળક માતૃભાષા સંપૂર્ણપણે યાદ રાખતું નથી પણ પ્રાપ્ત કરે છે. દરેક વ્યક્તિને આ અદ્ભુત ભેટ કુદરતે બક્ષેલી છે. જે થોડાઘણા મૂંગા છે તે અસાધારણ સંજોગોને અધીન છે.

જ્યારે આપણે નવી ભાષા શીખીએ છીએ ત્યારે જ્ઞાત મન વડે આપણે કેટલો અથાગ પ્રયત્ન કરવો પડે છે! આપણે આપણી માતૃભાષા જાણીએ છીએ છતાંય જ્યારે તેના વ્યાકરણનો કે પૃથક્કરણનો અભ્યાસ કરવાનો હોય છે ત્યારે આપણને તે કેટલું દુષ્કર લાગે છે! પરન્તુ બાળકને ભાષાની સિદ્ધિ માટે આપણા જેટલી ગડમથલ રહેતી નથી. તેને બુદ્ધિની જરૂર રહેતી નથી કે યાદ રાખવાની જરૂર પડતી નથી અથવા તેને સાધ્ય કરવાના પ્રયત્નની જરૂર રહેતી નથી. યુરોપમાં આજે અઘરી લેખાતી ભાષા લેટિન પણ [illegible] વખતે રોમમાં માતૃભાષા તરીકે હતી ત્યારે તે ભાષાને બાળક હસ્તામલકવત્ ગ્રહણ કરતું. તદ્વત્ આપણી સંસ્કૃત ભાષા પણ છે. છતાં જો તે ભાષા ઘરમાં બોલાતી હશે તો બાળક હસ્તામલકવત્ ગ્રહણ કરશે જ.

બીજી નોંધપાત્ર હકીકત એ છે કે કુદરતે પ્રત્યેક [illegible] ઉચ્ચારણ માટે સમય નિયત કરેલો જ છે. જાણે તેણે [illegible] એક આદેશ આપ્યો જ છે "તું બે વર્ષે સંપૂર્ણ બોલીશ." ભાષા ગમે તેટલી સહેલી હોય તો પણ એવું કદી બનતું નથી કે બાળક છ મહિને તે બોલવા માંડે અથવા ભાષા ઘણી [illegible] અઘરી હોય તો તે બોલવાની શરૂઆત બાળક ત્રણ કે ચાર

વર્ષે કે તેથી મોડી કરે. ભાષા સંબંધી કુદરતનો એક-ધારો જ રાહ છે.

'ગ્રાહક મન'ના આવિષ્કારો ખાતરીપૂર્વક દર્શાવે છે કે તે સઘળા વ્યવસ્થિત છે અને નિશ્ચિત ધારાધોરણે નિયત કરેલા છે. બાળક લગભગ ત્રણ મહિને ચોક્કસપણે માને છે કે શબ્દો ગાંતી અને હોઠની પ્રવૃત્તિ દ્વારા વ્યક્ત થાય છે; અને આગળ જતાં તે સભાન થાય છે કે આ સઘળા શબ્દો અરસપરસના વિચારોનું મુખ્ય વાહન છે. એક વર્ષે બાળક સ્પષ્ટપણે સમજે છે કે પ્રત્યેક પદાર્થને નામ છે. આમ વાતાવરણમાંથી સાંપડતી વસ્તુઓ ગ્રહણ કરી લેવાનો 'ગ્રાહક મન'નો ધર્મ છે અને આવી રીતે જે મૂલ્યવાન સંગ્રહ થયો હોય છે તે પછીનાં વર્ષોમાં વ્યકિતગત વિશિષ્ટતા રૂપે આવિર્ભાવ પામે છે. પછી જ્ઞાત મન તે બધામાંથી નવનવા ખજાના શોધે છે અને જ્ઞાત સ્મૃતિપટમાં તે સંઘરે છે.

જો આ અદ્‌ભુત શક્તિને તેની પ્રાથમિક દશાની તીવ્રતામાં જિંદગીભર રાખી શકીએ તો કેવું સારું !

**ગ્રાહક મનનો પ્રદેશ**

જો આપણે વિધવિધ દેશોનાં બાળકોને નિહાળીએ તો આપણને માલૂમ પડશે કે બાળકોના 'ગ્રાહક મન'ની શક્તિઓ કેવળ ભાષાપ્રાપ્તિ માટે જ નથી, પરંતુ તે શક્તિઓ આખી જાતિની ખાસ ચેષ્ટાઓમાં જણાઈ આવતી માનવતાની સાથે જ જન્મેલી માનસશાસ્ત્રીય વિશિષ્ટતાઓમાં પ્રસરેલી હોય છે. જેમાં સ્વદેશાભિમાન, ધર્મ, જાતિની સમૂહગત ટેવો, પૂર્વગ્રહો અને માનવીના વ્યક્તિત્વનો જ ભાગ બનતી બધી બાબતો આવી જાય છે; અને તેણે એટલાં ઊંડાં જડ ઘાલેલી હોય છે કે તે ખોટી કે વધારા પડતી છે તેમ તર્કશક્તિ બતાવે તો પણ તે બદલી શકાતી નથી કે દૂર ફેંકી દઈ શકાતી નથી. કારણ કે આ બધું જીવનનું જીવતું જાગતું આવશ્યક અંગ છે. તેના વિના માનવી ઘડીભર જીવી શકતો નથી.

'ગ્રાહક મન'ની આવી અભેદ્ય રચના છે. બાળકને માનવીનો પિતા કહેવામાં આવે છે પણ તે પૂરતું નથી. પિતા તો કેવળ પ્રજોત્પાદક છે, જ્યારે બાળક તો એથીય વિશેષ છે. તે પિતાની માફક જાતિ ઉત્પન્ન કરતો નથી પણ તે વિશિષ્ટ જાતિ ઉત્પાદન કરે છે. તે માનવજાતિની સંસ્કૃતિની અમુક કક્ષાએ પહોંચેલી પ્રજાને પેદા કરે છે. તે માનવી રચે છે જે અત્યાર સુધી પ્રાપ્ત કરેલી સમગ્ર સંસ્કૃતિનો સમન્વય કરનાર હોય છે. માનવજીવનના ક્ષેત્રમાં બાળક વંશપરંપરાગત વારસાનું પવિત્ર કાર્ય હાથ ધરે છે. તે તો એક પ્રકારનો માનસિક બીજાંકુર છે. એવી અન્ય કઈ શિક્ષણપદ્ધતિ છે કે જે આ જ કક્ષાએ આ શક્તિને સહકાર્યથી વ્યક્ત કરવામાં મદદ કરે ?

"ગ્રાહક મન" બાલ્ય કાળ પછી અદૃશ્ય થઈ જતું નથી. જ્ઞાતપણું ભલે તેની શક્તિની હદ બાંધી લે અને તેનું સ્વરૂપ બદલે પરંતુ 'અજ્ઞાત'માંથી નિષ્પન્ન થતા સર્જનાત્મક ઉગમમાંથી તદ્દન નિરાળું બની જાય તે શક્ય નથી. માનવીનું કર્તવ્ય માત્ર જ્ઞાનપ્રાપ્તિનું કે તેના વ્યક્તિત્વનું નિશ્ચિત ચરિત્ર ઘડવાના ઉપયોગ પૂરતું જ નથી. તેનું કર્તવ્ય તો આથી ઘણું પર છે. તે જે પ્રવૃત્તિ હાથ ધરે છે તે દ્વારા તે પોતાની જાતની ઉત્ક્રાન્તિ સાધે છે. અને પ્રયત્ન અને યાતના દ્વારા ક્રમશઃ સંપૂર્ણતાને પામે છે. આ વ્યાવહારિક માર્ગ તેની જ્ઞાત અવસ્થા સાથે નિકટનો સંબંધ ધરાવે છે. વસ્તુતઃ સભાનાવસ્થા તેના કાર્યનું વાહન બને છે.

"અજ્ઞાત" માત્ર ત્રણ કે ચાર વર્ષના બાળકને જ દોરવણી આપતું નથી પણ માનવીને પોતાને પણ તે માર્ગ-દર્શન આપે છે. ગણ્યાંગાંઠ્યાં માનવીઓ વિશાળ પ્રમાણમાં જે હૈયાઉકલત બતાવે છે તે બાળકના અજ્ઞાત મનની કાંઈક ઝાંખી કરાવે છે. તેઓ ઘણીવાર જ્ઞાત બુદ્ધિના સંસ્કારી સાધનની મદદ વડે પોતાની સિદ્ધિઓને વિસ્તૃત કરે છે, સ્પષ્ટ-પણે સમજાવે છે અને તેનો ઉપયોગ કરે છે.

જેવાં "જ્ઞાત" અવસ્થાનાં કેટલાંક પડ હોય છે તેવાં સુષુપ્ત અવસ્થાનાં પણ પડ હોય છે. નિઃશંકપણે તે પરસ્પર એકબીજાને મળતાં આવે છે. આ લેખનો ઉદ્દેશ 'અજ્ઞાત' કે સુષુપ્ત અવસ્થાના તત્ત્વનિરૂપણનો નથી. પરંતુ આ લેખનું રસકેન્દ્ર તો બાળકના ઉદાત્ત વ્યાપારોને સમજવા માટે અને તેના વિકાસ માટે "ગ્રાહક મન" જે માર્ગદર્શન આપે છે તેને સમજવાનું છે.

બાલવિકાસના ઉત્તર ભાગમાં ગ્રાહક મનની કાર્યરીતિ કેટલી અદ્‌ભુત છે તે એક દૃષ્ટાન્ત પરથી સમજાશે. આ દૃષ્ટાન્ત ડૉ. મોન્ટેસોરીએ આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વે 'બાલઘર'માં કરેલા પ્રયોગનું છે. આ પ્રયોગે સમગ્ર જગતનું

ધ્યાન દોર્યું અને ડૉ. મૉન્ટેસોરીના શૈક્ષણિક કાર્યના પાયારૂપ બન્યો.

## ગ્રાહક મનની કાર્યરીતિ અને સિદ્ધિ

જે યુગમાં બાળકોને છ કે સાત વર્ષની ઉંમરે મહામહેનતે લખતાં શીખવવામાં આવતું હતું અને શિક્ષકો જ્યારે છૂટથી શિક્ષા કરીને બાળકને પ્રેરણા આપતા હતા ત્યારે 'બાલઘર'-ના પ્રયોગોના સમગ્ર વાતાવરણ દ્વારા ડૉ. મૉન્ટેસોરીને જે નૂતન તત્ત્વ લાધ્યું તે ખરેખર અદ્ભુત હતું, જેમાં કેટલાક છોકરાઓએ સાડાચાર વર્ષે સ્વયંસ્ફુરિતપણે લખવા માંડ્યું એટલું જ નહિ પણ જાણે એકાએક લખવાનો કોઈ જ્વાળામુખી ફાટી નીકળ્યો હોય તેમ સ્વેચ્છાએ, તેઓ અવિરતપણે જમીન ઉપર, ભીંતો ઉપર, રોટલાના ટુકડા ઉપર લખવા જ મંડ્યા. તેઓ પોતાની રકાબીમાં ખાણું આવતાં જાણે અક્ષરોના આકારની જ ભાત જોવા લાગ્યા. આ પરિણામ ચાર મૂળાક્ષરની પેટી દ્વારા કે અન્ય કોઈ સાધન દ્વારા અથવા તો જ્ઞાત એવા કોઈ પ્રયત્ન દ્વારા દર્શાવાયું ન હતું. પરન્તુ આ તો એકાએક "જીવનની સર્જનાત્મક શક્તિ" કે જેને સર પર્સી નન ( Sir Percy Nun ) "Horme" કહે છે તેનો આવિષ્કાર માત્ર હતો. અત્રે એટલું ખાસ ધ્યાનમાં લેવું જોઈએ કે આ બાળકોની આ પ્રકારની ચેષ્ટા બહારના શિક્ષણની અસરોના પરિપાક રૂપે હતી તેમ પણ ન હતું. વળી તે પૂર્વયોજિત કાર્યક્રમના પરિણામરૂપે ન હતું. એકાએક આ પ્રકારના આવિષ્કારે પ્રથમતઃ ડૉ. મૉન્ટેસોરીને પણ અન્યની જેમ હેરત પમાડી દીધાં. આ પ્રસંગ ડૉ. મૉન્ટેસોરીને એટલો તો સ્પર્શ્યો કે તેમણે તે દિવસથી પોતાનો વૈદ્યકીય ધંધો આવા આવિષ્કારના રહસ્યની વધુ ખોજ માટે હમેશને માટે મૂકી દીધો. આ આવિષ્કારના રહસ્યની વધુ ખોજ કરતાં તેમને બાળકોની ઉત્તરોત્તર ચેષ્ટા કલ્પનાની પણ મર્યાદાને વટાવી જતી જણાઈ. આ પ્રયોગમાં શામિલ ગરીબ, અભણ માતાપિતાનાં બાળકો એટલાં તો શિસ્તબદ્ધ, આજ્ઞાંકિત અને ચોક્કસ જણાયાં કે ડૉ. મૉન્ટેસોરીને તો આમાંથી સારીયે આલમને નવપલ્લવિત કરવાના કોડ જાગ્યા. આ બાળકોને કોણે તૈયાર કર્યાં ? કયાં બહારનાં તત્ત્વોએ આમની આ પ્રકારની ચેષ્ટાને ઘડવામાં અસર કરી ! ઇત્યાદિ વિચારોએ તેમનામાં મહત્ત્વનું સ્થાન લીધું.

આ બાળકોની શાંતિ અવર્ણનીય હતી. તેમની રીતભાતે તો રૂઢિચૂસ્ત અને રીતભાતોથી ભરેલા લોકોને પણ હેરત પમાડ્યા. તેમના હાસ્યે અન્યનાં જીવનને પુલકિત કર્યાં. કેટલાય પ્રેક્ષકોનાં મનને આશાવાદી બનાવ્યાં અને જીવનમાં કેટલુંય સહજ ઉપલબ્ધ છે તેની પ્રતીતિ કરાવી. સૌ એક જ વિચાર કરવા લાગ્યાં — જે બાળકો મહિનાઓ ઉપર તદ્દન દુર્લક્ષિત, ઉપેક્ષિત અને જીવનકલહનાં ભોગ બનેલાં હતાં તેમનામાં જો આ પ્રયોગ આટલું બધું પરિવર્તન લાવે તો જ્યાં ઇન્તેજાર, સંસ્કારી અને બુદ્ધિશાળી સમાજ હોય ત્યાં તેનાં કેટલાં સુંદર પરિણામો લાવી શકાય ? આગળ જતાં આ જ બાળકોનું સૂક્ષ્માવલોકન કરતાં વળી ઉપલબ્ધ થયું કે તેમને ધરવામાં આવેલાં સાધનોમાં તે એવાં તો એકાગ્ર અને ઓતપ્રોત બનેલાં હતાં કે તેઓ આજુબાજુના વિસંવાદી સંવાદથી જાણે તદ્દન જ પર હતાં.

શું આ એકાગ્રતા "જ્ઞાત" અવસ્થા અને જે શક્તિનો આવિષ્કાર હતો તેની સાંકળરૂપે હતી ? ચોક્કસ, એકાગ્રતા ચારિત્ર્યના અદંતર રૂપાન્તર માટે જ હતી. આ ઉપરાન્ત પ્રત્યેક દિને શાંતિની રમતો તેટલી જ ચોકસાઈથી ધીરજથી, શાંતિથી અને એકાગ્રપણે સૌ કરવા લાગ્યાં. લીટી પર ચાલવાની રમત દ્વારા પોતાના સઘળા સ્નાયુઓ ઉપર તેમણે કેવો શિસ્તબદ્ધ કાબૂ પ્રાપ્ત કર્યો હતો તે પણ તેમણે વ્યક્ત કર્યો. આમાં વસ્તુતઃ મનનો સંયમ જ નોંધપાત્ર હતો. આ રમતોમાં વ્યાવહારિક એવો કોઈ હેતુ ન હતો પરન્તુ આ રમતો સ્વયંસ્ફુરિતપણે બાળકોના જીવનને સ્પર્શી હતી. તેથી જ તેવી રમતો દ્વારા તેમના સુરૂપ વ્યક્તિત્વની ઝાંખી સ્પષ્ટ જણાતી હતી.

આ બધાની પાર્શ્વભૂમિકાનો વિચાર કરીએ તો અમને માલૂમ પડે કે કોઈ આંતરિક તત્ત્વ આ બધો સુમેળ સાધવામાં ભાગ ભજવતું હતું. કારણ કે આ પરિણામો બાળકોના વિશિષ્ટ માનસિક સ્વરૂપને આભારી હતાં. લેખન અને અવિરત ઉત્સાહ એ માતૃભાષાની સિદ્ધિનો એક સંવેદન કાળ હતો. ભાષાની શરૂઆત ભાષા માટેના નિયત સંવેદન કાળે થાય છે અને જ્યારે તે કાળને અનુકૂળ વાતાવરણ પોષે ત્યારે તેમાં પૂર્ણતા આવે છે. અને એ પૂર્ણતા આવતાં ખાસ શક્તિનો સંવેદન કાળ દૂર થાય છે. ભાષાપ્રાપ્તિના સંવેદન કાળમાં જ ભાષાને બહારનું પ્રોત્સાહક વાતાવરણ મળ્યું અને તેણે લેખનના રૂપમાં અદમ્ય ઉત્સાહથી ભાષા ઉપર મેળવેલ પ્રભુત્વને લેખન દ્વારા વ્યક્ત કરી તેને આગળ ધકેલ્યું.

ઉપર જણાવેલાં બાળકો માત્ર સ્વાતંત્ર્યના વાતાવરણમાં રહેતાં હતાં એટલું જ નહિ પણ ખરી રીતે જે માળામાં તેઓ ભાડે રહેતાં હતાં ત્યાં જ તેમના માનસિક વિકાસની જોગવાઈ હતી તેથી તેઓ સહીસલામતીની વધુ લાગણી અનુભવતાં હતાં. આ 'બાલઘર'નું વાતાવરણ સાદું હતું, શાન્ત હતું. તેમને પ્રેરણા આપવા માટે યથારુચિ સાધનો વ્યવસ્થિતપણે ગોઠવેલાં હતાં. આ સાધનો એટલાં સંપૂર્ણ અને આકર્ષક હતાં કે તે જ જાણે બાળકોને આહ્વાન આપતાં હતાં. વળી વ્યવસ્થાનો સિદ્ધાન્ત જાણે વાતાવરણમાંથી એટલો વ્યક્ત થતો હતો કે શિસ્ત આપોઆપ સ્વયંભૂ બનતી અને પરસ્પર બાળકોમાંથી વિસંવાદ કે કડવાશ દૂર ને દૂર જ ભાગતાં. જો ન્યાયપુરઃસર વિચારીએ તો આ જોઈને આપણા મુખમાંથી બોલ્યા વિના ન જ રહેવાય કે, "અહો, આ બાળકો કેવું પ્રભુમય જીવન ગાળે છે!" વાતાવરણમાં વિસંવાદ વિનાની શાન્તિ અને વ્યવસ્થા પ્રસરેલાં હતાં. સર્વત્ર એકાગ્રતા અને સ્વનિયમન કે સંયમનું વાતાવરણ હતું. છતાં ય ઉલ્લાસ અને સ્ફૂર્તિ દરેકના મુખારવિંદ પર ઊતરતાં હતાં. સૌના ચહેરા જાણે પોતાની સંસ્કારી પ્રગતિનો સંતોષ વ્યક્ત કરતા હતા. જે "અજ્ઞાત"ના ઊંડાણ સુધી પહોંચી જાય છે અને જે 'ઓવનાવસ્થા'ને ઉચ્ચતમ સપાટીએ લઈ જાય છે તે આધ્યાત્મિક જીવનનું ચિત્ર ખડું કરનાર એ બાળકો જ પ્રથમ માનવીઓ હતાં.

આ જ રીતે એક પછી એક રસ્તો બાળકે ચીંધ્યો અને બાલશિક્ષણનું સાચું સ્વરૂપ ઘડાયું.

ઘણાં વર્ષોના અવલોકન અને અભ્યાસ પછી જો આપણે શરૂઆતના મૉન્ટેસોરી 'બાલઘર' તરફ દૃષ્ટિ નાંખીએ તો આપણને પ્રતીતિ થાય કે ડૉ. મૉન્ટીસોરીએ તેમને લાધેલાં સત્યોમાંથી શિક્ષણનું ઉચ્ચતમ સ્વરૂપ ઘડ્યું, બાળકોના વિકાસમાં આવતાં અંતરાયો અને મુંઝવણોને દૂર કર્યાં અને તેમના માનસિક વિકાસ માટે વૈજ્ઞાનિક સાધનો ઘર્યાં.

આનાં બે વ્યાવહારિક પરિણામો આવ્યાં હતાં. એક તો પરિણામ ચારિત્ર્ય કે વ્યક્તિત્વ વિકાસને લગતું હતું, જેને લીધે બાળકની ચેષ્ટામાં ખરેખર પરિવર્તન આવ્યું હતું અને જેણે સૌને સમગ્રપણે જાણે જાદુની માફક 'મુશ્કેલ બાળક'માં પરિણમતાં અટકાવ્યાં હતાં.

બીજું પરિણામ સંસ્કારપ્રાપ્તિનું હતું; જે હજુયે ઘણીખરી નર્સરી શાળાઓ( Nursery Schools )માં ઉપલબ્ધ થયું નથી. બીજું બધું જેમ મન 'અજ્ઞાત' રીતે ગ્રહણ કરે છે તેમ ગ્રાહક મન પણ સંસ્કાર ગ્રહણ કરી લે છે. અને બાળક સ્વયંસ્ફુરિત ક્રિયાથી તેને પોતાના મનમાં દઢીભૂત કરી દે છે. સામાન્ય શબ્દો જેટલી સરળતાથી તે અપનાવી લે છે તેટલી જ સુગમતાથી તે વૈજ્ઞાનિક શબ્દો પણ પચાવે છે. આધુનિક મૉન્ટેસોરી શાળાઓમાં—'બાલગૃહો'ના ધોરણે ત્રણથી પાંચ વર્ષનાં બાળકો માટે વ્યાકરણ એ રસનું મુખ્ય કેન્દ્ર થઈ પડે છે કારણ કે તેને ભાષાના સાહજિક વિકાસની સાથે સાંકળવામાં આવે છે. એવી જ રીતે અંકગણિત અને ભૂમિતિ પણ બાળકો રસપૂર્વક અપનાવી લે છે. અને એ મૂળભૂત સિદ્ધાન્તોની સ્પષ્ટ પકડ તેમનામાં સાહજિક રીતે આવી જાય છે. તેવી જ રીતે જીવવિજ્ઞાન અને ભૂગોળ તેમ જ સંસ્કારનાં બીજાં અંગોને ક્રિયાનાં પ્રેરક તત્ત્વો તરીકે દાખલ કરવામાં આવ્યાં છે. કારણ કે ગ્રાહક મન હમેશ સઘળું અપનાવવા માટે સહજ ઉત્સુક હોય છે અને તેમની તે વૃત્તિ માટેનું ક્ષેત્ર સમસ્ત જગત્ હોય છે.

તેથી જ સંસ્કારે વ્યાવહારિક રીતે રમતના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે, જે સામાન્ય રીતે દુષ્કર મનાતું આવ્યું છે. પણ આ પદ્ધતિ આટલેથી અટકતી નથી પરંતુ પછીનાં બધાં વર્ષોમાં શિક્ષણના સમગ્ર કલેવરનું રૂપાંતર જ કરી દે છે.

## અજ્ઞાત મનની શક્તિ

એ પરમ સંતોષની વાત છે કે શૈક્ષણિક મનોવિજ્ઞાનના કેટલાક પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રીઓને એક એવી આંતરપ્રેરણા થાય છે કે જો 'અજ્ઞાત મન'માં રહેલી જીવન શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે તો સાચેસાચ શિક્ષણને ઘણી જ મદદરૂપ નીવડે. દાખલા તરીકે ઈંગ્લાંડના મહાન શિક્ષણશાસ્ત્રી ( Sir Percy Nun ) સર પર્સી નન "સ્મરણ તત્ત્વ" અને "નિશ્ચય બળ"ની વાત કરે છે અને તેને 'જ્ઞાત મન'થી પર તત્ત્વ ગણે છે. તે 'સ્મૃતિ અવશેષ' ( Engrams )ની પણ વાત કહે છે કારણ કે 'ઉપમન'માં કામ કરતાં તે એકાએક એવી રીતે વ્યક્ત થાય છે કે જેમાં સામાન્ય બુદ્ધિ અને વિચારણા કાંઈ ભાગ ભજવતા હોતાં નથી. તેમનું એવું માનવું છે કે આવાં અદ્ભુત

પરિણામો ત્યારે જ આવે છે કે જ્યારે પહેલાં વસ્તુમાં ખૂબ જ રસ ઉત્પન્ન થયો હોય અને તેનું પરિશીલન કર્યું હોય. મૉન્ટેસોરી શાળાઓમાં ગણિત અને લેખનનો સ્વયંસ્ફુરિત બોધ પ્રગટે છે તેનું પણ તે એમ ધારતા હોય એમ લાગે છે કે બાળકે પહેલાં વાતાવરણમાંથી જ તેના અંતર્મનને રસયુક્ત બનાવ્યું હતું અને તેનું પરિશીલન કર્યું હતું.

### ડૉ. મૉન્ટેસોરીની વિશિષ્ટતા

આ સિદ્ધાન્તો શિક્ષણના ક્ષેત્રમાં ખાત્રીપૂર્વક રજૂ કરેલા હોય છે છતાં તે માત્ર સિદ્ધાન્તની ભૂમિકામાં જ પરિમિત થયેલા જણાય છે અને તેનો વ્યાવહારિક ઉપયોગ ભવિષ્યમાં સાંપડશે તેની આશા સેવતા હોય છે જ્યારે ડૉ. મૉન્ટેસોરીએ તો સિદ્ધાન્તો રજૂ કર્યા સિવાય વાસ્તવિક શૈક્ષણિક હકીકતો ઉપરથી જ પોતાનું શિક્ષણકાર્ય શરૂ કર્યું હતું અને આમાંથી જ અન્ય શિક્ષણરસિકોને નૂતન પ્રેરણા પ્રાપ્ત થઈ અને બાલરહસ્ય પામવા માટે નવા નવા અખતરા શરૂ થયા. પરિણામે ડૉ. મૉન્ટેસોરીએ શરૂ કરેલા બાલયુગને પ્રચંડ વેગ મળ્યો અને સમગ્ર શિક્ષણના કેન્દ્રમાં બાળકને સ્થાપિત કરવામાં આવ્યું. આજના યુગના નૂતન શિક્ષણના મૂલ્યમાં ડૉ. મૉન્ટેસોરીનો ફાળો અદ્વિતીય છે. તેમણે શિક્ષણનો નવો અર્થ ઘટાવ્યો છે તેથી જીવનની નવી જ દિશાઓ ઉદ્ભવી છે. તેમણે જે શિક્ષણ પદ્ધતિ રચી છે તે વ્યક્તિ અને સમાજને ઉપકારક એવા આધ્યાત્મિક જીવનનાં મૂળ તત્ત્વોને સમજવામાં મદદગાર થઈ પડે છે. તે જ તેમના શિક્ષણની વિશિષ્ટતા છે.

---

[ અનુસંધાન પૃ. ૨૭૩થી ]

'અરે, ભલા માણસ, તેં શા ઉપરથી માની લીધું કે અમે લોકોએ આ આગ શરૂ કરેલી? પેલા જંગલી સીઝરે જ આ આગ ચંપાવેલી અને તું એનો હાથો બની ગયો!' ડોસાએ ખેદપૂર્વક કહ્યું: 'તેં આ દુન્યવી શાસકને સહાય કરી છે, આ ચગદા પર જેનું ગુલામીખત કોતર્યું છે એને સહાય કરી છે, જેનું નામ છેકી નખાયું છે એ ઈશ્વરને નહિ.'

'કોણ છે એ? કોણ છે એ?' કેદીઓએ ડોસાને પ્રશ્નો પૂછવા માંડ્યા.

ડોસો જવાબ આપવા નહોતો માગતો, છતાં એને ફરજ પડી:

'એ બારાબાસ છે. આપણા ઈશ્વરની અવેજીમાં આને છોડી મૂકવામાં આવેલો.'

અંધારામાં પણ કેદીઓની આંખમાંથી અંગારા ઝરવા લાગ્યા. ડોસાએ સહુને શાંત પાડ્યા.

બારાબાસ એકલો પડ્યો.

સહુ કેદીઓને વધસ્તંભ પર લઈ જવા માટે બબ્બેને જોડીને સહિયારી બેડી નાખવામાં આવી. પણ કમનસીબે કેદીઓ એકી સંખ્યામાં હોવાને કારણે બારાબાસને કોઈ જોડીદાર ન જડ્યો. એ એકલો જ રહ્યો!

વધસ્તંભ પર પણ બીજા કેદીઓ એકબીજા સાથે વાતચીત કરતા હતા, આશ્વાસનની આપ-લે કરતા હતા, પોતાને મળનાર 'અનંત જીવન'ની પ્રતીક્ષા કરતા હતા. પણ બારાબાસ સાથે બોલનારું કે એને આશ્વાસન આપનારું કોઈ નહોતું.

સાંજ પડતાં તો સહુ કેદીઓએ પ્રાણત્યાગ કરી દીધો હતો. એકલો બારાબાસ, એકાકી ટીંગાતો, જીવતો હતો. રાત પડતાં એને પણ મોત નજીક આવતું લાગ્યું ત્યારે એણે અંધકારમાં જાણે કે કહ્યું: 'તને હું મારો આત્મા સમર્પું છું.'

અને એ મરી ગયો.

---

# બારાબાસ—છેલ્લું નોબેલ પ્રાઈઝ મેળવનાર કથા *

ચુનીલાલ મડિયા

[ ૧૯૫૧નું નોબેલ પારિતોષિક મેળવનાર પાર લેગરક્વિસ્ટ સ્વીડનના એક વયોવૃદ્ધ લેખક છે. એમણે કાવ્ય, નાટક, વાર્તા, નવલકથા, નિબંધ, ચિંતન, આત્મકથા–એમ અનેક સાહિત્યપ્રકારો ખેડયા છે. ૧૯૫૦માં લખાયેલી ૧૩૩ પાનાંની નવલકથા 'બારાબાસ'-થી દુનિયાભરમાં એ પ્રસિદ્ધ થયા.

સ્કેન્ડીનેવીઅન સાહિત્યમાં લેગરક્વિસ્ટ પ્રગતિશીલ વિચારસરણીના 'વૈતાલિક' ગણાય છે. રસશાસ્ત્રથી માંડીને નીતિશાસ્ત્ર સુધીની ભાગ્યે જ કોઈ એવી સમસ્યા હશે જેના ઉકેલમાં આ સાહિત્યકારે પોતાના ચિંતનનો ફાળો ન આપ્યો હોય. 'ધ મૅન હુ લિવ્ડ અગેઈન,' 'ધ ડ્વાર્ફ,' 'ધ મૅન વિધાઉટ એ સોલ.' 'ધ હૅંગમૅન,' 'વિક્ટરી ઇન ડાર્કનેસ,' 'ધ ફિલોસોફર્સ સ્ટોન,' વગેરે કૃતિઓ આ કથનની શાખ પૂરે એવી છે. અરધી સદી સુધી આવી સજગ સાહિત્યોપાસના કરનાર આ મેધાવી સર્જકનું બહુમાન 'સ્વિડિશ એકેડેમી 'એ તો છેક ૧૯૪૦માં એમને અઢાર 'અમર માનવી 'માં સ્થાન આપીને કરેલું.

'બારાબાસ 'નું કથા વસ્તુ તો જાણીતું છે-બલ્કે અતિપરિચિત છે. ઈસુની અવેજીમાં દેહાંતદંડમાંથી મુક્તિ મેળવી જનાર આ પાત્ર ઉપર આ અગાઉ ઘણી કલાકૃતિઓનાં મંડાણ થઈ ચૂક્યાં છે. આ જ વસ્તુ પર રચાયેલી મેરી કોરેલીની અને એમરી બોસીની નવલકથાઓનાં તો નામ પણ 'બારાબાસ' જ છે. લેગરક્વિસ્ટે આ કથામાં જે પાત્ર આલેખ્યું છે એ કોઈ બહારવટિયા કે ધાડપાડુ બારાબાસનું નથી માનવ બારાબાસનું છે. એનું ચરિત્રચિત્રણ ખૂનરેજી ચલાવનાર કોઈ નિર્દય ડાકુનું નથી, એક સીધાસાદા ભાવુક ઇન્સાન તરીકેનું છે. ]

જેરુસલેમ નગરની બહાર ગોલગોથાની એ ટેકરી પર પ્રેમ અને અનુકમ્પાની મૂર્તિ સમી એક સુકુમાર વ્યક્તિને વધસ્તંભ પર ચડાવી હતી. આસપાસ, રોમન સૈનિકો ઉપરાંત થોડાં નગરવાસીઓ અને વધસ્તંભ પર ચડનાર વ્યક્તિનાં થોડાં આપ્તજનો પણ એકઠાં થયાં હતાં. એમાં એની માતા મેરી હતી. ક્રોસ લઈ આવનાર સાઈમિન હતો, કફન ઓઢાડનાર એરિમેથીઆનો જોસેફ પણ હતો. ટેકરીના ઢોળાવ તરફ જરી બાજુ પર એક બીજો માણસ પણ ઊભો હતો. એની નજર વધસ્તંભ પરની વચલી વ્યક્તિ પર ચોંટી હતી. રતાશ પડતી દાઢી અને કાળા વાળ ધરાવનાર એ જુવાન માણસની આંખો જાણે કે ગોખલામાં ઊંડીઊંડી ઊતરી ગઈ હતી. એક આંખ તળે એક ઊંડો જખમ હતો, જે દાઢી તળે દબાઈ જતો હતો. આ માણસનું નામ હતું બારાબાસ.

રોમન હાકેમને બંગલેથી ટોળાની પાછળ પાછળ એ પણ અહીં આવ્યો હતો. દૂર ઊભોઊભો એ બધું અવલોકી રહ્યો હતો. વધસ્તંભ પર ટીંગાતી વચલી વ્યક્તિ પર નોંધાયેલી એની તીક્ષ્ણ નજર કેમે કરી પાછી ખેંચાતી નહોતી. એ વ્યક્તિ અત્યારે મૃત્યુની જે યાતના વેઠી રહી હતી એનું નિરીક્ષણ બારાબાસ કરી રહ્યો હતો: એણે અંત ઘડીએ પાણી માગ્યું અને સોગઠાં ખેલી રહેલ રોમન સૈનિકે કટાણું મોઢું કરીને પાણીનો કૂજો વાંસમાં ભરાવીને વધસ્તંભ પર ચડાવ્યો — જો કે, મરનાર માણસે એ પાણી ચાખ્યું નહિ — એ બધી ક્રિયાઓ બારાબાસ ટગરટગર જોયા કરતો હતો.

આખરે એ વ્યક્તિએ દેહત્યાગ કર્યો. એનાં આપ્તજનો રોતાંકકળતાં પાછાં ફરતાં હતાં ત્યારે એક સ્ત્રીએ બારાબાસ ભણી આંગળી ચીંધીને માતા મેરીનું ધ્યાન દોર્યું: ઈસુની અવેજીમાં જેને છોડી મૂકવામાં આવ્યો છે એ આ જ માણસ !......માતા ઘડીભર ઊભાં રહ્યાં અને બારાબાસ

* Par Lagerkvist કૃત Barabass નવલકથા સારરૂપે.

ભણી તાકી રહ્યાં. એ નિરાધાર નજરમાં જે ઠપકો ભર્યો હતો એ બારાબાસથી જીરવ્યો જાય એમ નહોતો — કદી ભુલાય એમ પણ નહોતો.

મૃતદેહને દફન કરવા ટોળું ટેકરી ઊતરીને આગળ વધ્યું. બારાબાસ પણ, કોઈની નજરે ન ચડી જવાય એની તકેદારી રાખતો પાછળ પાછળ ચાલ્યો. દફનવિધિ થઈ ગઈ. સહુએ કબર સન્મુખ ઊભીને પ્રાર્થના કરી અને પાછાં વળ્યાં... સહુની વિદાય પછી બારાબાસ હળવે પગલે કબર પાસે આવ્યો. એણે પ્રાર્થના તો ન કરી કેમ કે મૃતાત્માને એ ઓળખતો નહોતો. છતાં મૃતાત્માની અદબ જાળવીને એ ઘડીકવાર ઊભો રહ્યો અને પછી પોતે પણ જેરુસલેમને પંથે પડ્યો.

દરવાજામાં પેસતાં થોડે દૂર બારાબાસે સૂપડા જેવા લાંબા હોઠવાળી છોકરીને જોઈ. છોકરી પણ બારાબાસને હજી સુધી જીવતો જોઈને જાણે કે ડઘાઈ ગઈ. કેમ કે, એને તો ખાતરી જ હતી કે આ માણસ વધસ્તંભ પર ચડી જ ગયો હશે. બન્ને જણાં ઝાઝી વાતચીત કર્યા વિના મૂગાંમૂગાં આગળ વધ્યાં ત્યાં તો ભોંયરા જેવા એક અંધારિયા આવાસમાંથી બારાબાસના નામની બૂમ પડી. પહેલાં તો, પોતાની સાથે આ સુપડહોઠી છોકરી હોવાને કારણે બારાબાસ અંદર જતાં અચકાયો પણ પછી પેલી જાડી યજમાન બાઈના આગ્રહને વશ થઈને આવાસમાં દાખલ થયો. અંદર બે પુરુષો અને ત્રણ સ્ત્રીઓ વચ્ચે શરાબની પ્યાલીઓ ટકરાતી હતી. બારાબાસને જોઈને સહુ આનંદી ઊઠ્યાં. વધારે શરાબ રેડાયો. મૃત્યુના મુખમાંથી છૂટીને આવનાર માટે ખુશાલીઓ વ્યક્ત થવા લાગી. પણ આ આનંદોદ્‌ગારોનો બારાબાસે જરાય પડઘો ન પાડ્યો. એ તો શરાબ અને સુંદરીઓની આ મહેફિલમાં સાવ મૂઢ બનીને બેસી રહ્યો. સુંદરીઓએ આ નવા આગંતુકને બહેલાવવા બહુ બહુ કરી જોયું પણ બારાબાસની તો જાણે કે જીભ જ સીવાઈ ગઈ હતી. અરે, આને થયું છે શું! — સાથીઓ વિમાસણમાં પડ્યા. આખરે સમજુ સ્ત્રીઓએ ઘટાવ્યું કે એ તો આટલા દિવસથી બિચારો જીવ કારાગારની બેડીઓમાં જકડાઈને પડ્યો હતો, એટલે અધમૂવો થઈ ગયો છે; અને વળી, મોતની સજા થયેલી એટલે આ તો મૂવા કરતાંય બદતર થઈ જાય. છેલ્લી ઘડીએ ભલેને એને છોડી મૂકચો. બાકી આ તો પેલા અગાઉના બારાબાસનું પ્રેત જ સમજ્યું.

અને તુરત, આ બજારબેસુ સ્ત્રીઓ, બારાબાસને બદલે તે વધસ્તંભ પર ચડાવી દેવાયેલો એ માણસની વાતોએ ચગી ગઈ. કોઈએ એના શાસ્ત્રજ્ઞાનની વાત કરી, કોઈએ એણે કરી બતાવેલા ચમત્કારો વર્ણવ્યા. કોઈએ કહ્યું કે એ તો ગરીબનો બેલી હતો અને દીનદુખિયાં લોકો માટે 'ઈશ્વરનું શાસન' સ્થાપવાની વાતો કરતો હતો... પેલી સુપડહોઠી છોકરી જે આ બધી વાતો કાન દઈને સાંભળી રહી હતી તે સડાક કરતીકને ઊભી થઈ અને રોષભર્યે અવાજે જાણે ચીસ પાડી ઊઠી: 'બારાબાસ!' આ નાદાન છોકરીની આંખમાંથી વરસતી આગના અંગારા જીરવી ન શક્યો. બારાબાસ નીચું જોઈ ગયો — જાણે કે જમીન ખોતરતો હોય! પેલી જાડી બાઈને થયું કે બારાબાસ ભૂખ્યો હશે. અહીં આવ્યો હશે — બંદીખાનાના દરોગાએ ભલે ખાવાનું નહિ આપ્યું હોય — તેથી એ ઊભી થઈ ને થોડું ભોજન લઈ આવી. બારાબાસે એમાંથી ખાધું ન ખાધું ને બાકીનું બધું પેલી છોકરી તરફ ધકેલી દીધું. ભૂખી છોકરી તો ભક્ષ્ય પર ગીધડાં તૂટી પડે એમ આ ભોજન પર તૂટી પડી અને તુરત આ આવાસમાંથી ચાલી ગઈ — જાણે અલોપ થઈ ગઈ!

'કોણ હતી એ છોકરી, બારાબાસ?' સહુએ કુતૂહલ ભરી પૂછગાછ માંડી. પણ પોતાનાં જીવનરહસ્યો ખુલ્લાં કરવાનું બારાબાસના સ્વભાવમાં જ નહોતું. એણે તો સામો પ્રશ્ન પૂછ્યો કે પેલો દેહાંતદંડ પામેલ માણસ કોણ હતો! એણે શા શા ચમત્કાર કરેલા? શો ઉપદેશ આપેલો!... મરનાર માણસે સાધેલી સિદ્ધિઓનાં વર્ણનો ચાલ્યાં. એમાં કોઈએ વાતવાતમાં કહ્યું કે એ ઉપદેશક તો મેસીઆ (તારણ-ઉદ્ધારક) હતો ત્યારે બારાબાસ બબડ્યો કે હોય નહિ. એ માણસ સાચે જ મેસીઆ હોય તો તો હાથે કરીને વધસ્તંભ પર ચડીને પોતાની હત્યા શા માટે વહોરી લે? એ તો નીચે ઊતરીને સહુની કતલ ન કરી નાખે? ના, ના, હસતે મોઢે પોતાનો વધ થવા દે એ મેસીઆ ન હોય, ન જ હોય.

બારાબાસ માટે ફરી શરાબ રેડાયો. આ વખતે એણે પીધો પણ ખરો. સાથીઓ ખુશ થયા. એ ડાકુઓને અંધારાનો લાભ લઈને ઝટઝટ જંગલમાં પહોંચી જવાની ઉતાવળ હતી તેથી બારાબાસને બહેલાવવા લાગ્યા: હવે ક

કર, દોસ્ત, પેલો વધેરાઈ ગયો અને તું બચી ગયો !... મંડળી આડીતેડી વાતોએ ચડી ગઈ...બારાબાસ કાંઈક મિજાજમાં આવતો લાગ્યો પણ ત્યાં તો ફરી એણે વિચિત્ર પૃચ્છા કરી: ભલા, આજે ઘડીકવાર અંધારુંઘોર થઈ ગયેલું એનું કારણ શું ?...સાથીઓ તો આ સાંભળીને અવાક્ થઈ ગયા. શી વાત ! અમે તો કોઈએ ક્યાંય અંધારું થયું જોયું નથી. ધોળે દિવસે તે ક્યાંય અંધારાં ઊતરતાં હશે ? બારાબાસે ઘણુંઘણું સમજાવ્યું કે છઠ્ઠી ઘડીએ જરા વાર અંધારું થઈ ગયું હતું, પણ કોઈ માને ત્યારે ને ! પેલી જાડી બાઈએ તો વળી એમ પણ ઘટાવ્યું કે કારાગારની અંધારી કોટડીમાં પડ્યા રહેવાથી બારાબાસની આંખો બગડી ગઈ છે તેથી જ એ અજવાળામાં અંજાઈ જતી હશે અને આંખે અંધારાં ઊતરતાં હશે. પેલી વ્યક્તિએ પ્રાણત્યાગ કર્યો ત્યારે ઘડીક વાર અંધકાર ફેલાઈ ગયો હોવા અંગે સહુએ જ્યારે સોઈઝાટકીને નન્નો ભણી દીધો ત્યારે જ બારાબાસના શંકિત હૃદયે જરાતરા શાતા અનુભવી અને શરાબની પ્યાલી ભણી એણે હાથ લંબાવ્યો. જ્યાફતો ઊડી. મહેફિલનો રંગ જામ્યો. પણ કોણ જાણે કેમ, બારાબાસ આજે ખરા રંગમાં નહોતો. સાગરીત ડાકુઓ જંગલને મારગે જવા નીકળ્યા અને બારાબાસ જેરુસલેમમાં રોકાયો. એ તો તેજ અને તિમિરની ભૂલભુલામણીમાં ભૂલો પડ્યો હતો ને !

બીજે દિવસે બારાબાસ જેરુસલેમમાં ફરવા નીકળ્યો. શેરીએ ને ગલીએ, ખૂણે ને ખાંચરે એક જ વાત ચાલતી હતી: ગઈ કાલે જેને વધસ્તંભ પર ચડાવ્યો એ માણસની. એક ઠેકાણે ચાર માણસ ઘૂમલો વળીને છાનીછાની ગુફતગો કરતા હતા. પણ બારાબાસને જોતાં જ એ લોકોની આંખો ફફડાવા લાગી ને વાતચીત બંધ થઈ ગઈ. ત્રણ માણસ તો રસ્તે પડી ગયા. એક ડોસો બાકી રહ્યો એની સાથે બારાબાસ વાતે વળગ્યો. ડોસા પાસેથી જાણવા મળ્યું કે કાલે જેનો વધ થયો એ તો મહાન આત્મા હતો. 'પણ મહાન આત્મા હોઈને પોતાનો વધ શા માટે થવા દે ?' બારાબાસના માનસમાં ફરી એ જ સવાલ સળવળ્યો. ડોસાએ ઘણીઘણી સ્પષ્ટતા કરી: એ તો નિયતિ હતી. ધર્મશાસ્ત્રોમાં લખ્યું હતું. મિથ્યા કેમ થાય ? પણ એનું મૃત્યુ નથી થયું. એ તો ફરી અવતરશે અને નૂતન યુગ પ્રવર્તાવશે. આ સૃષ્ટિ પર એ 'માનવપુત્ર'નું શાસન સ્થપાશે...આટલું કહીને ડોસાએ ઉમેર્યું કે કેટલાક તો એમ પણ માને છે કે એ માનવપુત્ર નહિ, દેવપુત્ર હતો... [illegible] બારાબાસ ઉશ્કેરાઈ ગયા—એની આંખ તળેનો જખમ લાલચોળ થઈ ગયો : 'દેવપુત્રનો વધ શી રીતે થઈ શકે ?...એ દેવપુત્ર હોય એ વાતમાં માલ નથી.' પણ ડોસાએ ખાતરી આપી કે હું તો જિંદગીભર એ 'માલિક'ની સાથે જ હતો એટલે એની ચમત્કારિક શક્તિ જાણું છું. એના દેહત્યાગ વેળા અંધારું થઈ ગયું હતું, ધરતી ધણેણી ઊઠી હતી, અરે, ગોલગોથાની ટેકરી સુધ્ધાં હલમલી ઊઠી હતી. પણ જિજ્ઞાસુ બારાબાસે પૂછ્યું કે આ બધું તમે નજરે જોયેલું ખરું ? ડોસાએ કહ્યું કે નજરે જોવાની તક મને નથી મળી. ક્રુસારોહણ વેળા હું તો મૂઠીઓ વાળીને નાસી છૂટેલો. છેલ્લે છેલ્લે મેં મારા માલિકને છેહ દીધેલો. એ વાતનો ડંખ મારા હૃદયને હવે કોરી ખાય છે. એ પાછા આ ધરતી પર અવતરશે અને મારી પાસે આનો જવાબ માગશે ત્યારે હું શું મોં બતાવીશ ?

*

લૂલાંલંગડાં, માંદલાં અને રગતપીતિયાં માણસોની અલગ વસાહત વચ્ચે પેલી લાંબા હોઠવાળી છોકરી પડી હતી. મધરાત થઈ ગઈ હતી પણ એની આંખમાં નિંદ નહોતી. એ તો નૂતન પ્રભાતની પ્રતીક્ષા કરતી હતી : ક્યારે સવાર પડે ને આ દુનિયાના દીદાર બદલાઈ જાય ! નરકાગાર સમી આ ખીણમાં માથું ફેરવી નાખે એવી બદબો આવ્યા કરતી હતી પણ છોકરીને તો આ વાતાવરણ કોઠે પડી ગયું હતું. હવે તો આવતી કાલ સવારથી જે પરિવર્તન થવાનું છે એની બાતમી એને અગાઉથી મળી ગઈ હોવાને પરિણામે એનું હૃદય થનગની રહ્યું હતું. સવારના પહોરમાં સ્વર્ગના દરવાજા ખૂલશે અને એમાંથી ફિરસ્તાઓ ઊતરશે; ભૂખ્યાંને ભોજન આપશે, નવસ્ત્રાંને વસ્ત્ર આપશે, માંદાને સાજાં કરી દેશે... આસપાસ સૂતેલાં આજાર માણસો કણસતાં હતાં. દૂરથી રગતપીતિયાની કમરે બાંધેલી ટોકરી રણકતી હતી. એ રણકાર નજીક ને નજીક આવતો જતો હતો એ ઉપરથી છોકરીને સમજાયું કે એ રગતપીતિયો ચોરીછૂપીથી મારી પાસે આવી રહ્યો છે... પણ અત્યારે તો આ બેડોળ છોકરીની નજર સામે એક જ વ્યક્તિ હતી. જેને વધસ્તંભ પર ચડાવ્યા એ દેવપુત્ર આ નરકાગાર પાસેથી નીકળ્યા અને હું એમના પગમાં પડી ત્યારે એમણે મને કેવું મજાનું વહાલ કર્યું હતું ! મારા ગાલ પંપાળીને એમણે કહ્યું હતું, 'તું મારી સાહેદ બનશે !'... હું સાહેદ બનીશ એમ વિચારતી વિચારતી એ ખુલ્લા

આકાશના તારા સામે તાકી રહી. આ અગણિત તારાઓ—સહુ મૃત માનવીઓ—આવતી કાલે સજીવન થશે? મૃત બાળકો પણ જીવતાં થશે? બાળક મૃતાત્મા ગણાય? જે બાળક માતાના પેટમાંથી જ મરેલું અવતર્યું હોય એને પણ મૃતાત્મા ગણાય?...પ્હો ફાટવાની તૈયારી થતાં જ છોકરી ચોંપભેર દોડીને અંધારામાં ઓગળી ગઈ.

એ બેડોળ છોકરી જ્યારે આ નૂતન પ્રભાતની પ્રતીક્ષા કરતી હતી ત્યારે બારાબાસ પેલી ગુફા પાસે ઝાડ આડે લપાઈને બેઠો હતો. પેલી કબરમાંથી એ માણસનો મૃતદેહ કેવી રીતે ઊભો થાય છે એ એને નજરે જોવું હતું. એને તો એવો ખ્યાલ હતો કે આ ચમત્કાર જોવા મોટો મનખો ભેળો થશે પણ ત્યાં તો કોઈ કરતાં કોઈ નહોતું. હા, ઝાડની આડશમાંથી એણે ઘૂંટણિયે પડીને પ્રાર્થના કરતી એક માનવ-આકૃતિ જોઈ ખરી, પણ એનું મોઢું દેખાતું નહોતું તેથી એ વ્યક્તિને એ ઓળખી શક્યો નહિ. સવાર પડ્યું અને જોયું તો ગુફાના મોઢા પરનું પથ્થરનું ઢાંકણ ખસી ગયેલું હતું અને અંદર બધું ખાલીખમ હતું. અરે! આમ કેમ થયું? બારાબાસ વિચારી રહ્યો. પેલા માણસનું શબ આ ગુફામાં મુકાતું મેં મારી સગી આંખે જોયું હતું અને હવે એ ક્યાં ગયું? સમજાયું, સમજાયું. ગુફાનું ઢાંકણ તો હું અહીં આવ્યો એ પહેલાંનું જ ખસેડાઈ ગયું હતું. ગુફા પણ ખાલી જ હતી. અંધારામાં હું એ જોઈ શકેલો નહિ. પેલાના શિષ્યો અને અનુયાયીઓ જ આવીને ક્યારના એ મૃતદેહને ઉઠાવી ગયેલા. આમ વિચારતો બારાબાસ નજદીક ગયો તો પેલી ઘૂંટણિયે પડીને પ્રાર્થના કરતી વ્યક્તિનું મોઢું ઓળખી શક્યો. અરે, આ તો સુપડકોઢી છોકરી જ છે! બારાબાસ મૂંગો મૂંગો એની સામે જોઈ રહ્યો. છોકરીના મોં ઉપર શરમના એવા તો શેરડા પડ્યા કે બારાબાસને છોકરીના ભૂતકાળનો એક નાજુક પ્રસંગ યાદ આવી ગયો, જ્યારે એ ગભરુ બાળાએ આવી જ કરુણ શરમ અનુભવેલી...બારાબાસે પૂછ્યું કે આ મૃત માણસ કબરમાંથી શી રીતે ઊભો થયો? છોકરીએ અસીમ આનંદથી, બનેલા બનાવની વિગતો વર્ણવી. આકાશમાંથી દિવ્ય જ્યોતિરૂપે એક ફિરસ્તો આવ્યો અને એણે ગુફા પરનું ઢાંકણ ઉપાડી નાખ્યું...બારાબાસે કહ્યું કે મેં તો આવું કાંઈ જોયું નહિ. અને મનમાં એણે આવો કશો ચમત્કાર ન જોવા બદલ ઊંડો સંતોષ પણ અનુભવ્યો કે હવે મારી આંખ બરોબર કામ કરે છે — મને છેતરતી નથી!

બન્ને જણાં મૂંગાંમૂંગાં ચાલતાં થયાં ત્યારે બારાબાસે એટલું જ પૂછ્યું: 'આ માણસ શાનો ઉપદેશ આપતો હતો?' છોકરીએ શરમાતાં શરમાતાં એટલું જ કહ્યું: 'એકબીજાને ચાહતાં શીખો!'

જેરુસલેમની ભદ્રવર્ગી વસાહતોમાંથી તો બારાબાસ હડધૂત થવા લાગ્યો હતો. સહુ શ્રદ્ધાળુ લોકોમાં આ માણસ આંગળીચીંધામણ બની ચૂક્યો હતો. 'આ એ જ માણસ જેને આપણા માલિકની અવેજીમાં મુક્તિ મળી ગઈ છે!' આમ કહીને લોકો એને ધુત્કારી કાઢતા. ભાગ અહીંથી પાપી! ભાગ અહીંથી, નુઘરા!...આમ ઠેરઠેરથી જાકારો સાંભળીને બારાબાસ શ્રમજીવીઓની વસાહતોમાં ફરવા લાગ્યો. કુંભારવાડે ગયો તો ત્યાં પેલા દેવપુત્રની વાત થતી સાંભળી. અધમોદ્ધારકે મરેલાંઓને સજીવન કર્યાં હોવાના ચમત્કારો સાંભળ્યા. પણ બારાબાસને ગળે આવી વાત શાની ઊતરે! આખરે એક કુંભારે એને વચન આપ્યું કે કબરમાંથી ઊભો થયેલો માણસ તને હાજરાહજૂર બતાવું! બારાબાસ શંકિત હૃદયે એની સાથેસાથે એક ટેકરી પરના એકાંત આવાસમાં ગયો. કબરમાંથી ઊભા થયેલા માણસને નજરોનજર જોયો પણ ખરો. એની સાથે વાતચીત કરી...વળતે દિવસે કુંભારવાડામાંથી એક માણસે બારાબાસને પૂછ્યું કે દેવપુત્રના ચમત્કારની હવે તો ખાતરી થઈ કે નહિ? બારાબાસે વાત કબૂલ કરી, પણ ઉમેર્યું કે એ માણસને કબરમાંથી સજીવન કરવાનો તમારા માલિકને કોઈ અધિકાર નહોતો. કુંભાર તો આ સાંભળીને ડઘાઈ જ ગયો. ઈશ્વરનું આમ અપમાન કરવાની બારાબાસમાં આટલી હેસિયત છે!... આખા કુંભારવાડામાં વાત ફેલાઈ ગઈ: પેલો બારાબાસ આપણા પ્રભુની હાંસી કરે છે! કુંભારવાડેથી ચમારવાડે ને ચમારવાડેથી વણકરવાડે વાત પહોંચી. સહુની આંખો બારાબાસ સામે કતરાવા લાગી. લોકો અનેક પ્રકારની શંકાઓ પણ સેવવા લાગ્યા. આ માણસ વડા ધર્મગુરુઓ વતી આપણા પર જાસૂસી કરે છે?...સરકારનો મળતિયો છે?...અરે આ તો પોતે છૂટી જઈને આપણા માલિકને વધસ્તંભ પર ચડાવી દેનારો હત્યારો છે!

ચારે કોરથી હડધૂત થતો બારાબાસ મનશું વિચારી રહ્યો હતો: પેલા માણસને બદલે મને મુક્તિ મળી એમાં મારો શો વાંક?...આવી ગૂમશૂમ દશામાં એ થોડા દિવસ તો બહાર ન નીકળી શક્યો. અને એક વાર બહાર નીકળ્યો ત્યારે

શહેરથી દૂર એક અંધારિયા ભોંયરામાં છૂપી રીતે જઈ ચડ્યો. અંધારામાં એકસામટી પ્રાર્થનાઓના અવાજ આવતા હતા. વચ્ચેવચ્ચે કોઈ ભકતજન મૃતાત્મા માટે સાહેદી પુરાવતા હતા. વધસ્તંભ પર ચડેલા 'દેવપુત્ર'ના અનુયાયીઓ અહીં ચોરીછૂપીથી પ્રાર્થના કરવા એકઠા થયા હતા. આછેરા ઉજાશમાં બારાબાસ જોઈ શક્યો કે પેલી સુપડહોઠ્ઠી છોકરી પણ આ પ્રાર્થનામાં શામિલ હતી. એ છોકરીએ પણ કઢંગે અવાજે અને કાલીઘેલી ભાષામાં પોતાની 'સાહેદી' આપી. આ અણઘડ છોકરીનું આવું વર્તન જોઈને સહુ ભકતજનો હસી પડ્યા. બારાબાસ હજી વધારે અવલોકન કરે એ પહેલાં તો એ ભકતજનો આ પાપાત્માને ઘેરી વળ્યા હતાઃ 'ભાગ અહીંથી, નુધરા!'... બારાબાસ જીવ લઈને નાઠો.

પેલી સુપડહોઠ્ઠી છોકરીએ દેવપુત્રની સાહેદી આપી છે એની ચાડીચૂગલી સત્તાવાળાઓના કાન સુધી પહોંચી. પેલા અપંગ-આંધળાં ને રગતપીતિયાંઓના ભોંયરામાં વસતા આંધળાએ જ આ ફરિયાદ પહોંચાડી હતી. એની નશિયત પણ નક્કી થઈ ગઈ. છોકરી પર 'ઇંટાળી' કરીને એને મારી નાખવાનું નક્કી થયું. નિયત સમયે, ઇંટાળી માટેના ખાડા આસપાસ નગરજનોનું ટોળું જમા થયું પેલા લૂલાંલંગડાં ને રગતપીતિયાંના આવાસમાં આ છોકરી નવી દુનિયા અને અધમોદ્ધારકની વાતો કરીકરીને ચાલુ ધર્મમંદિરનો દ્રોહ કરી રહી છે એ જાણીને સહુ નગરવાસીઓ ઉશ્કેરાઈ ગયાં હતાં. નિયમ મુજબ, ગુનેગારના ગુનાની પહેલવહેલી જાણ કરનારે—આ કિસ્સામાં પેલા આંધળાએ—અપરાધી પર પહેલવહેલો પથ્થર મારવો જોઈએ. પણ એ આંધળો માણસ ધ્યેય કરીને છોકરીનું નિશાન નોંધી શકતો નહોતો. એના ત્રણચાર ઘા ખાલી જતાં કોઈક એની કુમકે આવ્યું અને નિશાન નોંધવામાં મદદ કરી. પથ્થર ફેંકાયો. એ સાથે જ એની છાતીમાં તીક્ષ્ણ છરી પણ ભોંકાઈ ચૂકી. એ છરી બારાબાસે ભોંકી હતી; પણ અત્યારે તો, 'ઇંટાળી'નું ઉદ્ઘાટન થતાં સહુ નગરજનો અપરાધી પર પથરાબાજી કરવામાં એટલાં તો મશગૂલ હતાં કે એક માણસની લોથ ઢળી પડી એ તરફ ભાગ્યે જ એમનું ધ્યાન ગયું. લાગ જોઈને બારાબાસ છટકી ગયો...અને અંધારું થતાં જ્યારે અહીં કોઈ નહોતું અને ખાડામાં છોકરીનો લોહીલોહાણ મૃતદેહ પડ્યો હતો ત્યારે બારાબાસ બિલ્લીપગલે પાછો આવી પહોંચ્યો અને પોતાની એક વેળાની પ્રિયતમાનું શબ ઉઠાવીને અંધકારમાં ઓગળી ગયો.

મૃત બાળાનું શબ લઈને બારાબાસ જડાહના રણને કાંઠે આવી ઊભો. કરમાયેલા ગુલાબ સમા એ નિશ્ચેષ્ટ ચહેરાને એણે ટીકીટીકીને અવલોકી જોયો...એકબીજાને ચાહતાં શીખો!...સઘળું જેમ એકઠું કરીને બારાબાસે રણપ્રદેશ વીંધવા માંડ્યો. લાંબી દડમજલની આખરે એ એક ઘોર જંગલમાં આવી પહોંચ્યો. જંગલમાં શોધખોળ કરીને એક કબર ગોતી કાઢી. ઢાંકણ ખેસવ્યું તો એમાં એક બાળકનું ચીમળાયેલું શબ સૂતું હતું. એ બાળકની બાજુમાં આ નવું શબ પણ સુવડાવી દીધું. મૃત માતાએ મૃત બાળકને જાણે કે ગોદમાં લીધું. બાળકને પણ બારાબાસે પોતાને હાથે જ દફન કરેલું ને? મા-દીકરાનો આ રીતે ભેટો કરાવીને બારાબાસ ઘડીભર વિચારી રહ્યોઃ પેલા 'દેવપુત્ર'ને ખાતર આ છોકરીએ પોતાનો જાન આપ્યો! એ માણસ સાચો હતો? એ અધમોદ્ધારક હતો? જો હોય તો, પણ ખાડમાં જ્યારે આના પર ઇંટાળી થઈ ત્યારે એ આડા હાથ દેવા કેમ ન આવ્યો? અને આ છોકરીએ પણ એ ઉદ્ધારકને નામે પોતા પર પથરા શા માટે વરસવા દીધા? એ જો માનવજાતનો રક્ષક હતો તો આ અનાથ છોકરીની રક્ષા એણે કાં ન કરી? માનવજાતના એ રક્ષકે ધાર્યું હોત તો આ છોકરીની રક્ષા અવશ્ય કરી હોત. પણ એને તો યાતનાઓ — પોતાની તેમ જ બીજાઓની યાતનાઓ — જ ગમે છે. એણે જ આ અબુધ છોકરીને મારી નાખી છે. એ પોતે ઇંટાળી વખતે ત્યાં હાજર હતો — કેમ કે, છોકરીએ એને જોઈને મદદ માટે હાથ લંબાવેલા — અને છતાં એણે આ અત્યાચાર અટકાવવા આંગળી સુધ્ધાં ઊંચી નહોતી કરી!...અને છતાં એને દેવપુત્ર ગણવામાં આવે છે! સહુના ઉદ્ધારક તરીકે નવા જગતમાં આવે છે! આના કરતાં તો હું એટલો ભલો નહિ કે પહેલવહેલો પથરો ફેંકનારના કલેજામાં છરી પહેરાવી દીધી! ભલે એનું કશું પરિણામ ન આવ્યું— પથરા તો વરસતા જ રહ્યા — છતાં મેં છરી તો ભોંકી ખરીને!...કબર પર ફરી ઢાંકણ ઢાંકીને બારાબાસ તિરસ્કારભર્યું હસી રહ્યોઃ

'એકબીજાને ચાહતાં શીખો!'

*

જેરુસલેમ છોડીને બારાબાસ જંગલમાં પોતાના સાથીઓના અડ્ડા પર આવી વસ્યો, પણ સાથીઓને લાગ્યું કે અમારા સરદાર સાવ બદલાઈ ગયા છે ! — ધાડ, લૂંટ અને ખૂનખરાબીમાં હવે એમને પહેલાંના જેટલો ઉત્સાહ રહ્યો નથી. બારાબાસ આખો દિવસ ગૂમશૂમ બેઠો રહેતો તેથી સાથીઓ પણ અકળાવા લાગ્યા. જોર્ડન ખીણના કાફલાઓના મારગ આંતરીને થોડી લૂંટફાટમાં એણે ભાગ લીધો પણ સાવ ઉત્સાહ વિના. ફક્ત એક જ પ્રસંગે એણે અસાધારણ ઉત્સાહ બતાવ્યો: જેરિકો પ્રદેશમાંથી વડા પાદરી માટે ઉઘરાવાયેલ ખંડણી લઈને જતા કાફલાને લૂંટવામાં. પણ આ પ્રસંગે એણે ઉત્સાહનો અતિરેક બતાવેલો. કાફલાના બે વોળાવિયા તાબે થઈ ગયા છતાં બારાબાસે એમને અકારણ રહેંસી નાખ્યા. બસ, એટલો જ ઉત્સાહ. એ બનાવ પછી ફરી બારાબાસ નિરુત્સાહી બની ગયો. સરદારના આ નિરુત્સાહી સ્વભાવથી સાથીઓ પણ કંટાળી ગયા અને ધીમે ધીમે એને ધિક્કારવા પણ લાગ્યા. સરદારના પૂર્વજીવનની વાતો — જે ખુદ બારાબાસ પણ માંડ અરધીપરધી જાણતો હતો — થવા લાગી...બારાબાસે જે ડાકુનું ખૂન કરીને આ ટોળકીની સરદારી અને આંખ તળેનો જખમ પણ મેળવેલા એ સદ્‌ગત સરદાર એલીઆહુ બારાબાસનો બાપ હતો એવાં કાનસૂરિયાં ચાલવા લાગ્યાં. બારાબાસની મા મોબ પ્રદેશમાં જન્મેલી એ આ ડાકુઓની ટોળકીને હાથે કેદી તરીકે પકડાયેલી. પછી સરદારે એને જેરુસલેમના એક વેશ્યાગૃહમાં વેચી મારેલી. પણ વેશ્યાગૃહની માલેકણ બાઈને જાણ થઈ કે આ સ્ત્રી તો સગર્ભા છે ત્યારે એને હાંકી કાઢેલી. ઊભી વાટે એણે એક બાળકને જન્મ આપેલો અને પછી તુરત મરી ગયેલી. સગર્ભા હતી એ દરમિયાન એણે ધરતી અને આભ તેમ જ એ બન્નેના **સર્જક** પ્રત્યે દારુણ ઘૃણા સેવેલી અને એ ઘૃણા સાથે જ આ બાળકને જન્મ આપેલો.

સાથીઓ જ્યારે બારાબાસની માતાની કૂથલી કરી રહ્યા હતા ત્યારે બારાબાસ-ગુફાના પ્રવેશદ્વારમાં મૂઢની જેમ બેઠો-બેઠો સામેના મૃતસમુદ્ર ભણી તાકી રહેલો બારાબાસ—પેલા વધસ્તંભ પાસે ઊભેલી નિરાધાર માતાને યાદ કરી રહ્યો હતો. એ આંસુલૂખી આંખ મારા તરફ કેવી ઠપકાભરી નજર નોંધી રહી હતી !...મેં એનું શું બગાડ્યું હતું ?...

આવી સંતપ્ત મનઃસ્થિતિમાં એક વહેલી સવારે બારાબાસ પોતાના સાથીઓને છોડીને ગાયબ થઈ ગયો !—અને જીવન નાટકના એક અંક પર પરદો પડી ગયો.

એ નાટકનો બીજો અંક સાઈપ્રીઆ ખાતેની તાંબાની ખાણમાં ભજવાવાનો હતો. વચ્ચે દોઢએ દાયકા જેટલો [illegible] ક્ષેપ હતો. ગુલામ તરીકે પકડાયેલો બારાબાસ અહીં વેઠિયા મજૂર તરીકે કામ કરતો હતો. ધોળાં પળિયાં આવી ગયાં હતાં. શૂન્ય આંખોના ગોખલા વધારે ઊંડા ઊતર્યા હતા છતાં, માતાના ગર્ભમાંથી જ એ જેનો વારસો લઈને અવતરેલો એ ઘૃણા—સમસ્ત સૃષ્ટિ પ્રત્યેની ભયંકર ઘૃણા—જ્યારે એના હૃદયને ઘેરી વળતી ત્યારે એ શૂન્ય આંખો [illegible] અજબ રીતે ચમકી ઊઠતી. આંખ તળેનો જખમ જે રુઝાઈ ઝાંખો પડી ગયો હતો એ પણ આવે પ્રસંગે જાણે કે [illegible] વહેવા લાગતો. એના હૃદયની જેમ આ ખાણમાં પણ નિ[illegible] અંધકાર છવાયો હતો. અહીં ભૂગર્ભમાં સૂર્યનું કિરણ [illegible] શું, આછોપાતળો ઉજાશ પણ આવી શકતો નહોતો. [illegible] ગુલામોને સહિયારી બેડીએ જોડી રાખવાના રિવાજ મુજબ બારાબાસને એક પડછંદ આર્મીનીઅન ગુલામ [illegible] સાંકળવામાં આવ્યો હતો. એનું નામ સાહાક. આ [illegible] સાથીઓ અંધારી ખાણમાં કાળી મજૂરી કરતા. કા[illegible] સહેજ ઢીલાશ આવે કે તરત મુકાદમનો લોઢાના ખીલા જડેલ ચાબુક ગુલામોની ખુલ્લી પીઠ પર સબોળાતો અને લીલી[illegible] ભરોડ ઉપસાવી જતો. સાહાક બિચારો બહુ ભાવુક [illegible] પણ ઓછાબોલો અને અંતર્મુખ બારાબાસ એની [illegible] ભાગ્યે જ કાંઈ વાતચીત કરતો. એવામાં લાંબે ગાળે સા[illegible] એટલું જાણી ગયો કે મને જેની સાથે જોડવામાં આવ્યો [illegible] એ મારો સાથી જેરુસલેમ નામના કોઈ શહેરમાંથી આવ્યો છે અને હિબ્રૂ બોલી જાણે છે ! સાહાક તો આનંદી ઊઠ્યો [illegible] એણે તો માંડી પૃચ્છા કરવા : ભાઈ, તેં કોઈ એક [illegible] વાત સાંભળી છે ? જેરુસલેમમાં કોઈ પયગમ્બર થઈ [illegible] એમ કહેવાય છે એ સાચું ? બારાબાસે તો 'હા, [illegible] કાંઈક સાંભળ્યું છે ખરું ' એમ કહીને વાત ટાળવા કરી [illegible] પણ તેથી તો પેલાનું કુતૂહલ બમણું ઉશ્કેરાયું. 'ભલા, [illegible] એ પયગમ્બરને જોયેલા ખરા કે ?' સાહાકે પૂછ્યું. બારા[illegible] તો તદ્દન લાપરવાઈથી હકારમાં ઉત્તર આપી દીધો [illegible] સાહાકભાઈ તો એ સાંભળીને નાચી ઊઠ્યા. એણે [illegible] ખાતરી કરી જોવા ફરી એ જ પ્રશ્ન પૂછી જોયો અને [illegible] બારાબાસે ફરી હા ભણી ત્યારે તો સાહાકના આનંદા[illegible]

પૂછવું જ શું! સાહાકની તો જાણે દુનિયા બદલી ગઈ. એ ભલો જીવ અજબ ધન્યતા અનુભવી રહ્યો. 'જે માણસે ઈશ્વરને નજરોનજર જોયેલા એની સાથે મને બાંધવામાં આવ્યો છે!' ધન્ય ઘડી ને ધન્ય ભાગ્ય, એમ વિચારતો સાહાક ઊભો હતો ત્યાં જ બાજુમાંથી પસાર થતા મુકાદમનો ચાબુક એની પીઠ પર સબોળાયો. મુકાદમ તો પોતાની ફરજ બજાવીને ચાલતો થયો પણ સાહાકની લોહીલોહાણ થઈને ચમચમતી પીઠને કળ વળતાં વાર લાગી...પછી તો આ બે ગુલામોની ગોષ્ઠી ધીમેધીમે આગળ વધી. 'ભલા, તેં એ પયગમ્બરને કયે સ્થળે જોયેલા?' બારાબાસે કહ્યું કે ગોલગોથાની ટેકરી ઉપર—જ્યાં એના પર ખીલા ઠોકી બેસાડવામાં આવેલા. 'એ પહેલાં બીજે ક્યાંય દર્શન થયેલાં કે નહિ?' હા. અદાલતને આંગણે જ્યારે એને નશિયત ફરમાવવામાં આવેલી ત્યારે એના મોં આસપાસ એક આભા-વર્તુળ જોયેલું... સાંભળીને સાહાકને જે અસીમ આનંદ થયો એનો થોડો અનુભવ સાંકળ વડે એની સાથે જોડાયેલા બારાબાસને પણ જાણે કે થયો.

અને થોડા દિવસ પછી તો બારાબાસે પોતાના સાથીને બીજું પણ એક રહસ્ય કહ્યું. પયગમ્બરના પુનર્જન્મની વાત કહી. આકાશમાંથી ફિરસ્તાએ ઊતરીને કબરનું ઢાંકણ ખેસવી નાખ્યું અને કબર ખાલીખમ થઈ ગઈ એ બધું વર્ણવ્યું. બારાબાસે કરેલા આ રહસ્યસ્ફોટના સાટામાં સાહાકે પોતા તરફથી પણ એક રહસ્ય ખુલ્લું કર્યું. આસપાસમાં કોઈ ઊભું તો નથીને એની ખાતરી કરી લીધા પછી એ બારાબાસને ખડકમાં ખોસેલા તેલના દીવા નજદીક લઈ ગયો અને પોતાની ડોકમાં પહેરેલું ધાતુનું ચગદું બતાવ્યું. આવું ચગદું તો બારાબાસે—અને સહુ ગુલામોએ—પહેરવું પડતું. એ ચગદા પર આ ગુલામોના માલિક—રોમન શહેનશાહ સીઝર—નો સિક્કો હતો. પણ સાહાકે પોતાનું ચગદું અવળું કરીને પછવાડે કોતરેલા કોઈક અક્ષરો બતાવ્યા. 'આ આપણા પયગમ્બરનું નામ છે.' સાહાકે કહ્યું: 'એ જ મારો સાચો માલિક છે અને હું **એનો** જ સાચો ગુલામ છું.' ધાતુ ઓગાળવાની ભઠ્ઠીમાં કામ કરનાર એક ગ્રીક ગુલામે સાહાકને આ પયગમ્બર વિશે વાતો કરેલી. એ ખ્રિસ્તી ગુલામે જ આ અક્ષરો પણ કોતરી આપેલા. વધસ્તંભ પર ચડેલા એ દેવપુત્રનું શાસન આ સૃષ્ટિ પર સ્થપાશે એવી વાત પણ કરેલી.... આ બધું જોયા પછી બારાબાસ થોડા દિવસ તો મૂંગો રહ્યો.

પણ પછી એક દિવસ એણે સાહાકને કહ્યું કે મારા ચગદાની પછવાડે પણ આ નામ કોતરવું છે. બન્ને જણા અભણ હતા. પણ સાહાકે કહ્યું કે મારા ચગદામાં જે આકાર આળખ્યા છે એવા જ આકાર તારા ચગદામાં આળખી કાઢીએ! નકલ કરવાનું તો સહેલું હતું. થોડા જ દિવસમાં બન્નેએ છૂપી રીતે મળીને બારાબાસના ચગદામાં પેલા અક્ષરોની હૂબહૂ અનુકૃતિ આળખી કાઢી. બન્નેએ સંતોષ અનુભવ્યો કે હવે આપણે રોમન સામ્રાજ્યના નહિ પણ પેલા હુતાત્માના ગુલામ છીએ. અને તુરત બેય જણા ગોઠણિયા-ભેર થઈને પેલા દીનદલિતના બેલી, અધમોદ્ધારક દેવપુત્રની પ્રાર્થના કરવા લાગ્યા. દૂરથી મુકાદમની ચકોર આંખો આ જોડલીને જોઈ ગઈ અને એણે દોડતા આવીને આ ભાવુકોને ચાબુક ફટકારી ફટકારીને અધમૂવા કરી નાખ્યા.

પોતાને મુક્ત થવા દઈને જેણે પ્રાણત્યાગ કરેલો એ વ્યક્તિને ખાતર બારાબાસે આજે પહેલી જ વાર યાતના સહન કરી.

પણ પછીનાં વરસોમાં બારાબાસનું વલણ બદલાઈ ગયું. આરંભમાં બેચાર વાર પ્રાર્થના કર્યા પછી બારાબાસે એ છોડી દીધી. સાહાક એકલો જ પ્રાર્થના કરતો અને પોતાના સાથીનું વિચિત્ર વર્તન જોઈને અકળાતો. વરસોના સહવાસ પછી પણ સાહાકને બારાબાસ આરંભના જેટલો જ અપરિચિત લાગતો હતો. 'આ માણસ કોણ છે? મને કોની સાથે સાંકળવામાં આવ્યો છે?' સાહાકને કશું સમજાતું નહોતું. પોતે પ્રાર્થના કરતો ત્યારે બારાબાસ મોં ફેરવીને ઊભો રહેતો—જાણે કે પ્રાર્થના કરી રહેલા સાહાકને કોઈ ખલેલ કરે નહિ એની સંભાળ રાખતો. બારાબાસ પોતાના સાથીને પ્રાર્થના કરવામાં આ રીતે સહાયભૂત થતો પણ પોતે કદી એમાં સાથ ન આપતો...સાહાક આવી રીતે એક વાર ઘૂંટણિયે પડીને પ્રાર્થના કરી રહ્યો હતો ત્યારે દૂરથી મુકાદમની નજર પડી. બારાબાસે સાહાકને ચેતવ્યો, અને સાહાકને હમણાં પીઠ પર ચાબુક પડશે એમ સમજીને થરથર ધ્રૂજી રહ્યો પણ મુકાદમે રાબેતા મુજબ ચાબુક વીંઝવાને બદલે આ પ્રાર્થના અંગે કુતૂહલભરી પૃચ્છા કરી. સાહાક જેવા અબુધ ગુલામને મોંએથી એક નવા ઈશ્વર, ઉદ્ધારક, અશરણશરણ વગેરેની વાતો સાંભળીને મુકાદમને આ વેઠિયા મજૂરમાં વધારે રસ જાગૃત થયો...પછી તો ફરીફરીને વારંવાર એ આ આર્મીનીઅન ગુલામ સાથે નવા

ઈશ્વર અંગેની ચર્ચાઓ કરતો રહ્યો. એને થયું કે આવા ભગવતી માણસને જંજીરો વડે જકડી રાખવો યોગ્ય નથી… એવામાં બહાર રોમન હાકેમનાં ખેતરો ખર પશુઓની ખેંચ પડતાં ખેડ માટે માણસોની જરૂર ઊભી થઈ અને આ ખાણમાંથી થોડા ગુલામો મોકલી આપવાનો હુકમ આવ્યો. મુકાદમે સાહાકને છૂટો કરવાનો આદેશ આપ્યો. પણ સાહાકે તો કહી દીધું કે મારા સાથી બારાબાસને મેલીને હું એકલો મુક્ત થવા નથી માગતો. મારી સાથે બંધાયેલો ગુલામ પણ મારો ધર્મભાઈ છે. આમ કહીને સાહાકે, બારાબાસે જોયેલા દૈવી આભાવર્તુળ અને ફિરસ્તાના અવતરણની વાતો વર્ણવી અને આખરે બારાબાસને પણ મુક્ત કરાવ્યો.

ભૂગર્ભની એ ધગધગતી ભઠ્ઠીઓમાં વરસો સુધી મજૂરી કરીને જેમનાં મોઢાં પણ ભારેંઠાઈ ગયેલાં એ ગુલામ-બેલડી બહાર આવતાં સૂર્યનો પ્રકાશ જોઈને નાચી ઊઠી. ખેતરમાં ખચ્ચરોને સ્થાને એમને જોડવામાં આવ્યા, પણ એ બાબતનો એમને રંજ નહોતો. પેલી ખાણની દોઝખથીય બદતર દુનિયામાંથી મુક્તિ મળી એ જ મોટી વાત હતી. ખેતરમાં અલબત્ત, ઢોરમજૂરી કરવી પડતી, પણ એમાંય બન્ને જોડાજોડ જોડાયેલા હતા એ એક મોટું આશ્વાસન હતું… ખેતરમાં મોસમ પૂરી થતાં રોમન હાકેમની લોટ દળવાની ચક્કીમાં આ ગુલામોની ‘બદલી’ થઈ. અહીં ચક્કીમાં સામાન્ય રીતે તો ગધેડાં જોડવામાં આવતાં પણ એણ સાલ ગધેડાંની ખેંચ પડવાને પરિણામે આ બે-પગાંઓને જોતરવાં પડ્યાં હતાં. અહીં પણ સાહાક તો અહોનિશ પોતાના ‘ઈશ્વર’ને યાદ કરીને આનંદમાં રહેતો હતો — માત્ર, પોતાનો જોડીદાર કદી પ્રાર્થના નથી કરતો એ બદલ મનમાં જરા દુઃખી થતો એટલું જ. અહીં ચક્કીમાં એમને એક એકાક્ષ ગુલામ ભેટી ગયો. ભૂતકાળમાં અનાજના કોથળા ચોરી જવા બદલ શિક્ષા તરીકે એની આંખ ફોડી નાખવામાં આવેલી. છતાં દળણું દળતાંદળતાં લોટના ફાકડા ભરી જવાની આદત હજી છૂટેલી નહિ તેથી ગળામાં લાકડાની હાંસડી પહેરાવવામાં આવેલી. એ હાંસડીને પણ આ કાણિયાએ કોઈક કરામત કરીને ઢીલી પાડી નાખેલી. શ્રદ્ધાળુ સાહાક રોજ રાતે અંધારામાં ઘૂંટણ પર પડીને પ્રાર્થના કરતો એ દૃશ્ય આ ઉસ્તાદ ગુલામે એક જ આંખ હોવા છતાં પકડી પાડ્યું. એણે પૂછપરછ કરી તો હરખુડા સાહાકભાઈએ તો હરખાઈહરખાઈને પોતાના ‘ઈશ્વર’ની વાતો કહેવા માંડી. પેલા કાબેલ કાણિયાએ આ નવા ઈશ્વરમાં વધુ ને વધુ રસ દાખવવા માંડ્યો અને સાહાકે વધુ ને વધુ વિગતો ખુલ્લી કરવા માંડી. અને એક દિવસ તો આ ભોળા ભટાક માણસે પોતાના નવા ‘માલિક’નું નામ પણ ગળામાંનું ચગદું ફેરવીને પેલાને બતાવી દીધું. કાણિયાએ સિફતપૂર્વક પૂછ્યું કે ખાણમાંથી તારી સાથે આવેલા જોડીદારના ચગદા પાછળ પણ આવું જ કોતર્યું છે કે નહિ? સાહાકે એ પણ ઉત્સાહભેર સ્પષ્ટ કર્યું… અને એક દિવસ આ અંધ ભાઈબંધોનું આવી બન્યું!

ચૂગલીખોર કાણિયાએ છેક રોમન હાકેમના કાન સુધી આ વાત પહોંચાડી. બન્ને ‘આરોપી’ઓને હાકેમની હજૂરમાં ખડા કરવામાં આવ્યા. ફરી બેય જણાને જાણે કે સહિયારી બેડીએ બાંધવામાં આવ્યા. પ્રાથમિક પૂછપરછ કરીને હાકેમ ઊભો થયો અને સાહાકના ગળામાં ટીંગાતું ચગદું અવળું કરી જોયું તો વંચાયું: Christos Iesus. ચાલી પ્રશ્નોત્તરી:

‘કોનું નામ છે આ?’

‘મારા ઈશ્વરનું.’

‘દુનિયામાં તો ઘણા દેવ છે. આ દેવ કયા ગામડાનો છે?’

‘ના, આ તો સહુનો દેવ છે.’

‘સહુનો દેવ? એની સત્તા શી? હકુમત શી?’

‘પ્રેમની!’

‘એ તો બરોબર. એની સાથે મારે નિસ્બત નથી. પણ એનું નામ આ ચગદા પર શા માટે કોતર્યું છે, ભલા?’

‘કેમ કે હું એનો ગુલામ છું.’

‘એનો ગુલામ? ત્યારે તું શહેનશાહ સીઝરનો ગુલામ નથી?’

‘મારો માલિક મારો ઈશ્વર છે.’ સાહાકે નીચું જોઈને જ સંભળાવી દીધું.

હવે બારાબાસનો વારો આવ્યો. હાકેમે પૂછ્યું કે તું પણ આ ઈશ્વરને માને છે? બારાબાસ મૂંગો રહ્યો. હાકેમે ફરી એ જ પ્રશ્ન પૂછ્યો ત્યારે બારાબાસે નકારમાં માથું ધુણાવ્યું.

'એ તારો ઈશ્વર નથી?' હાકેમે પૂછ્યું: 'તો પછી એનું નામ ગળામાં ભરાવીને શા માટે ફરે છે?'

બારાબાસે સાવ ધીમે અવાજે ઉત્તર આપ્યો: 'મારે કોઈ ઈશ્વર જ નથી.'

'તો પછી આ ક્રિસ્ટોસ ઈસસનું નામ શા માટે કોતરાવ્યું છે?'

'મારે આસ્તિક બનવું છે, એ માટે.' બારાબાસે કહ્યું.

હાકેમ ફરી સાહાક તરફ ફર્યો અને આ નવા ઈશ્વર અંગે લાંબી જીભાજોડી કરી. આ નવા ઈશ્વર સાથે મારે કાંઈ નિસબત નથી એવી કબૂલાત થાય તો શિક્ષામાંથી છૂટી જવાય એવી લાલચ પણ બતાવી જોઈ. છતાં સાહાક જરા પણ ડગ્યો નહિ. આખરે હાકેમે પહેરેગીરને બોલાવીને સાહાકને લઈ જવાનો આદેશ આપ્યો. પછી બારાબાસની તરફ જોઈને એનું ચગદું અવળું કર્યું અને અક્ષરો પર ભાલા વડે ચોકડી મારી દીધી. બારાબાસ કશી શિક્ષા વિના છૂટી ગયો.

સાહાકને વધસ્તંભ પર ચડાવાયો ત્યારે બારાબાસ થોડે દૂર એક ઝાડીની ઓથે લપાઈને ઊભેલો. પ્રાણત્યાગ કરનાર સાહાકના મોં પર વ્યક્ત થતી રહેલી સઘળી યાતનાઓનું બારાબાસે બારીકીથી નિરીક્ષણ કર્યું. સાહાકને અંત ઘડીએ જ્યારે તરસ લાગી ત્યારે બારાબાસે પણ પોતાને ગળે શોષ પડતો અનુભવ્યો. એને થયું કે ક્રુસારોહણ કરતા મારા સાથી જેવો હું ફરી પાછો જૂના જંજીરો વડે જકડાઈ ગયો છું. સૈનિકો તો આદત મુજબ શેતરંજનાં સોગઠાં ખેલી રહ્યા હતા. સાહાકે રીબાઈ રીબાઈને ક્યારે પ્રાણત્યાગ કર્યો એનો ખ્યાલ કરવાની પણ એમને ખેવના નહોતી. પણ બારાબાસે તો બરોબર ખ્યાલ રાખ્યો હતો. સાહાક ડોળા તારવી ગયો અને નિષ્પ્રાણ ગરદન ખભા પર ઝૂકી પડી કે તુરત જ બારાબાસ પણ ઘૂંટણભેર ઝૂકી પડ્યો. અલબત્ત, એ પ્રાર્થના નહોતો કરતો—કેમ કે, એને માટે કશું ઉપાસનીય નહોતું—છતાં એ અદબભેર ઝૂકી પડ્યો હતો ખરો. કમનસીબે, આ દૃશ્ય જોવા માટે સાહાક હયાત નહોતો!

અને આ રીતે બારાબાસના જીવનનાટકના બીજા અંકની સમાપ્તિ થઈ.

*

ત્રીજા અંકના આરંભમાં પરદો ઊંચકાયો ત્યારે બારાબાસ પાટનગર રોમમાં હતો. પેલા હાકેમ નિવૃત્ત થઈને પોતાને વતન પાછા ફર્યા ત્યારે અઢળક માલમિલકત સાથે જે ગુલામોનો કાફલો લેતા આવેલા એમાં બારાબાસ પણ હતો. તે દિવસે હાકેમની હાજરીમાં બારાબાસે પોતાના નવા ઈશ્વરનો ઇન્કાર કરેલો અને ગળામાંના ચગદામાં કોતરેલા નામ પર હાકેમને હાથે ચોકડી મારવા દીધેલી ત્યારથી હાકેમને આ વૃદ્ધ ગુલામ પ્રત્યે થોડો સદ્ભાવ પેદા થયેલો અને તેથી જ વતનમાં આવતી વેળા આ ગુલામને વફાદાર ગણીને સાથે લઈ લીધેલો.

રોમની અઢળક સમૃદ્ધિ બારાબાસને જરાય આંજી શકી નહિ. વાસ્તવમાં તો, એ આ આખી પ્રજાને તિરસ્કારતો હતો. પણ સહુથી વધારે તિરસ્કાર તો એને રાજમહેલ પાસેથી રોજેરોજ પસાર થતા પાદરીઓનાં લાંબાલાંબાં સરઘસો ઉપર હતો. જેને માટે આ દુનિયામાં કશું જ પૂજ્ય નહોતું, ઉપાસનીય નહોતું એવા આ નાસ્તિકને માટે આ બધાં દૃશ્યો અસહ્ય હતાં. એક વેળા બારાબાસ રોમન લોકોના એક દેવળમાં જઈ ચડ્યો, જ્યાં અનેક ભાવિકો દર્શન માટે ટોળે વળ્યાં હતાં. દેવળમાં માતા ઈસિસ અને બાળક હોરસની છબી જોઈને અબુધ બારાબાસે કોઈને પૂછ્યું કે આ કોની છબી છે? લોકો તો આ પૃચ્છક ભણી શંકાશીલ નજરે જોઈ રહ્યાં. પવિત્ર માતાની છબીને ન ઓળખનાર આ નુઘરો છે કોણ? તુરત દેવળનો દ્વારપાળ દોડી આવ્યો અને બારાબાસને હાંકી કાઢ્યો: 'ભાગ અહીંથી, નુઘરા!' ઉશ્કેરાયેલા ટોળામાંથી બારાબાસ જીવ લઈને નાઠો અને સીધો આવીને ગુલામોના ભંડકમાં ભરાઈ બેઠો. રાજમહેલના ભોંયતળિયાના એ અંધારિયા આવાસમાં અન્ય ગુલામોની સાથે ગૂંચળું વળીને પડ્યાં પડ્યાં બારાબાસ અપાર માનસિક કષ્ટ વેઠી રહ્યો. ધમણની જેમ હાંફતી છાતીમાં ચોકડી મારેલ 'ક્રિસ્ટોસ ઈસસ'ના નામવાળું ચગદું જાણે કે ધગધગતા ડામ દેતું લાગ્યું.

એ રાતે બારાબાસને સ્વપ્ન આવ્યું કે પ્રાર્થના કરી રહેલા એક ગુલામ સાથે મને સાંકળ વડે બાંધવામાં આવ્યો છે, પણ હું એને જોઈ શકતો નથી.

'તું કોને માટે પ્રાર્થના કરે છે?' બારાબાસે એને પૂછ્યું.

'તારે માટે.' અંધકારમાંથી [illegible] પરિચિત ઉત્તર સંભળાયો.

સાંભળીને બારાબાસ તો પેલાની પ્રાર્થનામાં ખલેલ ન થાય એ માટે શાંત પડચો રહ્યો. આંખ આંસુથી છલકાઈ ગઈ. જાગ્યો ત્યારે પેલી સાંકળ શોધવા જમીન પર હાથફેરો કરી જોયો પણ એ બેડી કે પેલો ગુલામ કોઈ જણાયા નહિ. 'હું હવે કોઈના સાથે બંધાયેલો નથી. દુનિયામાં કોઈ સાથે મારે કાંઈ બંધન નથી.' એવું આશ્વાસન બારાબાસે અનુભવ્યું !

એક દિવસ આ ભંડકની ભીંત પર બારાબાસની નજર ગઈ તો ત્યાં એક ખૂણામાં માછલીની આકૃતિ આળેખેલી દેખાઈ. તુરત સમજાયું કે અહીં વસતા ગુલામોમાં ખ્રિસ્તનો કોઈક અનુયાયી આવી ચડચો છે ! આમ તો રોમમાં ઘણા ખ્રિસ્તીઓ છૂપી રીતે વસતા હતા પણ સરકારના અત્યાચારોની બીકે તેઓ જાહેર નહોતા થતા, એમ બારાબાસે સાંભળ્યું હતું. પણ એ લોકો કયે સ્થળે છૂપાં મિલનો યોજે છે એની કશી માહિતી એને મળી શકી નહોતી. એવામાં એક રાતે ભંડકના અંધારામાં બારાબાસે બે ગુલામોને ગુસપુસ કરતા સાંભળ્યા. આવતી કાલે શહેરના ખ્રિસ્તીઓના મળનારા છૂપા સંમેલન વિષે તેઓ વાત કરતા હતા. આવતી કાલે રાતે આ સ્નેહસંમેલન યહૂદીઓના ભૂગર્ભ–કબ્રસ્તાનમાં મળવાનું છે એટલું આ વાતચીતમાંથી એ સમજી શકચો અને બારાબાસ માટે તો આટલો આછો-પાતળો નિર્દેશ પણ બસ હતો. બીજે દિવસે સાંજે ગુલામોના ભંડકના આગળા વસાય કે ભોગળો ભીડાય એ પહેલાં જીવનું જોખમ ખેડીને પણ બારાબાસ સટકી ગયો.

ધરતીના પેટાળમાં સૂતેલાં એ મૃત માનવીઓની વચ્ચેથી મારગ કરતો કરતો બારાબાસ કબ્રસ્તાનમાં આગળ વધ્યો. ચોગરદમ ઘૂંટેલા સોયરા જેવો અંધકાર જામ્યો હતો પણ બારાબાસ કબરની દીવાલની ઓથેઓથે આગળ વધતો રહ્યો...આ લોકો સહુ ક્યાં એકઠાં થયાં છે ? અહીં તો કાળા માથાનું કોઈ માનવી આવ્યું હોય એમ લાગતું નથી. હા, મરેલાં માનવીઓ મબલખ સંખ્યામાં આસપાસ સૂતાં છે ખરાં. કેવી વિચિત્રતા ! — મરેલાંઓની વચ્ચે જીવતાંઓનું સ્નેહસંમેલન યોજાયું છે !...પણ એ સહુ બેઠાં છે કયે ઠેકાણે ? અહીં તો કોઈનો સંચાર સરખો પણ સંભળાતો નથી.

તોરમાં ને તોરમાં બારાબાસ આગળ ચાલ્યો તો દૂર પ્રકાશનો ઝબકારો દેખાયો. એ ઉજાશને એંધાણેએંધાણે આગળ વધ્યો ત્યાં તો એ ઉજાશ જ જાણે કે અલોપ થઈ ગયો ! બારાબાસ જાણે કે ભવાટવીમાં ભૂલો પડચો. આગળ કબર, પાછળ કબર, અડખેપડખે કબર. આ ભૂલામણીમાંથી બહાર નીકળવા જેમજેમ એ પ્રયત્ન કરતો ગયો તેમતેમ જાણે કે વધારે ને વધારે અટવાતો ગયો... પ્રકાશનો ઝબકારો થયો અને બારાબાસે એ તરફ પગ ઉપાડ્યા...પણ ત્યાં તો એ જ્યોત બુઝાઈ ગઈ અને બારાબાસ હતાશ થઈ ગયો. આંખો ચોળી જોઈ. એ પ્રકાશ શું [illegible] પ્રકાશ નહોતો ? 'ઝાંઝવાં' હતાં ?...બારાબાસ [illegible] ચારે તરફ સૂતેલા મૃત દેહો વચ્ચે પોતે એકલો પ્રેતની જેમ હડિયાપટી કરતો હતો. હાડકાં થીજાવી નાખે એવી [illegible] અને માથેમાથાં ન સૂઝે એવું અંધારું. આમાંથી છટકવા [illegible] બાવરો બનીને બેફામ દોડવા લાગ્યો...અને આખરે [illegible] બાકોરામાંથી એને ઉષ્માભરી હવા આવતી લાગી. એ [illegible] બહાર નીકળ્યો ત્યારે ધરતી અને આભ બન્ને ઉપર [illegible] અંધકાર છવાયો હતો.

શહેર તરફ પાછા વળતાં બારાબાસ ભયંકર એકલતા અનુભવી રહ્યો હતો. એને કોઈનો સથવારો નહોતો. [illegible] તો એ સદાય એકાકી જ રહ્યો હતો પણ એ એકલતાનું આટલું તીવ્ર ભાન અગાઉ કદી થયું નહોતું. મરેલાંઓની સૃષ્ટિમાં આટલી રખડપટ્ટી કરી આવ્યા પછી મૃત્યુ જાણે એને ચારે બાજુથી ભીંસી રહ્યું હતું...એક શેરીનું [illegible] વળતાં ધુમાડાની વાસથી એ ગૂંગળાવા લાગ્યો. [illegible] મકાનના ભંડકમાંથી ધુમાડાના ગોટા નીકળતા હતા. [illegible] ગોખજાળિયાંમાંથી અગનજીભ લબકારા લેતી હતી. બારાબાસ ઝડપભેર એ આગ ભણી દોડચો ત્યાં તો [illegible] આખી શેરી ભડકે બળતી દેખાઈ. સાથે, સામટો શોરબકોર પણ સંભળાયોઃ

'ખ્રિસ્તીઓ જ છે ! ખ્રિસ્તીઓ જ છે !'

પહેલાં તો બારાબાસને કશું સમજાયું નહિ. [illegible] એકધારા બૂમબરાડા એના કાનમાં ઘણુના ઘા [illegible] રહ્યા હતા :

'ખ્રિસ્તીઓ જ છે ! એ સહુ ખ્રિસ્તીઓ છે !'

ખ્રિસ્તીઓ ?...હં, હં, હવે સમજાયું ! ખ્રિસ્તીઓ [illegible]

શહેરને આગ ચાંપી રહ્યા છે!—દુનિયા આખીને આગ ચાંપી રહ્યા છે!...અને બારાબાસે પણ એમાં ઝુકાવ્યું.

હવે જ બારાબાસને સમજાયું કે આ લોકો પેલા કબ્રસ્તાનમાં શા માટે નહોતા આવ્યા! એ લોકો તો આ ભમરાળા રોમ નગરને—આ આખી ભમરાળી દુનિયાને ભસ્મસાત કરવા અહીં રોકાયા હતા! એમનો દાવ આવ્યો અને સોગટી મારી. એમનો 'ઉદ્ધારક' આવી લાગ્યો છે! ગોલગોથાની ટેકરી પર બલિ બનેલો માણસ પોતે આપેલો કોલ પાળવા અને માનવજાતને રક્ષવા આવી પહોંચ્યો છે! હું—ગોલગોથા ખાતે હડધૂત થયેલો એનો બાંધવો-તુધરો બારાબાસ પણ આજે કાંઈ કમ નહિ ઊતરું...અને બારાબાસે એક ઘરમાંથી સળગતું લાકડું ખેંચીને બીજા ઘરમાં ફેંક્યું. બીજામાંથી ઉઠાડીને ત્રીજામાં ચાંપી. ગળામાં ઈશ્વરના ચોકડી મારેલા નામવાળું ચગદું ઝુલાવતો બારાબાસ બેફામ બનીને આગ વિસ્તારતો રહ્યો. ખરે ટાંકણે એણે પોતાના માલિકને છેહ ન દીધો—બલ્કે એની પડખે એની કુમકમાં ખડો રહ્યો. જુઓ તો ખરા, સારુંય રોમ શહેર સળગી રહ્યું છે! આગનો અસીમ સાગર જાણે ઘૂઘવી રહ્યો છે! જુઓ આ રહી એ ઈશ્વરની નૂતન સૃષ્ટિ, નૂતન સામ્રાજ્ય, નૂતન શાસન!

આગ ચાંપવાના આરોપસર પરહેજ થયેલા જે ખ્રિસ્તીઓને કેપિટોલની ઇમારતના ભૂગર્ભ કારાગારમાં પૂરવામાં આવ્યા હતા એમાં બારાબાસ પણ હતો. બારાબાસને એટલું વળી આશ્વાસન હતું કે ખડકમાંથી કંડારી કઢાયેલા આ અંધારિયા કેદખાનામાં એનું મોઢું બીજા કોઈ કેદીઓ જોઇ શકતા નહોતા. ખ્રિસ્તીઓ માંહોમાંહે વાતો કરતા હતા કે આપણને કેદ કરવા માટે સરકારે જ આ આગનું 'છટકું' ગોઠવેલું. કોઈ ભાડુતી ટોળાએ 'ખ્રિસ્તીઓ! ખ્રિસ્તીઓ!' એવી બૂમો પાડેલી. બાકી આપણો ઈશ્વર આવું આગ લગાડવાનું કામ આપણી પાસે કરાવે ખરો કે?

કેદીઓ માટે ખાવાનું આપવા દરોગો આવ્યો અને ભોંયરાનું બારણું ઊઘડતાં થોડી વાર બધે અજવાળું અજવાળું થઈ ગયું. બારણા આગળ જ બેઠેલા બારાબાસને દરોગાએ ઓળખી કાઢચો અને ખડખડાટ હસી પડચો. 'આ રહ્યો એ ગાંડિયો!—આખા રોમને આગ લગાડવા આમતેમ ભમતો હતો એ!... અને છતાં તમે લોકો કહો છો કે અમે આગ નથી લગાડી! જુઓ! આ માણસ તેલની વખારમાં સળગતું ઉંબાડિયું ખોસતો હતો ત્યારે જ પકડાઈ ગયો હતો.'

સહુ કેદીઓની નજર બારાબાસ તરફ વળી. અત્યાર સુધી તો સહુ માનતા હતા કે આ કોઈક ભયંકર ગુનેગાર હશે.

'આ માણસ ખ્રિસ્તી નથી.' કેદીઓએ દરોગાને કહ્યું.

'પણ એણે પોતે જ કબૂલ કર્યું છે ને!'

'પણ અમે તો એને ઓળખતાય નથી. આ તો કોઈક અજાણ્યો માણસ છે.'

દરોગો બારાબાસ ભણી આગળ વધ્યો અને એની ડોકમાં ટીંગાતા ચગદા પરનું નામ બતાવ્યું. 'વાંચો આ. તમારા ઈશ્વરનું નામ છે કે નહિ? મને તો આ વાંચતાં નથી આવડતું પણ તમે પોતે જ ઉકેલી જુઓ ને!

'હા... ક્રિસ્ટોસ ઈસિસ... ક્રિસ્ટોસ ઈસિસ...' એકાદએ કેદીએ અક્ષરો બેસાડી જોયા.

'એણે પોતે જ અદાલતમાં કબૂલ કર્યું છે કે હું રોમન શહેનશાહનો ગુલામ નથી, આ ઈશ્વરનો દાસ છું. આને તો હવે ફાંસી જ મળવાની.—અને સાથેસાથે, એને કારણે તમને સહુને પણ!'

દરોગો ગયો. સહુ કેદીઓના સામટા પ્રશ્નો બારાબાસ પર ઝીંકાવા માંડ્યા: કોણ છો તું? ખ્રિસ્તી છો? કયા પંથમાં ભળ્યો છો? તેં સાચે જ આગ લગાડી હતી?

બારાબાસ મૂંગો જ રહ્યો.

પ્રશ્નો પૂછાતા રહ્યા:

'આ અક્ષરો પર તો ચોકડી મારી છે—રદ કરી નાખ્યું છે એ જોયું નહિ?'

'શા માટે નામ છેકી નાખ્યું છે?'

પણ કશું બોલે તો તો એ બારાબાસ શાનો? આખરે એક ડોસો ઊભો થયો અને બારાબાસ પાસે આવીને સહાનુભૂતિપૂર્વક પૂછવા લાગ્યો. એણે એના પૂર્વજીવન અંગે પણ પૃચ્છા કરી અને બારાબાસે બધું તોડીફોડીને કહ્યું પણ ખરું. ઈશ્વરનું નામ શા માટે છેકી નાખેલું આગ શા માટે ચાંપી એ બધી વાતનો સ્ફોટ બારાબાસે કર્યો.

[અનુસંધાન પૃ. ૨૬૨ ઉપર]

# જિપ્સીની આંખે



## બલિદાન અને સમર્પણ

અમારી કુળદેવી સિંધવાઈ માતાના મંદિરમાં વરસે બે વાર હવન થતા. એક અનંતચૌદશે અને બીજો દશેરાએ. વિજયાદશમીનો હવન સાદો થતો; પણ અનંતચૌદશના હવનમાં બકરાનો બલિ અપાતો. શ્રાવણની અમાસની આસપાસ આ બકરાની ખરીદી થતી. પછી અનંતચૌદશ સુધી ખવડાવી પિવડાવી, સુખચેનમાં રાખી એને મસ્ત બનાવાતો. બકરો મામાને ત્યાં બંધાતો. મામાનું ઘર અમારી પાડોશમાં એટલે મામાનાં છોકરાંઓ સાથે બકરાને મસ્ત બનાવવામાં હું પણ નિરાંતે ભાગ લેતો. અનંતચૌદશની વહેલી સવારે અમે છોકરાઓ આનંદપૂર્વક એને દોરીને માતાને મંદિરે લઈ જતા. મોટેરાઓ તો બધા પાછળથી હવનને વખતે આવતા. ત્યાં સુધી અમારી ખુશીનો સાથી આ બકરો બનતો.

આઠ સાડાઆઠે છગન મહારાજ આવીને હવનની તૈયારી કરતા. નવ સાડાનવે હવન શરૂ થતો. હવનમાં યજમાન તરીકે ઘણુંખરું મામા બેસતા. જે વરસની આ વાત છે તે વરસે ચોમાસું બહુ સારું હતું. સૌનાં મન પ્રફુલ્લ હતાં. એ દિવસે નાસ્તાની પણ સારી સારી વસ્તુઓ આવી હતી. અમારી ખુશીનો પાર નહોતો. અમે બાળકો જાતજાતની રમતો રમતા હતા. એમાં મારી અને મામાના દીકરાની વચ્ચે તકરાર થઈ ગઈ. એણે છુટ્ટો પથ્થર એટલા જોરથી મને માર્યો કે માથું ફૂટી ગયું. કોઈક દોડ્યું બાપુજી પાસે. બાપુજીની સાથે ફુઆ પણ દોડતા આવ્યા. મંદિરની પૂજારણ પણ બહાર દોડી આવી. મારા માથામાંથી લોહી વહેતું હતું. પૂજારણ ઘરમાંથી ઘાબાજરિયું અને થોડું રૂ લઈ આવી. ફુઆએ પોતાનો દુપટ્ટો ફાડીને પાટો તૈયાર કર્યો અને ઊંડા પડેલા ઘામાં ઘાબાજરિયું પૂરીને બાપુજીએ પાટો બાંધી દીધો. બાપુજીનો દુપટ્ટો લૂછીલૂછીને આખો લોહીવાળો થઈ ગયેલો. આ બનાવે અમારી રમત બંધ કરાવી દીધી. છોકરાઓ શાંત અને ડાહ્યા થઈને મંદિરને ઓટલે બેસી ગયા. હું બાપુજીની સોડમાં લપાઈ ગયો. હવન આગળ વધતો જતો હતો. નાતના લગભગ બધા માણસો આવી ગયા હતા. છેલ્લાં ત્રણચાર વરસથી ચર્ચાતો બલિનો સવાલ પાછો ચર્ચાવા માંડ્યો. ધર્મશાસ્ત્રની વાતો કરીને આ બલિ અપાતો બંધ થવો જોઈએ એવો બાપુજીનો આગ્રહ હતો. મામા, ફુઆ અને બીજા ઘણા માણસો બલિની તરફેણમાં હતા. એમના મનમાં એવો ભય હતો કે બલિ બંધ કરવાથી માતા નારાજ થશે અને કદાચ જો ક્રોધે ભરાશે તો આખી નાતમાં રોગ ફાટી નીકળશે. એટલે બલિ તો અપાવો જ જોઈએ. બાપુજીએ સમાધાનનો એક નવો જ રાહ સૂચવ્યો. એમણે કહ્યું કે જો બલિ આપવો જ હોય તો બકરાનો કાન કાપીને માતાને નામે છૂટો મૂકી દેવો. એને વધેરવાની જરૂર નથી. પણ જીવણસિંહકાકાએ આનો પણ સખત વિરોધ કર્યો. એ તો માતાજીના ભક્ત હતા. માતાજીના પ્રસાદમાં શ્રદ્ધાપૂર્વક માનતા. માતાજીના બલિનો પ્રસાદ એમને મન મોટો આશીર્વાદ હતો. અને પરંપરાથી ચાલતી આવેલી આ રૂઢિ બદલવાની એ સખત વિરુદ્ધ હતા.

આ પ્રસાદનો મહિમા અમારી આખી નાતમાં વિશેષ હતો. અમારા ઘરમાં પણ એની હસ્તી હતી. બાપુજી માંસાહારી નહોતા શુદ્ધ શાકાહારી હતા. એટલે અમારા ઘરમાં બારેમાસ શાકાહાર થતો. પરંતુ અનંતચૌદશે [illegible] રસોડાં થતાં. એ રાતે જુદે ચૂલે માતાજીના બલિનો પ્રસાદ રંધાતો. બાપુજી વિના ઘરનાં અમે સૌ આનંદથી એ [illegible] મામાને ત્યાં એ રાતે ઉત્સવ થતો. એમને ત્યાં સૌ માંસાહારી હતાં. એટલે એમને ત્યાંથી ઊલટી અમારે ત્યાં પ્રસાદની થાળી આવતી. બીજા બાપુજીના મિત્ર અને ભાઈ ઠાકોરસિંહકાકા [illegible] હતા. એમને ત્યાં એમની કુટુંબની દેવી આગળ [illegible] બકરાનો બલિ અપાતો. એટલે એમને ત્યાંથી પણ પ્રસાદની થાળી આવતી. બાપુજીને આ બિલકુલ ગમતું નહીં. એમને

ગમગીનીનો પાર રહેતો નહીં. આ ગમગીની ઢાંકવા એઓ દર અનંતચૌદશે અમારે ત્યાં ભજન કરાવતા.

નાતમાં બીજા ચારપાંચ માણસો એવા હતા જેમને બાપુજીની વાત ગળે ઊતરતી. બાપુજીને એ ટેકો પણ આપતા પરંતુ જીવણસિંહકાકાનો વિરોધ ઉઘાડેછોગે કરવાનો એ લોકોની હિંમત ચાલતી નહીં. બાપુજી જેમ ભક્ત અને સાચા માણસ તરીકે ઓળખાતા તેમ જીવણસિંહકાકાનું નામ એ ગમે તે કરી શકે એવા બળવાન માણસ તરીકે જાણીતું હતું. નાતમાં તો એવી પણ વાતો ચાલતી કે એ ચોરીનો માલ પણ સંઘરતા, કોર્ટમાં ખોટા સાક્ષીઓ ઊભા કરતા અને જુઠ્ઠી સાક્ષી પૂરવા પણ જતા. દુશ્મન ઊભા કરતા અને શત્રુઓને ગમે તે ભોગે અને ગમે તે રીતે હરાવવામાં પાછી પાની કરતા નહીં. એટલે એ દિવસની ચર્ચામાં બાપુજીનો સમાધાનનો મુદ્દો પણ ઊડી ગયો.

હવન લગભગ પૂરો થવાની તૈયારીમાં હતો. બલિ વધેરવાની વેળાય થવા આવી હતી. મામાની તલવાર પાસે જ પડી હતી. બલિને વિષે એક પરંપરાગત એવી પણ કહાણી હતી કે બલિ એક જ ઘાથી વધેરી શકાય તો જ માતાજીને પહોંચે અને માતાજીએ એનો સ્વીકાર કર્યો છે એમ મનાય. એટલે એક જ ઝાટકે બલિ વધેરાઈ જવો જોઈએ એની ખૂબ કાળજી રખાતી. મામા અગાઉથી તલવાર સજાવી રાખતા. એમની તાકાત પણ ઘણી હતી હિંમતમાં તો એમની જોડી નહોતી. મધરાતે ત્રણ ચોરોનો એમણે એકલાએ તલવારથી સામનો કરેલો અને ચોરોને નસાડેલા. એમની આ શક્તિ અને બહાદુરી જોઈને જ નાતના પંચે હવનના યજમાન તરીકે એમની વરણી કરેલી. બલિ અપાતી વખતે ભગત મહારાજ મંદિરના ગર્ભદ્વારમાં માતાજી પાસે ચાલ્યા જતા. એમનાથી આ દૃશ્ય જોવાતું નહીં. એમણે બલિ વધેરવાની ક્ષણની ઘોષણા કરી અને હવન છોડ્યો. પૂજારણે ગર્ભદ્વારમાં આરતી શરૂ કરી. છોકરાઓએ ઘંટ અને નગારાં વગાડવાં શરૂ કર્યાં. મોટેરાઓ હાથ જોડીને ઊભા થઈ ગયા. બલિને હવન પાસે લાવવામાં આવ્યો. મસ્ત બલિના ગળામાં ફૂલોનો હાર હતો. કમ્મરે લાલ નાડાછડીનો દોરો બાંધ્યો હતો. કપાળે કંકુનું તિલક હતું. દોરીથી બાંધેલા એ બલિને હવનની આગળ માતાજી ભણી મુખ રાખીને ઊભો કરવામાં આવ્યો. "સિંધવાઈ માતની જય"નો પોકાર હવામાં ઉછળતાંની સાથે મામાની તલવારે બલિ ઉપર જનોઈઘા કર્યો. દર વખત તો એક જ ઘાએ બલિનું માથું ઊડીને હવનમાં આપોઆપ જઈ પડતું. પણ આ ઘાથી મામાની તલવાર બલિના શરીરને સોંસરું વીંધવાને બદલે અંદર જ ફસડાઈ પડી. બકરાની કરુણ ચીસ નીકળી ગઈ. મામાએ જોર કરીને તલવાર પાછી કાઢી અને બીજા ઘાએ બલિનું માથું ધડથી જુદું કરી નાંખ્યું. માથું હવનમાં ન પડ્યું. મામાએ ઊંચકીને હોમ્યું. રિવાજ પ્રમાણે સૌએ બલિના લોહીનો ચાંદલો કર્યો. બે કસાઈઓ બલિના ધડને વાંસડે બાંધીને એના પછીની ક્રિયા કરવા માટે ચાલ્યા ગયા.

અમે ઘેર આવ્યા. બાપુજી તે દિવસે જમી શક્યા નહીં. સાંજે ભજન થયાં. પણ બાપુજીની વ્યથા અને ગમગીની કેમે કરી ઘટે નહીં. ભજન પછી બાએ બાપુજીને જમવાનો આગ્રહ કર્યો. ત્યારે આંખમાં આંસુ સાથે એમણે નિર્ણય જાહેર કર્યો કે નાત જ્યાં સુધી અનંતચૌદશનો બલિ બંધ કરવાનો ઠરાવ નહીં કરે ત્યાં સુધી પોતે મરણાંત અપવાસ કરશે. બા તો દિઙ્મૂઢ બની ગઈ. બાપુજીને બહુ સમજાવ્યા પણ નિશ્ચય તોડે એ બાપુજી નહીં. વાત પવનવેગે ફેલાઈ ગઈ. અમારાં સગાંવહાલાં તો રાતે જ એકઠાં થઈ ગયાં. વાટાઘાટ થઈ. ચર્ચાઓ ઊપડી. પણ નિર્ણય કંઈ ના થયો. બીજે દિવસે સાંજે નાત મળી. બાપુજીના અપવાસના નિર્ણયને ત્રાગું કહીને જીવણસિંહકાકાએ સખત વિરોધ કર્યો. તે સાંજે કશો જ નિર્ણય કર્યા વિના નાત વિખરાઈ ગઈ. મામાને ચેન પડ્યું નહીં. એમને હાથે બલિનો વધ અધૂરો થયો હતો. માતાજીના ક્રોધની એમને શંકા ગઈ. શંકાએ નિર્બળતાનો સંચાર કર્યો. નબળાઈએ શ્રદ્ધાને ધક્કો માર્યો. ડગમગતી શ્રદ્ધાએ મામાએ જીવણસિંહકાકાને સમજાવ્યા, કુઆને પોતાના મનના કર્યા અને પાંચમે દિવસે નાત પાછી એકઠી થઈ. બાપુજીના અપવાસ ચાલુ હતા. રોજ રાતે ભજન થતાં. ત્રીજે દિવસે ગુરુમહારાજને ખબર પડી. તે રાતે ભજનમાં એઓ પણ પધાર્યા. પિતાજીને આશ્વાસન આપી એમણે આશીર્વાદ આપ્યા. બાપુજીના બીજા મિત્રો પણ આવવા માંડ્યા.

નાતના ઘણા માણસો ભીંજાયા પણ જીવણસિંહકાકા મક્કમ હતા. એમનાં રુઆબ અને સત્તા પણ મજબૂત. એટલે તે દિવસે પણ નાત નિર્ણય કર્યા વિના વિખરાઈ ગઈ. ક્ષત્રિયો એમ કંઈ ઓછા માને ! પાછી વાટાઘાટો શરૂ થઈ. નવમે દિવસે બાપુજીની તબિયત વધારે બગડી. વૈદ્યકાકાને

બોલાવવા પડ્યા. આ વાતથી મામા, ફુઆ અને બીજા સગાઓ ગભરાઈ ગયા. વાત જીવણસિંહકાકાને કાને પહોંચી. દસમે દિવસે નાત પાછી એકઠી થઈ. સૌના આશ્ચર્ય વચ્ચે સર્વપ્રથમ જીવણસિંહકાકાએ જ વાત મૂકી કે અનંતચૌદશે બકરાના બલિનો રિવાજ બંધ કરવો જોઈએ; અને મોટાભાઈ કહે છે તેમ બલિનો કાન કાપીને એને છૂટો મૂકી દેવો. સૌ ઘણા રાજી થયા. નિર્ણય કરીને આખી નાત આવી અમારે ઘેર. જીવણસિંહકાકાએ પોતાને હાથે બાપુજીને જવનું પાણી આપ્યું પારણાં થયાં. રાતે ભજન થયાં. ગુરુમહારાજ પોતે પધાર્યા. પછી આશ્ચર્યની વાત એ બની કે કદી જ ન આવેલા જીવણસિંહકાકા ભજનમાં પણ આવ્યા. બાપુજીનો ખાટલો બહાર કાઢવામાં આવ્યો હતો. ભજન પૂરાં થઈ રહ્યાં. ગુરુઆરતી થઈ રહી. પ્રસાદ વહેંચાયો. સૌ વિખરાયા. પણ જીવણસિંહકાકા સૌથી પાછળ રહ્યા. મને બરાબર યાદ છે. અમે ચાર જ જણ હતાં. બાપુજી, બા, હું અને કાકા. બાપુજીએ હાથ લંબાવીને જીવણસિંહકાકાનો હાથ પકડી લીધો: "ભાઈ, તમે બહુ સારું કર્યું. માતાજી હવે આ બલિથી રાજી થશે. બલિ આપવો એટલે હિંસા જ કરવી એવું ઓછું છે? બલિ તો સમર્પણ છે. સમર્પણમાં લેશમાત્ર હિંસા ના જોઈએ. નહીં તો માતાજી પ્રસન્ન થવાને બદલે નારાજ થાય." બાપુજીએ સ્મિત સાથે પોતાનો બીજો હાથ કાકાને ખભે મૂક્યો. અમે તો જોતાં જ રહ્યાં. કાકાની આંખોમાંથી આંસુ પડ્યાં. બાપુજીના બન્ને હાથ પોતાને ગળે વિંટાળીને કાકા રડતા રડતા બોલ્યા: "મોટાભાઈ, આજે મારે દિલની એક ગુપ્ત વાત કહેવી છે." બાપુજી ગદ્ગદ થઈ ગયા. માત્ર એટલું જ બોલ્યા, "જીવણભાઈ!" અને જીવણ કાકા ડૂસકે ભરાઈ ગયા. બાપુજીએ એક હાથ એમની આંખો પર દીધો. જરાક ડૂસકાં શમ્યાં એટલે કાકાએ કહ્યું: "મોટાભાઈ, પાંચ વરસ પહેલાં તમારે ત્યાં ચોરી થયેલી. એ ચોરી મેં જ કરાવેલી. હું ગુનેગાર છું. મને માફ કરો!" કહીને કાકાએ એક નાની પોટલી બાપુજીને આપી: "એમાં દાગીના છે, રૂપિયા છે અને ભાભીનાં પગનાં સાંકળાં છે. આ સાંકળાં ભાભીને મેં જ કરાવી આપેલાં." અને સાંકળાં લઈને કાકા ઊઠ્યા. બાને પગ આગળ સાંકળાં મૂકીને એમણે ચરણરજ લીધી. બાપુજી પાસે આવીને કહ્યું: "મોટાભાઈ, આજથી હવે આ ધંધો હરામ. તમારા ઉપવાસે તમારું તો જે ભલું કર્યું હોય તે ખરું, નાતનું મોઢું ઊજળું કર્યું છે અને મારો પુનર્જન્મ કર્યો છે." કાકાના હાથ બાપુજીના પગની આસપાસ વિંટળાઈ વળ્યા. બાપુજીને આટલા સુખી અને આટલાં પ્રસન્ન મેં ક્યારેય જોયાં નહોતાં. મારી નાની આંખોએ પણ અચરજ જોયું. ક્રૂર અને બિહામણું લાગતું જીવણકાકાનું મોઢું પહેલા વરસાદથી નાહીધોઈને નીતરેલી પ્રકૃતિ જેવું સ્વચ્છ અને સ્નેહાળ બની ગયું હતું.

ત્યારથી મારા અંતરમાં બલિદાન અને સમર્પણ એ શબ્દો મટીને સદ્ભાવના બની રહ્યાં.

---

[ અનુસંધાન પૃ. ૨૪૭થી ]

" કાવ્યવાહન તરીકે મુક્તછંદનો ચારે કોર ઉપયોગ ચાલુ છે. એ આજે વાદ જેવું નથી."

" હવે, બત્રીસીએ ચઢેલા કોઈ 'વાદ' વિષે કહો."

" દક્ષિણ કર્ણાટક અને ઉત્તર કર્ણાટકની બોલભાષા જુદી હોવાને લીધે અને લેખનમાં બોલીનો ઉપયોગ અધિકાધિક પ્રમાણમાં શરૂ થવાને લીધે ગ્રાંથિક ભાષાસંબંધી હજીય મોટો વાદ ચાલે છે."

" આ ભાષિક વાદ થયો. લલિત વાઙ્મય સંબંધી કોઈ વાદ પ્રગટ્યા હશે જ."

" ગોકાકની નવલકથાઓ અને જાગીરદારનાં નાટકોને લીધે લોકોએ ઠીક વાવંટોળ જગાડ્યા. બધી ભાષાઓની જેમ કાનડીમાં પણ પાવિત્ર્યવિડંબનાનો વાદ પ્રગટ્યો. પ્રગતિશીલ લેખક, સાંકેતિક અને રૂઢ કલ્પના વિરુદ્ધ નાપસંદગી—એ બતાવી શકાય. આના કરતાં વાદ જેવું કાંઈ વિશેષ નથી."

" મરાઠી લેખક જ ભાંડખોર જણાય છે ત્યારે તો! ખેર! તમારાં પુસ્તકોની આવૃત્તિ કેટલી પ્રતોની હોય છે? લેખન ઉપર સાહિત્યકાર જીવી શકે છે કે?"

" બેન્દ્રે, પુટ્ટપ્પા જેવાનાં પુસ્તકોની હજાર પ્રતની આવૃત્તિ ખપતાં ૭–૮ વરસ લાગે છે. પાનાં દીઠ ઘણું તો રૂપિયો. ૧૦ થી ૧૫ ટકા લેખકને ભાગે આવે છે. મહારાષ્ટ્રના જેવી અમારે ત્યાં પ્રકાશન સંસ્થાઓ નથી. કૃષ્ણરાવ અને કારંત એ પોતાના પ્રકાશક છે. એમને પૈસા મળતા હશે, બાકી એકંદરે કાનડીમાં સરસ્વતી અને લક્ષ્મીનું ખડાષ્ટક જ છે."

" મરાઠીમાં પણ ત્યારે બીજું શું છે?"

" અરે, તો પણ પથ્થર કરતાં ઈંટ પોચી!"

# સ્વાધ્યાય અને સમીક્ષા

**Journal of the Oriental Institute**-વડોદરા યુનિવર્સિટીના પ્રાચ્યવિદ્યા વિભાગનું ત્રૈમાસિક—તંત્રી ગોવિંદલાલ એચ. ભટ્ટ, અધ્યક્ષ પ્રાચ્યવિદ્યામંદિર. લવાજમ રૂ. ૧૫ છૂટક રૂા. ૪–૮–૦.

આ ત્રૈમાસિક સપ્ટે. ૧૯૫૧થી શરૂ થયું છે અને તે પછી ડિસે. '૫૧ અને માર્ચ '૫૨ના એમ કુલ ત્રણ અંક પ્રગટ થયા છે. અત્યારસુધીમાં રૉયલ કદના સારા કાગળ-છપાઈનાં ૩૦૦ પૃષ્ઠનું વાચન એણે પૂરું પાડ્યું છે અને એ ઉપરાંત ત્રણ હપ્તે થઈ 'તામ્બૂલ મંજરી'ની વાચના રજૂ કરી છે.

આવા એક સંશોધન ત્રૈમાસિકની દેશના આ ભાગમાં જરૂર હતી. ગુજરાત વિદ્યાસભાના સંશોધનવિભાગનો એવું સામયિક પ્રગટ કરવાનો વિચાર ચાલ્યા કરતો હતો. વડોદરા યુનિવર્સિટી સ્થપાતાં ત્યાંના પ્રાચ્યવિદ્યામંદિરને પણ કાંઈક તાજગી મળી. એના એક મુખ્ય કાર્ય તરીકે વાલ્મીકિ 'રામાયણ'ની શાસ્ત્રીય વાચના (પૂનાનું ભાંડારકર ઇન્સ્ટીટયુટ મહાભારતની આપે છે એવી) તૈયાર કરવાનું યોજાયું. એ કાર્ય દેશપરદેશની વિદ્યાપ્રવૃત્તિના નકશામાં યથાસ્થાને મૂકાય તે માટે એક સામયિકની આવશ્યકતા સહેજે રહે. ત્રૈમાસિક-ના ત્રણ અંકો પ્રગટ થયા છે તે આશાપ્રેરક છે. દેશના અનેક વિદ્વાનોના વિચારપૂર્ણ લેખો એમાં મળ્યા છે. પણ 'રામાયણ'ના કાર્યમાં થતો વિકાસ એમાં પ્રતિબિંબિત થતો રહેશે એટલી એની એવાં બીજાં સામયિકોથી વિશેષતા રહેશે. આ તરફના વિદ્વાનો આવાં સામયિકો દ્વારા પોતાના અભ્યાસવિષયોનાં તારણો બહોળા વિદ્વત્સમાજ સમક્ષ ધરવા પ્રેરાય તો પણ એ એની એક વધુ ઉપયોગિતા લેખાય.

સામયિકમાં પહેલા અંકથી જ દેશપરદેશનાં પ્રાચ્યવિદ્યા-નાં સામયિકોના ચાલુ અંકોમાંની પસંદગીની વાચનસામગ્રી-ની યાદી આપવામાં આવે છે એ બહુ સારું થાય છે.

આ ત્રૈમાસિક અંગ્રેજીમાં નીકળે છે. હિંદીમાં હોય તો એક સારી પ્રણાલી વેળાસર અપનાવી લેવાય.

ઉ.

---

## સાભાર સ્વીકાર

**અસહકારનો વિચાર** : મથુરાદાસ ત્રિકમજી. પ્ર. નવજીવન કાર્યાલય. પૃ. ૫૬. ૦–૮–૦. **વરસની શ્રેષ્ઠ વાર્તાઓ** : સં. ઉમાશંકર જોષી. પ્રા. એન. એમ. ત્રિપાઠી. પૃ. ૧૬૪. ૧–૧૨–૦. **પ્રેક્ષાદેવી** : ચુનીભાઈ કુહાતર. પ્ર. ગાંડીવ સાહિત્યમંદિર પૃ. ૨૨૦. રૂ. ૩ાા. The Year's Work in Literature, 1950 : પ્ર. બ્રિટિશ કાઉન્સીલ પૃ. ૯૦. **માણસાઈની વાતો** : સં. પીતાંબર પટેલ. સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય. પૃ. ૨૯૯ રૂ. ૨. **પ્રભુજી-રાખો લાજ અમારી** : સી. તેજપાલ. પ્ર. સૌરાષ્ટ્ર ચિત્રકલા સંઘ પૃ. ૧૦. **શિબિર** (વિદ્યાર્થીઓનું માસિક) : તંત્રી અને પ્ર. જમનાદાસ ઠક્કર, ૪૬–કેનાટ રોડ, મુંબઈ ૨૭. પૃ. ૨૪. વાર્ષિક રૂ. ૩. ગુરુકુલ વિશ્વવિદ્યાલય કાંગડી **Convocation Address** : ન્યાયમૂર્તિ બિજનકુમાર મુકરજી. **દાહોદ અનાજ મહાજન સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી**ની ધિ ન્યુ હાઈસ્કૂલનો ૧૯૪૪-'૫૨નો **રિપોર્ટ**. **Globe** (ત્રૈમાસિક) : તંત્રી જે. એલ. પંચોલી. પ્ર. ધ ગ્લોબ ફ્રેન્ડશિપ ક્લબ, સુરેન્દ્રનગર. વાર્ષિક સભ્ય ફી રૂ. ૩ાા.

### નૂતન સાહિત્ય પ્રકાશન

બધાંના પ્ર. નૂતન સાહિત્ય પ્રકાશન, પો. બો. નં. ૪૦૨ બી. મુંબઈ ૭. પ્રાપ્તિસ્થાન રાજકમલ પબ્લિકેશન્સ લિ. ૨૬, ચોપાટી રોડ, મુંબઈ–૭. **પ્રજાતંત્ર** (સચિત્ર) : રૉલિસ ઓમર ગૅાસલિન. પૃ. ૬૦. રૂ. ૧ાા. **મારાં સંસ્મરણો** (સંક્ષેપ અનુવાદ) : ઈલીનર રૂઝવેલ્ટ. પૃ. ૧૬૨ રૂ. ૧ાા. **વિરોધની શોધ** : પેનિંગ્ટન હેલ. પૃ. ૧૯૬. રૂ. ૧ાા. **પ્રકાશમાં તિમિર** : આર્થર કૅાસ્લર. પૃ. ૨૬૮. રૂ. ૧ાા. **મૉસ્કોમાં ત્રણ વર્ષ** : વાલ્ટર બેડલ સ્મિથ. પૃ. ૨૭૨. રૂ. ૧ાા.

## સૌરભો વિશ્વંભરની

કોને સ્મરે ? ભૂલે કોને ?–ઉપાસી ઇતિહાસનો ?

*

ઘેરાં ગાઢાં અભિનવ મહા કલ્પનાવાર ભરિયો,
મેઘલપાંખે ક્ષિતિજ ઘૂમતો, માઘનો કાવ્યમેઘ;
શિખરો માંડી ગગન વીંધતો, કાંગરાકોટ રચતો,
શબ્દગુફામાં ગૂઢ ગરજતો, બાણ બાજો હિમાદ્રિ.

*

બ્રહ્માવર્તે બ્રહ્મની છોળ છલતો,
રણસંગ્રામે નાખી બાહુ તરંગો.
શારદખંડે શશિયર સમાં અર્પતો કાવ્યરત્નો,
શકવર્તી, ચક્રવર્તી, અમિત ઉદધિ શો એ હતો હર્ષદેવ.

*

મનુકુળનાં મહારત્નો, કલાઓ ભવ્યકાળની,
સૌરભો વિશ્વંભરની : વન્દું સૌ એ વિભૂતિઓ.

*

યુગે યુગે પલ્લવપત્ર પાંગરી,
મન્વન્તરોના છાઈને માંડવાઓ,
અનન્તમાં ડાળહિંડોળ નાંખતી
ઇતિહાસની અમરવેલ અખંડ વાધે.

*

બ્રહ્મા કેરાં લોલ નયનેથી નિર્ગળ્યું,
પામ્યું વિષ્ણુઆશિષો હસ્તપદ્મની,
શંભુશિરથી ચન્દ્રમાએ વધાવિયું,
કાવ્યામૃત તો તત્ત્વ છે કાળપારનું.

કલ્પનાસૃષ્ટિનાં ઘેરાં ઘણાઓ ગાય કલ્પનો,
બોલે આયુષ્યના બોલે પુણ્યમન્ત્રો તો મહર્ષિઓ.

[ સદ્‌ગત નાનાલાલ દલપતરામ કવિના
હમણાં પ્રસિદ્ધ થયેલા ' શ્રીહર્ષદેવ 'માંથી ]

## ધરતીના સંગીતને શબ્દબદ્ધ કરનાર પર્લ બકની ષષ્ટિપૂર્તિ

૧૯૩૧માં " ધ ગૂડ અર્થ " ( ગુજરાતીમાં અનૂદિત "ધરતી" ) નામની નવલકથાના પ્રકાશન પછી વિશ્વવ્યાપી ખ્યાતિ કરનાર અમેરિકન નવલકથાકાર શ્રીમતી પર્લ બક આ જૂન માસની ૨૬મી તારીખે સાઠ વરસ પૂરાં કરે છે.

શ્રીમતી પર્લ બકે તો વિપુલ સાહિત્ય સર્જ્યું છે છતાં એમની લાક્ષણિક અને નોંધપાત્ર કૃતિ તો આ લેખિકા માટે નીવડેલી નવલકથા " ધ ગૂડ અર્થ "ને જ ગણી શકાય. આ ચીની ખેડૂત વાંગ લૂંગ અને એના ધરતીપ્રેમનું આલેખન, સહધર્મચારિણી તરીકે કંગાલિયત અને દુષ્કાળમાં પણ પડખે ઊભી રહેતી પત્ની ઓ-લાનનું ચરિત્રચિત્રણ છે, પર જેમને પ્રેમ નથી એવા ત્રણ બાળકોની તસ્વીર પણ આ જોવા મળે છે. ૧૯૨૦થી ૧૯૩૦ના દાયકામાં જ્યારે ઘણા સામાજિક તંત્રનાં માળખાં હલમલી ઉઠેલાં એ વેળાની વ્યાપી મંદીના પડઘા " ધ ગૂડ અર્થ "માં ઝિલાયા છે. ખેડુ જનતાની અનોખી જીવનશૈલીને શબ્દબદ્ધ કરવાનો કથામાં કદાચ સહુથી વધુ સફળ પ્રયત્ન થયો છે.

" ધ ગૂડ અર્થ " નવલકથા પ્રગટ થયા પછી ૨૧ મહિના વધુમાં વધુ ખપત ધરાવનાર પુસ્તકોમાં એ મોખરાનું જાળવી રહી હતી. ૧૯૩૨માં આ કથાને પુલિત્ઝર પારિતોષિક અપાયેલું. જુદીજુદી ૨૦ ભાષાઓમાં એનાં ભાષાંતર થયાં. આ કથા ઉપરથી નાટક રચાયેલું અને એનું બોલપટ પણ ઊતરેલું.

૧૯૩૮માં શ્રીમતી પર્લ બકને સાહિત્યનું નોબેલ પારિતોષિક અર્પણ થયું.

પર્લ સાઇડેન સ્ટ્રીકરનો જન્મ અમેરિકાના વેસ્ટ વર્જિનીયા રાજ્યના હિલ્સબોરો શહેરમાં થયો હતો. એમનાં માતા ' મિશનરી ' હતાં. બાલિકા પર્લનું બાળપણ ચીનમાં એકદરે વીત્યું હતું. યાંગ્સે નદી પર ચિંગકીઆંગમાં તેઓ રહેતાં. બાલિકામાં પહેલવહેલા સાહિત્યસંસ્કાર ચીની આયાએ રેડેલા. આ આયા બૌદ્ધ જાતકકથાઓ અને તાઓ ધર્મગ્રંથોમાંથી કથાઓ કહી સંભળાવતી.

પર્લની ઉંમર ૧૫ વરસની થઈ ત્યાં સુધી તો એમનાં માતા જ શિક્ષણ આપતાં. પંદરમે વરસે પર્લને શાંઘાઈની છાત્રશાળામાં દાખલ કરાયાં. શ્રીમતી પર્લ પોતાનાં માતા અંગે કહે છે: "

...માં રહેલા સૌન્દર્ય અને વ્યંજનાશક્તિનું મારાં માતાએ મને ભાન કરાવ્યું હતું."

સત્તરમે વરસે પર્લ પોતાને વતન અમેરિકામાં આવ્યાં અને વર્જિનીઆ રાજ્યના લિંચબર્ગની રેન્ડોલ્ફ-મેકન વિમેન્સ કૉલેજમાં દાખલ થયાં. ૧૯૧૪માં ગ્રૅજ્યુએટ થઈને તેઓ ફરી ચીન ગયાં અને ત્યાં ત્રણ વરસ પછી યુવાન અમેરિકન મિશનરી જ્હૉન બક સાથે લગ્નગ્રંથિથી જોડાયાં. પતિ સાથે તેઓ ઉત્તર ચીનમાં પાંચ વરસ રહ્યાં એ દરમિયાન દુષ્કાળ, ત્રાસપ્રવૃત્તિ વગેરે આફતોમાંથી પસાર થતી ચીનની જનતાનું એમણે પ્રત્યક્ષ દર્શન કર્યું અને એના જીવનને જોવાની સૂઝ પણ કેળવી.

એ પછીના એક દાયકા સુધી શ્રીમતી પર્લ બકે યુનિવર્સિટી ઑફ નાનકિંગ અને ચૂંગ યાંગ યુનિવર્સિટીમાં અંગ્રેજી સાહિત્યના અધ્યાપક તરીકે કામ કર્યું. આ દરમિયાન બે પુત્રીઓને ઉછેરવા-ની અને બીજી ઘરગથ્થુ ફરજો તો એમના પર હતી જ. વચ્ચે ૧૯૨૫માં એક વરસ તેઓ અમેરિકા જઈ આવ્યાં અને ન્યુ યૉર્કની કૉર્નેલ યુનિવર્સિટીમાંથી માસ્ટર ઑફ આર્ટ્સની પદવી લેતાં આવ્યાં.

દેવળોના મિશનરીઓની કેટલીક કાર્યરીતિઓ અંગે ૧૯૩૨માં શ્રીમતી પર્લ બકે ટીકાત્મક પ્રવચન કર્યું અને એક સામયિકમાં લેખ પણ લખ્યો તેથી પોતે જ્યાં નોકરી કરતાં હતાં એ વિદેશી મિશનોની સમિતિમાં વિખવાદ ઊભો થતાં પોતે રાજીનામું આપી દીધું. ૧૯૩૪માં તેઓ અમેરિકા જઈને પોતાની પ્રકાશક-પેઢી જ્હૉન ડે કંપનીમાં નોકરીએ રહ્યાં. એ જ વરસે બકદંપતીએ છૂટાછેડા લીધા અને પછીને વરસે શ્રીમતી પર્લ પોતાની પ્રકાશન-પેઢીના પ્રમુખ રિચર્ડ વૉલ્શ સાથે પરણ્યાં.

આજે વૉલ્શ દંપતી પેન્સીલ્વેનીઆમાં એક ખેતર પર રહે છે. સાથે શ્રીમતી પર્લની બે પુત્રીઓ, એ પુત્રીઓનાં છ બાળકો તથા નવ દત્તક બાળકો પણ રહે છે. શ્રીમતી પર્લ ઘણોખરો સમય લેખનકાર્યમાં ગાળે છે.

આજ સુધીમાં શ્રીમતી પર્લે ૧૫ નવલકથાઓ તથા બાળકો માટેનાં ૨૩ પુસ્તકો લખ્યાં છે. "ધ ગૂડ અર્થ" ઉપરાંત એમની બીજી જાણીતી નવલકથાઓમાં ડ્રૅગન સીડ, ધ મધર, ધ પેટ્રીઅટ, પોર્ટ્રેટ ઑફ એ મૅરેજ, પેવીલીઅન ઑફ વિમેન, કિનફોક અને બીજીઓની ગણી શકાય.

શ્રીમતી પર્લે ઇસ્ટ ઍન્ડ વેસ્ટ એસોસીએશન નામની એક સાંસ્કૃતિક સંસ્થા સ્થાપેલી અને એમાં તેઓ પ્રમુખનો હોદ્દો ધરાવે છે. એશિયા અને યુરોપની પ્રજાઓ અંગે અમેરિકામાં બહેતર સમજદારી કેળવવાનો આ સંસ્થાનો ઉદ્દેશ છે.

"ચીની જીવનનું સમૃદ્ધ અને મહાકાવ્યની કક્ષાનું આલેખન" કરવા બદલ ઘણી અમેરિકન સંસ્થાઓએ શ્રીમતી પર્લ બકનું બહુમાન કર્યું છે. ૧૯૩૩માં યેલ યુનિવર્સિટીએ એમને માસ્ટર ઑફ આર્ટ્સની માનદ પદવી આપેલી. ૧૯૩૫માં કલ્પક (વાર્તા-નવલકથા વગેરે) સાહિત્ય માટેનો હૉવેલ્સ ચન્દ્રક પણ એમને અપાયેલો. ૧૯૩૬માં નેશનલ ઇન્સ્ટીટ્યૂટ ઑફ આર્ટ્સ ઍન્ડ લેટર્સ નામની સંસ્થામાં શ્રીમતી પર્લ બકને સભ્યપદ અપાયેલું.

કોલમ્બીઆ યુનિવર્સિટીની પત્રકારત્વશાળા સમક્ષ એક વેળા પ્રવચન કરતાં શ્રીમતી પર્લ બકે કહેલું: "મારે કબૂલ કરવું જોઈએ કે હું કાંઈક વિચિત્ર પ્રકૃતિની વ્યક્તિ છું...કેમ કે, સાચી વાત તો એ છે કે નવલકથાઓ લખ્યા વિના મને ચેન નથી પડતું."

[ **યુસીસ**, ૨૧ જૂન ૧૯૫૨ ]

## સ્વતંત્ર પત્રકારત્વ

આ (પોણાબે સદીથી ચાલતા 'ટાઈમ્સ'ના ઇતિહાસના ચાર ગ્રંથોમાંના) ઐતિહાસિક અવલોકન ઉપરથી સ્વતંત્ર અખબારના ભાગ્યને વાસ્તવિક દૃષ્ટિથી જોઈ શકાય છે. સ્વતંત્રતા જાળવી રાખવા માટે અવૈકલ્ય-શુચિતા-(integrity) એ જ પૂરતી વસ્તુ હોય એમ દેખાતું નથી. જો સંપાદકીય લખાણો સ્વતંત્ર મિજાજથી લખાય એવો ખ્યાલ હોય તો મિલકત સધ્ધર અને પોતાના આર્થિક ટેકા ઉપર ઊભેલી હોવી જોઈએ. આને માટે બદલાતી જાહેર રુચિ ઉપર સતત ધ્યાન રાખવાની જરૂર રહે છે; ગયા યુદ્ધ પૂર્વે 'ટાઈમ્સ'ના દેખાવને અદ્યતન ઉઠાવ આપવા માટેની યોજના ત્રણ વરસ સુધી ઘડાતા રહી-અને એક શનિ-રવિએ એને અમલમાં મૂકી દઈ-એવી ખબરદારી બતાવવામાં આવી હતી. અખબારના ઉત્પાદનની વેપારી બાજુની ઉપેક્ષાથી ભલભલાં પ્રસિદ્ધ અને ઉપયોગી અખબારોએ પોતાનો નાશ નોતર્યો છે. આ આફત દૂર રાખી શકાય ત્યારે પણ, જાહેર વાચકજનતાનો વિશ્વાસ સંપાદન કરવા અને જાળવવા માટે સતત જાગ્રતિની જરૂર રહે છે. બનાવોનું તોલન એ ક્યારેય દોષમુક્ત તો ન જ હોઈ શકે. પત્રકારોની ભૂલ થાય છે, જેમ રાજનીતિજ્ઞોની થાય છે અને જાહેર અભિપ્રાયની પણ થાય છે. પત્રકાર વધુમાં વધુ જો કોઈ વાતની ખેવના રાખી શકે તો તે એ કે એને સમાચારો ભેગા કરવામાં અને એમનો અર્થ ઘટાવવામાં અર્થકારણ કે રાજકારણ ક્યાંય અડચડણરૂપ ન બને...એની ('ટાઈમ્સ'ની) નોંધમાં, બાર્નેસના દિવસથી માંડીને આજ સુધીમાં, એવું કોઈ બિંદુ નથી, જ્યારે એને બહારના દબાણને વશ થવું પડ્યું હોય કે પ્રિન્ટીંગ હાઉસ સ્ક્વૅરમાં સ્વતંત્રપણે અને સહૃદયપણે બનાવોનો પોતે જે અર્થ ઘટાવ્યો હોય તે વાચકોને આપવામાં એ પાછું પડ્યું હોય.

[ લંડન 'ટાઈમ્સ વીકલી રિવ્યૂ'ના એક અગ્રલેખમાંથી ]

# હિન્દ - દરેક કામને લાયક સાઈકલ

તમને ખાડા ટેકરાવાળા ગ્રામ્ય રસ્તાઓ ઉપર ખાસ ફરજ બજાવવાને કે શહેરના રાજમાર્ગો ઉપર આસાનીથી સ્વારી કરવાને સાઈકલ જોઈતી હોય તો 'હિન્દ' જ તમારા માટે લાયક સાઇકલ છે. હિન્દની પરિસ્થીતિને અનુપમ રીતે માફક આવે એવી તે છે કારણ કે ફોર્ક અને ફ્રેમ રી-ઈન્ફોર્સ કરેલ હોવાથી તે વિશેષ મજબુત બની છે.



# લોકશાળા

**આજે** આપણી હાઈસ્કૂલોમાં જે રીતે ને જે પ્રકારે માધ્યમિક કેળવણી અપાઈ રહી છે તેનાથી આપણી સરકારે, આપણી પ્રજાએ, આપણાં માબાપો ને આપણા વિદ્યાર્થીઓએ વહેલી તકે છૂટી જવું જોઈએ. હું તો શિક્ષકોએ પણ છૂટા જવું જોઈએ એમ કહેવાની હિંમત કરું. કારણ ?

૧. લોકશાળાની કેળવણી કોઈપણ ઉત્પાદક શ્રમની આસપાસ ગોઠવાય છે. તેથી જીવનમાં ઉત્પાદક શ્રમને પ્રતિષ્ઠા મળે છે. ૨. લોકશાળામાં જીવનનાં ખોટાં મૂલ્યાંકનો ઊભાં થતાં નથી પણ સાચાં મૂલ્યાંકનો ઊભાં થાય છે. દા. ત. ઊંચનીચનો ભેદ ઊભો થતો નથી. ગરીબતવંગરનો ભેદ ઊભો થતો નથી; સૌ મહેનત કરે છે ને ખાય છે. ૩. લોકશાળામાં વિષયો તો બધાય શીખવવામાં આવે છે જેવા કે ખેતી, ઉપરાંત ગુજરાતી, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજકારણ, હિન્દી, ધર્મ, વિજ્ઞાન; પણ તે તે વિષયોના જ્ઞાન ઉપર ભાર દેવામાં આવે છે તેના કરતાં એ તમામ જ્ઞાનના જીવન સમન્વયથી ઊભી થતી માનવતા ઉપર વધારે ભાર દેવામાં આવે છે. ૪. આજે આપણી હાઈસ્કૂલોમાં આપણા શિક્ષણની ને જીવનની વચ્ચે વિસંવાદ દેખાય છે, શિક્ષકોના શબ્દો ને જીવન વચ્ચે વિસંવાદ દેખાય છે, શિક્ષકો ને વિદ્યાર્થીઓના જીવન વચ્ચે વિસંવાદ દેખાય છે તેથી કરીને આખુંય શિક્ષણ જાણે અનેક જાતના વિસંવાદોનું પોટલું હોય એવું બની ગયું છે. પરિણામે શિક્ષણ વિદ્યાર્થીના જીવનને આવા વિસંવાદોના ઘર્ષણ વચ્ચે જ મૂકીને તેમનામાં ખોટો વિસંવાદ ઊભો કરે છે. લોકશાળા એક રીતે શિક્ષકોનો ને વિદ્યાર્થીઓનો—નવી જાતના કુટુંબ જીવનનો મોટો અખતરો છે એટલે જીવનનાં ઘણાં સૂક્ષ્મ મૂલ્યો એમાંથી અનાયાસે ઊભાં થાય છે. ૫. આજનું આપણું હાઈસ્કૂલનું શિક્ષણ આપણને આપણી મોટા ભાગની પ્રજાથી અળગા પાડે છે. માટે લોકશાળા આવી રીતે એ પ્રજા સાથે સાંધે છે.

લોકશાળાના આ અને આવા બીજા કેટલાય લાભો અપાવી શકાય. આવી લોકશાળાઓ તરફ આપણા શિક્ષિત લોકોનો એક જાતનો અણગમો છે; કારણ કે એમણે જાતે લોકશાળા ને એનું કામકાજ જોયું નથી. લોકશાળાઓ વિષે આપણી આમ પ્રજામાં થોડાએક ખોટા ખ્યાલો છે.

કેટલાંક માબાપો માને છે કે લોકશાળા એ ખેડુ વિદ્યાર્થીઓ માટે જરૂરી છે પણ શહેરી વિદ્યાર્થીને માટે હાઈસ્કૂલ સારી. આ માન્યતા ભૂલભરેલી છે. શહેરી કે ગામડિયા, ગરીબ કે તવંગર, બ્રાહ્મણ કે ખેડુ, કોઈ પણ વિદ્યાર્થીના જીવનના પાયામાં એક જાતનો ઉત્પાદક શ્રમ આવશ્યક છે અને આવા ઉત્પાદક શ્રમ વિનાનું જીવન નકામું છે એટલું જો આપણે સ્વીકારીએ તો લોકશાળામાં પ્રધાન શ્રમ પ્રવૃત્તિ ખેતીની હોય, કે બીજી હોય તેની તકરાર રહેતી નથી. આપણે જુદા જુદા ઉત્પાદક શ્રમોવાળી જુદી જુદી લોકશાળાઓ ઊભી કરવી જોઈએ—ખેતી, વસ્ત્રવિદ્યા, સુતારીવિદ્યા, લુહારીવિદ્યા, શિક્ષણવિદ્યા વગેરે.

કેટલાક ભાઈઓ લોકશાળાઓને ખેતીશાળાઓ ગણે છે એ પણ બરાબર નથી. લોકશાળામાં ઉત્પાદક શ્રમ તરીકે ખેતી હોય પણ એનો અર્થ એવો નથી કે એ ખેડુ વિદ્યાર્થીને જીવનના ઉપયોગી વિષયો ન અપાય. ખેડુ વિદ્યાર્થીને પણ એક સારા ગ્રામવાસી તરીકે ભાષા, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન વગેરે મેળવવું જોઈએ તે લોકશાળામાં મળે છે.

[ શ્રી નાનાભાઈ ભટ્ટ : 'કોડિયું' લોકશાળા અંકમાં

# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું : અંક દસમો

તંત્રી :
ઉમાશંકર જોષી

ઑક્ટોબર ૧૯૫૨



રામ અને જનક : ચિત્રકાર મનોહર. ફતેપુરની ૧૬૪૮ની રામાયણની હસ્તપ્રતમાંથી. વડોદરા મ્યુઝિયમના સૌજન્યથી.



# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું                                                  અંક દસમો

## અનુક્રમણિકા : ઑક્ટોબર ૧૯૫૨


| | | |
|---|---|---|
| કવિતા વગર જીવવાની કળા | ઉમાશંકર જોષી | ૩૬૧ |
| સમયરંગ | તંત્રી | ૩૬૨ |
| વિચારક તપસ્વી | ઉમાશંકર જોષી | ૩૬૪ |
| મૌન | સુન્દરમ્ | ૩૬૫ |
| ભારતસ્તોત્ર | પ્રજારામ | ૩૬૫ |
| મુજને મુજની જ ભીતિ | ભાનુપ્રસાદ ત્રિવેદી | ૩૬૫ |
| સાહિત્યકારોને | વિનોબા ભાવે | ૩૬૬ |
| કલાનો ધર્મ | મનસુખલાલ ઝવેરી | ૩૬૮ |
| ત્રીજું સુખ તે ઘરસંસાર | શારદાબહેન મહેતા | ૩૭૧ |
| ઘર | રે. બ્રાડબરી અનુ. કેતન મુનશી | ૩૭૪ |
| આપણો હાસ્યરસ | ભાઈલાલ પ્ર. કોઠારી | ૩૭૭ |
| સમર્પણનું ગીત | સં. પુષ્કર ચંદરવાકર | ૩૮૨ |
| શેક્સ્પિયર : સ્વલ્પ પ્રશસ્તિ | રતિલાલ મોહનલાલ ત્રિવેદી | ૩૮૫ |
| આદમથી શેખાદમ સુધી | શેખાદમ આબુવાલા | ૩૮૬ |
| બોલીનું સ્વરૂપ | પ્રબોધ બેચરદાસ પંડિત | ૩૮૭ |
| જિપ્સીની આંખે : | 'જિપ્સી' | ૩૯૩ |
| એ 'ચીજ' | | |
| 'લહેકંતા પાવા તે વાગ્યા મલકમાં' | | |
| સાભાર સ્વીકાર | ... | ૩૯૫ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | ઉમાશંકર જોષી | ૩૯૬ |
| અર્ઘ્ય | તંત્રી | ૩૯૮ |




સંસ્કૃતિ કાર્યાલય વતી મુદ્રક-પ્રકાશક: કિશનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.

**લેખક મિત્રોને વિનંતિ:-**

* લખાણ કાગળની એક બાજુ ... સ્વચ્છ અક્ષરે લખાયેલું, ... પ્રમાણેની નોટણીવાળું ... મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે ... સાથે જવાબી પરબીડિયું ... આવશ્યક છે.

**સૂચનાઓ :**

* દર માસની સાતમી તારીખે ... પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન ... ટપાલમાં તપાસ કર્યા ... કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક ... લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા ... માંના અભિપ્રાય માટેની જવાબ... તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આ... છે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

**એન. એમ. ત્રિપાઠી, લિ. મુંબઈ**
**જીવનસાહિત્યમંદિર, અમદાવાદ**
**ભારતીસાહિત્યસંઘ, અમદાવાદ**
**ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવાદ**
**ગાંડીવ સાહિત્યમંદિર, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨**
**ગાંડીવ સાહિત્યમંદિર, લાલગેટ, સુરત**
**એલ. કે. મેઘાણી** : અમરતોલા સ્ટ્રીટ, કલકત્તા ૧.
**પ્રભાકર બ્રધર્સ**, પો. બો. ... નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

**લવાજમ :**

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ. ... અથવા શિલિંગ ૧૪. છૂટક નકલના બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :

**સંસ્કૃતિ કાર્યાલય**, એલિસ-બ્રિજ. અમદાવાદ-૬

# સંસ્કૃતિ

सत्यं परं धीमहि।

ઑક્ટોબર ૧૯૫૨




## कविता वगर जीववानी कळा

**ગામડાંની** શાળાઓમાં વિદ્યાર્થીઓ સાથે વાતો કરતાં ક્યારેક એમને એક વિનંતિ કરું છું: 'કવિતાની છૂટકછૂટક સો પંક્તિ જેને કંઠસ્થ હોય તે હાથ ઊંચો કરશો?' પણ કોણ હાથ ઊંચો કરે? 'પચાસ?' તો પણ એ જ સ્થિતિ. હાઈસ્કૂલનું સુંદર મકાન હોય, અનુભવી તેમ જ નવા તરવરાટવાળા શિક્ષકો હોય, એકંદરે આજે કેળવણીનાં સારાં સાધનો ગણાય છે તે હોય, છતાં આ સ્થિતિ! કેળવણીની પદ્ધતિનો દોષ કાઢીશું?

ભાષાના અભ્યાસનું કોઈ એક મોટું શ્રેય હોય તો તે ભાષાની કવિતાનો આસ્વાદ કરવા મળે છે એ છે. કવિતાની પંક્તિઓનો મોટેથી ઉચ્ચાર કરવાથી ચિત્ત પ્રસન્નતાથી ભરાઈ જાય છે, લોહીમાં એક જાતની સુરાવટ અનુભવાય છે. ભણવાનાં સાધનો વધ્યાં અને ભણતર દ્વારા મળતી એક ઉત્તમ વસ્તુથી જ આપણે વંચિત રહીએ એ કેવી સ્થિતિ? અભણ ગણાતાં ગ્રામવાસીઓ કવિતા વગર જીવી શકતાં દેખાશે નહિ. ચાલુ બોલચાલની ભાષામાં કહેવતો અને દૃષ્ટાન્તોની ફોરમ હોય, એ ઉપરાંત એમને કેટકેટલાં દુહા, ગીતો અને ભજનો કંઠે હોય. કોઈ કોઈ ને તો આખાં આખ્યાનો અને વ્રતકથાઓ મોઢે હોય. નાનપણમાં અમારા ખેડુભાઈ ને મોંએ દાતણ કરતાંની સાથે નરસિંહની લીટીઓ અચૂક સાંભળવા મળતી: "જાગો, જાગો ને જાદવા, તમને જગવે જશોદામાત; તમારે જાગે સરવે જાગશે, તમે જાગોને જગનાથ. લીલી પીળી ને પોપટી કાંઈ બગલા પારેવડી ગાય; બોલાવી ટહુકો કર્યો..." અભણ માણસો કવિતા વગર જીવી ન શકે, આપણે મોટે ઉપાડે ભણવા નીકળ્યા છીએ તેઓ કવિતા વગર જીવવાની કળા હસ્તગત કરી બેઠા છીએ!

મારા અનુભવ કરતાં એક કૉલેજના અધ્યાપકનો અનુભવ વધુ ચોંકાવનારો હતો. તેઓ કહે, બી.એ. ઑનર્સના સંસ્કૃતના વિદ્યાર્થીઓને મેં વિનંતિ કરી કે જેને કોઈ પણ વીસ શ્લોક યાદ હોય તે હાથ ઊંચો કરે. કોઈએ ન કર્યો. દસ શ્લોક યાદ હોય તે કરે. તો પણ નિરાશા સાંપડી.

આનો અર્થ એ નથી કે આપણા વિદ્યાર્થીઓના મનની ગ્રાહક શક્તિ પ્રસુપ્ત છે અથવા અવાવર પડી છે. કુદરતને શૂન્યતા માટે જુગુપ્સા છે. (Nature abhors vacuum.) એ ગ્રાહક શકિત પછી ગમે તે સામગ્રીથી મનને ભરી દે છે. પ્રવાસે ગયા હોઈએ અને ક્યાંક આખી મંડળી ગમ્મત સાથે સમય ગાળવા માગતી હોય અને અંતકડીની રમત શરૂ થઈ તો જુઓ સૌને કેટલી બધી લીટીઓ યાદ છે! એક પછી એક સિને-ગીતોની રેકર્ડ ઉપર રેકર્ડો છૂટી જશે. પચાસ કે સો શું, સેંકડો પંકિતઓનો મારો તમારી ઉપર ચાલવાનો.

સસ્તાં નિઃસત્ત્વ સિને-ગીતોથી બાળકોને બચાવવાં હોય તો સિનેમા સામે જેહાદ જગાવવા કરતાં વધારે સાચો રસ્તો એ છે કે એમની રુચિ સાચી સત્ત્વશીલ સામગ્રી વડે પોષાવી જોઈએ. ઊંચો આનંદ એ અનુભવવા પામશે તો હલકી રંજકતા પાછળ ભટકવું એ ભાગ્યે જ પસંદ કરશે. પણ એને અમુક વસ્તુ છોડવા કહેવું એ પૂરતું નથી, સામેથી કંઈક સારી વસ્તુ એને આપવી જોઈએ.

આપણી કેળવણીએ આ પ્રશ્નની નોંધ લેવી જરૂરી છે. કેળવણીની વિધેયાત્મક અંતઃસામગ્રી (positive content) વધુ ને વધુ સમૃદ્ધ થાય એ ઇષ્ટ છે.

ઉમાશંકર જોષી

# સમયરંગ

## કવિતાવાચન

આપણે ત્યાં દલપત-નર્મદના સમયમાં ફાર્બસવિલાસ અને ફાર્બસવિરહમાં આવે છે તેમ કવિઓ એક સભામાં ભેગા મળીને કવિતા રજૂ કરતા. દલપત અને નર્મદ સ્વતંત્ર રીતે તો ઘણીવાર કરતા, ખાસ કરીને દલપતરામ. ૧૯૩૩ પછી આપણે ત્યાં પાછી એ પદ્ધતિ શરૂ થઈ. પછીથી મુશાયરાપ્રવૃત્તિએ એને ઘણો વેગ આપ્યો અને અંતે કાંઈક ઉપરછલ્લી અને નર્યા મનોરંજનની વસ્તુ બનવામાં એ સરી પડી. પણ લોકોને કવિતા સાથે સીધા સંબંધમાં મૂકવાની પદ્ધતિ એ હમેશાં આવકારપાત્ર છે અને કવિતા કાનની કળા હોઈ તેના પ્રકાશનનો એ સૌથી સાચો તરીકો છે. કવિતાનો જિવાતા પ્રજાજીવનના તથ્ય સાથેનો સંબંધ છેક છૂટી ન જાય એ માટે પણ એ જરૂરી છે. આપણાં ગામડાંમાં ફરતાં કવિઓને ઘણીવાર એ લાગ્યા વગર નહિ રહે કે બીજી બધી ચર્ચાઓ ચાલી શકે છે પણ અંદર જે કવિ છે તે પ્રજાના હૃદય સાથે જોડાવા ઉત્સુક હોય તો પણ બંનેનો મેળ સહેલાઈથી કરી શકાતો નથી. લોકગીતોના કુટુંબનાં ગીતો, સરળ કથાકાવ્યો, જેવી રચનાઓ દ્વારા જરૂર જનતા પાસે ઊભા રહી શકાય. છેલ્લા લેખકમિલન વખતે ચાણોદ મલ્હારરાવના ઓવારા ઉપર રાતે સહજ જામેલી મેદની આગળ આપણા નવ-કવિઓ જરૂર એ કરી શક્યા હતા.

હમણાં વિલેપાર્લે સાહિત્યસભા જુદા જુદા કવિઓને નિમંત્રી તેમની રચનાઓ સ્વમુખે રજૂ થાય એ માટે કાર્યક્રમો ગોઠવે છે. કાવ્યનો પાઠ ( recitation ) કેમ થાય એનો પણ આવા પ્રસંગે ખ્યાલ આપી શકાય. રેડિયો આ કામ ઘણી સારી રીતે કરી શકે, યથાશક્તિ કરી રહેલ પણ છે. મુંબઈ પ્રવૃત્તિસંઘે પોતાના સભ્યો સમક્ષ નિમંત્રિત કવિઓનો એક સુરેખ કાર્યક્રમ હમણાં આપ્યો હતો. જાણવા મળે છે કે બંગાળી ભાષાના કવિઓ કલકત્તામાં શેરીઓને ખૂણે રાતે કાવ્યરચનાઓ રજૂ કરે છે. પૅરિસમાં પણ આવી અજમાયશ થયેલી છે.

કવિતા જો જિવાતા જીવનમાં એક ઉત્તમ પ્રજાકીય પોષણ–આત્મપ્રસાદ રૂપે રહેવાની હોય તો એણે બંધિયાર રહ્યે પાલવવાનું નથી. ખાસ કરીને અત્યારે આપણા દેશમાં.

## વિચારની મુક્ત અવરજવર માટે અમેરિકામાં સાવધાની

'નેશન'માં એક લેખમાં ન્યૂયૉર્કના એક લાયબ્રેરિયને અમેરિકા-

તંત્રી

માં કેટલાક અમરિકી ગ્રંથપાલોએ અમુક અભિપ્રાયો પ્રગ... થાય તેવી સરમુખત્યારશાહી પદ્ધતિઓ અજમાવવી જોઈએ... બુમરાણ મચાવે છે તે સામે ચેતવણીનો સૂર ઉઠાવ્યો છે. રા... ધંધાદારી ગ્રંથપાલોના અમેરિકન લાયબ્રેરી ઍસોસિયેશને... અયોગ્ય માગણીનો વિરોધ કર્યો છે. અને માટે મળેલા... અધિવેશનમાં કહેવામાં આવ્યું કે ગ્રંથપાલોનું ધંધાકીય કર્તવ્ય... દરેક પ્રશ્નની બધી બાજુઓ ઉપર માહિતી પૂરી પાડવી. ૧૯... 'પુસ્તકાલય-હકનામું' પ્રગટ થયેલું અને ૧૯૪૮માં... સ્વીકારાયેલું તેમાં કહેવામાં આવ્યું છે કે વાચનસામગ્રીની પસં... સમાજના બધા સમુદાયોના રસ, માહિતી અને પ્રકાશની ભૂમિ... ઉપર થવી જોઈએ અને પક્ષના કે સિદ્ધાન્તના મતભેદોના... પુસ્તકાલયની અલમારીઓ પરથી પુસ્તકોને દૂર કરવામાં આવવાં... જોઈએ. નીતિ કે રાજકારણ અંગેના અભિપ્રાયોના સ્વયંસ્થા... ખેરખાંઓ અમરિકીવાદના આક્રમક ખ્યાલને જમાવવા માગે... તેમને ગ્રંથપાલોએ પડકારવા જોઈએ અને મુદ્રિત શબ્દ... માહિતી પૂરી પાડવાની પોતાની જવાબદારી પાર પાડવી જોઈએ... 'વૉશિંગ્ટન પોસ્ટ'ના તંત્રીલેખના એક લેખકે કહ્યું કે આપણે સોવિ...ના લોખંડી પડદાની ઠેકડી ઉડાવતા હતા. પણ તે તો એ... પગલાના ગુણ આપણા મનમાં ઊતર્યા ત્યાં સુધી. હવે આ... એમનું અનુકરણ કરીને એમને માન આપી રહ્યા છીએ. ... એન્જેલૉસના યુનિ. ગ્રંથાલયના ગ્રંથપાલ સ્મિથે કહ્યું : 'વૉ... કૉન્ફીડેન્શ્યલ'નાં ભભકદાર કૉમિક કે ચટકદાર વાર્તાઓ, જ્યાં ... આપણી વિચારની અવરજવરની પરનાળો ખુલ્લી છે ત્યાં ... આપણને લેશમાત્ર બગાડી શકે એમ નથી. બીજી બાજુ મને મોટો... ભય છે કે સહકારી કે બિનસહકારી સેન્સરશિપ ( તપાસ... પરવાનગી આપનાર કે રોકનાર સત્તા ) ઝડપભેર આપણું ... બગાડો લાવશે.

## ગુજરાતીઓની હિંદી કાવ્યરચના

આપણે ત્યાં હિંદી કવિતા લખવાની પરંપરા લગભગ અઢી... છે. દયારામના ૪૦ ગ્રંથ ગુજરાતીમાં તો લગભગ તેટલા જ હિંદી... છે. દલપતરામ અને બાલાશંકરે તો હિંદી રચનાઓ કરી જ... મહાકવિ નાનાલાલની છેલ્લી કાવ્યકૃતિ 'કાલકિ કુંજનમેં ક... ખેલૈયો' – અકસ્માત્ હિંદીમાં છે. સુન્દરમ્ અને રાજેન્દ્ર, ચિનાકિની...

પણ હિંદી રચનાઓ મળે છે. હવે આજે જ્યારે હિંદી આપણા હિંદી સંઘની સંઘ ભાષા થઈ છે, ત્યારે સંઘનાં જુદાં જુદાં રાજ્યોની ભાષાઓના લેખકો સ્વભાષા ઉપરાંત હિંદીમાં પણ સીધા લખે એવું જરૂરી, બનવું જોઈએ. એ હિંદી જૂની વ્રજ હોય એ ઠીક નહિ લાગે. કોઈવાર કોઈ ગીતમાં સૂરદાસ આદિની ઘેરી અસરને લીધે એમ થાય એ સમન્વય એવું છે, પણ નિયમ તરીકે તો આજની બોલાતી હિંદીમાં આપણી રચનાઓ થાય એ ઇચ્છવા જેવું છે. અને માટે હિંદી-ઉર્દૂની વર્તમાન કાવ્યપરંપરાઓનો ઠીકઠીક પરિચય કરી લેવો જોઈએ. અલબત્ત, નવી પરંપરા શરૂ કરવાનો અધિકાર પણ આપણને છે પણ તે બોલાતી હિંદીમાં હોય એ ઇષ્ટ છે.

**શતાબ્દીઓ**

૧૫ એપ્રિલ ૧૯૫૨ના રોજ પ્રસિદ્ધ ઇટાલિયન ચિત્રકાર, વિજ્ઞાનવિદ, યંત્રવિદ, સંશોધક, તત્ત્વજ્ઞ લિયાનાર્દો દ વિન્ચીની પાંચમી જન્મશતાબ્દી ગઈ. એના 'મોના લીસા' કરતાં પણ કેટલાકને વધુ સુંદર એવું, એણે ૨૨ વર્ષની ઉંમરે આલેખેલું, 'જીનેવ્રા બેન્ચી' વિયેનાથી ઉછીનું મેળવીને ઇંગ્લૅન્ડની નેશનલ ગૅલેરીમાં મૂકવામાં આવ્યું હતું.

ગુજરાતી સાહિત્યના એક રસસિદ્ધ કવિ દયારામની મૃત્યુ-શતાબ્દી ૯ ફેબ્રુઆરી ૧૯૫૨ના દિને હતી. આમ કોઈ કોઈ વરસે, કાંઈ નહિ તો ડભોઈમાં તો, દયારામજયન્તી ઊજવાય છે. આમ જોઈએ તો આપણે ત્યાં જયન્તીઓ ઊજવવાની ઘેલછા જેવું છે— સાહિત્ય સિવાયનાં ક્ષેત્રોમાં પણ એનો ચેપ લાગવા માંડ્યો છે. પણ દયારામ જેવા કવિનું શતાબ્દીપ્રસંગે સવિશેષ સ્મરણ ન કરીએ તો એનું રસ-ઋણ અદા કરવામાં પાછા પડ્યા ગણાઈએ.

છઠ્ઠી સપ્ટેમ્બરે અમદાવાદમાં જૈન કવિ વીરવિજયજીની કાળ-ધર્મ-શતાબ્દી ઊજવાઈ હતી. એમની જગાએ (અપાસરામાં) જ વિવિધ જૂથના મુનિમહારાજો અને જાહેર આગેવાનોની હાજરીમાં પ્રસંગ ઊજવાયો હતો. શ્રી પુણ્યવિજયજીએ વીરવિજયજીની કૃતિઓ ફરીથી છપાયેલી સુલભ થાય તે માટે સૂચના કરી હતી.

**ઇન્દોરની ફલશ્રુતિ**

ઇન્દોરમાં મળેલી અ. હિં. મ. સમિતિની બેઠકમાં કૉંગ્રેસ સરકારો અને કૉંગ્રેસ સમિતિઓ વચ્ચેના સંબંધની સ્પષ્ટતા કાંઈ થઈ નહિ. અગાઉ આચાર્ય કૃપાલાની અને શ્રી ટંડને જે મુદ્દો ઉઠાવ્યો હતો તેને જ શ્રી પાટીલે ગિરગામના ભાષણમાં છેડ્યો હતો. પણ એ વાત એટલે રહી. હવેની કૉંગ્રેસમાં પ્રમુખ તરીકે શ્રી નેહરુનું નામ બોલાય છે. કદાચ એવી સ્થિતિ કાયમની થઈ જાય કે હિંદના વડાપ્રધાનને કૉંગ્રેસના પ્રમુખ રહ્યાં જ કરવું પડે. ઇચ્છવા જેવી સ્થિતિ તો એ ન જ કહેવાય.

આપણી પરદેશનીતિ વિષે મૌલાના આઝાદે સુંદર વિવેચન કર્યું. ઠરાવ થયો કે પાંચ મહાસત્તાઓએ મળીને દુનિયાની શાંતિ માટે કાંઈક કરવું જોઈએ. બ્રિટને મૌન સેવ્યું છે પણ અમેરિકામાં આ ઠરાવના ઠીક પડઘા પડ્યા છે.

**નવા ચીનની મુલાકાતે**

તા. ૨૫મી સપ્ટેમ્બરે પેકિંગમાં ભરાનારી એશિયાઈ શાંતિ પરિષદ-માં અમદાવાદ શાંતિ સમિતિના પ્રતિનિધિઓ તરીકે શ્રી રવિશંકર મહારાજ, પ્રો. યશવન્ત શુક્લ અને શ્રી ઉમાશંકર જોષી હાજરી આપશે. શ્રી બાળ ગણેશ માવળંકર અને શ્રી મનહરલાલ પરીખ નિરીક્ષકો તરીકે હાજર રહેશે નૂતન ચીનમાં તેઓ પાંચ-છ અઠવાડિયાં રોકાવા વકી છે. તેઓમાંથી કેટલાક અન્ય એશિયાઈ દેશોની મુલાકાતે પણ જાય એવો સંભવ છે. તેઓ તા. ૨૦મી સપ્ટેમ્બરે કલકત્તાથી રવાના થયા છે.

## સપ્ટે.-ઑક્ટો. અંકના લેખકો

**વિઠ્ઠલ દત્તાત્રેય ઘાટે :** કેળવણીકાર અને કવિ. 'રવિ-કિરણમંડળ'ના એક સભ્ય. સ્વ. માધવ જ્યૂલિયન અને એમનો ભેગો કાવ્યસંગ્રહ બહાર પડેલો છે. 'કાંહીં મ્હાતારે' રેખાચિત્રો અને 'દેશદેશના લોકો' (ગુજ. ભાષાંતર) પ્રસિદ્ધ કૃતિઓ છે ડેપ્યુટી ડી. પી. આઈ.–પદેથી નિવૃત્ત થયા પછી કૉંગ્રેસ ઉમેદવાર તરીકે નવી ધારાસભામાં ચૂંટાયા છે.

**પ્રબોધ બે. પંડિત :** લંડનમાં ભારતીય ભાષાવિજ્ઞાન પર પીએચ. ડી. લઈ, એક વરસ ધ્વનિવિજ્ઞાનના વધારે અભ્યાસ માટે લંડન અને પૅરિસમાં રહ્યા. પૂર્વ યુરોપ અને સ્કેન્ડિનેવિયા, ફિન્લૅન્ડ વગેરેમાં મજૂર વિદ્યાર્થી અને વિદ્યાર્થીવક્તા તરીકે ફર્યા. ફર્થ, ટર્નર અને માસ્ટર જેવા વિદ્વાનોના શિષ્ય થવાની એમને તક મળી છે. પ્રસિદ્ધ ભાષાવિદ પં. બેચરદાસ દોશીના પુત્ર. હમણાં એલ. ડી. કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક છે.

**બબલભાઈ મહેતા :** પ્રસિદ્ધ રચનાત્મક કાર્યકર. 'મારું ગામડું', 'મહારાજ થયા પહેલાં' અને 'રવિશંકર મહારાજ' —પુસ્તકો પ્રસિદ્ધ છે. હમણાં ગુજરાતમાં ભૂમિદાનયજ્ઞપ્રવૃત્તિને વેગ આપવામાં પડ્યા છે. એ અંગેની સભાઓ માટે ગીતો ન મળતાં પોતે જ રચી દેવાં પડ્યાં.

**ભાઈલાલ પ્ર. કોઠારી :** મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી-માં ગુજરાતીના પ્રાધ્યાપક.

**ભાનુપ્રસાદ ત્રિવેદી :** ઉદયોન્મુખ કવિતાલેખક.

**શારદાબહેન મહેતા :** પ્રસિદ્ધ.

# વિચારક તપસ્વી

ગઈ ૯મીએ સાંજે ૫-૪૫ વાગ્યે વર્ધામાં શ્રી કિશોરલાલ મશરૂવાળાનું મૃત્યુ થતાં આખા દેશમાં — ખાસ કરીને ગુજરાતમાં અનેકને પોતાનો એક સ્વજન ગુમાવ્યા જેવું લાગ્યું. ૬૨ વરસના આયુષ્યમાં છેલ્લાં ચાલીસ જેટલાં વરસ એ દમની બીમારીમાં સપડાયેલા રહ્યા. મૃત્યુની સાથે એમની જાણે કે રોજની ભાઈબંધી હતી. બચપણમાં આશરે ઘરમાં જીરણ ભીંત તૂટી પડતાં પડખેના ઓરડામાંની અળશીનો ઢગલો ઘોડિયા ઉપર ફરી વળેલો ત્યારે પિતાએ માન્યું કે દીકરો ગયો, પણ બાળક બચી ગયો હતો. પિતાએ એને પોતાનો નહિ પણ પ્રભુનો માની બાળકના તરીકે ઘનશ્યામદાસનું નામ રાખ્યું. કિશોરલાલભાઈનું સમગ્ર જીવન કોઈ પરમ આદર્શને નિવેદિત હતું. नामिनन्देत मरणं नामिनन्देत जीवितम्—એ રીતે એ વર્તતા હતા. ગાંધીજીનાં 'હરિજન'પત્રો પોતે તંત્રી થવાની ના પાડે એ કારણે બંધ થઈ જતાં હોય તો એ ચલાવવાની જવાબદારી પોતે સ્વીકારવી — પછી ભલે એમાં જાત ઘસાઈ જાય — એવો એમણે નિર્ણય કર્યો. અને બીજી બાજુ કામ કરતાં કરતાં મૃત્યુ પામવા (ડાઇંગ ઇન હારનેસ)ના ખ્યાલનું પણ એ બહુમાન કરતા ન હતા. જીવન એ કાંઈ અકરાંતિયાની પેઠે જીવવાની વસ્તુ નથી. મૃત્યુ પણ આપણી કાંઈક સ્વસ્થ વર્તણૂકનું અધિકારી છે. કિશોરલાલભાઈ જોડે વાતો કરતાં છૂટા પડીએ ત્યારે અધૂરી વાતોને 'આપણી વાતો તો સનાતન છે' એમ સ્મિતપૂર્વક સમેટી લે. જીવનસાધનામાં ક્રમેક્રમે કિશોરલાલભાઈ ખસતા ખસતા એવા બિંદુએ પહોંચ્યા હતા કે ભલે વ્યવહારજીવનની સામાન્યમાં સામાન્ય વિગતોની વાત કરતા હોય, હમેશાં એમાં સનતનતાનો સ્પર્શ વરતાતો. એમની સાધનામાં સ્વામીનારાયણ સંસ્કારો, ગાંધીજી અને નાથજીનો ફાળો હતો તેવો જ મહત્ત્વનો ફાળો એમનાં શુશ્રૂષાપરાયણ તપસ્વિની પત્ની શ્રી ગોમતીબહેનનો પણ હતો.

કિશોરલાલભાઈ ગાંધીજીના એક ઉત્તમ અનુયાયી અને ગાંધીવાદના વિવેકશીલ દોહનકાર અને ભાષ્યકાર હતા, પણ એમનું એટલું વર્ણન પૂરતું નથી. એમનું પોતાનું વ્યક્તિત્વ એવું સુગ્રથિત અને સુરેખ હતું કે એમનું 'ગાંધીવિચારદોહન' વાંચતાં પણ એ વ્યક્તિત્વનો રણકો સંભળાયા વગર રહેશે નહિ. ગાંધીવાદ ઉપરનાં એમનાં ભાષ્યો, વાર્તિકો, તે એમની મૌલિક વિચારપ્રતિભાના પ્રકાશમાં જ રજૂ થતાં. ૧૯૪૨ ઑગસ્ટના આંદોલન વખતે પાટા ઉખાડવા અંગે 'હરિજન' માટે એમણે લખેલું તેને ગાંધીજીએ અહિંસાની દૃષ્ટિએ ઘટાવ્યું હતું. પણ કિશોરલાલભાઈએ જાહેર આમ પછીથી એને પોતાની વિવેકબુદ્ધિની ઝાંખપ તરીકે ઓળખાવેલું. એ હકીકતમાં એમની નમ્રતા પણ જોવા મળે છે.

આવી જાગ્રત, કડક વિવેકબુદ્ધિ, પણ પ્રત્યક્ષ મળો તો પ્રેમથી ગળી ગયેલા હૃદય સાથે જ મેળાપ થાય. આંખમાં અનર્ગળ અમી. વાતચીતમાં આછા હાસ્યના ચમકારા પણ જાગ્યાં કરે.

કિશોરલાલભાઈના મુખ્ય વિષય ધર્મ અને કેળવણી. પણ આ બે વિષય આખી જીવનઘટના જેટલા જ વ્યાપક નથી? એમણે લિપિથી માંડીને સાંખ્ય-યોગ સુધી અનેક વિષયો ઉપર લખ્યું છે. એ લખાણોમાં ઋતંભરા પ્રજ્ઞાનો અનુભવ મળ્યાં કરે છે. ગુજરાતી વિચારસાહિત્યમાં એમનું સ્થાન હમેશનું છે. એમની શૈલી જે કહેવાનું હોય તેને કાંટેકાંટ શબ્દમાં ઉતારવા મથતી છતાં હમેશાં સરળ, ઊજળી અને સોંસરી છે. એમનાં અપ્રસિદ્ધ લખાણો-પત્રો વગેરે તો પ્રસિદ્ધ થશે જ, પણ મશરૂવાળાવિચારદોહન અને એમની સમગ્ર વિચારણાનું વિવેકી મૂલ્યાંકન (પીએચ. ડી.ના મહાનિબંધરૂપે જ નહિ) કોઈ અધિકારીને હાથે થાય એ ઇચ્છવા જેવું છે.

ગુજરાતનું સત્ત્વ હિંદના જીવન ઉપર પ્રભાવ પાડે એવું આનંદશંકર, ગાંધીજી, ઠક્કર બાપા અને સરદાર પછી શ્રી કિશોરલાલભાઈના જીવનમાં જોવા મળતું હતું. છેલ્લાં ચાર વરસમાં 'હરિજન'પત્રો દ્વારા એમણે પક્ષીય રાજકારણથી શક્ય તેટલા ઊંચા જઈ સત્યનો ઝીણો અવાજ રજૂ કરી અસંખ્ય દેશબાંધવોના હૃદયમાં જીવનનાં ઊંચાં મૂલ્યો માટેની શ્રદ્ધાના દીપને જલતો રાખ્યો હતો. જ્યારે આવા સત્પુરુષોની સૌથી વિશેષ જરૂર છે, ત્યારે જ કિશોરલાલભાઈ વિદાય થયા છે. એમની સ્મૃતિ આપણને હમેશાં પ્રેરણાદાયી નીવડો!

ઉમાશંકર જોશી

## મૌન

અગાધ અણુભેદ્ય માંન : સહુ વૈખરી ઓસરી,
વિરામી સહુ ઇન્દ્રિયોની ઘટમાળ, આકાશના
પ્રભા-ગ્રહન સંપુટે પરમ સુક્તિમાં ચેતના
જડાઈ સ્થિર આ ખડી પ્રખર સિદ્ધ આત્મસ્થિતા.

અનાગતની મેર મીટ અબ : સજ્જ તોખાર શી
ખડી છ દગ: ઝીલવાં ગગન પારનાં તેજસો,
પ્રચણ્ડગાત પાંખનાં ઝડપી વ્યોમ-ઉડ્ડીન કૈં
જવું અતલના અદૃશ્ય કુહરે સુધા સ્થાપવા.

પ્રગાઢ-પટ મૌન : દુર્ગમ વિરાટની આ સભા
પ્રશાંત-મન આતુરા અકલની કલા પેખવા.
અહો, મધુર સાંદ્ર સ્નિગ્ધ અબ નૂપુરો ગુંજશે,
અને મધુર ઠેક લેઈ પદ કોઈ નર્તી જશે.

અભેદ્ય-પુટ મૌન આ : અખિલ ભવ્ય લીલામયી
પરાત્પરની નૃત્ય-વાક અહીં રાજશે શ્રીમયી.

સુન્દરમ્

## ભારતસ્તોત્ર

ધન્ય અમ જન્મ ભારતે, ધન્ય !
ધવલોન્નત કૈલાસ ઉત્તરે સતી સહે મહાદેવ.
ચિર કુમારી કન્યા તપ સેવે બિન્દુ દક્ષિણે છેક.
પુરી દ્વારિકા કૃષ્ણચન્દ્રની પશ્ચિમમાં મન મોહે.
દક્ષિણેશ્વરી રામકૃષ્ણ પર પ્રસન્ન પૂર્વે સોહે.
વહે શી ગંગા પરમ પવિત્ર !
તપ્યા તપ વસિષ્ઠ વિશ્વામિત્ર.
ગભીરાં રેવાકેરાં નીર.
શીત મલયાનિલ સુખદ સમીર.
ગંગસિન્ધુ પુલકે અહીં, છલકે રત્નાકર કંઈ છોળે.
ધન્ય જન્મ અમ, ધન્ય ભૂમિ અયિ, જન્મ્યા તારે ખોળે !
ધરા અયિ, ધરતી મહીં અનન્ય ! — ધન્ય૦
ફર્યાં ચરણ અહીં રામચન્દ્રના, રમ્યા બહુ ઘનશ્યામ.
પુણ્યશ્લોક નળરાય, શિબિનાં પાવન પ્રકટ્યાં નામ.
ગાંધીજી, કવિ ઠાકુર, શ્રી અરવિન્દતણી તપભૂમિ.
રજકણકણ પાવન તવ પ્રીતે ચરણ લઈએ ચૂમી !
પ્રેમઘેલી બહુ નાચી મીરાં,
સંત તુલસી, ને દાસ કબીરા.
ઝર્યાં ચૈતન્યદગેથી નીર.
ઝળહળ્યાં પ્રતાપ કેરાં હીર.
સ્રોત અનાદિ અખંડિત વ્હેતો કલકલ ગાતો ગાન.
શ્રવણ થકી પુલકે અંતર અમ, થનગન નાચે પ્રાણ !
ભવ્ય ઝીલંતા ભર્ગ વરેણ્ય ! — ધન્ય૦
વિધિએ આ યુગમાં તવ શીર્ષે ઉન્નત મૂક્યો મોડ.
દક્ષિણ કરમાં દીપ અમરનો દીધ, ઉરે દ્યુતિ-કોડ.
ઝળહળ જ્યોત પ્રદીપ્ત હતી જે તારી પુરાતન કાલે,
આજ પુનઃ થતી દીપ્ત શશી શી, જ્યોતિર્મય તવ ભાલે !
રજસ-તમસે આ ધરતી ગ્રસ્ત,
વિકલ અતિ અંગ અંગ બહુ ત્રસ્ત,
માંડતી તારાં નેને નેન;
આતુરી સુણવા શાતાવેણ.
દીપ થકી તવ પ્રકટ દીપ કર સહુ પૃથિવીના, માત !
ધરા-હૃદય હે ! પ્રકટિત કર પૃથિવી પર પરમ પ્રભાત !
જ્વલિત કર તારી જ્યોત હિરણ્ય — ધન્ય૦
પૂર્વજ કેરો પરમ પ્રકાશિત પથ દેતો આહ્વાન.
તપનાં તેજે દીપ્ત, સંયમે ધીરાં ચરણનિશાન.
દૂર દૂરથી નિકટ નિકટમાં ગુંજે એ રણકાર !
હૃદયગુહા મહિં ભવ્ય ભાસતા ભાવિતણા ભણકાર !
સ્થાપ અમ હૃદયમહિં તવ ધૈર્ય.
આપ અમ બાહુમહિં તવ વીર્ય.
દીપ્ત કર ઝાંખાં આ અમ તેજ.
અંતરે ભર તુજ વિરાટ હેજ.
ઉન્નત કર તવ પ્રાણ અમોમાં, અભિનવ દે પ્રસ્થાન.
ઉજ્જવલ ભૂત થકી ઉજ્જ્વલતર ભાવિ વિશે પરિયાણ !
પૃથાનું પમરે ભાગ્ય પ્રસન્ન !—ધન્ય૦

પ્રજારામ

## મુજને મુજની જ ભીતિ

ત્યારે હતો સુરજ મધ્ય નભે તપેલ,
વૈશાખવાયુ પણ મંદ હતો ન વાતો;
મૂગાં બનેલ તરુનીડ; ન ચેતનાનો
સંચાર સ્પર્શ કરતો, હતી મૂક વેળ.

આઘે જરાક પશુ કોઢ મહીં સુતેલ,
-લાંબી ક્ષણે નિસરતા ચિરશ્વાસ સુસ્ત,
તેયે અચેત; ઘર સૌ ચળકી રહેલ,
સામે પછીત સઘળી પણ મૌનગ્રસ્ત !

હું શૂન્ય ચિત્ત: પરસાળભીંતે અઢેલી
બેઠો, હતો વિજનખંડ, ન સંગતૃષ્ણા;
એવે અચાનક મને હું ઉઠ્યો પુકારી,
ને ત્યાં છળી અહ નસેનસ ક્ષુબ્ધ પ્રશ્ના !

જાગી ઊઠે મન : ન'તી પલ એક વીતી !
આ તે કશીય મુજને મુજની જ ભીતિ ! !

ભાનુપ્રસાદ ત્રિવેદી

# સાહિત્યકારોને

**વિનોબા ભાવે**

( બનારસમાં તા. ૩૧-૮-'૫૨ને રોજ રાષ્ટ્રકવિ પરિષદના માનપત્રના જવાબમાં આચાર્ય વિનોબા ભાવેએ આપેલું પ્રવચન રાષ્ટ્રના બધા સાહિત્યકારોને સરખું લાગું પડે છે. —નારાયણ દેસાઈ )

## જીવન અને સાહિત્ય

આપ સર્વ સાહિત્યકારો તરીકે અહીં આવ્યા છો. સાહિત્ય પર મને પ્રેમ તો છે. પણ મારી ગણતરી કાંઈ સાહિત્યકારોમાં ન થઈ શકે. છતાં સાહિત્યનો જે અર્થ હું સમજ્યો છું તે તમને કહું છું.

'સાહિત્ય' શબ્દ જ એ સૂચવે છે કે તે નિરપેક્ષ બસ્તુ નથી. એ કોઈક વસ્તુની સહિત જાય છે. સાહિત્ય જીવન-નિષ્ઠાને પ્રગટ કરવા માટે હોય છે. જીવનનિષ્ઠા અને સાહિત્ય બન્ને એકરૂપ હોવાં જોઈએ. વાણી અને અર્થને મહાકવિ કાલિદાસે પાર્વતીપરમેશ્વર સાથે સરખાવ્યાં છે. અર્થ એટલે જીવન અને વાણી એટલે સાહિત્ય. એ બન્ને એકબીજા વિના રહી નથી શકતાં. વાણીને લીધે જીવનની પ્રભા ફેલાય છે. એ બંનેનો સંબંધ સૂર્ય અને કિરણ જેવો છે. એમ તો બન્ને અભિન્ન છે, પણ તોય પ્રચારકનું કામ તો કિરણો જ કરે છે. જીવનની પ્રભાના રૂપમાં સાહિત્ય પ્રગટ થાય છે.

રાષ્ટ્રની સાથે સાથે એનું સાહિત્ય પણ ઉન્નતિ કે અવનતિ કરે છે. એ જ રીતે સાહિત્ય જીવનને પણ ઉન્નત કે અવનત કરી શકે છે. રાષ્ટ્રની સાથે સાહિત્ય ઉન્નત થવાના અને સાહિત્યને લીધે સમાજ ઉન્નત થવાના દાખલાઓ આપણે જોયા છે. પહેલા પ્રકારનો દાખલો ગાંધીજીનો છે. ગાંધીજી એમ તો કોઈ મહાન સાહિત્યકાર નહોતા ગણાતા પરંતુ એમના પ્રભાવને લીધે હિન્દુસ્તાનની દરેક ભાષાનું સાહિત્ય ઉન્નત થયું છે.

બીજા પ્રકારનો દાખલો છે રવીન્દ્રનાથ ઠાકુરનો. એમની સદ્ભાવના અને વિશ્વવૃત્તિને લીધે સમાજ ઊંચો ચડયો છે. કવિ જ્યારે મહાત્મા હોય છે, ત્યારે એની અસર જીવન પર પડે જ છે.

કેટલાંક એવાં પણ ઉદાહરણો છે કે જ્યાં સાહિત્ય અને સત્ય બન્ને એકત્ર જોવા મળે છે. દાખલા તરીકે બાપુ તેઓ શબ્દનિષ્ણાત પણ હતા, વ્યવહારવેત્તા પણ હતા, કર્મયોગી પણ હતા અને સમાજ ઉપર આપત્તિ આવે ત્યારે ત્યાં હાજર થઈ જાય એવા પણ હતા. આવા બીજા દાખલાઓ પણ મળી શકે છે. શંકરાચાર્ય એવા જ એક હતા. એમણે અનેક જાતના ગ્રંથો લખ્યા. એમાંના કેટલાક તત્ત્વજ્ઞાનના, કેટલાક સામાન્ય જનતા માટે, તથા કેટલાક ભક્તિપૂર્ણ છે. શંકર મહાન કાર્યયોગી પણ હતા.

પણ એક જ વ્યક્તિમાં બંને પ્રકારના ગુણો એકત્ર થાય એ એક વિશેષ ઈશ્વરપ્રસાદ છે. એમાંથી એક ગુણવાળા લોકો વધારે હોય છે. એ જો એકબીજાના પોષક થાય તે બહુ મોટી વાત ગણાય.

## તમે કેવા સાહિત્યિક બનશો ?

આપની પાસે હું એ આશા રાખું છું કે તમે એવા શબ્દો વાપરો કે જે પાવક હોય, જે મંગળ હોય, જે શાન્તિદાયી હોય, જેનાથી સમાજને તુષ્ટિ મળે, પુષ્ટિ મળે. આપ વિચાર કરશો તો આપના ધ્યાનમાં એ વાત આવી જશે કે જે માણસ તપસ્વી નથી હોતો, ચિન્તનશીલ નથી હોતો, એના હૃદયમાં મહાન શબ્દ સ્ફુરતા જ નથી. ઋષિ ભલે મોટો કર્મયોગી ન હોય પણ એ જો જીવનનિષ્ઠ હશે તો એના શબ્દ પ્રેરણા આપશે. કોઈ કોઈ વાર સામાન્ય લોકોને પણ મહાન શબ્દ સ્ફુરે છે, પણ એમના હૃદયમાં તે ઝાઝું ટકતા નથી. ઋષિમુખથી સ્ફુરેલા શબ્દોની ગંગોત્રી થાય છે, તેમાંથી ગંગા બને છે. સામાન્ય લોકોના શબ્દોનું ઝરણું ઝરણું જ રહી જાય છે.

હું તો ચાહું છું કે આખો સમાજ સૌહાર્દથી ભરેલો

હોય. મારું કામ તો એમાં નિમિત્તમાત્ર છે. સમાજમાં ભેદ અનેક છે, પણ લોકોમાં જો સૌહાર્દ હશે તો એનાથી વિવિધતામાં એક સુરીલું સંગીત પેદા થશે. હું ભેદોની વિરુદ્ધ પ્રચાર કરું છું. પણ વિવિધતા મટાડવા નથી ઇચ્છતો. જો વિવિધતા મટી જાય, તો જીવન જ નીરસ બની જશે. 'વર્ગવિગ્રહ' વગેરે શબ્દો કરતાં હું કોઈ જુદો ઉચ્ચારું છું. પરમેશ્વરે જે પંચભૂત તત્ત્વ બનાવ્યાં છે, તેને હું એક માનું છું. એમાં મને વર્ગબર્ગ કાંઈ નથી દેખાતો.

સૌહાર્દની શોધમાં જતાં મને ભૂદાનનું શસ્ત્ર હાથ લાગ્યું અને તે સારું ચાલે છે. પરમેશ્વરની કૃપાથી મને શબ્દ જ એવો જડી ગયો છે, કે જેણે ઘણાને સમાન ભૂમિકા પર લાવી દીધા છે. એને લીધે શાન્તિવાદી અને ક્રાન્તિવાદી બન્ને પ્રકારના લોકો એકઠા થવા લાગ્યા છે. જ્યાં કાલી કાલિન્દી અને ગૌર ગંગા એકત્ર થાય છે ત્યાં જ પ્રયાગ થાય છે. ભૂદાનયજ્ઞ પણ પ્રયાગના જેવો સંગમરૂપ કાર્યક્રમ બની રહ્યો છે. એમાં પ્રાચીન સભ્યતા અને અર્વાચીન સભ્યતાનો પણ સંગમ છે.

હું આપને એટલું જ કહું છું કે મને આ કામમાં મદદ કરો. આપનામાંથી કોઈની પાસે થોડીઘણી પણ જમીન હોય તો એમાંથી થોડો હિસ્સો મને આપો. હું તો લેવા માટે નીકળી પડ્યો છું. આ જરાક નવો ક્રમ છે. સામાન્ય રીતે જ્યારે લોકો દેવાની વાત કહે છે, ત્યારે હું લેવાની વાત સંભળાવી રહ્યો છું.

## વાગ્દાન આપો

હિન્દી સાહિત્ય સમ્મેલનને મેં સંદેશો આપ્યો હતો કે તમે મને વાગ્દાન આપો. એ જ માંગ હું તમારી પાસે કરું છું, રાષ્ટ્રીય કવિ મૈથિલીશરણજીએ ભૂદાન વિષે શક્તિશાળી શબ્દો વાપર્યા છે. મારી અપીલને લીધે બીજા પણ અનેક સહૃદય કવિઓના હૃદયને પ્રેરણા મળી છે. એક કવિએ કહ્યું :

भूमिदानयज्ञ हम सफल बनायेंगे ।

એની અસર લોકો પર બહુ ઊંડી પડી છે. જ્યારે લોકો આ ગાય છે ત્યારે એમને સ્પષ્ટ લાગે છે કે નવીન યુગનો ઉદય થઈ રહ્યો છે.

કેટલાક લોકો સૂર્યોદયને લીધે જાગે છે. કેટલાક પંખીના ગીતથી જાગે છે. પંખીની જેમ લોકોને જગાડવાની શક્તિ વાણીમાં, સાહિત્યમાં, સારસ્વતમાં છે. એ શક્તિનો ઉપયોગ તમે આ કામ માટે કરો એમ હું ચાહું છું.

મેં આ કામ નમ્રતાપૂર્વક શરૂ કર્યું છે. હું એમ નથી માનતો કે આ કામ માટે મારા કરતાં વધારે શક્તિશાળી લોકો આ દુનિયામાં નથી, પણ ઈશ્વર એવો વિચિત્ર ને નાટકીય છે કે એણે કૃષ્ણાવતારમાં ગોવાળિયાઓ પાસે કામ લીધું, રામાવતારમાં વાનરો પાસે કામ લીધું, અને મારા જેવા તુચ્છ લોકો પાસે એ કામ લઈ રહ્યો છે. તે જ મને શબ્દ આપશે, તે જ મને શક્તિ આપશે. મને એ વાતનું બહુ ભાન છે કે આ કામ માટે હું બહુ કમજોર ઓજાર છું.

હું મારી યોગ્યતા વધારી લઈશ એમ હું નથી માનતો. ગધેડો ઘોડો થવા મથે તોપણ તે થઈ ન શકે. પણ એક વાત હું જાણું છું કે જો અહંકાર છોડી દઈશ, તો મારી તુચ્છ વસ્તુ પણ શક્તિશાળી બની જશે. જો અહંકાર-શૂન્ય — પોલો — બની જઈશ, તો પરમેશ્વર મને લેશે, એની વાંસળી બનાવીને વગાડશે. નિરહંકાર બનવું પણ જોકે સાવ સહેલું કામ તો નથી, તોય શક્તિશાળી બનવા કરતાં એ ઓછું અઘરું છે. મેં એટલે જ નક્કી કર્યું છે કે અહંકાર છોડીને બધાને પરમેશ્વર સમજીને માગીશ.

હું વાગ્વીરો પાસેથી વાગ્દાનની માગણી કરું છું.

---

**'રાજ્યને માટે શું શું જોઈએ ?' 'ત્રણ વાનાં જોઈએ : લશ્કર, ખોરાક અને પ્રજાકીય વિશ્વાસ.' 'એમાંથી કઈ એક વસ્તુ ન હોય તો ચાલે ?' 'લશ્કર.' 'બીજી પણ કઈ ન હોય તો ચાલે ?' 'ખોરાક. પણ પ્રજાકીય વિશ્વાસ વગર તો કોઈ રાજ્ય ચાલી ન શકે.'**

**—કૉન્ફ્યુશ્યસ**

# કલાનો ધર્મ

મનસુખલાલ ઝવેરી

**મ**નુષ્યમાત્રની પ્રવૃત્તિનું પ્રેરકબળ આનન્દ હોય છે. જે પ્રવૃત્તિ કરતાં આનન્દ પડ્યો હોય તે પ્રવૃત્તિ વારંવાર કરવાને મનુષ્ય પ્રેરાતો હોય છે. જે પ્રવૃત્તિ કરતાં ચિત્તને કલેશ થયો હોય કે ત્રાસ પડ્યો હોય તે પ્રવૃત્તિ ફરીથી કરતાં મનુષ્યનું મન અચકાતું હોય છે.

મનુષ્યજાતિને મળેલા આનન્દોમાં કલાનો આનન્દ સર્વોત્તમ છે. ભોગો ભોગવીને આનન્દ મેળવવાની મનુષ્યની વૃત્તિને અન્ત હોતો નથી, ત્યારે ભોગો ભોગવવાની તેની ઇન્દ્રિયોની શક્તિ પરિમિત હોય છે. એટલે ઇન્દ્રિયજન્ય આનન્દોને અન્તે હમેશાં અતૃપ્તિ, તૃષ્ણા, વિષાદ, ગ્લાનિ કે ખિન્નતાનો અનુભવ મનુષ્યને થતો હોય છે. એથી ઊલટું, કલાના રસાનુભવનો આનન્દ ઇન્દ્રિયાતીત અને શુદ્ધ કલ્પના-ભૂમિનો હોવાથી એને અન્તે ચિત્ત હંમેશાં પરિતૃપ્તિ અને પ્રફુલ્લતા અનુભવતું હોય છે. કલાના આનન્દનો સ્પર્શ થતાં જ ચીમળાઈ ગયેલું જીવનપુષ્પ પ્રફુલ્લિત થઈ ઊઠે છે.

કલાના આનન્દનું એક લક્ષણ એ છે કે એ દુઃખને પણ સુખમય બનાવી દે છે. જે કલાકૃતિનો રસાસ્વાદ લેતાં ચિત્ત સકરુણ બની ગયું હોય તે કલાકૃતિ ચિત્તને સવિશેષ આકર્ષતી હોય છે, અને તેનો રસાનુભવ લેવા માટે ચિત્ત વધારે ને વધારે સમુત્સુક બનતું હોય છે. મમ્મટે એટલા માટે જ કવિની ભારતીને હ્લાદૈકમયી કહી છે.

કલાકૃતિ આ જાતનો સંતર્પક આનન્દ ભાવકના હૃદયને વાસ્તવવિસ્મરણ કરાવીને આપતી હોય છે. ભાવક જ્યારે કલાકૃતિનો રસાનુભવ લેતો હોય છે ત્યારે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનની ત્રિપુટીનો તેનો ભેદ શમી ગયો હોય છે અને એ નિર્વિકલ્પ રસસમાધિમાં લીન થઈ જતો હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો ભાવક એ વખતે પોતાની જાતને અને પોતાના વાસ્તવિક જગતને વીસરી જતો હોય છે, અને કવિકલ્પનાએ રચેલી સૃષ્ટિનો જીવ બની જતો હોય છે. કવિનાં પાત્રોની સાથે તેનું તાદાત્મ્ય સધાતું જાય છે અને એ રીતે એનું વ્યક્તિત્વ વિસ્તરતું જતું હોય છે. મનુષ્ય પોતાના વાસ્તવિક જીવનમાં પોતાના દેશકાલની મર્યાદાઓને ઉવેખી શકતો નથી કે ઓળંગી શકતો નથી. કલા એને એ મર્યાદાઓથી મુક્ત કરે છે અને એના અત્યંત અનુકૂળ અને ગ્રહણશીલ થઈ ગયેલા ચિત્તંત્રને જુદા જુદા દેશ અને જુદા જુદા કાળના જીવનની અનુભવસમૃદ્ધિથી કૃતાર્થ કરે છે. કલાકાર, આમ, ભાવકને એની વાસ્તવિક સૃષ્ટિમાંથી ઉપાડી ને પોતાની કાલ્પનિક સૃષ્ટિમાં મૂકી દે છે. અંગ્રેજીમાં જેને Transportation કહે છે તે આ.

કલાનો આ નિરતિશય આનન્દ, આમ, વાસ્તવિકતાના વિસ્મરણમાંથી જન્મે છે. માદક પદાર્થો પણ વાસ્તવિકતાનું વિસ્મરણ કરાવતા હોય છે એ ખરું, અને વાસ્તવિકતાનું વિસ્મરણ કલા દ્વારા થયું હોય કે માદક પદાર્થો દ્વારા, પણ વિસ્મરણ માત્ર વિસ્મરણ જ છે અને એ બે વિસ્મરણો વચ્ચે કશો તાત્ત્વિક ભેદ હોઈ શકે નહિ એ પણ ખરું; પણ એ બેનાં પરિણામો વચ્ચે ઘણો મોટો ભેદ છે. માદક પદાર્થોના અનુભવને અન્તે ચિત્ત જ્યારે શિથિલતા અને અવસાદ અનુભવતું હોય છે ત્યારે કલાના આનન્દના અનુભવને અન્તે ચિત્ત સતેજ અને પ્રફુલ્લ બનતું હોય છે. માદક પદાર્થોનો અનુભવ જેમ જેમ વધતો જાય તેમ તેમ મનુષ્યનું બુદ્ધિતંત્ર વધારે ને વધારે જડ બનતું જાય છે, ત્યારે કલાના આનન્દનો અનુભવ જેમ જેમ વધતો જાય તેમ તેમ ભાવકનું બુદ્ધિતંત્ર વધારે ને વધારે સૂક્ષ્મ અને સદ્યોવેદી બનતું જાય છે. એમ કહીએ તો પણ ચાલે કે માદક પદાર્થોનો આનન્દ મનુષ્યના મનુષ્યભાગને ઉત્તરોત્તર કુંઠિત કરતો જાય છે; કલાનો આનન્દ મનુષ્યના મનુષ્યભાગને ઉત્તરોત્તર વિકસિત કરતો જાય છે.

ભાવકના હૃદયને વાસ્તવવિસ્મરણ કરાવીને નિરતિશય આનન્દની સમાધિમાં લીન કરી દેવું તે, આ પ્રમાણે, કલાનું અપરિહાર્ય લક્ષણ છે. જે કૃતિ આટલું ન કરી શકે તેને કલા

પણ કલાકૃતિ કહેવાય નહિ; અને જે કૃતિ બીજું કંઈ જ ન કરે અને આટલું જ કરતી હોય તો તે કૃતિ કદી પણ કલાકૃતિ મટતી નથી.

પણ કોઈ પણ કલાકૃતિ માત્ર નિરતિશય આનન્દ આપીને જ અટકી જતી નથી. આવો આનન્દ આપવાની સાથેસાથ એ સૂક્ષ્મ અને અકળ રીતે ભાવકને કલાકારની દૃષ્ટિએ જગતને જોતો પણ કરી દેતી હોય છે. ઑપરેશન થિયેટરમાં દાખલ થતી વખતે દર્દી રોગયુક્ત હોય છે. થિયેટરમાં શસ્ત્રવૈદ્ય એને બેભાન બનાવે છે અને એની બેભાનાવસ્થામાં એના પર એવી શસ્ત્રક્રિયા કરે છે કે એનો રોગ દૂર થઈ જાય છે. દરદીને પોતાને આની કશી જ ખબર પડતી નથી હોતી તેમ જ એ જ્યારે પાછો શુદ્ધિમાં આવે ત્યારે ઑપરેશન થિયેટરમાં શું થયું હતું તે પણ તેને સાંભરતું હોતું નથી. પણ એ બહાર આવે ત્યારે એના શરીરમાં કશુંક થઈ ગયું હોય છે અને એ રોગમુક્ત બની ગયો હોય છે. તે જ પ્રમાણે ભાવક જ્યારે કલાકૃતિના નિરતિશય આનન્દની સમાધિમાં વાસ્તવિક જગતને વીસરી ગયો હોય છે ત્યારે કલાકાર ભાવકને પોતાને કશી જ ખબર ન પડે તેવી રીતે તેના માનસમાં ફેરફાર કરી નાખતો હોય છે અને ભાવકનું સમાધિમાંથી જ્યારે વ્યુત્થાન થાય ત્યારે તેનું જગત પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ બદલી ગયું હોય છે, ભાવક કલાકારની દૃષ્ટિએ જગતને જોતો થઈ ગયો હોય છે. કલાકાર ભાવક સાથે ચર્ચા કે વિવાદ નથી કરતો કે એને સીધેસીધો બોધ કે ઉપદેશ પણ નથી આપતો. એ તો એને માત્ર પોતાની દૃષ્ટિ જ આપતો હોય છે, અને એમાં જ બધું આવી જતું હોય છે.

કલાકૃતિના રસાસ્વાદને અન્તે ભાવક જો આમ કલાકારની દૃષ્ટિએ જગતને જોતો થઈ જતો હોય તો એ દૃષ્ટિ કઈ છે, કેવી છે, સ્વીકારવા લાયક છે કે નહિ એ એનો વિચાર કર્યા વિના ચાલે નહિ. ભાવકના હૃદય પર આટલી બધી ઊંડી ને અનન્યસાધારણ અસર કરવાની શક્તિ જો કલામાં હોય તો એની જવાબદારી પણ એટલી જ મોટી અને એટલી જ અનન્યસાધારણ હોવી જોઈએ એ સ્વાભાવિક છે.

એ જવાબદારી, ત્યારે, કઈ? આ પ્રશ્નનો વિચાર કરતી વેળા કલા એ મનુષ્યના મનુષ્યભાગનું સર્જન છે એ હકીકતને આપણે યાદ રાખવી જોઈએ.

મનુષ્યમાં પશુભાગ અને મનુષ્યભાગ બન્ને છે. અથવા વધારે સાચી રીતે કહીએ તો પશુભાગનું નિયન્ત્રણ કરી કરીને જ મનુષ્યે મનુષ્યભાગને વિકસાવ્યો હોય છે.

પશુ અને મનુષ્ય, એ બેની વચ્ચે જે કેટલાક ભેદો છે એમાંનો એક ભેદ એ પણ છે કે પશુને જેવું જગત મળ્યું હોય છે તેવું જ તે સ્વીકારી લેતું હોય છે. પ્રકૃતિનાં બળોની પાસે પશુ અધીન અને અવશ બનીને બેસી રહેતું હોય છે. મનુષ્ય એના કરતાં જુદો પડે છે. એ તો પોતાને મળ્યું હોય તેના કરતાં વધારે સારું જગત — અલબત્ત, એની પોતાની કલ્પના પ્રમાણેનું વધારે સારું જગત — મૂકી જવા ઝંખતો ને મથતો હોય છે. કોઈ પણ મનુષ્યને પોતાને મળ્યું હોય છે તેવા જગતથી કદી પણ સંતોષ થતો નથી હોતો. અને તેથી એ વધારે સારા જગતની કલ્પના કર્યા જ કરતો હોય છે. એટલું જ નહિ પણ, પોતાની કલ્પના પ્રમાણે એ પોતાની આસપાસના જગતને ઘડવાનો પ્રયત્ન કરતો હોય છે. એનો એ પ્રયત્ન સફળ થાય કે નિષ્ફળ, એ જુદી વાત છે; પણ એનો એ પ્રયત્ન હોય છે એ નિર્વિવાદ છે.

ઉપરાંત, મનુષ્ય પ્રકૃતિનાં બલોની પાસે, પશુ બેસી જાય છે તેમ, લાચાર ને નિરાધાર થઈ ને બેસી નથી રહેતો. એ તો એ બલો સામે લડવા અને બને તો તેમના પર પોતાનું વર્ચસ્ સ્થાપવા મથતો હોય છે. ચોમાસામાં વરસાદ મૂશળધાર ઝીંકાતો હોય ત્યારે પશુ કોઈ ઝાડની નીચે કે ભીંતની ઓથે, ટાઢથી થરથરતું ને પાણીથી નીતરતું, નિશ્ચેષ્ટ જેવું થઈ ને ઊભું રહી જતું હોય છે. મનુષ્ય એમ કરવાને બદલે, એની સામે ટકી રહેવાનાં સાધનો શોધે છે, ને પોતાનું કામ કર્યે રાખે છે.

પશુ પોતાને મળ્યું હોય છે તેવું જ જગત પોતાની સંતતિને આપતું જતું હોય છે. એટલે પશુઓના આહાર-વિહાર અને એમનાં આશ્રયસ્થાનો વગેરે આદિ કાળથી હતાં તેવાં ને તેવાં જ રહે છે. નથી એમાં કશો ફેરફાર થતો, નથી એમાં કશા સુધારાવધારા થતા, નથી એમાં પુરોગામી પેઢીઓના અનુભવને કશા ઉપયોગમાં લેવાતો. પશુને નથી મળ્યાં તે સ્મૃતિ અને દૃષ્ટિ મનુષ્યને મળ્યાં છે, એટલે એ પોતાની પુરોગામી પેઢીઓના અને પોતાના અનુભવનો ઉપયોગ કરે છે અને પોતાની સંતતિ માટે — અલબત્ત,

પોતાની કલ્પના પ્રમાણેનું — વધારે સારું જગત મૂકી જવાને મથતો હોય છે. મને જો એમ લાગે કે જગતમાંનાં અનિષ્ટોને દૂર કરવાનો એકમાત્ર ઉપાય ધન છે તો હું ધન ભેગું કરવા લાગું છું ને મારાં બાળકો માટે ધન મૂકી જાઉં છું. મને જો એમ લાગે કે મને વિદ્યા મળી હોત તો મારું જગત વધારે સારું બનત તો હું મારાં બાળકોને વિદ્યા આપતો જાઉં છું. ટૂંકામાં, મને જે મર્યાદાઓ નડી તે મારાં બાળકોને ન નડે તેની ચિન્તા હું અહોરાત્ર કર્યા કરતો હોઉં છું. એટલે કે મને મળ્યું તેના કરતાં વધારે સારું જગત હું મારાં બાળકો માટે મૂકી જવાનો પ્રયત્ન કરતો હોઉં છું.

કલાનું સર્જન મનુષ્યની વધારે સારા જગત વિષેની કલ્પનામાંથી થતું હોય છે. જેમ સૌ મનુષ્યોને તેમ કલાકારને પણ છે તેવા જગતથી સંતોષ હોતો નથી. એટલે એ પોતાની કલ્પનામાં બધી જ ત્રુટિઓથી મુક્ત અને નિતાન્તરમણીય એવી સૃષ્ટિનું ચિત્ર દોરતો હોય છે અને એ ચિત્રને શબ્દમાં કે સૂરમાં, રંગમાં કે રેખામાં, અંગના હાવભાવમાં કે પગના ઠમકામાં મૂર્ત કરવાનો પ્રયત્ન કરતો હોય છે. આ વિધાન જેને વાસ્તવલક્ષી કહેવામાં આવે છે તે કલાને પણ લાગુ પડે છે; કારણ કે એવી કલામાં પણ કલાકાર નિર્ભેળ ને બિનંગત ગણી શકાય તેવી યથાર્થ વાસ્તવિકતા તો કદી આપી શકતો જ નથી. એવી વાસ્તવિકતા આપવી એ કુદરતનું કામ છે. કલાકારનું કામ તો પોતે એ કુદરતી વાસ્તવિકતાને જે દૃષ્ટિબિન્દુથી જોઈ હોય તે દૃષ્ટિબિન્દુથી આલેખવાનું હોય છે. આવા આલેખનમાં સમગ્ર વાસ્તવિકતા નહિ, પણ કલાકારે વાસ્તવિકતાના જે અંશો પસંદ કર્યા હોય તે જ આવે એ સ્વાભાવિક છે. બીજા શબ્દોમાં કહીએ તો વાસ્તવલક્ષી આલેખન કરતી વેળા પણ કલાકાર વાસ્તવિકતાના અમુક અમુક અંશોનો પુરસ્કાર ને અમુક અમુક અંશોનો તિરસ્કાર કરતો હોય છે અને તેથી, અંગ્રેજી વિવેચનોની પરિભાષામાં કહીએ તો કલાકાર Reality નહિ, પણ Reality માટેનો પોતાનો Mental Aspect આપતો હોય છે. આમ, જેને વાસ્તવલક્ષી કહેવામાં આવે છે એવી કૃતિઓમાં પણ કાં તો કલાકાર વાસ્તવિકતામાં પોતે જે સૌન્દર્ય જોયું હોય તેને રજૂ કરતો હોય છે અને કાં તો વાસ્તવિક જગતની જે ત્રુટિઓ દૂર થાય તો જગત વધારે સુન્દર બને એમ તેને લાગતું હોય તે ત્રુટિઓને તે એવી રીતે આલેખતો હોય છે. એટલે કલાકાર વાસ્તવલક્ષી હોય કે આદર્શલક્ષી, પણ એ પોતાના સર્જન દ્વારા વધારે સુન્દર અને વધારે મંગલ જગતની પોતાની કલ્પના જ રજૂ કરી રહ્યો હોય છે. કલા, આમ, મનુષ્યના પશુભાગનું નહિ, પણ મનુષ્યભાગનું સર્જન છે.

આ જ હકીકત એક બીજા દૃષ્ટિબિન્દુથી પણ સ્પષ્ટ થશે. કલાનું સર્જન માત્ર મનુષ્ય જ કરી શકે છે, પશુપંખી કે પ્રકૃતિનું મનુષ્યેતર બીજું કોઈ સત્ત્વ નહિ. મોર નૃત્ય કરે છે એમ આપણે કહીએ છીએ ખરા; પણ ખરું કહીએ તો એ તો એના મનની અમુક પ્રકારની પરિસ્થિતિમાં એના શરીર પર દેખાઈ આવતી વિક્રિયા જ માત્ર છે. કલા તો જન્મે જ્યારે કોઈ મનુષ્ય મોર જેવી વેશભૂષા ધરીને સમુચિત છાયાપ્રકાશ અને તાલબદ્ધ સંગીતના લયમધુર વાતાવરણમાં એની માફક નૃત્ય કરવા લાગે અને એ મનુષ્ય મનુષ્ય નહિ પણ મોર છે એવી ભ્રાન્તિમાં આપણને નાખી દે ત્યારે. 'કલાનું તત્ત્વ ભ્રાન્તિ ( Illusion ) છે' એમ પ્લેટો કહે છે અને 'કલા એટલે અનુકરણ ( Imitation )' એમ એરિસ્ટોટલ કહે છે તેનો સમન્વય અહીં થાય છે. કલાકાર કુદરતનું — અલબત્ત, પુરસ્કાર અને તિરસ્કારની પ્રક્રિયા દ્વારા — અનુકરણ કરે છે અને પદાર્થનું વાસ્તવિક સ્વરૂપ ભુલાવી દઈને એ કંઈક બીજું જ છે એવી ભ્રાન્તિ ઉત્પન્ન થાય તેવી રીતે તેને આલેખે છે. કુદરતી રીતે ઊગેલું કમળ એ કલાકૃતિ ન કહેવાય. પણ કોઈ કુશળ ચિત્રકારે ચીતરેલું કે શિલ્પીએ આરસમાં કંડારેલું કમળ એ કલાકૃતિ છે, કારણ કે વાસ્તવિક રીતે તો એ કાગળ કે કેન્વાસ કે આરસ જ છે, તેમ છતાં આપણે ભ્રાન્તિમાં પડી જઈએ છીએ અને તેને કમળ તરીકે ઓળખવા લાગીએ છીએ. કુદરતમાં, આમ, કલા પોતે ક્યાંય નથી; કલા માટેની માત્ર સામગ્રી જ એમાં ભરી છે. કલા જન્મે છે જ્યારે મનુષ્ય પુરસ્કાર અને તિરસ્કારની પ્રક્રિયા દ્વારા તેનું અનુકરણ કરે છે ત્યારે.

કલા, આમ, મનુષ્યના મનુષ્યભાગનું સર્જન છે. અને મનુષ્યભાગ પશુભાગ કરતાં જુદો ને ઊંચો છે, ઉત્ક્રાન્તિના ચડિયાતા ક્રમમાં છે. એટલે કલાએ મનુષ્યભાગની વૃત્તિઓને અથવા જે વૃત્તિઓ વડે મનુષ્ય પશુથી જુદો પડ્યો ને ઊંચે ચડ્યો તેવી જ વૃત્તિઓને સ્પર્શવું જોઈએ. દાખલા તરીકે, ભય, લાલચ કે સ્થૂલ જાતીયતા પશુભાગની વૃત્તિઓ છે, તો અભય, લાગણીઓની વિશુદ્ધિ અને સંયમ, સૂક્ષ્મ ...

[ અનુસંધાન પૃ. ૩૭૬ ઉપર]

# ત્રીજું સુખ તે ઘરસંસાર

શારદાબહેન મહેતા

ગુજરાતી ભાષામાં કહેવત છે કે 'પહેલું સુખ તે જાતે નર્યાં, બીજું સુખ તે ઘેર દીકરા, ત્રીજું સુખ તે સુલક્ષણી નાર, અને ચોથું સુખ તે કોઠીએ જાર.' આ કહેણીઓ આજના જમાનાને અનુકૂળ આવે એવી રહી નથી. તેથી આપણા રેડિયોસંચાલકોએ ચારેને બદલી દીધી, અને કહ્યું કે પહેલું સુખ તે નોકરચાકર, બીજું સુખ તે નોકરી, ત્રીજું સુખ તે (સુખી) ઘરસંસાર ને ચોથું સુખ તે રજા, મજા. પરંપરાગત આવતી વાતો બદલાઈ ગઈ, પણ એ તો ભાઈ, એમ જ હોયને! નવી ગિલ્લી, નવો દાવ.

જે વાતો અશક્ય થઈ ગઈ તેને મલાવીને શો ફાયદો? 'જાતે નર્યાં' એ જૂના જમાનામાં વાસ્તવિક હતું. પણ આજ તો માણસ બહુયે ઇચ્છતો હોય તો નીરોગી શા રીતે રહી શકે? આપણો ખોરાક બગડ્યો, આપણે બગાડ્યો. સાત્ત્વિક જણસો ખાવાનું છોડી બેઠા, અસલી ઘી, અસલી દૂધ, અસલી દાણો એ બધાંના વાખા પડતા ગયા. પછી શરીર તે શી રીતે બંધાય? ખોરાક, કપડાં, ઘર, હવા બધાંના સાંસા. શરીર આમ તૂટી ગયાં ને હરવાફરવા, કામ કરવા માટે પરદેશી સવડો મળી એટલે હાડકાંયે ભાંગ્યાં. નોકરો આપણા હાથપગ થઈ ગયા. તેથી જ નોકરચાકરને પહેલું સુખ ગણ્યું, જોકે તે પણ મળવું તો મુશ્કેલ જ છે.

'ઘેર દીકરા' આવે તે આજ તો સુખ રહ્યું નથી. દીકરાદીકરીનો વસ્તાર તો આજે ભારરૂપ થઈ ગયો છે ને? ધારતે રાખવી ક્યાં? ત્રાસ જ છે ને?

થોડા વખત પર મુંબઈમાં મારા એક જૂના મિત્રને મળવા ગઈ. (બિચારાને સોદોઢસોનો પગાર ને નાનો સરખો ઓરડો રહેવાને.) જઈને જોઉં તો ભોંય ઉપર શેતરંજી પર લાઈન-બંધ નિશાળિયાની પેઠે નવ છોકરીઓ ને એક છોકરો વડ-[illegible]નાં બેસી ગયાં હતાં. હું તો આ દૃશ્ય જોઈને હેબકાઈ ગઈ. મા બિચારી કરમાઈ ગયેલી એક ખૂણે સોડિયું વાળીને ઊભી હતી. મિત્રભાઈ વીલું-વીલું મોં કરીને કહે કે બહેન! તમે સમાજ-સેવાનું કામ કરો છો તે મને મહેરબાની કરીને સલાહ આપો કે આ લશ્કરને બધી રીતે પહોંચી વળવાને મારે શું કરવું! હું તો સાવ મૂઝાઈ ગયો છું ને સંસાર અકારો થઈ ગયો છે! મેં દુઃખ સાથે કહ્યું: ભાઈ, પહેલેથી મારી પાસે આવવું હતું ને? આટલા મોડા કેમ જાગ્યા! લશ્કર ઊભું જ નહોતું થવા દેવાનું! હવે તો પસ્તાવો કરીને દિવસો પૂરા કરો. છોકરાંઓનું બિચારાંનું નસીબ. રવડી રવડીને રિબાશે: બીજું શું થાય!

કોઈ રખે માને કે લાંબો વસ્તાર એ સુખનું સાધન છે!

કોઠીએ જાર તો હોય જ ક્યાંથી! કોઠીઓ તો ફૂટીયે ગઈ. જાર છે નહિ ને ભરવાની હવે પરિસ્થિતિયે નથી.

સુલક્ષણી નાર એ તો ખરી વાત — પણ સાથે એમ કહો ને કે સુલક્ષણો નર પણ હોવો જ જોઈએ.

હવે સમજાયું કે ખરું સુખ આ જમાનામાં શેમાં છે તે સમજાવવા માટે નવી કહેતીઓ જ જોઈએ. ઠીક, ત્યારે આજે તો આપણે સુખી ઘરસંસારની વાતો કરવાની છે. Blessed is the man who has a happy family life. છાતીએ હાથ દઈને સોગનપૂર્વક કોણ કહેશે કે અમારો ઘરસંસાર સંપૂર્ણ સુખી છે? કવિ તો કહે છે કે —

'સંસાર વિષે ધન્ય જેને ઘેર સુઘડ છે સતી.'

અર્થાત્ જીવન ધન્ય કરવાને લગ્ન આવશ્યક ગણાયું છે. એકલો અટૂલો પુરુષ થોડોક અધૂરો અધૂરો તો છે જ ને! ઘર એટલે ગૃહિણી. અને તેને સાથે રાખીને વ્યવહાર ચલાવવો તે સંસાર કહેવાયો. હવે લગ્ન એ જ મોટી પંચાત છે ને! લક્કડ-ના લાડુ જેવી વાત. ખાય એ પસ્તાય ને ન ખાય એ પણ પસ્તાય. વળી એમ પણ કોઈ કહેશે કે એક નન્નો સો દુઃખને હણે; નથી પરણ્યાં બસ — કેટકેટલી ઉપાધિમાંથી તો બચ્યાંને?

છતાં એ પણ ખરું જ ને કે વાંઢાનો સંસાર સંપૂર્ણ સુખી કહેવાય પણ ખરો? ત્યારે કહો ચારે ખૂણે કોણ સુખી? જુગલજોડું હોય ને નિરાંતે સ્વસ્થતાથી રહેતું હોય તે સુખી કહેવાય. વીસે આંગળીએ પ્રભુને પૂજ્યા હોય તો એવાં યુગલ બને. બાકી તો ભાઈ, લગ્ન એ તો પાસા ફેંકવા જેવી વાત છે. વાગ્યું તો તીર નહિ તો તુક્કો! સ્નેહલગ્ન હોય કે ગોઠવેલું હોય, ઘરમાં વાસણ ખખડતાં તો હોય પણ તમાચો મારીને ગાલ લાલ તો રાખવો પડે. નહિ તો પ્રતિષ્ઠાભંગ થાય. બાકી કોઈમાં કાંઈ વાંધો ને કોઈમાં કાંઈ સાંધો! ગઈ સદીમાં નવલરામ કવિએ ગાયું છે કે —

'ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે ને,
બાઈનું તો ચિત્ત ચૂલામાંય.
પુરુષ તો ભણ્યો ને ગણ્યો છે ઘણા ગુમાનમાં
પેલીથી તો પત્રયે ન વંચાય.
પુરુષ ધૂર્ત ઢોંગીના જ ઘાટમાં ફરે છે
તે તો ઘેર પેલીથી પૂજાય.
છેક જ જ્યાં આવી રીતભાત મતિ જુદી છે,
પ્રીત તે શી રીત બંધાય—'

આ લ્હાય તો હજીયે ઠેર ઠેર લાગી રહી છે. આની જાળ તો પૂરી જામી ગઈ છે. ઉઘાડી આંખ રાખોએ તો દેખાય. ભણેલામાં સૈદ્ધાન્તિક મતભેદ અને તકરારો કાંઈ ઓછાં હોય છે?

દલપતરામ કવિએ પણ 'ભૂંડી ભારજા'નો બળાપો કર્યો છે.

વારુ, પણ આ તો એકતરફી વાત થઈ. બિચારી બહેનો જેનો પતિ ભૂંડો, અણઘડ, કે વેદિયો, હઠીલો, વ્યસની હોય તેની દયા કેમ કોઈ ખાતું નથી? પુરુષ તો બૈરી સાથે ન ગોઠતું આવ્યું તો જોડો બદલે તેમ બીજી લાવે, અથવા ઉપરણું રાખે. પણ સ્ત્રીનાં દુઃખની ખરી દયા કોણે ખાધી છે? એ તો, ઊલટું, સાક્ષરો પાછા આર્ય સન્નારીનું આર્યત્વ મલાવી મલાવી ને ખુશામત કરીને કહે છે કે ધન્ય છે આપણી આર્ય સ્ત્રીને કે એ તો 'પડ્યું પાનું નિભાવી લે.'

આમ નિભાવી લેવાથી જ આપણો સમાજ હજી સોળમી સદીમાં હતો તેવો ચાલી રહ્યો છે. હજી વહુવારુ તો સાસરામાં હીકી ને હીકી જ ફરે છે! બિચારી હરિણીની માફક પિયરમાં કૂદતી નાચતી વહુ બનીને સાસરામાં પગ મૂકે ત્યારથી ગભરાયેલી ને ઘીઘવાયેલી રહે. એને તો ગામ અજાણ્યું ઠામ અજાણ્યું. એને ઠાવકાં થઈ ને બેસી રહેવાનું અથવા નીચી મૂંડી રાખીને સવારથી સાંજ સુધી ઘરનો ઢસરડો કરવાનો. ને વળી કાંઈ સહેજ ચૂક થઈ તો સાસુસસરાનો ઠપકો, નણંદની ગાળો, ને દેરાણીજેઠાણીનાં મહેણાં સહેવાનાં. માવડીમુખો ધણી કહેશે કે બૂવે જાર બાજરી, ને બૂવે નાર પાંસરી. આ વાર્તાલાપ સાંભળનાર બહેનોને આ વસ્તુ ખરી નહિ લાગે. પણ આ હકીકત છે. મોટાં શહેરોમાં અને સુધરેલાં ગણાતાં કુટુમ્બોમાં જુદા પ્રકારના કજિયા હોય છે. વહુઓ શેર થઈ ને બેસે છે. સમાજના અગ્રણી થઈને મહાલતા અને સજ્જનો ગણાતા ભાઈઓનાં કુટુંબોમાં અનેક આવી ખરી હકીકતોનો મને પ્રત્યક્ષ અનુભવ થયેલો છે. વલોણાંવારે કૂવાહવાડા પૂર્યાના ને ઘાસલેટ છાંટી બળી મર્યાના કિસ્સા નથી વાંચતાં? આવો આપણો ઘરસંસાર! પૂછો આપણાં કોઈ જાણીતાં સમાજસેવા કરતા કાર્યકરોને કે આપણા સંસારમાં સ્ત્રીઓ કેવી સુખી છે? ભણેલીગણેલી છોકરીઓ પણ સંડોવાય છે! ઊલટું એમને દુઃખ વધારે લાગે ને વધારે યાતના વેઠવી પડે – મનની ને તનની. છોકરીઓ કહે છે કે બીજવરની પરણી મહાસુખ માણશે! પણ એ તો બધાં ફાંફાં. બીજવર ને પંથવર, બધાયે સરખા. અંગ્રેજીમાં કહે છે કે Feed the brute well. આપણે કહે છે કે 'કામ કર્યાં તેણે કામણ કીધાં.' થોડો વખત તો સારું ગબડે ખરું. પણ સત્તા ને માલિકીની અહંતા પુરુષોમાં કાંઈ ઓછી છે? સ્ત્રીઓના આપઘાતના દાખલા બને છે એટલું જ નહિ પણ નિર્દોષ ગભરુ બાળાનાં અનેક કારણોસર ખૂન પણ થાય છે. અને પછી કાયદાની અટપટે પડતાં જે થાય તે ખરું.

મને આશ્ચર્ય તો એ થાય છે કે સ્ત્રીસ્વાતંત્ર્યનો આ જમાનો કહેવાય છે. માનવીના હક્ક માટે ચોપડા લખાય છે ને લાખો રૂપિયાનો ધુમાડો કરીને પરિષદો થાય છે. છતાં સમાજમાં તો આંખમીંચામણાં જ થાય છે. આટઆટલી આપણી ગ્રેજ્યુએટ બહેનો, અને કૉલેજકન્યાઓ પરતંત્રતાની બેડીઓ તોડી નાંખવાને તેમ જ સ્ત્રીઓ પર પડતાં દુઃખના નિવારણ માટે ઝુંબેશ કેમ ઉપાડતી નથી! કોઈ કવયિત્રી ઊભી થતી નથી! સ્ત્રીઓનાં જીવન કરમાઈ જાય છે – એમને સુખ મળતું નથી. ઘરસંસાર એકલા પુરુષોના સુખ માટે છે. મને તો લાગે છે કે સ્ત્રીજાતિમાં કાંઈક નબળાઈ ઘર કરી

ઓઢી છે. ઢીંગલીઓ જ રહેવાનું એમને પસંદ છે! અને તેથી માથું ઊંચકવાની હિંમત જ ચાલતી નથી કે હોંસ થતી નથી. માબાપ ઢીંગલીઓને ઉછેરે છે અને સ્ત્રીપુરુષો ગમે તેમ ગાડું ગબડાવે છે. ઊંડો વિચાર જ કરવાનો નહિ. કદાચ ધમાલિયા આ જમાનામાં ઊંડું આત્મનિરીક્ષણ કરવાનો અવકાશ જ ન હોય. પરિણામે જીવનમાં નિરાશા ને અંધકાર જ રહે છે. વાંક કોનો? એક દૃષ્ટાંત આપું?—

એક સંસ્કારી કુટુંબની છોકરી, જાતે બુદ્ધિશાળી પણ કદે જરા ઠીંગણી. વળી એનો એક ભાઈ ખોડીલો. માબાપ જ્યાં છોકરીની સગાઈની વાત કરે ત્યાં ત્યાં સૌ નાકનાં ટીચકાં ચડાવે. બીજી બાજુ એક પૈસાદાર કુટુંબનો છોકરો હતો. એને ને બુદ્ધિને બાર ગાઉનું છેટું. એટલે કન્યા મળવાની મુશ્કેલી. આમ ભાઈને કોઈ દે નહિ ને બાઈને કોઈ લે નહિ, એવાં વરકન્યાનો જોગ વડીલોએ સાંધી દીધો. છોકરીમાં દેખાવની જરા ખામી સિવાય બીજી કાંઈ ત્રુટિ નહોતી. છતાં એનું પાનું આવા મૂરખ સાથે પડ્યું. એક તો છોકરીની જાત તે પરણાવવી જ જોઈએ. બીજું અમુક ઉંમરે પરણાવી દેવી જોઈએ. અને ત્રીજું જ્ઞાતિના અમુક સાંકડા વર્તુલમાં પરણાવવી જોઈએ. આ ત્રિવિધ બંધનનો ભોગ આ બાપડી થઈ. બાકી માબાપે ભણાવી ગણાવી સ્વતંત્ર કરી હોત તો ખાસું સ્વતંત્ર જીવન ગાળીને, કદાચ મોટી થયે એના રૂપ નહિ પણ બુદ્ધિથી આકર્ષાઈ કોઈ લાયક યુવાન મળી આવત. પણ એ તો પેલા મૂરખ પતિ સાથે સંસાર નિભાવે છે. પૈસાયે નથી રહ્યા. મનમાં બિચારી હિજરાયાં કરે છે! શું થાય? આ આપણો સુખી ઘરસંસાર! ત્યારે, પણ, સુખ ક્યાં છે, કોને છે? માણસને નોકરી મળી, અધિકાર મળ્યો, સરકાર દરબારમાં માન-મરતબો મળ્યો, મોટરો, નોકરચાકર, ઘર વાડી બધું મળ્યું, ગાડું ગબડાવે એવી પત્ની પણ છે. ખુશામતિયા મિત્રો છે. પણ હૈયામાં શાન્તિ છે ખરી? લગ્નજીવનને સાંકળનાર ગણાતાં પુત્રપુત્રી પણ છે. છતાં શાન્તિ નથી. ઉદ્વેગ છે. કેમ તો કે બાળકો તરફનો ત્રાસ છે. બાળકો ગાંઠતાં નથી. ધાર્યું બોલે છે. તુણડાબાજ છે. વંઠેલ જેવાં અટકચાળાં કરે છે. ભાંગફોડ કરે છે. જરા નિયમન નથી. કોઈ કોઈ મહેમાન આવે છે તો એ જંગલી વર્તાવ રાખે છે; આખો વખત માબાપનાં મન ચિંતામાં રહ્યાં કરે છે. મોટી વયે કુટુંબની આબરૂ ગુમાવશે એવો ડર રહ્યાં કરે છે. તે અજંપો રહે છે. પણ બાળકને રોકાય તો નહિ. એમને વારવાં એ તો વ્યક્તિસ્વાતંત્ર્યનો ભંગ કર્યો કહેવાય. મૂંગે મોંએ માબાપને જોઈ રહેવાનું! નવી કહેવાતી પદ્ધતિનું શિક્ષણ, અને અણઆવડિયાત શિક્ષકોવાળાં બાળમંદિરો-એ તો મધ્યમવર્ગમાં ઉદ્વેગ અને અશાંતિ ફેલાવી છે. બાળ-માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસ વગર દેખાદેખી એક ધંધા જેવી આ વસ્તુ ચાલી રહી છે બાળકને સ્વાતંત્ર્ય હોવું જોઈએ, પણ તેથી સ્વચ્છંદને કેમ પોષાય! શિસ્ત અને દોરવણી વિનાનાં બાળકો મોટી વયે કયે ખરાબે ચઢી જશે? માબાપોનાં લોહીનું પાણી થાય છે. મોં ખોલીને બોલાતું નથી. નવાં કુટુંબોમાં વૈમનસ્યનો આ એક મોટો પ્રશ્ન ઊભો થયો છે! પગલીનો પાડનાર આવે તે તો સહુને ગમે, અને એનું સ્વાગત સહુ કરે. પણ તેને એકસરખી રીતે ઉછેરતાં ન આવડે તો ખાનાખરાબી જ થાય!

ખરેખર, ઘરસંસારનું સુખ મેળવવું દોહ્યલું છે. સંતાનો પતિપત્નીના પ્રેમને સાંકળી નાંખનાર કડી જેવાં ગણાયાં. એમને ચઢાવી ચઢાવી માથાભારે કરી દેવાથી તો ઊલટી બાજી કથળી જાય છે! ત્યારે શું સદીઓથી માણસો જીવી રહ્યાં છે તે દુઃખ, કલેશ અને ચિંતા ભોગવવા માટે? એવું તો ના હોય. ખરી વાત એ છે કે સુખદુઃખનું કારણ તો મનુષ્યનું મન છે. અરસપરસ ખુલ્લા દિલથી સમાધાનવૃત્તિ એટલે સમજૂતીથી કુટુંબીજનોમાં લે-મૂક કરવાની વૃત્તિ રાખી હોય, ઉચ્ચ આદર્શમય જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય કર્યો હોય તો બધે સુખ જ જણાય. પ્રભુના જગતમાં તો આનંદ જ છે. માનવી સૃષ્ટિસૌંદર્ય ભોગવી શકે અને મનનું સ્વાસ્થ્ય મેળવી શકે તો ગમે તેવા કપરા સંજોગોમાં પણ સુખ મેળવી શકાય. એટલું જ કે આ વસ્તુ અતિ દુર્ગમ છે. તેથી જ ખરો સુખી સંસાર દુર્લભ મનાયો છે, અને તેથી જ જેને મળ્યો તે ધન્ય ગણાય.

[ અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી ]

---

# ઘર

રે. બ્રાડબરી અનુ. કેતન મુનશી

એ એક સરસ ઘર હતું અને આપણા જેવાં જ માનવીઓએ ૧૯૮૦ની સાલમાં બંધાવ્યું હતું. એ વર્ષમાં નવાં બંધાયલાં બીજાં બધાં ઘરો જેવું જ આ ઘર હતું. એ માણસોને જગાડતું, જમાડતું, મનોરંજન આપતું અને સુવાડતું, ટૂંકામાં એ માનવીઓનાં જીવનને સુખી બનાવતું. જીવનની બધી સુંદર વસ્તુઓ — કાવ્ય અને સંગીત, વાતો કરતાં પુસ્તકો, આપમેળે રંધાતી રસોઈ, વગેરેનો આ ઘરમાં સમાવેશ થતો, અને એવા એ ઘરમાં રહેવું એ પણ આનંદની વાત હતી.

પછી એક દિવસ વિશ્વ કંપી ઊઠયું અને એક જબરો ધડાકો થયો. એ એક ધડાકા પછી હજારો ધડાકા સંભળાયા, આકાશમાં રક્તવર્ણી આગ ફેલાઈ અને રાખ અને રેડિયો પ્રક્રિયા( ઍક્ટિવિટી )નો વરસાદ વરસ્યો. સુખનો સમય પૂરો થયો.

સવાર પડીઃ સૂવાના ઓરડામાં એક ઍલાર્મ ઘડિયાળ બોલ્યુંઃ 'ટીક – ટોક, સવારના સાત, ગુડ મૉર્નિંગ, ઊઠવાનો સમય થયો...' રખેને કોઈ ઊઠવાનું રહી જાય અને કામમાં મોડું પડે ! પણ ઘર ખાલી હતું. ઘડિયાળ ખુશનુમા પણ અબોલ સવાર સાથે વાત કરી રહ્યું.

રસોડાની સગડી આપમેળે સળગી, એમાંથી બે કૉફી અને બે કૉફીના પ્યાલા ભરાઈને નીકળ્યા. સાથે ટોસ્ટની બાર સ્લાઈસ અને આઠ બાફેલાં ઈંડાં પણ નીકળ્યાં. ઘડિયાળ બોલ્યુંઃ 'સાત ને દસ, નાસ્તાનો સમય, સાત ને દસ...'

'આજે ૧૯૮૫ના એપ્રિલની ૨૮મી તારીખ થઈ...' રસોડાની છતમાંથી એક સ્વર બોલ્યો. 'આજે પડોશીનો જન્મદિવસ છે; ગૅસ, વીજળી અને પાણીનાં બિલ આજે ભરવાનાં છે...'

દીવાલોમાં કશીક યંત્રો ચાલુ થયાં અને રેકૉર્ડ કરેલી કચકડાની પટીઓ ગ્રામોફોનની રેકર્ડની જેમ ચાલવા લાગી: 'આઠ વાગ્યા, દોડો, દોડો. શાળાએ જવાનો સમય થયો. દોડો, દોડો. ટીક–ટોક. આઠ વાગ્યા...'

પણ કોઈ બારણું ખખડયું નહીં. ઘરની કોઈ પણ જાજમ પર કોમળ પગલીઓ પડી નહિ. બહાર વરસાદ પડતો હતો. પ્રવેશદ્વાર પાસેનું હવામાનયંત્ર બોલ્યું: 'આજે વરસાદ છે, ઓવરકોટ કે છત્રી લઈને બહાર નીકળવું...'

સાડાઆઠ વાગ્યે એક ઍલ્યુમિનિયમના હાથાએ ઈંડાંને ધક્કો મારી ખાળમાં ધકેલી દીધાં, જ્યાંથી એને ગરમ પાણીએ તાણી, નળી વાટે છેક દૂરના સમુદ્રમાં પહોંચાડી દીધાં.

'સવા નવ વાગ્યા' ઘડિયાળ બોલ્યું, 'સાફસૂફી કરવાનો સમય થયો...'

દીવાલમાંથી નાનકડા યાંત્રિક ઊંદરો દોડી આવ્યા. ઓરડો રબર અને ધાતુઓનાં બનેલાં સાફસૂફી કરતારાં એ નાનકડાં પ્રાણીઓથી ભરાઈ ગયો. એ પ્રાણીઓ થોડી જ વારમાં બધો કચરો સાફ કરી, પંપ વડે બધી ધૂળ ચૂસી લઈ, પાછાં દીવાલમાં સમાઈ ગયાં.

'દસ વાગ્યા...' વાદળ વિખેરાયાં અને સૂર્ય પ્રકાશી રહ્યો. આગલે દિવસે હારબંધ ઊભેલાં કેટલાંય ઘરોમાંથી આજે માત્ર આ એક જ ઘર ઊભું હતું, એકલું અટૂલું. આગલી રાતે શહેરમાં કેટલાય માઈલો દૂરથી જોઈ શકાય એવો રેડિયો ઍક્ટિવ પ્રકાશ ઝબકી ઊઠયો હતો.

'દસ ને પંદર...' બગીચામાં ફુવારા ઊડી રહ્યા. શીત પાણી ઘરની પશ્ચિમ બાજુની કાળી પડી ગયેલી દીવાલ પર છંટાઈ રહ્યું. આખા ઘરની બધી બાજુની બહારની દીવાલો પૂરેપૂરી કાળી પડી ગઈ હતી,—પાંચ જગ્યા સિવાય. એક જગ્યાએ દીવાલ પર બગીચામાં ઘાસ કાપતા પુરુષનું છાયાચિત્ર ઊપસ્યું હતું. પાસે જ ફૂલ તોડવા નીચે નમેલી

એક સ્ત્રીનું છાયાચિત્ર હતું. થોડેક દૂર ક્ષણભરમાં અંકિત થઈ ગયેલાં છાયાચિત્રોમાં એક છોકરો ઊંચા હાથ રાખી તરતનું જ કશુંક હવામાં ફેંક્યું હોય એવી રીતે ઊભો હતો. થોડેક ઊંચે એક ફૂટબૉલનો પડછાયો હતો. અને સામે એક નાનકડી છોકરી હાથ ઊંચા કરી એ ઝીલવા તત્પર બની હતી.

સફેદ દીવાલો પર પુરુષની, સ્ત્રીની, છોકરાની, ફૂટબૉલની અને છોકરીની,—આ પાંચ આકૃતિઓ રહી હતી. બાકીની બધી દીવાલ કોલસા જેવી કાળી પડી ગઈ હતી.

આજ સુધી આ ઘરે કેટલી સુંદર શાંતિ જાળવી રાખી હતી! કોઈ અજાણ્યા માનવીનો પદસંચાર થતાં ઘર પૂછતું: 'એ કોણ છે?' અને જો કશો ઉત્તર ન મળે તો બારી-બારણાં સજ્જડ બંધ કરી દેતું. અંદર પુરાઈ ગયેલું કોઈ પક્ષી જો બારી આગળ ફડફડાટ કરતું તો બારી આપોઆપ ઊઘડી જતી અને ગભરાયલું પક્ષી બહાર ઊડી જતું.

અને ઘરની અંદર નવ હજાર યંત્રમાનવો કામ કરી રહ્યા હતા, — મોટા અને નાના, કામ કરતા, પીરસતા, ગીતો ગાતા...પણ હવે એમના સર્જકો ચાલ્યા ગયા હતા અને આ બધી ક્રિયાઓ અર્થવિહીન બની ગઈ હતી.

પ્રવેશદ્વાર આગળ આવીને એક કૂતરાએ પૂંછડી પટપટાવી અને ભસ્યો.

પ્રવેશદ્વારે કૂતરાનું ભસવું પારખ્યું અને દ્વાર ઊઘડ્યું. શરીર પર પડેલા અસંખ્ય ઉઝરડાથી કણાતો, ગભરાયલો કૂતરો અંદર ગયો. એની પાછળ યાંત્રિક ઉંદરડાઓ એનાં પગલાંએ વેરેલી ધૂળ દૂર કરવા માટે દોડાદોડી કરી રહ્યા.

કૂતરો માળ પર દોડ્યો અને દરેકે દરેક ઓરડામાં ફરી વળ્યો. આખરે એ રસોડામાં આવ્યો. રસોડામાં યાંત્રિક સગડી ગરમ પૂડા બનાવી રહી હતી અને એ પૂડાની વાસ આખા ઘરમાં ફેલાઈ રહી હતી.

કૂતરો ગાંડાની જેમ ગોળ ગોળ ફર્યો, એણે એની પૂંછડીને બટકું ભર્યું અને એ મૃત્યુ પામ્યો.

એ ઓરડામાં એ એક કલાક સુધી પડ્યો રહ્યો.

પછી શરીરમાં થતી વિકૃતિની વાસ હવામાં ફેલાતાં નાનકડા ઉંદરડાઓ દોડી આવ્યા. એમની વીજળીક આંખો ચમકી રહી હતી.

સવા વાગ્યો......

કૂતરાનું નામનિશાન રહ્યું નહોતું.

પાંચ વાગ્યા...નાવણિયામાંનાં કૂંડાં ગરમ સ્વચ્છ પાણીથી ભરાઈ ગયાં. ટુવાલો યોગ્ય સ્થળે ગોઠવાઈ ગયા.

છ, સાત, આઠ, નવ વાગ્યા...

રસોઈ તૈયાર થઈ પણ કોઈ એને અડક્યું નહિ, થોડી વાર રહી એ ખાળમાં ફેંકાઈ ગઈ. વાસણો સાફ થઈ ગયાં. બહારના ઓરડામાં સિગારેટની ઘોડી પર એક સિગારેટ નીકળીને વીજળીક લાઈટર (સળગાવનાર યંત્ર) વડે ચેતાઈ ગઈ.

નવ વાગ્યા...પથારીઓ ગરમ થવા લાગી, કેમ કે રાત ઠંડી હતી.

અભ્યાસખંડમાં 'ટીક' અવાજ સંભળાયો અને એક સ્વર બોલ્યો: 'આજે રાતે કયું સંગીત સાંભળશો?'

ઘર મૂંગું હતું.

સ્વર બોલ્યો: 'આપે કોઈ પણ ગીત માટે પસંદગી દર્શાવી નથી, એટલે આપણે ગમે તે એક સુંદર ગીત સાંભળીએ.' સ્વરની પશ્ચાદ્‌ભૂમિકામાં ધીમું સંગીત ચાલુ થયું અને એક મધુર ગીતના સૂરો રેલાઈ રહ્યા.

પાંચેક મિનિટ પછી સંગીત બંધ પડ્યું. ચાર દીવાલોની વચ્ચે પડેલી ખાલી ખુરસીઓ એકબીજા સામે તાકી રહી.

રાતે દસ વાગ્યે ઘર શાંત પડવા લાગ્યું. ઝાડની એક ડાળી તૂટી પડી. એ તૂટી પડતી ડાળી બારીના કાચ સાથે અથડાઈ. કાચ તૂટ્યો, વાસણો સાફ કરવાની દવાની બાટલી ફૂટી અને દવા સગડી પર ફેલાઈ. સગડીમાંથી ભડકો થયો.

'આગ!...' અવાજો ગાજી ઊઠ્યા. 'આગ, આગ...' છતમાંથી પાણી છંટાવા માંડ્યું. પણ સળગેલી દવા રેલાતી બીજા ઓરડાઓમાં પ્રસરવા લાગી અને એક પછી એક જુદા જુદા ઓરડાઓમાં 'આગ, આગ...'ના અવાજો સંભળાવા લાગ્યા.

ગરમીને લીધે બારીઓના કાચ તૂટી ગયા. સુસવાટા મારતા પવને આગને પ્રજ્વલિત કરી. પાણી વધુ ને વધુ જોરથી છંટાવા લાગ્યું.

પણ એટલામાં કશેક એક પંપ ચાલતો અટકી ગયો. છતમાંથી છંટાતું પાણી અચાનક અટકી ગયું. પાણીનો અનામત જથ્થો ખૂટી ગયો હતો.

આગ માળ પર ફેલાઈ, મોંઘી ચિત્રકૃતિઓ બળવા લાગી, ખાટલાની ચાદરો સળગવા લાગી. ધીમે ધીમે આગની જ્વાળાઓ આખા ઘરમાં ફરી વળી.

ઘર ખખડધજ વૃક્ષની જેમ કંપી રહ્યું. એનું હાડપિંજર છતું થઈ રહ્યું. કોઈ દાક્તરે દરદીની ચામડી કાપી રક્તવાહિનીઓ ખુલ્લી કરી હોય એમ વીજળીના અસંખ્ય તાર દીવાલોમાંથી ખુલ્લા પડવા માંડ્યા, 'આગ, આગ...'ની ચીસો ગાજી રહી. બારીઓ શું કરવું એની સમજ ન પડતી હોય એમ વારંવાર ખૂલીને બંધ થવા લાગી. 'આગ, આગ...'ના કરુણ સ્વરો છેલ્લી વાર એક ચીસ પાડી ઊઠ્યા અને બૅટરીઓ બળી જતાં અચાનક બંધ પડી ગયા.

એ છેલ્લી ક્ષણોમાં, અગ્નિની ભભૂકતી જ્વાળાઓ વચ્ચે પણ જુદા જુદા સ્વરો સંભળાઈ રહ્યા હતા. સમયની જાહેરાત કરતા, આબોહવાનો હેવાલ આપતા, ખોરાકની વિગત આપતા, મુલાકાતોની યાદ આપતા, સંગીત વગાડતા... આ બધા સ્વરોએ સાથે જાગી પડીને ઘોંઘાટ મચાવી મૂક્યો. ઘરમાં એક સાથે બીજી અસંખ્ય વસ્તુઓ બની રહી હતી. બારણાં ઊઘડતાં હતાં અને દેવાઈ જતાં હતાં, છત્રીઓ બહાર આવી, ખૂલી, પાછી બંધ થઈ જતી હતી. 'ચોર, ચોર'ના અવાજો સાથે 'નિશાળનો સમય થયો'ના અવાજો મળી જતા હતા...પણ એક પછી એક રેકૉર્ડ કરેલી પટ્ટીઓ બળવા લાગી અને જુદી જુદી ક્રિયાઓ બંધ પડવા લાગી.

રસોડામાં છેક છેલ્લી ક્ષણે પણ કલ્પી ન શકાય એટલી ઝડપે સગડી નાસ્તો બનાવી રહી હતી. ચાર ડઝન ઈંડાં, ... પ્યાલા, છ ડઝન ટોસ્ટ...

ધડાકો! અગાસીનો ભાગ તૂટીને રસોડામાં પડ્યો અને સાથે આખું ઘર ભાંગી પડ્યું. બધી ચીજો, બધી ... સામગ્રી ઢગલો થઈ ને પડી.

વાતાવરણમાં ધુમાડો ફેલાઈ રહ્યો અને પછી શાંતિ પથરાઈ રહી...

પૂર્વાકાશમાં ઉજાસ દેખાયો.

આખા ઘરના ભંગાર વચ્ચે એક દીવાલ કોઈક અજાણ રીતે એકલી ઊભી રહી ગઈ હતી. એ દીવાલમાંના ઘડિયાળમાંથી એક સ્વર સંભળાવો શરૂ થયો :

'આજે ૧૯૮૫ના એપ્રિલની ૨૯મી તારીખ થઈ. આજે ૧૯૮૫ના એપ્રિલની ૨૯મી તારીખ થઈ. આજે ૧૯૮૫ના એપ્રિલની ૨૯મી તારીખ...'

---

[ અનુસંધાન પૃ. ૩૭૦થી ]

સંસ્કારી પ્રણય વગેરે મનુષ્યભાગની વૃત્તિઓ છે. અથવા ભગવદ્ગીતાની પરિભાષામાં કહીએ તો આસુરી સંપત્ પશુભાગની વૃત્તિ છે; દૈવી સંપત્, મનુષ્યભાગની. એટલે કલાએ સ્પર્શવાની અને સ્પર્શીને સતેજ બનાવવાની હોય તો તે મનુષ્યભાગની વૃત્તિઓને છે, પશુભાગની વૃત્તિઓને નહિ. કલા પશુભાગની વૃત્તિઓને સ્પર્શે એ તો પ્રતિક્રાન્તિ કહેવાય. ઉત્ક્રાન્તિના ક્રમમાં પાછાં પગલાં ભરવાનાં હોય જ નહિ. હાથીના દાંત નીકળ્યા તે નીકળ્યા જ.

એથી પણ આગળ વધીને એમ કહેવું હોય તો કહી શકાય કે મનુષ્ય કંઈ ઉત્ક્રાન્તિનું ચરમ શિખર નથી, અવાન્તર સોપાન માત્ર છે. ચરમ શિખર તો જેમાં મનુષ્યભાગ જ પરિપૂર્ણ રીતે વિકસિત થયો હોય તેવું સત્ત્વ હોય; કે પછી એવું સત્ત્વ પણ માત્ર અવાન્તર સોપાન જ હોય અને ચરમ શિખર તો મહેશ્વર જ હોય. મનુષ્યની આજ સુધીની શારીરિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ આ દિશામાં થઈ રહી છે. ઉત્ક્રાન્તિના જે ક્રમમાં કલા જન્મી છે તે ક્રમમાં જ તેણે રહેવું જોઈએ. એટલું જ નહિ પણ, એ ક્રમનું અન્તિમ લક્ષ્ય તેણે પારખવું, નીરખવું ને આલેખવું જોઈએ. જે કલા મનુષ્યને મનુષ્ય મટાડીને પશુ બનાવવા પ્રેરે એ કલા પોતાનો ધર્મ બજાવતી નથી એમ કહેવાય. એટલે નિરતિશય આનન્દ આપીને કોઈ પણ કૃતિ કલાકૃતિ ભલે બની શકે, પણ તેની ઉચ્ચતાનો કે અવચતાનો નિર્ણય કરતી વેળા એ કલાકૃતિ ભાવકના હૃદયમાં કયું દૃષ્ટિબિંદુ મૂકે છે ને કઈ જાતની વૃત્તિઓને સ્પર્શે છે તેનો વિચાર કરવો પણ આવશ્યક બની જાય છે. *

---

* તરતમાં બહાર પડનાર વિવેચનસંગ્રહ 'પર્યેષણા'માંથી.

# આપણો હાસ્યરસ

ભાઈલાલ પ્ર. કોઠારી

અમુક પ્રસંગોએ આપણે સૌ હસીએ છીએ એ તો સૌ કોઈ જાણે છે. છેલ્લામાં છેલ્લી ઢબનાં કપડાં પહેરી રુઆબથી ચાલનાર કોઈ સ્થૂલકાય પુરુષની હૅટ પવનથી એકાએક ઊડી જાય, વિદ્યાર્થીઓના મોટા વર્ગમાં શ્વાન યા ગર્દભનો પ્રવેશ થાય કે પછી કોઈ વાચાકુશળ ભાષણકર્તાની ભાષણના ખાસ અગત્યના મુદ્દા વખતની અણધારી અનિવાર્ય છીંક થાય કે સિનેમાગૃહમાં થતી લૉરેલ હાર્ડીની મૂર્ખાઈપરંપરા કે ચાર્લી ચેપ્લીન અથવા હીરાલાલની લાક્ષણિક અભિનયકળા જોવામાં આવે — આ સૌ પ્રસંગો આપણને હસાવે છે.

ત્યારે આ હાસ્ય શું છે? હાસ્યની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે. હાસ્યરસ એવો ક્ષણિક, અદૃશ્ય અને અસ્પષ્ટ હોય છે કે એને સમજાવી શકાતો નથી. એ કેવળ અનુભવી શકાય છે. જેમ બ્રહ્મનો સાક્ષાત્કાર જ થઈ શકે છે અને એ અનુભવ અખો કહે છે તેમ સાનમાં જ સમજાવી શકાય તેવો હોય છે તેમ હાસ્યરસનો અનુભવ બીજી કોઈ રીતે સમજાવી શકાય તેમ નથી. એ તો એ સમજાય એટલે આપણે આપોઆપ હસી ઊઠીએ છીએ. લજામણીના છોડની જેમ એને અડકવાથી અર્થાત્ એનું પૃથક્કરણ કરવા જતાં એ રસને જ આપણે ખોઈ બેસીએ છીએ. છતાંય આપણા સાહિત્યમાં રહેલા હાસ્યરસનું અવલોકન કરતાં પહેલાં હાસ્યવૃત્તિની પાછળ રહેલી થોડીક મીમાંસા સમજી લઈએ.

હાસ્યના વિષયને વૈજ્ઞાનિકોએ અને તત્ત્વજ્ઞોએ જુદી જુદી રીતે તપાસ્યો છે. પ્રો. મેકડુગલ કહે છે કે શરીરશાસ્ત્રની દૃષ્ટિએ તો હાસ્યની તાત્કાલિક અસર શ્વાસોચ્છ્વાસની ક્રિયાને અને રુધિરાભિસરણની ક્રિયાને વેગ આપવાની અને એ રીતે આખાય શરીરયંત્રને પ્રફુલ્લ બનાવી મૂકવાની છે.

આપણે લાંબા સમયથી કોઈ પણ ગંભીર મનોવ્યાપારમાં રોકાઈ ગયા હોઈએ તેમાંથી હાસ્ય આપણને ક્ષણભર મુક્તિ આપે છે. એટલું જ નહિ પણ એ વ્યાપાર માટે આપણને વધારે તાજા બનાવે છે. ગણિતના અણગમતા દાખલા કલાકો સુધી ગણી કંટાળેલા વિદ્યાર્થીઓ, કેસોના નિકાલ માટે મગજમારી કરતા ધારાશાસ્ત્રીઓ અને એકના એક વિષયનું નીરસ પીંજણ નિસાસા નાખી સાંભળતા વિદ્યાર્થીઓ આ વસ્તુની સાચી કદર કરી શકશે.

પણ હાસ્ય એ કેવળ શરીર વ્યાપાર કે કેવળ મનોવ્યાપાર નથી પણ એ મનો-શરીરવ્યાપાર છે. બાહ્ય જગતની કોઈ પણ વસ્તુ સીધી રીતે આપણી શારીરિક શક્તિઓને વેગ આપી શકે નહિ, અને આપે તો પણ તેનું પરિણામ હાસ્યમાં આવે નહિ. ગરમીમાં ઠંડા પાણીનું સ્નાન સુખપ્રદ, શક્તિપ્રદ હોવા છતાં એ હાસ્યપ્રદ નથી. તે જ પ્રમાણે ખૂબ મિષ્ટાન્ન ખાવાથી આપણે મસ્ત બનીએ પણ હસીએ તો નહિ જ.

ફ્રેંચ તત્ત્વવેત્તા બર્ગસોં કહે છે કે મનુષ્યનું એક કર્તવ્ય પોતાની આસપાસની પરિસ્થિતિને અનુકૂળ બની જવું અથવા તેના પર પ્રભુતા મેળવવી તે છે. જેઓ બદલાતી પરિસ્થિતિ અનુસાર ફેરવાતા નથી અને જૂની ઢબે જીવે છે તેઓ ચૈતન્યપૂર્ણ બુદ્ધિશાળી માનવો હોઈ તેમની આવી જડતાપૂર્ણ અને યાંત્રિક વર્તણૂકથી આપણને હસવું આવે છે. આથી જ ભર ઉનાળાના બળતા બપોરે ગરમ કોટ-મફલર પહેરીને ફરતા માણસને જોઈને આપણને હાસ્ય ઊપજે છે. તે જ પ્રમાણે શોખથી બાંધેલા સાફામાંથી બહાર ડોકિયું કરતું વાળનું ઝૂમખું કે 'બેંગલોર કેપ'માંથી તરંગી રીતે બહાર લટકતી શિખા અથવા અવળો પહેરેલો કોટ કે પછી એવા જ પ્રકારની કોઈ અસ્વાભાવિકતાનું પ્રદર્શન હાસ્યપ્રેરક બને છે.

હાસ્યરસની વૈજ્ઞાનિક મીમાંસા કરનારા વિદ્વાનોમાં

સ્પેન્સર, હૉબ્ઝ, જેમ્સ સલી, એડિસન, લે હન્ટ, મેરિડિથ, વગેરેનો સમાવેશ સહેજે કરી શકાય તેમ છે. આ ટૂંકા લેખમાં એ સૌનાં વિધાનોની છણાવટ ન જ થઈ શકે.

શૉપનહોર કહે છે તેમ અને આપણે ઉપરનાં ઉદાહરણોમાં જોયું તેમ ઉચ્ચ અથવા સૂક્ષ્મ કે સામાન્ય અથવા ગ્રામ્ય પ્રકારના હાસ્યમાં એક તત્ત્વ સામાન્યપણે રહેલું છે: એ તત્ત્વ એટલે અસંગતિ અથવા અનૌચિત્ય. એટલે કે અસંગતિ( Inconsistency )માંથી હાસ્યની નિષ્પત્તિ થાય છે; ભલે પછી એ અસંગતિ સાહિત્યમાં હોય, સંગીતમાં હોય કે પછી ચિત્રકલામાં હોય. આ અસંગતિ જૂજવાં રૂપો ધારણ કરે છે.

આ અસંગતિ સમાજ કે વ્યક્તિમાં હોવા છતાંય જ્યાં સુધી આપણને તેનું દર્શન ન થાય એટલે કે આપણી હાસ્યવૃત્તિ( Sense of humour )ને તે સ્પર્શે નહિ ત્યાં સુધી હાસ્યરસને અવકાશ જ નથી. સાચો હાસ્યકાર વ્યક્તિ કે સમાજની અસંગત બાજુને પોતાની અનોખી રીતે સ્પર્શે છે અને જનતા સમક્ષ એવી ઢબે રજૂ કરે છે કે જેથી તેમાં રહેલો હાસ્યરસ તેના શુદ્ધ સ્વરૂપે જળવાઈ રહે છે એટલું જ નહિ પણ જે સમાજ કે વ્યક્તિને માટે તે યોજાયો હોય છે તેમને ઉપકારક પણ થઈ પડે છે. 'ભદ્રંભદ્ર' જેવા એક પુસ્તકે અને ત્યારબાદ લગભગ પાંત્રીસ વર્ષ પછી પ્રસિદ્ધ થતા 'અમે બધાં' જેવા બીજા એક પુસ્તકે આપણા જૂના રિવાજોમાં રહેલી વિચિત્રતાઓ, આપણાં સામાજિક દંભ અને જૂઠાણાં અને આપણી નાનીમોટી ક્ષતિઓનું સુંદર રીતે ભાન કરાવ્યું છે.

આ રીતે વિચાર કરતાં અહીં એક મુદ્દો વિચારણા માગી લે છે: ઉચ્ચ પ્રકારનો હાસ્યરસ કોને કહેવો? અને આપણા સાહિત્યમાં અત્યાર સુધીમાં ઉચ્ચ પ્રકારના હાસ્યરસનું નિરૂપણ કરનારાં કેટલાં પુસ્તકો પ્રસિદ્ધિ પામ્યાં છે?

જેમ ઉચ્ચ પ્રકારનું કાવ્ય કે સંગીત માણસની આંતરપ્રેરણા માગી લે છે તે જ પ્રમાણે ઉચ્ચ પ્રકારનો હાસ્યરસ પણ અંતઃપ્રેરિત હોય, સ્વાવલંબી હોય અને નવીનતાવાળો હોય તો જ તેને સાચો હાસ્યરસ કહી શકાય.

હાસ્યરસના લેખકમાં એક પ્રકારની હૃદયની નિખાલસતા હોવી જોઈએ. પોતે પોતાની વિચિત્રતા પ્રત્યે પણ હસી શકે તે માણસ બીજાની વિચિત્રતાઓને પણ સંપૂર્ણ માનવતાથી રીતે હસી શકે છે.

બર્નાર્ડ શૉ કહે છે કે ઉપહાસ વડે નીતિને વિશુદ્ધ કરવી એ જ હાસ્યકલાનો હેતુ છે.

પણ એ ઉપહાસની રજૂઆતમાં જ સાચા હાસ્યપ્રેરક કલા સમાયલી છે. મજાક કરવાની આદતમાંથી કેટલાક સારા માણસોને પણ ગંભીર પરિણામોના ભોગ થવું પડે છે. અતિ ઉપહાસવૃત્તિથી કેટલીકવાર માણસ પોતાની જાતને જ હાનિ કરે છે. તેને મન જગત ઉપર કશુંય મહત્ત્વનું, સુંદર, ભવ્ય કે આદરણીય નથી. જ્યાં ખરેખરી હૃદયની નિખાલસતા અને પરસ્પરની સહાનુભૂતિ હોય છે ત્યાં જ મન અને હૃદયનું હાસ્ય જન્મે છે. સદાકાળ હસતો અને બીજાને હસાવવાનો વ્યવસાય લઈ બેઠેલો અખંડ મશ્કરો શુદ્ધ હાસ્યની ફોરમથી સદાને માટે વંચિત રહે છે.

આપણા સાહિત્યમાં પ્રેમાનંદનો, અખાનો અને દલપતરામ વગેરેનો હાસ્યરસ પ્રસંગનો અથવા તો પરિસ્થિતિનો હાસ્યરસ (Humour of situation) હોઈ સ્થૂળ પ્રકારનો ગણી શકાય. હાસ્યરસના સૂક્ષ્મ પ્રકારનાં દર્શન આપણને અંગ્રેજી અને ફ્રેંચ સાહિત્યના પરિચય પછી જ થાય છે. સંસ્કૃત સાહિત્યમાં હાસ્યરસના સાહિત્યની ખિલવણી તરફ ખાસ ધ્યાન અપાયું હોય એમ લાગતું નથી. સંસ્કૃત નાટકો વગેરેમાં પણ આ રસનું સ્થાન ગૌણ જ રહ્યું છે.

અંગ્રેજી સાહિત્યના wit અને humour એ બે શબ્દો માટે **નર્મ** અને **મર્મ** એ બે શબ્દો આપણા ગુજરાતી સાહિત્યે સ્વીકાર્યા છે.

નર્મ ( wit ) સમજવા માટે લાંબી કથાની જરૂર હોતી નથી. માસિકોમાં 'જરાક હસો'ના શીર્ષક નીચે આવતી રમૂજી સામગ્રીને 'નર્મ'ના પ્રકાર તરીકે ગણાવી શકાય. સ્વ. રમણભાઈએ 'હાસ્યમંદિર'માં નર્મના થોડાક દાખલા આપ્યા છે:

( ૧ ) હજામના છોકરાને કોઈકે પૂછ્યું કે તું રાજા હોય તો શું કરે? છોકરો જવાબ આપે છે:

> 'સોનાનો સજાયો ને શલાડી એ સોનાની કરું,
> ચાંદીનો તો ચાપિયો કરાવીને વતાં કરું!'
> ( દલપતરામ )

(૨) 'અજાણ્યો ગામડિયો (મોટા શહેરમાં તાર લખી આપનારની ઑફિસમાં બેઠેલા માણસને પૂછે છે):
'આ દુકાને શું વેચાય છે?'
જવાબ—અહીં અનાડી વેચાય છે.
ગામડિયો—તમે એકલા જ વેચાવાના બાકી છો?'

આનાથી ઊલટું મર્મ (humour)માં છૂટક વચનો કે આખાં વર્ણનોનો સમાવેશ થાય છે. જેમ કે, દલપતરામના 'મિથ્યાભિમાન' નાટકમાં જીવરામ ભટ્ટ રતાંધળા હોવા છતાં પોતે એ વાત સ્વીકારતા નથી. સાસરે જઈ રાત્રે જમવા બેસતી વખતે અવળે મોંએ પાટલે બેસે છે. સાસુ પીરસે છે. ત્યારે થાળીમાંથી પાડી ખાઈ જાય છે એમ ધારી સાસુને લાત મારે છે. તે જ પ્રમાણે પોતાને ખાટલે અંધારામાં જતાં સાસુને ખાટલે જઈ અથડાય છે એટલે ચોર આવ્યો એમ ધારી ઘરનાં માણસો એકઠાં થઈ જાય છે અને જીવરામને મરણતોલ માર પડે છે.

નર્મ માટે લાંબા પ્રસંગની જરૂર હોતી નથી, જ્યારે મર્મ આખી વાર્તામાં કે આખા વર્ણનમાં ઉદ્દેશરૂપે ગર્ભિત રહેલો હોય છે.

હવે આપણે કવિ પ્રેમાનંદનો હાસ્યરસ જોઈએ. એ રસ, ઉપર જણાવ્યું તેમ, પ્રસંગજનિત હાસ્યરસ હોઈ તેનો સ્થૂળ પ્રકારના હાસ્યરસમાં સમાવેશ થશે; છતાં તેનું હાસ્ય મર્માળું, સહાનુભૂતિપૂર્ણ, પ્રેમવિશાળ, વધારે આકર્ષક અને માનવહૃદયના મૂલગત ભાવોને સ્પર્શતું હોઈ વધારે ચિરંજીવ પણ છે. અખો અને પ્રેમાનંદના આ વિષય પરત્વે રાહ જ ન્યારા છે. અખો શુદ્ધ હાસ્યરસ કરતાં કટાક્ષમાં જ રાચે છે. જેમ કે:

'ગુરુ થઈ બેઠો હોંસે કરી, કહે પાણ શકે કેમ તરી?
જ્યમ નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્ભુત;
શિષ્યને ભારે ભારે રહ્યો, અખા તે મૂલગેથો ગયો,
પોતે હરિ નૈ જાણે લેશ, કાઢી બેઠો ગુરુનો વેશ,
સાપને ઘેર પરોણો સાપ, મુખ ચાટી આવ્યો ઘેર આપ;
એવા ગુરુ ઘણા સંસાર, તે અખા શું મૂકે ભવપાર.'

માનવીનાં દંભ અને નિર્બળતા ઉપર કટાક્ષનાં લક્ષ્યવેધી બાણો જાણે મારતો હોય એમ તે લખે છે. એ પોતે તો મારીને હસે છે પણ સામા પક્ષ ઉપર એની અસર ચોટદાર થાય છે.

પ્રેમાનંદ તો પોતે હસે છે અને સાથે બીજાને પણ હસાવે છે. તેના હાસ્યમાં તિરસ્કાર નથી તેમ સામાને હલકો દેખાડી રાચવાની વૃત્તિ પણ નથી.

'માન્ધાતા આખ્યાન'માં યુવનાશ્વ રાજાને ગર્ભ રહે છે તે પ્રસંગ, રણયજ્ઞમાં કુંભકર્ણને જગાડવાના હાસ્યજનક નુસખા, 'સુદામા ચરિત્ર'માં કૃષ્ણ સુદામાને આવકાર આપવા આવ્યા તે પ્રસંગ અને છેવટે સુદામા પોતાને ઘેર પાછા આવે છે તે પ્રસંગ જેમાં પોતાની જ રૂપયૌવના સ્ત્રીને

'ભોગાસક્ત હું નથી આવ્યો, મુને પરમેશ્વરની આણ,
જાવા દ્યો મુને શોભા સાથે, તુંને હશે કલ્યાણ.'

વગેરે દ્વારા આપણને પ્રેમાનંદના સ્થૂળ છતાં શુદ્ધ હાસ્યરસની પ્રતીતિ થાય છે.

'મામેરું'માં કુંવરબાઈનું મોસાળું કરવા જતા સંઘનું વર્ણન, નરસિંહ મહેતાની નાગરજનતા તરફથી થતી હાંસી વગેરે પ્રસંગો હાસ્યરસથી ભરપૂર છે. 'મામેરું' પ્રધાનપણે હાસ્યરસથી ભરેલું છે.

'નળાખ્યાન'માં દેવોને પણ દમયંતી પરણવાના કોડ જાગે છે. રાજાઓની વિહ્વળતા વર્ણવતાં પ્રેમાનંદ ગુજરાતી સ્વભાવની મશ્કરી કરે છે:

'વર થઈ બેઠાં પ્રાણીમાત્ર, સમાં ક્યાં છે વરવાં ગાત્ર,
શરીર ક્ષુદ્ર કામનાં ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ;
બાળ યૌવન ને વળી વૃદ્ધ, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
× × ×
ઘરડા થયા નાના વર, વતાં કરાવતાં વાગ્યા છર.
× × ×
જેનાં બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ.
એમ ઊંચાં કરી કલોઠાં, ઘેલા જુએ કાચમાં કોઠાં.'

તે ઉપરાંત 'કરણ લૂલાને ચરણ રાંટા, બગાઈ બહુ ગણગણે'થી શરૂ થતા ઋતુપર્ણના ઘોડાનું વર્ણન પણ હાસ્યપૂર્ણ છે.

ધીરો ભગત એક સ્થળે

'થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે,
મોજ દુર્લભ દેહનગરી રે, માંહી બેઠો માણે.'

એ પ્રમાણે હળવો કટાક્ષ કરે છે પણ ચાબખાનો મારનાર ભોજો તો

'જોઈ લો જગતના બાવા રે, ધર્યા ભેખ ધૂતીને ખાવા.'
તથા
'ભરમાવી દુનિયા ભોળી રે, બાવો આવ્યો ભભૂતિ ચોળી.'
જેવાં પદો દ્વારા બાવાઓની ખબર લઈ નાખે છે.

લાગણીપ્રધાન નર્મદમાં હાસ્યરસ છે જ નહિ, પરંતુ કવિ દલપતરામમાં તે સારા પ્રમાણમાં જોવામાં આવે છે. પ્રાસ (rhyme), અનુપ્રાસ ઝડઝમક (alliteration), શ્લેષ (pun) વગેરે દ્વારા એમણે હાસ્યરસનો વિકાસ સાધ્યો છે. એક જ દાખલો લઈએ :

'મેલો ઘેલો પેલો જુઓ આગ ખેલમાં ઊભેલો,
ગોદડે ગૂંથેલો એવો આવે હનુમાનજી.
કાળા હાથ દારૂવાળા, દાઢી મોઢું દીસે કાળું,
પાઘડીનો પલ્લો પૂંઠે પૂંછડા સમાનજી;
લોક ન્હાસાનાસ કરે ત્રાસ પામી તેને ઠામે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આઘો ખસે,
હશે હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી!'
(દલપતકાવ્ય)

તે ઉપરાંત 'વેનચરિત'માં ગાંભીર્ય અને હાસ્યનું મિશ્રણ રુચિકર રીતે થયેલું છે. વિધવાવિવાહ અને બીજા સંસાર-સુધારાના પ્રશ્નોના ગંભીર વિવેચનમાં વચ્ચે વચ્ચે કવિએ હાસ્યના પ્રસંગો ગોઠવ્યા છે. રાજકુમાર વેનના કહેવાથી રાજગુરુ વિધવાવિવાહ કરનાર ન્યાતોમાં જઈ કહે છે કે હવે પછી વિધવાઓનાં લગ્ન કરવાં નહિ. તે ઉપરથી એ ન્યાતોમાં થયેલા ક્ષોભનું વર્ણન હાસ્યરસથી ભરેલું છે :

'ગુરુને દેખી કણબણ સહુને, રીસ રૂદેમાં વ્યાપીજી,
કહે ગોર તેં રાજકુંવરને, ઊંધી મત્ય કેમ આપીજી;
ચોટલાવાળી ચતુરાને માથે કરવા બેઠો મુંડાજી;
આ શું સૂઝ્યું ને તેં આ શો ગજબ કર્યો ગોર ભૂંડાજી.'

× × ×

'જમડા ચૂડો ભાંગે તો, અમે નવો પહેરતાં ચૂડો,
તેં તો આખા ભવનો ભાંગ્યો, ભાઈ તું તો જમથી ભૂંડો.'

તે જ પ્રમાણે 'વેનચરિત'માં કન્યા ન મળવાથી નિરાશ થયેલો વાંઢો નવરંગી પોતાની સ્થિતિનો ચિતાર આપે છે:—

'પનઘટ ઉપર પ્રભાતમાં જઈ બગની પેરે બેસું,
વિધવિધના વિચાર કરું પણ એથી અર્થ સરે શું ?

× × ×

વાસણની ઉતરેવડને એક રાતું વસ્ત્ર ઓઢાડું,
ઊભાં છો વહુ એમ કહી મારા મનને હું રમાડું.
એક દોરડું લઈ તેની વરમાળા બેશ બનાવી,
મારા ને ઉતરેવડના મેં કંઠ વિષે પહેરાવી.
કહ્યું ચાલો વહુ ચોરીમાં, તમને આપીશું સુખ માગ્યું,
ખેંચાયાથી ખસી પડી, વાંસામાં મુજને વાગ્યું.'

હાસ્ય અને કરુણ એ એક જ વસ્તુનાં બે પાસાં હોઈ જેમ મિથ્યાભિમાન નાટકનો હાસ્યરસ કરુણરસમાં પરિણમે છે તેમ 'વેનચરિત'માં ઉપર કહેલા હાસ્યરસના પ્રસંગો ભાગ્ય વિધવાઓના દુઃખની કથા સાથે સ્થાન પામે છે.

"કન્યાવિક્રયદુઃખદર્શક" નાટકમાં નાનો વર અને મોટી વહુનું ચિત્ર દોર્યું છે. તેમાં ભારોભાર કરુણતા સાથે કર્તાએ વરના મુખમાં 'તારી માને પૈણું રે ડાકોર કરવા ગઈ'તી' જેવાં વાકયો મૂકી ઉપહાસનો પ્રસંગ યોજ્યો છે.

નવલરામને હાસ્યરસનો અચ્છો ખ્યાલ હતો. તેમણે રચેલું 'ભટ્ટનું ભોપાળું' મોલિયરના 'મૉક ડૉક્ટર'નો અનુવાદ હોવા છતાં તેમાં હાસ્યના ઘણા પ્રસંગો છે. મૂળ નાટકનો ઉદ્દેશ વિનોદમય કટાક્ષ દ્વારા સંસારસુધારાનો ઉપદેશ કરવાનો છે તે અહીં પણ સંપૂર્ણ રીતે સાચવવામાં આવ્યો છે.

કવિ નર્મદાશંકરમાં જ હાસ્યરસની ખામી હોવાથી તેમને આ નાટકમાં હાસ્યરસ જણાયો નહિ એટલું જ નહિ પણ અસંભવિતપણાનો દોષ દેખાયો. નવલરામે તેમને લખ્યું 'કવિ, તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી.'

'જનાવરની જાન' વર્ણવતા નવલરામમાં હાસ્યરસ નથી એમ કોણ કહેશે? બાળલગ્નની ઠેકડી કરનાર આ જાતનું કાવ્ય આપણા સાહિત્યમાં બીજું નથી જ.

એ સાજનમાંના શેઠિયાઓનું ચિત્ર જુઓ :

'હારમાં એકબે હાથી છે, મોટા દાંત જ વાળા,
નીચું ન્યાળી ડોલતા, હીંડે શેઠ સૂંઢાળા.'

તેમ જ

'ટટ્ટુઓ ટગમગુ ચાલતાં, પૂંઠે ગરીબ ગધેડા,
હાજી હાજી કરી હીંડતા, ડીફાં વિના અતેડા.'

એવા ખુશામતખોરોનું ચિત્ર, અને

'વરરાજા બે માસનું બાળ ઊંઊં કરતું,
ઝડપાયું ઝટ ઝોળીમાં મન માડીનું ઠરતું.'

આ પ્રકારના બાળ વરરાજાના ચિત્રમાં આપણા સમાજનાં ચિત્રો લાક્ષણિક રીતે દોરાયાં છે.

મહીપતરામ રૂપરામે હાસ્યરસના લેખો કે પુસ્તકો લખ્યાં નથી પરંતુ એમના 'ભવાઈ સંગ્રહ'માં હાસ્યરસના પ્રસંગો આલેખાયા છે. પણ એ હાસ્યરસ ઉત્કૃષ્ટ પ્રકારના હાસ્યરસની કોટિનો કે શિષ્ટ પણ નથી. એમનાં 'સાસુવહુની લડાઈ,' 'વનરાજ ચાવડો,' 'સધરા જેશંગ' અને તેમના પછીના રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાકૃત 'અંધેરી નગરીનો ગર્ધવસેન', અરદેશર તાલિયારખાનકૃત 'મુદ્રા અને કુલીન' વગેરેમાં ક્યાંક ક્યાંક હાસ્યરસનાં દર્શન થાય છે.

'દેશમિત્ર'ના સ્વ. અધિપતિ મંછારામ ઘેલાભાઈકૃત 'મૂરખો' અને 'ચતુરસિંહ' એ બે કથાઓમાં હાસ્યના પ્રસંગો છે પણ તે બધા કૃત્રિમ હોઈ પૂરતા હાસ્યપ્રેરક બની શક્યા નથી.

પારસી લેખકોએ નર્મ (wit)નું ઘણું સાહિત્ય રચ્યું છે જેમાં જહાંગીર બહેરામજી મર્ઝબાને રચેલાં 'કૌતુક સંગ્રહ,' 'ખુશદર્પણ' અને 'ટોચકા સંગ્રહ'નાં પુસ્તકો રમૂજથી ભરેલાં છે. હાસ્યને માટે જ યોજાયલું 'ગપ્પ-સપ' નામનું તેમનું પત્ર પણ અહીં નિર્દેશ માગી લે છે.

પરંતુ અર્વાચીન યુગના હાસ્યરસના પ્રદેશમાં જેમણે પ્રસ્થાન કર્યું અને ભાવિ પેઢીને માટે જેમનો ફાળો ખૂબ પ્રેરક બન્યો એવા સમર્થ લેખક તો સર રમણભાઈ નીલકંઠ છે. તેમનો 'હાસ્યરસ' પરનો અભ્યાસપૂર્ણ નિબંધ અને 'હાસ્યમંદિર'માંનાં નર્મ અને મર્મનાં સંખ્યાબંધ ઉદાહરણો પૂરાં પાડતા લેખો આપણે વાંચીએ છીએ ત્યારે આપણને ઉચ્ચ પ્રકારના હાસ્યરસનું ભાન થાય છે. આપણા મધ્યકાલીન સાહિત્યનો હાસ્યરસ તે કાળના સમાજના જીવનના ધોરણે સ્થૂળ અને પ્રારંભિક દશાનો જ કહી શકાય. તેમાં બુદ્ધિનો ઉલ્લાસ કે ચમત્કાર નથી, તેમાં અત્યારના નર્મનું ચબરાકીપણું નથી અને તેમાં વસ્તુઓને હાસ્યના દૃષ્ટિકોણથી જોવાનું વલણ નથી. અત્યારે આપણી પાસે હાસ્યના જે જુદા જુદા સાહિત્યપ્રકારો છે તે પણ તે વખતે ન હતા. અંગ્રેજી સાહિત્ય જેવા સુવિકસિત સાહિત્યની અસર નીચે જ્યારથી આપણું સાહિત્ય આવ્યું ત્યારથી શેક્સપિયરથી માંડીને ડીકન્સ, થેકરે, જેરોમ, જેકબ્ઝ, વુડહાઉસ, પેઈન, જેમ્સ બેરી, સ્ટીફન લીકોક, માર્ક ટ્વેન વગેરેમાં રહેલા હાસ્યરસની વિવિધતાઓનો મોટો ભંડાર આપણને પ્રાપ્ત થાય છે. પરિણામે આપણે ત્યાં માત્ર કવિતા કે નાટકોમાં જ નહિ પણ નિબંધ, સંવાદો, ટુચકાઓ, કટાક્ષકાવ્યો, ઠઠ્ઠાચિત્રો અને જીવનના સામાન્ય પ્રસંગોમાં પણ તેનાં દર્શન થાય છે. રમણભાઈનું 'ભોમિયાને દીધેલી ભૂલથાપ' એ માર્ક ટ્વેનનું ભાષાંતર હોવા છતાં આપણા જીવનને અનુકૂળ થાય એમ એટલી સુંદર રીતે રજૂ થયું છે જેથી એ ભાષાંતર જેવું લાગતું જ નથી. એનો હાસ્યરસ એ પરિસ્થિતિનો હાસ્યરસ છે. પરંતુ એમના 'તોછડાઈની કલા,' 'નવી ઇસપનીતિ,' 'પાટિયાં વાંચનારા', 'વગર ગુનાહની સજાઓ' વગેરેમાં રહેલો હાસ્યરસ સાચે જ ઉચ્ચ પ્રકારનો છે. જેમ તેમના જીવનમાં તેમ તેમના હાસ્યરસમાં સાથ આપતાં વિદ્યાબહેને પણ 'બહેન કમલાનાં કાવ્યો'માંના કટાક્ષ તથા 'વ્યાકરણમાં એક નવીન શોધ' વગેરેના મર્મ દ્વારા ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસના ક્ષેત્રમાં પહેલાં લેખિકા તરીકે સુંદર ફાળો આપ્યો છે. હાસ્યમંદિરને બહાર પડ્યે આજે લગભગ ચાળીસ જેટલાં વર્ષો થયાં પણ તેમના જેટલુંય હાસ્યરસનું લખાણ લખનાર બીજાં કોઈ બહેન આપણા સાહિત્યમાં જોવામાં આવ્યાં હોય તો તે 'હિમાલય સ્વરૂપ અને બીજાં નાટકો'નાં લેખિકા હંસાબેન મહેતા છે.

હાસ્યરસની પહેલી નવલિકા તરીકે પણ આપણે રમણભાઈની 'ચિઠ્ઠી'ને ગણાવવી પડે તેમ છે.

હાસ્યરસના આલેખન માટે જ યોજાયલું આપણા સાહિત્યનું પહેલું પુસ્તક તે 'ભદ્રંભદ્ર.' એને પ્રસિદ્ધ થયે પણ હવે તો અડધી સદી થવા આવી છે. જે સમાજને અનુલક્ષીને એ લખાયું હતું તે સમાજ પણ હવે લુપ્તપ્રાય થયો છે. પચાસ વર્ષ પૂર્વેના જમાનાના પરિચયવાળા વિદ્વાનોને તો ખબર હશે જ કે એ પુસ્તકે તે જમાનામાં કેટલો ખળભળાટ જન્માવ્યો હતો, અને પ્રતિપક્ષીઓ તરફથી 'ભદ્રંભદ્રનો ભેદ' પ્રસિદ્ધ થયું હતું અને તે પછી બંને પક્ષે બીજાં બે પુસ્તકો પણ પ્રસિદ્ધ થયાં હતાં અને પરિણામે ઘણી કડવાશ ઉત્પન્ન થઈ હતી. આજે એ સઘળાં પુસ્તકો ભૂલાઈ ગયાં છે અને કેવળ 'ભદ્રંભદ્ર' ટકી રહ્યું છે. તેનું કારણ છે એમાં રહેલા શુદ્ધ હાસ્યરસના અંશો. એમાંની ગ્રંથકર્તાની અપૂર્વ પ્રસ્તાવના, સકલગુણસંપન્ન પગી અમથા

[અનુસંધાન પૃ. ૩૯૨ ઉપર]

# સમર્પણનું ગીત

સંપાદક : પુષ્કર ચંદરવાકર

[ ઉત્તર ગુજરાતમાં વડનગરનું ' શૃમિષ્ઠા 'નું તળાવ લોકજીભે તો શમેરા કે શમેળાના નામે રમી રહ્યું છે. તે પ્રદેશમાં શમેળાની કિંવદન્તી ઘરે ઘરે એક સમયે ગવાતી. જૂના સમયમાં વડનગરનું આ તળાવ ખોદાવવામાં આવ્યું, પણ એમાં પાણી ન આવે. ગામના મુખીને એક રાત્રે સ્વપ્નું આવ્યું કે પુત્ર, પુત્રવધૂ અને તેમનો દીકરો – આ ત્રણે જો તળાવને પોતાનો ભોગ ધરે તો પાણી જરૂર આવે. મુખીએ સ્વપ્નની આ વાત આખાય કુટુંબને કરી. આ સાંભળતાં જ મુખીની ભાવનાશીલ અને પરોપકારી પુત્રવધૂએ આ વાતને વધાવી અને કહેવડાવ્યું કે ' સાસરાજી, અમારે ભોગે નવાણમાં નીર આવતાં હોય તો આ જિંદગાનીનો તેવો રૂડો ઉપયોગ કરીએ ! '

પછી આ વહુઆરુ પોતાના મહિયરમાં માતાની આશીશ લેવા ચાલી નીકળે છે. માતાપિતા પોતાની પુત્રીને આશીશ આપે છે. ત્યાંથી એ વડનગર શ્વસુરગૃહે પાછાં આવે છે અને તેનો શુભનિર્ણય સાસરાને કહેવડાવે છે. મુખી ગામના જોશીને બોલાવી શુભમુહૂર્ત જોવડાવે છે અને શુભ દિને વાજતેગાજતે ત્રણેય શમેળાનાં પગથિયાં ઊતરી શમેળાને પાણીથી છલકાવી દે છે. તેઓ જેમ જેમ શમેળામાં ઊતરતાં જાય છે તેમ તેમ ક્રમે ક્રમે પાણી ચઢતું જાય છે. જે જગ્યાએ વહુઆરુએ ભોગ આપ્યો ત્યાં તળાવ મધ્યે આ સતીના સ્મરણમાં દહેરી ચણાવવામાં આવેલ છે. આ દહેરીને આજે ' છતડી ' કહે છે. ભાદરવા સુદ ૧૧ વામનજયંતીએ કેટલાક બ્રાહ્મણો પ્રતિવર્ષે એ દહેરી આગળ – તળાવમાં ગમે તેટલું પાણી હોય છતાં તરતા તરતા – જાય છે, અને સતીમાતાને ઘાટડીમોળિયાં ઇત્યાદિ અર્પણ કરે છે.

સ્વ. મેઘાણીભાઈએ રઢિયાળી રાત ભા.૩ના ' જળદેવતાને બલિદાન ' રાસની પીઠિકામાં લખ્યું છે કે ' જુદાં જુદાં અનેક ગામોનાં જળાશયો વિષે બોલાતી આ કથા છે. નવાણમાં પાણી નથી આવતું, જળદેવતા ભોગ માગે છે; ગામનો ઠાકોર પોતાનાં દીકરાવહુનું બલિદાન ચડાવે છે...' વળી રઢિયાળી રાત ભા. ૨ની ' લોકસૃષ્ટિ 'માં તેઓશ્રી લખે છે, " કોઈએ એ કથા માધાવાવ સાથે સંધી, કોઈએ ભીમોરાની વાવ સાથે જોડી, તો કોઈએ વાગુ[illegible] ગામ સાથે. એમ સહુએ એને પોતપોતાનું બલિદાન[illegible] સમજી લીધું. " નીચેનો રાસ પણ ' જળદેવતાને બલિદાન ' જેવા પ્રસંગનો જ છે, જો કે રાસના ઢાળથી માંડીને [illegible] પાત્રના હૃદયસ્થ ભાવો, સંવાદઉક્તિઓ, તેની પ્રારંભ[illegible] અને રાસની બાંધણી ઇત્યાદિમાં બંને જુદાં પડે એ કુદરતી છે. બંને રાસનાં પાત્રોનાં માનસ કેવાં નોખાં પડે છે [illegible] જોવા જેવું છે. ' જળદેવતાને બલિદાન 'માં ઉદાત્તભાવ[illegible] દર્શન * થાય છે તે ભાવ શમેળાના રાસમાં ક્યાંય જો[illegible] મળે છે ખરો ? ' જળદેવતાને બલિદાન 'નાં પાત્રો પરિત્યાગી ઋષિઓ જેવાં ભાસે છે, જ્યારે શમેળાના રાસનાં પાત્રો હાડચામનાં મહામના માનવી જ ભાસે છે. " આ[illegible] આભિમાન કે દેશાભિમાન, મનુષ્યનું મનુષ્યત્વ [illegible] નથી લેતું, " એ સ્વ. મેઘાણીભાઈનું કથન કેટલું [illegible] સાચું છે ! કથાનું બહારનું કોચલું ઘણું ઘણું સરખું હો[illegible] છતાં બંને લોકકવિઓએ કથાને પોતપોતાની આગવી રીતે લડાવી છે.

આ રાસની પ્રાપ્તિમાં અનેક મિત્રોએ મને સહાય [illegible] છે તેમાં મારા વિદ્યાર્થીમિત્ર શ્રી નરહરિ ક. દવે [illegible] વડનગરવાસી શ્રી રમણલાલ જોષીનો મારે અત્રે ઉલ્લેખ કરવો જોઈએ. તેમણે મને મદદ ન કરી હોત તો [illegible] શમેળાનું આટલું દીર્ઘ ગીત મળ્યું હોત કે કેમ [illegible] પ્રશ્ન છે. ]

---

* " મરવાનાં હોય તો ભલે મરજો,
એનાં વખાણ નવ હોયેજી રે. "

કાંઈ બારબાર વર્ષે શમેરા ગોડાવી,
કાંઈ શમેરે નાવ્યાં નીર રે,* રસરાજવી.
કાંઈ શમેરા માગે ભોગ રે, રસરાજવી.
કાંઈ ગામના પટેલવીરા વિનવું,
કાંઈ ગામગામના જોષીડા તેડાવો રે, રસરાજવી.
કાંઈ શમેરાના જોષ જોવરાવ્યા રે, રસરાજવી.
કાંઈ જોષ જોયામાં ઈમ આવ્યું,
કાંઈ વડો દીકરો ને વડી વહુઆરુ
કાંઈ ખોળે નાનું બાળ રે,† રસરાજવી.
કાંઈ વડી વહુઆરુ પૂછવા લાગ્યાં,
"કાંઈ હલહલ કરો[1] મારા સસરાજી,
કાંઈ જોષ જોયામાં શું આવ્યું ?"
"હું શું રે કહું, રે મારી વહુઆરુ ?
કાંઈ જોષ જોયામાં ઈમ આવ્યું
કાંઈ વડો દીકરો ને વડી વહુઆરુ,
કાંઈ ખોળે નાનું બાળ રે, રસરાજવી.
કાંઈ શમેરા માગે ભોગ રે, રસરાજવી."
"તમે હલહલ કરો મારા સસરાજી,
કાંઈ એવાં અમારાં ભાગ્ય કયાંથી,
કે આખા જીવનમાં અમર રે, રસરાજવી.
અમને મહિયરીએ વળાવો રે, રસરાજવી."
કાંઈ સસરવાસથી[2] વહુઅર પિયર ગયાં.
"તમે હલહલ કરો મારા દાદાજી,
તમે દોશીડાનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલી તે વહોરજો ચૂંદડીઓ,
મારે પહેરવી એક જ વાર, રસરાજવી.
તમે હલહલ કરો મારાં માતાજી,
તમે મણિયારીનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
મારા નવલા તે વહોરજો ચૂડીલા,
મારે પહેરવા એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારા વીરાજી,
તમે સોનીડાનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.

મારી નવલી તે વહોરજો વાળીઓ,
મારે પહેરવી એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારી ભોજાઈઓ,
તમે સરઈઆનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
મારી નવલી તે વહોરજો ટીલડીઓ
મારે ચોડવી એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારા કાકલીઆ,
તમે સુતારીનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
મારી નવલી તે વહોરજો વેલડીઓ,
મારે બેસવું એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારી કાકીઓ,
તમે સરઈઆનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
મારાં નવલાં તે વહોરજો કાજળો,
મારે આંજવાં એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારા મામલિયા,
તમે મોચીડાનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
મારી નવલી તે વહોરજો મોજડીઓ
મારે પહેરવી તે એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારી બેનડીઓ,
તમે હલહલ કરો મારી સહીયરું,
અમને સાસરિયે વળાવો રે, રસરાજવી."
કાંઈ પિયરેથી દીકરી સાસરે ગયાં.
"તમે હલહલ કરો મારા સસરાજી,
તમે દોશીડાનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલાં વહોરજો મોળિયાં,
ઈમને પહેરવાં એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારી સાસુજી,
તમે મણિયારીનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલાં તે વહોરજો સોગટાં,
ઈમને રમવાં એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારા જેઠજી,
તમે સોનીડાનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલા તે વહોરજો કુંપિયા,
ઈમને પહેરવા એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારી જેઠાણીઓ,
તમે લુહારીનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલી તે વહોરજો તરવારો,

પાઠાંતરો : *બાર બાર વરસે શમેળા ગોડાવ્યાં,
શમેળામાં ના'વ્યાં નીર, શમેળા શીદને ગોઠાવ્યાં,
†બીજા કોઈનો ભોગ ન ચાલે,
વહુ-દીકરો પધરાવો, શમેળા શીદને ગોડાવ્યાં.

1 ઉતાવળ કરો   2 શ્વસુરગૃહ

ઈમને ખેલવી એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારા દિયરજી,
તમે ઘોડીલોનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલા તે વહોરજો ઘોડીલા,
ઈમને બેસવું એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારી દેરાણીઓ,
તમે લવારીનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલી તે વહોરજો ઢાલડીઓ,
ઈમને બાંધવી એક જ વાર રે, રસરાજવી.
તમે હલહલ કરો મારા કાકાજી,
તમે રબારીનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલા તે વહોરજો ધોરીડા,
ઈમને હાંકવા એક જ વાર, રસરાજવી.
તમે હલહલ કરો મારા મામાજી,
તમે મોચીડાનાં હાટ ઉઘડાવો રે, રસરાજવી.
તમે નવલી તે વહોરજો મોજડીઓ,
ઈમને પહેરવી એક જ વાર રે, રસરાજવી. "
પહેરી ઓઢીને વહુઆરુ શમેરે ચાલ્યાં.
" તમે હલહલ કરો મારા સસરાજી,
અમને શમેરે વળાવો રે, રસરાજવી.
તમે પાછું વાળી જુઓ મારા સસરાજી ! "
" હું શું રે જોઉં રે, મારી વહુઆરુ,
મારો મોભી દીકરો જાય રે, રસરાજવી. "
" તમે પાછું વાળી જુઓ મારાં સાસુજી ! "
" હું શું રે જોઉં રે મારી વહુઆરુ
મારી મોભી વહુઆરુ જાય રે, રસરાજવી. "
" તમે પાછું વાળી જુઓ, મારા જેઠજી ! "
" હું શું રે જોઉં રે મારી ભોજાઈઓ,
મારા જમણા હાથની બાંય જાય રે, રસરાજવી. "
" તમે પાછું વાળી જુઓ, મારી જેઠાણીઓ ! "
" હું શું રે જોઉં રે મારી દેરાણી !
મારી જોડ્યો ખાંડી થાય રે, રસરાજવી. "
" તમે પાછું વાળી જુઓ મારા દિયરજી ! "
" હું શું રે જોઉં રે, મારી ભોજાઈ ઓ,
મારો મોભી બાંધવ જાય રે, રસરાજવી. "
" તમે પાછું વાળી જુઓ, મારી દેરાણીઓ ! "
" હું શું રે જોઉં રે, મારી જેઠાણી,
મારી વાદ વદનારી જાય રે, રસરાજવી. "
" તમે પાછું વાળી જુઓ, મારી નણદીજી !
" હું શું રે જોઉં રે, મારી ભોજાઈ ઓ,
મારાં મોભી ભોજાઈ જાય રે, રસરાજવી. "
સતી પહેલા પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી સાસરવાણી રે, રસરાજવી.
સતી બીજા પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી કલ્લી સમાણાં રે, રસરાજવી.
સતી ત્રીજે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી એડી સમાણાં રે, રસરાજવી.
સતી ચોથે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી ઢેંચણ સમાણાં રે, રસરાજવી.
સતી પાંચમે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી સાથોળ સમાણાં રે, રસરાજવી.
સતી છઠ્ઠે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી કેડ સમાણાં રે, રસરાજવી.
સતી સાતમે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી છાતી સમાણાં રે, રસરાજવી.
સતી આઠમે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી ડોક સમાણાં રે, રસરાજવી.
સતી નવમે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી કપાળ સમાણાં રે, રસરાજવી.
સતી દશમે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી ચોટી સમાણાં રે, રસરાજવી.
સતી અગીઆરમે પાવઠડે પગ દીધો,
કાંઈ પાણી ઉપર ફરી વળ્યાં રે,* રસરાજવી.
દીકરા ને વહુ ભોગ જ આપી,
અંતરની દીધ આશીષ રે, રસરાજવી.
શમેરા જળથી ઊભરાઈ ગયાં,
ને માબાપ લાગ્યાં પાય રે, રસરાજવી.[1]

---

* શમેરાના બીજા રાસોમાં સાત જ પગથિયાં મૂક્યાં છે
સાતમે પગથિયે જઈ પગ મૂક્યો,
માથા સમાણાં નીર, શમેળાં શીદને ગોડાવ્યાં.

૧. કેટલાક રાસોમાં નીચેની બે પંક્તિઓ રાસની ... સાંભળવા મળે છે:

મારા ઉપર તે દેરી ચણાવજો,
મારું નામ સતી છપાવો રે, રસરાજવી.

આ બે પંક્તિઓમાં લોકમાનસનો પડઘો પડયો હોય ... નથી લાગતું ? –સં.

# શેક્સ્પિયર : સ્વલ્પ પ્રશસ્તિ

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

આપણા દેશમાં મહાભારતકાર વ્યાસની જેવી પ્રશંસા થઈ છે તેવી લગભગ ઇંગ્લન્ડમાં શેક્સ્પિયરની થઈ છે. બેન જોન્સન[1] શેક્સ્પિયરને 'યુગાત્મા અને રંગભૂમિનો ધન્યવાદ, ઉલ્લાસ અને ચમત્કાર' કહે છે. ગિબન[2] કહે છે કે 'શેક્સ્પિયરની મૂર્તિપૂજા પ્રત્યેક અંગ્રેજના હૃદયમાં એના બાળપણથી પ્રથમ ફરજ તરીકે અંકિત થયેલ છે.' કોલેરિજ[3] શેક્સ્પિયરને 'અયુતલક્ષી બુદ્ધિસંપન્ન' અને 'માર્ગદર્શક અને સત્યજ્ઞાનના અગ્રેસર' તરીકે વર્ણવે છે. કાર્લાઈલ[4] અંગ્રેજ પ્રજાજનોને એક ગંભીર પ્રશ્ન પૂછે છે : તમારે બેમાંથી એકને રાખવાની પસંદગી કરવાની હોય તો હિન્દુસ્થાનનું સામ્રાજ્ય તમે રાખશો કે શેક્સ્પિયરને? હિન્દુસ્થાનનું સામ્રાજ્ય રહે કે ન રહે પરંતુ શેક્સ્પિયર સિવાય આપણે રહી શકીએ તેમ નથી જ. હિન્દનું સામ્રાજ્ય કોઈક દિવસ જરૂર જવાનું છે. પરંતુ આ શેક્સ્પિયર જવાનો નથી; એ સદાકાલ આપણી સાથે રહેશે; આપણા શેક્સ્પિયરને આપણે છોડી શકીએ તેમ નથી.

[1] 'The soul of the Age, the applause, delight the wonder of the stage.'

—*Ben Jonson*

[2] 'Idolatry of Shakespeare is inculcated from our infancy as the first duty of an Englishman.'

—*Gibbon*

[3] 'Myriadminded'
"The guide and the pioneer of true philosophy."

—*Coleridge*

[4] "Will you give up your Indian Empire, or your Shakespeare, you English? ... ... ... Indian Empire or no Indian Empire; we cannot do without Shakespeare." Indian Empire will go at any rate, some day; but this Shakespeare does not go, he lasts for ever with us; we cannot give up our Shakespeare.

—*Carlyle*

જીવનના મહાપ્રશ્નો અને મનુષ્યસ્વભાવની ગૂંચો સમજવા માટે મહાભારતકાર વ્યાસ અને શેક્સ્પિયર પાસે આપણે જઈએ છીએ. શેક્સ્પિયરનો સહુથી મોટો ગુણ એની પરમ સહિષ્ણુતા છે. વ્યાસના મહાભારતના અધ્યયનથી જેમ આપણું દર્શન વિશાળ થાય છે અને સહનતાનો ગુણ આપણે શીખીએ છીએ તેમ શેક્સ્પિયરના ગ્રન્થોના અભ્યાસથી આપણી માનસિક દૃષ્ટિનો સીમાવિસ્તાર થાય છે અને આપણે સહિષ્ણુ બનીએ છીએ. આ સહનતા એ ઉદાસીનતા નથી પરંતુ મનુષ્યના ચિત્તનું ભાવાત્મક અને નિશ્ચલ વલણ છે જે પ્રત્યેક પ્રશ્નની બધી બાજુઓ તપાસે છે અને પ્રત્યેકને સંપૂર્ણ ન્યાય કરે છે.

શેક્સ્પિયરની કલા એ માનવપ્રકૃતિનું દર્પણ છે. સ્વચ્છ સુન્દર દર્પણ જેવું ચિત્ત રાખીને એ મહાકવિ સર્વસાધારણ માનુષતાના પ્રતીકો જેવાં અનેક પાત્રોનાં હૃદયમાં પ્રવેશ કરે છે અને એ સર્વમય બને છે. અજ્ઞાત અનામી સામાન્ય સ્ત્રીપુરુષોના વિચારો, લાગણીઓ, ઇચ્છાઓ, અભિલાષો, આવેશો, મનોવૃત્તિના વેગો ઇત્યાદિ એના પ્રતિભામુકુરમાં પ્રતિબિમ્બિત થાય છે. આ માનવસમૂહ અને એના મનોભાવોને અપાર અનાસક્તિથી પ્રકટ કરવાની એનામાં પરમ કલા રહેલી છે. આવી અદ્‌ભુત કલાશક્તિથી એક મનુષ્ય બીજા મનુષ્યો બને છે અને કલાકાર એકલો એક સાથે અનેક થાય છે. આ રીતે આ મહાકવિ એક પવનવાંસળી બને છે, અન્યમય થાય છે, એકમાથી અનેક થાય છે અને અનેકત્વમાં એકત્વનો સાક્ષાત્કાર કરે છે. જેમ જગત્-સ્રષ્ટાએ 'હું એક છું; બહુ થાઉં' એમ ઇચ્છા કરી

અને લીલામય જગત્ સજ્યુઁ તેમ મહાકવિ પ્રતિભાના પ્રભાવથી લીલાજગત્ સર્જે છે. વિશ્વસ્રષ્ટાને જેમ સૃષ્ટિના સર્વ જીવો સમાન છે તેમ મહાકવિને મન એનાં સર્વ પાત્રો સરખાં છે. એ એની પાત્રસૃષ્ટિને પોતાનું સકલ માનસ સમર્પણ કરે છે. અનેક દુઃખી, દુર્ભાગી, દીન અને જાજવલ્યમાન પાત્રો ભૂતાવળની પેઠે કવીન્દ્રના માનસનો કબજો લે છે. ભાઈશ્રી ધૂમકેતુએ એક પ્રસંગે પોતાની પાત્રસૃષ્ટિ વિષે કહ્યું હતું કે સિદ્ધરાજ જયસિંહ વાવના પગથિયા ઉપર ઊભો ઊભો લેખક ઉપર એના ઓળાઓ સતત નાંખ્યા કરે છે અને લેખક એના કાબૂ નીચે પૂરેપૂરો આવી જાય છે. એનાથી છૂટવું છૂટાતું નથી. લેખક ઉપર એનાં પાત્રોએ એવું વશીકરણ કર્યું છે, કોઈ એવો જાદુ કર્યો છે, કોઈ એવી રીતે ભૂતની પેઠે એ એને વળગ્યાં છે કે એનાથી એ સર્વ ઉપર સમગ્ર ધ્યાન એકત્રિત કર્યા વગર રહેવાતું નથી. શેક્સ્પિયર ઉપર અનેક જમાનાનાં સ્ત્રીપુરુષોએ સ્વામિત્વ સ્થાપ્યું છે અને એના સમગ્ર ચિત્તન્ત્રનો કબજો લીધો છે. આથી જ શેક્સ્પિયર એ સર્વ પાત્રો બને છે. એ વીર પણ કાચા કાનનો ઓથેલો બને છે તેમ પ્રપંચી દુષ્ટ ઈયાગો પણ એ જ બને છે. એ વાર્ધક્યમાં પણ ડહાપણ વગરનો લીઅર બને છે અને સરલતાની મૂર્તિ સમી કોર્ડેલિયા પણ જાતે જ બને છે. એ હૅમ્લેટ થાય છે તેમ ઓફેલિયા પણ એ જ થાય છે. જેમ એ મહાજ્ઞાની પ્રૉસ્પેરો બને છે તેમ ઘોર અજ્ઞાનમાં પડેલો કેલિબન પણ એ જ બને છે. એ દુષ્ટ કલ્પનાને ઉત્તરોત્તર અધીન બનતો મેકબેથ બને છે તેમ શુભ કલ્પનાને સત્કારતો બૅંકો પણ એ જ બને છે. એ નિંદ્ય શાયલૉક બને છે તો દયા અને ન્યાયનો સમન્વય કરતી મેધાવિની પોર્શિયા પણ એ જ બને છે. હેન્રી પાંચમામાં એ જેમ ફૉલ્સ્ટાફ થાય છે તેમ ફૉલ્સ્ટાફનો નિન્દક હેન્રી પણ પોતે જ થાય છે. એ મહત્ત્વાકાંક્ષી સીઝર બને છે તેમ સીઝરનો ઘાતક સ્ટોઈક તત્ત્વજ્ઞ મહાનુભાવ બ્રુટસ પણ એ જ બને છે. ભયંકર નિશ્ચલતાના અવતાર સમો કોરીઓલેનસ એ બને છે તો રોમ માટે સમાધાન અર્થે પ્રાણ પાથરતી એની માતા વૉલ્યુમ્નીઆ પણ એ જ બને છે. એની પ્રતિભા એવી છે કે એ સ્થૂલસૂક્ષ્મ, વ્યક્તઅવ્યક્ત, ચેતનઅચેતન સર્વ તત્ત્વોથી બાધિત છે. એનું ચિત્ત જેમ પુરુષોની લાગણીઓથી ભરપૂર ભરાય છે, તેમ સ્ત્રીની લાગણીઓથી પણ ઊભરાય છે. આમ ભગવદ્‌ગીતા કહે છે તેમ શેક્સ્પિયરનો આત્મા 'सर्वभूतात्म-भूतात्मा'–સર્વ ભૂતોનો આત્મા બને છે.

સંકુલતા અને વિષમતાના આ જગતને પરમ અનાસક્તિથી અને અપાર સહિષ્ણુતાથી જોવું અને સમતથી એનું નિરૂપણ કરવું એ શેક્સ્પિયરની કલાનું સર્વોચ્ચ સ્વરૂપ છે. કવિવરની આ સામ્યદૃષ્ટિમાં એના દર્શનની વ્યાપકતા છે. એમાં એના અનુભવની સમૃદ્ધિ છે અને એમાંથી એના ચિન્તનનાં ઝરણાં સતત વહે છે. એ જીવનનો મહાન સમન્વયકાર છે; અને સદાચાર વડે જે સુખ મળે તે જ સાચું સુખ છે અને વૈર નહિ પણ સદાચરણ એ જ મનુષ્યનું સર્વોત્તમ કાર્ય છે એ એના સાક્ષરજીવનનો સમગ્રસાર છે.

## આદમથી શેખાદમ સુધી

માનવી ને આ જગત આદમથી શેખાદમ સુધી !
એ જ દોરંગી લડત આદમથી શેખાદમ સુધી !

એ જ ધરતી, એ જ સાગર, એ જ આકાશી કલા !
એ જ રંગીલી રમત આદમથી શેખાદમ સુધી !

રૂપનું રંગીન ગૌરવ, પ્રેમનો લાચાર હાલ–
એજ છે (લાગી શરત !) આદમથી શેખાદમ સુધી !

મોતને શરણે થવામાં સાચવે છે રમ્યતા
જિંદગીની આવડત આદમથી શેખાદમ સુધી !

ફૂલમાં ડંખે કદી, ક્યારેક કાંટામાં સુવાસ !
લાગણીની આ રમત આદમથી શેખાદમ સુધી

બુદ્ધિના દીપકની સામે ઘોર અંધારાં બધે !
એક સત બાકી અસત આદમથી શેખાદમ સુધી !

બુદ્ધિ થાકી જાય તો લેવો સહારો પ્રેમનો !
સારી છે આ બૂરી લત આદમથી શેખાદમ સુધી !

મોતનું બંધન છતાં કરતો રહ્યો છે માનવી
જિંદગીની માવજત આદમથી શેખાદમ સુધી !

જિંદગી પર રૂપ, યૌવન, પ્રેમ, મસ્તી ને કલા
સૌ રહ્યાં છે એકમત આદમથી શેખાદમ સુધી !

કોઈના ખોળે ઢળી કે પોઢી ઠંડક પામવા
માનવી છે યત્નરત આદમથી શેખાદમ સુધી !

રંગ બદલાતા સમયના જોઈ દિલ બોલી ઊઠ્યું
'શું ખરું ને શું ગલત આદમથી શેખાદમ સુધી ?'

૨૯–ઑગસ્ટ–૫૨

શેખાદમ આબુવાલા

# બોલીનું સ્વરૂપ*

પ્રબોધ બેચરદાસ પંડિત

ભાષા જેમ કાળપરિમાણે પણ સ્થિર નથી એમ સ્થળપરિમાણે પણ સ્થિર નથી આ બન્ને પરિમાણને પૂર્ણપણે લક્ષમાં રાખીને જ ભાષાઇતિહાસને ઉકેલી શકવાનો પ્રયત્ન કરી શકાય. પોતાના વ્યવહારપ્રદેશમાં એક ભાષા એક કાળે અનેક સ્વરૂપે નજરે ચડે છે, અને એ ભેદો – બોલીભેદો – વગર ભાષામાં ગતિ સંભવી ન શકે. બોલીઓ ઉપર જ ભાષા નભી શકે. બોલી ગમે તેટલી હીન ગણાય છતાં પણ એ ટકવાની. ભાષામાં વ્યક્તિવાદી તત્ત્વનું અસ્તિત્વ સ્થાપિત કરવામાં બોલી જ અગત્યનો ભાગ ભજવે છે. વ્યક્તિ અને સમાજના સતત સંગઠનથી પેદા થતી તુલા ભાષામાં વ્યક્ત થાય છે, એ તુલા હમેશાં ગતિશીલ રહે છે, અને એથી સૈકે સૈકે, હમેશાં, ભાષામાં ગતિ સંભવે છે.

સ્થળપરિમાણે નજરે ચડતાં ભેદપ્રભેદો એક ભાષા-પ્રદેશમાં ફરનારને એક છેડેથી બીજે છેડે સુધી માલૂમ પડે છે. એક સ્થળેથી બીજે સ્થળે કંઈક ને કંઈક નવીન ભાષાભંગી નજરે ચડે છે. એમ કરતાં કરતાં ધીરે ધીરે એવી પણ દશા આવે કે એક છેડાની બોલી બીજા છેડાની બોલીથી ઠીક ઠીક જુદી પડતી હોય, બોલનારને અર્થબોધ કરાવવામાં પણ ઠીક ઠીક મુશ્કેલી પડે ભાષાપ્રદેશમાં આ બોલીભેદો પેદા કરતી જુદી જુદી ધ્વનિભેદોથી થતી ભાષાભંગીની રેખાઓને isoglossal lines કહેવામાં આવે છે. ઉદા. ગુજરાતીમાં પીંપળો – પેંપળો, એટલે કે: અનુનાસિક ઈના બે વિવર્તો સાનુનાસિક વિવૃત એં અને સાનુનાસિક તીવ્ર ઈંના વિકાસને લક્ષમાં રાખીને ગુજરાતી ભાષાપ્રદેશ ઉપર એની ભેદરેખા દોરીએ તો એક તરફ ઉત્તર ગુજરાતની બોલીઓ અને બીજી તરફ સૌરાષ્ટ્ર, બોલી અને દક્ષિણ ગુજરાતની બોલીઓ વચ્ચે ભેદ પડશે.

આ રેખાને isoglossal line કહેવાય. આવી અનેક isoglossal lines ભાષાપ્રદેશમાં એકબીજાને કાપતી ચાલી જતી હોય છે. આ જ ભાષાપ્રદેશમાં આપણે ગુજરાતીના સહાયકારક ક્રિયાપદ છે ના વિવર્તો સે, ત્સે, હેના ભેદરેખા દોરીએ તો એ પોતાની સ્વતંત્ર રીતે એક તરફ બીલી, ઉત્તર ગુજરાતની બોલીઓ, બીજી તરફ ચરોતરી અને થોડી ઘણી દક્ષિણ ગુજરાતની બોલીઓ, અને ત્રીજી તરફ સૌરાષ્ટ્ર એ પ્રમાણે પહેલી લાઈનનો છેદ ઉડાડીને ફેલાતી માલૂમ પડશે.

આ પ્રમાણે અનેક isoglossesનો અભ્યાસ કરતાં બોલીઓનું એક અનોખું ચિત્ર ખડું થશે. એમ માનો કે એક ભાષાવિસ્તારમાં क, ख અને ग એમ ત્રણ ધ્વનિભેદોની રેખાઓ અમુક વિસ્તારનાં કેટલાંક ગામડાંઓ य र ल व श ष स ह ज्ञ – માં એક બીજાને કાપતી આ પ્રમાણે ફેલાઈ છે :

ख ग
·स
क
हं
·ज्ञ
व·
क
·य
·ष
·श
·ल
र
ग ख

તો આ વિભાગમાં બોલી કેટલી ? જેટલાં ગામ એટલી ? કારણ કે યથા ज्ञ સુધીનાં બધાં જ ગામોમાં ત્રણેય ભેદ-રેખાઓનાં અનેક પ્રકારનાં મિશ્રણોથી દરેક જગ્યાએ કાંઈક ને કાંઈક બોલીનું અનોખું સ્વરૂપ જ નજરે ચડવાનું. ધ્વનિસ્વરૂપની આ ભેદરેખાઓ એકબીજાની સમાંતર નથી જતી પણ એકબીજાને કાપતી ચાલી જાય છે. આથી, એક ભાષાવિસ્તારમાં બોલી કેટલી એ વિશે હમેશાં મતભેદ

* (ગતાંકથી પૂરું)

રહેવાનો જ. ઉપરના ઉદાહરણમાં જો કોઈ क થી થતા ભેદને જ મહત્ત્વ આપે તો એ જ મુખ્ય બોલીવિસ્તાર ગણી શકે. જો કોઈ क અને ग એને જ મહત્ત્વ આપે તો ચાર બોલી-વિસ્તાર ગણી શકે. પ્રત્યેક ધ્વનિભેદ સ્વતંત્ર રીતે ફેલાય છે, આથી એમ માનવાને પણ અવકાશ ખરો કે એક ભાષામાં જેટલા ધ્વનિભેદ – અને એ ધ્વનિભેદોનાં જેટલાં મિશ્રણ – એટલી બોલીઓ. બાર ગાઉએ બોલી બદલાય એ માન્યતા આ અનુભવથી જ બંધાએલી હશે.

આનો આબાદ દાખલો જર્મનીના એક ગામની બોલીનો અભ્યાસ કરતાં મળી આવે છે. બ્યુબશાઈમ નામનું આ ગામ, એની નજીકમાં નજીકના નવ પાડોશી ગામોથી–જે એનાથી માત્ર પાંચ માઈલને જ છેડે આવેલાં છે–કોઈક ને કોઈક ધ્વનિસ્વરૂપમાં જુદું પડે છે એ ગામમાં નમૂના તરીકે પસંદ કરેલાં દસ speech forms (જેનો અંગ્રેજી અર્થ) store, up, time, bean, end, to mow, colour, old, drunk, to go ના ઉચ્ચારણની દસ ધ્વનિભેદની રેખાઓ દોરતાં એ નવે ય ગામમાં આ દસ speech forms નાં ઉચ્ચારણ-અને એનાં મિશ્રણ — અનોખી પરિસ્થિતિ ઉભી કરે છે. કોઈ બે ગામમાં એ દસ ઉચ્ચારણ સરખાં નથી.

(જુવો બ્લુમફીલ્ડે નોંધેલ હાગ નો નકશો — બ્લુમફીલ્ડ, Language, ૧૯૫૦ની આવૃત્તિ. ૧૯:૩)

ધ્વનિભેદોના આ સ્વરૂપને કારણે અર્ધા સૈકા પહેલાંના કેટલાક ભાષાવિજ્ઞાનીઓ એમ માનતા થયા કે 'બોલી' જેવું છે જ નહિ. દરેક શબ્દને પોતાનો સ્વતંત્ર ઇતિહાસ છે (chaque mot a son histoire'–J. Gillieron). ભાષાવિસ્તારમાં ધ્વનિભેદોની અનેક સીમારેખાઓ એકબીજાના મર્યાદાક્ષેત્રોને કાપતી ફેલાએલી હોવાથી અમુક ચોક્કસ બોલીઓના વિસ્તારો પાડી ન શકાય. ભાષાસમાજ, ભરત ભરેલી એક ચાદર જેવો છે, દરેક જગ્યાએ જુદી જુદી ભાત દેખાય, અને સમગ્ર દષ્ટિએ જોતાં તો એક જ આકાર ઊઠે. એ જુદી જુદી ભાત તે જુદા જુદા બોલીભેદો, અને એક આકાર તે એ અસંખ્ય ભેદોને આવરી લેતી ભાષા.

આ કથન જરા એકાંગી કહી શકાય. એક બાજુથી આપણે એમ જોઈએ છીએ કે ધ્વનિભેદોની રેખાઓ સમાંતર નથી, જ્યારે બીજી બાજુથી આ ફલાણી બોલી, આ ફલાણી બોલી એવી દૃઢ લોકમાન્યતા પણ પ્રચલિત માલૂમ પડે છે. આ માન્યતાના પાયા શા?

કેટલીક વાર એવું બને છે કે અમુક ધ્વનિભેદો લગભગ એકસરખા જ વિસ્તારમાં પ્રવર્તે છે, અને એ વિસ્તાર સાથે જ એ ધ્વનિભેદો હમેશાં સાંકળવામાં આવે છે. એક ભાષા-વિસ્તારમાં બે સ્થળ સ્પષ્ટ રીતે તારવી શકાય કે જેમની વચ્ચે અમુક–એક નહિ પણ એકથી વધારે–ધ્વનિભેદો એક ભીંત ઊભી કરે છે, અને એ ભેદોની મર્યાદાથી આપણે એ બે સ્થળોને જુદા જુદા બોલીક્ષેત્રમાં મૂકીએ છીએ. ઉદા.

अ ख ग क
ज्ञ
स ष
ब
क ग ज्ञ
ख

આવા કિસ્સામાં अ અને ब, ज्ञ એ ત્રણ ગામો क, ख અને ग એમ ત્રણેય ભેદરેખાઓથી જુદાં પડીને अ અને ब, ज्ञ એમ એકબીજાથી ભિન્ન એવા બે બોલીવિભાગો રચે છે.

અહીં क ख અને ग એ ત્રણેય ધ્વનિભેદો अ અને ब ને જુદા પાડવામાં મદદ કરે છે, પણ જો આપણે ज्ञ કે શ ને अની બોલીમાં મૂકવા કે बની, એ નિર્ણય કરવાનો આવે તો મુશ્કેલી જ થઈ પડે. માત્ર ભાષાદૃષ્ટિએ તો, ખરું એકબીજાથી થોડો થોડો ફરક છે એ સિવાય તો કાંઈ કહી ન શકાય.

આ પ્રમાણે, ધ્વનિભેદોનો સરવાળો બોલીનું વ્યવહાર-ક્ષેત્ર નક્કી કરવામાં મદદ કરે. ઉત્તરગુજરાત (મહીની ઉત્તરે) અને કાઠિયાવાડની બોલી વચ્ચે અનુનાસિક સ્વર અને વ્યંજનની પ્રક્રિયા, સ્વરયુગ્મોનાં ઉચ્ચારણ, તાલુભાષી મર્યાદા વગેરે ધ્વનિભેદોનો સરવાળો નોંધપાત્ર થાય છે એટલે ઉત્તરગુજરાતી અને કાઠિયાવાડી એમ બે પ્રધાન બોલીઓ ગણી શકાય. પણ પાટણ અને રાધનપુરની બોલી વચ્ચે ભેદ હોવા છતાં એ ભેદ એટલો પ્રધાન નથી દેખાતો જેથી આપણે એને બે જુદી બોલીઓ ગણીએ; અથવા તો જામનગર અને રાજકોટને બે જુદા બોલીવિસ્તારમાં મૂકીએ

કે કેમ એ એટલું જ શંકાસ્પદ છે. એક એક ધ્વનિભેદ નોખો બોલીવિસ્તાર ઊભો કરે છે, જ્યારે એક બોલીવિસ્તારમાં અનેક ધ્વનિભેદોનો સરવાળો થતો હોય અને એ સરવાળો જ એને બીજા બોલીવિસ્તારથી જુદો પાડતો હોય ત્યારે આપણે એ વિસ્તારોને જુદા બોલીવિસ્તારો તરીકે નોંધવા પ્રેરાઈએ છીએ. આથી, તાત્ત્વિક રીતે ધ્વનિભેદ ઠીક બોલીભેદ હોવા છતાં, વ્યાવહારિક રીતે આપણે ધ્વનિભેદના સંખ્યાબળને મહત્વ આપીએ છીએ.

તદુપરાંત, બોલીની અસ્મિતા નક્કી કરતી વેળાએ તો ભિન-ભાષાકીય કારણો ઘણો ભાગ ભજવે છે. કોઈ જાતિ, વેપારી કોમ કે ધાર્મિકજૂથ એક વિસ્તારમાં જામેલું હોય, તો એ બોલી એ પ્રજાની માલિકીની થઈ પડે છે. એ બોલી અને એ પ્રજા વચ્ચે લોકમાનસમાં એક અનોખી સાંકળ બંધાય છે. ચરોતરી માત્ર બોલી જ નથી, પણ એ તો સમગ્ર ચરોતરી જીવનનું પ્રતીક છે; એક બોલી એક અનોખા જૂથની માલિકીની હોવાથી એને એક મોટી ઓથ મળી છે, અને એથી એ બોલીને ગુજરાતી ભાષાવિસ્તારમાં વિશિષ્ટ સ્થાન મળ્યું છે. ઉત્તર ગુજરાતની પાટણ, મહેસાણા કે કપડવંજની બોલી, તાત્ત્વિક રીતે ચરોતરીથી ઘણી નજીક હોવા છતાં, એકેય ને 'બોલી'નું આવું સ્પષ્ટ સ્વરૂપ નથી મળ્યું, કારણ કે એ બોલીઓ પાછળ આવું પ્રજનબળ–નોખાપણું–નથી. ભાષાવિજ્ઞાનીને મન તો કપડવંજની શું કે આણંદની શું, બન્ને બોલીવિસ્તાર અનેક ધ્વનિભેદની રેખાઓથી કપાતા ભૌગોલિક પ્રદેશો છે, પણ બોલીનું સ્પષ્ટ ભાન જેવું આણંદમાં નજરે ચડે છે એવુ કપડવંજમાં નજરે નથી ચડતું, એનું કારણ એ ચરોતરી પ્રજાની અસ્મિતા છે, જે એ બોલીનું પોષક બળ છે. એ બળ એ બોલીને નભાવે છે, બોલનારાઓને પોતે અનોખા છે એવું સ્પષ્ટ ભાન કરાવે છે. ભાષાનાં પ્રેરક બળો ભિન–ભાષાકીય ( non-linguistic ) જ નથી ?

આપણે જોયું કે તાત્ત્વિક રીતે બોલીને સીમાઓ નથી, ધ્વનિભેદોનો સરવાળો જ સીમાઓનો એક આભાસ ઊભો કરે છે ( જો કે એ આભાસ જ્યારે કોઈ પ્રજાની અસ્મિતા સાથે સંકળાય ત્યારે એક સંભવિત બળ—potential force ઊભું કરે છે ). આપણે એ પણ જોયું કે બોલીનો ખ્યાલ સામાજિક બળો સાથે સંકળાએલો છે. એ સામાજિક બળોના પોષક બીજાં અનેક બળો પણ કામ કરે છે, વેપારવાહનના રાજમાર્ગો, નદી, જંગલ, પહાડ, વગેરે.

બોલી ઉપર માન્યભાષાનો આઘાત થાય છે ત્યારે બોલી ધીરે ધીરે પાછી હટતી જાય છે, અને માન્યભાષા એની પીઠે રહેલાં શિષ્ટો અને સરકારના જોરે પગપેસારો કરતી જાય છે. બોલી ઉપર ભાષાના આ આક્રમણને પરદેશી ભાષા જ્યારે તળભાષા ઉપર આક્રમણ કરે ત્યારે જે પરિસ્થિતિ ઊભી થાય છે તેની સાથે સરખાવી શકાય. વિજેતાઓની પરદેશીભાષાનું આક્રમણ ધીરે ધીરે તળભાષા બોલનારાઓમાં એક જાતની લઘુગ્રંથિ પેદા કરે છે, એક પ્રકારની ભાષાકીય તંગ દશા ( linguistic tension ) ઊભી કરે છે. વિજેતાઓની ભાષા જ શુદ્ધ અને સંસ્કારી, સારા માણસો જ એને વાપરે, એવો ખ્યાલ બંધાય છે. અનેક બોલીઓવાળા ભાષાસમાજમાં પણ માન્યભાષાનો ફેલાવો આવી પરિસ્થિતિ પેદા કરે છે. બોલીઓમાં સ્થાનિક તપાસ ( fieldwork ) કરતી વેળાએ મારો આવો જ અનુભવ છે. બોલી બોલનારાઓ, ગ્રામીણ પ્રજા, હરવખતે એમ જ કહે કે ભાઈ અમે તો ભ્રષ્ટ ભાષા બોલીએ છીએ, અમારી બોલીમાં તે શું બળ્યું છે ? વળી કોઈ શિષ્ટ સાથે પોતાની બોલી બોલતાં એને શરમ આવે. ( કોઈ જગ્યાએ જુદો પણ અનુભવ થાય છે. ફ્રાન્સમાં પ્રોવાઁસનો ખેડૂત પોતાની 'ભાષા'–'બોલી' ને દુનિયામાં સારામાં સારી જ માને, અને બધા પોતાની મુજબ કેમ નથી બોલતાં એનું જ આશ્ચર્ય અનુભવે ! ) આને પરિણામે, કેટલીક જગ્યાએ તો ભાષા અને બોલીનો ભેદ વર્ગભેદનો સમકક્ષ થઈ પડ્યો છે. ઉદા. ઇંગ્લૅન્ડમાં દક્ષિણ ઇંગ્લૅન્ડનું માન્ય અંગ્રેજી એ જ મધ્યમવર્ગનો આદર્શ. યૉર્કશાયરમાં કે વેલ્સમાં પોતાની બોલી બોલનાર હમેશાં પોતે ખરાબ અંગ્રેજી બોલે છે એવી ગ્રંથિથી પીડાય, અને સારી સ્થિતિનો અંગ્રેજ પોતાનાં છોકરાંને શિષ્ટ અંગ્રેજી બોલતાં શીખવાનો બનતો પ્રયત્ન કરી છૂટે, ( એને સારી પબ્લિક સ્કૂલમાં મૂકે ! ) પોતે પણ ઊંચા હોદ્દે પહોંચ્યો હોય તો, વા મોટા માણસો સાથે હળતાંમળતાં 'શુદ્ધ અંગ્રેજી' બોલવાનો જ પ્રયત્ન કરે. અમેરિકામાં પરિસ્થિતિ જરા જુદી છે. મીડલવેસ્ટનો રહેવાસી ગમે તેટલો કેળવાએલો વા પૈસાપાત્ર હોય તો પણ સામાન્ય રીતે એ પોતાની જ બોલી બોલવાનો, એમાં નાનમ સમજવાનો જ નહિ. ( બીજા દેશોને મુકાબલે, અમેરિકા

નવો વસાહતી પ્રદેશ છે, એટલે બોલીભેદોનાં મૂળ ઊંડાં નથી ગયાં એ આમાં કારણભૂત હોઈ શકે ). આપણે ત્યાં પણ થોડે ઘણે અંશે આવી પરિસ્થિતિ છે—જો કે કારણો જુદાં છે—આપણા બોલીભેદો વર્ગભેદના સમકક્ષ નથી. આપણી નાત-જાતની રચના આર્થિક પરિસ્થિતિને બદલે જન્મસ્થાન અને ધર્મ ઉપર આધાર રાખે છે, એટલે ચરોતરી પૈસાવાળો હોય તો પણ એ પોતાના જ પ્રદેશમાં પરણે. સામાન્ય વ્યવહાર પણ પોતાની નાતમાં જ કરે, એનો મોભો પણ પોતાની નાતમાં જળવાય એવી આશા રાખે આથી, એ ગમે ત્યારે પોતાની બોલી બોલે છતાં એનો મોભો ખોવાની એને દહેશત રહે નહિ. ચીનની બોલીઓ પણ વર્ગભેદની સમકક્ષ નથી. હાક્કા, કેન્ટોની કે મીન્‌ બોલી બોલનારાઓ વિદ્વાનો હોય તો પણ પોતાના વ્યવહારક્ષેત્રમાં પોતાની બોલી જ બોલવાના. ત્યાં, એનું કારણ તો માન્યભાષા અને લિપિનું સ્વરૂપ છે. માન્યભાષા બોલીઓથી એટલી જુદી છે કે તળપદી બોલીની લિપિમાં લખવા છતાં એના માન્યસ્વરૂપનાં ઉચ્ચારણ બોલીથી તદ્દન નોખાં પડી જાય છે, અને એથી માન્યભાષા અને બોલી વચ્ચે સંઘર્ષનો સવાલ જ ઊભો નથી થતો.

ભાષાશિક્ષણમાં અને માન્યભાષાનાં બોલતાં વાહનો–રેડિયો, નાટક, સિનેમા–ના સંચાલનમાં આ હકીકતનો સ્પષ્ટપણે ખ્યાલ હોવો ઘટે. કોઈ બોલી ‘ અશુદ્ધ ’ નથી, ‘ હલકી ’ નથી. માન્યભાષા ‘ શુદ્ધ ’ભાષાનો ઇજારો રાખતી નથી. ઘણીવાર એવું બને છે કે સાહચર્ય ( association )થી આપણે બોલીને હલકી ગણવા પ્રેરાઈએ છીએ. બોલી બોલનારા ગામડિયાના મેલાં ઘેલાં કપડાં એટલે એ જે બોલે એ પણ એવું મેલું ઘેલું એવી માન્યતા ઘર કરી જાય છે. વળી માન્યભાષા બોલતાં નથી આવડતી માટે જ ગામડિયા-ઓ આવું અશુદ્ધ બોલે છે એવી માન્યતા શિષ્ટોના મનમાં પેઠેલી હોય છે. કેમ જાણે એમની બોલચાલ પ્રમાણે ન બોલનારા બધા લોકો માન્યભાષાના ઉચ્ચારણની અશક્તિને લીધે જ જુદાં ઉચ્ચારણ કરતાં હોય ! એ શિષ્ટો, પોતાને અપરિચિત એવી તળપદી બોલીનું ઉચ્ચારણ કરવા પ્રયત્ન કરે તો એમને તરત ખ્યાલ આવશે કે બોલીનું ઉચ્ચારણ કોઈ પણ માન્યભાષાના ઉચ્ચારણથી ‘ સહેલું ’ નથી. કોઈ ઉચ્ચારણ, એના બોલનારા માટે સહેલું કે અઘરું નથી. ( આપણા સંસ્કૃતપ્રાકૃતના સંબંધોમાં પણ લોકો એવો ઉટંગ ખ્યાલ વારંવાર રજૂ કરે છે કે સંસ્કૃતનું ઉચ્ચારણ ભારતની તળપદી અનાર્ય પ્રજાઓને કઠણ પડવાથી પ્રાકૃત સ્વરૂપોની ઘટના થઈ ! )

વળી, દૂર દૂરના ભીલો, ચારણો વગેરેની બોલીઓ ‘ રોમાન્ટિક ’ રસપ્રદ લાગે, જ્યારે શહેરની લારીઓ ખેંચનારા મારવાડીઓ અને ઘેર ઘેર વાસણ માંજનારા દૂબળા અને ઠાકરડાઓની બોલી હલકી અને ભ્રષ્ટ લાગે, એ પણ બોલનારાઓની પરિસ્થિતિ સાથે એમની બોલીને સાંકળી દેવાથી થતો આભાસ છે. વસ્તુતઃ, ભાષા સામાજિક રીતભાતનું એક અગત્યનું અંગ છે, જેના વપરાશમાં ચોકખંત, સ્પષ્ટતા એ જ અગત્યના ગુણો છે, એ જ એની શુદ્ધિ છે. એક ખેડૂત બીજા ખેડૂત સાથે વાત કરે ત્યારે એની ભાષાની ઝલક, સ્પષ્ટતા અને અર્થબોધની સુગમતા, આજકાલ કૉલેજોમાં સંભળાતી ( slovenly ) ઢસડાતી, મરડાતી ગુજરાતી કરતાં ઘણી વધારે હોય છે. જેમ વર્તનની રીતભાત શીખવી પડે છે તેમ ભાષાની રીતભાત પણ પ્રયત્નસાધ્ય છે. જ્યાં એ હોય ત્યાં એ આવકારપાત્ર છે.

ભાષાસમાજમાં બોલચાલના આ વિવર્તોની સમજ ભાષાશિક્ષણમાં અનિવાર્ય છે. માનો કે સોરઠના એક દૂરના ગામડામાં કે ચરોતરના બારૈયાઓની એક દૂરની વસ્તીમાં નિશાળ શરૂ થાય, અને ત્યાં ગુજરાતીશિક્ષણ શરૂ થાય. બારૈયાનું બાળક પોતાની આસપાસની બોલી શીખ્યું હશે. એને શિક્ષક પાધરો જ ‘ આ રેંટિયો છે, એનો અવાજ મધુરો છે ’ કરતોકને માન્યગુજરાતી ભણાવવાનો પ્રયત્ન કરે તો એ બાળક પર શા આઘાત થાય ? પહેલાં તો જાણે એક પરદેશી ભાષા શીખતો હોય એટલી મહેનત એને માન્યગુજરાતીની સાધનામાં કરવી પડે. બીજું, એની આજુબાજુ એના વડીલો, જે એના આદર્શ તરીકે મનમાં સ્થપાયા હોય એમની બોલી હલકી છે, ખોટી છે એમ એ માનતો થાય. કારણ કે, પેલો માસ્તર તો જો અનુલેખનમાં ક્યાંય બોલીપણું પેસી જાય—જે આપણું પ્રાચીન સાહિત્ય જાળવનારા લહિયાઓએ આપણા સદ્‌ભાગ્યે વારંવાર કર્યા કર્યું છે—તો ‘ આ ખોટું છે ’ એમ એના મગજમાં ઠસાવે જ છૂટકો કરવાનો. પોતાની આજુબાજુનો સમાજ હલકો છે, અને ક્યાંક દૂરનો, ઊજળાં કપડાંવાળો, અને વાચનમાળામાં લખી છે એવી ભાષા બોલનારો વર્ગ જ અનુકરણીય છે, એમ માનતો થાય. પોતે ઘેર આવી બોલી

બોલે છે માટે પોતે પણ હલકો છે એ ગ્રંથિ પણ બંધાય છે. (ચિત્તશાસ્ત્રીઓ એમ પણ કહેશે કે આ ગ્રંથિથી ગામડિયો મનમાં તો શહેરીને ધિક્કારતો થઈ જાય. નૃવંશશાસ્ત્રીઓની એ અનુભવસિદ્ધ માન્યતા છે કે આદિવાસીઓ પરભાષા બોલનારા તરફ અત્યંત અવિશ્વાસની નજરે જુએ છે.) આખરે, એ બાળક સાચી ભાષા વાંચતાં શીખે છે. પણ બોલતાં ? બોલવાની તો આપણી નિશાળોમાં તાલીમ (speech training) અપાતી જ નથી. નથી એ બોલતો પોતાની બોલી, કારણ કે ભણેલો હોવાથી પોતાની બોલી પ્રત્યે એનામાં અનાદર જાગ્યો છે, નથી એ છોડી શકતો પોતાની તળપદી ઉચ્ચારણપદ્ધતિ, કારણ કે એ સ્વભાવમાં ઉતરી ગઈ છે. અને, પોતાની તળપદી ઉચ્ચારણપદ્ધતિથી માન્યભાષા બોલવાનો પ્રયત્ન કરતાં જે વાણી એના મુખમાંથી બહાર પડે છે તેનું પ્રતિબિંબ ગામડાંઓમાંથી શહેરમાં આવીને ભણનાર આપણા કોલેજિયનોમાં દેખાય છે. આ 'ભાષા' સાંભળવાનું કમનસીબ જેનું હશે તેને જ આપણી ભાષાકેળવણીની અધોગતિનો ખ્યાલ આવે. પોતાની બોલી ઉપર કાબૂ નહિ, નહિ કાબૂ માન્યભાષા ઉપર, અને કેળવણીનું અભિમાન પોષવા છંટકાએલા અંગ્રેજી શબ્દોના મિશ્રણથી, અર્થબોધની પણ સીમા વટાવી જાય એવું સંમેળા જેવું (hybrid) સ્વરૂપ નજરે પડે છે. આપણે પરદેશી ભાષાઓ શીખવાડતી વેળાએ એ ભાષાઓના ઉચ્ચારણનો ખ્યાલ નથી આપતા તો સ્વભાષાને વિસરી જઈએ એમાં શી નવાઈ ! (અંગ્રેજી કે હિંદીના વિદ્યાર્થીઓને એ ભાષાના ઉચ્ચારણની તાલીમ ભાગ્યે જ અપાય છે. પરદેશમાં – જ્યાં અંગ્રેજી પારકી ભાષા છે, ત્યાં બધે જ અંગ્રેજીના ઉચ્ચારણનો ખ્યાલ એ અંગ્રેજીના અભ્યાસનું એક અગત્યનું અંગ છે.)

બોલીપ્રદેશના બાળકને, એ પ્રદેશમાં સીધી જ માન્યભાષા શીખવાડવી ઠીક નથી. એ આઘાતનાં પરિણામો આપણે જોયાં. ભાષાસમાજમાં માન્યભાષા અને દૂર દૂરની બોલીઓ વચ્ચે ઠીક ઠીક અવાન્તર અવસ્થાઓ હોય છે. નીચેની આકૃતિમાં क्ष એ માન્યભાષા છે, અને क, ख, ग, घ, એ બોલીઓની જુદી જુદી અવસ્થાઓ છે.




(જોન્સ ઉપરથી)

क વિભાગમાં અ$_1$ અ$_2$ અને અ$_3$ એ ગુજરાતી ભાષા-પ્રદેશમાંની બોલીઓ ઉદા. સોરઠ, ચરોતર અને સુરતની છે. એની ઉપરના खમાં એ બોલીઓનું શિષ્ટસ્વરૂપ છે, એટલે કે જૂનાગઢ, આણંદ અને સુરતનું ઉચ્ચારણ છે. એની ઉપર ग સામાન્ય કેળવાએલા ગુજરાતીનું છે.

આ ત્રણેય કક્ષાએ – क, ख અને ग વિસ્તારમાં અન્યોન્ય બોલીભેદો તો છે જ, ફેર એટલો જ કે જેમ ઉપર જઈએ તેમ બોલીની તળપદી લાક્ષણિકતાઓ ઓછી થતી જાય છે, અને જુદાં જુદાં બોલીસ્વરૂપ નજીક આવતાં જાય છે. गની કક્ષાએ તો અન્યોન્ય અર્થબોધ પણ શક્ય છે — જે कની કક્ષાએ શક્ય નથી. છતાં ग માન્યભાષા નથી, કારણ કે એમાં બોલીભેદો જળવાઈ તો રહે છે જ. घ એવી કક્ષા છે કે જ્યાં બોલીભેદો નથી, જે શિષ્ટ સમાજની ભાષાનું સ્પષ્ટ પ્રતિબિંબ છે, એની ઉપર છે આદર્શ क्ष – માન્ય ગુજરાતી, સાહિત્ય, છાપાં, નાટક રેડિયો (જો એ સાધનો પૂરાં જાગૃત હોય તો) દ્વારા જે શિષ્ટો ઉપર સીધી અસર કરે છે. (અંગ્રેજીમાં क्षને Standard language, અને घને received standard કહેવાય છે.)

હવે, જ્યારે कની કક્ષાએ ભાષાશિક્ષણ અપાતું હોય ત્યારે સીધું क्षનું ભાષાસ્વરૂપ અ$_1$ અ$_2$ કે અ$_3$ ઉપર લાદતાં અંતર ખૂબ વધારે લાગે, લગભગ પરભાષા શીખવાડતાં લાગે એટલું જ. યોગ્ય તો એ જ છે કે कની અવસ્થાએ

ખના સ્વરૂપનું શિક્ષણ આપવું જોઈએ; આથી નવી ભાષા શીખવાની અપેક્ષાએ ચિવટાઈ, પોતાની બોલી પ્રત્યે આદર એ જ વધારે અગત્યનાં હોય, અને એથી ઉપરની કક્ષાએ જ ઘ અને ક્ષનું શિક્ષણ અપાય તે ઇષ્ટ છે. નાટક અને રેડિયો જેવા બોલચાલની ભાષાના અગત્યના ધારક બળોએ એ ભેદ હમેશાં લક્ષમાં રાખવા જોઈએ. માન્યભાષાનું ઘડતર અને એનો વિકાસ વિના પ્રયાસે ( unconsiously ) નથી થતો. એકેએક શબ્દના ઉચ્ચારણ પ્રત્યે ચોકસાઈ અને ચીવટ જળવાય તો જ માન્યભાષાનું ઘડતર અગત્યનું સંસ્કૃતિપોષક અંગ બની શકે. આજકાલ આપણે ત્યાં માન્યભાષાના વાહકોના ખ્યાલમાં આ વાત નજરે ચઢી નથી લાગતી. રેડિયો ઉપર બોલાતી ગુજરાતીનાં ઉચ્ચારણ ઘણીવાર બેહૂદાં હોય છે. હિંદીના રાષ્ટ્રભાષા તરીકેના ઉત્થાન-ને પણ જો વેગ આપવો હશે તો અત્યંત ખંત અને ચિવટાઈથી જ એને કોઈક પ્રકારનું માન્યસ્વરૂપ આપવું જ પડશે. અંગ્રેજી જ્યારે આંતરરાષ્ટ્રિય ભાષા તરીકે મંજૂર માન્ય થઈ અને વિશ્વભરમાં ફેલાવા લાગી ત્યારે એને સ્થિર અને માન્યસ્વરૂપ આપવામાં બી. બી. સી.નો ફાળો નાનોસૂનો નથી. જુદી જુદી બ્રિટિશ વિદ્યાપીઠોના નામાંકિત ધ્વનિ-વિજ્ઞાનના અધ્યાપકોની સલાહકારક સમિતિએ જ બી. બી. સી.ની ભાષાનીતિનાં નિર્માણ કર્યાં છે, અને વખતોવખત માન્યભાષાના ઉચ્ચારણને એ તપાસ્યાં જ કરે છે.

માન્યભાષાઓનો વિકાસ એ આપણી કેળવણીનો આજનો મહત્ત્વનો પ્રશ્ન છે. એની સાથે જ બોલીઓનો અભ્યાસ સંકળાએલો છે. માન્યભાષાના પોષક બળ તરીકે બોલીઓની સમૃદ્ધિ તરફ આપણે નજર રાખવી જ પડે.

---

[ અનુસંધાન પૃ. ૩૮૧થી ]

કાળાને ઉદ્દેશીને ઉચ્ચારાયલા અર્પણોદ્ગાર અને સ્થિતિચૂસ્ત મનોદશાને ખુલ્લી પાડતી અવનવી પાત્રસૃષ્ટિનું નિરૂપણ જોતાં આજે પણ એ ભૂલાતું જતું પુસ્તક આપણને ખૂબ વિનોદરસની લહાણ આપે છે. મોહમયીની મૂલ્યપત્રિકા માગતા, શિંગોડાં ખાવા માટે શાસ્ત્રાર્થ કરતા, ધૂમ્રપાન કરવાના પુણ્યનો ઉલ્લેખ ધૂમ્રપુરાણમાં કહેલો હોવાથી એ શ્લોક વિષે વિચાર કરવાવાળા, સુધારાઓના જમદગ્નિ જેવા પરશુધારી ભદ્રંભદ્ર અને તેમના શિષ્ય અંબારામ, તેમની ખબર લઈ નાખનારા હરજીવન અને શિવભક્ત તેમ જ પ્રસન્નમનશંકર, કુશલવંપુશંકર અને રામશંકર, વંદાવધનો પ્રસંગ, અહિંસા શાસ્ત્રાર્થ, પોલીસચોકીના પ્રસંગો, ભૂત-મંડળમાં પ્રવેશ – એ વગેરે સૌ પ્રસંગો હાસ્યપ્રેરક છે પણ એ સૌને અંતે જ્યાં પ્રસંગો અમુક ચોક્કસ વ્યક્તિઓને અનુલક્ષીને જ લખાયા છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે ત્યાં વિનોદરસ આછોપાતળો બની જાય છે અને પાછળના ભાગમાં મૂળનો હાસ્યરસ જળવાઈ રહેતો નથી. એ છતાં સમાજના અમુક વર્ગની વિચિત્રતાઓ હાસ્યજનકરૂપે રજૂ કરનાર આપણા સાહિત્યના પ્રથમ પુસ્તક તરીકે એનું સ્થાન કાયમ રહેશે એમાં શંકા નથી.

સર રમણભાઈનુ અવસાન ૧૯૨૮માં થયું ત્યાં સુધીમાં તેમણે પાડેલી હાસ્યરસની કેડીએ 'મારાં ફઈબા'ના લેખક સ્વ. છોટાલાલ જાગીરદાર, મસ્તફકીર, ઓલિયા જોષી, ધનસુખલાલ મહેતા, 'કિશોર વકીલ', ગગનવિહારી મહેતા, જ્યોતીન્દ્ર દવે, મુનિકુમાર ભટ્ટ, જયંતકુમાર ભટ્ટ, સ્વ. રાયચુરા, હરિપ્રસાદ વ્યાસ વગેરે લેખકોએ પગલાં પાડી તેને રાજમાર્ગ બનાવ્યો છે અને એ માર્ગે આપણા હાસ્યરસે નવપ્રસ્થાન આદર્યું છે.

[ આવતા અંકે પૂરું ]

# જિપ્સીની આંખે

'જિપ્સી'

## ...ની 'ચીજ'

દરેક શુક્રવારે વડોદરામાં ગુજરી ભરાય છે. ફતેહપુરાના રાજમાર્ગ પર ભરાતી આ ગુજરી શહેરનાં અને આસપાસનાં ગામોનાં શ્રમજીવી ભાઈબહેનો માટે આનંદ અને ઉત્સવની વસ્તુ છે. શહેરનો કેળવાયલો શિક્ષિત અને ઊંચો વર્ગ આમાં ભાગ લેતો જ નથી. બહુ બહુ તો મધ્યમ વર્ગના નીચલા થરનાં ભાઈબહેનો ભાગ લે. એટલે આ ગુજરીનાં રંગ અને વાતાવરણ સ્વાભાવિક, મુક્ત અને આકર્ષક લાગે છે. ભીડ, કોલાહલ, પૂછપરછ, ભાવ ઠરાવવાની કચકચ અને વેચનારના જુદાજુદા સંગીતમય અવાજને કારણે વાતાવરણમાં એક પ્રકારની સજીવનતા રસળતી હોય છે. આ ગુજરીમાં શાક-ભાજીથી માંડીને ગાયબળદ અને ઘોડાનાં સેંકડો રૂપિયાનાં વેચાણ થાય છે. અહીં નવી વસ્તુઓની સાથે જૂની અને રખડ પડી રહેલી, નહિ વપરાયલી ચીજોના ઢગલા પણ પડ્યા હોય છે. સાત દિવસમાં નથી વેચાતા એટલા ચણામમરા શુક્રવારે એક દિવસમાં સાફ થઈ જાય છે. મરઘાં, બતકો, પોપટ, મેના, કાકાકૌવા અને બુલબુલતેતરના વિભાગમાં એના વેચનાર રંગીલાઓની ભાષા એવી તો ચુનંદી અને ચકોર હોય છે કે મોટો સાહિત્યકાર શરમાઈ જાય. આ ગુજરીમાં રખેલ શહેરીઓ પોતાની લુચ્ચાઈ અને ચતુરાઈથી ભોળા અને ભલા ગામડિયાઓને આસાનીથી છેતરે છે. અહીં કોઈ રીઢો મવાલી કોઈ બેખબર વટેમાર્ગુનું ખિસ્સું પણ હલકું કરી જાય છે. અને અહીં જ કોઈ જટાધારી સાધુ પીતળનું સોનું કરી આપવાને બહાને લોભી શહેરીને પણ ધૂતી જાય છે. આવું હોવા છતાં જિંદગીની જરૂરિયાતની ઘણી બધી વસ્તુઓ સસ્તી સાથે મળતી હોવાને કારણે આ ગુજરી અહીંના અને આસપાસના શ્રમજીવીઓનું મોટું આકર્ષણ છે.

એક દિવસ આ ગુજરીની વાત સ્વ. પ્રો. બલવંતરાય ઠાકોરને કરી. મેં વળી વાતમાં જરા રંગ પૂર્યો. એટલે બલુકાકા કહે કે આપણે આ ગુજરી જોવા જઈએ જ. ડોસાને આવી વાતોનો બહુ રસ. એટલે પછીના શુક્રવારે અમે જવાનું ઠરાવ્યું. શુક્રવારે સવારે આઠ સાડાઆઠે હું એમને ત્યાં પહોંચી ગયો. એ વખતે બલુકાકા રાવપુરામાં ખર્ચીકરના ખાંચામાં આવેલા ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના મકાનમાં રહેતા હતા. ૧૯૩૧ની આ વાત. અમે આમ તો રોજ બપોરે ચા સાથે પીતા. ડોસાએ દરમિયાન બીજા માણસો પાસે પણ આ શુક્રવારની ગુજરીની હકીકતો મેળવી રાખી. એમનો ઉત્સાહ જોઈ શકાય એવો અને એટલો હતો. મને કહે કે ચાલ ઉપર, હું કપડાં પહેરી લઉં. ચિરૂટને એમણે સળગતી જ રહેવા દીધી. વળી પાછી સળગાવવાની લમણાઝીંક કોણ કરે! કાકાએ કપડાં પહેરતાં પહેલાં પસંદગી શરૂ કરી. એક ચુડીદાર પાયજામો કાઢ્યો. એમાં નોકર પાસે લાલ રંગનું જાળીદાર નાડું નંખાવ્યું. ખાખી રંગનું એક ખમીસ કાઢ્યું. ધોબીને ત્યાં ધોવાઈને જેનો રંગ ઓળખાતો નથી એવા લીલાભૂરા રંગની શેરવાની બહાર આવી. ડોસાએ કપડાં પહેર્યાં. રસોઇયા નટવરે બૂટની દોરી બાંધી આપી. નીચે આવીને એમણે માથે ખાસ્સી જાડી મિલિટરી ઢબની સનહેટ પહેરી. ખૂણામાંથી લાકડી લીધી. કદાચ વધારે તાપ લાગે તો સાથે છત્રી રાખી. પછી મને પૂછ્યું કે પહેરવેશનું મિશ્રણ કેવુંક છે! લોકોને આનંદ આવશે ને! બલુકાકાની મશ્કરીની રીત પણ પોતાની જ હતી. અમે દાદરો ઊતરી પડ્યા. બંબથાણા પાસેથી ઘોડાગાડી કરી. પેલો ગાડી હાંકનાર તો બલુકાકાને જોઈ રહ્યો તે બસ જોઈ જ રહ્યો. મને એણે પૂછ્યું કે આ દાદા સરકસના માણસ છે? મેં નાકે આંગળી મૂકીને એને વાર્યો. પણ એનું મોઢું હાસ્યથી ભરાઈને ખૂલુંખૂલું થઈ રહ્યું. ચાંપાનેરને દરવાજે અમે ઊતરી પડ્યા. ત્યાંથી જ ગુજરી શરૂ થતી હતી મેં ખાદીનું પહેરણ અને ધોતિયું પહેર્યાં હતાં. જોડે પૂરી સજાવટમાં બલુકાકા હતા. લગભગ સાડાનવ થયા હશે. ઉનાળાનું સવાર. તડકામાં તીખાશ શરૂ થઈ ગયેલી. એનો સામનો શરૂ કરવા ડોસાએ છત્રી ઉઘાડી અને અમારી એ

જણાની સવારી પ્રવેશી ગુજરીમાં. બલુકાકાના એક હાથમાં છત્રી અને બીજા હાથમાં લાકડી. એટલે અમારો સંગાથ માત્ર મારે જ સાચવવાનો. એ જાય તેમ જવાનું, એ ચાલે તેમ ચાલવાનું. ચાલ્યા અમે તો ઊભી બજારે. અનેક આંખો અમારા તરફ વળી. લોકોએ ઇશારા કરવા માંડ્યા. ફૂટપાથ પર બેઠેલી કાછિયણોએ ડોસા તરફ આંગળી ચીંધી. હું એમને ગુજરીના વિભાગોનાં નામ કહેતો જાઉં, જે જે વસ્તુઓ ત્યાં હોવાની સંભાવના તે તે જણાવતો જાઉં. ક્યારેક વળી એ દુકાન ભણી વળે. વળી કોઈ દુકાન આગળ ઊભા રહે. ક્યારેક પૃચ્છા પણ કરે. કોઈ ઐતિહાસિક વસ્તુની માગણી કરીને વેચનારને નવાઈ પમાડે. આમ અમે પક્ષીઓના વેચાણવિભાગમાં આવી પહોંચ્યા. ત્યાર પછી પશુઓનો વિભાગ, પછી હરણીનો પુલ અને ગુજરીનો અંત. એક ઠેકાણે આઠ-દસ પિંજરામાં પચીસ-ત્રીસ પોપટ હતા. ચાર-પાંચ પિંજરામાં આઠ-દસ મેનાઓ હતી. એક પીતળના ચળકતા પિંજરામાં લાલ ગરદનથી મગરૂર બનેલો એક કાકાકૌવો ડોલાડોલ કરતો હતો. એક વિશેષ પિંજરામાં બે તેતર અસ્વસ્થતાથી આમતેમ ફરતાં હતાં. મેં બલુકાકાને આ બધાં પક્ષીઓની વાત કરતાં કરતાં તેતરની વાત પર જરા રંગ ચઢાવ્યો. લખનૌમાં તેતરની લડાઈમાંથી કેવાં હુલ્લડો થાય છે તેની એક વાર્તા હું કહેતો હતો અને ડોસા સાંભળતા હતા. એમની નજર પણ તેતરના પિંજરા પર હતી. એકદમ પાસે જઈને એમણે તેતરના માલિકને ઉર્દૂમાં પૂછ્યું કે એ આ તેતરની લડાઈ કરાવી શકે કે નહીં. તેતરનો માલિક મુસલમાન હતો. એણે ધાર્યું કે આ પુરાતન નવાબ પોતાના કારકુન સાથે શોખની ચીજવસ્તુ ખરીદવા નીકળ્યો લાગે છે. એણે તો એક મેલું ધોતિયું બિછાવી દીધું. તેતરની લડાઈ શરૂ થઈ. ડોસાએ બહુ જ રસપૂર્વક નિહાળી. પેલો તેતરબાજ રંગીન ઉર્દૂમાં શેરબાજી કરતો જાય અને એક પછી એક એમ બન્ને તેતરને ઉશ્કેરતો જાય. બેટા, દિલબર, યાર, શાગિર્દ, શાયર, મિસ્કીન, બહાદુર વગેરે સંબોધનો છૂટતાં જાય. આખરે કાકાએ બસબસનો ઉદ્‌ગાર કાઢ્યો. ખિસ્સામાંથી પાકીટ કાઢીને પેલા તેતરબાજને એક રૂપિયાની નવાજેશ કરી. અને પછી આગળ જઈ પશુવિભાગમાં માણસો અને ઢોરોને અથડાઈને અમે પાછા ફર્યા. બરાબર ગુજરીના મધ્ય ભાગમાં પહોંચ્યા. ત્યાં નવીજૂની ચીજો વેચાતી હતી. અમે આવી એક ભંગારની દુકાનની બાજુમાં ઊભા રહ્યા. બલુકાકાએ ચિરૂટ ચેતાવી. છત્રી બંધ થઈ ગઈ અને એમની આંખોએ ડાબેજમણે દૃષ્ટિ ફેંકીને ગુજરીનું માપ કાઢી લીધું. એટલામાં એક આધેડ વયનો મુસલમાન ત્યાંથી નીકળ્યો. એની આંખોમાં રસિકતા અને ચકોરતા મેળથી સુગ્રથિત થયેલી નખરાંબાજી રમતી હતી. સુરમાથી અંજાયલાં એ નયનો કાતિલ હતાં અને કમનીય પણ. એ સખીને મળવા નીકળ્યો હશે! નહીં તો નેત્રોમાં આટલી નમણાશ નીતરે ખરી! અમારી પાસે આવીને એણે બલુકાકા તરફ આંગળી બતાવીને ધીરેથી મને પૂછ્યું: "આ જૂની પુરાણી ચીજ વેચવાની છે?" હું જવાબ આપું તે પહેલાં તો છલકાતા હાસ્યમાં આળોટતા શબ્દો ડોસાના મુખમાંથી બહાર કૂદી પડ્યા: "આ ચીજ વેચાઈ ગઈ છે." અને એમણે તો હાસ્યની છાલક ઉડાવી કે પેલો રસિકચતુર એના છાંટા પોતાની આંખોમાં ઝીલીને ચાલતો થયો.

મધ્યાહ્ને ચાંપાનેર દરવાજે આવીને અમે ઘેર આવવા ઘોડાગાડી કરી.

## 'લહેકંતા પાવા તે વાગ્યા મલકમાં'

વિધિનો ખેલ એવો થયો કે ત્યાર પછી શુક્રવારે ગુજરીમાં જવાનું બન્યું જ નહીં. હમણાં છેક થોડા દિવસ પહેલાં એ પ્રસંગ બન્યો. ચિત્ત ઉદાસ હતું. ચેન પડતું નહોતું. કામકાજ ગમતું નહોતું. ઑફિસમાંથી જાળીની બહાર જોયું. રસ્તા ઉપર આજે માણસોની અવરજવર ઘણી હતી. કેલેન્ડર જોયું તો આજે શુક્રવાર હતો. આપણે તો ચાલ્યા ગુજરીમાં. ચાંપાનેર દરવાજો આવ્યો ને બલુકાકાના ગુજરીવાળા પ્રસંગની સ્મૃતિ જોર કરીને ધસી આવી. એમાં મસ્ત બનીને આગળ વધ્યા. ગુજરીમાં આવવાનો કશો હેતુ નહોતો. માત્ર બેચેની દૂર કરવી હતી. ઉદાસીને હળવી બનાવવી હતી. અન્યમનસ્કતાને આંતરવી હતી. એ જ નવીજૂની વસ્તુઓ વેચાતી હતી તે વિભાગમાં આવી ચઢ્યો. બલુકાકા સાથે ઊભા હતા એ જગ્યાએ આજે એક દુકાન હતી ખરાદીની. એ પારણાં, બેત્રણ ઘોડિયાં, પાટલા, ચકલો, વેલણ, ભમરડા એમ અનેક જાતની ચીજો પડી હતી. એક જુવાન ગામડિયું જોડું ઘોડિયાની કિંમત માટે વાટાઘાટ કરતું હતું. બાઈની કેડમાં છએક માસનું બાળક હતું. લાગતો હતો દીકરો. દેખાવે ખરીદનાર હતો. તંદુરસ્તી તો ઊડીને આંખે વળગે તેવી હતી. ખરીદીની હઠનો માતાએ અંત આણ્યો. એણે છોકરાના બાપને કહ્યું

આપી દો રૂપિયા. લઈ લો ઘોડિયું. ઘોડિયું ખરીદાઈ ગયું. માતાએ બાળકને ચૂમી લઈ લીધી. છોકરાના બાપે એ ખાંધે મૂક્યું. બન્ને ચાલ્યાં. બાઈને માથે થોડો ભાર હતો. પેલા ગુલાતને બીજે ખભે પોટલું લટકતું હતું. એમને જતાં જોઈને આગળ વધ્યો. આમ તેમ લટાર મારીને પાછો વળ્યો. ત્રણ જણાં મને ચાંપાનેર દરવાજે મળ્યાં. પુરુષને બન્ને ભારે ભાર. હાથમાં ભજિયાંનું ખુલ્લું પડીકું. સ્ત્રીને માથે પોટલું, કેડે બાળક. બન્ને ભજિયાં ઉડાવતાં જાય. ઘાણજારને રસ્તે મારે જવું હતું. એ લોકો પણ એ જ રસ્તે વળ્યાં. થોડે ગયાં ન ગયાં ત્યાં વરસાદના છાંટા શરૂ થયા. હું તો ઉતાવળે ચાલીને, લગભગ દોડીને મારી ઑફિસમાં આવી પહોંચ્યો. ત્યાં તો વરસાદ તૂટી પડ્યો. ત્રણ જણાં વરસાદથી બચવા મારી ઑફિસને ઓટલે ચડી ગયાં. વરસાદે રમઝટ કરી મૂકી. આ કુટુંબે તો એ ઓટલા પર કુટુંબજીવન શરૂ કરી દીધું. પુરુષે માથેથી ફાળિયું ઉતાર્યું. સ્ત્રીએ એની ઝોળી બનાવી. અંદર બાળકને સુવાડ્યું. માતાએ હાલરડું આરંભ્યું:
"લહેકંતા પાવા તે વાગ્યા મલકમાં."

"તેં કીધું ને મેં ઘોડિયું લીધું તે ઠીક કર્યું," પુરુષે સ્ત્રીને કહ્યું. એના અવાજમાં એની પ્રિયતમાની આજ્ઞા પાળવાનો આનંદ હતો.

સ્ત્રીએ આંખોમાંથી વહાલનું ઝરણું વહાવીને બીજી લીટી લલકારી.

"એને લહેકે નાચ્યા મગરૂબિયા મોર
લહેકંતા પાવા તે વાગ્યા મલકમાં."

ને સ્ત્રીની આંખોએ પુરુષને પરમ તત્ત્વની વાત કરી દીધી:

"છૈયા માટે ઘોડિયું લીધું ને!" માતાએ પોતાનું સપનું સિદ્ધ કર્યું લાગ્યું.

"તું કહે ને હું ના પાડું!" પુરુષે પરાક્રમની પરવશતા દેખાડી.

"આ તો મારો રતન છે." કહીને અતિશય ઊર્મિના ઉછાળાથી માતાએ ઊંઘતા બાળકને ચૂમી લીધો.

"લે આ બરફી." પુરુષે પોટલામાંથી બીજું પડીકું કાઢ્યું.

"કેમ આજ કંઈ દિવાળી છે?" સ્ત્રીએ આંખોમાં નેહ ભરીને પૂછ્યું.

"તું ખુશી તારે આપણે દિવાળી." પુરુષે પોતાને હાથે બરફીનું ચોસલું સ્ત્રીના મુખમાં મૂકી દીધું.

વરસાદ વરસતો હતો. એના વરસવામાં આનંદનો ઓઘ હતો. વરસતા વરસાદમાં પેલો સૂર ભીંજાતો હતો:

"લહેકંતા પાવા તે વાગ્યા મલકમાં."

---

## સાભાર સ્વીકાર

**મેઘાણી સ્મૃતિગ્રંથ:** પ્ર. જન્મભૂમી કાર્યાલય પૃ. ૭૨૬+ ... રૂ. ૧૨ાા. **ગામડું જાગ્યું ત્યારે:** રસૂલભાઈ વ. વહોરા, પ્ર. સેવાજી ગ્રામવિકાસમાળા. પૃ. ૧૯૨. રૂ. ૧-૧૨-૩. **કુંજ-બિહારી:** માર્તંડ શિવભદ્ર પંડ્યા. પ્ર. ઉપર પ્રમાણે. પૃ. ૯૭. રૂ. ... **ખાંડની કથા:** ભાસ્કર ન. માંકડ. પ્ર. ઉપર પ્રમાણે. ...૫. રૂ. ૧-૭-૦. **ભારત અને પૃથ્વી:** દિનુભાઈ દવે. પ્ર. ગોવિંદ કુબેરદાસની કં., અમદાવાદ. પૃ. ૪૯. રૂ. ૧. **...ચિયો કાચબો, મૂરખ માછલી:** માયા મહેતા, પ્ર. ... કલાવિભાગ, મ. સ. વડોદરા યુનિવર્સિટી. આઠ આના. ...તા: જયંતીલાલ આચાર્ય. ન્યૂ ઑર્ડર બૂક કં. અમદાવાદ. પૃ. ૫૨. રૂ. ૨ **મુમતાઝ:** શયદા. પ્ર. પોતે. પૃ. ૪૦૦. રૂ. ૬ **સંસારની શોભા:** લે. પ્ર. શયદા. પૃ. ૨૫૬. રૂ. ૩ાા. **ગીત-ગોરસી:** ધીરજબેન મયાણી. પ્ર. પોતે. પૃ. ૭૨. રૂ. ૧ા. **કાવ્યાલોચન:** રતિલાલ જગન્નાથ જાની. પ્ર. ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર. પૃ. ૧૩૨. રૂ. ૨ાા.

### અનડા બુક ડીપો, અમદાવાદનાં

**સુલેખાવલિ:** ભાગ ૧થી ૪: યોજક, દિનેશ ઠાકોર. કિં. દરેકના ૬ આના. **ભૂગોળદર્શન-૨:** રતનશી પુ. અનડા. પૃ. ૩૨ ૮ આના. **વણાટપરિચય:** દિનુભાઈ અમીન. પૃ. ૮૬. ૦-૧૨-૦.

# સ્વાધ્યાય અને સમીક્ષા

ઉમાશંકર જોષી

## નવાં પુસ્તકો વિષે નોંધો

**ગીતા પ્રવચનો** (નવજીવન પ્રકાશન) મૂળ મરાઠીમાં પ્રગટ થયેલા શ્રી વિનોબાના પુસ્તકનો અનુવાદ છે. ગીતા અનુસાર જીવનનો જેનો સહૃદય પુરુષાર્થ હોય એવા એક સેવાનિષ્ઠ વિચારકે ૧૯૩૨માં જેલમાં મિત્રો આગળ આપેલાં વ્યાખ્યાનો ૧૦૮ ખંડકમાં અહીં રજૂ થયાં છે. જ્ઞાનેશ્વરી ગીતા જેણે પચાવેલી હોય એવા લેખકની આ કૃતિ હોઈ તેમાં ઉપમાઓ, દૃષ્ટાન્તો, ઘરગથ્થુ વાતો જ્યાં ને ત્યાં વેરાયેલાં છે. શ્રી વિનોબાની શૈલીનું એ લક્ષણ જ છે. ગીતામાં ઊભા થતા મુદ્દાઓને સ્પષ્ટ રીતે આગળ તારવવાની અને એનો મર્મ સમજાવવાની એમની રીત ખરે જ આહ્લાદક છે; અને આખી ચોપડી વાંચનારને ધર્મજીવનની અનેક વાતોનો પરિચય થયા વગર રહેશે નહિ. વિશાળ હિંદુધર્મની સૌરભથી પુસ્તક મઘમઘી રહ્યું છે. અનુવાદમાં 'એલ', 'રોળવે' જેવા શબ્દો ભલે રહે અને ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરે, પણ 'પોંદી' (પૃ. ૩૬) જેવા શબ્દોના પર્યાય અપાય એ વધારે સારું. 'પૂજાનો નૈવેદ્ય' (પૃ. ૩૮) પણ અ-ગુજરાતી છે. બીજી આવૃત્તિ વખતે ભાષા ઉપર સહેજ રંદો ફરે તો સારું. આ પ્રથમ આવૃત્તિની દસ હજાર નકલો પ્રગટ થઈ છે અને ખીચોખીચ છપાયેલા પુસ્તકનાં ૨૯૨ પાનાંની કિં. રૂા. દોઢ જ છે એ નવજીવન પ્રકાશન મંદિરને યશપ્રદ છે.

ડૉ. ભોગીલાલ સાંડેસરાનાં ગુજરાત વિદ્યાસભાએ પ્રગટ કરેલાં ત્રણ પુસ્તકો **ઉત્તરાધ્યયનસૂત્ર, જૈન આગમ સાહિત્યમાં ગુજરાત** અને **ભારતીય આર્યભાષા અને હિન્દી** એમની સંશોધનશક્તિને અને વિદ્વત્તાને જેબ આપે એવાં છે. પહેલું પુસ્તક એ જૈન આગમ સાહિત્યનું એક સંમાન્ય અને લોકપ્રિય પુસ્તક છે. અનુવાદ, ટિપ્પણો અને મૂળ વાચના આપવામાં આવ્યાં છે. બીજું પુસ્તક આગમ સાહિત્યમાં ગુજરાત વિષે મળતી માહિતીને અકારાદિ ક્રમે એક ઠેકાણે રજૂ કરે છે અને ગુજરાતના ઇતિહાસના સામગ્રી-ગ્રંથોમાં એક મહત્ત્વના ઉમેરારૂપ છે. ત્રીજું પુસ્તક ભાષાવિદ્ સુનીતિકુમાર ચેટરજીના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ છે અને માત્ર ભાષાના નહિ પણ પ્રાચીન સાંસ્કૃતિક ઇતિહાસના રસિકોએ પણ વાંચવા જેવું છે. પુસ્તકને અંતે પારિભાષિક શબ્દોની સૂચિ જોડવામાં આવી છે. ડૉ. સાંડેસરાના સંશોધનકાર્યમાં જે એક જાતની ચોકસાઈ અને સફાઈ હોય છે તેનો ત્રણે પુસ્તકમાં પરિચય થાય છે.

ગુજરાત વિદ્યાસભાએ પ્રગટ કરેલ **ત્રણ પ્રાચીન ગુજરાતી કૃતિઓ** ડૉ. શાર્લૉટ ક્રાઉઝે ઉર્ફે સુભદ્રાદેવીએ કરેલું સંપાદન છે. આ જર્મન કુમારીએ ૧૯૨૬માં અહીં આવી સાત વરસ શિવપુરી (ગ્વાલિયર) જૈન આશ્રમમાં રહી ભારતીય સંસ્કૃતિનાં ઉપાસિકા બની ધર્મ, તત્ત્વજ્ઞાન અને ભાષાઓનો અભ્યાસ કર્યો. પછીથી ગ્વાલિયર રાજ્યના શિક્ષણ વિભાગનાં ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ બન્યાં. એમના ગુજરાતીના અભ્યાસના ફળરૂપ આ પુસ્તક છે. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ છંદ, ત્રણસો પાંસઠ પાર્શ્વનામમાળા અને વૃદ્ધચૈત્યવન્દન – એ ત્રણ કૃતિઓની વાચના, પાઠાન્તરો, સૂચિ, ટિપ્પણી, પ્રસ્તાવના તથા સ્થાનો અને બીજી સૂચિ આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. સંપાદનપદ્ધતિની નિઃશેષતા (થરોનેસ)નો પરિચય થયા વિના રહેશે નહિ.

નવજીવનપ્રકાશિત **બાપુના પત્રો – ૨ : સરદાર વલ્લભભાઈને** એવડું આકર્ષણ ધરાવે છે. પત્ર લખનાર કરતાં મેળવનાર પણ ઓછા રસના વિષય નથી. અંગત સૌહાર્દના અને કૌટુમ્બિક પ્રકારના પત્રો વધારે તો છે, રાજકીય ચર્ચાઓ એવા મોટા પ્રમાણમાં નથી. પણ આ પત્રોમાં કુટુમ્બ એટલે આખો ભારતદેશ. એ વિશિષ્ટ વ્યક્તિઓના હૃદયસંબંધનો ઇતિહાસ આ પત્રોમાંથી ઊપસી

આવે છે, તો સાથે સાથે '૨૧થી '૪૭ના હિંદના ઇતિહાસના હૃદયમાં ડોકિયું પણ એ કરાવે છે. ગાંધીજી પોતાના સાથીઓ જાણે વડેરા હોય એમ એમની સલાહે ચાલવા કરતા હોય એવું '૩૧ના પત્ર ( નં. ૧૨ )થી જોઈ શકાય છે. ગોળમેજી પછી યુરોપનાં આમંત્રણો સ્વીકારી થોડો વખત ફરવું કે કેમ તે માટે ' આટલો વખત આપી શકાય તો આપજો ' એમ લખે છે. ૧૯૪૭માં સરદાર સાથે પોતાના કેટલાક મતભેદ સમજાતાં તરત જ તે વિષે એમને જાણ પણ કરે છે. સરદાર પણ ગાંધીજી માટે કેટલા પોતાની જાતને નિયમનમાં મૂકવા મથે છે અને ગાંધીજીને દૂભવી ન બેસાય એની ચિંતા રાખે છે એ એમના કેટલાક જવાબો પાદટીપમાં ઉતારવામાં આવ્યા છે તે ઉપરથી જોવા મળે છે. સરદારના એ થોડાક કાગળોથી તો એમ લાગે છે કે એમના કાગળો પુસ્તકરૂપે વહેલી તકે પ્રસિદ્ધ થવા યોગ્ય છે. ' જોજો આપણે સ્વરાજ લઈને જ જવું છે ' ( નં. ૨૦૫ ) એવા નિશ્ચયવાળા બે મહાજનોના હૃદયસંબંધ પર પ્રકાશ પાડતું આ પુસ્તક ગાંધીસાહિત્યમાં એક મહત્ત્વના ઉમેરારૂપ છે. આ પુસ્તકમાં કોઈ વસ્તુ ખાસ ધ્યાન ખેંચતી હોય તો તે એ છે કે મહાત્માઓ મોટી મોટી વાતોમાં જ જિંદગીભર ભરાયેલા રહેતા હોતા નથી, બલ્કે જીવનની ઝીણી ઝીણી અસંખ્ય વિગતોમાં કાળજીપૂર્વક પોતાનો પ્રેમ વહાવીને એ સાચા મહાન આત્માવાળા છે એની આપણને પદેપદે પ્રતીતિ કરાવે છે.

**આલાપ** ( ઇન્દ્રધનુ લિ. અમદાવાદ, પૃ. ૧૪૪, રૂ. ૨॥ ) એ આપણા નવતર કવિ પિનાકિન ઠાકોરનો પ્રથમ કાવ્યસંગ્રહ છે. સંગ્રહાયેલાં ૧૩૩ ઊર્મિકાવ્યોમાં કવિની નમણી ભાવુકતા, પ્રકૃતિપ્રીતિ અને લયમંજુલ પદ્યરીતિનો પક્ષપાત તરત ધ્યાન ખેંચે છે. અગમનિગમનું આકર્ષણ પણ અછતું નથી. એના ઉદ્‌ગારો સહૃદય પણ લાગે છે ( પૃ. ૪૨ ). પ્રણયના મૌગ્ધ્ય અને વિષાદના તાર પણ કેટલીક કૃતિઓમાં છેડાયા છે, તો ક્યારેક એ સૂરાવલિ રહસ્યમયતામાં જઈ ભળે છે. ' પ્રીત પાગલ ', ' મૌનનો ભાર ', ' વિરહ અભિસાર ', ' ચિર વિયોગમાં મિલાપ ', ' વિયોગમાંયે ' એના સારા નમૂના છે. પિનાકિનનાં ગીતો સુગેય હોઈ આજ સુધીમાં ઠીકઠીક લોકપ્રિય બન્યાં પણ છે. ' આલાપ 'ના કવિની કાવ્યયાત્રાને સફળતા ઇચ્છીએ.

**અહિંસાવિવેચન**( નવજીવન )માં શ્રી કિશોરલાલ મશરૂવાળાના અહિંસાવિષયક લેખો છે. અહિંસાને જે હૃદયમાં ઉતારવા મથે છે તેની આગળ તાત્ત્વિક અને વ્યાવહારિક કેવી ગૂંચો ઊભી થાય છે તેનો ખ્યાલ આ લેખાવલિ ઉપરથી આવે છે. હમેશની જેમ લેખકનું વલણ સ્પષ્ટ પકડી શકાય એ રીતે લેખો લખાયેલા છે. ખંડ ૩જામાં ૧૯૪૨ – ૧૯૪૫માં લેખકની અહિંસાભાવના કસોટીએ ચઢી, પણ તેમાંથી સન્નિષ્ઠાને કારણે એ કેવા વધુ નમ્ર અને નીડર બનીને બહાર આવ્યા છે એ જોવા મળે છે. શ્રી કિશોરલાલભાઈની આધ્યાત્મિક જીવનકથાનું એ અગત્યનું પ્રકરણ છે અને એમને માટે શ્રેયસ્કર અને માનપ્રેરક છે. ચોથા ખંડના પ્રથમ લેખ ' સત્યાગ્રહનું અવિનાશી તત્ત્વ 'માં સત્યાગ્રહીમાં તેજોબળ સાથે સુમેળ સાધીને વર્તતું નીતિબળ હોય છે – એ માર્મિક ચર્ચા ખાસ નોંધપાત્ર છે. કિશોરલાલભાઈના વિચારમિનારને સમજવામાં આ પુસ્તક અનિવાર્ય છે.

**તેજ અને તિમિર**( ત્રિપાઠી લિ. )માં આપણા પ્રસિદ્ધ જુવાન વાર્તાકાર શ્રી ચૂનીલાલ મડિયાની ૨૭ વાર્તાઓ છે અને આ સાથે અત્યાર સુધી એમની ગ્રંથસ્થ થયેલી વાર્તાઓ લગભગ સો સુધી થાય છે. એમની વાર્તાઓમાં અનુભવની વિવિધતા હોય જ છે. સૌરાષ્ટ્રની લોકભાષા એમની રગેરગમાં છે. સ્વભાવોક્તિ મડિયાને વરેલી છે. તે તે પાત્રરૂપે લેખકે એક એક અવતાર જાણે કાઢ્યો ન હોય એ રીતે મડિયાની કલમમાંથી એનું વર્ણન અને એની વાણી નીકળતાં હોય છે. વર્તમાન જીવન અંગેનું વાતાવરણ જમાવવાની હથોટી ' વેળાવેળાની છાંયડી ' જેવી વાર્તામાં જોવા મળે છે, તો ' નીલાંજસા ' જેવી વાર્તામાં પ્રાચીન વાતાવરણ પણ લીલયા ઊભું કરવાની શક્તિનો પરિચય થાય છે. કેટલીક વાર્તાઓમાં નરી રંગદર્શિતા કે કટાક્ષપ્રિયતાના આકર્ષણને લીધે છીછરાપણું લાગશે, પણ મડિયા જેવાની મબલખ સર્જકતાને સારા-ખોટા પ્રયોગો કરવા ન પાલવે તો કોને પાલવશે? આશા રાખીએ કે ઉત્તરોત્તર કોઈક સ્થિર જીવનદર્શનથી મુદ્રાંકિત થયેલી સુરેખ કલાકૃતિઓ એમની પાસેથી વધુ ને વધુ મળશે. આ પુસ્તકનું એક મુખ્ય આકર્ષણ એની આગળ જોડેલો ટૂંકી વાર્તાના ' ઘાટ અને ઘડતર ' ઉપરનો ૭૧ પાનાંનો વિવિધ માહિતીપૂર્ણ નિબંધ છે.

---

તંત્રી

## વિયોગમાંયે

આ રંકના એકલવાસ ઓરડે
આવ્યા તમે, તે ક્ષણ મેં ન જાણ્યું,
અપૂર્વ સૌ સાજ સજાવી ઓરડે
સમૃદ્ધિને પાથરી એ પ્રમાણ્યું.

સૌભાગ્યના મંગલ પાય ઊપડ્યા
એને શકું ના દઈ કોઈ આણ,
આવ્યા વહે મૌન અદીઠ વાણ
સોણા તણી સૌરભ ફેરતા ગયા.

નાનીશી આ જિન્દગીમાંય આવડી,
વિયોગમાંયે શી મિલાપની ઘડી!

## હે ભુવન ભુવનના સ્વામી

હે ભુવન ભુવનના સ્વામી,
આ ઝરે આંસુની ધાર, દીન પોકાર,
પુનિત હે પાવન નામી!
હે ભુવન૦

આથમણી આ સાંજ ભૂખરી ઝાંખી ધૂસર,
રે અંધ આંખ સૌ અંગ ધ્રૂજતાં ભાગ્યાં જર્જર;
અને પગલે પલપલ થાક લથડતાં ડગમગ થરથર.
એને લિયો ઉઘાડી દ્વાર, પરમ આધાર
શરણ રે' ચરણે પામી.
હે ભુવન૦

અંતરમાં સ્મરણો અગણિત શાં સૂતાં પલપલ,
એ જાગી દેતાં દાહ, દુઃખદાવાનલ પ્રજ્વલ,
એને અંક ધરી દો શાંતિ-સુખ હે શીતલ વત્સલ.
એને દિયો અભયનાં દાન, સુધાનાં પાન
અમલ, હે અન્તર્યામિ!
હે ભુવન૦

[ શ્રી પિનાકિન ઠાકોર : 'આલાપ' પૃ. ૬૪, ૪૨ ]

## પદ્યલેખનના પ્રશ્નો

જેમને પોતાનાં લખાણોમાં ક્યારેય કાંઈ ફેરફાર કરવાની જરૂર જણાતી નથી, એમના માનસિક વિકાસની ઇતિશ્રી એ પૂર્વે જ થઈ ચૂકી હોય છે. નહિ તો એક અવસ્થા સુધી મનુષ્યની બુદ્ધિ પોષણ પ્રાપ્ત કરે જ છે, નવા નવા અનુભવ અને વિચાર આગળ આવતા રહે છે અને પોતાની સીમાઓમાં અનુશીલન પણ વૃદ્ધિ પામે છે. દ્રષ્ટાઓની વાત જુદી છે. પણ મારા જેવા સાધારણ માણસને માટે એ સ્વાભાવિક છે. કેટલાક સમય પહેલાં ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની એક પાણ્ડુલિપિનાં કેટલાંક પાનાંની નકલ પ્રકાશિત થઈ હતી. એમાં અનેક ઠેકાણે કાપકૂપ દેખાઈ પડી હતી. એ અલગ વાત છે કે એમની કાપકૂપમાં પણ ચિત્રકલા ફૂટી ઊઠતી હતી.

કોઈ વખત આપણા મનમાં ભાવ એવા સૂક્ષ્મ રૂપમાં આવે છે કે એને આપણે સારી રીતે પકડી શકતા નથી. આગળ ઉપર સ્પષ્ટ થશે એવી આશાએ એને જેવોતેવો ગ્રહણ કરી લેવો પડે છે. ક્યારેક કોઈ ભાવને પ્રગટ કરવા માટે એ જ સમયે યોગ્ય શબ્દ ઊઠી આવતા નથી. આપવીતી જ કહું. કુણાલનું એક ગીત હું લખી રહ્યો હતો, એની ટેક આમ બની : नीर नीचेसे निकलता – देख लो यह रहँट चलता। લખ્યા પછી પણ જાણે લખેલું અધૂરું અધૂરું લાગ્યું. વિચારવું પણ અટક્યું નહિ. પછી આ રીતે ફેરફાર થયો : तोय तलसेही निकलता। 'नीचेसे'ને ઠેકાણે 'तलसे' ઠીક આવ્યું એમ સમજાયું, પણ ચિંતન શાન્ત ન પડ્યું. અંતે तत्त्व तलसेही निकलता। પંક્તિ બની આવી ત્યારે જ સંતોષ થયો.

[ શ્રી મૈથિલીશરણ ગુપ્ત : जयभारतના નિવેદનમાં]

## હું શા માટે લખું છું?

આ પ્રશ્ન મારા મનમાં સ્વયં કેટલીક વાર ઊઠ્યો છે. જીવનનો અંત મૃત્યુ છે તો સુખઆરામનો મોહ છાડીને નિરંતર લખતા રહેવાની વાંછા શા માટે? દસ પુસ્તકો લખીને પણ મરી જવાનું છે અને વીસ પુસ્તકો લખીને પણ – એવું ઘેર અને બહાર ક્યારેક ક્યારેક મને સંભળાવવામાં આવે છે. પણ આજે જેમ હું સમજું

હું તેમ, કેવળ સર્જનસુખ જ મારા લખવાનું પ્રેરક નથી. હું શું લખું છું? — એ પ્રશ્ન પણ નિરંતર મારી સામે ઊઠે છે. કેવળ લખવું અને એ વડે પોતાનું અથવા વાચકોનું મનોરંજન કરવું એ મને અભીષ્ટ નથી રહ્યું. માનવ નિરંતર ઉન્નતિ કરી રહ્યો છે, એમાં મારો દૃઢ વિશ્વાસ છે. લેખકના નાતે એની પ્રગતિમાં ભલેને ગમે તેટલો ઓછો પણ કાંઈક સહકાર હું પણ આપું એ અભિલાષા મને મનો-રંજક જ નહિ ઉપાદેય (ગ્રાહ્ય) ઢંગથી લખવા માટે પ્રેરે છે. ઇકબાલે એક ઠેકાણે કવિને આંખની ઉપમા આપતાં લખ્યું છે કે જનતા જો શરીર છે તો કવિ આંખ છે, શરીરનું કોઈ અંગ દુખે તો આંખ ભરાઈ આવે છે. અણજાણ્યે કવિતાની એ કડી મારા દિલમાં વસી ગઈ છે. કવિ હો કે કહાણીલેખક, ઉપન્યાસકાર હો કે નાટકકાર, એણે આંખનું કામ આપવાનું છે એમ હું માનવા લાગ્યો છું અને આ માન્યતાએ એ સુખની ઉપાદેયતાને વધારી દીધી છે. સુખ તો જાસૂસી નવલકથા લખીને પણ મળી શકે અને આસમાની ફિલ્મ બનાવીને પણ, પરંતુ જે સર્જનનું સુખ જન-કલ્યાણ માટે છે તે પેલા બધાથી વધીને છે અને આ 'શા માટે'નો પૂરી રીતે ઉત્તર આપે છે.

[ શ્રી ઉપેન્દ્રનાથ અશ્ક: आजकल ઑગસ્ટ ૧૯૫૨માં ]

## સ્મૃતિ

મૅક્સિમસ કહે છે કે 'ઈશ્વર પોતે, જે કાંઈ અસ્તિત્વમાં છે તે સર્વનો પિતા અને સર્જક સૂરજ અથવા તો નભોમંડળથીય જે પ્રાચીન છે, કાલ અને અનંતતા તેમ જ અસ્તિત્વના સકળ પ્રવાહ કરતાંય જે વધુ મહાન છે, તેનું કોઈ ધર્મશાસક નામ પાડી શકે એમ નથી, કોઈ અવાજ ઉચ્ચારણ કરી શકે એમ નથી, કોઈ આંખ જોઈ શકે એમ નથી. પણ આપણે એનું સત્ત્વ સમજવા અસમર્થ નીવડતાં એના જ્ઞાન માટેના તલસાટને લીધે ઉદ્‌ગાર નામ અને ચિત્રની, સુવર્ણ હાથીદાંત, અને રૂપાની, વૃક્ષો અને નદીઓની, ગિરિશિખરો અને ધોધવાઓની મદદનો ઉપયોગ કરીએ છીએ અને કમજોરીવશાત્, આ દુનિયામાં જે કાંઈ સુંદર છે તેના એના સ્વરૂપને અનુસરતું નામ આપીએ છીએ — જેમ પાર્થિવ પ્રેમના અનુભવોમાં બને છે તેમ. પ્રેમીઓને સૌથી સુંદર દૃશ્ય તે પ્રિયતમની સાક્ષાત્ મુખરેખાઓ સમું બની જાય છે, પણ સ્મરણ કરતી વખતે તેઓ વીણા, નાનકડો ભાલો, કદાચ ખુરશી, અથવા મેદાન અથવા પ્રિયતમની યાદને તાજી કરે એવી દુનિયાની ગમે તે કોઈ વસ્તુના દર્શનથી સુખીસુખી થઈ જવાના. મૂર્તિઓ અંગે હું હજી વધુ તપાસ કરવા કે ચુકાદો આપવા શા માટે બેસું? શું દિવ્ય છે તે માણસોને જાણવા દો — એમને જાણવા દો: એ જ બસ છે. એકાદ ગ્રીસવાસીમાં ફીડીઆસની કળાથી પ્રભુનું સ્મરણ સળકી ઊઠે—ઇજિપ્તવાસીને પશુઓની પૂજા કરવાથી, બીજા કોઈ ને નદીથી વળી બીજાઓને અગ્નિથી—તો તે ભેદો માટે મને રોષ નથી. માત્ર તેમને જાણવા દો, તેમને ચાહવા દો, તેમને સ્મરવા દો.'

[ 'લીડ, કાઈન્ડલી લાઈટ' પૃ. ૨૭૦–૭૧ ]

## ચાર મતિભ્રમો

આજે કેળવણીવિષયક ચાર મતિભ્રમો છે.

પહેલો: જેમ વધારે વિષયો માણસ શીખે તેમ એ વધારે સુશિક્ષિત લેખાય.

બીજો: શાસ્ત્રીય પૃથક્કરણ એ પોતે ઉચ્ચ શિક્ષણનું ધ્યેય છે એવો ખ્યાલ.

ત્રીજો: કેળવણીને મુખ્યત્વે જ્ઞાનના વિતરણ સાથે લાગેવળગે છે એવી દૃષ્ટિ, જ્યારે ખરું જોતાં બૌદ્ધિક સામર્થ્ય વિકસાવવું એ એનું કામ છે.

ચોથો: હકીકતો અને સત્ય, સંશોધન અને શિક્ષણ તેમ જ જ્ઞાન માટે તલાશ અને શોધપ્રવૃત્તિનો ગોટાળો.

કેળવણી વસ્તુઓને અખિલાઈમાં અને એકમેકના સંબંધમાં જોવાના દૃઢ ખ્યાલથી ચાતરી બેઠી છે.

ટૂંકા અભ્યાસક્રમો જ્ઞાનની બારાખડી પણ માંડ આપી શકે છે અને વિદ્યાર્થીની કેળવણીમાં જૂજ ભાગ ભજવે છે. સાચા શિક્ષણના અભ્યાસક્રમો માત્ર જ્ઞાન ઉપર નહિ પણ અર્થઘટન ઉપર, હકીકતો ઉપર નહિ પણ તેના અર્થસંદર્ભ ઉપર, માહિતીની વિપુલતા ઉપર નહિ પણ સમજણના ઊંડાણ ઉપર ભાર મૂકે છે.

[ શિક્ષણવિકાસના કાર્નેગી ફાઉન્ડેશનના પ્રમુખ ઑલિવર સી. કાર્માઈકલ યેલ યુનિવર્સિટી સમક્ષ ]

## विशाल मन

जो त्रिकाल-कूजित संगम है, वह जीवन-क्षण दो,
मन-मन मिलते जहां देवता! वह विशाल मन दो।
देख सकें सब में अपने को,
महामनुजता के सपन को,
हे प्राचीन! नवीन मनुज को वह सुविलोचन दो।

[ શ્રી રામધારીસિંહ 'दिनकर' ]

# સંસ્કૃતિના પાછલા અંકો

સંસ્કૃતિના શરૂઆતથી માંડીને ૧૯૪૭, ૧૯૪૮ અને ૧૯૪૯—એ ત્રણે વરસના અંકો ઓછી કિંમતે મળી શકે તે માટે નીચેની વ્યવસ્થા છે :

**એક** વરસના અંકો રૂ. ૫–૦–૦ + ૦–૧૦–૦ ટપાલખર્ચ

**બે** વરસના અંકો રૂ. ૧૦–૦–૦ + ૧– ૨–૦ ટપાલખર્ચ

**ત્રણ** વરસના અંકો રૂ. ૧૫–૦–૦ + ૧–૧૦–૦ ટપાલખર્ચ

આ રકમ મનીઑર્ડર કે ચેકથી મોકલવી એ વધુ સગવડભર્યું છે. વી. પી. પી.થી પણ મંગાવી શકાશે.

૧૯૫૦–૫૧ના અંકો વરસના રૂ. સાત લેખે મળશે. ટપાલખર્ચ ઉપર પ્રમાણે.

સરનામું :—**સંસ્કૃતિ કાર્યાલય,** એલિસબ્રિજ, **અમદાવાદ–૬**

•

# આત્મસંતોષવૃત્તિ—સૌથી મોટો ભય

કૉન્ગ્રેસપક્ષે હિંદ માટે રાજકીય સ્વાતંત્ર્ય મેળવ્યું છે પણ પહેલાં જેવો પ્રજાનો વિશ્વાસ અને પ્રેમ તે ભોગવતા તેવો અત્યારે ભોગવતો નથી. આર્થિક અને સામાજિક બાબતોમાં પ્રગતિના ધીમા વેગ માટે વ્યાપક બેદિલી ફેલાયેલી છે. દુનિયામાં જો ચોતરફ નજર કરવામાં આવે તો બધે – ઈરાનમાં, ટર્કીમાં, ઈજીપ્તમાં – ક્રાન્તિઓ આગળ વધી રહેલી જણાશે. જો અંધાધૂંધી આપણને ઘેરી વળે તો એની જવાબદારી આપણી હશે. રાજકીય ગુલામીમાંથી દેશની મુક્તિ મેળવવી એ ચિત્રની માત્ર એક બાજુ છે. આર્થિક અને સામાજિક ગુલામી પણ છે. જો દેશને ખરેખર સ્વતંત્ર કરવાનો હોય તો એ બધું દૂર કરવું રહેશે. હિંદના હાથ ઉપર અધૂરી ક્રાન્તિ છે. સામાજિક અને આર્થિક બાબતોમાં આપણે ક્રાન્તિકારી સુધારાઓ કરવા પડશે. દેશને જો અંધાધૂંધી, અરાજકતા અને ઉથલાવી નાખતી ચળવળોથી બચાવવા આપણે ચિંતાતુર હોઈએ તો આપણે દેશનો મોભો સતત વધતો રહે એ ખ્યાલથી કામ કરવાનું રહેશે. દરેક રીતે પ્રગતિને આગળ ધપાવવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ. સામાજિક અને આર્થિક બાબતોમાં અને નોકરીઓની વહેંચણીમાં જે સ્થાપિત હિતો જામેલાં છે તેમની સામે જો લડાઈ લઈ જવામાં આવે તો જ દેશને આગળ લઈ જઈ શકાશે.

મારો પોતાનો અભિપ્રાય એ છે કે સ્વતંત્રતાની લડતમાં આત્મત્યાગનો જે ઉત્સાહ કૉન્ગ્રેસને પ્રાણવંત રાખતો હતો તે હજી ટકી રહેવો જોઈએ કેમ કે હજી પૂરેપૂરું મળ્યું નથી. આજે આ આત્મસંતોષવૃત્તિ( complacency ) એ સૌથી મોટો ભય છે. નોકરીઓને નફો બનાવવાનું સાધન લેખવાની નથી પણ રાષ્ટ્રના ટ્રસ્ટનું સેવાકાર્ય ગણવાની છે. મારા પોતાને માટે મને શું મળ્યું એવો પ્રશ્ન નહિ પણ દેશના વિકાસમાં હું મારા તરફથી શો ફાળો આપી શકું છું એ પ્રશ્ન દરેકે પોતાને પૂછવાનો છે. આપણે મકસદ પર પહોંચી ગયા છીએ, આપણો પ્રગતિનો વેગ સંતોષકારક છે એમ ન માનશો. દુનિયા પર નજર કરો અને એમાંથી મળતા પાઠ શીખી લો. ઝડપ કરો, નહિ તો પછી બહુ મોડું થઈ ગયું હશે. ....હિંદી ફિલસૂફી અને શાસ્ત્રો માણસને અનાસક્તિથી કાર્ય કરવા અનુરોધ કરે છે. હું કદી સક્રિય રાજપુરુષ ન હતો પણ દૂરથી રાજકીય પ્રવૃત્તિઓનો સાક્ષી હતો. ....જે કાર્યમાં માણસ સીધો જોડાયેલો હોય તેમાં પણ અમુક અનાસક્તિથી એણે જીવવું જોઈએ એવો મારો મત છે.

**પ્રશ્ન** : રશિયાના પ્રયોગની આપની ઉપર શી છાપ પડી છે?

**ઉત્તર** : ચર્ચિલે પોતાના ૧૯૫૧માં પ્રગટ થયેલા 'ધ હિન્જ ઑફ ફેઈટ' પુસ્તકમાં કરેલું નિવેદન જોવા હું તમને કહું છું. ચર્ચિલે પુસ્તકમાં એક પ્રકરણ નીચેના શબ્દોથી શરૂ કર્યું છે: 'આ દુષ્ટ સમાજવાદી દેશનું ગળું ઘૂંટવા એના જન્મ વખતે જ મેં પ્રયત્ન કર્યો હતો, તેની પાસે આપણું કામ લઈને મારે જવાનું થયું એ વાતનો હું મનમાં ફરી વિચાર કરું છું.' પ્રકરણના મધ્યભાગમાં ચર્ચિલ લખે છે: 'રશિયાની લશ્કરી કુમક વગર આપણે લડાઈ જિતી શક્યા ન હોત.' પ્રકરણને અંતે ચર્ચિલે લખ્યું છે: 'રશિયામાં એક એવી પેઢી ઊછરી છે જેને પોતાનાં માબાપોને કેવી ક્રૂરતાઓ અને ભયાનક દુષ્ટતાઓ વેઠવી પડેલી તેનું ભાન સરખું નથી.' સ્તાલિનના નામ માટે તેમનામાં આજે આટલી બધી પ્રશંસા શા માટે ઊભરાય છે એનું કારણ આ છે. આ શબ્દોમાં કાંઈ વધુ ઉમેરવાની મને ઇચ્છા નથી.

[ **ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્** : કલકત્તામાં કૉન્ગ્રેસ કાર્યકરો સમક્ષ કરેલા પ્રવચનમાંથી. ]

# સંસ્કૃતિ

ર્ષ ૬ઠ્ઠું : અંક અગિયારમો

તંત્રી :
ઉમાશંકર જોષી

નવેમ્બર ૧૯૫૨



રામ-લક્ષ્મણ-ભરત-શત્રુઘ્ન વિવાહ : ચિત્રકાર મનોહર. ઉદેપુરની ૧૬૪૯ની રામાયણની
હસ્તપ્રતમાંથી. વડોદરા મ્યુઝિયમના સૌજન્યથી.



# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું                                   અંક અગિયારમો

## અનુક્રમણિકા : નવેમ્બર ૧૯૫૨


| | | |
|---|---|---|
| કલ્પના અને સત્ય | ઉમાશંકર જોષી | ૪૦૧ |
| સમયરંગ | તંત્રી | ૪૦૨ |
| ચીનના પત્રો | ઉમાશંકર જોષી | ૪૦૩ |
| ભય—બાળઉછેરનો એક પ્રશ્ન | હરપ્રસાદ ભટ્ટ | ૪૦૯ |
| નામકરણ | રવીન્દ્રનાથ ઠાકુર<br>અનુ. સુરેશ જોષી | ૪૧૩ |
| આપણો હાસ્યરસ | ભાઈલાલ પ્ર. કોઠારી | ૪૧૫ |
| અર્‌રહમાન | કરીમ મહમદ માસ્તર | ૪૨૦ |
| "રજનીગન્ધા" | શિવકુમાર જોષી | ૪૨૩ |
| સ્વાધ્યાય અને સમીક્ષા | પ્રબોધ બેચરદાસ પંડિત | ૪૩૨ |
| અર્ઘ્ય | તંત્રી | ૪૩૮ |




સંસ્કૃતિ કાર્યાલય વતી મુદ્રક-પ્રકાશક: કિશનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.

**લેખક મિત્રોને વિનંતિ:**

* લખાણ કાગળની એક બાજુ સ્વચ્છ અક્ષરે લખાયેલું, પ્રમાણોની નોંધણીવાળું હોય મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે સાથે જવાબી પરબીડિયું હોવું આવશ્યક છે.

**સૂચનાઓ:**

* દર માસની સાતમી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે ટપાલમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા માંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આ છે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

**એન. એમ. ત્રિપાઠી. લિ. મુંબાઈ**
**જીવનસાહિત્યમંદિર, અમદાવાદ**
**ભારતીસાહિત્યસંઘ, અમદાવાદ**
**ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવાદ**
**ગાંડીવ સાહિત્યમંદિર, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨**
**ગાંડીવ સાહિત્યમંદિર, લાલગેટ સુરત**
**એલ. કે. મેઘાણી:** અમરતોલા સ્ટ્રીટ, કલકત્તા ૧.
**પ્રભાકર બ્રધર્સ,** પો. બો. નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

**લવાજમ:**

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂ. અથવા શિલિંગ ૧૪. છૂટક નકલ બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સર્વ પત્રવ્યવહારનું સરનામું:

**સંસ્કૃતિ કાર્યાલય,**
એલિસ-બ્રિજ. અમદાવાદ-૬

સંસ્કૃતિ

सत्यं परं धीमहि।



નવેમ્બર ૧૯૫૨

# कल्पना अने सत्य

કલ્પના અને સત્યનો સંબંધ શો ?

સામાન્ય રીતે તો કલ્પનાને ને સત્યને આદવેર હોય એ રીતે આ સવાલ મનમાં ઊભો થતો હોય છે. જે કલ્પી કાઢયું એને ને સત્યને પંદરમી પેઢીનો પણ સંબંધ ક્યાંથી હોઈ શકે ? કલ્પ્યું એ તો કોઈ નવરાએ ભેજામાંથી બેઠાબેઠા કાંતી કાઢયું ! નર્યું જૂઠાણું ! મિથ્યા સૃષ્ટિ !

પણ જરા વિચાર કરીશું તો જણાશે કે એવું નથી બલકે સત્યને પ્રગટ થવું હોય છે તો ક્યારેક ક્યારેક તે કલ્પનાસૃષ્ટિ રૂપે પણ પ્રગટ થાય છે. સત્યની એ તો બલિહારી છે : અનેક રૂપે એ પ્રગટ થઈ શકે છે. અમુક ચોક્કસ રૂપે પ્રગટ થાય તો જ એ સત્ય એવી મર્યાદા આપણે ઘણાયે એની ઉપર નાખીએ, પણ સત્ય આપણી એવી મર્યાદાઓનું દાસ નથી. એટલું જ નહિ, આપણી એવી મર્યાદાઓને ઓળંગી જવાનું આપણે માટે પણ એ શક્ય બનાવે છે. સામાન્ય રીતે, ઇન્દ્રિયો જેને સાક્ષાત્ અનુભવે એ સત્ય, એવું આપણે પકડીને બેસીએ છીએ, રોકડી હકીકતો( facts )ને જ સત્ય માનીએ છીએ. પણ એક બનાવની હકીકતો એ બનાવ બનતી વખતે હાજર રહેલા ચાર માણસો આપે તો તે એકસરખી નીકળે છે ખરી ? અને છતાં હકીકતો દ્વારા સત્યનો અંદાજ જરૂર મળી શકે છે. પ્રયોગશાળામાં મપાય તે સત્ય એમ આપણે માનીએ, પણ પ્રયોગશાળામાં ગરમીમાપકયંત્ર ગરમીનું માપ કાઢવાની પ્રક્રિયામાં પોતે એ માપ ઉપર અસર કર્યા વગર રહેતું નથી. વજન લેનાર કાંટાની સ્થિતિની અસર વજનના માપ ઉપર પડવાની. ટૂંકામાં સત્યને પકડનાર-નક્કી કરનાર સાધન પોતે જ એ થનાર નિર્ણય ઉપર અસર પાડે છે. અને છતાં સત્યનો અંદાજ મળ્યા વગર રહેતો નથી. એક ને એક બે કહીએ છીએ એ તો કદીક વિચાર કરવા જેવો છે. એક ઝાડ અને બીજું ઝાડ એ એમના ઝાડ હોવા અંગે અને સંખ્યા પરત્વે વાત કરીએ એ પૂરતાં બે કહી શકાય, બાકી કુદરતમાં એક ઘટક અને બીજો ઘટક સરખા ન હોઈ એક ને એક બે કહી કેમ શકાય ? આખી ગણિતવિદ્યા અમૂર્તીકરણ ( abstraction ) ઉપર બંધાઈ છે. ભૂમિતિનું વર્તુલ કુદરતમાં ક્યાં છે ? અને છતાં ગણિતવિદ્યા સત્યનો અંદાજ જરૂર આપણને આપે છે.

હકીકત-દર્શન, પ્રયોગશાળામાં અનુભવ, ગાણિતિક માપન સત્યને પામવાના માર્ગો છે એમ બીજો પણ એક માર્ગ છે. એક તળાવમાં પાણી ખૂટ્યું એટલે બે બગલાઓ દૂરના ભરેલા તળાવમાં જવા મિત્ર કાચબાને મદદ કરે છે. એક સાંઠો બંને જણા ચાંચમાં પકડીને ઊડે, વચ્ચે કાચબાએ સાંઠાને મોં વડે પકડી રાખવો – એવી યોજના વિચારાઈ. ઊડયા. રસ્તે એક ગામના લોકોએ આ દૃશ્ય જોયું. આનંદથી તેઓ કિલકારીઓ કરવા લાગ્યા : કાચબો આ પડયો, આ પડયો, આપણે એને ખાઈ જઈશું ! સાંભળીને કાચબાને રીસ ચઢી. મને શું ખાવાના હતા તમે ? – એમ ડિયો બતાવવાની લાલચ એ રોકી શક્યો નહીં. ખાઓ તમારું કપાળ – એવું કાંઈક સંભળાવવા જાય છે ત્યાં એનો આધાર છૂટી ગયો અને એ નાશ પામ્યો. હવે, કાચબો કાંઈ આપણી ભાષા સમજતો નથી, કે નથી બોલતો. ઉપરની વાર્તા કહેનાર પંચતંત્રના વિષ્ણુશર્માએ આવી સામાન્ય હકીકતનો પણ કેવો દોષ કર્યો છે ! અને છતાં આ કથામાં માનવજીવનનું એક સત્ય પકડાયું નથી ? કથા કલ્પી કાઢેલી છે, હકીકતની દૃષ્ટિએ તપાસતાં દોષ છે, અને તે છતાં સત્ય પકડાયું છે.

હકીકતમાં જ સત્ય સમાઈ જતું નથી, બલકે ક્યારેક હકીકતનો ઇન્કાર કરીને પ્રગટ થવાનું સત્ય પસંદ કરે છે. એથી આચાર્ય આનંદશંકરે કહ્યું કે કલ્પનાનું જગત એ મિથ્યા જગત નથી. હૃદયમાં અસહ્ય યાતનાઓ અનુભવવી અને કહેવું કે નરક નથી, હૃદયમાં શૃંગાર રસ – આનંદ અનુભવવો અને કહેવું કે વૈકુંઠ નથી એ બરોબર નથી. જગતમાં સાક્ષાત્ દેખાય છે એ સ્ત્રીઓ મિથ્યા હશે, પણ સીતા અને સાવિત્રી મિથ્યા નથી.

કલ્પના વિરુદ્ધ સત્ય એમ નહિ પણ કલ્પના દ્વારા સત્ય એમ કહેવું જોઈએ. કલ્પકતા દ્વારા કવિઓ – કલાકારો સત્યને પામતા હોય છે. એમની કલ્પનાસૃષ્ટિઓ એ પણ સત્યને પામવાનો એક પ્રકાર છે.

ઉમાશંકર જોષી

# સ મ ય રં ગ

## શ્રી વિદ્યામંડળની દરબાર ગોપાળદાસ કૉલેજ

**'તેજસ્વી તપથી જન્મ્યાં ઋત ને સત્ય આ જગે'** —એ મુદ્રાલેખથી શ્રી ડોલરરાય માંકડ શ્રીવિદ્યામંડળ તરફથી નીકળનાર દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય પાછળની ભાવનાની રૂપરેખા આપે છે તેમાં સૌ કેળવણીરસિકોને રસ પડશે :

"કોઈ પણ દેશનાં નવસંસ્કરણમાં કેળવણી અત્યન્ત મહત્ત્વનો ભાગ ભજવે છે એમાં તો કોઈને શંકા હોય નહીં. આપણા દેશમાં કેળવણી વિશે આજે અનેક મતો પ્રવર્તે છે, અનેક પ્રયોગો થાય છે. આજ સુધીનાં કેળવણીના અનુભવ ઉપરથી એમ લાગે છે કે આજની આપણી કેળવણીમાં અનેક તત્ત્વોની ઊણપ છે, છતાં મોટામાં મોટી જો કોઈ ઊણપ હોય તો તે, વિદ્યાર્થીને જીવનનો કોઈ યોગ્ય દૃષ્ટિકોણ મળતો નથી, તે છે. આવો દૃષ્ટિકોણ આપવાના આશયથી સરકારમાન્ય કે યુનિવર્સિટીમાન્ય સંસ્થાઓ આશ્રમી કેળવણીના આદર્શો ઉપર ચલાવવાનો પ્રયોગ કરી જોવા જેવો લાગ્યો છે. તેથી, જેમાં **જ્ઞાન, શ્રમ** અને **સમાજસેવાનો** ઇષ્ટ સમન્વય સધાય તેવા શિક્ષણનું એક કેન્દ્ર અમે ઊભું કરવાનો નિર્ણય કર્યો છે.

આ ધ્યેયની સિદ્ધિ અર્થે, જામનગરથી પૂર્વે દશેક માઈલ અલીઆબાડા સ્ટેશન છે તેની બાજુમાં થોડી જમીન મેળવી છે. અહીં અલીઆ અને બાડા નામે બે નાનાં ગામો રૂપારેલ નામે નદીના સામસામા તટે આવેલા છે. ત્યાં હાલ એકથી સાત ધોરણ સુધીની સરકારી શાળા ચાલે છે. ઉપરાંત ખેતીવાડીનું શિક્ષણ આપતી એક સરકારી લોકશાળા પણ ચાલે છે.

આ સ્થળે ૧૯૫૩ના માર્ચથી માધ્યમિક વિદ્યાલયના ૮મા અને ૯મા વર્ગો શરૂ કરવા છે અને સાથે જ ૧૯૫૫ના જૂનથી દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય નામે એક આર્ટ્સ કૉલેજ શરૂ કરવી છે. આ મહાવિદ્યાલયમાં, આરમ્ભમાં તો આર્ટ્સનાં પહેલાં બે વર્ષોના વર્ગો રહેશે. પછી વર્ષે વર્ષે વધારીને એને પૂરી કૉલેજના સ્વરૂપમાં વિકસાવવામાં આવશે. આ મહાવિદ્યાલયને ગુજરાત યુનિવર્સિટી સાથે જોડવામાં આવશે એટલે અહીં ભણનાર વિદ્યાર્થીને યુનિવર્સિટીની ડિગ્રી મળી શકશે. પણ યુનિવર્સિટીની ડિગ્રી મળે તેની સાથે એનું ભણતર વધુ ફળદાયી બને અને એને જીવનના



યોગ્ય દૃષ્ટિકોણ બાંધવામાં મદદરૂપ થવાય એવા આશયથી આ મહાવિદ્યાલયમાં કેટલીક વિશિષ્ટતાઓ રહેશે. એમાંથી મુખ્ય વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે રહેશે :

(૧) આજે યુનિવર્સિટીમાન્ય કૉલેજોમાં વર્ગના કોઈ પણ એક વિભાગમાં ૧૫૦થી વધુ વિદ્યાર્થીઓ લઈ ન શકાય તે સિવાય વિદ્યાર્થીસંખ્યા માટે બીજું કોઈ નિયંત્રણ હોતું નથી. આ સંસ્થા સ્વેચ્છાએ અમુક નિયંત્રણો સ્વીકારે છે. સંસ્થાએ એવું નક્કી કર્યું છે કે દરેક વર્ગનો એક જ વિભાગ રાખવો, એકથી વધુ નહીં. વળી આજે બીજી કૉલેજોમાં દરેક વિભાગમાં ૧૫૦ કે ક્યાંક તો ૧૮૦ વિદ્યાર્થીઓ જેટલી સંખ્યા રાખવામાં આવે છે તેને બદલે અહીં દરેક વર્ગમાં વધુમાં વધુ ૧૦૦ વિદ્યાર્થીઓ લેવામાં આવશે. એથી વધુ નહીં. બીજે, વર્ગના વિભાગો વધારીને કુલ વિદ્યાર્થી-સંખ્યા બને તેટલી વધારવામાં આવે છે અને ક્યાંક તો કુલ સંખ્યા દોઢ-બે હજારની હોય છે, તેને બદલે અહીં કૉલેજના ચારે વર્ગો પૂરા થઈ જશે ત્યારે પણ કુલ સંખ્યા ૩૦૦-૩૫૦થી વધારે રાખવામાં નહીં આવે. સ્વેચ્છાએ આ નિયંત્રણો સ્વીકારી લેવા પાછળ આશય એ છે કે આથી, બીજા લાભો ઉપરાંત, અધ્યાપક વિદ્યાર્થીનો નિકટ પરિચય સાધી શકશે અને વિદ્યાર્થી અને અધ્યાપકનો સંપર્ક સુગમ બનશે.

(૨) આજે, બીજી યુનિવર્સિટીમાન્ય આર્ટ્સ કૉલેજોમાં દરેક વિષયમાં માત્ર વ્યાખ્યાનો જ અપાય છે, વિદ્યાર્થી પાસે લેખિત કાર્યો કે અધ્યયનો કરાવાતાં જ નથી. અહીં, નિયત સમયપત્રક મુજબ, દરેક વિષયમાં લેખિત કાર્યો વગેરે પહેલેથી જ શરૂ કરવામાં આવશે. આથી વિદ્યાર્થીને વિષયની સારી પકડ આવશે, એનો અભ્યાસ આખા વર્ષ દરમ્યાન યોગ્ય રીતે વહેંચાઈ જશે અને વર્ષને અન્તે એના ઉપર એકસામટો અસહ્ય બોજો આવી પડે છે, તે આવી પડશે નહીં.

(૩) અહીં વિદ્યાર્થીઓને વર્ગમાં જે વિષયો ભણવાના હોય છે તે તો ભણાવવામાં આવશે જ. ઉપરાંત વિદ્યાર્થીઓ, ખાસ કરીને છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓ સંયમી અને સાદું જીવન ગાળે તથા શ્રમ અને સમાજસેવાનું કામ નિયમિત કરે એવો પ્રબંધ કરવામાં આવશે. ખેતીકામ, ચણતરકામ, કાંતણ તેમ જ રસોડાનું કામ, સફાઈનું કામ જેવાં શ્રમનાં કાર્યો તથા પ્રૌઢશિક્ષણ

# ચીનના પત્રો

ઉમાશંકર જોષી

હોંગકોંગ, ૨૧-૯-૫૨

......,

કાલે એરોપ્લેનમાં બેસતાં પહેલાં કલકત્તાથી લખેલો કાગળ મળ્યો હશે. અમારું વિમાન સહેજ મોડું આવ્યું હતું. ૦૦-૨૯ મિનિટે ઊપડવાને બદલે-બે વાગે રાતે ઊપડ્યું હતું. વિમાનઘર ઉપર ભાઈશ્રી ચંદ્રસેન, મોટાભાઈ વીરેન્દ્રભાઈ, રમણીક મેઘાણી અને બીજા મિત્રો તથા ભૂપતભાઈ વગેરે અચાનક હાજર હતા તે અને શ્રી સુરેશ દેસાઈ હાજર હતા. સાંજે કલકત્તામાં મોટી સભા ભરાઈ હતી. દિવસે અનેક મિત્રોને મળ્યા હતા. આગલે દિવસે પણ સભા મળી હતી. એકંદરે સમય સારી રીતે ગાળ્યો. કલકત્તાના રામકૃષ્ણ પરમહંસના દક્ષિણેશ્વરની અને વિવેકાનંદના બેલુડમઠની વાત મેં કરી હશે. બન્ને સ્થળો જોતાં ધરાઈએ નહિ એવાં છે. દક્ષિણેશ્વર હતા ત્યારે જ સૂરજ આથમતો હતો અને નદીના વિશાળ પટ ઉપર થઈને રંગનો પટ અમે ઊભા હતા ત્યાં સુધી ધાટ પર ધસી આવતો હતો. રામકૃષ્ણનાં સાધનાનાં સ્થળો મેડી અને પાંચ વૃક્ષો-અત્યંત સુંદર છે. બેલુડનું મકાન ઇલોરા પાસેની કાલીગુફાની યાદ આપે છે. એમાં રાધાકૃષ્ણની મૂર્તિ જાણે હમણાં બોલશે એવી સુંદર છે. દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ સૂતા તે પાટ જોઈ. નાની અમથી. મોટા માણસોને કેટલું ઓછું જોઈતું હોય છે. કલકત્તાથી ૧૮ માઈલ દૂર આવેલા ગાંધીઘાટ ઉપર અમે ગયા. અત્યારની સ્થાપત્યકળાનો લાભ લઈને એક સાદી પણ સુંદર રચના કરી છે. એક બાજુ ગાંધીજીનાં છેલ્લાં વરસોના પ્રસંગો શિલ્પાકૃતિરૂપે રજૂ કરવામાં આવ્યા છે. એટલામાં બે ભભૂતિ ચોળેલા સાધુઓ ત્યાં પહોંચ્યા અને તુલસીરામાયણ મધુર કંઠે લલકારવા લાગ્યા. ફરવા આવવા જેવું સ્થળ પણ છે. પરદેશીઓ પણ આવે. સૌને તુલસીરામાયણે થોડી વાર મંત્રમુગ્ધ કરી દીધા. કલકત્તામાં હાવરાનો પુલ છે તે એશિયામાં કદાચ સૌથી મોટો છે. નીચેથી આગબોટને જવું હોય ત્યારે કળથી એ ઊંચો થઈ જગા કરી આપે છે. એક બગીચામાં મોટો વડ છે તે જોવા ગયો નહિ. આપણે સૌ સાથે જ જોઈશું. ...

કલકત્તાથી વિમાન ઊપડ્યું તે વખતે અમને કમરે એક પટ્ટો બરોબર બાંધી રાખવાનું કહેવામાં આવ્યું હતું, જેથી ઊછળી ન પડાય. આરામખુરશી જેવી બેઠક, જેવી જોઈએ તેવી ગોઠવી શકાય. સગવડપૂર્વક ઊંઘી શકાય તેવી. પ્લેઈન ઊડે ત્યારે કાનમાં દુઃખે નહિ તે માટે રૂનાં પૂમડાં મૂકવાનું કહેવામાં આવ્યું અને પિપરમિન્ટ જેવી ટીકડીઓ ચૂસવા આપી. ગળામાં રસ ઊતારીએ તો એથી કાનમાં એવું હલનચલન થાય છે કે એને આરામ રહે. અમને કોઈને કાંઈ થયું નહિ. ઊલટી જેવું પણ ન થયું. મને તો કશું જ લાગ્યું નહિ. વિમાન તરત જ બહુ ઊંચે ચઢ્યું. ચાર એંજિનનું મોટું દૈત્ય વિમાન હતું. અંદર પેસીએ તો મોટા ખંડ જેવું લાગે. થેલી ને એવો સામાન મૂકવાની ઉપર અભરાઈ જેવું પણ હતું. છેડે ડાબી બાજુ સ્ત્રીઓ માટે અને જમણી તરફ પુરુષો માટે હાથમોં ધોવાની અને જાજરૂની ઓરડીઓ હતી. આ વિમાનો પંદરથી સાડાસત્તર હજાર ફૂટ વચ્ચેની ઊંચાઈએ ઊડે છે. ૩૦૦ માઈલ જેટલી ગતિ હોય. થોડાક આંચકા સાથે વિમાન ઊંચું ગયું. હું વડોદરાથી અમદાવાદ વિમાનમાં આવેલો પણ એ તો શી વિસાતમાં ! રાત હતી એટલે કલકત્તા આખું નીચે દીવાના ઢગલા જેવું લાગતું હતું રસ્તાઓ હારબંધ હોય એટલે દીવાઓની સુંદર આકૃતિઓ દેખાતી. ક્યાંક જાણે દીવાઓનું એક ખાબોચિયું ન હોય તેમ બધા કોક પરામાં ઢગલાબંધ દેખાતા. ધીમે ધીમે કલકત્તા સરકી ગયું. અંધારું જ બસ અંધારું. આંખો પણ ઊંઘથી ઘેરાવા માંડી. અવાજ આવતો હતો પણ આપણને નીચેથી સંભળાય છે એટલો બધો અંદર લાગતો નથી. સ્વાતિની હાલા જેવો મને તો લાગ્યો. સારી ઊંઘ આવી. વહેલે પરોઢિયે જાગ્યો તો બહાર ઉજાસ થયો હતો. માણસને પૂછ્યું તો કહે કે દસ મિનિટમાં રંગૂન ઉપર થઈને

પસાર થઈશું. નીચે નદી દેખાતી હતી. વાદળાં આવી ગયાં. શહેર જણાયું નહિ. પણ તરત જ એક અદ્ભુત દૃશ્ય જોવા મળ્યું. પૂર્વ દિશામાં સૂર્યનાં કિરણો ડોકિયાં કરવા ગયાં એવાં જ વાદળોએ પકડી પાડ્યાં હતાં. સૂર્યોદય જોવા માટે ૧૫૦૦૦ ફૂટ ઊંચે જવું જોઈએ એમ થયું. નીચે વાદળાંઓનાં જૂથ છૂટાંછવાયાં પડ્યાં હતાં, ધોળાં, સફેદ નાના નાના પર્વતો જેવાં. એ પર્વતોના કાંગરા સૂર્યકિરણો અડતાં સોનેરી થઈ ગયા હતા. અને નીચે રંગોની એક દુનિયા રચાઈ હતી. તદ્દન નીચે સમુદ્રનાં ભૂરાં પાણી, ઉપર ભૂરું આકાશ, દરિયાનો કિનારો એટલામાં આવી પહોંચ્યો. પાણી છીછરાં એટલે આરપાર નીચેની જમીન પણ દેખાતી હતી. સામેથી એક નદી આવીને મળતી હતી. ડુંગરોની હારો હવે શરૂ થઈ. લીલાછમ ડુંગરો જ ડુંગરો. રૂના પોલની ચાદરો પડી હોય એમ આછાં પાતળાં સફેદ વાદળો રસળતાં હતાં. હવે ગામો, ખેતરો, વૃક્ષોની કુંજો જણાવા માંડ્યાં, એટલામાં તો બેંગકોક પાસે આવી પહોંચ્યું. પહેલાં નદી આવી. નદીમાં ડહોળાં પાણી હતાં. વરસાદ આવ્યો હોવો જોઈએ. નદી વંકવોળામણી સુંદર વહી જાય છે. શહેર એશિયાનું પેરીસ ગણાય છે. આંતરરાષ્ટ્રીયતાનો અનુભવ કરાવે એવું મોટું છે. પેલે છેડે વિમાનઘર તરફ અમે જઈ રહ્યા હતા. વચ્ચે એક બાજુ ખેતરો દેખાતાં હતાં. કેવાં સ્વચ્છ ઘાટીલાં લીલાંછમ ખેતરો! પાણીથી તરબોળ હતાં. ડાંગરનો પાક બહુ સારો થવો જોઈએ, નહેરો જોઈને પણ મન ઠરે. બેંગકોક વિમાનઘરે ઊતર્યા. એક બસ આવી. નાસ્તા માટે લઈ ગઈ. ૪૫ મિનિટ જેટલું રોકાયા હોઈશું. ત્યાં બાજુ પર મજૂરો કામ કરતા હતા. શરીરસમૃદ્ધિ સારી, માંસલ મજબૂત કાયા. એ લોકો ટોપલાથી ભાર ઉપાડે નહિ, કાવડથી ઉપાડે છે. તાપ તો સવારે પણ ગજબનો લાગતો હતો. મજૂરોએ મોટી ઘાસની ટોપી પહેરેલી. વિમાન ઊપડ્યું. મેં ઊંઘનું દેવું થોડુંક ચૂકવ્યું. ત્યાં નાસ્તાવાળાએ જગાડ્યા. બ્રેડ, માખણ, ફળ કાપેલાં, મુરબ્બો વચ્ચે હોય એવો ઘૂઘરો, કેળાં, મોસંબી, નાસપાતી, નારંગીનો રસ, કૉફી – આટલું હતું. આપણે તો ભોજન જ થઈ ગયું. પછીથી બાથરૂમમાં બહુ સગવડ હતી એટલે હજામત પણ કરી લીધી. નીચે જોવાનું તો ચાલ્યાં જ કરે. સિયામથી હવે થાઈલેન્ડ પણ વટાવી ચૂક્યા. જમીનને જયજય કર્યા. હવે સમુદ્ર, ચીની સમુદ્ર—પ્રશાંત મહાસાગર. ઘેરાં નીલ પાણી. ઉપર બરફડુંગર જેમ તરતાં શ્વેત વાદળ.

પાણીમાં વાદળના પડછાયા પણ તરતા દેખાય. કેટલુંક અંતર ગયા પછી એક ટાપુ દેખાયો. તેની આસપાસ છીછરા પાણીને લીધે આછા પીળા રંગનું કુંડાળું હતું. લાંબો ટાપુ હતો. વિમાનના પંખા ચાલ્યાં જ કરતા હતા – તે જોઈને થાય કે માણસ આવું આવું કરી શકે છે તો એને નિરાંતે રહેતાં એક આવડ્યું હોય તો કેવું! હોંગકોંગને અર્ધો કલાક હતો ને જોરથી ઘૂમતાં વાદળોમાં અમે પેઠા. બારીએ પાણી ટપકવા લાગ્યું. વાદળોની વચ્ચે વિમાન ચાલ્યું જાય. થોડી વારમાં બહાર નીકળે ને સૂર્યનો પ્રકાશ ક્યાંક દેખાય તો નીચેના ભૂરા ભૂરા સમુદ્ર અને ધોળાં વાદળપુંજોનું દૃશ્ય ઝબકી જતું. પંખાની નીચેથી વાદળો જોરથી કપાતાં જોઈ શકાતાં. હોંગકોંગ આવ્યું. જમીન દેખાવા માંડી. કિનારાને દરિયાનું પાણી અફળાતું જોઈ ફરી આકાશ અને સમુદ્રની સફરેથી પાછા જમીન ઉપર આવ્યા એવું થયું. નાની નાની ટેકરીઓ દરિયામાં ટાપુરૂપે હતી, સુંદર લાગે. હોંગકોંગ સુંદર શહેર લાગ્યું, ડુંગરને પડખે વસ્યું છે. ખાડીમાં આગબોટો અને હોડીઓ પાર વગરની. ડુંગર ઘેરા લીલા રંગનો. ઉપર સુંદર મકાનો. રળિયામણું લાગે. પણ અમારા સ્વાગત માટે એ બહુ મન લાગ્યું નહિ. હવા એવી ખરાબ હશે અથવા બીજું કોઈ વિમાન ઊતરવાથી વિમાનઘરે તરત ઊતરાય એવું નહિ હોય, અમારા વિમાને શહેર ઉપર ચક્કર લગાવ્યાં. ફરી હોંગકોંગને સારી રીતે જોવાની આવી તક અમને નહિ મળત. દરિયા ઉપર સહેજ જ ઊંચે વિમાન ચકરાવો લેતું હતું. ધોળાં ધોળાં ફીણ મોજાં ઉપરથી ઊભાં કરે અને વાદળ દરિયો આખો લહેરાયાં કરે. ટેકરીટાપુઓ આખાના આખા ધોળા ફીણની માળાઓથી વીંટળાયાં કરે. ત્યાં તો હિંમતથી મકાનોની અગાસીઓથી જાણે એ ઘસાયું એમ વિમાન ઊતરવા લાગ્યું. વરસાદ વરસતો હતો. અમારા ઘડિયાળમાં ૧૨॥ વાગ્યા હતા. અહીં ૪ વાગ્યા હતા. એ વખતે અમદાવાદમાં ૧૨॥ વાગ્યા હશે. અમારા ૩॥ કલાક છૂટી પડ્યા. એ કલાક અમને મળવાના જ નહિ! બપોરનું ખાવાનું પણ કોણ આપે? પાંચ વાગે બધી વિધિઓથી પરવારી ઇન્ટરનૅશનલ હોટેલમાં આવ્યા. ત્યાં અમારા સ્વાગત માટે ચીનસરકારના પ્રતિનિધિઓ હાજર હતા. તેઓ અમને બીજી એક હોટેલમાં – સામે જ – લઈ ગયા. ચા આપી – આપણા જેવી. બપોરનું ખાવાનું તો હવે ગયું જ, પણ ચીનના સૅન્ડવીચથી તાજા થયા. પાંચમે માળ બબ્બે જણા વચ્ચે ઓરડી મળી. હોટેલ

આલેશાન છે. રાજાઓને ચાલે એવી. સરકારો જ્યારે ગોઠવણો કરે છે ત્યારે સામાં લોકો નબીરાઓ હશે એમ જ કરે છે એ હવે બંધ થવું જોઈએ. અમારું સદ્‌ભાગ્ય એ કે અમને બારીમાંથી હોંગકોંગનું અત્યારે અત્યંત મનોહર દૃશ્ય દેખાય છે. અમે છીએ ચીનની મુખ્ય ભૂમિ ઉપર (એ પણ જૂના કરાર પ્રમાણે હજી બ્રિટિશતાબે છે.) હોંગકોંગનો ટાપુ અમારી સામે છે. ડુંગર ઉપર ઘરો પથરાયેલાં હોઈ દીવાઓનો આખો ચંદરવો અમારી સામે લટકે છે. વરસાદ પડ્યાં જ કરે છે. વીજળી ચમકે છે. અમે નાહીધોઈ સ્વચ્છ થઈ અહીના નવે હમણાં જમી આવ્યા. બ્રેડ બહુ સારી. ઠંડું દૂધ, ટોમેટો–ભાજી–નો સૂપ, ભાત—બાફેલાં ફ્લાવરવટાણા, કેળાં-સંતરાં. બહુ ખાવું પણ ન હતું. પણ નિરામિષાહારીઓને અહીં મુશ્કેલી પડશે એવો ભય નકામો છે. આ રીતે ભાત ને બ્રેડ ને બાફેલું શાક મળે એટલે બસ. જમ્યા પછી હિંદીમંડળે પરસ્પર ઓળખાણો કરી. જુદા જુદા પ્રદેશના ભાઈઓ છે. એક પારસીબેન પણ છે. ગુજરાતી ભાષા બોલનાર દસ જણ નીકળ્યાં. સરદાર પૃથ્વીસિંહ આજે અમારી સાથે જ આવ્યા. હજી થોડા કાલે આવવાના છે. અમે હવે કાલ સવારે હોંગકોંગ ફરીશું અને ૧૧-૨૦ની ગાડીથી કેન્ટોન જવા રવાના થઈશું. સાંજે સાત વાગે પહોંચીશું. ત્યાંથી પણ ગાડીમાં જ પેકિંગ જવાનો કાર્યક્રમ લાગે છે. મને તો આજે વિમાનમાંથી ઊતરતાં જ થતું હતું આટલી વિમાનીસફર બસ છે. વળતાં સમુદ્રથી જવું અને ચીનમાં પણ ગાડીથી પ્રવાસ હોય તો દેશ બરોબર જોવા મળે. ગાડીઓ સારી છે એમ કહે છે.

જેટલા ચીનવાસી મળ્યા તે ઉંમરે છોકરડા જેવા. કલકત્તામાં એલચીખાતામાંથી જ એ જોવા મળ્યું હતું. અહીં તો હમણાં જાણ્યું તેમ શાંતિસમિતિએ New China News Agencyના કાર્યકરોને અમારો સત્કાર કરવાનું સોંપેલું. એટલે તે ભાઈઓએ અમારો હવાલો લઈ લીધો હતો. કાચી ઉંમરના લાગે. પણ બહુ જ કાર્યકુશળ. રીતભાતમાં મીનમેખ નહિ. હસમુખા. આત્મશ્રદ્ધા કોઈ જુદી જ. અહીં એક સાઠ વરસ જૂનું ચીનીપત્ર ચાલે છે તેના રિપોર્ટરો આવી ગયા. ફોટોઝ લીધેલ. મુલાકાતમાં એ જુવાન સહેજમાં ભળી ગયો પણ વાતચીતમાં બહુ ખબરદાર. બધા જ જુવાનો વધારાનું કાંઈ બોલે નહિ. પેટનું પાણી હાલે નહિ. એનો અભિપ્રાય પણ આપે નહિ. તમારા અભિપ્રાય જાણી લે. વિનયપૂર્વક. આપણે તો સૌ બોલ બોલ કરતા હોઈએ છીએ. આ જુવાનો બહુ ઊંડા, દક્ષ અને વ્યવહાર-ચતુર લાગ્યા. ચીનનું હજારો વરસનું ડહાપણ એમની રગોમાં છે. એક તો ફિફ્થમાં હોય તેવડો છોકરડો. પણ સૌ કામ સરસ રીતે બજાવે. અમને ઉત્તરો મુદ્દાસર આપે અને શંકા તરત દૂર કરે. આ વાત એવી ઊડીને આંખે વળગે છે કે તરત લખવી જોઈએ. સ્વાતિને ખૂબ ખૂબ રમાડજો.

તા. ૨૨-૯-૫૨—અત્યારે અગિયાર વાગે કેન્ટોન જવા ગાડીથી ઊપડીએ છીએ. સવારે હોંગકોંગમાં ફર્યાં; બધા મજામાં છીએ. સ્વાતિને રમાડશો.

ઉમાશંકર જોષીના સપ્રેમ શુભાશીષ

*

221, Peking Hotel,
Peking, New China.

……,

અમે સૌ હોંગકોંગથી નીકળ્યા ત્યારે લખેલો કાગળ મળ્યો હશે. ત્યાંથી બીજે-ત્રીજે દિવસે મળે એટલે ૨૫મી સુધીમાં મળ્યો હશે. હોંગકોંગથી અમે ગાડીરસ્તે કેન્ટોન આવ્યા. ૧૧-૨૦ની સવારની ગાડીએ નીકળ્યા. પચીસેક માઈલ પછી સરહદ આવે છે. ત્યાં બ્રિટિશસરહદ વટાવી નવા ચીનની હદમાં પ્રવેશ્યા. નાનકડું સ્ટેશન હતું, શુનચુન. છાપરાં, થાંભલા, બધું લાકડાનું બનાવેલું. ઉતારુઓને બેસવા માટે બાંકડાની સગવડ હતી. બાળકોવાળાં લોકો માટે અલાયદી જગા હતી. થૂંકવા માટે કૂંડાં હતાં. કચરો નાખવા માટે આપણી ટપાલપેટી જેવી પેટી હતી ઉપરથી લીલી રંગેલી. કેરમ જેવડું પાટિયું ઊંચી ઘોડી ઉપર મૂકેલું. તેમાં સોગઠીઓ—ને બિલિયર્ડની રમત પેઠે લાકડીથી ખસેડવાની હોય છે—એવાં રમત માટે બે પાટિયાં હતા. લોકો રમતાં હતાં. એક લાયબ્રેરી હતી, મોટાં અને નાનાંઓ માસિકો, ચોપાનિયાં, વગેરે વાંચતાં હતાં. માસિકનું પૂઠું ફાટેલું હોય તો ચીકણા કાગળનું સાંધીને નવું ચોટાડેલું હતું. છાપાંચોપાનિયાં વેચવા-ની દુકાન પણ હતી. ખાતું હતું કોક જ. પ્લેટફોર્મ ઉપર કાગળિયાં ઊડતાં હોય—ચાઈ બ્રાહ્મણિયાના પોકારો થતા હોય એનો તો સવાલ જ નહિ. સૂચનાઓનાં પાટિયાં લટકાવેલાં. દેશને માટે પ્રેરણા આપે એવાં ચિત્ર પાટિયાં પર રાખેલાં.

સ્ટેશન જોઈ લોકોની સુઘડ રેહેણી, કરકસર અને શાન્ત સ્ફૂર્તિનો તરત જ ખ્યાલ આવે. સામાનનાં પોટલાં વ્યવસ્થિત બાંકડાઓની વચ્ચેની ખાલી જગામાં મૂકેલાં. ઉતારુઓ મુખ્યત્વે ખેડૂતો હતાં. સૌનો પહેરવેશ એક. ભૂરા અથવા આછા ભૂરા રંગનો ગળા સુધી બંધ કૉલરનો કોટ અને જમીનથી થોડું ઊંચું રહે એવું ઇસ્ત્રીની પરવા કર્યા વગરનું પાટલૂન. મોજાં ને જોડા. સ્ત્રીપુરુષ જુદાં પહેલાં તો સમજવાં મુશ્કેલ. પણ સ્ત્રીઓના બોબ્ડ વાળ હોય. કોઈ એ સેર પણ રાખે. માણસો બધાં ચીબા નાકવાળાં. (એ લોકો આપણને વિચિત્ર 'લાંબા-નાક-વાળાં' કહે તો એમનો શો વાંક ?) બધાં રંગે પીળાં. આમ ગોરાં લાગે, કોઈના ગાલ રાતા પણ હોય, પણ દરેક જણની ચામડી પીળાશ પડતી તો ખરી જ. દૂબળું તો કોઈ મળે જ નહિ. જુવાનો કોઈ એકવડિયા શરીરના જોયા. છોકરીઓ અને બાળકો બધાં મજબૂત.

અમને એક ખાલી કરેલા ઓરડામાં લઈ ગયા. ચીનમાં રિવાજ છે કે આવે કે તરત સ્વાગત કરવું. પીણાં આપવામાં આવ્યાં. નારંગીનું શરબત લીધું. થોડી વારમાં ગાડી આવી. તેમાં અમારા સ્વાગત માટે કેન્ટોનથી થોડાંક ભાઈબહેનો આવ્યાં હતાં. એક વિદ્યાર્થી કેન્ટોનમાં પશુઓની માવજતની વિદ્યાનો ત્રીજા વરસનો વિદ્યાર્થી હતો. એ બહેનો કૉલેજના પહેલા વરસમાં હતી. આ બધાં અંગ્રેજી જાણતાં હતાં. રશિયન પણ શીખે છે. એમની આગળ આપણે તો વિદ્વાનો લાગીએ એટલું બધું અંગ્રેજી જાણીએ. તેઓ, અંગ્રેજી થોડું આવડે પણ બોલતાં ગભરાય નહિ. ધીમે ધીમે બોલે. આપણે પણ સરળ ભાષામાં બોલવું પડે. એમની રીતભાત, વિનય, ધીમે મૃદુતાથી બોલવાની રીત અને બોલવામાં વિવેક આપણું ધ્યાન ખેંચ્યા વગર રહે નહિ. બે વાગે ગાડી ઊપડવાની હતી. તે પહેલાં જ બેઠા કેમ કે મહારાજનું ભોજન બે વાગ્યા પહેલાં (જેમ એક વખત કાકાસાહેબનું ૩ વાગ્યા પહેલાં હતું તેમ) પૂરું થવું જોઈએ, બલકે શરૂ તો થવું જ જોઈએ. આ સ્ટેશને આવતાં જ ઘડિયાળ એક કલાક આગળ કરવું પડ્યું હતું, કેમ કે ચીનનો સ્ટૅન્ડર્ડ ટાઈમ હવે ચાલવાનો હતો. આમ અમને એક કલાક પાછો મળ્યો હતો. જમવાની વ્યવસ્થા સારી હતી. બ્રેડ-શાક-કાચાં શાક-કોશી-ફળ, પછી શું જોઈએ ? ગાડી ચાલતી હતી. સુંદર લીલાં ખેતરો. નાનાં નાનાં ગામડાંઓ અને ડુંગરાઓ જોઈને મહારાજથી બોલાઈ ગયું : જાણે આપણો દેશ જ, જાણે આપણા દેશમાં જ હોઈએ એવું લાગે છે. ક્યાંક ક્યારીઓમાં ડાંગર નેંધલી હતી. મકાઈના છોડ હતા. શેરડીના વાઢ હતા. ઘરો આપણા જેવાં જ-નમૂના પ્રમાણે. ઘરને વંડી. માઢવાળાં ઘર લાગે. દીવાલો ઈંટચૂનાની કે માટીની ભૂખરી. છાપરાં આપણાં જેમ જ કરેલાં. નળિયાં થોડાંક ચપટાં પણ ગોળ. આખે આખું ઘર આપણા જેવું લાગે. ઢોર ક્યાંય જોવા જડે નહિ. ચીન દેશમાં દૂધ, ઘી, માખણનો રિવાજ નથી. ક્યાંક ભેંસ – પાડા ( ખેતીકામમાં ) જોવા મળે, ક્યાંક રડીખડી ગાયો. કૂતરાં પણ જવલ્લે જ જોવા મળે. પંખીઓ હવે દેખાવા આવવા માંડી તેથી કદાચ અલોપ થયાં હશે. આ લોકોએ માખીને દૂર કરવા બીડું ઝડપ્યું લાગે છે. શાકાહારીઓ અને વધી ગયા એટલે હું એકલો બીજા ટેબલ પર હતો ત્યાં સ્વાગત માટે આવેલાંઓનો નાયક મારી જોડે બેઠો હતો. એક માખી આવી. એ દુ:ખી દુ:ખી થઈ ગયો. એ ભાઈ કેન્ટોનની કૉલેજના વહીવટી તંત્રમાં છે. કારકુન હશે. પણ એની જાણકારી ઘણી સારી. અમારા નામનો અર્થ પૂછતાં રવિ ( સૂર્ય ) + શંકર ( મહાદેવ ), ઉમા ( પાર્વતી ) + શંકર – એમ કહેતા હતા ત્યાં શં ( શાંતિ ) + કર ( કરનાર ) એ છૂટું પાડી આપ્યું એટલે અમે તો ખરેખર શાંતિના માણસો થઈ ગયા. એનું નામ ચીન તેહ – મીન. અમે અર્થ કરીને એનું નામ લોકનીતિપ્રસાદ પાડ્યું. જમ્યા પછી વાતો કરતા હતા. અમને આખી ગાડી જોવાનું મન થયું. લોકનીતિપ્રસાદ લઈ ગયા. પૂના તરફની ગાડીમાં સળંગ જઈ શકાય છે તેવું અહીં હતું. ખાલી ડબ્બા હતા. રિવાજ એ છે કે દરેક સ્ટેશન માટે ડબ્બો રિઝર્વ રાખવો એટલે ઉતારુઓને સગવડ મળે. માણસો ભીડ વગર શાંતિથી બેઠાં હતાં. કોઈ વાતો કરતાં હતાં, કોઈ વાંચતાં હતાં, કોઈ શેતરંજ રમતાં હતાં ( છેડા ઉપર ઊંચું છાતી સુધી એવું નાનું પાટિયું હતું તે ઉપર ). દરેક ડબ્બામાં એક કાર્યકર હોય. આ સ્ટેશન આટલે વાગ્યે ગયું, આ સ્ટેશન આટલે વાગ્યે આવશે – એવું દરેક સ્ટેશન પસાર થતાં કળ ફેરવી બતાવવાની વ્યવસ્થા દરેક ડબ્બામાં છે. ખાવાનું વેચનારા છોકરાઓને મોંએ કપડું બાંધેલું હતું. ઇસ્પિતાલોમાં સર્જનોને કે જૈનસાધુઓને મોંએ હોય છે તેમ. ડબ્બાને છેડે હાથ ધોવાની જગા. પાણીનું પીપ હતું, ચાના પ્યાલા ત્યાં એકઠા કરી મૂકેલા. ડબ્બામાં થૂંકવાની કૂંડીઓ બેઠકની દર બે હારને આંતરે મૂકેલી હતી. સામયિકો અને ચોપાનિયાનું પુસ્તકાલય પણ એક ડબ્બામાં

હતું. સ્ટેશનો ઉપર ધાંધલનું નામ ન મળે. જમવાની વ્યવસ્થા દૂર એક લાઈનમાં કરેલી ત્યાં જઈ કોઈ ને કાંઈ જોઈએ તો લે, પણ વેચનારાઓ પ્લેટફૉર્મ પર આવી બૂમો પાડી શકે નહિ. સ્ટેશનો પર ગાડી થોડુંક જ ઊભી રહે.

કેન્ટોન પહોંચ્યા ત્યારે ઝીણી ફરફર આવતી હતી. દીવાળીનો સમય હતો. ઊતરતાં જ એક બાળક હાથમાં ફૂલનો ગુચ્છો આપે અને આપણી આંગળી પકડી રાખીને સાથે સાથે ચાલે. સ્વાતિ કરતાં મોટી અને નંદિનીથી નાની છોકરીએ મને પકડયો હતો. ચાલતા ચાલતા દરવાજે આવ્યા ત્યાં અનેક છોકરાઓ છોકરીઓ હારમાં ટોળાબંધ ઊભાં હતાં. હાથ માથા જેટલા ઊંચા કરીને તાળીઓ પાડતાં પાડતાં શાંતિ-ગીત ગાતાં હતાં. ઢાળ આપણા ગીતોને કાંઈક મળતો, આપણને ગમે એવો હતો. બહાર આવ્યા ત્યાં બાળાંઓએ તાળીઓ પાડી વધાવી લીધા. બસમાં બેઠા ત્યારે આંગળીએથી પેલી છોકરી છૂટી પડી. બધાં જુવાનો પણ ગાતાં ગાતાં અહીં આવીને ઊભાં. બહુ ઉત્સાહ અને આનંદનું વાતાવરણ હતું.

બસથી હોટેલ ઉપર પહોંચ્યા. ૧૧ માળની હોટેલ પર્લ (મોતી) નદી ઉપર આવેલી છે. ચોથે માળે મુકામ હતો. ત્યાં રિટાઈરીંગ રૂમ જેવી સગવડ હતી. બાથરૂમમાં ટૂથબ્રશ, સાબુ, પેઈસ્ટ, અને ઘાસનાં ચંપલ મૂકેલાં હતાં. અમે ચંપલ થોડી વાર પહેર્યાં. બાકીની ચીજો ખોલીને કાઢી પણ નહિ. સ્થાનિક શાંતિસમિતિ તરફથી બૅન્કવેટ (મિજબાની) હતી. ચીની ઢબનું ખાવાનું હતું. વાનીઓનો પાર નહિ. એક પછી એક આવ્યે જ જાય. વાંસના કૂણા કકડા, બિલાડીના ટોપ, ભાત ભાતનાં શાક, ચીની ઢબનો શાકાહારી ખોરાક અમને આપવામાં આવ્યો હતો. બ્રેડ, ભાત, સૂપ, સેવ, કાચાં ફળ હોઈ ભૂખ્યા રહેવાનો તો સવાલ જ ન હતો. કેટલો સમય ખાણું ચાલ્યું હશે? સવાબે કલાક. પેકિંગથી શ્રીયુત ... ખાસ આવ્યા હતા. તેમણે મહારાજનો હવાલો સ્ટેશન ઉપર જ લીધો હતો. એ દુભાષિયાનું કામ કરતા હતા. ચીની નેતાઓ સાથે ઘણી વાતો થઈ. બહુ જ શાંતિથી, વિવેકથી વાતો કરે. ૧૧॥ જેટલા સમયે સૂઈ ગયા.

સવારે ૫॥ વાગે ઊઠવાનું હતું. ૬॥ વાગે તૈયાર થઈ નાસ્તા માટે પહોંચવાનું હતું. નદીનું સુંદર દર્શન થયું. સામેથી સૂર્ય ઊગી રહ્યો હતો. નદીમાં હોડીઓ ચાલવા માંડી હતી. એક મોટો ગંજાવર તરાપો પસાર થયો. હોડીઓને ઘર તરીકે પણ અહીં વાપરે છે. એવાં હોડીઘરો ઉપર સવારથી કૂકડા બોલતા હતા. નદીનો સળવળાટ ચીનની એક ખાસ પ્રવૃત્તિનો ખ્યાલ આપતો હતો. આ નદીનું બંદર ચીનમાં પ્રખ્યાત છે. નીચે નાસ્તો પતાવ્યો હતો. આ હૉટેલમાં ખાવાનું બધું ઉપર ૧૧મે માળ થાય અને લિફ્ટમાં નીચે લાવી પીરસવામાં આવે. મમરા મળ્યા. બહુ સુંદર હતા. ૭॥ વાગે ઊપડયા. વિમાનઘર ઉપર ગયા ત્યાં આગેવાનો મૂકવા આવેલા. થોડી વારમાં વિમાન તૈયાર થયું. અમને બોલાવવામાં આવ્યા. વિમાનઘરમાં પણ સામયિકો એક ખૂણામાં વાંચવા માટે ગોઠવેલાં હતાં. વિમાનઘર જૂના રાજ્યના વખતનું હતું. સારું હતું છતાં સાદું તો ખરું. વિમાનમાં જવાને બદલે ગાડીથી જઈશું એવું હતું. ૩ દિવસ ને ૩ રાતની ગાડીની મુસાફરી છે. અગાઉની મંડળી એ રીતે ગયેલી. શાંતિસમિતિના મંત્રી વગેરે જ. પણ ૨૫મી તારીખ નજીક હોઈ અમને વિમાનથી મોકલવાની વ્યવસ્થા થઈ હતી. વિમાન ઊપડવા માટે શરૂ થયું. ત્યાં એક ભાઈ ખૂટે. સુકાનીને ખબર કરવામાં આવી. કાચમાંથી બહાર જોતાં શ્રી મનોજબાબુ દોડતા દોડતા — હાંફળાફાંફળા આવી રહ્યા હતા. બંગાળીના એક લોકપ્રિય લેખક છે. 'આમિ ભૂલિ નાઈ' (હું ભૂલ્યો નથી) નામની એમની નવલકથા છે. છતાં ભૂલી ગયા. આ વિમાન પાનઅમેરિકન વિમાન કરતાં નાનું હતું. પણ જાણે ઘેર આવ્યા. પેલામાં એક જુવાન તહેનાતમાં હતો, પણ એની વિનયશીલ વર્તણૂકમાં પણ તિરસ્કાર — બલકે નફરત છૂપી રહેતી ન હતી. અહીં એક બહેન હતી. કોણ જાણે શાની બનેલી હશે. આખો વખત ફરકડીની પેઠે ફર્યાં કરે અને માવજતમાં અને વિનયમાં ભારે કુશળ. ખાવાનું પણ પેલા કરતાં સાદું, પણ સારું હતું. ચીનમાં ભોજન પૂરું થયા પછી દાંત ખોતરવા દીવાસળી જેવડી સળી આપવામાં આવે છે, એવી સળી વિમાનમાં પણ આપવામાં આવેલી. પડીકામાં. આ વિમાનયાત્રા પણ ઘણી મઝાની અને બોધપ્રદ નીકળી. ચીનની ભૂમિનાં દર્શન થયાં. માઈલોના માઈલો સુધી ખેતરો જ ખેતરો. સુવ્યવસ્થિત, લાંબાં લાંબાં ખેતરો. એક તસુ પણ જમીન રહેવા દીધેલી ન જણાય. એક સાથે ૨૫-૩૦ ગામ નજરે પડે. ૧૧૦૦૦ ફૂટ ઊંચે ઊડતા હતા. યાંગત્સે-ક્યાંગ નદી આવી. એટલે ઊંચેથી એ મહાન નદીને મોટા મોટા વળાંકો લેતી જોવામાં

કેટલી બધી મઝા આવી હશે ! પાણીનો પ્રવાહ પીળો લાગે. અનેક નાની નાની નદીઓ આવીને એને મળતી હતી. લાંબી લાંબી નહેરો ખેતીને પોષણ આપતી ચમકી રહી હતી. ખેતી જોઈને હૈયું ઠરે. વચ્ચે થોડોક પ્રદેશ પહાડનો આવ્યો. સારા ઊંચા એવા પહાડોનું ઘણું હતું. એક મોટું સરોવર–માઈલો લાંબું–દેખાયું. થોડા કલાક પછી હેન્કાઉ કરીને શહેર છે ત્યાં વિમાન ઊતર્યું. વિમાનઘરની સડક પાકી ન હતી, બલકે સાફ કરેલી જમીન જ હતી. ઘાસ ઊગેલું હતું. નંદિની જેવડી બેનોએ ફૂલકલગીઓ આપી અને સૌ આરામ માટે ચાલ્યા. ત્યાં ચાનાસ્તો હતો. ત્યાંના આગેવાનો સાથે સારી ચર્ચા થઈ. પછી ઊપડ્યા. પેકિંગ પહોંચતા પહેલાં યલો રીવર આવે. પણ નદી અને અમારી વચ્ચે દૂધનો સાગર ઊકળતો હતો. દૂધના ઊભરા ઉપર ઊભરા આવ્યા કરતા હોય એમ ધોળાં વાદળો અમારી નીચે ઊછળ્યા કરતાં હતાં. ક્યારેક ક્યાંક બાકોરું મળે તો નીચેની ધરતી, ગામો, સુઘડ ખેતરો—બધું જરીક ડોકિયું કરી જાય. આજે સવારે ઊપડ્યા પછી એક અદ્ભુત દશ્ય જોવા મળ્યું હતું. વિમાનની નીચે-નાં વાદળોમાં એની છાયા પડતી હતી. બીજું વિમાન આપણી સાથે ને સાથે જાણે નીચે ઊડી રહ્યું ન હોય. ક્યારેક ક્યારેક વળી એની આસપાસ રંગીન કુંડાળું રચાઈ જતું. મેઘ-ધનુષ્યના રંગોમાં વીંટળાયેલી અમારા વિમાનની છાયા જોતા જોતા અમે ઊડતા હતા. સાંજે પાંચ વાગે પેકિંગ ઊતર્યા ત્યાં અનેક ઊંચી કક્ષાના આગેવાનો, અગાઉથી આવેલા હિંદીઓ અને અન્ય દેશના પ્રતિનિધિઓ અને નંદિનીઓ હાજર હતાં ફૂલ અપાયાં. આરામઘરમાં જઈ ચા પીધી. થોડી વારમાં શહેર તરફ જવા ઊપડ્યા હેન્કાઉ થોડુંક રોકાયા ત્યાં અને અહીં બંને વિમાનઘરો ઉપર અમારી સાથેના એક બંગાળી ગાયકે ગીતો ગાયાં અને ચીની બાલિકાઓએ પણ ગીતો ગાયાં. અહીં તો નૃત્ય પણ થયું. ઉલ્લાસનું વાતાવરણ તરત જ રચાઈ જતું. આ તો દુનિયાની એક મોટી સરકારનું વિમાનઘર, પણ અત્યંત સાદું આખું દશ્ય આપણા બામણા આસપાસનાં ગામો જેવું. ઝૂંપડીઓ, તસુએ તસુ જમીન પર ખેતી. દૂર દૂર ડુંગરો. ધીમે ધીમે પેકિંગ શહેરના જૂના કિલ્લામાં પેઠા. અને અંતે પેકિંગ હોટેલ પર આવી પહોંચ્યા. તરત જ ચા. ચા એટલે ઉકાળેલું પાણી, જરીક ચાનાં પાંદડાંથી પીળું થયેલું હોય તે. અંદર મોગરાના ફૂલની સુગંધ ચીન[illegible] સ્વાગતમાં આ ચા અપાય છે. ખાંડ કે દૂધ વગર [illegible] આપણે આવી ચા આપવાનો રિવાજ રાખવો જોઈએ. [illegible] તો આ ચા ઠીક ઠીક પીઉં છું અને બપોરના ચા તો નીર[illegible] ગઈ છે. સવારે પણ દૂધખાંડવાળી મળે છે, પણ ભૂ[illegible] એટલે ચીનની ચા પીતાં પીતાં મારી ચા કદાચ છૂટી જ[illegible] અમને પહેલે માળે ઓરડો મળ્યો. મહારાજ સાથે પેટ્રોલ[illegible] વાળા ભાઈ છે. શુક્લ ને હુ સાથે. આ તો આલેશાન હોટેલ છે. આપણને ગમે નહિ. પણ રાજ્યના અતિથિ ! [illegible] થાય તેવું જ સ્વાગત સ્વીકારવું રહ્યું. પણ આપણે ધારી[illegible] તો નિરર્થક બોજારૂપ–બીજી વિગતોમાં–ન થઈ એ, અંતે[illegible] થાય તો પણ ઘણું. રાતે ચીનની સ્વાગતસમિતિએ [illegible] આપી. પણ સાદી અને સવા કલાકની. વાતો સાદી [illegible] મેં હિંદી પોષાક પહેર્યો હતો. ઝીણાદાદાના પાયજામા સાથેનો. હિંદીઓની સંખ્યા મોટી એટલે ઘર જેવું તો [illegible] લાગે જ. પણ ચીની ભાઈઓ જોડે વધુ મળવાની [illegible] લેવાનો ખ્યાલ મનમાં વધારે છે અમારા ટેબલ ઉ[illegible] એક વિદ્વાન પ્રોફેસર અને એક વિજ્ઞાની હતી. ઘણી રસ[illegible] વાતો થઈ.

બીજે દિવસે સવારે ( તા. ૨૪ ) ધ પીપલ્સ યુનિ[illegible] યુનિવર્સિટી જોવા ગયા. કુલપતિ – ઉપકુલપતિએ [illegible] સ્વાગત ભાષણો કર્યાં. સુંદર હતાં. આ યુનિવર્સિટી એ વર્ષ[illegible] નીકળી છે. દેશના નવઘડતર માટે જોઈતા માણસો કેળવ[illegible] માટે એ શરૂ થઈ છે. કાન્તિલાલની કૉલેજ આની સાથે જો[illegible] શકે. નયી તાલીમ અને ગ્રામવિદ્યાપીઠના ખ્યાલમાં ને આ[illegible] ઠીકઠીક મળતાપણું છે. ૪૦૦૦ વિદ્યાર્થીઓ છે. ૧૫૦[illegible] જેટલા અનુસ્નાતક વિદ્યાર્થી છે. એના સંશોધન – પ્રદર્શ[illegible] ખંડો જોયા. જવાબમાં આપણા એક ભાઈએ હિંદી[illegible] પ્રવચન કર્યું. અહીં પ્રો. જૈન પેકિંગમાં યુનિવર્સિટી[illegible] હિંદીના પ્રોફેસર છે તેમની મદદથી ચીની અનુવાદ [illegible] ચીની ભાષા બોલાય ત્યારે મધુર લાગે છે. ગદ્ય પણ [illegible] પદ્ય જેવું લાગે છે. ચ અને અનુસ્વાર બહુ વાર આવે. હિં[illegible] ઇન્ડો કહે છે અને ચીનનું ચીની નામ છે યુંગકુવો. પેકિંગ[illegible] સાચું નામ પણ પેઈપિંગ છે. પેઈ પી જેવું સંભળા[illegible] પીકિંગ પણ કેટલાક (દક્ષિણના) કહે છે. સાંજે આરામ લીધે.

[ આવતે અંકે પૂરું ]

# ભય—બાળઉછેરનો એક પ્રશ્ન

હરપ્રસાદ ભટ્ટ

સમગ્ર માનવકુટુંબ આશાનિરાશા, જયપરાજય, સુખ-દુઃખ, સંપત્તિવિપત્તિ વગેરે દ્વન્દ્વોમાં ઝોલાં ખાતું હોય છે. આ દ્વન્દ્વોનો શાંત પળોમાં સમજપૂર્વક વિચાર કરીએ તો તે દ્વન્દ્વ ન લાગે પરંતુ માત્ર પરિસ્થિતિનો ફેરફાર જ જણાય. તેના ફેરફારથી મનના આવેગો રૂપાન્તર અનુભવે છે. મનના કે તનના સઘળા આવિષ્કારોમાં જીવનપ્રવાહનું સાતત્ય જોમ આપે છે. જીવનશક્તિપ્રવાહ શિથિલ કે સ્થગિત થતાં માનવીનું મન અને તન નબળા વિચારોનું ભોગ બને છે અને તેમ થતાં કોઈ ને કોઈ વિકૃતિઓનો ઊગમ શરૂ થાય છે. જીવનશક્તિ-પ્રવાહ સ્થગિત થવાનું મૂળ કારણ ભય છે. આ ભયનું મૂળ તપાસીએ તો તે બાલ્યકાળથી જ શરૂ થયેલું હોય છે. દરેકના જીવનમાં ભય કેટલાં વિષમ પરિણામો લાવે છે તે પ્રત્યેક માનવી આત્મપરીક્ષણ દ્વારા સમજી શકે. કોઈ પણ વ્યક્તિને પૂછો કે તમે કદી ભય અનુભવ્યો છે ? ભાગ્યે જ એવી કોઈ વ્યક્તિ હશે કે જેણે જીવનભર ભય નહિ અનુભવ્યો હોય. વિરલ વ્યક્તિઓ હશે કે જેઓ ભયના ભોગ નહિ બન્યા હોય.

દરરોજ દરેકને કાંઈ ને કાંઈ ભયનો સામનો કરવાનો રહે છે. દા. ત. તંદુરસ્તી બગડવાનો ભય, ખૂબ કામથી થાકી જવાનો ભય, પાડોશીને કે અન્યને ખોટું લાગવાનો કે ગેરસમજનો ભય, અપમાનિત થવાનો ભય કે આજીવિકાનું સાધન ગુમાવવાનો ભય, વગેરે.

## નિષેધાત્મક હુકમો કે અઘટિત વિધાનો

ભયના પૂર્વગ્રહોથી અંકિત આપણે સૌ બાળકમાં નાનપણથી જ ભયનું વાતાવરણ સર્જીએ છીએ અને નિષેધાત્મક હુકમો કર્યાં જ કરીએ છીએ. અવાજ ન કરો, પડશો નહિ, ઝાડ પર ન ચઢો, પડી જવાશે, લપસી જવાશે, જો જો, કૂતરું કરડશે, વગેરે.

વળી આપણા વારસામાં મળેલાં કેટલાંક અઘટિત વિધાનો બાળક ઉપર ઠોકી બેસાડવાથી પણ આપણે બાળકમાં ભય ઉત્પન્ન કરીએ છીએ. દા. ત. જૂઠું બોલશો તો ભગવાન સજા કરશે, ચોપડી ઉપર પગ મૂકવાથી પાપ લાગશે, કાગળ બાળવાથી વિદ્યા બળી જશે, વગેરે વગેરે. આ બધું બોલતી વખતે આપણને યાદ નથી હોતું કે આપણે બાળકને ભયભીત બનાવીએ છીએ અથવા તો ભયની લાગણી તો જરૂર પેદા કરીએ છીએ.

પ્રત્યેક માનવીને હાડમારી, હાર અને હાંસીનો ભય સૌથી વિશેષ હોય છે. નાસીપાસી, ભાવિહાનિ જેવો ભય કાર્યની પ્રારંભવૃત્તિને જ અટકાવી દે છે. આપણે સૌ જાણ્યેઅજાણ્યે વાતાવરણમાં રહેલા ભયોની વાતો કરીએ છીએ અને કેટલીય વાર બાળકને તેવા ભયોમાંથી બચાવવા માટે આગામી ભયની વાતો કરીએ છીએ. આવી વાતો બાળકને ખૂબ જ સ્પર્શી જાય છે અને તેને ભયભીત બનાવે છે. ખરી રીતે ભય પ્રેમ જેટલો જ અસરકારક અને આકર્ષક હોય છે.

વધુ પડતા સાવધ રહેવું તે પણ ભયની જ નિશાની છે. જે વિદ્યાર્થી કે વક્તા "આ ભૂલી ન જવાય તો સારું" એમ સતત ચિન્તતો હોય છે તે સાચે જ ખરા પ્રસંગે મુદ્દાની હકીકત વ્યક્ત કરવાની ભૂલી જાય છે. મનના પૃથક્કરણને અન્તે એટલું સાબિત થયું છે કે જ્ઞાત કે અજ્ઞાત મનમાં રમતા ભયો માનવીને સ્મૃતિભ્રંશ કરાવે છે અને તેની બુદ્ધિમત્તાને પણ હચમચાવી મૂકે છે. સામાન્ય અનુભવો પણ આપણને શીખવે છે કે જે વસ્તુથી આપણે ડર્યા કરીએ તે જ વસ્તુ આપણને વધુ ને વધુ ડરાવે છે. ઘણીયે વાર એવું બને છે કે જે વ્યક્તિની કે જે પરિણામની આપણે ઉપેક્ષા કરતા હોઈએ તે જ વ્યક્તિ કે પરિણામ આપણી સામે વારંવાર ખડાં થાય છે. ભયનું સાચું કારણ તો મનની જાગૃત તેમ જ સુષુપ્ત ગડમથલો જ હોય છે.

જીવનશક્તિપ્રવાહ કહેઃ "કરો." મનનો ભય કહેઃ "ના

કરો." આ વિસંવાદ જ માનવીને ભરખી જાય છે અને પરિણામે જીવનશક્તિપ્રવાહ અટકી જાય છે. જીવનશક્તિ-પ્રવાહ અટકતાં માનવીમાં ઉદાસીનતા આવે છે અને નિરન્તર જવાબદારીમાંથી છટકવા પ્રયત્ન કરે છે. આવો માનવી કોઈ પણ ભોગે સદંતર શાન્તિ ઇચ્છે છે અને ગડમથલોથી પાછો ભાગે છે. આમ કરવામાં તે અસાધારણ અગવડો વેઠે છે, મુઝવણો અનુભવે છે, અન્યાયો સહે છે અને છતાં તેથી તેની ચિન્તા કે મુઝવણ ઓછાં થતાં નથી અને પરિણામે તે નાદુરસ્ત બને છે અને પક્ષાપક્ષી, નિંદા, સ્પર્ધા કે વિરોધની લાગણી સેવે છે. આથી આપણે સૌએ આપણા અને બાળકોના સામાન્ય ભયો, તે ઉત્પન્ન થવાનાં કારણો અને તેના ઉપાય જાણવા જોઈએ.

### ભય અને ચિન્તા

ભય અને ચિન્તા વર્તન અને તંદુરસ્તી બન્ને પર કેવી વિપરીત અસર કરે છે તે નીચેના દૃષ્ટાંત ઉપરથી સમજાશે.

એક પાંચ વર્ષની બાળા છે. તેને બે વર્ષનો એક ભાઈ છે. તે હજી હમણાં જ પગલીઓ માંડતો થયો છે. આ ભાઈ નાની બહેનની રમતોની, રમકડાંની આડે આવે છે. આ દ્વારા નાનો ભાઈ સૌનું ધ્યાન પોતાના તરફ જ ખેંચે છે. આ બાળક જ્યારે તેડાવાની અવસ્થામાં હતો ત્યારે તેને જોઈ ને નાની બેનને વહાલ ઊપજતું હતું. વળી તેની સંભાળ લેવામાં તે ગર્વ લેતી હતી. માને પણ તે ખૂબ હરખાતી જોતી હતી. હવે જ્યારે નાનો ભાઈ તેનાં રમકડાં તોડી નાંખે છે ત્યારે તેને તે જરાય ગમતો નથી. પોતાની આ લાગણી હવે વ્યક્ત કરતાં તેને આશંકા રહે છે કે માને કદાચ તેની આ વર્તણૂક ગમશે નહિ; અને માનાં 'વહાલી દીકરી "નું બિરૂદ તે ગુમાવશે. નાનો ભાઈ જ્યારે રમકડાં તોડી નાંખે ત્યારે મા કહેઃ " ફિકર નહિ, ભાઈ રમકડું ભાંગી નાંખશે તો આપણે સમરાવીશું, તને નવું લાવી આપીશું." પણ આવાં આશ્વાસન તેને જરાય શાંતિ આપતાં નથી. પરિણામે આ બાળા પોતાનું બેવડું વ્યક્તિત્વ દર્શાવે છે. તે પોતાના નાના ભાઈની ઉપર ઉપરથી સંભાળ લે છે. પણ એક દિવસ સવારના પહોરમાં દૂધ પીતાં કહે છે કે દૂધ સારું નથી અને પીતી નથી. વળી જમતી વખતે પણ કજિયો કરે છે અને કહે છેઃ "આ ભાવતું નથી," "આ ખાવું નથી." વગેરે વગેરે. ઘરમાં સૌને આશ્ચર્ય થાય છે કે જે બાળક દૂધ પીવા માટે કે જમવા માટે કદી આનાકાની કરતું ન હતું તે હવે આમ કેમ કરે છે! ધીમે ધીમે તે જિદ્દ, દુરાગ્રહ વધતાં જાય છે. જ્યારે તેનો નાનો ભાઈ તેનાં રમકડાં તોડતો બંધ થાય છે કે જ્યારે તેને ખાતરી થાય છે કે તેના મા અને ઘરનાં સઘળાં સાચેસાચ તેને તેના ભાઈ જેટલું જ ચાહે છે ત્યારે તેનામાં આવેલી આ વિકૃતિઓ સહસા અટકી જાય છેઃ આ ઉપરથી એટલું ફલિત થાય છે કે વિરોધની લાગણી કેટલીક વાર સીધેસીધી વ્યક્ત થતી નથી પણ તેનું આરોપણ ગમે તે વસ્તુમાં થાય છે.

### ભયના પ્રકાર

મોટેરાંના અને નાનાં બાળકોનાં ભય ભિન્નભિન્ન પ્રકારના હોય છે. બાળકોના ભય સામાન્ય રીતે નીચે પ્રમાણે હોય છેઃ

(૧) અજાણ્યાનો ભય.
(૨) શારીરિક હાનિ કે શારીરિક દુઃખનો ભય.
(૩) હાંસીનો કે અવગણનાનો ભય.
(૪) મોટા થવાનો ભય.

### અજાણ્યાનો ભય

અજાણ્યાનો ભય પુરાતન કાળથી ચાલ્યો આવે છે. પુરાતન માનવીનું કલેવર ભયથી ઘેરાયલું હતું અને તેથી તે અવલંબન ખાતર સચરાચર વસ્તુને પૂજતો. જેમ જેમ માનવીના તર્કશક્તિ કેળવાવા લાગી તેમ તેમ તેને ભય ઓછો થવા લાગ્યો. બાળક પ્રથમનાં ચાર વર્ષોમાં અજાણ્યાથી ભય વિશેષ સેવે છે. અજાણ્યા ચહેરાઓ, વિચિત્ર રમકડાં અજાણ્યું સ્થળ તેમને વિશેષ ભય પમાડે છે.

બાળકને છાનું રાખવા માટે કે તોફાન કરતું અટકાવવા માટે માબાપ ઘણી વાર બાળકને ચિત્રવિચિત્ર ભયો દેખાડે છે. તેમાં ખાસ કરીને બાવડિયાનો, કૂતરાનો, કરોળિયાનો, માળિયા ઉપર ભરાયલા "ઊ"નો, અંધારામાં પૂરી દેવાનો, ઘરની બહાર કાઢી મૂકવાનો, વગેરે ભયો મુખ્ય હોય છે. આવા ભયો દર્શાવતાં બાળક કેટલીક વાર તત્ક્ષણ શાંત થઈ જાય છે પણ આ રીત તો ઓરીને બરફ ઘસીને મટાડવા જેવી છે. આથી તો તેની કાલ્પનિક મનોભૂમિને આપણે ઉત્તેજી મૂકીએ છીએ કે તે બાળક નથી નિરાંતે

શકતું કે નથી મુક્ત વિહાર કરી શકતું. પરિણામે તે દિવાસ્વપ્નો સેવતું બને છે, તેને રાત્રે પેશાબ થઈ જાય છે, ઊંઘમાં બોલવા માંડે છે, રાત્રે ઊઠી ચાલવા માંડે છે, ભયકારક સ્વપ્નાં જુએ છે, નાશકારક કે ઘાતકવૃત્તિનો આશ્રય લે છે અને આત્મવિશ્વાસ ગુમાવી બેસે છે.

## શારીરિક હાનિનો ભય

શારીરિક હાનિનો ભય બાલજીવનમાં અજ્ઞાત મૂંઝવણો ઊભી કરે છે. શારીરિક હાનિનો ભય માબાપે કરેલાં વધુ પડતાં લાડમાંથી અથવા તો વધુ પડતી લીધેલી દરકારમાંથી કે કડક નિયમનમાંથી જન્મે છે. બાળકમાં પરાક્રમવૃત્તિ કે કુતૂહલવૃત્તિ સહજ હોય છે. બાળક પોતાનો વિકાસ સાધવા માટે ક્ષણે ક્ષણે નવા અનુભવોની અજમાયશ કરતું જ હોય છે. આવા પ્રસંગો – બાળક ચાલવાની શરૂઆત કરે છે ત્યારે, શાળામાં ક્રીડાંગણનાં સાધનો જુએ છે ત્યારે, રસ્તો ઓળંગતી વખતે, સાઇકલ શીખતાં કે તરવાનું શીખતી વખતે – બને છે. આવા દરેક પ્રસંગે બાળક પોતાની કુતૂહલવૃત્તિ અને પરાક્રમવૃત્તિનો આનંદ અનુભવતું હોય છે. આવા પ્રસંગે બાળકની સંભાળ લેનાર સચિંત ન હોય કે તેને અનુકૂળ વાતાવરણ ન આપે તો તેને ઘણા કડવા અનુભવો થાય છે. તેમાં થતા પડવાના, વાગવાના કે ડૂબવાના ભયો ઘણીયે વાર બાળકને કાયમી ભીતિ ઉત્પન્ન કરે છે. અને તેની પ્રારંભશક્તિને અટકાવી દે છે. ક્વચિત્ ક્વચિત્ આવા વિષમ અનુભવોથી બાળક માંદું પણ પડી જાય છે.

એક બાળક સાઇકલ શીખતું હતું. તેના પ્રથમ અનુભવમાં જ તે વાડમાં જઈને ભટકાયું અને તેને સખત વાગ્યું. સવારમાં જોયું તો આ બાળકને ખૂબ તાવ ચઢ્યો હતો. આ તાવ ઘણો લાંબો વખત ચાલ્યો. વૈદ્યકીય તપાસ કરતાં તેનું કોઈ જ કારણ ન મળ્યું. છતાંય વાતવાતમાં જ્યારે તેને ખાતરી કરાવી કે સાઇકલ શીખતાં આવા અનુભવો સર્વસામાન્ય હોય છે, – પછી ભલે તે નાનાં બાળકો શીખતાં હોય કે મોટાં શીખતાં હોય – ત્યારે તેને તાવ સહસા ઊતરી ગયો છે. આનું મુખ્ય કારણ એ હતું કે આ બાળકને સાઇકલ તો શીખવી જ હતી છતાં પડવાથી પોતાની શક્તિ વિષે સાશંક બન્યું હતું. વળી પુનઃ સાઇકલ શીખવા દેવામાં આવશે કે નહિ તેની પણ તેને ચિંતા હતી. આ જ પ્રકારે કોઈ બાળક શાળામાં દાખલ થતાં જ જ્યારે વર્ગશિક્ષકનું કડક નિયમન જુએ છે કે અન્ય વિદ્યાર્થીને શારીરિક શિક્ષા પામતું જુએ છે ત્યારે ભયભીત બને છે અને બીજે દિવસે શાળાએ જવા આનાકાની કરે છે અને અભ્યાસ પરત્વે અરુચિ સેવે છે.

ઘરમાં કે શાળામાં એકધારી શિસ્ત નથી હોતી ત્યારે પણ બાળક ઘણું મૂંઝાય છે. પરિણામે તે ઉદાસીનતા સેવે છે અને એકાંતપ્રિય બને છે અથવા ભયગ્રસ્ત વાતાવરણમાંથી છૂટકારો શોધવા બહિર્મુખ વૃત્તિવાળો બને છે.

## હાંસીનો ભય

હાંસીનો ભય બાળકોમાં સૌથી વધુ તીવ્ર હોય છે. હાંસીપાત્ર બન્યા પછી તેના ઘા ઊંડું મૂળ ઘાલે છે અને ઘણીયે વાર બાળક સ્વલ્પતાનુભવનો ભોગ બને છે. આ પ્રસંગ પછી તેનામાં મંદતા, જિદ્દ, પરપીડનવૃત્તિ, વિક્ષોભ ( Trauma ) વગેરે માનસશાસ્ત્રીય વિકૃતિઓ પ્રવેશે છે. હાંસીનો ભય કેટલીક વાર બાળકને દંભી અને અસત્યભાષી બનાવે છે. એક બાળક તાજેતરમાં જ ઘડિયાળ જોતાં શીખેલો અને પોતાની આ શક્તિ માટે તે ગર્વ લેતો હતો. એક દિવસ પોતાના પાડોશીને ત્યાં તે રમતો હતો. સાંજ પડતી હતી. દરમિયાન ઘેર જવાનો સમય નજીક આવતો હતો. તે વખતે તે ઘડિયાળ સામું જોતો હતો. તેવામાં તેના મિત્રે કહ્યું: "તું ઘડિયાળ સામું જોતો લાગતો નથી. ઘડિયાળ તો અટકી ગયું છે, ખરું ને?" તેને થયું કે આ મિત્ર મારા વિષે શું સમજતો હશે? આથી તે ઘડિયાળ સામું જોતો હતો છતાં કહેવા લાગ્યો: "હું તો પેલાં ફૂલો તરફ જોતો હતો, હું તે વળી ક્યાં ઘડિયાળ સામું જોતો હતો?" આ રીતે તે દંભનો કે જૂઠાણાનો આશ્રય લે છે અને ત્યાર પછી કોઈ પણ પ્રસંગે છટકબારી ( escape ) શોધવા માટે નિત્ય નૂતન અજમાયશો અનુભવમાં મૂકવા પ્રવૃત્ત થાય છે.

આ જ રીતે શબ્દના ખોટા ઉચ્ચારણ વખતે કે સામાજિક ભૂલ અંગે જો બાળક પ્રત્યે હસવામાં આવે તો તેને માર કરતાં પણ વધુ નુકસાન પહોંચે છે. બાળક પ્રત્યે આવા સમયે ઘૂરકવાથી તેના નાડીતંત્રને ઘણો ધોકો પહોંચે છે એટલું જ નહિ પણ સ્વમાનહાનિથી પોતાની શક્તિ વિષે સાશંક બને છે અને પરિણામે તેની જીભ તોતડાય છે, અને તેની ક્રિયાશીલતા શિથિલ બને છે, તેનામાં અસહિષ્ણુતાનાં પગરણ મંડાય છે અને પડકાર ઝીલવામાં કાયરતા કેળવાય છે.

અવારનવાર ઘણાં કુટુંબો પોતાને ત્યાં વિશિષ્ટ મુલાકાતીઓ આવે ત્યારે બાળકને સભ્યતાના પાઠ આપવા માંડે છે કે કેટલીય વાર પોતાના બાળકે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓનું પ્રદર્શન કરવામાં આનંદ માણે છે. આવા પ્રસંગે બાળકને કોઈ નિર્દેશ કરે છે કે " નમસ્કાર કર." " ચાલ, પેલું ગીત તને આવડે છે તે ગા જોઈએ !" " પેલું નૃત્ય કરી બતાવ ને ? " વગેરે વગેરે. શાન્ત જણાતું બાળક કદાચ આ સૂચનોનો અમલ કરે પણ જે તેજસ્વી છે તે ઘણી વાર તે પ્રમાણે અમલ કરવાને બદલે નાસી જવા પ્રયત્ન કરે છે, ખુરશી પાછળ કે બારણા પાછળ સંતાઈ જવા પ્રયત્ન કરે છે. વળી કદાચ પોતાનો રોષ બતાવવા તરત જ કાંઈ ને કાંઈ આડુંઅવળું કરી દેવા પ્રયત્ન કરે છે. આવા પ્રસંગે નાના અને મોટાનો ગજગ્રાહ શરૂ થાય છે. આવા પ્રસંગે સૌની વૃત્તિ એ થાય છે, કે બાળક કેમે કરીને પાછું આવે અને તેમની ઇચ્છા પ્રમાણે વર્તે, તેમની સામાજિક પ્રતિષ્ઠા જાળવે. પરિણામે બાળકને લાલચ આપવાની શરૂ થાય છે, સમજાવટની ભિન્ન ભિન્ન અજમાયશો અજમાવવામાં આવે છે, તેની શક્તિ વિષે શંકા ઊભી કરવામાં આવે છે અથવા તો ધીરજ ખોઈ બેસતાં કેટલાંક અઘટિત વચનો બોલાઈ જાય છે. આનું નુકસાન બાળકને પારાવાર થાય છે.

બાળકને સભ્યતાના પાઠ શીખવવા હોય તો મહેમાન આવતાં પહેલાં જરૂર સમજાવી શકાય. તેનો કાર્યક્રમ બતાવવાની ઇચ્છા હોય તો તેની અનુમતિ પહેલેથી લઈ શકાય. પણ ઓચિંતાં આ પ્રમાણે કરવામાં આવતાં બાળક પોતાનામાં ન હોય તેવો વર્તાવ વ્યક્ત કરે છે કારણ કે પોતે કદાચ ખોટું કરી બેસશે તો હાંસીપાત્ર થશે તેનું મંથન તેના મનમાં ચાલતું જ હોય છે. આવા પ્રસંગે જો મોટેરાં વિશિષ્ટ આગ્રહ રાખે તો બાળકમાં કાયમને માટે ભીરુતા કે અયોગ્ય લજ્જા કેળવાય છે.

## ગતિની ભિન્નતા

આપણી અને બાળકની વિચારની, વર્તનની કે દૈનિક જીવનની ગતિમાં ઘણો ફેર હોય છે. જ્યારે બાળક સાથે વર્તાવ કરવાનો હોય છે ત્યારે આપણે સૌ આ વાત વીસરી જઈએ છીએ. આવા પ્રસંગો – બાળકને તૈયાર કરતી વખતે, બાળકને ભણાવતી વખતે, બાળકની સાથે ફરવા જતી વખતે કે બાળકોના માંહોમાંહેના કજિયા પતાવતી વખતે બને છે. ખરી હકીકત એ છે કે આપણામાં તેમની ગતિએ ચાલવાની ધીરજ હોતી નથી તેથી આપણે દરેક પ્રસંગે બાળકની સ્વાધીનતાની વૃત્તિને જાણ્યેઅજાણ્યે દબાવી દઈએ છીએ. બાળકને બિનજરૂરી મદદ આપી તેના સ્વાભાવિક વિકાસને આપણે રૂંધીએ છીએ અને પરિણામે તેને પરાધીન બનાવીએ છીએ. આ પરાધીનતામાંથી જોહુકમી જન્મે છે. આ જોહુકમી વાસ્તવિક રીતે નિર્બળતાનું જ પરિણામ હોય છે. આથી આપણે આપણી ગતિએ જવાથી બાલમાનસને પૂરતું નહિ સમજતાં બાળકમાં તોફાનીવૃત્તિ, વૈરવૃત્તિ કે અસામાજિક વૃત્તિને ઉત્તેજીએ છીએ. બાળકને નિર્ભય બનાવવા માટે તેની સ્વાધીનતા કેળવાય તેવું વાતાવરણ રચવાની જરૂર છે.

ઘરની કે શાળાની એકધારી શિસ્તની ઊણપને લીધે પણ બાળકોમાં અનેક ભયો ઉત્પન્ન થાય છે. ઘરમાં જો બાળક વણપૂછ્યે ચોકલેટ કે પિપરમીટ ખાઈ જાય તો કહીએ " કંઈ નહિ ". અને જો ટેબલ પર પડેલો રૂપિયો ઉઠાવે તો કહીએ " ચોરી કરી " તો બાળક સાચે જ વિચારમાં પડી જાય છે.

## મોટા થવાનો ભય

જ્યાં માબાપમાં વારંવાર વિસંવાદ ઊભો થતો હોય, નાની કે મોટી બાબતોમાં ક્લેશ, ગ્લાનિ કે ટીકાનું વાતાવરણ રહ્યાં કરતું હોય ત્યાં બાળકને મોટા થવાનો ભય ઉત્પન્ન થાય છે. કિશોરાવસ્થામાં આવેલી એક બાળા પોતાની માતા તરફનો પિતાનો કે અન્ય સગાંઓનો ખૂબ કડક અને અયોગ્ય વર્તાવ જોઈ સુકાવા લાગે છે, તેની સ્મરણશક્તિ ક્ષીણ બને છે, કેટલીય વાર તે પલાયનવૃત્તિ સેવે છે અને જીવનને ક્લેશમય ગણી જીવનનો અંત આણવા પ્રયત્ન કરે છે. આ જ બાળા કેટલાય વખત પછી ઘરમાં પલટાયેલું વાતાવરણ જુએ છે ત્યારે તેની સ્મરણશક્તિ ખીલે છે, ઔષધિ વિના તંદુરસ્તી આવે છે અને ઉત્સાહી બને છે. આ શું બતાવે છે ?

## નિર્ભયતાની ખાતરી

નાનાં બાળકોને કે કિશોરોને પ્રેમ, સહીસલામતી અને વ્યક્તિત્વની ગણનાવાળું વાતાવરણ નવપલ્લવિત કરે છે. વ્યક્તિના વિકાસ માટે નિર્ભય વાતાવરણની ખાસ જરૂર છે.

[ અનુસંધાન પૃ. ૪૧૯ ઉપર

# નામકરણ

રવીન્દ્રનાથ ઠાકુર અનુ. સુરેશ જોષી

આ આનન્દરૂપિણી કન્યાએ એક દિવસ કોણજાણે ક્યાંથી આવી ચઢીને માતાના ખોળામાં બેસીને એની આંખો ખોલી. ત્યારે એને અંગે વસ્ત્ર નહોતું, શરીરમાં બળ નહોતું, હોઠે શબ્દ નહોતો, ને છતાં પૃથ્વી પર પગ મૂકતાંની સાથે જ એક પળમાં સમસ્ત વિશ્વબ્રહ્માણ્ડ પરનો પોતાનો પ્રબળ અધિકાર એણે જાહેર કરી દીધો. એણે કહી દીધું : આ જળ મારું, આ ભૂમિ મારી, આ ચંદ્રસૂરજ ને ગ્રહતારકો પણ મારા. આટલા મોટા ચરાચર જગતમાં આટલી નાનકડી માનવકન્યા હજુ તો હમણાં જ આવી છે, તેમ છતાં એને કશી દ્વિધા કે સંકોચ નથી. આ જગતના પર તો એનો જાણે સદાનો અધિકાર છે, જગત સાથે એનો તો જાણે સદાનો પરિચય છે.

મોટા માણસો પાસેથી સારા સારા પરિચયપત્ર એકઠા કરીને જો લાવી શકીએ તો નવી જગાના રાજપ્રસાદે આદર-અભ્યર્થના પામવાનો માર્ગ નિર્વિઘ્ન બની જાય. આ કન્યા પણ જ્યારે પૃથ્વી પર પ્રથમ આવી ત્યારે એની નાનકડી મૂઠીમાં એક અદૃશ્ય પરિચયપત્ર લઇ ને આવી હતી. જે સૌથી મોટા છે તેમણે જ પોતાના નામની સહીવાળી એક ચિઠ્ઠી એના હાથમાં મૂકી દીધી હતી; એમાં લખ્યું હતું : " આ વ્યક્તિની સાથેનો મારો પરિચય ગાઢ છે; તમે એનો આદરસત્કાર કરશો તો મને આનન્દ થશે."

આમ હોય પછી કોની હિમ્મત છે કે એને આવતાં રોકે! આખી પૃથ્વી તરત જ બોલી ઊઠી : " આવ, આવ, હું તને છાતીસરસી ચાંપીને રાખીશ." દૂરદૂરના આકાશના તારાઓએ મુગ્ધાં હસીને એને સત્કારતાં કહ્યું: "તું અમારામાંની જ એક છે." વસન્તના પુષ્પે કહ્યું : " મેં તારે માટે ફળની તૈયારી કરી રાખી છે." વર્ષાના મેઘે કહ્યું : " તારે માટેના અભિષેકનું જળ મેં નિર્મળ કરી રાખ્યું છે."

આમ જીવનના આરમ્ભથી જ પ્રકૃતિના વિશ્વદરબારનો દરવાજો એને માટે ખૂલી ગયો છે. માબાપના વાત્સલ્યને પણ પ્રકૃતિએ તૈયાર કરી રાખ્યું છે. શિશુના ક્રન્દને પોતાની ઘોષણા કરી કે તરત જ, તે જ ક્ષણે જળસ્થળ આકાશમાંથી માતાપિતાના પ્રાણે પ્રત્યુત્તર દીધો; શિશુને એની રાહ જોવી પડી નહીં.

પણ હજુય એનો એક જન્મ બાકી છે, હવે એને માનવસમાજમાં જન્મ લેવાનો છે. નામકરણનો દિવસ તે જ એ જન્મનો દિવસ. એક દિવસ રૂપનો દેહ ધારણ કરીને આ કન્યા પ્રકૃતિના ક્ષેત્રે આવી હતી, આજે નામનો દેહ ધારણ કરીને આ કન્યા સમાજને ક્ષેત્રે પ્રથમ પગલું માંડે છે. જન્મતાંની સાથે જ પિતામાતાએ આ શિશુનો સ્વીકાર કર્યો હતો, પણ એ જો કેવળ પિતામાતાનું જ હોત તો એને નામની કશી જરૂર ન રહેત, તો એને નિત્ય નવે નવે નામે બોલાવવાથી કોઈનું કશું જાત નહીં. પણ આ કન્યા કાંઈ કેવળ એના પિતામાતાની નથી, એ તો સમસ્ત માનવ-સમાજની છે, સમસ્ત મનુષ્યનાં જ્ઞાન પ્રેમ કર્મનો વિપુલ ભંડાર એને માટે હાજર છે, તેથી જ માનવસમાજ એને એક નામદેહ દઈ ને પોતાની કરી લેવા ઇચ્છે છે.

મનુષ્યનું જે શ્રેષ્ટ ને મંગલ રૂપ છે તે આ નામદેહદ્વારા જ પોતાને સૂચવે છે. આ નામકરણની પાછળ સમસ્ત માનવ-સમાજની એક આશા રહી છે, એક આશીર્વાદ રહ્યો છે :— આ નામ નષ્ટ ના થાઓ, મ્લાન ના થાઓ, આ નામ ધન્ય થાઓ, આ નામ માધુર્ય અને પાવિત્ર્યથી મનુષ્યના હૃદયમાં અમરતા પામી રહો. જ્યારે એનો રૂપનો દેહ એક દિવસ વદાય લે ત્યારેય એનો નામનો દેહ માનવસમાજના મર્મસ્થાને ઉજ્જવળ બનીને વિરાજી રહો.

આપણે બધાંએ મળીને આજે કન્યાનું નામ પાડ્યું છે અમિતા. અમિતા એટલે જેને સીમા નથી તે. આ નામ કાંઈ અર્થ વગરનું નથી. આપણે જ્યાં મનુષ્યની સીમાને

જોઈએ છીએ ત્યાં એની સીમા [illegible] નથી. [illegible] કન્યાને ખબર નથી કે આપણે એને લઈને આટલો આનન્દ કરીએ છીએ, એને ખબર નથી કે બહાર શું થઈ રહ્યું છે, એના પોતાનામાં શું છે તેનીય એને ખબર નથી—આ અપરિસ્ફુટતામાં તો એની સીમા નથી. આ કન્યા એક દિવસ જ્યારે રમણીરૂપે વિકસિત થઈ ઊઠશે ત્યારેય શું એના ચરમને એ પામશે ? ત્યારેય આ કન્યા પોતાને જેટલે અંશે જાણશે તેનાથી વિશેષ શું નહીં હશે ? મનુષ્યની અંદર આ જે એક પ્રકારની અપરિમેયતા રહી છે, જે એની સીમાને સદા અતિક્રમી જાય છે તેમાં જ એનો સૌથી શ્રેષ્ઠ પરિચય શું નથી પ્રાપ્ત થતો ? માણસને જે દિવસે પોતાનામાં આ સાચો પરિચય પ્રાપ્ત થશે તે દિવસે એ ક્ષુદ્રતાની જાળને છેદવાની શક્તિ પામશે, તે દિવસે એ ચિરન્તન મંગલને જ પોતાનું ગણીને વરી લેશે. જે મહાપુરુષોએ મનુષ્યને સાચી રીતે ઓળખ્યો છે તેઓએ તો આપણને મર્ત્ય ગણ્યા નથી, તેઓએ આપણને સમ્બોધીને કહ્યું છે કે તમે તો છો 'अमृतस्य पुत्राः ।'

આપણે અમિતા નામથી એ અમૃતની પુત્રીને જ આપણા સમાજમાં આવકારી છે. એ નામ જ એને એના માનવ-જન્મના મહત્વનું સદાકાળ સ્મરણ કરાવી રહો એવો આપણે એને આશીર્વાદ આપીએ.

આપણા દેશમાં નામકરણની સાથે એક બીજો પણ સંસ્કાર રહેલો છે. એ સંસ્કાર છે અન્નપ્રાશનનો. એ બે સંસ્કારની વચ્ચે ગાઢ સમ્બન્ધ રહ્યો છે. શિશુ જ્યાં સુધી માત્ર માતાના ખોળામાં જ હતું ત્યાં સુધી એનું અન્ન હતું માતૃસ્તન્ય. એ અન્ય કોઈને તૈયાર કરીને આપવું પડતું નહીં—એ કેવળ શિશુને જ માટે, એમાં બીજા કોઈનો ભાગ નહીં. આજે એ નામદેહ ધારણ કરીને મનુષ્યસમાજમાં આવ્યું છે તેથી આજે એના મુખમાં માનવસાધારણને માટેના અન્નનો કણ મૂકવામાં આવ્યો છે. આખીય પૃથ્વીમાં મનુષ્યમાત્રની થાળીમાં જે અન્ન પીરસાઈ રહ્યું છે તેનો જ પ્રથમ અંશ આ કન્યાને આજે પ્રાપ્ત થયો છે. એ અન્ન આખા સમાજે મળીને તૈયાર કર્યું છે—કોઈક દેશના કોઈક ખેડૂતે ટાઢતડકો માથે ઝીલીને ખેતી કરી, કોઈક મજૂરે એ અનાજનો ભાર વહી લાવ્યો, કોઈ વેપારીએ એ અનાજને બજારમાં આણ્યું, બીજા કોઈકે એને ખરીદ્યું, કોઈકે એને [illegible] કન્યાના મુખમાં આવ્યું. આ કન્યા આજે માનવસમાજનું પ્રથમવાર આતિથ્ય ગ્રહણ કરવા આવી છે, તેથી જ સમાજે એના અન્નને કન્યાના મુખમાં મૂકીને એનો અતિથિસત્કાર કર્યો. એ અન્ન એના મુખમાં મૂકવાની પાછળ એક મોટી વસ્તુ રહેલી છે. મનુષ્યે એ ક્રિયા દ્વારા જ જણાવ્યું કે અમારું જે કાંઈ છે તેમાં તારો ભાગ અમે સ્વીકારીએ છીએ. અમારા જ્ઞાનીઓએ જે કાંઈ જાણ્યું છે તે તુંય જાણશે, અમારા મહાપુરુષોએ જે તપસ્યા કરી છે તેનું ફળ તું પણ પામશે, અમારા વીરોએ પ્રાણ દીધા છે તેથી તારું જીવન પણ પૂર્ણ થઈ ઊઠશે, અમારા કર્મીઓએ જે માર્ગ રચ્યો છે તેનાથી તારી જીવનયાત્રા પણ નિર્વિઘ્ન બની રહેશે. આ શિશુએ કશુંય જાણ્યા વિના આજે એક મોટો અધિકાર પ્રાપ્ત કર્યો છે—આજનો આ શુભદિન એના સમસ્ત જીવનમાં સદા સાર્થક થઈ રહો.

મનુષ્યનું જન્મક્ષેત્ર માત્ર એક જ નથી એ આજે આપણને સમજાય છે. એ કેવળ પ્રકૃતિનું ક્ષેત્ર નથી, એ મંગલનું ક્ષેત્ર પણ છે. એ કેવળ જીવલોક નથી, એ સ્નેહલોક છે, આનન્દલોક છે. પ્રકૃતિનું ક્ષેત્ર આંખે જોઈ શકીએ છીએ, એનાં જલસ્થલ, ફળફૂલ બધું જ પ્રત્યક્ષ છે—છતાં એ જ મનુષ્યને માટે સૌથી સાચો આશ્રય નથી. જે જ્ઞાન, જે પ્રેમ, જે કલ્યાણ અદૃશ્ય રહીને પોતાની વિપુલ સૃષ્ટિને વિસ્તારી રહે છે તે જ્ઞાન, પ્રેમ અને કલ્યાણનું ચિન્મય આનન્દમય જગત જ મનુષ્યનું સાચું જગત છે. એ જગતમાં જ મનુષ્ય સાચો જન્મ પામે છે તેથી જ એ એક આશ્ચર્યપૂર્ણ સત્તાને પોતાના પિતા તરીકે અનુભવે છે; એ સત્તા અનિર્વચનીય છે. મનુષ્ય એવા એક સત્યને પરમ સત્ય ગણે છે જેનો વિચાર કરતાં મન પાછું પડે છે. તેથી જ આ શિશુના જન્મદિને મનુષ્ય જલસ્થલ અગ્નિવાયુ પ્રત્યે કૃતજ્ઞતા પ્રકટ કરતો નથી, જલસ્થલ અગ્નિવાયુના અન્તરમાં શક્તિરૂપે જે અદૃશ્ય રહીને વિરાજે છે તેને એ પ્રણામ કરે છે. તેથી જ આજે આ શિશુના નામકરણના દિવસે, મનુષ્ય માનવસમાજને અર્ઘ્ય અર્પીને એની પૂજા કરતો નથી, પણ જે માનવસમાજના અન્તરમાં પ્રીતિરૂપે કલ્યાણરૂપે અધિષ્ઠિત થઈને રહ્યા છે તેના જ આશીર્વાદને પ્રાર્થે છે. મનુષ્યની આ ઉપલબ્ધિ ને આ પૂજા, મનુષ્યનો અધ્યાત્મલોકમાં થતો આ જન્મ ને મનુષ્યનું આ દૃશ્ય જગતની પાછળ રહેલું અદૃશ્ય નિકેતન ખરે

[ અનુસંધાન પૃ. ૪૧૯ ઉપર]

# આપણો હાસ્યરસ

ભાઈલાલ પ્ર. કોઠારી

[ ગયા અંકથી પૂરું. ]

**આ** સઘળા લેખકોનાં બધાં જ પ્રકાશનો મેળવી વાંચવાનું મારે માટે અશક્ય બનેલું હોઈ અહીં તેમના હાસ્યરસનાં વલણોની જ ચર્ચા કરી સંતોષ માનવો પડે છે.

આ લેખકોનાં લખાણો જોઈ ગુણવત્તાની દૃષ્ટિએ તેમનું વિભાગીકરણ કરીએ તો ઉચ્ચ કે સૂક્ષ્મ હાસ્યરસમાં રાચતા લેખકોને આપણે પ્રથમવર્ગમાં મૂકવા પડશે. એ વર્ગમાં શ્રી ગગનવિહારી મહેતા, જ્યોતીન્દ્ર દવે, ધનસુખલાલ મહેતા, મુનિકુમાર ભટ્ટ, જયંતકુમાર ભટ્ટ અને ચંદ્રવદન મહેતાનું સ્થાન આવી શકે. એ જ વિભાગમાં સમર્થ હાસ્યકારો જેઓ છે પરંતુ જેમણે કેવળ હાસ્યરસને જ પોતાની પ્રવૃત્તિનો પ્રદેશ ન માનતાં બીજા રસો વિષે સવિશેષ પ્રવૃત્તિ કરી છે એવા લેખકોમાં સમર્થ હાસ્યકાર રામનારાયણ પાઠકને પણ આપણે સમાવી લેવા પડે. એ પછીના વિભાગમાં શ્રી જાગીરદાર, મસ્ત ફકીર, કિશોર વકીલ, ઓલિયા જોષી, એકાર, જદુરાય ખંધાડિયા, નારદ, મલયાનિલ, રાયચુરા અને થોડા વખતથી પ્રસિદ્ધિમાં આવેલા હરિપ્રસાદ વ્યાસ તથા દેવકૃષ્ણ પીતાંબર જોષીનો સમાવેશ થાય છે. આટલું વર્ગીકરણ કર્યા પછી પણ કોઈકને અજાણ્યે અન્યાય થઈ જવાનો ભય તો છે જ.

ધનસુખલાલ અને જ્યોતીન્દ્રને આપણે ' અમે બધાં '-ના દૃષ્ટિબિંદુથી તપાસી બંનેનં સરખાપણું ભલે આપીએ ત્યાંય જ્યારે આપણે તેમનાં લખાણોને સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસીએ ત્યારે સમજાય છે કે બંનેની વિષયપસંગીમાં, પ્રસંગોના આલેખનમાં, વસ્તુવિકાસમાં, ભાષાશૈલીમાં, કલાવિધાનમાં તેમ જ જીવનદૃષ્ટિમાં પણ ઘણો મોટો તફાવત છે.

સૌથી પ્રથમ તો ધનસુખલાલના લેખો મોટે ભાગે ટૂંકી વાર્તાઓ છે. જ્યોતીન્દ્રને આ પ્રકારમાં એટલી ફાવટ આવતી નથી. એ તો સ્ટીફન લિકોકની ઢબે ગમે તે કોઈ વિષય ઉપર અર્ધગંભીર, બિનજવાબદાર રીતે ચર્ચા કરી વાચકના ચિત્તમાં ઘડીભર ' આ તે વસ્તુની અગંભીર ચર્ચા છે કે ગંભીર ? ' એવી મૂંઝવણ ઊભી કરી બીજી જ પળે તે ખડખડાટ હસી પડે એ પ્રકારની પરિસ્થિતિ જન્માવે છે. ' એમનું હાસ્ય મુખ્ય તો તર્કપ્રધાન અને બુદ્ધિનિષ્ઠ છે. એમની દેખાતી અવળી તર્કપરંપરા પાછળ સૂક્ષ્મ અવલોકન ને ગંભીર ચિંતન રહેલાં છે. એનું ભાન વાચકને થાય છે ને આ તો વિદ્વાનનો ક્રીડાવિહાર છે, ચિંતકનો કલ્પનાવિલાસ છે, વિચારકની વિનોદલીલા છે અને તેથી તેમાં વિહાર ને વિલાસ ને વિનોદની સાથે સાથે ભાર ન જણાય એવી સૂક્ષ્મ રીતે વિદ્વત્તા, ચિંતન અને વિચાર ભળેલાં છે એવો અનુભવ એને થાય છે. ' * આ એમનું પોતાનું કરેલું વિધાન જેટલું ' સ્વૈરવિહારી ' રામનારાયણ માટે સાચું છે એટલુ જ એમને પોતાને માટે સાચું છે, એમની હાસ્ય ઉપજાવવાની રીત અનોખી અને અનનુકરણીય છે. સ્વૈરવિહારીની જેમ એ પણ ઊંધાં ચશ્માંમાંથી દુનિયા જુએ છે અને માનવસ્વભાવની વિસંગતતાઓથી માંડીને પરિસ્થિતિની વિલક્ષણતાઓને અને માનવીની ખાસિયતોને પોતાની અર્ધગંભીર શૈલીમાં રજૂ કરી વાચકને પણ ચિંતનને અંતે જ હાસ્યરસ પ્રાપ્ત થાય એવી પરિસ્થિતિ જન્માવે છે. વર્તમાન ગુજરાતના એ પ્રથમ કક્ષાના હાસ્યકાર સહેલાઈથી સર્વભોગ્ય બને એ સંભવિત નથી. એમનો હાસ્યરસ સામા પક્ષે થોડી યોગ્યતાની અપેક્ષા રાખે જ છે.

પરંતુ જ્યોતીન્દ્ર હમેશાં સૂક્ષ્મમાં જ રાચે છે અને સ્થૂલમાં ઊતરતા જ નથી એવું નથી. ' મારી નોંધપોથી '-માંના કેટલાય પ્રસંગો એવા છે જેમાંનો હાસ્યરસ કેવળ સ્થૂલ અને ક્યારેક અસ્વાભાવિક પણ લાગે છે. ' સદ્ગત યુધિષ્ઠિર ' કે ' રા. રા. પરમેશ્વર ' લખવાથી હાસ્યરસ તો

* જુઓ ' સાહિત્યપરામર્શ 'માં એમનો ' હાસ્યરસનો વિકાસ ' એ લેખ.

જન્મતો નથી પરંતુ અશિષ્ટતા જન્મે છે.

જ્યોતીન્દ્ર અને રમણભાઈમાં એક મોટો તફાવત છે. સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી કહે છે તેમ રમણભાઈમાં પરિહાસ કરતાં ઉપહાસ વધારે છે, જ્યારે જ્યોતીન્દ્રમાં ઉપહાસ કરતાં પરિહાસ વધારે છે.

"જીવનની કોઈ સુચિંતિત ફિલસૂફી હાસ્યકારમાં હોય તદનુસાર અંતઃકરણનો અવાજ સાંભળી તે વિનોદપ્રવૃત્તિ આદરે ને જે નિષ્પન્ન થાય તે પરિહાસ; અને એ અવાજ સંભળાય છે કે નહિ તેની પરવા કર્યા વગર કેવળ હાસ્ય-નિષ્પત્તિ માટે જ મથતો હોય તેનું જે પરિણામ આવે, તે બીજું ગમે તે હોય પણ પરિહાસ નહિ."

એમની દૃષ્ટિ ચિંતનમાં સવિશેષ રાચતી હોવાથી એમની કલા એકમાર્ગી બની ગઈ છે અને વિષયવૈવિધ્ય સાચવી શકી નથી. એમનો હાસ્યરસ એક ફિલસૂફનો કે સાહિત્ય-વિવેચકનો હાસ્યરસ બની ગયો છે. સ્ત્રીપાત્રોવિષયક વિનોદ એમનો ઘણો ઓછો છે.

એ છતાં પણ 'પ્રલયકાળનો દિવસ', 'ખોટી એ આની', 'કાંઈક કરી બતાવવાની વૃત્તિ', 'મૂર્ખાઓનો વિષય', 'વહેમની વ્યાપકતા' જેવા સમર્થ લેખો દ્વારા આપણા અત્યારના બૌદ્ધિક જીવનના હાસ્યકારોમાં એમનું સ્થાન હજી પહેલું જ રહ્યું છે અને લાંબા કાળ સુધી રહેશે.

ધનસુખલાલનો હાસ્યરસ જુદા જ પ્રકારનો છે. એમની વાર્તાઓ, લેખો મર્મવિનોદી અને હાસ્યપૂર્ણ હોવા છતાં એ બધાની પાછળ કરુણરસની છાયા હોય છે. જ્યોતીન્દ્રનો અમિશ્રિત હાસ્યરસ અહીં નથી. 'ભૂતના ભડકા'માં હાસ્યરસની મૂર્તિસમા જગુભાઈના હૃદયના પડદા પાછળ વેદનાની કરુણા છે. જ્યોતીન્દ્ર સંસારજીવનને સ્પર્શતા જ નથી જ્યારે ધનસુખલાલ તેનું ઊંડું નિરીક્ષણ કરે છે. સ્ત્રીહૃદયના વિવિધ ભાવોનું આપણને એ યથાર્થ દર્શન કરાવે છે. 'સંસારની ઉપાધિ', 'પ્રેમનાં પ્રાયશ્ચિત્ત', 'વહુરાણી' એ બધામાં આલેખાયલું સ્ત્રીત્વ ધનસુખલાલ માટે આદર ઉત્પન્ન કરે તેવું છે.

'અમે બધાં'ના જ્યોતિષ અને ભૂતવિદ્યામાં માનનારા વડોદરાવાળા રાજારામ જોષી, છાપરિયાશેરીવાળા જોષીમાં અડગ વિશ્વાસ રાખતા સેવકલાલજી, રેલવેની નોકરીમાં [illegible] અને પિટરસન સાહેબનાં વખાણ કરતાં થાકતા નહિ એવા નરહરકાકા, કદી ન ભુલાય એવા દલસુખરામદાદા, તથા વૃદ્ધ નહિ છતાં બધાંના વડીલ ઝનુભાઈ અને સ્ત્રીવર્ગમાં વેણીગવરી અને પ્રેમકોર, નિર્મળા અને તનમન તથા ગુલાબડોસીનાં ચિત્રો આટલાં સુરેખ બન્યાં છે તેનું માન ઘણે અંશે સંસારજીવનમાંથી પાત્રો વણતા ધનસુખલાલને જાય છે; અને આમ બંનેના સહકારથી રચાયલું જીવનના હાસ્ય અને કરુણ પ્રસંગોનું આલેખન કરતું હાસ્યરસનું એ પુસ્તક 'ભદ્રંભદ્ર' પછીના કાળમાં સાચે જ ગણનાપાત્ર બની રહે છે.

એમના 'વિનોદવિહાર'માંની વાર્તાઓ પણ હાસ્ય-કરુણની વાર્તાઓ છે.

ગગનવિહારી મહેતાનાં 'આકાશનાં પુષ્પો'ની સમીક્ષા કરતાં તેમના જ સમકક્ષ જ્યોતીન્દ્ર કહે છે તેમ એમનો હાસ્યરસ ખડખડાટ હસાવે એવો નથી પણ સ્મિત પ્રેરે એવો છે. કોઈ આકસ્મિક પ્રસંગ, વિચિત્ર અને વિરલ ખાસિયતવાળાં પાત્ર કે કોઈક પ્રકારનાં અયુક્તિભર્યાં વૈષમ્યમાંથી એ હાસ્યરસની નિષ્પત્તિ કરતા નથી, પરંતુ માનવસ્વભાવમાં રહેલી અસંગતતા ને નિર્બળતામાંથી એ હાસ્યપ્રદ તત્ત્વ શોધી કાઢે છે. તેમનો હાસ્યરસ ગ્રામ્યતા કે અનાગરિકતાથી મુક્ત છે. 'વહેલા ઊઠવા વિષે', 'કહેવતોમાં સુધારો', 'એક અપૂર્વ નવલિકા' અને 'પરદેશગમનનાં દરદો' જેવા લેખોથી એમણે સૂક્ષ્મ હાસ્યરસના પ્રથમ પંક્તિના લેખક તરીકે સ્થાન મેળવ્યું છે.

મુનિકુમાર અને જયંતકુમાર પણ ઉચ્ચતર હાસ્યરસના લેખકો હોવા છતાં તેમનાં લખાણોનો કોઈ સંગ્રહ હજી બહાર પડ્યો નથી. તેમના ઘણાખરા લેખો 'કૌમુદી' તથા 'માનસી'ના અંકોમાં જ રહ્યા છે જે જોવાથી જિજ્ઞાસુઓને તેમનો કાંઈક પરિચય થશે.

'આગગાડી', 'પ્રેમનું મોતી અને બીજાં નાટકો', 'અખો, વરવહુ અને બીજાં નાટકો' વગેરેથી જાણીતા થયેલા શ્રી ચંદ્રવદન મહેતાએ પણ હાસ્યરસમાં પોતાનો ફાળો આપ્યો છે જે 'દેડકાની પાંચશેરી', 'નાગા બાવા', 'મૂગી સ્ત્રી' અને 'આગગાડી' તથા 'નર્મદ'માંના કેટલાક પ્રસંગો પરથી સ્પષ્ટ થાય છે.

રામનારાયણ પાઠકના સ્વભાવમાં નર્મ અને મર્મ

જે વલણો છે તે એમને ઉચ્ચતર કક્ષાના હાસ્યકાર તરીકે ગણાવવા પૂરતાં છે. 'જક્ષણી' નામની વાર્તામાંનો વિનોદરસ, 'મેહફિલે ફેસાને ગુયાન'નો મર્માળો હાસ્યરસ, અને 'સ્વૈરવિહાર'માંના 'હિંદુઓનું ખાસ સાયન્સ', 'કઈ ક્રિયામાં માણસ સૌથી વધુ બેવકૂફ દેખાય છે' અને 'ખરાબ કરવાની કળા' જેવા લેખોમાં વ્યક્ત થતો તેમનો અનોખો અને સચોટ કટાક્ષ, 'બારડોલી સરકાર' જેવા લેખો પાછળની મશ્કરી અને 'જેલવિહાર' જેવા લેખોમાં રહેલો ઉપહાસ લેખકને અનોખા હાસ્યકારનું સ્થાન અપાવે છે. જ્યોતીન્દ્રની જેમ એમનો હાસ્યરસ આત્મલક્ષી જ નથી રહ્યો. એમણે જીવન તરફ વિવેચકની સૂક્ષ્મ દૃષ્ટિ રાખી છે. પરિણામે તેઓ આપણી અસંગતિઓનું વૈવિધ્ય પણ સૂક્ષ્મ રીતે આપણી આગળ ધરે છે.

હાસ્યરસના પ્રકારોમાં પ્રતિકાવ્ય ( Parody )નો પ્રકાર પણ એમણે સવિશેષ ખીલવ્યો છે. 'છેલ્લું દર્શન' જેવું કાવ્ય લખનાર પ્રિયતમ, 'સિંધુનું આમંત્રણ'નો સંદેશ સમસ્ત પ્રજાને આપતા કવિ અને 'આતમરામ'ને જગાડતા એ ભક્તહૃદયનું એક જુદું જ દર્શન આપણને 'નટવરલાલજીનો મરશો', 'એક રાજપૂત ટેકના મધ્યકાલીન કિસ્સાના દૂહા' અને 'કોઈ કહેશો' જેવાં સફળ પ્રતિકાવ્યોના નર્મમાં તેમ જ 'એક નવીન કાવ્ય અને તેનું શરતી અર્પણ'માંના 'પક્કાઈરસ'માં થાય છે.

પ્રતિકાવ્યકારોમાં બીજાં કેટલાંક નામોનો નિર્દેશ પણ અહીં જ કરી લઈએ.

'મોટાલાલ'નું 'પ્રભાતનો તપસ્વી', ધનસુખલાલનું 'અંધકારનું દર્શન અને અદર્શન', મુનિકુમારનું 'ગધેડિયા ખેતર', રામુ ઠક્કરનું 'આવતી કાલનાં લોકગીત' અને 'રતિપતિ કામ હૃદયમાં રહેજો રે' તથા 'કટાક્ષકાવ્યો'ના લેખક દેવકૃષ્ણ પીતાંબર જોષીની કાવ્યસામગ્રીનાં કેટલાંક કાવ્યો આપણા હાસ્યરસસાહિત્યમાં નોંધપાત્ર બન્યાં છે.

અહીં આ વર્ગમાં મૂકવાના રહી જતા 'નાજુક સવારી'ના લેખક વિજયરાય વૈદ્ય, 'કેતકીનાં પુષ્પો'ના લેખક નવલરામ ત્રિવેદી અને 'પાદગોષ્ઠી'કાર ધૂમકેતુને ન ભૂલીએ. 'નાજુક સવારી'માં એ ગંભીર લેખકની અગંભીર વૃત્તિનાં દર્શન થાય છે પણ નવલરામની જેમ એમને પણ એમાં ફાવટ આવી લાગતી નથી. કટાક્ષ મર્યાદા છોડી ક્યારેક કટુતામાં પ્રવેશે છે ત્યારે એ તેનું ધાર્યું નિશાન ચૂકી જાય છે એ એનું મોટું ભયસ્થાન છે. ધૂમકેતુ વધારે કટાક્ષ તરફ જ વળ્યા છે.

'ઊંધિયું', 'મારાં ફઈબા કાકી', અને 'બોડકું માથું' વગેરે લેખોથી છેક હાજી મહમ્મદ અલારખિયાના જમાનાથી સ્થૂલ હાસ્યરસના એક આશાસ્પદ લેખક તરીકે ગુજરાતમાં જેમણે નામના મેળવી હતી એવા સ્વ. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદારને કેવળ ગુજરાત જ નહિ પણ હિંદી-સાહિત્યજનતા પણ ઓળખે છે. 'ફઈબા કાકી'નું હિંદીમાં પણ ભાષાંતર થયું છે. એમનાં બીજાં પુસ્તકો છે 'સબરસિયું', 'હાસ્યરસિકા' અને 'હાસ્યભંડાર'. એમના હાસ્યરસ સાથે સંકળાયલી એમની પ્રેમકથા પણ જાણવા જેવી છે. 'ફઈબા કાકી'ના પ્રકાશનથી આકર્ષાઈ સૌ. સાવિત્રીબહેન તેમને પરણ્યાં. એટલું જ નહિ પણ એ જાતે હસતાં અને બીજાને હસાવતાં દંપતી મૃત્યુમાં પણ સાથે જ રહ્યાં. પતિના મૃત્યુ બાદ સાવિત્રીબહેન પણ ટૂંક સમયમાં મૃત્યુ પામ્યાં.

હાસ્યરસનું એમનું આલેખન જેટલું વાસ્તવદર્શી છે એટલું જ નૈસર્ગિક છે, અને એટલે જ પરિસ્થિતિનો હાસ્યરસ હોવા છતાંય તેમાં કૃત્રિમતા કે અવળચંડાઈ પ્રવેશવા પામ્યાં નથી. એમનાં 'ઈદનાં ભજિયાં', 'આઠ દિવસમાં તો...યાને જેનાં કામ તે જે કરે'માં થતા સ્ત્રીઓની ગેરહાજરીમાં પુરુષોના ઢેડફજેતાના પ્રસંગો તથા બીજા ઘણા લેખો સ્થૂળ હાસ્યરસથી ભરપૂર છે. સાથે એટલું પણ નોંધવું જોઈએ કે 'ફોઈબાની કાણે' જેવા મહાભારતના પ્રસંગોને ઠઠ્ઠામશ્કરીમાં યોજવાથી અશિષ્ટતા પણ પ્રવેશી છે.

'કૌમુદી' ત્રૈમાસિકમાં 'યુનિવર્સિટી રિફૉર્મ'ના લેખ દ્વારા હાસ્યરસિક લેખકોમાં જાણીતા બનેલા 'કિશોર વકીલે' (બંસીલાલ વકીલે) 'વિનોદવાટિકા' દ્વારા હાસ્યરસની સુંદર સામગ્રી પીરસી છે. 'સુશીલાનો સંગાથ', 'ઉઘાડું માથું', 'બહેનની વર્ષગાંઠ', 'બંસરી', વગેરેમાં આલેખાયલી હાસ્યરસની સામગ્રી સાચે જ આનંદપ્રદ છે. વકીલાતના અને હવે ન્યાયાધીશ તરીકેના વ્યવસાયમાં ગળાબૂડ ડૂબેલા આ હાસ્યકારને પણ ગગનવિહારીની જેમ આપણા સાહિત્યજગતે લગભગ ગુમાવ્યા છે કારણ એ બંને લેખકો હાલ તો લખતા બંધ થયા છે.

જાગીરદાર અને કિશોર વકીલની હરોળમાં જ વર્ષો સુધી સ્થાન પામવાને સંપૂર્ણ અધિકારી એવા હરિપ્રસાદ ગૌ. ભટ્ટ આજે વર્ષોથી 'મસ્તફકીર'ના કલમનામે લખતા આવ્યા છે. એમની અવલોકનશક્તિ તીવ્ર છે, કલ્પના વેગવતી છે, વિચિત્રતા અને અત્યુક્તિભર્યાં વાસ્તવિક જીવનનાં ચિત્રો સર્જવાની શક્તિ પણ છે છતાં ધનસુખલાલ કે રમણભાઈ જેવી સહજ, ભાવવાહી પ્રસંગોચિત સંસ્કારી શૈલીના અભાવે એ પૂરતા સફળ બની શક્યા નથી. જનસમુદાયની ક્ષુલ્લક હાસ્યવૃત્તિ સંતોષવા ખાતર તે ઘણી વાર પોતાની ઉચ્ચ ભૂમિકા છોડી નીચે આવી જાય છે. હસવું અને હસાવવું એ એમના જીવનનો મુદ્રાલેખ છે પરંતુ તેની સામે આ પતનનું ભયસ્થાન પણ છે જ. 'વીસમી સદી'માં "મારા કાકાનો કાકાકૌવો", 'બોડકું માથું' અને 'સૌભાગ્યસુંદરી' જેવા હાસ્યના ગણનાપાત્ર લેખોના લેખક એ કક્ષા એમનાં પાછળનાં પ્રકાશનોમાં જાળવી શક્યા નથી.

ઓલિયા જોશીની કલમમાં સ્થૂલ હાસ્યરસ ઉત્પન્ન કરવાનું બળ છે પણ તેમાં ક્યારેક અતિશયોક્તિ અને કૃત્રિમતા આવી જાય છે. ક્યારેક અસંભવિતતાની સીમાઓ ઓળંગી લેખક અશક્યતાના પ્રદેશમાં ઊતરી પડે છે જ્યાં કાર્યકારણનો યોગ્ય સંબંધ નથી હોતો, સંયમ કે સીમા નથી હોતાં કે તાર્કિક સંબદ્ધતા કે કાલ્પનિક શક્યતા નથી હોતી. આથી જ 'બુદ્ધુનું બજાર', 'હાસ્યદર્શન' અને 'આનંદબત્રીસી' જેવાં પુસ્તકો દ્વારા હાસ્યકાર તરીકે જાણીતા થયેલા જદુરાય ખંધડિયાનું સ્થાન પણ ઓલિયા જોષીની કક્ષાનું બની રહે છે. બંને લેખકોની પ્રસંગોની પકડ અને નિરૂપણપદ્ધતિ લગભગ સરખી છે. જદુરાયના હાસ્યરસની પ્રયત્નસાધ્યતાની પ્રતીતિ એમના 'માઉન્ટ એવરેસ્ટની ચઢાઈ'થી થાય છે.

'શ્રી દાલચીવડાની દશ વાર્તાઓ' દ્વારા હાસ્યરસના ક્ષેત્રમાં પ્રવેશતા સ્વ. રાયચુરા કેવળ હાસ્યરસનું જ આલંબન લઈને બેસી રહ્યા નથી. એમનો સાહિત્યવિહાર અંતર્લક્ષી રહ્યો છે. એમનો હાસ્યરસ પણ પ્રસંગલક્ષી હોવા છતાં એમાંનું કાઠિયાવાડી વાતાવરણ અને કટાક્ષમય આલેખન એમના હાસ્યરસને આકર્ષક બનાવે છે.

'અક્કલના ઇજારદાર', 'હું રાજા હોઉં તો', 'સનમની શોધમાં', 'અક્કલના ખાં' વગેરે દ્વારા ચારે પાસ સ્ફુટ હાસ્યની છોળો ઉછાળતા 'બેકાર'ના હાસ્યમાં હળવો કટાક્ષ, ક્યારેક મર્મ અને ક્યારેક નર્મ જોવામાં આવે છે. પોતે મુસ્લિમ લેખક છે. એમના લેખોમાં કેટલુંક એવું વૈવિધ્ય જોવા મળે છે જે અત્યાર સુધીનાં લખાણોમાં નવી ભાત પાડે છે. 'અક્કલના ખાં' જેવો એક જ લેખ વાંચવાથી બેકારના હાસ્યરસનું અનોખાપણું સમજાઈ જાય છે. છતાંય કૃત્રિમતાના અને પ્રયત્નસાધ્યતાના દોષમાંથી તેઓ પણ મુક્ત નથી.

'અગ્નિકુમાર'ના નામે લખતા સંઘવીએ અત્યાર સુધીમાં હાસ્યરસનાં ત્રણ-ચાર પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. તેમાંનું 'હાસ્યનૈવેદ્ય' જોતાં એ પુસ્તક હાસ્યરસ કેવો ન હોવો જોઈએ તેના ઉદાહરણ જેવું લાગ્યું છે.

અંતમાં એક જ આશાસ્પદ હાસ્યકારનો પરિચય કરાવવાનો રહે છે. 'બકોર પટેલ'ના વીસ ભાગોથી માત્ર બાળકોને જ નહિ પણ યુવાનો અને વૃદ્ધોને પણ ખડખડાટ હસાવતા હરિપ્રસાદ વ્યાસ આજથી પાંચ વર્ષ પર સાહિત્ય જગતને જેટલા અજાણ્યા હતા એટલા હવે આજે નથી. એમનું 'હાસ્યકલ્લોલ' પણ હવે તો પાંચ-છ વર્ષ જેટલું જૂનું થયું છે. એમાંનો હાસ્યરસ કેવળ નીરોગી જ નહિ પણ નૈસર્ગિક છે. 'કામરૂદેશની સફરે', 'નંદિવ્રત' અને 'કુતૂહલ' જેવા લેખો આપણા હાસ્યસાહિત્યસામગ્રીની વિવિધતામાં ઉપયોગી ઉમેરો છે.

આટલી યાદીમાં મેં જાણ્યેઅજાણ્યે કેટલાય સારા લેખકોને અન્યાય કર્યો હશે એવો ભય રહે છે જ, છતાં પણ વિનોદરસના રસિયા અતિસુખશંકર ત્રિવેદીના હાસ્યરસિક લેખો કે પ્રાણલાલ મુનશીનાં 'વાંઢાનો વરઘોડો' જેવાં પ્રહસનોનો નિર્દેશ કરવાનું ભાગ્યે જ ભૂલી શકાય.

આપણા સાહિત્યમાં ચંદ્રવદનના 'દેડકાની પાંચશેરી'એ જેવો હાસ્યરસનો એક નવી જાતનો દાખલો પૂરો પાડ્યો હતો તેવો જ એક પ્રકાર સાહિત્યિક ઠઠ્ઠાચિત્ર (Literary Caricature)નો આપણે ત્યાં નવો શરૂ થયો છે પણ ખેડાયો છે ઓછો. આ પ્રકારના સાહિત્યના ઉદાહરણાર્થે હું એક જ દાખલો આપી શકું છું. એ ... ચંદ્રવદન મહેતાનું લખેલું 'વજો તાંતરિયો', એ આ પ્રકારનો પ્રયત્ન છે. પ્રથમ દૃષ્ટિએ કોઈ બહારવટિયાના નામ જેવું વંચાતું એ શીર્ષક સાહિત્યના ક્ષેત્રમાં લબ્ધપ્રતિષ્ઠ એવા

'વિજયરાય તંત્રી' માટે વપરાયું છે. જેઓ એ કથા સાથે સંકળાયેલાં મુંબઈ, અમદાવાદ, વડોદરાનાં પાત્રોને ઓળખતા હશે તેઓ આવા ઠઠ્ઠાચિત્રમાંથી નીપજતો હાસ્યરસ માણી શકશે. આપણા અલ્પધન હાસ્યસાહિત્યમાં આ પ્રકાર નવો કોઈ એ ભુલાઈ જાય તે પૂર્વે તેનો ઉલ્લેખ કરવાનું ઉચિત માન્યું છે.

આ લજામણીના છોડ જેવા હાસ્યરસને વિષે હવે એટલું જ કહેવાનું રહે છે કે એના ઉપાસકોએ સોંઘા ન બની જવું જોઈએ. લોકપ્રિયતાના મોહમાં હાસ્યરસના લેખકો પોતાનું હીર ખોઈ નાખે છે અને ઘણી વાર નરી સામાન્યતામાં સરી પડે છે બીજા કોઈ રસમાં લેખક પ્રયત્નસાધ્ય રીતે ખૂબ લખે અને કદાચ અળખામણો થયા વિના તે વંચાય પણ ખરો પરંતુ હાસ્યરસને તો વાચકોની લાગણી કરતાં બુદ્ધિ સાથે જ લેવાદેવા હોઈ સામયિકોના તંત્રીઓના દબાણને વશ થઈ 'ચાલો ત્યારે એક હાસ્યરસિક લેખ લખી નાખીએ' કરીને લેખો લખનારા હાસ્યકારો હાથે કરીને પોતાનો વિનિપાત વહોરી લે છે. અત્યારના આંગળીના વેઢે ગણ્યા શકાય તેવા હાસ્યકારો સિવાય અન્ય સૌની આ જ સ્થિતિ છે. સાચી વાત તો એ છે કે કવિતાની પ્રેરણાની જેમ હાસ્યરસની પણ પ્રેરણા થાય છે જ અને એવો પ્રેરણાજન્ય હાસ્યરસ સ્થૂલ કે સૂક્ષ્મ હોય છતાં સ્વાભાવિકતા જરૂર પ્રાપ્ત કરે છે અને તેથી પોતાની નેમ ચૂકતો નથી.

માનવીને ચાહનાર માનવી માનવીની ભૂલો, મૂર્ખાઈઓ પ્રત્યે રડવા કે રોષ ઠાલવવાનુ છોડી તેમને શુદ્ધ હાસ્યરસના દૃષ્ટિકોણથી અવલોકે છે ત્યારે પોતે તો આનંદે છે જ પણ સાથે બીજાને પણ પોતાની સાથે હસતો કરી એ આનંદના માધ્યમ દ્વારા એને દુ:ખી કર્યા સિવાય સુધરવાની તક પણ આપે છે.

आनन्देन जातानि जीवन्ति। એ તૈત્તિરીય ઉપનિષદનો બોધપાઠ આપણે જીવનમાં ઉતારવો હોય તો પેલા અંગ્રેજ લેખકની જેમ છેવટે એ જ કહેવાનું રહે છે કે હસો અને આખું જગત તમારી સાથે હસવા લાગશે પણ રડશો તો રડનાર તમે એકલા જ હશો.

---

[ અનુસંધાન પૃ. ૪૧૨થી ]

જ્યાં સ્વાધીનતા, નિયમન અને સ્વાતંત્ર્ય સાચા અર્થમાં છે ત્યાં બાળક મુક્ત છે, નિર્ભય છે. બાળકના ઉત્તમ વિકાસ માટે આપણા સૌની ફરજ છે કે આપણે તેને નિર્ભયતાની ખાતરી કરાવવી જોઈએ. નિર્ભયતા પ્રાપ્ત થતાં જીવન-શક્તિપ્રવાહ અધિક વેગથી વહેશે અને બાળકમાં સ્વાવલંબી-પણું, શ્રમનો સાહજિક આનંદ, નિર્ણયાત્મક બુદ્ધિ, વસ્તુનો આપમેળે ઉકેલ, પડકાર ઝીલવાની શક્તિ, આત્મવિશ્વાસ અને વિવેકબુદ્ધિ કેળવાશે.

[ અનુસંધાન પૃ. ૪૧૪થી )

જ અદ્‌ભુત છે. મનુષ્યની ક્ષુધાતૃષ્ણામાં કશું આશ્ચર્ય નથી, મનુષ્ય ધનમાનને માટે પડાપડી કરે છે એમાંય કાંઈ નવાઈ પમાડે એવું નથી, પણ તેનાથી તે મૃત્યુ સુધી જીવનના પર્વે પર્વે મનુષ્ય એ અદૃશ્યને પૂજ્ય કહીને પ્રણામ કરે છે, અનન્તને પોતાનું ગણીને આવકારે છે એ ખરે જ આશ્ચર્યકર છે. આજે આ શિશુનું નામ પાડતી વેળાએ મનુષ્ય બધાં નામરૂપના આધાર અને બધાં નામરૂપથી અતીત રહેલા તત્ત્વને પોતાના ઘરના કાર્યમાં આવી રીતે નિમન્ત્રણ આપી શકયો એથી જ મનુષ્ય સમસ્ત જીવસમાજમાં કૃતાર્થ થયો,—ધન્ય થઈ આ કન્યા, ને ધન્ય થયાં આપણે સહુ.

---

# અર્‌રહમાન

કરીમ મહમદ માસ્તર

[ અર્‌રહમાનની આ સૂરા કુરાનમાં નં. ૫૫ છે. કુરાનની શૈલી અપદ્યાગદ્યની છે. તેમાં આ સૂરા સૌથી વધારે સંગીતમય છે અને હઝરત ( સલા )ની હદીરત શરીફ છે કે આ સૂરા કુરાનના શાહ અલંકારરૂપે છે.

આ કાવ્ય એ સૂરાનો તરજૂમો છે. તેમાંની રહસ્યમય ( mystic ) આયાતોનું સ્પષ્ટીકરણ અલ્લામા યુસુફઅલીની ટીકાને આધારે કરેલું છે.

આ ૭૮ આયાતોની સૂરામાં " ન્યામત ખુદાની..."નો ' તાલ ' ૩૧ વખત આવે છે.

કુરાનની શૈલીનો આછો ખ્યાલ કવિવર નાનાલાલની ડોલન શૈલીમાંથી મળી શકશે. જેમણે કવિવરને પોતાને પોતાનાં એ શૈલીનાં કાવ્યો ગાતા સાંભળ્યા હશે તેમને તેનો અચ્છો ખ્યાલ આવી શકશે.

પહેલા વિભાગમાં સામાન્ય વર્ણન કર્યા પછી, બીજામાં દોઝખનું અને ત્રીજામાં જન્નતનું વર્ણન છે. છેવટે અલ્લાહ પાકની સ્તુતિ કરવા સૂચવ્યું છે.

ઇસ્લામી વિષય અને કુરાનમાંથી ભાષાન્તર હોવાને કારણે કેટલાક ઇસ્લામી શબ્દોનો પ્રયોગ અનિવાર્ય કરવો પડેલો છે.

ક. મ. માસ્તર]

૧

રહમાન યા ! ઇન્સાનને કુરઆન શીખવ્યું તેં જ છે,
પેદા કરી, બુદ્ધિ દઈ, ચાતુર્ય પ્રેર્યું વાણીએ;
શશી, સૂર્ય દ્વય અદ્‌ભુત ગણિતની ચાલથી ફરતા રહે,
તારા, તરુનાં જૂથ સૌ રહમાનને સિજદા કરે.

૨

જો ગોળ ગુંબજ ફલકનો, વચ્ચે તુલાનાં ત્રાજવાં,
તેમાં પ્રવેશે સૂર્ય ત્યારે રાતદી સરખાં થતાં;
એ શીખવે આદમ તમારે મધ્યવર્તી વર્તવું,
ના તોળવું, ના માપવું, ઓછું અધિકું કોઈનું.

૩

તેણે તમારે કાજ જો પૃથ્વી બિછાવી ફર્શ શી,
તેમાં ઊગે વનરાઈ તે ફળફૂલ, દવાઓ આપતી;
ખેતી થકી ગુજરાન પ્રાણીમાત્ર જો કરતા રહો,
ન્યામત ખુદાની કઈ, કહો આદમ ! તમે ઇન્કારશો ?

૪

પેદા કર્યો આદમ ખખડતાં માટલાંની માટીથી,
પેદા કર્યા જિન્નાત જ્વાળા ધૂમ્ર વિણ અગ્નિ થકી;
સાથે વસે તોયે જુદા, શો મેળ સાધ્યો તેમનો !
ન્યામત ખુદાની કઈ, કહો આદમ ! તમે ઇન્કારશો ?

૫

મશરિક અને મગરિબ ઉભય, એ રબ્બ છે બન્ને તણો,
ન્યામત ખુદાની કઈ, કહો આદમ ! તમે ઇન્કારશો ?
સંગમ નદી – દરિયા મહીં, ખારાંમીઠાં પાણી મળે,
તોયે રહે એ ભિન્ન ને મર્યાદ કો ના અવગણે.

૬

મીઠી નદી આ જીવનની મીઠી મઝાની જિંદગી,
મળતી અસીમ ઉદધિ મહીં, અલ્લાહમાં તે ભળી જતી;
નાની નદી સંસારના ખોબા સમાણા જ્ઞાનની,
સાગર ઘૂઘવતો રબ્બના ઊંડા અમાપિત જ્ઞાનનો.

૭

પરવાળ, મોતી થાય છે, મોટી નદી, સાગર મહીં,
પરવાળ છે આ જિંદગી, શોભે છતાં જૂજ કીમતી;
મોતી ચમક ને કીમતે, આવાસ છે જન્નત તણો,
ન્યામત ખુદાની કઈ, કહો આદમ ! તમે ઇન્કારશો ?

૮

વ્હાણો, વિમાનો વિચરે ઘર્પણ વિના, ના ભય કશો,
ન્યામત ખુદાની કઈ, કહો આદમ ! તમે ઇન્કારશો ?
જે કંઈ વસે પૃથ્વીપટે, સૌ નાશ પામે આખરે,
જલ્લોકરમનો રબ્બ જે, તે એકલો બાકી રહે.

ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૯

પૃથ્વી અને આકાશમાં ખલ્કત રચેલી તે બધી—
આધાર રાખે રબ્બ પર, સૌ જરૂરિયાતો સર્વની;
અલ્લાહ ના વિશ્રામ લે, પ્રેરે પ્રગતિ સૌ સૃષ્ટિની,
એની કળાની શાન-શૌકત નિત્ય જો વધતી જતી.
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૧૦

આદમ અને જિન્નાત સૌ ! ઝગડા તમારા બેઉના—
અલ્લાહ પાસે રજૂ થઈ, સત્વર સહુ ફેંસલ થતા;
સારા નઠારા બેઉને, અલ્લાહ બહુ તક આપતો,
લાયક થતાં જન્નત મહીં, તે સ્થાન તમને આપતો.
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૧૧

આદમ અને જિન્નાત ! વા સારા નઠારા માનવો !
અર્દોસમાની હદ વટાવી, જઈ શકો તો જઈ જુઓ;
અલ્લાહની મરજી વિના તમ કોઈ યે ના જઈ શકો,
ન્યામત ખુદાની કઈ, કહો-આદમ ! તમે ઇન્કારશો ?

૧૨

આદમ અને જિન્નાતમાંના સૌ નઠારા શખ્સ હે !
મેં મોકલ્યા છે આગના શોલા તમોને બાળવા,—
ને ધૂમ્રના ગોટા તમોને ઘેરવા, ગૂંગળાવવા;
બચવા ઉભયથી કોઈ પણ સાધન તમારી પાસ ના,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૧૩

જ્યારે ફલક ફાટી જશે, ને રક્તવર્ણું થઈ જશે,—
ભડભડ ભડકતી આગથી, જાણે તપેલું લોહ એ;
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૧૪

ત્યારે નહીં આદમ અને જિન્નાતને કો પૂછશે,—
જે પાપ દુનિયામાં કર્યાં, ખુદ અવયવો તે કહી જશે.

ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૧૫

પાપાત્માના અંગ પર સંજ્ઞા વિવિધ પાપો તણી—
અંકિત થયેલી દેખશો, ને જાણશો શાં પાપની;
અલ્લાહ તો સૌ જાણતો, તોયે અદાલત ગોઠવે,
તેમાં અદલ સૌનો કરે, મુજરિમ દિલે ના શક રહે.

૧૬

જુલ્ફાં અને પગ વતી ખેંચે મલાયક પાપીને,
અલ્લાહ પાસે રજૂ કરે, ઇન્સાફ થાવા તેમને;
દફતર ગુનાનાં તેમનાં, સૌ હાથમાં લઈ વાંચશે
ઇકરાર વિણ ના છૂટકો, ઇન્સાફ ખુદ ખુદનો કરે.
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૧૭

જોશે જહન્નમ પાપીઓ, તાદૃશ થશે કરણી કરી,
ઇન્કારતા પરિણામને, જ્યારે હતા દુનિયા મહીં;
ત્યાં મધ્યમાં, ને ઊકળતા પાણી મહીં, વચ્ચે ફસી,—
ફરતા નિરંતર ચક્રમાં, નીકળી શકે ના વમળથી.

૧૮

ઘૂમરી ફરે સૌ ભ્રમરમાં, વિશ્રામ કો ના પામશે,
સૌ આગથી બળશે ખરા, પણ કોઈ ના સ્વાહા થશે;
ખાવા મળે કડવાં અને કાંટા ભર્યાં ફળ તેમને,
પીવા મળે ગંદુ પરુ, પાણી ઊકળતું તેમને.
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

*    *    *

૧૯

પણ જે રહે ડરતા ખુદા ને અદલના એ દિવસથી,
દેશે ખુદા એ બે બગીચા તેમને બહુ મોજથી;
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૨૦

તેમાં હશે સૌ જાતનાં વૃક્ષો શીતળતા આપતાં,
આનંદ લૂંટો, શ્રમ કર્યો એ પામવા આ જીવનમાં;
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ ! તમે ઇન્કારશો ?

૨૧

એ બે ઝરણુ તેમાં વહે, કલરવ કરંતાં વ્હેણુ એ,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?
બે બે ફળો સૌ જાતનાં નિત્યે ત્યહાં ફળતાં રહે,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

૨૨

મખમલ અને કિનખાબના જરથી ભરેલા ગાલીચા,
ત્યાં બેઠકો માટે હશે, આરામનાં સૌ સાધનો;
વૃક્ષો ફળોના ભારથી, એ બેઠકો પર ઝૂકતાં,
ઊંચો કરો જો હાથ તો તોડી શકો એ ફળ તમો,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

૨૩

ત્યાં પાકદામન હૂરિયો, મુગ્ધા સમી લજ્જાળુ સૌ,
આદમ અગર જિન્નાત કો ના સ્પર્શ પણ કો દી કર્યો;
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

૨૪

કુન્દન મહીં માણેક જડેલી કાન્તિથી એ દીપતી,
પરવાળ સમ તેજસ્વિની ને અંગ નાજુક શોભતી;
ન્યામત ખુદાની કઈ, કહો—
આ મ! તમે ઇન્કારશો ?

૨૫

સૌજન્યનું કંઈ પારિતોષિક વધુ હશે, સૌજન્યથી ?
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

૨૬

ઉપર કહ્યા બે બાગ સહ, બે બાગ બીજા પણ મળે,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?
સિંચન અતિ એ કારણે હરિયાળી નિત્યે વાટિકા,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

૨૭

તેમાં વળી બે બે ઝરણુ વ્હેતાં નિરંતર વેગથી,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?
તેમાં ફળો મીઠાં ખજૂર ને રસ ભરેલાં દાડમો,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

૨૮

ને હૂરિયો સૌંદર્ય ને સૌજન્યની પૂતળી સમી,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?
નીચી નિગાહે ન્યાળતી, સૌ તંબુમાં વિરાજતી;
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

૨૯

આદમ અગર જિન્નાત કો જેને કદી સ્પર્શ્યાં નથી,
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?
લીલા ગલીચા પાથર્યા, સુન્દર સુશોભિત ગાદીઓ;
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો ?

* * *

૩૦

બરકતભર્યું અલ્લાહનું સૌ ઇસ્મ આઝમ વંદતા,
જલ્લોકરમના રબ્બની કરતા રહો સૌ વંદના;
ન્યામત ખુદાની કઈ, કહો—
આદમ! તમે ઇન્કારશો.

---

# "રજનીગન્ધા"

શિવકુમાર જોષી

તે દિવસે રવિવાર હતો. રાત્રે ૮॥ વાગ્યે ન્યૂએમ્પાયરનું 'પિક્ચર' જોઈને હું ને સુશીતલ નીકળ્યા. મુંબઈથી મારી બદલી કલકત્તા ખાતે થઈ તે દિવસોમાં હું આ વિશાળ વિસ્તારવાળા શહેરથી સાવ અજાણ્યો હતો. વળી શરૂઆતના દિવસોમાં મુંબઈની આધુનિક રહેણીકરણી, એના સાફ સુંદર રાજમાર્ગો અને ત્યાંના રહેવાસીઓની શિસ્તબદ્ધતા ખૂબ યાદ આવતાં; એ બધી ગણતરીએ કલકત્તા પાંચ દશકા પાછળ લાગતું, પણ વખત જતાં મને ત્યાં ગોઠવા લાગ્યું.

સુશીતલ પણ 'સ્ટેટ્સ'માં મારી સાથે જ હતો, એક જ વર્ષે અમે બન્ને વિસ્કોન્સીસ યુનિવર્સિટીમાંથી કેમીકલ એન્જીનિયરિંગ પાસ કરીને એક જ અમેરિકન કંપનીની હિંદની શાખાઓમાં સ્ટેટ્સમાંથી જ નિયુક્ત થઈને દેશ પાછા ફર્યાં; ફેર માત્ર એટલો પડ્યો કે મારે એ કંપનીની મુંબઈની સેલ્સઑફિસમાં જોડાવાનું થયું જ્યારે સુશીતલ એ કંપનીની કલકત્તા ખાતેની ફેક્ટરીમાં જોડાયો. એ વર્ષ પછી મારે પણ ફેક્ટરીના કામકાજનો અનુભવ લેવા કલકત્તા આવવું પડ્યું, અમેરિકાના વસવાટ દરમ્યાન જામેલી મૈત્રી અહીં વધુ ગાઢ બની, અમારી વચ્ચે ખૂબ બેસતું આવી ગયું.

મુંબઈની સરખામણીમાં હું ઘણી વાર કલકત્તાને સારી રીતે વગોવતો એ સુશીતલને કઠતું. એ કહેતો: "તમારા મુંબઈના લોકોમાં હૃદય જ ક્યાં છે? ત્યાંની માયા તો ઉપર ઉપરની છે, કલકત્તા તો ખૂબ લાગણીપ્રધાન પ્રજાનું સદા ધબકતું હૈયું છે." આવી બધી એની માન્યતાઓ એ પુરવાર કરવા પણ મથતો. એની જાણપિછાનવાળા સંસ્કારી બંગાળી કુટુંબોમાં એણે મારી ઓળખાણ કરાવવા માંડી, એમની સંસ્કારપ્રવૃત્તિઓમાં મને એણે ભાગ લેતો કર્યો. મુંબઈની આધુનિક સુઘડતા આવી કોઈ કોઈ જગ્યાએ ડોકિયાં કરી જતી પણ એથી વિશેષ–અહીં માર્દવતા હતી, કાંઈ જુદી જ જાતનું માધુર્ય હતું જે મુંબઈના હિસાબી જીવનમાં ભાગ્યે જ નજરે પડતું...અને ધીરે ધીરે મને આ શહેર ગમવા માંડ્યું.

તે દિવસે રવિવાર હતો એટલે સાંજના અમારી ક્લબ બંધ હતી. ઘર તો રીતસર વસાવ્યું જ ન હતું; ક્લબના બે ઓરડા, સારું ભાડું આપીને – બીજો કોઈ સારો બ્લૉક મળે તેટલા વખત પૂરતા, કામચલાઉ રાખી લીધા હતા. સુશીતલ પણ ભૂખ્યો થયો હતો. કેટલાયે દિવસથી કલકત્તાના જીવનની બીજી એક બાજુ બતાવવા એ આતુર હતો એટલે "ગ્રાન્ડ," "ફૂર્પો" કે "કોન્ટીનેન્ટલ" જેવી મોટી હોટેલો પડતી મૂકીને ચલાવતો ચલાવતો મને ચૌરઘીના વિશાળ માર્ગે થઈને પાર્કસ્ટ્રીટમાં તાણી ગયો. આગળ જતાં પાર્કસ્ટ્રીટ અને વેલેસ્લીના ક્રોસિંગ પાસેની એક ગલીને નાકે આવેલા બહારથી સાવ સામાન્ય લાગતા એક રેસ્ટોરાંમાં મને લઈ ગયો. એનું નામ હતું "હોટેલ રેઈન બો".

બહારથી સાવ સામાન્ય લાગતું આ રેસ્ટોરાં અંદર કલાત્મક સાદાઈથી સજાવેલું હતું. બન્ને બાજુની ભીંતો ઉપર ઉપસાવેલી ડાળીઓ અને પાંખડીઓ તથા પાતળી વેલોને આધારે રંગબેરંગી પંખી બેસાડ્યાં હતાં. આછા લીલા રંગની ભીંત ઉપર ઘેરા બદામી રંગની ડાંખળીઓ, તે ઉપર કોઈ કોઈ જગ્યાએ ઘેરા લીલા કે પીળા કે જાંબુડા રંગનાં પાંદડાંના ગુચ્છ; અને ભીંતના નીચેના ભાગ પાસે સાંકડી નીકમાં અદૃશ્ય રહેલા જુદા જુદા આછા રંગના બલ્બથી ભીંતો ઉપર અજબ જાતનું સપ્તરંગી પ્રકાશઆયોજન થયું હતું. સુંવાળી મખમલની ગાદીવાળી અવકાશવાળી ખુરસીઓ બેઠા ઘાટના ગોળ ટેબલોની આજુબાજુ ગોઠવેલી હતી. એવા એક ખૂણાના ટેબલની આજુબાજુ હું અને સુશીતલ ગોઠવાયા. અમે બેઠા હતા તેની તદ્દન સામેના ખૂણે એક નાના તખ્તા ઉપર વિદેશી વાજિંત્રોનો સાજ – ઑરકેસ્ટ્રાની સજાવટ હતી.

'માઈક'ની સામે ઊભો રહીને એક જાણે ખૂબ ... વાયોલિન વગાડી રહ્યો હતો. વિદેશી સંગીતની વિગતોમાં મને સમજ પડતી ન હતી પણ અમેરિકાના મારા વસવાટ દરમ્યાન એ સંગીત કર્ણપ્રિય બનવા માંડયું હતું. ખાસ કરીને તેની ક્લાસિકલ શાખાનું સંગીત મને ખરેખર ખૂબ રુચતું. આજનું વાયોલિન બજાવનાર પણ કોઈ સિદ્ધહસ્ત હશે એમ, એણે આ નાનકડી હોટેલમાં સન્નાટો છાઈ દીધો હતો તે ઉપરથી, તરત કળાતું હતું. અડધી મીંચેલી આંખે હું સંગીત માણવા લાગ્યો.

સુશીતલે ક્યારે વેઈટરને બોલાવી સૂપ કટલેટ્સ વગેરેનો ઑર્ડર આપ્યો તેનો પણ મને ખ્યાલ ન રહ્યો.

"કેમ? કેમ લાગે છે?" એણે જરા મગરૂરીથી પૂછ્યું.

"શું?" હું હજી તંદ્રામાં જ હતો.

"પૂછું છું કે આ જગ્યા કેવી લાગી?"

"હા, હા, સરસ છે વળી; કેમ?"

"તો તો ઠીક. તું તો વળી કહેશે કે અમારી મુંબઈમાં—" પણ મેં એને આગળ ન બોલવા દીધો. "મુંબઈમાં આથી પણ સારી જગ્યાઓ છે પણ શહેરના મધ્યભાગમાં આમ એક ખૂણે બેસીને સાંજનું ભોજન આટલી શાંતિથી માણી શકાય એવું મુંબઈમાં ભાગ્યે બને. ત્યાંની ધમાલથી તો તોબા—". સુશીતલનું મુખ મલકી ઊઠ્યું. આખરે એના કલકત્તા તરફ એણે મને કદરદાનીથી જોતો કર્યો.

ગરમ ગરમ ટૉમેટોસૂપ પીરસાયો, એમાંથી નીકળતી આછી આછી વરાળ, હવામાં રેલાતું સંગીત—વાતાવરણની સ્વપ્નભરી શાંતિમાં ભૂખ એકદમ જાગી ઊઠી. હાથ ખંખેરી મેં નેપકીન ખોળામાં પાથર્યો, નીમક અને કાળાં મરી ભભરાવી પહેલો જ ચમચો ભરીને જ્યાં ઘૂંટડો ઉતારવા જાઉં છું ત્યાં માઈક ઉપર એકદમ ઊંચા સપ્તકે લગભગ ચીસ પાડીને કોઈ અંગ્રેજી ગીત શરૂ થતું સંભળાયું. મારો હાથ થંભી ગયો. ખૂબ દિવ્યસંગીત સાંભળવા મળ્યું તેથી નહિ, પણ વાયોલિને જમાવેલી શાંત હવાની સરખામણીમાં આવું નહિ કલ્પેલું વેગીલું સંગીત શરૂ થયું તેથી. કુદરતી રીતે જ મારી નજર 'સ્ટેજ' તરફ વળી. માઈકની પાસે ૨૦–૨૨ વર્ષની એક યુવતી અદ્દાથી ઊભી હતી. એણે બન્ને હાથ ... ઉપર ટેકો દેતા ... અને એના વહેતા વાળના જથ્થાને કોઈ અજબ છટાથી ઝુલાવ્યે જતી હતી. હડપચી સહેજ ઊંચી રાખીને હસતે મુખે એ ગીત ગાઈ રહી હતી. નહિ બહુ ઊંચી, નહિ નીચી પણ સપ્રમાણ એ કોઈ ઍંગ્લો-ઇન્ડિયન યુવતી હશે એમ લાગ્યું. અમે બેઠા હતા એટલે દૂરથી એ સુંદર છે કે કેમ તે કળવું મુશ્કેલ હતું પણ એટલે દૂરથી પણ એની છટા તરી આવતી જણાતી હતી.

એણે ગીત શરૂ કર્યું અને રેસ્ટોરાંના બીજા ગ્રાહકો જાણે લોહચુંબકથી ખેંચાતા હોય તેમ તેના તરફ ... સમજ્યે વગર સમજ્યે અમુક અમુક અંતરે એના ગીતને એ લોકો હર્ષથી વધાવી લેતા હતા. મેં બહુ વખતે સામે બેઠેલા સુશીતલ સામે જોયું. મારી ચંચળતા જોઈને એ હસ્યો.

"સ્ટેટ્સમાં તેં આ બધું શું નથી જોયું તે તું આમ બાઘાની માફક એ તરફ જોઈ રહ્યો છું? મને લાગે છે તમારા મુંબઈમાં—"

મુંબઈનું નામ સાંભળીને મને ફાળ પડી કે વળી પાછો કાંઈ અજુગતી ટીકા એ કરી બેસશે એટલે તુરત મેં મારા વર્તુણૂંકના બચાવમાં કહ્યું: "પેલું વાયોલિન કેવું સરસ વાગતું હતું! તેને બદલે આ જોને ચીસો પાડે છે! આ કાંઈ ખમાય એવું છે?"

"પણ તું એની ચીસો તરફ શું કામ ધ્યાન આપે છે! કાન બંધ કરીને માત્ર એના સામું જોઈ રહીશ તો કદાચ કંટાળો નહિ આવે." એણે કરેલી મશ્કરી જાણે સમજ્યો ન હોઉં એમ મેં બચાવ આગળ લંબાવ્યો.

"ના, ના એટલું જ નહિ. મને તો આ બીજા લોકોની વર્તણૂંક જોઈને કંટાળો આવે છે. જાણે કોઈ દિવસ કોઈ યુવાન સ્ત્રીને જોઈ જ ન હોય તે રીતે, કેવા વિચિત્ર મુખ ભંગીથી એના તરફ જોઈ રહ્યા છે?– મોઢું પહોળું કરીને જાણે –"

"ઝુઓલૉજીકલ ગાર્ડનમાં કોઈ નવું પ્રાણી જોતા હોય જાણે ખરું?" સુશીતલે ટાપસી પૂરી.

પણ મને સાચેસાચ ચીઢ ચઢી હતી. એ યુવતીએ ઢીંચણથી સહેજ નીચું, કેડ પાસે ખૂબ નાની નાની કરચલી પાડેલું ભભકદાર રંગોના લસરકાવાળું 'સ્કર્ટ' પહેર્યું હતું અને એમાં ઘાટીલા વક્ષસ્થળને વધુ વળાંક આપતું બ્લાઉઝ

નીચ લાલ ટપકાંવાળું અને ખભાથી કાંડા સુધીની પહોળી બાંયવાળું ખુલ્લા ગળાનું સફેદ રેશમી બ્લાઉઝ પહેર્યું હતું. મનમાં ને મનમાં એ યુવતી પ્રત્યે પણ મને ગુસ્સો આવ્યો.— શા માટે આવા હલકા અસંસ્કારી લોકોની વચમાં એ પોતાનું ગળું વહેતું મૂકતી હશે ? આ લોકો શું એનું ગીત સાંભળતા હતા ?

એટલામાં તો ગળે વીંટાળેલો રંગબેરંગી રૂમાલ એણે પોતાના વહેતા વાળના ઝૂલ્ફાની આજુબાજુ અજબ સિફતથી બાંધી દીધો અને ભ્રમરો ચઢાવી ઊંચે છત તરફ નજર કરીને સંગીતનો લય ખૂબ વિલંબિત બનાવી અવાજ ખૂબ નીચે ઉતારી એકધારો ખરજ સપ્તક ઉપર ગાવા માંડ્યો. ખરેખર તે વખતે મને લાગ્યું કે એનું ગળું સારી રીતે કેળવાયેલું છે અને અવાજમાં માધુર્ય પણ છે.

પણ તેથી તો મારી સૂગ વધી. આવા એક સામાન્ય રેસ્ટોરાંમાં આટલી મોડી રાત સુધી લોકોના મનરંજન માટે ! અને તે લોકો એવા કે જેઓ આંખ અને ઓઠના અનેક જાતના વળાંકો યોજી એની કળાની કઢંગી રીતે કદર (?) કરતા ! માત્ર સિનેમામાં પ્રેમપ્રસંગ આવતાં જેવી સિસોટીઓ સંભળાય છે એવી સિસોટીઓ જ મારવાની આ લોકોએ ધારી રાખી હતી. મારું લોહી તપી આવ્યું.

"કેમ રે ? ખાવાનું પૂરું કર ને, ન ભાવ્યું કે શું ?" સુશીતલે પૂછ્યું.

"ના, ના. ખાવાનું તો સરસ છે ...... પણ......મને રુચિ નથી."

"કેમ ? અહીંનું વાતાવરણ ન ગમ્યું, ખરું ? આ પણ કલકત્તા શહેરની રંગભરી દુનિયાનો એક ભાગ છે." એણે હસતાં હસતાં ઉમેર્યું.

"ના ના વાતાવરણ તો સારું જ છે."

"તો પછી આમ કંટાળેલો કેમ લાગે છે ?" એણે ફરીથી પ્રશ્ન કર્યો. મારે જવાબ આપવો જ પડ્યો.

"મને એમ થાય છે કે આવા લોકો વચ્ચે આટલી મોડી રાત સુધી ભટકવા દેવાનું જોખમ એનાં માબાપ શા માટે વહોરતાં હશે ?"

"માબાપ ! હો હો હો." સુશીતલ મોટેથી હસી પડ્યો. મારા મુખ ઉપરનો આશ્ચર્યભાવ કળી જઈ ને એ બોલ્યો:

"તું તો હજી એવો ને એવો રહ્યો. ચાલ હવે ખાવાનું પૂરું કર એટલે અહીંથી ઊઠીએ. તને જરા મેદાનની હવામાં ફેરવીને તારી કલબ ભેગો કરું."

જમવાનું પૂરું કર્યું ત્યાં સુધીમાં પેલા વાયોલિનિસ્ટે કોઈ નવો સૂર આબાદ રીતે છેડ્યો. અમે ઊઠ્યા તો ખરા પણ એની એ સૂરાવલીમાં એણે જાણે મને ફરીથી આમંત્રણ આપ્યું. જાય છે તો ભલે જા, પરદેશી ! પણ ફરીથી અહીં કોઈ કોઈ વાર આવવાનું ભૂલીશ નહિ—એવા ભણકારા કાનમાં વાગતા હતા અને સાડાદસ અગિયારે હું કલબમાં પહોંચ્યો.

થોડા દિવસ પછી જ કોઈ મોટા બૅરિસ્ટરની પુત્રી સાથે સુશીતલનાં ઠીક ઠીક ઠાઠમાઠથી લગ્ન થયાં અને તે દિવસથી નવરાશની વેળાના મારા એકમાત્ર સાથી તરીકેની એની કારકિર્દીનો અંત આવ્યો.

શનિવારની અડધી અને રવિવારની પૂરી રજા મોટે ભાગે મારે એકલા જ ગાળવી પડતી. શનિવારે નિયમ તરીકે મેદાનમાં હું ફૂટબૉલની મૅચ જોવા જવા લાગ્યો, અને રવિવારની સાંજ વિક્ટોરિયા મેમોરિયલ બગીચામાં પગ થાકે ત્યાં સુધી લટાર મારવામાં કે કોઈ સારું અંગ્રેજી ચિત્ર જોવામાં ગાળતો ... એવામાં ચોમાસાના દિવસો આવ્યા. કોણ જાણે વરસાદ પણ બરાબર શનિ-રવિ જોઈને જ ક્યાંયથી ને ક્યાંયથી ઘેરાઈ આવતો અને મારી શનિ-રવિની સાંજ બગાડી જતો.

તે દિવસે શનિવાર હતો. બપોરથી વાદળ ઘેરાવા માંડ્યાં હતાં અને સાંજ સુધીમાં ફૂટબૉલની મૅચ શરૂ થાય તે પહેલાં તો આકાશ ઘનઘોર બની ગયું. એટલે મૅચ જોવાને બદલે હું 'લાઈટહાઉસ'માં પેસી ગયો, પણ 'પિક્ચર'માં કાંઈ જ ભલીવાર નહોતો. બહાર નીકળ્યો ત્યારે વરસાદ જરી થંભ્યો હોય તેમ લાગ્યું એટલે મનમાં જામી પડેલી કંટાળાની વૃત્તિને હાંકી કાઢવા ચૌરંઘીને રસ્તે થઈ ને કલબ તરફ ચાલવા માંડ્યું.

પાર્કસ્ટ્રીટ સુધી પહોંચ્યો ત્યાં તો મોટાં મોટાં ફોરાં પડવાં શરૂ થઈ ગયાં અને કોણ જાણે કશાથી દોરવાયો 'હોટેલ રૅઈન બો' તરફ પગલાં માંડ્યાં. અંદર જવું કે ન જવું તેનો વિચાર કરતો, વરસાદથી બચવા કહો કે પછી પેલા વાયોલિનના આમંત્રણે કહો, પણ વધુ આનાકાની સિવાય હું રેસ્ટોરાંમાં પેસી ગયો.

છૂટાછવાયા ચાર-પાંચ ગ્રાહકો સિવાય જગ્યા તદ્દન ખાલી હતી. હું પ્રવેશદ્વાર પાસેના ખૂણે એક ટેબલ પાસે બેસી ગયો. બેસવાનું ભાડું ચૂકવતો હોઉં તેમ વિના

ધરચ્છાએ ગરમ કૉફી અને સૅન્ડવિચીઝનો ઑર્ડર આપ્યો. આછાધીરા સૂરોમાં વાયોલિન વહ્યે જતું હતું, ખુરસીને અઢેલીને હું નિરાંતે બેઠો. તે દિવસ કરતાં પણ આજે વધુ શાંતિ લાગી.

થોડી વાર પછી વાયોલિન વધુ ધારું પડ્યું અને સાથે પિયાનોના સૂર સંભળાવા લાગ્યા. થોડી વાર પછી ઘૂઘરા જેવો અવાજ મારે કાને પડ્યો ને મારી નજર સ્ટેજ તરફ વળી. સફેદ જ્યોર્જેટની સાડી અને લીલી ચોળીમાં સુઘડ રીતે સજ્જ થઈને પેલી ઍંગ્લોઇન્ડિયન યુવતી બે હાથમાં બે સફેદ મોટા ઘૂઘરાથી હાવભાવ સાથે મૂક તાલ આપ્યે જતી હતી. હોઠ એણે સજ્જડ રીતે બીડ્યા હતા; બે હાથમાં ઘૂઘરા ઘુમાવતી સમ ઉપર બરાબર તાલ આપતાં ખભે આથડતા કેશકલાપને એક સરસ ઝોક આપી થોડું હસી લેતી એ બાળા આજે મને કાંઈક જુદા જ સ્વરૂપે દેખાઈ. કાંઈક અંશે જાણે મારી પોતાની ધરતીની હોય તેવો અનુભવ થયો.

વરસાદ તે દિવસે લાંબો ન ચાલ્યો હોત તો પણ હું તુરત ઊઠીને ચાલ્યો જવાનો ન હતો જ. સાડાદસ-અગિયાર સુધી એ જ ખુરસીમાં બેઠાં બેઠાં મેં કૉફીનું વધુ એક 'પૉટ' આછે ઘૂંટડે ખાલી કર્યું. ત્યાંના સંગીતમય વાતાવરણમાં મનને ખરેખર શાંતિ મળી હોય તેમ જણાયું.

આવી રીતે કેટલીયે વાર જ્યારે મન કંટાળતું ત્યારે સ્વસ્થ થવા માટે મોડે સુધી હું ત્યાં બેસતો. એ જ ખૂણાના ટેબલ પાસે એ જ મુલાયમ ખુરસીમાં એ જ રીતે કૉફીનું એકાદ 'પૉટ' ખાલી કરતો, કોઈ વાર 'સૅન્ડવિચીઝ' કે 'કટલેટ્સ' ખાઈ લેતો અને સંગીતથી મન છલોછલ ભરાય એટલે એક પણ શબ્દ બોલ્યા સિવાય બિલ ચૂકવી વેઈટરને ચાર આના વધુ બક્ષિસ આપીને રેસ્ટોરાંની બહાર નીકળી જતો—નીકળતાં નીકળતાં ટેવ તરીકે મારી નજર એક ક્ષણ માટે પેલા નાનકડા સ્ટેજ ઉપર પડી જતી. પેલી અજાણ યુવતીના પહેરવેશમાં પહેલાં તો ત્રણ-ચાર પ્રકારના પહેરવેશની વિવિધતા જોવામાં આવતી પણ મોટે ભાગે એ પેલી લીલી ચોળી અને સફેદ જ્યોર્જેટની સાડી જ વધુ દિવસ પહેરતી એમ મને જણાયું.

...તે દિવસે વરસાદ પણ ન હતો, શનિ ને રવિવારની રજા પણ ન હતી, સુદ નવમીનો ચંદ્ર આકાશમાં પ્રકાશ્યો હતો, કલબમાં જમીને જરા લટાર મારવા હું મેમોરિયલ તરફ જતાં ... શનિ-રવિ સિવાય મોડી રાતે ત્યાં ભાગ્યે જ કોઈ દેખાતું. આજે તો આઠ વાગ્યામાં બે-ત્રણ મોટરગાડી સિવાય આખોયે સરિયામ રસ્તો ખાલી હતો. ચાંદની ચારે બાજુ ફેલાઈ હતી પણ હવામાં ગરમી હજી શમી ન હતી. વિનાકારણે મન ઉદાસ થઈ ગયું. કલબની ગરમીમાંથી છૂટવા મેદાનમાં આવ્યો તો ત્યાં પણ વાતાવરણ ઊના નિઃશ્વાસ લેતું ભાળ્યું. પાર્કસ્ટ્રીટ સામેનું જનરલ આઉટ્રામનું ઘોડેસ્વાર પૂતળું દૂરથી દેખાતું હતું. ધીરે ધીરે પગ એ તરફ ઊપડ્યા અને વિચારમાં ને વિચારમાં 'રેઈનબો'માં આવીને ક્યાંયે ગોઠવાઈ ગયો તેનો પણ ખ્યાલ ન રહ્યો.

રોજ કરતાં આજે હું કાંઈક વહેલો હતો. સંગીત હજી શરૂ થયું ન હતું. સ્ટેજ ઉપર હજી કોઈ ગોઠવાયું ન હતું. એટલામાં રેસ્ટોરાંનું કાચનું બારણું ઊઘડ્યું અને પેલી યુવતીએ પ્રવેશ કર્યો. એકબીજાને કેટલાયે વખતથી ઓળખતા હોઈએ તે રીતે વિના કારણે સામસામી દૃષ્ટિ પડતાં બન્નેથી આછું સ્મિત થઈ ગયું. એણે જઈને સ્ટેજ ઉપર પોતાની રોજની બેઠક લીધી ને મેં રાબેતા મુજબ સંગીત સાંભળવા મારા કાન સરવા કર્યા.

પણ આજે વાયોલિન બરાબર જામ્યું નહિ—ગમે તે પણ મને તો એવો ભાસ થયો જ. પેલી યુવતીએ બે-ચાર અંગ્રેજી ગીતો ગાયાં પણ પ્રેક્ષકોને બહુ મઝા આવી હોય તેમ ન લાગ્યું. એટલામાં એક ટેબલ સામે અડોઅડ ગોઠવાયેલ એક પંજાબી યુગલ તરફ મારી નજર પડી. સ્ત્રીએ ખૂબ લાડથી પુરુષને કહ્યું: "ઉસકો બોલોના" 'પતલી કમર હૈ' સૂના દે"—અને જાણે એ બાઈની ફરમાયશ ઉપાડી લેતી હોય તેમ પેલીએ હસીને ગળું થોડું સાફ કરીને અજબ અવાજથી ગીત ઉપાડ્યું. ઑરકેસ્ટ્રાએ એ અર્ધદેશી અર્ધવિદેશી ગીતનો સૂર ઝણુકાર્યો—"પતલી કમર હૈ, તીરછી નજર હૈ" અદાકારી સાથે યુવતીએ ગીત વિસ્તાર્યું. એમ તો એ ગીત કેટલીયે વાર કાને અથડાયું હશે પણ કોઈ દિવસ એને માટે આકર્ષણ થયું ન હતું પણ આજે કોણ જાણે કેમ એ ગીત મને ગમ્યું. યૌવનનો તરવરાટ મસ્તી ભરીભરીને એમાં બધે ભર્યો હતો, એના લયમાં, એના આરોહઅવરોહમાં બધે નિર્બંધ તોફાન હતું.

ગીત પૂરું થતાં જ પેલા પંજાબી યુગલે ખૂબ હર્ષથી એને વધાવી લીધું, થોડી છૂટીછવાઈ તાળીઓ પણ પડી પડી.

યુવતીના મુખ ઉપરથી ગીત પૂરું થતાં બનાવટી હાવભાવ ક્યાંયે સરી ગયા હતા, તેની જગ્યાએ આછીપાતળી પણ વિષાદની છાયા પથરાયેલી જણાતી હતી. ધીરે પગલે એ સ્ટેજ ઉપરથી ઊતરીને રેસ્ટોરાંનાં મેનેજર પાસે પહોંચી. ધીરે અવાજે કંઈક વાતચીત કરીને રેસ્ટોરાંની બહાર જવા મારા ટેબલની પાસેથી પસાર થઈ એની ચાલમાં મને આજે થાક વર્તાયો. મેં સહેજ નજર ઊંચી કરી એની તરફ જોયું. એક ક્ષણ માટે એ ખમચાઈ અને નજરથી દોરી જતી હોય તેમ એણે જાણે મને સાથે બહાર નીકળવાનું આમંત્રણ આપ્યું.

બિલ ચૂકવીને હું બહાર નીકળ્યો ને મેં જોયું તો રસ્તાની ધાર ઉપર એ ઊભી હતી. વાત કરવાનો અમારે સંબંધ ન હતો, એકબીજાને અમે બિલકુલ ઓળખતાં પણ ન હતાં. એની પાસેથી હું પસાર થવા વિચાર કરું છું ત્યાં એણે જ મારી તરફ ફરીને કહ્યું: " મને થતું જ હતું કે તમે ચોક્કસ આવશો." "એમ શા ઉપરથી ધારી લીધું?" એવો બેહૂદો પ્રશ્ન પૂછવાની મને જરૂર ન લાગી.

નવમીનો ચંદ્ર ઠીકઠીક ઊંચે ચઢ્યો હતો. એણે મને ચૂપ રહેલો જોઈને વળી પ્રશ્ન પૂછ્યો: " Feeling lovely?" આપોઆપ મારાથી જવાબ અપાઈ ગયો: "No...but I feel sad."

ઝડપથી એ મારી સામે આવીને ઊભી અને બે ક્ષણ મારી સામે ટગરટગર જોઈને વળી એણે કહ્યું: " મને લાગ્યું જ હતું કે તમે આ વાતાવરણના પ્રાણી નથી પણ હું માનતી હતી કે તમને એકલું એકલું લાગે છે તેથી આ જગ્યાએ દોડ્યા આવો છો."

"તમને એમ શા ઉપરથી લાગ્યું?" હસતાં હસતાં વાત ઉડાવતો હોઉં તે રીતે મેં પ્રશ્ન કર્યો.

"ઘણીયે વાર વાયોલિન વાગતું હોય ત્યારે નિષ્ક્રીય રીતે હાથ ઉપર નીચું માથું ટેકવીને પેલા તમારા 'સ્પેશ્યલ' ટેબલ પાસે તમને બેઠેલા જોઉં છું ત્યારે મને માનવાનું મન થાય છે કે આ કોઈ એકલવાયો જીવ આ અજાણી સૃષ્ટિમાં ભૂલો પડ્યો છે. બાકી આવી જગ્યામાં...?" એણે વાક્ય અધૂરું મૂકી દીધું.

ફિક્કું હસીને મેં પણ એ વાત આગળ વધારવામાં પ્રોત્સાહન ન આપ્યું. એકબીજાને આમંત્રણ આપ્યા વિના જ મેદાનના રસ્તા તરફ અમે સાથે સાથે પગલાં માંડવા લાગ્યાં. થોડું ચાલ્યાં ને એણે મૌન તોડ્યું.

" એક વાત પૂછું? તમે એમ શાથી કહ્યું કે...શાથી કહ્યું કે?" એ વાક્ય સંકોચથી પૂરું ન કરી શકી પણ એ શું પૂછવા જતી હતી તે હું સમજી ગયો. એક નિસાસો મારાથી નંખાઈ ગયો.

" હું દિલગીરી શાથી અનુભવું છું એ જાણવું છે ને?"

" હા હા." એણે હકારમાં ડોકું ધુણાવ્યું.

" તમને જોઈને."

" મને જોઈ ને? મને જોઈને તમને દિલગીરી ઉત્પન્ન થાય છે? શાથી?" એણે ઉપરાઉપરી પ્રશ્નો પૂછી નાખ્યા.

" તમને આ રીતે જોઈને સ્તો." વળી મેં ઉમેર્યું: " શા માટે? જ્યાં માત્ર ઉપર ઉપરની ખોટી કદરદાની છે, તમારા સંગીતને-તમારી કળાને કોઈ સમજતું નથી છતાં શા માટે એને અછકલી બનાવીને આવા અધકચરા અસંસ્કારી વર્ગ સમક્ષ વિના સંકોચે વહેતી મૂકો છો?" એના જવાબની રાહ જોતો હું આગળ ચાલ્યે જતો હતો પણ મારી સાથે એનાં પગલાં આવતાં અટકી ગયાં છે એ જોઈને પાછું વળીને જોયું તો એટલા આછા પ્રકાશમાં પણ એની આંખોમાં નવું તેજ દેખાયું. એણે પૂછ્યું: " તો તમે શું ઇચ્છો છો? મારે આ ધંધો છોડી દેવો, એમ? મારી કલાને, મારા શરીરના હાવભાવને બજારુ થતાં અટકાવવાં એમ તમે કહો છો, ખરું? ... પણ તો પછી?"

" તો પછી શું?" મારાથી પુછાઈ ગયું.

" ના, ના, કાંઈ નહિ, એ બધું તમે ન સમજો એ જ સારું છે ...... અને હું જે કાંઈ કરી રહી છું તેમાં મારે શરમાવા જેવું પણ શું છે?"

" તમારામાં કુદરતી બક્ષિસ છે, કંઠ મધુર છે. નૃત્યને અનુરૂપ દેહછટા છે. તમારી કળાને વધુ સંસ્કારી બનાવીને વધુ સંયમી અને સાચી કદર કરે એવા સમાજમાં પ્રગટ કરો તો તમને નામના મળે, પ્રતિષ્ઠા પણ મળે." મેં એક નાનકડું ભાષણ આપી દીધું.

" નામના? પ્રતિષ્ઠા?" એ ખૂબ મોટેથી હસી પડી. હું ઝંખવાણો પડી ગયો. મને લાગ્યું કે મેં ભૂલ કરી હતી. એક સામાન્ય સ્ત્રી સાથે આ રીતે ચર્ચામાં ઊતરવાનો મને વાંધો ન હતો. મારે બીવાની કાંઈ જરૂર પણ ન હતી ઉપરાંત મને

એની કળામાં ખરેખર ઊંચું તત્ત્વ [illegible] હતું [illegible] પૂરતો રસ પણ હતો. પણ મારા સહાનુભૂતિભર્યા શબ્દોને એણે આમ ઉપહાસમાં ઉડાવી દીધા ત્યારે મને એમાં સ્વચ્છંદતાનો રણકો સંભળાયો અને સાથે સાથે સુશીતલના શબ્દો યાદ આવી ગયા : " માબાપ ! હો હો હો "–મેં ઝડપથી આગળ પગલાં ઊપાડ્યાં ત્યાં એણે ખૂબ કુમાશભર્યા સ્વરે કહ્યું :

" અપમાન લાગ્યું, ખરું ? પણ મારું હસવું તે હસવું નહતું હોં ... પણ હું પૂછું છું એનો જવાબ આપો પછી તમને નહિ રોકું, મારે પણ તમારું વિશેષ કામ નથી."

એના અવાજમાં કાંઈ ગૂઢ દર્દ ટપકતું હતું. હું થંભી ગયો. પાછા વળી તેની સામે જોયું, આવી મસ્ત ને સ્વચ્છંદી જણાતી યુવતીની પાંપણો ભીંજાઈ હતી. એના અવાજમાં આર્દ્રતા તરી આવતી હતી.

"સંસ્કારી સમાજમાં જઈને નામના અને પ્રતિષ્ઠા મેળવવા તમે કહો છો પણ એને શું કરું ? મારે માટે તો એ ખૂબ મોંઘી પડી જાય તેમ છે–a costly luxury it would be. " મને એની આ વાત ન સમજાઈ.

થોડે સુધી કાંઈ પણ બોલ્યા સિવાય અમે સાથે સાથે ચાલ્યાં. પછી ધીરે રહીને એ બોલી : " તમે મારે માટે શુંયે ધારી બેઠા હશો, એ પ્રમાણે ધારવાનું મન થાય તેવું તમારી પાસે કારણ પણ હશે. બીજા કોઈને તો આવી વાતો કહેવા હું ટેવાયેલી પણ નથી પણ તમને તો કહું જ એમ થાય છે, એમ શાથી તે કોણ જાણે."

હું પણ તેનું કારણ શોધવામાં ન પડ્યો, મેં એમ પણ ન પૂછ્યું કે તું શાથી આ બધી વાતો મને કહે છે. મને ચૂપ જોઈને એ કાંઈ નિષ્પ્રભ થઈને બોલી : "જવા દો, મારે ને તમારે શું ? આજ સુધી કોઈની પાસે દીનતા બતાવી નથી, હવે પછી પણ બતાવવા માગતી નથી.''

એની આવી ખુમારી મને ગમી.

વિક્ટોરિયા મેમોરિયલ તરફ વળવાનો ફાંટો આવ્યો એટલે એ અટકી. મેં એને પૂછ્યું : " કેમ કંઈ કહેવું છે ? "

" કહેવું તો ઘણું હતું પણ હવે કંઈ નહિ–ઠીક ત્યારે, આવજો. હું અહીંથી આ બાજુ વળી જઈશ."

મારે કલબમાં કાંઈ પણ કામ ન હતું. આ યુવતીની મારા જેવા અજાણ્યા માણસ સાથે આટલે સુધી આવવાની હિંમત ઉપર હું ખરેખર ખુશ હતો. વધુમાં વાતચીત દરમ્યાન [illegible] આવતી દૃઢતા, એની આત્મશ્રદ્ધા [illegible] એનું મીઠું વ્યક્તિત્વ મને આકર્ષી રહ્યું હતું. મેં જ [illegible] પૂછ્યું :

" તમને વાંધો ન હોય તો થોડે સુધી મૂકી જાઉં. [illegible] પણ ખૂબ થયું છે ને ? "

" તમે ? તમે મારી સાથે આવશો ? મારા ઘર [illegible] આવવાની તમારી હિંમત ચાલશે ? "

" શા માટે નહિ ? "

એણે ખુશ થતાં કહ્યું : " તો તો ચાલો; તમારા પૂછેલા અને વણપૂછેલા કેટલાયે પ્રશ્નોના જવાબ હું તમને આપી શકીશ. "

અંતરમાં મને નિરાંત જણાતી હતી, કાંઈ [illegible] સાહસ કરી રહ્યો છું એવો ઉચ્ચાટ જરાયે ન હતો. [illegible] ખરું પૂછો તો મને આ અજાણી યુવતીમાં રસ પડવા માંડ્યો હતો. એના વ્યક્તિત્વમાં એવી કાંઈક મધુરપ હતી કે [illegible] લઈને મને એની સાથે જવું ગમતું હતું.

થોડા જ વખતમાં ગલીકૂંચીઓને માર્ગે મને એ [illegible] ત્રણ માળના મકાન પાસે લઈ આવી. ઝાંખા બળતા [illegible] દીવાને અજવાળે મેં જોયું તો મકાન સાવ જીર્ણ અવસ્થા[illegible] હતું. સીડી ચઢીને અમે ત્રીજે મજલે પહોંચ્યા. એની ચાલ[illegible] ઉત્સાહ હતો અને કાંઈ નવા અનુભવની આશાએ હું [illegible] પાછળ ખેંચાયે જતો હતો. વરંડામાં પડતું બારણું [illegible] કયી રીતે ખોલ્યું એ મને ન સમજાયું. જરા પણ અવા[illegible] કર્યા સિવાય એ ધીરે પગલે અંદર પેઠી. એની પાછ[illegible] પ્રવેશતાં આછા અજવાળામાં મેં જોયું તો આગલા ઓર[illegible] માં એક ખૂણામાં નાનો પલંગ પડ્યો હતો તેના ઉપર[illegible] એક સૂકી પાતળી બાઈ જાગતી સૂતી હતી. એની પાસે [illegible] જઈને થોડું હસીને યુવતીએ એના માથે મમતાથી હાથ ફેરવ્યો. વૃદ્ધાએ મારા તરફ માત્ર દૃષ્ટિ કરીને ઇશારાથી પૂ[illegible] લીધું કે નવાગંતુક કોણ છે. યુવતીએ મીઠા હાસ્ય [illegible] જણાવ્યું : " મારા મિત્ર છે. નામ તો હું જાણતી ન[illegible] પણ મારગમાં સામા મળ્યા અને મેમાનગીરી કરવા [illegible] આવી છું. " એમ બોલતાં બોલતાં મારા સામું જોઈ[illegible] થોડું સંદર્ભમાં હસી લીધું અને મને ઓળખાણ કરાવ[illegible] કહ્યું: "આ મારી મમ્મી છે." હસ્તધૂનન કરવા માટે [illegible] હાથ લંબાવ્યો ત્યારે ખબર પડી કે એમનું આખું જમણું [illegible]

અંગ લકવાથી નિષ્ક્રીય બની ગયું હતું.

ઘરમાં ગરીબાઈ હતી એમ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. રાચરચીલું બહુ જૂજ હતું પણ તે વ્યવસ્થિત રીતે ગોઠવેલું તો હતું જ. અંદરના ઓરડામાં અંધારું હતું. બિલ્લીપગે અંદર પેસતાં એણે મને એ તરફ આવવા સૂચવ્યું. અંદર સૂયે હશે-એના વૃદ્ધ પિતા કે બીજા કોઈ વડીલજન હોવાનો તો સંભવ ન હતો. કારણ કે બહારની ચીજવસ્તુઓમાં પુરુષને ખપ લાગે તેવી એક પણ વસ્તુ મને જણાઈ ન હતી. એ આશંકાએ હું ખમચ્યો. મારું માનસ સમજી ગઈ હોય તેમ એણે આછું સ્મિત કરીને હાથ લંબાવીને કહ્યું: "ડરશો નહિ, આમ આવો, કાંઈક બતાવું. મારે તમારા પ્રશ્નોના જવાબ આપવાના છે ને?" મનમાં ને મનમાં હું લાજી મર્યો. અરેરે, આ યુવતીને માટે હું શા માટે આવા સંદિગ્ધ ખ્યાલો સેવતો હોઈશ?

અંદર પ્રવેશીને એણે એક ખૂબ ઝીણી બત્તી સળગાવી. ત્યાં બીજા એક પલંગ ઉપર બે બાળકો સૂતાં હતાં-એક આઠેક વર્ષનો છોકરો અને બેઅઢી વર્ષની એક બાળકી-હું કાંઈ પૂછવા જતો હતો ત્યાં મને અટકાવીને અવાજ દબાવીને કાનમાં કહ્યું: "ના, ના કાંઈ બોલતા નહિ, જાગી જશે-"

"પણ—"

"હું તમને બધી જ વાત કરું છું, તમે ત્યાં વરંડામાં બેસો. હું અબઘડી આવી." હું બહાર નીકળ્યો. વૃદ્ધાએ ફરી એક વાર મારી સામું જોયું. એની ભૂરી ભૂરી આંખોની આજુબાજુ અકાલવાર્ધક્યસૂચક કરચોલીઓ પડી ગઈ હતી, અને રૂપેરી વાળમાં હજી કોઈ કોઈ કાળા વાળની લટો જણાતી હતી. બીડેલા હોઠ અને સહેજ ઢળતા કપાળમાં તીવ્રપણે ઊપસી આવતા રેખાઓ ઉપરથી સમજાતું હતું કે ઊંડે ઊંડે કોઈ ગજબની નિરાશા અને યાતનામાં આ બાઈ સબડતી હશે.

હું બહાર જઈને બેઠો. એક ટ્રેમાં થોડાં બિસ્કીટ અને બે ગ્લાસમાં પાણી લઈને એ યુવતી બહાર આવી પહોંચી. મારો આભાર માનતાં એણે કહ્યું:

"મારે ઘેર આવ્યા તે મને ખૂબ ગમ્યું. મારી માને પણ સારું લાગ્યું. અમે લોકો ગરીબ છીએ – દેખાઈએ છીએ તે કરતાં પણ વધુ ગરીબ છીએ... મારા બાપ મને નાનકડી મૂકીને ચાલ્યા ગયા પછી દેખાયા જ નથી. માની સાથે, આપણે ચર્ચી ન શકીએ એવાં કારણોસર ઝઘડો કરીને, અમને બન્નેને રવડતાં મૂકીને એ ચાલ્યા ગયા. આજે વર્ષો વીતી ગયાં એમનો પત્તો નથી...."

પિતાના ગયા પછી અનેક આક્રમણો અને પ્રલોભનોનો સામનો કરતાં કરતાં માએ દીકરીને મોટી કરી, ભણાવી અને સંગીત તથા નૃત્યની તાલીમ આપી, એ આશાએ કે એના દેખાવ ઉપરાંત એની કલા જોઈને કોઈ સારો પુરુષ એને પત્ની તરીકે અપનાવી લેશે. આ વાત કહેતાં કહેતાં તો એ હસી પડી.

"કેમ? હસો છો કેમ? માની વાત શું ખોટી હતી?"

"ખોટી નહિ તો? આ જુઓને હજી સુધી હું કુંવારી જ છું ને?" પણ એની મશ્કરી તરફ મારું ધ્યાન ન હતું. મારી નજર અંદરના ઓરડા તરફ વળતી જોઈને કાંઈક ગંભીર થઈને એણે મારા તરફ દૃષ્ટિ સ્થિર કરી:

"મેરી અને જોસેફ મારી પિતરાઈ બેનનાં બાળકો છે. બે વરસ પહેલાં જ વિધવા બેનનું ક્ષયરોગમાં મૃત્યુ થયું, બાળકોનું કોઈ નહોતું તેથી મા એમને અમારે ત્યાં લઈ આવી. ઘર નિભાવવાનું ખર્ચ, મારા અભ્યાસ અને બાળકોના ઊછેરનું વધારાનું ખર્ચ મા એકલે હાથે પૂરું કરતી. કામના બોજા નીચે એનું શરીર ઘસાયે જતું હતું તેનું એને ભાન ન રહ્યું. મારો અભ્યાસ હજી અધૂરો હતો અને માને દોઢ વર્ષ પહેલાં આ દર્દ લાગુ પડ્યું ત્યારથી એ આમ ને આમ પથારીવશ છે."

મારાથી પુછાઈ ગયું: "એટલે અત્યારે આ આખા કુટુંબનો ભાર તમારે માથે છે?"

"એમાં ભાર શેનો? મારી માએ હું આટલી સરખી હતી ત્યારથી માંડીને અત્યાર સુધી મારી બધી જ ઇચ્છાઓ પૂરી કરી છે, મને કેળવણી આપી છે, સંસ્કાર આપ્યા છે. એનનાં છોકરાંને હું પણ એ રીતે જ મોટા કરીશ, ભણાવીશ ગણાવીશ અને લાયક નાગરિકો બનાવીશ."

"પણ તમે ભણ્યાંગણ્યાં છો તો પછી આવી હલકી મનોરંજનની ચાકરી છોડીને કોઈ સારી ઑફિસમાં સેક્રેટરી

તરીકે કે—" મારી વાત હું પૂરી કરું તે પહેલાં વળી એ હસી પડી.

"સારી ઑફિસમાં સેક્રેટરી થવામાં અને આ જાતની નોકરી કરવામાં મને તાત્ત્વિક રીતે ભેદ દેખાતો નથી. બન્નેનાં ભયસ્થાનો સરખાં જ છે. ખેર, પણ આપણે એ ચર્ચામાં નહિ ઊતરીએ. આખો દિવસ મારે ઘરનું કામ અને મા તથા બાળકોની સંભાળ લેવાની હોય છે. રાત્રે એ સૌને સુવાડી કરીને પછી જ ઘરની બહાર મારાથી નીકળી શકાય અને એટલા માટે મને આ નોકરી જ માફક આવે તેમ છે."

એની બધી વાતો હવે મને સમજાવા લાગી. થોડી ક્ષણોના મૌન પછી મેં એના તરફ દૃષ્ટિ ફેરવીને સહજભાવે પૂછ્યું: "લગ્ન માટે શો વિચાર કર્યો છે તમે?"

પૂછતાં તો પૂછી લીધું પણ એનો પ્રત્યાઘાત જોઈને મને મારી ભૂલ સમજાઈ. એ જવાબ ન આપે તો સારું એમ મેં ઇચ્છયું છતાં એણે જવાબ તો આપ્યો જ. જે હું આજ સુધી ભૂલ્યો નથી.

"લગ્ન? લગ્ન મારે માટે નથી. પાંગળી માની દીકરી સાથે કોઈ લગ્ન કરવા તૈયાર ન થાય. અને એ નમાયાં બાળકોની મા બની છું પછી મારે લગ્નની શી જરૂર? લગ્ન મને મારી ફરજમાંથી ભોળવીને એમનાથી દૂર દૂર લઈ જાય. મને સ્વાર્થી બનાવે. લગ્ન તો મારે ટાળવું છે." શરૂઆતમાં એના અવાજમાં કંપ હતો પણ પાછળના શબ્દો એની વયના હિસાબે ઠરેલપણે અને સ્થિરતાથી બોલાયા.

મેં કલ્પ્યું પણ ન હતું એવું અનોખું વ્યક્તિત્વ, એવી ઊંચી માનવતાનાં દર્શન મને શહેરના આવા અંધારે ખૂણે થયાં! સહાનુભૂતિ અને અનકંપાથી મારું અંતર દ્રવી ઊઠ્યું. ધીરે રહીને હું ઊભો થયો, અંદરના ઓરડામાં જઈને કોટના અંદરના ખીસામાંથી પૈસાનું પાકીટ કાઢીને સૂતેલા બાળકોની પડખે મૂકીને હું બહાર આવ્યો. વૃદ્ધ માતા આંખો મીંચીને ગળામાં લટકતા ક્રૂસને હાથમાં રાખીને કાંઈક પ્રાર્થના ગણગણતી હતી. એના તરફ દૃષ્ટિ કરીને હું એ ક્ષણ માટે ઊભો રહ્યો, આંખો ખોલે એટલે રજા લઈને જઉં એવા ખ્યાલથી—.

મારું હલનચલન યુવતીની નજર બહાર ન હતું. વૃદ્ધ માની પાસે ઊભો હતો એ અરસામાં અંદર જઈને એ હસતી હસતી બહાર આવી. મારો હાથ પકડીને મને વરંડા તરફ તાણી ગઈ અને જોર કરીને પાકીટ મારા હાથમાં પાછું મૂકી દીધું.

"પણ હું તમને આ ક્યાં આપું છું? નાના ભૂલકાંઓને એટલી સરખી ભેટ આપવી મને પોસાય એમ છે. મારી જરૂરિયાત કરતાં મને ઘણું બધું મહેનતાણું મળે છે. આજુબાજુ મારે કોઈ નથી. મને કોઈ પૂછનારું નથી. એક દિવસ તો મને સ્વાર્થી મટી કોઈને માટે કાંઈ કરી છૂટવા દો..."

પણ એણે મને આગળ બોલવા ન દીધો; કાંઈક આર્જવથી એણે જવાબ આપ્યો: "તમે સમજતા કેમ નથી? મને સ્વમાનભેર જીવવા નથી દેવી? મારી દીનતા દેખાડવા હું તમને અહીં નથી લઈ આવી. મારું જે કાંઈ છે તે માટે હું તો ગૌરવ અનુભવું છું. માત્ર તમે મારે માટે ગમે તેમ ધારી ન લો તે માટે જ—"

"તે માટે જ?...પણ હું તમારા માટે ગમે તેમ ધારી લઉં તેથી તમારે શુ? એમ તો બીજા ઘણાયે ઘણું ઘણું ધારી લેતા હશે, શું તે બધાને—?"

"બીજા બધા એ બીજા બધા છે, તમે તમે છો. તમને લઈ આવી છું તે મારા આત્મસંતોષ ખાતર. મને થયું કે બીજા બધા ભલે ગમે તેમ ધારે, પણ તમને એવું ન લાગવું જોઈએ કે—" આગળ એ ન બોલી શકી, એનો કંઠ ભરાઈ આવ્યો. ધીરે ધીરે હું મારી ભૂલ સમજ્યો. એક યુવતીના હૃદયની વાતો એટલા ઊંડાણથી સમજવાની મારામાં શક્તિ ન હતી. હું કાંઈક છોભીલો પડી ગયો અને ક્ષમાયાચના જેવું કાંઈક કરી બેસું તે પહેલાં તો એ સ્વસ્થ બની ગઈ. મારા હાથમાંથી પાકીટ લઈને તેણે ખોલ્યું; તેમાંથી શોધી શોધીને એણે એક રૂપિયાની નોટ બહાર કાઢી પોતાના અંદર સેરવી લીધી, અને પાકીટ પોતાના હાથે મારા કોટના ખીસામાં મૂકી દીધું. મૂકતાં મૂકતાં એ બોલી:

"મારી એક વાત માનશો?" એની આંખમાં આછું... જોઈને મારાથી હા કહેવાઈ ગઈ.

"તો મને વચન આપો કે—"

"બોલોને, શું વચન આપું? અટકી કેમ ગયાં?"

"પણ એ વચન પાળશો ને?" સાશંક બનીને એણે પૂછ્યું.

"હા, હા, જરૂર; બોલો." એની આંખોનું એ તેજભર્યું ઊંડાણ, એના કંઠની મીઠાશ અને ક્ષણ પહેલાંનો એનો સ્પર્શ – હું અભિભૂત થયો હતો, એ માંગે તે આપવાની મારી તૈયારી હતી.

એણે મારા બન્ને હાથ પકડી લીધા, "તો મને વચન આપો કે ફરીથી આ બાજુ કોઈ દિવસ નહિ આવો—અહીં પણ નહિ, "રેઈન બો" ઉપર પણ નહિ; મને મળવાનો અને મારી સાથે વાત કરવાનો પ્રયત્ન સરખો નહિ કરો..."

હું આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો! આ તે કેવી વિચિત્ર માગણી! હું તો માનતો હતો કે એક સુંદર તેજસ્વી યુવતી સાથે નવી જાતની આહ્લાદક મૈત્રીની આજે શરૂઆત થાય છે...તેને બદલે ભીની આંખોમાં ભરી ભરી આજીજીથી એણે આ શું માગ્યું!

"પણ શા માટે? આવી વિચિત્ર માગણી તે હોય?"

"મને એવું બધું ન પૂછશોને. કહો તમે મારું વચન પાળશો ને?" એટલું કહેતાં તો એણે અવાજ સાવ દાબી દીધો, રખેને એનાથી રડી પડાશે એ બીકે.

"વચન આપ્યું છે એટલે પાળીશ તો ખરો જ...પણ મારે એનું કારણ જાણવું છે. તમે શું મને...

"કારણ?" એની નજર નીચી નમી ગઈ. ધીરે રહીને એણે મારા હાથ છોડી દીધા ને ખુરસી પર બેસતાં બેસતાં એ બોલી:

"કારણ એ કે મારા પ્રત્યે હમદર્દી, મારા પ્રત્યે સહાનુભૂતિ ને મારા પ્રત્યે મમતા બતાવનાર વ્યક્તિથી હું બીઉં છું. આજસુધી અંતરના સચ્ચાઈથી તમારા સિવાય મારા પ્રત્યે કોઈએ સહાનુભૂતિ બતાવી નથી એમ મને લાગે છે... અને તમે જાણો છો ને કે સ્નેહનું જીવન મારે માટે અશક્ય છે; તમને રોજ રોજ જોઉં અને કદાચ મારું અતૃપ્ત હૈયું એવી કોઈ સ્વપ્નસૃષ્ટિ માટે તલસી ઊઠે તો? તો મારી માનું શું? મારાં નમાયાં બાળકોનું શું? ન હું પૂર્ણપણે મારા સ્નેહીની બની શકું, ન એમની રહી શકું. આજે એમને મારી ખૂબ ખૂબ જરૂર છે." હું કાંઈ જવાબ આપું તે પહેલાં તો વધુ કાકલૂદીભર્યા અવાજે એ બોલી ઊઠી: "ના, ના, તમને વિનવું છું કે મને તમે ન મળશો." પછી કાંઈક સ્થિરતાથી બોલી: "એટલા માટે તો હું એવા વાતાવરણમાં જાઉં છું. જ્યાં નરી અસંસ્કારિતા, અછકલાપણું અને માનવીનું બિહામણું સ્વરૂપ જ જોવા મળે છે જેથી સદાયને માટે મારી એ લોકો પ્રત્યેની સૂગ જાગ્રત રહે...મારા અંતરનો થનગનાટ આપોઆપ શાંત થઈ જાય......"

અરે રે...આ યુવતી માટે સુશીતલ શું ધારી બેઠો હતો! અને આ યુવતીની અંતરની તાકાત સાથે સરખાવી શકાય એવું મારામાં હતું પણ શું? હું તો એક નવો રોમાંચ અનુભવવા નીકળ્યો હતો ને? અંદર ને અંદર હું શરમથી થીજી ગયો, નજર ઊંચી કરીને એની સામે જોવાની પણ મારામાં હવે આવ ન હતી.

એણે હળવે હાથે મને બાજુની ખુરસીમાં બેસાડ્યો અને મારી સામે ઊભી રહી. મારી ઢળેલી દૃષ્ટિ તરફ જોઈ રહીને એણે પૂછ્યું: "કેમ શું વિચાર કરો છો?" મેં જવાબ ન આપ્યો.

હડપચી કુમાશથી પકડી મારું મુખ એણે ઊંચું કર્યું. સેજ વાંકી વળીને એણે મારી બે ભ્રમર વચ્ચેના ભાગ વચ્ચે આછું ચુંબન કર્યું ને બોલી: "આથી પણ વિશેષ આપવાની ઇચ્છા થાય છે પણ...પણ તે ઇચ્છા રોકું છું, કારણ કે આજના આખાયે પ્રસંગને એક સ્વપ્ન જેમ ગણીને સ્મૃતિમાંથી ઉસેટી નાંખવો છે." કાંઈ પણ બોલી શકું તેવી મારી સ્થિતિ ન હતી. હું ઊભો થયો ને ધીરે પગલે બારણા તરફ વળ્યો.

બારણા પાસે પહોંચીને એક વાર મેં ઘરની અંદર નજર ફેરવી લીધી. વિદાય આપવા ઊંચા કરેલા એના હાથ તરફ મારી નજર ન હતી. પગની પાનીએથી ઉપર ચઢતી મારી દૃષ્ટિ એના ગોરા કપાળ ઉપર સ્થિર થઈ; જમણો હાથ લંબાવી એના ખભા સુધી લટકતા ઘાટીલા વાળ ઉપર મમતાથી એ ક્ષણ ફેરવી એનો એક ગુચ્છ થોડો સૂંઘી લઈને કાંઈ પણ બોલ્યા સિવાય હું પગથિયાં ઊતરી ગયો.

મારે માટે એ સ્વપ્ન ન હતું, એને માટે પણ કદાચ નહિ હોય; પણ એ રાતરાણીની સૌરભ ઘૂંટતો ઘૂંટતો હું ચાલી નીકળ્યો...ને છતાં મેં વચન પાળ્યું.

# સ્વાધ્યાય અને સમીક્ષા

પ્રબોધ બેચરદાસ પંડિત

**સ્વરભાર** અને તેનો વ્યાપાર-લે. ગોકળભાઈ ધર્મદાસ પટેલ, એમ. એ., પીએચ. ડી. પ્ર. આદર્શ પુસ્તકભંડાર, અમદાવાદ. મૂ. રૂા. પાંચ. પૃ. ૧૬ + ૩૦૦.

**૧.** આપણી દેશી ભાષાઓમાં ભાષાવિજ્ઞાન ઉપર બહુ જ થોડા ગ્રંથો લખાય છે, અને તેમાંય ધ્વનિવિજ્ઞાન ઉપર તો જવલ્લે જ. પ્રસ્તુત પુસ્તક ધ્વનિવિજ્ઞાનના એક અગત્યના વ્યાપારની ચર્ચા છેડે છે. દેશી ભાષામાં આ અણખેડાયેલા ક્ષેત્રમાં લેખકે પ્રયાસ કર્યો છે તે બદલ સહુ કોઈ ભાષાપ્રેમી આવા પુસ્તકને આવકારે.

પણ, કમનસીબે, પુસ્તકનું પહેલું જ પાનું વાંચતાં માલૂમ પડે છે કે આ પુસ્તક ધ્વનિવિજ્ઞાનની શાસ્ત્રીય ચર્ચાથી ખૂબ વેગળું છે; લેખકે મુદ્દલ શાસ્ત્રીય અભ્યાસ વગર જ એક ગંભીર વિષયમાં પ્રવેશ કર્યો છે, અને પાને પાને ઠેબાં ખાધાં છે. વિષયની બિલકુલ પિછાણ વગર લખાયેલા આ પુસ્તકની આલોચના મુશ્કેલ બની જાય છે. સામાન્ય રીતે, મારા પોતાના અભિપ્રાય દર્શાવવાને બદલે, ધ્વનિવિજ્ઞાનના માન્ય અને પ્રમાણિત સિદ્ધાંતોનો આ પુસ્તકમાં આદિથી અંત સુધી કેવો અનાદર થયો છે, તે બતાવવાનો મારો પ્રયત્ન રહેશે.

**૨.** લેખકનો પ્રધાન તર્ક આ મુજબ નિરૂપી શકાય :

"સ્વરભાર શબ્દમાત્રનું સ્વાભાવિક તત્ત્વ છે" (પૃ. ૪).

"સ્વરભાર એ શબ્દોનું મુખ્ય પરિવર્તક બળ છે." (પૃ. ૨૨) "એ (સ્વરભાર) સ્વરમાં દીર્ઘત્વ પ્રગટાવી એ શ્રુતિને દીર્ઘતમ બનાવી દે છે." (પૃ. ૧૩) "ઘસારાનો આ સમગ્ર વ્યાપાર અસ્વરિત શ્રુતિ ઉપર જ પ્રવર્તે છે." (પૃ. ૨૭) "આપણો સ્વરભાર શબ્દના આદિસ્થાન ઉપર ઢળે છે." (પૃ. ૭૦) "આદિ શ્રુતિનું આ દીર્ઘીકરણ એ તો સ્વરભારનો ચિહ્નવ્યાપાર છે, અને એ વ્યાપાર સિવાય પણ એ સ્થાન સ્વરિત જ રહે છે." (પૃ. ૧૧૩) "ગુજરાતી સ્વરભાર પોતાના સ્થાન પરત્વે દૃઢમૂલ છે. શબ્દના મધ્યમાં આવેલા કોઈપણ સ્વરૂપબળવાન સ્વરથી એ ખેંચાતો નથી એટલો એ દૃઢ છે." (પૃ ૨૦૫). "સર્વાંગે વિકસિત બનેલો આ સ્વરભાર શબ્દદેહના પ્રાકૃત-અપભ્રંશકાલીન ખખળી ગયેલાં ઉદ્ગાર સ્થાનોને ઉખેડી નાખી આપણા આજના શબ્દને નક્કર બનાવે છે. ગુજરાતીને એનું આજનું નક્કર અને સ્થિર સ્વરૂપ આપનાર આ સ્વરભાર છે." (પૃ. ૨૫૮).

**૩.** : ૧. લેખકનું પહેલું જ વિધાન તપાસીએ. "સ્વરભાર શબ્દમાત્રનું સ્વાભાવિક તત્ત્વ છે" ( પૃ. ૪ ). લેખકની પરિભાષા પ્રમાણે 'સ્વરભાર' એ stress accent-બલાત્મક સ્વરભાર-છે. 'શબ્દ'થી લેખક શું કહેવા માગે છે તે સ્પષ્ટ નથી; ('શબ્દ'ની વ્યાખ્યા માટે જુવો દવે ટી. એન. 'ગુજરાતી ભાષામાં વર્ણવ્યવસ્થા' પૃ. ૪૭). 'વાક્યનું નાનામાં નાનું અર્થવાળું અંગ' શબ્દ-અને 'અક્ષર' ( syllable ) અને વર્ણ ( phoneme ) આ બધાને અને 'વાક્ય'ને આશ્રયે અનેક ધર્મ રહેલા હોય છે; માત્ર 'સ્વરભાર' નહિ. દરેક શબ્દ વા વાક્યમાં ઓછામાં ઓછો એક ધ્વનિ એવો હોય છે બીજાઓની અપેક્ષાએ આગળ તરી આવે છે—આ વ્યાપારને Prominence કહે છે. Prominence અનેક કારણોથી હોઈ શકે છે. જોન્સ જણાવે છે કે ઉચ્ચાર્યમાણ દરેક ધ્વનિમાં શ્રાવ્યતા હોય છે એ શ્રાવ્યતા ઓછીવત્તી થવાનું કારણ ઓછીવત્તી 'પ્રોમીનન્સ.' એક પદમાં આવી પ્રોમીનન્સવાળા જેટલા ધ્વનિઓ હોય તેટલા અક્ષર ( Syllables ) એ પદમાં કહેવાય. હવે, એ તો સ્પષ્ટ જ છે કે પ્રોમીનન્સ અનેક કારણોથી થાય છે. સ્વરની લંબાઈથી, ઊંચો વા નીચો અવાજ કરવાથી, બલ વાપરવાથી, સ્વભાવગત શ્રાવ્યતાથી વા આમાંનાં કોઈ મિશ્રણોથી. આથી, પ્રોમીનન્સને હમેશાં બલ સાથે જ સાંકળવામાં ભૂલ થાય.

જુઓ । જોન્સ (Outline of English Phonetics, ...જી આવૃત્તિ ૧૯૪૭): §. ૨૦૮ " In every spoken word or phrase there is at least one sound which is heard to stand out more prominently than sounds next to it "......§. ૨૦૯ "The prominence of sounds may be due to inherent sonority (carrying power), to length or to stress or to special intonation or to combinations of these "......§. ૨૧૧ "Each sound which constitutes a peak of prominence is said to be syllabic, and the word or phrase is said to contain as many syllables as there are peaks of prominence " ......§. ૨૧૨ " In theory a syllable consists of a sequence of sounds containing one peak of prominence."

આ લક્ષમાં રાખીને હવે Stressની વ્યાખ્યા તપાસીએ. §. ૯૦૯ " Stress is defined as the degree of force with which a sound or a syllable is uttered. It is essentially a subjective action. ......§. ૯૧૨ " It is important not to confuse stress with prominence. The prominence of a syllable is its degree of general distinctness, this being the combined effect of the tamber, length, stress, and (if voiced) intonation of the syllabic sound. The term 'stress' refers only to the degree of force of utterance; it is independent of length and intonation, though it may be combined with these. "

૩. : ૨ હવે, લેખકે પહેલે જ પાને કરેલું વિધાન જુઓ "વાયુનો અધિકાંશ પામતી શ્રુતિનો અવાજ ઊંચો રહે છે... શ્રુતિ શ્રુતિ ઉપરનો આ ઊંચો નીચો અવાજ ઉચ્ચારના વાયુના ઓછાવત્તા બલને આભારી છે." આનો અર્થ એ થયો કે શબ્દમાં જે 'શ્રુતિ' (અક્ષર) (syllable) - ઉપર સ્વરભાર તેનો pitch સૌથી ઊંચો. આપણે જોયું તેમ સ્વરભાર અને intonationને આવો સંબંધ ન સંભવે. એમ બને કે stress, length વા intonation સાથે સંકળાયેલો હોય, અને જુદો પાડવો સહેલો ન હોય (જુઓ હવે પૃ. ૯ 'વર્ણ') પણ એથી, ઊંચા અવાજ (pith) સાથે જ સ્વરભારનો સંબંધ છે એમ ન કહી શકાય. અંગ્રેજી જેવી સ્વરભારપ્રધાન ભાષામાં પણ સ્વરભારવાળી શ્રુતિ ઊંચનીચ વા મધ્યમ નાદ (tone) ઉપર હોય છે. ઉદા. જોન્સ §. ૧૦૨૧ :

he wəs about the 'only in'telligent 'man in the 'country.

આ વાક્યમાં બલયુક્ત અક્ષરો (stressed syllables) જાડાં ટપકાંથી અને । થી સૂચવાયેલાંનાં ઉચ્ચ, મધ્ય અને નીચ એમ ત્રણેય સ્થાન છે એ સ્પષ્ટ માલૂમ પડશે.

લેખકે વારંવાર બલ (stress) અને intonationનો ગોટાળો કર્યો છે - બે વચ્ચેનો ફેર જ નથી સમજ્યા. સ્વરભારવાળા શબ્દો હમેશાં ઊંચા અવાજે (high pitch ઉપર) જ બોલાય એ ભ્રમ એમના અનેક વિધાનોમાં નજરે ચડે છે. ઉદા.

૩. ૩ : પૃ. ૧૮૯ " मैं पण लीधुं એમાં પૂર્ણસ્વરભારથી બોલાતો पण, પ્રતિજ્ઞાનો અર્થ દર્શાવે છે; અને મંદસ્વરભારથી બોલાતાં એ જ શબ્દ વાક્યમાં માત્ર ભારદર્શક અવ્યયનું કામ કરે છે."

હવે, આપણે આ બે વાક્યોની intonation pattern (નાદનાં આવર્તન) તપાસીએ.

મેં પણ (પ્રતિજ્ઞા) લીધું

મેં પણ (અવ્યય) લીધું

આ બે વાક્યોમાં ભેદકતત્ત્વ છે આ વાક્યોનું intonation; અહીં સ્વરભારનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે એમ કહેવું એ આપણા કાનને છેતરવા જેવું છે.

૩. ૪ પૃ. ૧૧૭. " લાલાશ, શિરીષ અને પીયૂષના દ્વિતીય સ્થાનના સ્વરો પણ નીચા અવાજવાળા છે..."

આ ' નીચા અવાજવાળા ' એટલે શું? લેખક એમ
કહેવા માગે છે કે આ શબ્દો (● · .) આ પ્રમાણે બોલાય છે? ગુજરાતી intonationનો લેખકને મુદ્દલ ખ્યાલ છે?

૩. ૫ પૃ. ૫ " काका, दादा અને मामा એ શબ્દોમાં પહેલા का, दा અને मा જેટલા સ્વાભાવિક ભર્યા લયથી બોલાય છે, તેટલા ભર્યા લયથી દ્વિતીય સ્થાન ઉપરના એના એ જ અક્ષરો બોલાતા નથી. माला અને लाला ની આદિ શ્રુતિનો આ દ્વિતીય શ્રુતિના આ કરતાં અવાજે વધારે ઊંચો છે; અને બીજો આ પ્રમાણમાં અવાજે વધારે નીચો છે ......"

' કાકા ' અને ' મામા ' નાં આવાં ઉચ્ચારણ (● .) કેવાં બેહૂદાં અને અગુજરાતી છે એ તો હું વાચકને ત્યારે જ સમજાવી શકું જ્યારે એમની સમક્ષ હું બોલી બતાવું. tone pattern જે ન સમજી શકે તેને એટલું કહેવું બસ થશે કે અંગ્રેજીમાં ' આવજો ' અર્થવાળા ta..ta જે આજ-કાલ ભણેલા છોકરાઓ બોલે છે એવી રીતે આ ' કાકા ' સંભળાય તો કેવા લાગે ? લેખકને intonationનો ખ્યાલ જ નથી, અને એ અજ્ઞાને એમના ' સ્વરભાર 'માં મોટો ગોટાળો પેદા કર્યો છે.

ઉપરના વાક્યમાં વપરાયેલા લેખકના ' ભર્યાલય 'ના શો અર્થ છે એ મને સમજાતું નથી. ' શ્રુતિ ' ના અર્થ પણ લેખકે સ્પષ્ટ કર્યો નથી, પણ સંદર્ભથી લેખક એને syllableના પર્યાય તરીકે વાપરતા હોય એવું લાગે છે; ' શ્રુતિ ' syllableની વ્યાખ્યા આપણે જોઈ (૩.૧); લેખક લખે છે પૃ. ૪

" ઠગ શબ્દની બન્ને શ્રુતિ અન્ય રીતે સમાન હોવા છતાં ......"

' ઠગ ' એક syllableવાળો શબ્દ છે. ડૉ. દવેની ઉપર-નોંધી પુસ્તિકા પણ જો લેખકે તપાસી હોત તો આ ખ્યાલ તો જરૂર આવત.

૩. ૬ આ પ્રમાણે લેખકે Prominenceનાં જે અનેક કારણો છે તેમને છૂટાં પાડવા પ્રયાસ નથી કર્યો; એના ભેદ લેખક સમજી શક્યા નથી, અને માત્ર સ્વભાર એ જ શબ્દ-માત્રનું સ્વાભાવિક તત્ત્વ છે એવું ખોટું વિધાન કર્યું છે. સ્વરભાર વગરની ઘણી ભાષાઓ છે; સ્વરભારવાળી ભાષાઓ-
[illegible] પરાશમાં પોતાનો સ્વરભાર મૂકે છે.

૪. ૧ " સ્વરભાર એ શબ્દોનું મુખ્ય પરિવર્તક બળ છે " (પૃ. ૧૨), " ઘસારાનો આ સમગ્ર વ્યાપાર અસ્વરિત શ્રુતિ ઉપર જ પ્રવર્તે છે." (પૃ. ૫૦) પહેલી ભ્રાન્તિમાંથી આ બીજી ભ્રાન્તિ ઉદ્ભવી છે. શબ્દોનું મુખ્ય પરિવર્તક બળ જો સ્વરભાર જ હોય તો સ્વરભાર વગરની ભાષાઓમાં પરિવર્તન કેમ અને કઈ રીતે થાય છે? વળી, અસ્વરિત શ્રુતિ જ ઘસાય છે એ ભ્રમ છે. જ્યાં સ્વરભાર અત્યંત પ્રબળ છે એવી કેટલીક જર્મેનિક ભાષાઓમાં પણ Stressed અને Unstressed syllablesની વચ્ચે ખાસ ફેરફાર- હ્રસ્વ-દીર્ઘત્વનો વા અન્ય કોઈ ઘસારાનો – પડતો નથી. ઉદા. જર્મનમાં 'mo:nat, 'Kleino:tના unstressed સ્વરો 'hat અને 'no:tના stressed સ્વરો જેવા જ છે ( : દીર્ઘત્વસૂચક છે ). જ્યાં સ્વરભાર પ્રધાન ન હોય એવી ભાષાઓમાં પણ આવું માલૂમ પડે છે. ઉદા. બોહેમિયન ( સ્લાવ )માં 'Kozelનો unstressed e, 'Zelence stressed e જેવો જ છે. (Bloomfield-'Language' §. 7. 4, ૧૯૫૦ની આવૃત્તિમાંથી.)

૪. ૨ ઐતિહાસિક દૃષ્ટિએ, ચાલુ ગુજરાતીમાં જૂની ગુજરાતીના इ અને उ નો अ (સ્વર નં. ૧૨, જુવો દવે-પૃ. ૨.) થાય છે; જ્યારે શબ્દ સ્વરાન્ત હોય ( Closed by a vowel) ત્યારે એ अ નો પણ લોપ થાય છે. આ વ્યાપાર આદિ અને અનાદિ એમ બન્ને સ્થાને પ્રવર્તે છે. લેખકની પ્રતિજ્ઞા છે કે ગુજરાતીમાં સ્વરભાર આદિ ઉપર જ પ્રવર્તે છે. પ્રસ્તુત इ उ નો આદિ–અનાદિ ઘસારો લેખકને મુશ્કેલીમાં મૂકે છે. અનાદિ ઘસારાને તો સ્વરભાર–અભાવ–જન્ય ગણ્યો, પણ આદિ ઘસારાનું શું ?

આ ઘસારાને લેખક ' ઉચ્ચાર સૌકર્ય 'ને માથે નાખે છે. ( પૃ. ૫૭-૬૯ ). વળી, આવા ' સૌકર્ય 'ના વ્યાપાર લેખકના કહેવા મુજબ, ' અનિત્ય અને લગભગ વિરલ ' વ્યાપાર છે, એ, ' क्वचित् प्रवृत्तिः क्वचित् अप्रवृत्तिः 'નો વ્યાપાર છે! વળી, આ ઘસાયેલા સ્વરો, લેખકની પરિભાષામાં કહીએ તો આ ' અવદીપ્ત સ્વરો 'ના ' સ્વરભારના સ્થાનમાં કંઈ ચળવકળ થતી નથી. ' પૃ. ૬૪-૬૫: "......लखाण શબ્દ लेखिनी–लेखण्यમાંથી ઉત્પન્ન થયો હોય તો ત્યાં પણ અંતે અનાદિ इ–ईનો હ્રાસ થતાં પ્રવૃત્ત બનેલો સૌકર્યનો વ્યાપાર

એના આદિ, એને ફના અવાન્તર ક્રમ દ્વારા હળવા સ્વરની સપાટી સુધી નીચો ઉતારી દે છે. આમ છતાં આ રૂપાન્તરોનો સ્વરભાર યથાસ્થિત રહે છે."

જો, ઘસારો થવા છતાં સ્વરભારમાં 'ચળવકળ' ન થતી હોય તો "અસ્વરિત શ્રુતિ...ઘસારાનું લક્ષ્ય બને છે," "સ્વરિત શ્રુતિ...કોઈપણ પ્રકારના ઘસારાથી પર રહે છે" એવાં વિધાનોનો શો અર્થ ?

'સૌકર્ય'નો જે અજબ વ્યાપાર લેખકે વર્ણવ્યો છે તેની સામે તો અમારા હાથ હેઠા પડે છે, કારણ કે એ તો 'क्वचित् प्रवृत्तिः क्वचित् अप्रवृत्तिः', વૈજ્ઞાનિક ગ્રંથમાં આવી શિથિલતા છાજે ? વળી, એમની ભાષા પણ એટલી અવૈજ્ઞાનિક છે, શિથિલ છે, કે એની સામે દલીલ પણ કેવી રીતે થાય ? જુવો પ. ૬૯ :

"સૌકર્યનું નિમ્નત્વ એ સ્વરિત સ્વરોનું નીચત્વ છે; ઘસારાનું નિમ્નત્વ એ અસ્વરિત સ્વરોનો વિનિપાત છે."

"સ્વરભાર સ્વરિત સ્વરને ઉદ્દીપ્ત કરે છે; સૌકર્ય એ સ્વરને અવદીપ્ત કરે છે." ! ! !

૫. ૧ "એ (સ્વરભાર) સ્વરમાં દીર્ઘત્વ પ્રગટાવી એ શ્રુતિને દીર્ઘતમ બનાવી દે છે. (પૃ. ૧૩).

"આપણો સ્વરભાર શબ્દના આદિસ્થાન ઉપર ઢળે છે." (પૃ. ૭૦). "આદિ શ્રુતિનું આ દીર્ઘીકરણ એ તો સ્વરભારનો ચિહ્નવ્યાપાર છે, અને એ વ્યાપાર સિવાય પણ એ સ્થાન સ્વરિત જ રહે છે." (પૃ. ૧૧૩). આદિ શ્રુતિ દીર્ઘ ન હોય છતાં લેખક કહે છે કે એ દીર્ઘતમ છે; કારણ કે એના ઉપર સ્વરભાર છે; આ 'સ્વરભાર' માપવાનું કોઈ સાધન લેખકે શોધ્યું છે ?

જોન્સ જણાવે છે કે અક્ષર ઉપર પ્રવર્તતો બલનો આ વ્યાપાર અત્યંત સંકુલ છે. અક્ષર ઉપર પ્રવર્તતા બીજા અનેક વ્યાપારમાંથી ઉચ્ચારણના જોસને નોખો તારવીએ ત્યારે એને બલ કહેવાય. આ બલ, બોલનારની ચિત્તપ્રવૃત્તિ ઉપર જ મોટે ભાગે આધાર રાખે છે. એથી જ, આ બલ સાથે ઘણી વાર અનેક હાવભાવ પ્રદર્શિત થાય છે; મતલબ કે, બલ, માત્ર ઉચ્ચારણ દ્વારા જ વ્યક્ત થતું નથી, પણ સમગ્ર શરીર ઉપર પ્રગટ થાય છે.

બોલચાલમાં, આ બલને નોખું પાડીને તારવવું મુશ્કેલ છે. વળી, ધ્વનિની શ્રાવ્યતા એ તો ધ્વનિની અન્તર્ગત પ્રકૃતિને અધીન છે; આથી, કોઈ બલયુક્ત ધ્વનિ એનાથી ઓછા બલયુક્ત ધ્વનિની અપેક્ષાએ શ્રાવ્યતામાં ઊતરતો હોય એવું બને. ઘણી વાર, બલયુક્ત સ્વરોની શ્રાવ્યતા સ્પષ્ટ કરવા ખાતર પ્રોમીનન્સનાં બીજાં કારણો પણ બલ સાથે સાંકળેલાં નજરે ચડે છે. જુઓ D. Jones, Phoneme, Its Nature and Value. પ્રથમાવૃત્તિ ૧૯૫૦. §. ૪૨૪–૪૨૭ :

"Force of utterance, abstracted from the other attributes of speech sounds, is termed 'stress.' Stresses are essentially subjective activities of the speaker. A strongly stressed syllable, for instance, is one which he consciously utters with greater effort than other neighbouring syllables in the word or sentence. Special visible gestures, and especially movements of the head, arms and hands, often accompany the utterance of the strongly stressed syllables. The application of strong stress involves in fact a special effort of the whole body; it is not confined to speech mechanism.

In actual language it is often difficult, and may be impossible, for the hearer to judge where strong stresses are. One reason for this is that the loudness or carrying power of a sound is largely a matter of its inherent quality (tamber), and that in consequence a sound pronounced with strong stress may be less loud than another sound pronounced with weaker stress. Another reason is that in practice strong stresses are usually accompained by one or more other speech attributes which contribute towards making the syllable more clearly heard."

આ અન્વયે જ હવે લખે છે (પૃ. ૨૪)..." બધા સ્વર કરતાં તે (આ) લાંબો હોવાથી જ્યારે તે છેલ્લો હોતો નથી ત્યારે ઘણી વખત આવા શબ્દનું વજન તેના પર જ હોય છે. ઉદા. નિશાળ, હજાર, વેપાર, ચમાર, રોજગાર, હવાલદાર, ઇ ઇ." હવેના શ્રાવ્યતાના કોઠા ઉપર (પૃ. ૪૧) નજર નાખતાં માલૂમ પડશે કે આની શ્રાવ્યતા ૯૯ ટકા છે.

Strees પારખવાના અત્યંત બોધપ્રદ પ્રયોગોથી પણ લેખક અનભિજ્ઞ છે. Jeaffersonનો નિબંધ "Stress and Rythm in Speech" Transactions of Philological Society 1938; અને એ જ લેખકની, અદ્યાવધિ અપ્રકાશિત, લંડન યુનિ.માં સ્વીકારાયેલી M.A.ની થિસીસ "Mensuration of French Verse."

૫.૨ વળી, દીર્ઘીકરણના વ્યાપાર અંગે ભારતીય ભાષાવિજ્ઞાનમાં જ્યાં અન્ય કારણો શોધાઈ ચૂક્યાં હોય – સર્વમાન્ય – એવાં કારણોને અવગણીને પણ લેખક એ દીર્ઘીકરણનું માન સ્વરભારને આપે છે. ઉદા. પૃ. ૭૪-૭૫: "शशक શબ્દ ચારણીબોલીમાં सांसो એવું સ્વરૂપ પામે છે, ત્યાં આદિ સ્વર દીર્ઘ બને છે એટલું જ નહિ પણ એના ઉપર નવતર અનુસ્વારનો આગમ થાય છે. એ જ રીતે छाया – छांय, बाहु – बांह – बांय એ શબ્દોમાં પણ વધારાનો અનુસ્વાર ઉમેરાય છે. अर्चिः – आंच, अश्र – आंसु, छिक्का – छींक, (ऋक्ष) – रिच्छ – रींछ, उच्च – ऊंच, उष्ट्र – ऊंट, વગેરેમાં આદિસ્થાને ઉપર અનુસ્વારનો अधिक्रस्य अधिक्रम् ઉમેરો થાય છે. આ બધા શબ્દો પ્રક્ષેપના પ્રવાહનું દિશાસૂચન કરે છે, અને એ દિશાસૂચન સ્વરભારના ઝોક તરફ સ્પષ્ટ અંગુલિનિર્દેશ કરે છે."

જુલ બ્લોખે એના પ્રસ્થાનગ્રંથ 'મરાઠી ભાષાનો વિકાસ' (મૂળ ફ્રેન્ચ–૧૯૧૪માં) સૂચવ્યું છે કે દીર્ઘસ્વરોનું અનુનાસિકત્વ, સંયુક્ત વ્યંજનમાં ર પછી આવતા ઉષ્મવર્ણ, વા તાલવ્યમહાપ્રાણને આભારી છે (હ. ૬૬-૭૦). એના બીજા ગ્રંથ L'indo-Aryen du veda aux temps Modernes (૧૯૩૪)માં આ કથનને ધ્વનિદૃષ્ટિએ વધુ વિશદ બનાવતાં લખે છે ઉષ્મ ર (લ) વા તાલવ્ય ધ્વનિને લીધે સંયુક્ત વ્યંજન ઢીલો થતાં પોચું તાળવું nasal cavityનો માર્ગ ખુલ્લો કરે છે: Divers indices tendant a' faire remoute'r l'equivalence: lomge = nasale jusqu'an moyen-indien, d[illegible] moins en pre'sence de sifflante, de r (l) on de palatale, douc de consonnes sans occlusion, libe'rant le voile du palais dont toute l'histoire de'montre la faible tension en indo-aryen." (પૃ. ૪૬).

૫.:૩. પુરોગામીઓના કથનનો અભ્યાસ એ વૈજ્ઞાનિક અધ્યયન માટે અત્યન્ત આવશ્યક છે. સહમત ન હોઈએ છતાં એમનાં મંતવ્યોથી વાકેફ તો રહેવું જ જોઈએ, તો જ જ્ઞાનવિજ્ઞાન આગળ વધે. જેવું આ અનુનાસિકની બાબતમાં તેવું જ લેખકે અનેક જગ્યાએ, ભારતીય ભાષાવિજ્ઞાનના સર્વમાન્ય સિદ્ધાંતોને અભરાઈએ મૂકવાનું કર્યું છે. સ્વરસંક્ષેપ – (vowel–contraction)ની સર્વમાન્ય હકીકતને સમજ્યા વગર લેખક લખે છે. પૃ. ૫૬.

"खादनकम् – खाअणडं – खाणुं, घृतम् – घिअं – घी, क्षुतम् – छीअं – छी, गूथम् – गूहम् – गूअं – गू, वेदना – विअणा – वीण, छोकरो – छोअरो – छोरो વગેરેમાં સંક્રમણની પ્રતિકૂળતાને કારણે ઉદ્‌વૃત્ત अ શબ્દદેહમાંથી ખરી પડે છે."

अ ખરીને ક્યાં ગયો? આ તો સાદા -i+-a- > -ī-, -u-+-a- > ū ઇ.ઇ.ના contractionનાં ઉદાહરણો છે. घृतम् – घिअम्‌માંથી જો 'अ' ખરી જાય તો જે રૂપ બાકી રહે એની કલ્પના છે? આવાં બેહૂદાં વિધાન પુનઃ પુનઃ જોવા મળે છે: પૃ. ૭૯. दिवसમાંથી दिअह, दीह, दी તથા दुहिताમાંથી धिया – धीय – धी બનતાં એમના છેલ્લી બન્ને શ્રુતિઓ ક્ષીણ થઈને ખરી પડે છે."

પૃ. ૮૩. "આ મવાન જ્યારે પછીના પરિવર્તને મા[illegible] બને છે ત્યારે એમાંથી મૂળની બીજી અને ત્રીજી બન્ને શ્રુતિ લુપ્ત થાય છે."

પુનશ્ચ પૃ. ૧૪૫ "અને रसवती–रसउई–रसोईમાંથી [illegible] એ वનું આખું સ્થાન નાબૂદ થઈ ગયું છે..."

૫. ૪ આદિ શ્રુતિનું દીર્ઘીકરણ સ્વરભારને માથે નાખવા જતાં લેખકનું ધ્વનિવિજ્ઞાન અને ભારતીય ભાષા ઇતિહાસનું અજ્ઞાન આપણે જોયું. હવે, જ્યારે આદિ શ્રુતિ હ્રસ્વ હોય વા લોપાઈ ગઈ હોય ત્યારે શું? આ આદિ શ્રુતિ લોપે લેખકને મુશ્કેલીમાં નાખ્યા છે. દીર્ઘીકરણ સ્વરભારને

માથે નાખ્યું તો હ્રસ્વીકરણ તો સ્વરભારનો અભાવ સૂચવે ને! પણ આ સીધો તર્ક લેખકને માફક આવતો નથી, એટલે 'દીર્ઘીકરણ એ તો માત્ર 'ચિહ્નવ્યાપાર' છે, એ ન હોય ત્યાં સ્વરભાર ન હોય એવું માનવાને કારણ નથી' એમ કહીને હ્રસ્વીકરણનાં જે કારણ એમણે શોધ્યાં છે તે તે ઓગણીસમા સૈકાનાય ભાષાશાસ્ત્રીને શરમાવે એવાં છે. પૃ. ૧૦૭-૧૧૧ :

"આદિ સ્વરશ્રુતિના લોપનો આ વ્યાપાર ઉત્તરહિંદની ભાષાઓમાં, અને તેમાંયે ખાસ કરીને તળપદી પંજાબીમાં વિશેષ પ્રમાણમાં પ્રવર્તે છે...ગુજરાતીનો અગિયાર હિંદીમાં ગ્યારા સ્વરૂપે પ્રચલિત છે. પંજાબીમાં અમાવાસ્યા–મોસ, અંગુષ્ઠ–ગુઠ્ઠ એવાં આદિ અલુપ્ત સ્વરૂપો અસ્તિત્વમાં આવે છે...પંજાબી પ્રજાના ખમીર પ્રમાણે પંજાબી ભાષાનો સ્વરભાર સ્વાભાવિક રીતે જ વધારે ઊંચો રહે છે. એ ભાષામાં આદિ અ શ્રુતિ આ ઊંચા સ્વરભારને ઝીલવાને માટે વિશેષ અપૂરતી નીવડે છે, અને પરિણામે આદિ અલોપનો વ્યાપાર ત્યાં વિશેષ પ્રવર્તે છે."

"બળવાન ફેફસાંવાળી પ્રજાના ઉચ્ચતર સ્વરભારને વહન કરવાને આદિ સ્વરશ્રુતિ અપૂરતી નીવડે, એ આ શ્રુતિલોપનું એક સંભવિત કારણ હોઈ શકે."

દરેક ભાષાવિજ્ઞાની જાણે છે કે પ્રજાની તંદુરસ્તીને ઉચ્ચારણ સાથે કશો સંબંધ નથી. મારી કમનસીબી છે કે ભાષાવિજ્ઞાનનાં આવાં પ્રાથમિક પ્રમેયો સચવાય એ માટે આ ચીક તૈયાર કરવી પડે છે. આ મુદ્દા પરત્વે તો આપણે ત્યાં ઠીક ઠીક વંચાતા એવા યેસ્પેર્સનના Language (આઠમી આવૃત્તિ પૃ. ૨૫૭)માંથી જ નોંધ મૂકું છું: દેશનાં હવામાન ભાષા ઉપર અસર કરે છે એવો સિદ્ધાંત પહેલવહેલો જ્યારે મારી જાણમાં આવ્યો ત્યારે મેં એની ઠેકડી જ કરેલી: અત્યારે મારા દેશભાઈ ડેનવાસીઓ, સપાટ પ્રદેશમાં બોલાતી ડેનીશ ભાષામાં હાઈજર્મન (high-german, બાવેરિયા, વગેરેમાં બોલાતી જર્મન) જેવો જ (એટલે કે p t kમાં મહાપ્રાણત્વ ઉમેરીને ઘર્ષ-ધ્વનિઓ બનાવવાના, અને, b, d, gના ઘોષત્વનો પરિહાર કરવાના ધ્વનિફેરફાર) કરવા માંડ્યા છે. એનું કારણ એ તો નહિ હોય ને કે હમણાં હમણાં ડેનવાસીઓ દર ઉનાળે નોર્વે અને સ્વીટ્ઝર્લૅન્ડના પહાડી મુલકોમાં હવા ખાવા જાય છે! આજે પણ, આવા સિદ્ધાન્તનું મારે મન આ જ મૂલ્ય છે."

આદિશ્રુતિલોપનું બીજું શક્ય કારણ આપતાં લેખક લખે છે:

"વળી આપણો સ્વરભાર શબ્દની લગભગ બધી જ અનાદિ શ્રુતિઓને ખેરવી નાખી શબ્દને એક ઘનસ્વરૂપ આપવાનું વલણ દર્શાવે છે. શબ્દોને ઘન બનાવવાના આ વ્યાપારને વેગ આપવાને કારણે પણ અનાદિ સ્વરશ્રુતિ લુપ્ત થતી હોય એમ પણ બને."

શબ્દના 'ઘનીકરણ'નો વળી આ કયો વ્યાપાર છે વારુ?

[હવે પછી પૂરું]

---

[અનુસંધાન પૃ. ૪૦૨થી]

મનોરંજન, રોગીપરિચર્યા જેવાં સમાજસેવાનાં કાર્યો વિદ્યાર્થીઓ નિયમિત કરશે. ખરેખર તો, આ તત્ત્વ ઉપર બને તેટલો વધુ ભાર મૂકવાનું આ સંસ્થાનું ખાસ ધ્યેય છે. આમ થવાથી વિદ્યાર્થી યુનિવર્સિટીમાન્ય શિક્ષણ સાથે આશ્રમજીવનનાં કેટલાંક તત્ત્વોનો સુમેળ સાધી શકશે, અને એટલે જ જીવનની નિર્મળ ભદ્રદૃષ્ટિ કેળવવામાં એને સ્પષ્ટ માર્ગદર્શન મળશે.

(૪) છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓ સંયમી, સાદું છતાં સ્વચ્છ જીવન ગાળે અને સાથે જ એનુ માસિક ખર્ચ બને તેટલું ઓછું આવે તેનું અહીં ખાસ ધ્યાન રખાશે.

(૫) માધ્યમિક વિદ્યાલયમાં પણ આ જ દૃષ્ટિથી કામ લેવામાં આવશે."

આ સંસ્થાને મદદની જરૂર રહેશે. (સરનામું: મંત્રી. શ્રીવિદ્યામંડળ, અલીઆબાડા–હાલાર–સૌરાષ્ટ્ર)—

"આ સંસ્થા માટે વર્ગો, છાત્રાલયો તથા શિક્ષકોને રહેવાનાં ઘરો વગેરે બાંધવાનાં છે. વધુ જમીન પણ મેળવવાની છે. વર્ગો તથા છાત્રાલયનાં થોડાં મકાનો બાંધવાનું શરૂ થઈ ગયું છે. આવા સ્પષ્ટ આદર્શથી શરૂ થતી આ સંસ્થાને આપ બનતી મદદ કરો એવી વિનંતિ છે. (૧) આપની પાસે સંસ્થાને યોગ્ય પુસ્તકો કે એવાં બીજાં સાધનો હોય તો તે આપીને. (૨) મંડળના આજીવન સભ્યપદની ફી રૂ. ૨૫૦) છે તે આપીને તથા આપના પરિચિતોને સભ્યો બનાવીને. (૩) મંડળના મકાનો બંધાવવામાં, રૂ. ૨૫૦૦), ૫૦૦૦), ૧૦,૦૦૦), ૧૫,૦૦૦) આપનારનું નામ અમુક રીતે લખવાની વ્યવસ્થા કરી છે, તે મુજબ દાનો આપીને."

# અર્ધ્ય

## કાળ

આ કશું
કાળનું રે પશુ!
જે મળ્યું તે ઉદરની મહીં ઓરતું :
(સર્વ એ કયાં જતું ?)
તરલ જલને વિષે તરતું કો મીન
હો, કે હરણ કેલિમાં લીન
યે, તૃણ ચરે અશ્વ મેદાનમાં,
કે વિહગ મસ્ત કૈં ગાનમાં,
ગાય ફાડી રહ્યો સિંહ
કે યોનિમાંથી હજી પ્રસવ રે પામતું માનવી ડિંભ
હો.—ભક્ષ્યમાં ભેદ ના કોઈ એને અરે.
સતત બસ ચર્વણા; દંષ્ટ્રથી રક્ત કેવું ઝરે!
શિશુ અને વૃદ્ધનો સ્વાદ જુદો નહીં,
નર અને નારમાં અલગ નવ વૃત્તિ કોઈ રહી;
હર ક્ષણે
પૃથ્વીના કણકણે
એહનાં ચરણની રે ગતિ,
ને છતાં અજબ છે! નીરખી ના કોઈએ કાય એની કદી!!

[ પ્રિયકાન્ત મણિયાર : 'કવિતા'–
અનિયતકાલિક પ્રકાશનશ્રેણી—૩ પૃ. ૬ ]

## હે મારા ભારતદેશ

પ્રાચીન પુરાણવેશ હે મારા ભારત દેશ
સહસ્રોની ઉંમર ના તારી, વર્ષ પાંચ માત્ર.
હિમાલયશ્વેત તારું પલિત છે શીર્ષ, છતાં
આજે આયુક્ષીણતાથી ધ્રૂજે ન ગલિત ગાત્ર.
પા પા પગલી તું ચાલે, કોડીલો શિશુ બનીને
ધાત્રીકર્મ કરવાને કૈંક દીસે સમુત્સુક;
પડે, આખડે, બેઠો થૈ ઊભે સ્થિર ને ટટાર,
વિશ્વના દેશોને ભારે નીપજે તારું કૌતુક.
પાંચ વર્ષનો તું છતાં નસોમાં વહે છે તારી
ગંગા અને જમનાનું ધસમસતું પુણ્ય જોમ.
તપે છે લલાટે તારે તપસ્વીવરોની દીપ્તિ,
ઋષિઓનો મંત્રઘોષ ગુંજી રહ્યો રોમરોમ.
'ઉઘાડ તું મુખ તારું'–કહી સિંહ સાથ રમ્યો
ભરત, તેના નામે ને શૌર્યે તું થયો અંકિત.
કઠોર જે યાત્રાપંથ વિસ્તર્યો સમક્ષે તારી
અવિકંપ ગતિએ ત્યાં ચાલ્યો જા તું અશંકિત.

હતો ન સુવર્ણયુગ અતીતમાં કયારેય તે
અનર્ગળ પુરુષાર્થે ભવિષ્યે કદી તું પામે.
અતીતની સાધનાનો ભાર ના રાખીશ વ્યર્થ,
પ્રજ્વલિત કર્મયોગ તપો તુજ વર્તમાને.
જગદ્ગુરુ! જગત્શિષ્ય થવાની આ વેળા તારી;
અવશ્ય, રહસ્ય તારા આયુનું યે પ્રગટશે.
પુનર્યૌવને પુનિત જરઠ આ દેશ જોઈ
વિશ્વજનો નવોલ્લાસે તુજ પ્રતિ ઊમટશે.

દલબંધી તણાં વિશ્વે ઊભરે છે હાલાહલો,
ભારત, તું ઊછરજે સાચો વિશ્વનાગરિક.
સર્વને સમર્પવાનું હોય કૈં જે તારી કને,
એ જ માત્ર ટકો તુંમાં, બીજું લોપે એ જ ઠીક.
વિરાટ માનવધર્મે લીન હો ભારતધર્મ,
દશે દિશે ગુંજી રહો માનવ્યની વીણા.
જીવનસાધના તારી શાન્તિમયી, સ્નેહમયી,
પ્રતિધ્વનિ જગાવી રહો બધે દ્વેષ ક્લેશહીણા.

[ ઉમાશંકર જોષી : ૧૯૫૨ની ૧૫ ઑગસ્ટે
અમદાવાદ આકાશવાણી ઉપર]

## પ્રતિભાવંતોની ખોટે

મારો પ્રાંત અવલ દરજ્જાના પ્રતિભાવંતોથી વંચિત રહે એ અલબત્ત મને અકળાવે છે, એકાદા ગોવર્ધનરામનું સ્થાનેય અર્ધી સદી સુધી ખાલી પડ્યું રહે એ અસહ્ય છે, કારણ કે પ્રતિભાવંતોને અભાવે સામાન્યોમાં વામણા આદર્શોની પૂજા પેસી જાય, મધ્યમોનું

...મુખ ઉર્ધ્વમુખી રહે નહિ, ગુજરાતી વાઙ્મય...
...ીમાડા કોઈ મધ્યમોને દેખાડે નહિ. સામસામા કૂપમંડૂકો પેટ
...ેલાવતા બેસીએ છીએ. પ્રજાસમસ્ત પણ સાહિત્ય અને સાહિત્યકાર
...બે શબ્દોના ઉચ્ચારમાત્ર સાથે જે એક રગરગવ્યાપી ગંભીરતાને
...આકાશી વિસ્તીર્ણતાનો ભાવસ્પર્શ અનુભવી રહે તે સાચા સ્વામીને
...ભાવે અનુભવી શકતા નથી. હું ટાગોરને ભલે નહિ, પણ
...વર્ધનરામને તો ગુજરાતને ટીંબે માગું છું. વાણીના સ્વામીઓ
...ની ગુજરાત સેંકડોને પ્રસવ્યા છતાંય વાંઝણી કહેવાય.

[ સદ્‌ગત ઝવેરચંદ મેઘાણી : મેઘાણી – સ્મૃતિગ્રંથ પૃ. ૩૩૭ ]

## સત્યાગ્રહ

સત્યાગ્રહ—સત્યના આગ્રહ—કોઈ અમુક પ્રકારના રાજ્યતંત્ર ...ર આધાર રાખતો નથી. તેનું સ્થાન તો સદાકાળ સર્વ સ્થાને ...ઈ શકે છે. સત્યાગ્રહ કાંઈ અધિકાર નથી, એ તો ધર્મ—ફરજ —નૈતિક કર્તવ્ય છે. અને કર્તવ્યપાલનને કદી સ્થાન ન હોય ...મ ન બને. ગમે તે પ્રકારનું રાજ્યતંત્ર હોય, કોઈ અન્યાયી ...યદા કે હુકમની સામે વ્યક્તિગત કે સામુહિક રીતે અહિંસક સવિનય ભંગના રૂપમાં કે કોઈ ખાસ કે સામાન્ય બૂરાઈ સામે અસહકારના રૂપમાં, કે કોઈ પ્રસંગે અનશનના રૂપમાંયે તેનો આશ્રય લેવાની ચોખ્ખી ફરજ ઊભી જ થાય, તો લોકશાહી રાજ્યમાંયે સત્યાગ્રહી તે કર્તવ્યનું પાલન કદી ટાળી શકે નહીં. જો સત્તા, ધન કે સંખ્યાબળને કારણે જેઓ અન્યાય દૂર કરી શકે એમ હોય, તેમની બુદ્ધિ જડ થઈ ગઈ હોય કે હૃદય પાષાણ બન્યું હોય, ત્યારે આવી બુદ્ધિને જાગ્રત કરવા માટે અને હૃદય કૂણાં કરવા માટે સત્યાગ્રહ જ એક અહિંસક ઉપાય છે. આ રીતે સત્યાગ્રહ સીધા પગલાનો એક પ્રકાર છે, તેથી "દલીલો અને ચર્ચા દ્વારા વિચારપરિવર્તન" કરવાના બધા પ્રયત્નો કરી જોયા પછી તથા બીજા કાયદાના માર્ગો અજમાવી લીધા પછી જ આ માર્ગ લઈ શકાય. વળી, ગમે તેવા પ્રકારનું રાજ્યતંત્ર હોય, પણ અગંભીર-પણે અને ઉતાવળમાં સત્યાગ્રહની વાત ન કરાય; અને સારા વહીવટવાળા લોકશાહી રાજ્યમાં તો એવા પ્રસંગો જ ઓછા આવવા જોઈએ. છતાં યોગ્ય કારણ ઉત્પન્ન થાય જ તો તેનો નિષેધ કરી શકાય નહીં.

[ સદ્‌ગત કિશોરલાલ મશરૂવાળા : 'હરિજન બંધુ'માં ]

---

## હિન્દ - દરેક કામને લાયક સાઈકલ

તમને ખાડા ટેકરાવાળા ગ્રામ્ય રસ્તાઓ ઉપર ખાસ ફરજ બજાવવાને કે શહેરના રાજમાર્ગો ઉપર આસાનીથી સ્વારી કરવાને સાઈકલ જોઈતી હોય તો 'હિન્દ' જ તમારા માટે લાયક સાઇકલ છે. હિન્દની પરિસ્થીતિને અનુપમ રીતે માફક આવે એવી તે છે કારણ કે ફૉર્ક અને ફ્રેમ રી-ઈન્ફોર્સ કરેલ હોવાથી તે વિશેષ મજબુત બની છે.







બનાવનાર
હિન્દ સાઈકલ્સ લી૦
કારખાનું : ૨૫૦ વરલી, મુંબઈ.
[illegible] : ઈમ્પીરીયલ બેન્ક [illegible] મુંબઈ ૯

મૃત્યુ એક પ્રચંડ કાળા કઠણ કસોટીના પથ્થર જેવું છે. એના ઉપર ઘસીને દુનિયાના બધા સાચા સોનાની પરીક્ષા થાય છે.

તમે દેશને ખરેખર ચાહો છો – તેની આખરી પરીક્ષા એ કે તમે દેશને ખાતર મરવા તૈયાર છો કે નહિ? તમે પોતાને ખરેખર ચાહો છો, તેની પણ આખરી પરીક્ષા એ કે પોતાની ઉન્નતિને માટે પ્રાણ પાથરવા તમારે માટે શક્ય છે કે નહિ?

આવો એક વિશ્વવ્યાપી સાર્વજનીત ભય પૃથ્વીને માથે ઝઝૂમતો ન હોત, તો સાચાં જૂઠાંનો, નાનાં મોટાં મધ્યમનો વિશુદ્ધપણે તોલ કરી જોવાનો કોઈ ઉપાય ન રહેત.

આ મૃત્યુને કાંટે જે પ્રજાઓનું વજન થઈ ગયું છે, તેમને પાસમાર્ક મળ્યા છે. તેમણે પોતાની જાતને સિદ્ધ કરી છે, પોતાની આગળ અને પારકાની આગળ લેશ પણ સંકોચ પામવાનું તેમને કારણ નથી. મૃત્યુ દ્વારા તેમના જીવનની પરીક્ષા થઈ ગઈ છે. ધનવાનની સાચી પરીક્ષા દાનમાં થાય છે, જે ખરેખર પ્રાણવાન હોય છે. તેની સાચી પરીક્ષા પ્રાણ દેવાની શક્તિમાં હોય છે. જેનામાં પ્રાણ નથી એમ કહીએ તોય ચાલે તે મરવામાં કૃપણતા કરે છે.

જે મરી જાણે છે, તેને જ સુખનો અધિકાર છે, જે વિજય મેળવે છે, તેને જ ઉપભોગ શોભે છે. જે માણસ જીવનની સાથે સુખને, વિલાસને બે હાથે વળગી રહે છે, તે સુખના ઘૃણિત ગુલામની આગળ સુખ પોતાનો સમસ્ત ભંડાર ખુલ્લો મૂકતું નથી; તેને માત્ર ઉચ્છિષ્ટ આપીને બારણે નાખી મૂકે છે અને મૃત્યુના આહ્વાનમાત્રથી જેઓ ચપટી વગાડતા ચાલ્યા જાય છે, જન્મભરનાં મોઘાં સુખ તરફ પાછું વળીને પણ જોતા નથી, તેમને જ સુખ ઇચ્છે છે, તેઓ જ સુખ જાણે છે. જેઓ બળપૂર્વક ત્યાગ કરી શકે છે, તેઓ જ પ્રબળપણે ભોગવી શકે છે. જેમને મરતાં આવડતું નથી, તેઓના ભોગવિલાસની દીનતા-કૃશતા-કૃપણતા ગાડીઘોડા અને છડીચપરાશથી ઢાંકી રહેતી નથી. પૃથ્વીમાં સાત આશ્ચર્યજનક વસ્તુઓ છે – તે પ્રમાણે શરમજનક વસ્તુઓ કેટલી છે તેની ગણતરી થઈ નથી – જો થઈ હોત તો બંગાળી બાબુની કુસુમકોમલ વિલાસિતા તેમાં પહેલું સ્થાન પામત. નિર્લજ્જ બાબુને તેની પરદેશીની દુકાનની આરામખુરશી પરથી ખેંચીને ઉખાડી કાઢે એવી એકાદ આકસ્મિક દૈવઘટના મોકલવાની હું વિધાતાને પ્રાર્થના કરું છું. ત્યાગની વિલાસવિરલ કઠોરતામાં પૌરુષ રહેલું છે. જો સ્વેચ્છાપૂર્વક તેને વધાવી લઈશું તો પોતાની જાતને શરમમાંથી ઉગારી શકીશું.

આ બે રસ્તા છે, એક ક્ષત્રિયનો રસ્તો અને બીજો બ્રાહ્મણનો રસ્તો. જેઓ મૃત્યુભયની ઉપેક્ષા કરે છે, તેઓ પૃથ્વીનાં સુખસંપદના અધિકારી બને છે: જેઓ જીવનમાં સુખને તુચ્છ લેખી શકે છે તેઓ મુક્તિનો આનંદ પામે છે. આ બંનેમાં પૌરુષ છે.

પ્રાણ આપીશ એમ કહેવું જેટલું મુશ્કેલ છે – સુખ ઇચ્છતો નથી એમ કહેવું તેના કરતાં ઓછું મુશ્કેલ નથી. પૃથ્વીમાં જો મનુષ્યત્વના ગૌરવથી માથું ઊંચું રાખવા માગતા હોઈએ, તો આ બેમાંથી એક વચન ઉચ્ચારવાની શક્તિ જોઈએ. કાં તો વીર્યપૂર્વક કહેવું પડશે — 'જોઈએ છે!' અથવા વીર્યપૂર્વક કહેવું પડશે — 'નથી જોઈતું!' જોઈએ છે કહીને રડવા બેસે લેવાની શક્તિ નહિ હોય; જોઈતું નથી એમ કહીને પડી રહે કારણ ઇચ્છા કરવા જેટલો પુરુષાર્થ ન હોય એવો ધિક્કાર માથે વહીને પણ જેઓ જીવે છે તેમને પોતે દયા કરીને યમ ન ઊપાડી લે તો તેમને મરવાનો કોઈ આરો નથી.

રવીન્દ્રનાથ ઠાકુર

૧૯૦૨

# સંસ્કૃતિ

વર્ષ ૬ઠ્ઠું : અંક બારમો

તંત્રી :
ઉમાશંકર જોશી

ડિસેમ્બર ૧૯૫૨



गोपियाँ : જોધપુર-કિશનગઢ ૧૮૨૦-૩૦ : વડોદરા મ્યુઝિયમના સૌજન્યથી



# સંસ્કૃતિ

વર્ષ ૬ ઠું | અંક બારમો


## અનુક્રમણિકા : ડિસેમ્બર ૧૯૫૨


| | | |
|---|---|---|
| શકુન્તલા | ઉમાશંકર જોષી | ૪૪૧ |
| સમયરંગ | ન૦ ઉ૦ | ૪૪૨ |
| દ્યુતિ-ભાવ | સુન્દરમ્ | ૪૪૩ |
| નવાંકુરોની લીલા | મોહિનીચંદ્ર | ૪૪૩ |
| નૂતન ચીન | ઉમાશંકર જોષી | ૪૪૪ |
| કાવ્યમય સંયોગભૂમિ | કાકા કાલેલકર | ૪૪૫ |
| પેકિંગ શાંતિપરિષદ—ડોકિયું | ઉમાશંકર જોષી | ૪૪૮ |
| ચીનના પત્રો | ઉમાશંકર જોષી | ૪૫૩ |
| રંગોત્સવ | ચન્દ્રવદન મહેતા | ૪૫૭ |
| તારી છબી | પ્રજારામ | ૪૬૧ |
| અધ્યાપન અને અધ્યયન | ભાઈલાલ પ્ર. કોઠારી | ૪૬૨ |
| 'વરવહુ અમે તો લડી પડ્યાં'— પેકિંગની લોકઅદાલત | ઉમાશંકર જોષી | ૪૬૫ |
| અર્ઘ્ય | ન૦ | ૪૭૪ |
| ૧૯૫૨ની સૂચિ | ... | ૪૭૬ |





સંસ્કૃતિ કાર્યાલય વતી મુદ્રક-પ્રકાશક: કિશનસિંહ ચાવડા, ચેતના પ્રેસ લિ. નવાબજાર, વડોદરા.


### લેખક મિત્રોને વિનંતિ:-

* લખાણ કાગળની એક બાજુ અને સ્વચ્છ અક્ષરે લખાયેલું, જોડણીકોશ પ્રમાણેની જોડણીવાળું હોય તે મુદ્રણદૃષ્ટિએ જરૂરી છે.
* લખાણ પાછું મેળવવા માટે તેની સાથે જવાબી પરબીડિયું હોય તે આવશ્યક છે.

### સૂચનાઓ :

* દર માસની સાતમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.
* દશમી સુધીમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જાણાવવું.
* પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર લખવાથી સગવડ થશે.
* આ માસિકમાં પ્રસિદ્ધ થતા લેખોમાંના અભિપ્રાય માટેની જવાબદારી તે તે લેખકની છે.
* પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે.

ગ્રાહકો નોંધવાનાં સ્થળો:

**એન. એમ. ત્રિપાઠી. લિ. મુંબાઈ.**
**જીવનસાહિત્યમંદિર, અમદાવાદ.**
**ભારતીસાહિત્યસંઘ, અમદાવાદ.**
**ઇન્દ્રધનુ, મિશનરોડ, અમદાવાદ.**
**ગાંડીવ સાહિત્યમંદિર,** પ્રિન્સેસ **સ્ટ્રીટ મુંબઈ-૨**
**ગાંડીવ સાહિત્યમંદિર,** લાલગેટ, **સુરત**
**એલ. કે. મેઘાણી :** અમરતોલા **સ્ટ્રીટ, કલકત્તા ૧.**
**પ્રભાકર બ્રધર્સ,** પો. બો. ૬૨, નૈરોબી, ઇસ્ટ આફ્રિકા.

**લવાજમ :**

દેશમાં રૂપિયા સાત. પરદેશમાં રૂા. ૯ અથવા શિલિંગ ૧૪. છૂટક નકલના બાર આના.

તંત્ર અને વ્યવસ્થા અંગેના સઘળા પત્રવ્યવહારનું સરનામું :

**સંસ્કૃતિ કાર્યાલય,**
એલિસ-બ્રિજ. અમદાવાદ-૬

સંસ્કૃતિ

सत्यं परं धीमहि ।

ડિસેમ્બર ૧૯૫૨



# शकुन्तला

**શ**કુન્તલા ! તું કાંઈ કાલિદાસના—કહો કે સંસ્કૃતભાષાના ઉત્તમ નાટકની નાયિકા માત્ર નથી. આ ભૂતલ ઉપર પ્રાણીસૃષ્ટિમાં જ્યાં સુધી યૌવનનો ઉત્સવ ચાલ્યાં કરશે ત્યાં સુધી તું એનું એક મનભર પ્રતીક છે:

**આંખમાં હૃદય ડોકિયાં કરે,**
**અંગઅંગ ઊભરાય માધુરી:**
**કામ્ય-સૌમ્ય, રસમત્ત-કારુણી**
**યૌવનોત્સવની મૂર્તિ સંચરે.**

પણ પૃથ્વી ઉપર યૌવનનો ઉત્સવ વસન્તે વસન્તે—હર આયુષ્યની વસન્તે—મચી ઊઠે છે તે કોઈ વિફલ ઉદ્રેક નથી, કે નથી માત્ર પ્રજાતન્તુ અવ્યવચ્છિન્નરૂપે ચાલ્યાં કરે એ માટેનું પ્રકૃતિશાસન. મનુષ્ય પોતાના જીવનમાં શક્ય બનાવી શકે તો સ્થિર રસાનુભવની સાધના માટેની પણ એમાં તક છે. શારીરિક આકર્ષણમાં પસાર થતાં અન્તે કોઈ અશરીર દિવ્ય સૌહાર્દની સ્થાપના થઈ શકે એ માટેનું આહ્વાન યૌવનોત્સવમાં હોય જ છે. અટળ આસ્થા હોય એ યુગલો જ મનોમન એ આહ્વાનને સ્વીકારી લે છે. માર્ગે યાતનાનો—મોટામાં મોટી તો ગેરસમજની યાતનાનો—અસહ્ય ભાર ઉઠાવવાનો રહે છે, પણ એવું સૌહાર્દ એકમેક વચ્ચે સ્થપાય એ જીવનની જેવી તેવી બક્ષિસ નથી.

ઋષિ વિશ્વામિત્ર અને અપ્સરા મેનકાની સંતતિ શકુન્તલા, કણ્વઆશ્રમનો ઉછેર પામી માનવસમાજ વચ્ચે જીવવા માટેની યોગ્યતા મેળવે છે. અને સ્નેહની તાવણીમાં પસાર થતાં ભારતવર્ષને એનું નામ આપનાર ભરતની માતા બનવાને પાત્ર નીવડે છે.

મહાભારતની શકુન્તલા તપસ્વિની છે અને એના તપ-તેજનો પરચો દુષ્યન્તને દરબારમાં મળે પણ છે. દુષ્યન્ત એનો ઇન્કાર કરે છે ત્યારે એ એને કહે છે કે આવા અસત્યભાષી માણસની પત્ની પોતે બનવા માગતી નથી, હવે એ સ્વીકારે તો પણ. આકાશવાણી થાય છે અને દુષ્યન્તને માથે આળ ન આવે માટે આ રીતે એ વર્તતો હતો એવો ખુલાસો થતાં, એ એની સાથે રહેવા કબૂલ થાય છે. મહાભારતની શકુન્તલાનું વ્યક્તિત્વ પ્રતાપી છે અને એનું આકર્ષણ પણ ઓછું નથી. પણ કણ્વાશ્રમમાં ઝબકી દુષ્યન્તના અન્તઃપુરમાં એ સદાને માટે ખોવાઈ જાત. કાલિદાસની શકુન્તલા એ રીતે વિસારે પાડી શકાય એની નથી. કાલિદાસે મહાભારતની આશ્રમકન્યામાંથી એક એવી રસમૂર્તિ કંડારી છે કે દેશદેશના (જર્મનીના ગેટે જેવા) ગુણીજનોના હૃદયમાં એણે માનભર્યું સ્થાન મેળવ્યું છે.

શકુન્તલા દ્વારા કાલિદાસે કહ્યું છે કે એક અતિથિને—દુષ્યન્તને હૃદય આપ્યું ને બીજાની—દુર્વાસાની અજાણ્યે અવહેલના કરી, એ કેમ ચાલે? સમષ્ટિની અવહેલના કરવામાં આપણે આપણાપણામાં પણ ઓછા ઊતરીએ છીએ. દુષ્યન્તમાં—પ્રેમમાં એ ખોવાઈ ગઈ હતી—પ્રેમને જ એ ખોઈ બેઠી. She Was lost in love, She lost love itself. આ જ શાપ છે. વ્યક્તિગત જીવનની સમૃદ્ધિને સમષ્ટિના કલ્યાણમાં જોડીએ અને જીવન જોગવીએ એ કાલિદાસની શકુન્તલાનો જીવનમર્મ છે.

[અમદાવાદ આકાશવાણી પર. નવે. ૧૯૫૨]

**ઉમાશંકર જોષી**

# સમયરંગ



## બે ષષ્ટિપૂર્તિ સમારંભો

'બેકદર' ગુજરાતના પાટનગરમાં ઉપરાઉપરી બે (થોડા સમય પહેલાં ઊજવાઈ ગયેલો અમદાવાદના બુઝર્ગ ઉર્દૂ કવિ 'કલીમ'નો શાનદાર રીતે ઊજવાયેલો સિત્તેરમો જયંતીઉત્સવ પણ લેખામાં લઈએ તો ત્રણ) ષષ્ટિપૂર્તિ સમારંભો ઊજવાયા. એક તારીખ ૧૬-૧૧-'૫૨ને રોજ અને બીજો તારીખ ૧૭-૧૧-'૫૨ને રોજ. પહેલો જાણીતા માસિક 'નવચેતન'ના મધુર, મિલનસાર, એકનિષ્ઠ તંત્રી શ્રી ચાંપશીભાઈનો. એમને એ પ્રસંગે રૂા. ૩૫૦૧)ની થેલી પણ અર્પણ થઈ હતી. પોતાને મળેલાં અભિનંદનોનો જવાબ વાળતાં તેમણે ગુજરાત પ્રત્યેની પોતાની કૃતજ્ઞતા નીચેના શબ્દોમાં વર્ણવી હતી :

"ગુજરાતે મારા કાર્યને પ્રેરણા આપી છે અને 'નવચેતન' પ્રત્યે ગુજરાત અમીદૃષ્ટિથી જોતું આવ્યું છે. લેખકો સાથ આપતા રહ્યા છે અને પત્રકારોયે મીઠી વાણીથી એને અપનાવી રહ્યા છે. 'નવચેતન' જીવંત રહે એ માટે સાહિત્યકારો કાળજી રાખી રહ્યા હતા. 'નવચેતન'ને કંઈ નહિ તોય રૂપિયા પંદર હજારની આર્થિક સહાય મળી છે, અને ચાર-છ સમારંભો થયા હશે. ગુજરાત બેકદર છે એવું કલંક મારી બાબતમાં તો ગુજરાતે ભૂંસી નાખ્યું છે, અને ગુજરાતનો મારા પરના ઋણનો હું જાહેર સ્વીકાર કરું છું."

પોતાના વક્તવ્યને અંતે તેમણે જણાવ્યું હતું કે :

"હું તમને અહીંથી જાહેર વચન આપું છું કે મારું શરીર અને મગજ કામ કરતું રહેશે ત્યાં સુધી હું 'નવચેતન'નું કામ કરવામાં અને તેને વિકસાવવામાં આળસ નહિ કરું. 'નવચેતન' મારું સર્વસ્વનું સર્વસ્વ છે."

બીજો સમારંભ તે ગુજરાતના પીઢ ચિરયુવાન લોકસેવક શ્રી ઇન્દુલાલની ષષ્ટિપૂર્તિનો. એમને પણ એ પ્રસંગે રૂા. ૮,૧૦૧)ની થેલી અર્પણ કરવામાં આવી હતી. વિવિધ ક્ષેત્રોના કાર્યકરો તરફથી એમને આપવામાં આવેલાં અભિનંદનોના જવાબમાં એમણે જે વ્યાખ્યાન કર્યું તેમાં આપણા દેશની આજની પરિસ્થિતિનું લાગણીભર્યું અને વસ્તુસ્પર્શી નિદાન હતું. તેમાંનો કેટલોક ભાગ છાપાંઓના હેવાલને આધારે અત્રે ઉતાર્યો છે :

"ગુજરાતના પાટનગરની જનતા આજે જ્યારે મારું સ્વાગત કરે છે ત્યારે મારી આંખ આગળ ૧૯૧૫ના અરસાનું ગુજરાત ખડું થાય છે, જે યુગમાં લોકો અમને વહાલથી બોલાવી સ્વાગત કરતા, ધનિકો પ્રેમથી ઉદાર હાથે ધન આપતા અને મરકતી માંદે અને પાંચફૂવાના વેપારીઓ બોલ પડતાં ઝોળી છલકાવતા અને જુવાનો ગામેગામથી કામ કરવા દોડી આવતા. આજે ગુજરાત જુદું દેખાય છે. જુવાનોના મોં પર સુરખી નથી, મજૂર અને માલિક, ખેડૂત અને જમીનદાર વચ્ચે ગજગ્રાહ ચાલ્યાં કરે છે. જુવાનો આજીવિકા માટે બેબાકળા બન્યા છે. એક કુટુંબની ભાવનાનો બધામાંથી લોપ થયો છે, અને સૌને વિચાર, ભાવના કે પક્ષની ગૂંચવણમા પડી જઈ દરેક વાતમાં લાંબુ ટૂંકું કરવાની ટેવ પડી ગઈ છે. આજે સંસારમાં સમાજવિગ્રહ અને વર્ગવિગ્રહ ચાલે છે. સમાજ પહેલાં લોટ જેવો હતો, પાણી નાખતાં ભેગો થઈ જતો. આજે સમાજ રેતી જેવો બની ગયો છે. પહેલાં લોકોમાં મીઠાશ હતી. આજે જનતા બાવરી બની છે. આર્થિક ભીંસ ખૂબ મજબૂત બની છે.

સ્વરાજ આવ્યા પછી પણ આવી પરિસ્થિતિ હોય તો તે અસહ્ય છે, સ્વરાજ નહોતું આવ્યું ત્યારે આપણે રાષ્ટ્રવાદ માટે પ્રચાર કરતા, સ્વ-ભાષા, રાષ્ટ્રીય કેળવણી, રાષ્ટ્રીય ઉદ્યોગ વગેરે સૂત્રો વારંવાર પોકારતા, અને તે વિશે કોંગ્રેસે ઠરાવો પણ કરેલા છે. પૂ. ગાંધીજી તો આ વસ્તુઓ ઉપર વારંવાર ભાર દેતા. પણ અત્યારે દુકાનોનાં પાટિયાં અંગ્રેજીમાં છે, પરદેશી ભાષા ઘર ઘાલી બેઠી છે, યુનિવર્સિટીઓ અને કોલેજો હજી અંગ્રેજી ભાષાનો પ્રચાર કર્યે જાય છે. ઉદ્યોગો અમેરિકાના હાથમાં જઈ રહ્યા છે. પરદેશી મૂડીનું રોકાણ, તેની ભીંસ અને પરદેશી માલથી જનતા મૂંઝાઈ ગઈ છે. કેળવણી અને ઉદ્યોગો જુદે જુદે માર્ગે જાય છે, એથી બેકારી વધી રહી છે. અને આજની મૂડીવાદી કહેવાતી સરકારમાં ખુદ મૂડીવાદીઓ પણ બૂમો પાડે છે.

ભારતમાં બેંક, વહાણવટું, વેપાર અને ઉદ્યોગ પર ધીમે ધીમે પરદેશી કાબૂ આવતો જાય છે. અંગ્રેજોને કાઢતાં અમેરિકા દાખલ થયું છે. બકરું કાઢતાં ઊંટ પેઠું છે. કિલ્લા વગરનું રાજ કે વાડ વગરનું ખેતર ન હોઈ શકે. આજે તો ભારતને કોઈ કિલ્લેબંદી કે વાડ નથી. બોડી બામણીનું ખેતર છે. ગમે તે રાષ્ટ્ર પોતાનો માલ અહીં ખડક્યે જાય છે અને દેશી માલ હિંદનાં શહેરોનાં બજારોમાં ભટકતો

નથી. ચીનમાં ત્રણ વર્ષ પૂર્વે આવી જ સ્થિતિ હતી. પણ તેણે વદેશી માલને પૂરતું સંરક્ષણ આપ્યું. પરદેશી માલ આવતો બંધ કર્યો; પરિણામે મધ્યમ વર્ગ ઊજળો બન્યો.

આપણે ત્યાં પણ આ કાર્ય થઈ શકે એમ છે. પણ પહેલાં તંત્ર સુધારવું પડશે. અંગ્રેજો ગયા પછી તંત્ર તો એવું ને એવું જ રહ્યું છે, બલકે વધુ ભારે થયું છે. સારા તંત્ર વગર સળફતા ન મળે.

મુ. રાવજીભાઈને કહું છું કે આપ આનો વિચાર કરો અને મૂડીએ માનવતા પર જે ચડાઈ કરી છે તે દૂર કરી આવતી હિંસક ક્રાંતિ અટકાવો. આપણે બધા એક જ દેશ માટે કાર્ય કરીએ છીએ. આવો, ભેગા મળીને દેશને આગળ ધપાવીએ...

પ્રેમ અને વિશ્વાસનું જો આ સમારંભ પ્રતીક હોય તો પક્ષના નહિ, પણ જે દેશના આપણે સંતાન છીએ તે દેશની સમૃદ્ધિ માટે કામ કરીએ અને એકબીજા તેમાં ફાળો આપી આઝાદીને સંપૂર્ણ બનાવવાના સંગ્રામમાં સૌ વિજય મેળવીએ. ”

૧૯-૧૧-’પર

## આપણાં છાત્રાલયો

થોડો સમય થયાં ગુજરાતના વિદ્યાર્થીઓએ રજાઓમાં શરીરશ્રમનાં કાર્યો ઉપાડવાં શરૂ કર્યાં છે. એ આજના જમાનાને અનુરૂપ પ્રસ્થાન છે. એ રીતે વિદ્યાર્થીઓ પોતાના શરીરને સમાજોપયોગી કાર્યોમાં વાપરતા થયા છે, એ તેમના વિકાસની દૃષ્ટિએ પણ અત્યંત આવકારપાત્ર વસ્તુ છે. પણ વિદ્યાર્થી કેવળ રજાઓમાં આવાં સમાજોપયોગી શરીરશ્રમનાં કાર્યો કરે એટલું જ બસ નથી. એની દિનચર્યા જ એવી હોવી જોઈએ કે જેમાં પોતાનાં કામ જાતે કરી લેવાનાં આવે. આપણાં છાત્રાલયો વિદ્યાર્થીઓને તદ્દન બેઠાડુ અને જીવનને માટે નુકસાનકર્તા ટેવો પાડે છે. ગાંધીજીએ જ્યારે ૧૯૨૦ના અરસામાં રાષ્ટ્રીય શિક્ષણની શરૂઆત કરી ત્યારે છાત્રાલયો પણ નવી જ સ્વાશ્રયી ઢબે શરૂ થયાં હતાં અને આજે પણ એવી રાષ્ટ્રીય સંસ્થાઓમાં એ જ ઢબે ચાલી રહ્યાં છે. એવાં છાત્રાલયોમાં વિદ્યાર્થી પોતાની ઓરડી પોતે સાફ કરે, પોતાનાં કપડાં પોતે ધૂએ, પોતાનાં વાસણ પોતે માંજે, ઉપરાંત સંસ્થાની સામાન્ય સફાઈમાં પણ પોતાને ફાળે આવતું કામ કરે, અને ઉત્સવાદિ પ્રસંગોએ મંડપ બાંધવાછોડવા, બીજી વ્યવસ્થા કરવી એ બધામાં પણ પોતાનો ભાગ આપે. આને લીધે શરીરશ્રમ કેવળ વારતહેવારની ફૅશન નથી રહેતી પણ રોજની ટેવ બની જાય છે, અને તેથી એ બધાં કામો કરવાની અભ્યાસજન્ય દક્ષતા વિદ્યાર્થીઓમાં આવે છે. ઉપરાંત, એને કારણે છાત્રાલયજીવન વધારે રસમય, કૌટુમ્બિક ભાવભર્યું બને છે, અને ખર્ચમાં ઘટાડો થાય છે તે નફામાં. આને કારણે વિદ્યાર્થીઓનો અભ્યાસ બગડશે એમ માનવાને કંઈ કારણ નથી. આવું છાત્રાલયજીવન ગાળીને ભણેલાઓના અનુભવ અને આજે જ્યાં આવાં છાત્રાલયો ચાલે છે ત્યાંના વિદ્યાર્થીઓની અભ્યાસવિષયક પ્રગતિ જોઈને બેલાશક એમ કહી શકાય કે એ ભીતિ ખોટી છે. કદાચ વિદ્યાર્થીઓને નકામા ટોળટપ્પા કરવાનો વખત થોડો ઓછો મળે એમ બને પણ એને નુકસાન ન ગણવું જોઈએ. આજે શિક્ષણ દહાડે દિવસે વધુ ને વધુ ખર્ચાળ થતું જાય છે ત્યાં વિદ્યાર્થીઓ જો આવી પદ્ધતિ નહિ અપનાવે તો મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓને માટે ઉચ્ચ શિક્ષણ અને માધ્યમિક શિક્ષણ પણ દુર્લભ બની જશે. કૉલેજોએ પણ આ પ્રશ્નનો વિચાર કરી વિદ્યાર્થીઓને કેવળ રહેવાજમવાની સગવડ આપવા પૂરતાં છાત્રાલયો ચલાવવાના ખ્યાલને રુખસદ આપી વિદ્યાર્થીઓને શરીરશ્રમની અને સ્વાશ્રયની ટેવ પાડવાની દૃષ્ટિએ નવી પદ્ધતિઓ અખત્યાર કરવી જોઈએ અને તેમ કરવું હોય તો આજના કેવળ શોભાના ગૃહપતિઓને બદલે સાચા વિદ્યાર્થીપ્રેમી અને તેમના જીવનમાં રસ લઈ તેમને દોરી શકે એવા માણસોને એ સ્થાને રાખવા જોઈએ.

**ન.**

તા. ૧૯-૧૧-’પર

## સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રી

ચીનના પ્રવાસમાં નાનકિંગ હોંચતાં ટપાલ મળી તેમાં મુંબઈના એક સાહિત્યકાર મિત્રના કાગળથી આપણા ઇતિહાસવિદ શાસ્ત્રીજીના અવસાનના સમાચાર જાણ્યા. છેલ્લા કેટલાક માસથી તેઓ હૃદયરોગની બિમારીથી પથારીવશ હતા. દમના દર્દને તો સાથી તરીકે સ્વીકારીને સિત્તેરેકના આયુષ્ય સુધી એ પહોંચ્યા હતા.

શાસ્ત્રીજીની મુખ્ય સેવા ઇતિહાસના ક્ષેત્રમાં છે. મધ્યકાલીન ગુજરાતનો રાજપૂત ઇતિહાસ એમણે આપ્યો છે. પુરાણોની ઐતિહાસિક આદિ સામગ્રીનું વિવેચન પણ એમણે કર્યું છે. એમના ઐતિહાસિક લેખોના સંગ્રહમાં ઇતિહાસવિષયક અનેક મહત્ત્વના નિબંધો છે. ડૉ. રામકૃષ્ણ ભાંડારકર ઉપરથી શૈવધર્મનો ઇતિહાસ અને વૈષ્ણવધર્મનો ઇતિહાસ પણ એમને હાથે આલેખાયા છે. ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળામાં એમણે ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ એ વિષય ઉપર વ્યાખ્યાનો આપેલાં તેમાં એમની વિશદ અને સર્વગ્રાહી ઇતિહાસદૃષ્ટિનો પરિચય થાય છે.

શાસ્ત્રીજી વ્યવસાયથી ઝંડુ ફાર્મસી સાથે—એના એક અગ્રણી તરીકે જોડાયેલા હતા. વૈદકનો ઇતિહાસ પણ એમણે લખેલો છે. ઇતિહાસ અને વૈદક ઉપરાંત વ્યાપક ધર્મદર્શન એ

[ અનુસંધાન પૃ. ૪૭૨ ઉપર ]

## દ્યુતિ-ભાવ

ઇહ ભૂતલને ભિંજાવતી
મૃદુ એક હવા બની રહું,
સહુ સુપ્ત ઉરોની સોડમાં
સરીને મુજ સ્વપ્ન સંભરું.

ઇહ ભૂતલને નવાજતી
મધુ પુષ્પની ગંધ થૈ ભમું,
સહુ આરત પ્રાણમાં ઠરી,
નવલી રસ-આશ સંક્રમું.

ઇહ ભૂતલ નેત્ર આંજતી
ઋજુ તેજની યષ્ટિકા બનું,
સહુ સૃષ્ટિ-વિલુબ્ધ આત્મને
પરમા પ્રભુ-મૂર્તિ દાખવું.

ઇહ ભૂતલ કર્ણ-રન્ધ્રમાં
મુજ ગુપ્ત ગિરા-સુધા ભરું,
બસ એક જ દૃષ્ટિપાતથી
દ્યુતિમાં મતિ લોકની ધરું.

સુન્દરમ્

## નવાંકુરોની લીલા

નવાંકુરોની રમણીય લીલા—
વસી રહે તારકપાંદડીમાં:
લસી રહે ચંદ્રની છાબડીમાં:
હસી રહે સૂરજદીવડીમાં.

નવાંકુરોની રમણીય લીલા—
વસંતની પારસપાવડી પરે,
સોનારજોની ડમરી શી નિર્ઝરે!
સુહાગીસ્વપ્નો મધુમિષ્ટ હેરે!

નવાંકુરોની રમણીય લીલા—
આલોકનું મર્મરગાન ગુંજતી:
વ્યોમાંગણે ગુંબજગોફ ગૂંથતી:
વિરાટનું ઝંકૃતિતેજ દૂઝતી.

નવાંકુરોની રમણીય લીલા—
મારા ઉરે રેલત રુચ્ય પુદ્ગલ,
નાચી ઊઠે અંતર મારું આકુલ.

મોહિનીચંદ્ર

## નૂતન ચીન

• ઉદ્બોધન •

નવ્ય હે ભવ્ય ચીન!
ધીર ને કાર્યલીન!

ઝંઝા કેરી પુત્રી છો હોય ક્રાન્તિ,
હૈયે લ્હેરે ખેતરો કેરી શાન્તિ.
લપ્કારે ચાટે ભલે વિદ્યુતો તે,
વાંછે છે ગાર્હસ્થ્યનું સ્વાસ્થ્ય પોતે.

થૈ સિદ્ધ ક્રાન્તિ,
ઝંખે છે તું શાન્તિ—
ઝંખે જેવું બાળુડું દૂધ માનું.

હું 'ખૂબ જાણું'
ચાહે પ્રજા જે શિશુઓ સ્મિતે સુહ્યાં,
ફૂલો, રંગો, સૂર, આકાર આહવા,
ના અન્ય તે શાન્તિ વિના ચહી શકે.
ને ધૃષ્ટતા
કે દુષ્ટતા અન્યની ના અહીં ટકે.

નવ્ય હે ભવ્ય ચીન!
ધીર હે કાર્યલીન!
ના માત્ર તું વર્ષ ત્રણેકનું જ,
મથામણોમાં વય ત્રીસ છે તુજ.
ને તેની પૂંઠે ત્રિ-સહસ્ર વર્ષ.

સ્મૃતિ તને છે જ, અહો સહર્ષ
હિમાદ્રિની ઉપર થૈ મિલાવ્યા
શતાબ્દીઓથી કર ને છલાવ્યાં
મૈત્રીભર્યાં સંસ્કૃતિહેત આપણે.
પેકિંગને આજ સુરમ્ય આંગણે
વધાવું હું નૂતન વર્ષને દિને
તને અહો નૂતન ભવ્ય ચીન,
ધીર ને કાર્યલીન!

પેકિંગ
નવું વર્ષ ૨૦૦૯

ઉમાશંકર જોષી

# કાવ્યમય સંયોગભૂમિ

કાકા કાલેલકર

ચિ. પ્યારી રૈહાના, બર્ન ૨૩-૯-'૫૨

ડૉ. વિષે અને ત્યાંની M.R.A.ની પ્રવૃત્તિ વિષે મારે જે ખાસ લખવું છે તે હવે પછીના કાગળમાં લખીશ. આજે મારે ઇન્ટરલાકન વિષે લખવું છે. પણ તે પહેલાં એક વસ્તુ મારે લખવી જોઈએ. જૂના વખતમાં જ્યારે કોઈ સ્થાન જોવા જતો ત્યારે એનો ઇતિહાસ, એને વિષેની પૌરાણિક વાર્તાઓ, સાહિત્યમાં આવેલો એ સ્થાનનો ઉલ્લેખ વગેરે બધું પ્રયત્નપૂર્વક જાણી લેતો અને એ રીતે એ સ્થાન વિષેના મારા સંસ્કારો સમૃદ્ધ કરી લેતો. લોકોને પણ એ બધી વસ્તુઓ, મારી દૃષ્ટિએ, ટૂંકામાં જાણી લેવામાં ઘણો રસ પડતો. ભૂતકાળને જીવતો કર્યા વગર મારાથી રહેવાતું ન હતું અને લોકો પણ મારી એ શક્તિથી જ સંતોષ પામતા. હવે એ બધી વસ્તુઓ વિષે, કોણ જાણે કેમ, હું ઉદાસીન થયો છું. મને લાગે છે કે એ કામ હવે બીજાઓ કરે-અને વધારે સારી રીતે કરશે. આવું કેટલુંક કામ બીજાઓએ કર્યું પણ હશે. અને ન કર્યું હોય તોયે શું! પુરાણોમાં, સાહિત્યમાં અને ઇતિહાસમાં જેટલી માનવતા પ્રતિબિંબિત થઈ છે એના કરતાં ઘણીખરી વિશાળ માનવતા પ્રતિબિંબિત થવાની બાકી જ છે. એ માનવતાનો હવે હું ઉપાસક બન્યો છું.

આજે અહીંના ઐતિહાસિક સંગ્રહાલયમાં ગયો હતો. આ નાનકડા દેશે સારુંસરખું સંગ્રહાલય ઊભું કર્યું છે. એની રચના પણ સરસ છે. દીવાલ ઉપર મોટા મોટા ગાલીચા જેવાં પડદાઓ ઉપર જૂનાં ઐતિહાસિક યુદ્ધો અને બલિદાનો ચીતરેલાં હતાં. એમાં સ્વિટ્ઝરલૅંડનો ઉજ્જ્વળમાં ઉજ્જ્વળ ઇતિહાસ ચિત્રિત થયો છે. એ બધું કળા અને ઇતિહાસની દૃષ્ટિએ જોઈને પ્રભાવિત થયા છતાં મારા મનમાં એક જ વિચાર આવ્યો કે માણસ માણસને આવી રીતે હેરાન ન કરે તો શું ન ચાલત? શા માટે લડાઈઓ અને 'ધાર્મિક' છળ થવાં જોઈએ? ઈસાના ક્રુસિફિક્શનનાં ચિત્રો તો જ્યાં ત્યાં હતાં. એ જોઈને મને પેલું વચન યાદ આવ્યું કે, "યુરોપના લોકોએ એશિયાના એક સત્પુરુષને ગુરુ તરીકે સ્વીકાર્યો અને માન્યું કે આ રીતે એમને એશિયાના બીજા તમામ લોકોને ગુલામ બનાવવાનો અધિકાર મળ્યો." પણ એ વચનનું મહત્ત્વ હવે ઓછું થયું છે. હવે તો યુરોપ અંદર અંદરના ઝઘડાથી જ પીડાય છે અને ભવિષ્ય વિષે બેબાકળું થયું છે. એ મહાયુદ્ધોના અનુભવથી અહીંની પ્રજા ત્રાસી ગઈ છે અને એ યુદ્ધો કેમ ટાળવાં એનું જ ચિંતવન કરે છે. અને છતાં અહીંની પ્રજાના મોઢા ઉપર ક્યાંય ગમગીની દેખાતી નથી. જીવનનો આનંદ હમેશાં માણતા રહેવું એ જ એમનો પ્રધાન ધર્મ છે.

સ્વિટ્ઝરલૅન્ડમાં પગ મૂક્યો ત્યારથી આજ સુધી કોઈ પણ ઠેકાણે ગંદવાડ, કચરો, અવ્યવસ્થા—કશું દેખાતું નથી. ક્યાંય અવાવરુ જેવું લાગતું નથી. સ્વચ્છતા, વ્યવસ્થા અને સુઘડતાનો આ દેશ છે. હવામાં ન મળે ધૂળ કે ધૂમાડો. સેંકડો માઈલના રસ્તાઓ જોયા. પણ એ બધા રસ્તા સત્પુરુષોના ચારિત્ર્ય જેવા સ્વચ્છ, સીધા અને સુખકર દેખાયા. આ દેશની ભૂમિનો અધિકાંશ ભાગ પહાડો અને સરોવરથી વ્યાપેલો છે. બાકી જે થોડી જમીન બચી છે તેનો, અહીંના લોકો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરે છે. આપણે બોલતી વખતે ફળફૂલની વાત કરીએ છીએ પણ આપણે ત્યાં ફૂલો તો જોવાને જ મળતાં નથી. અહીં એવું નથી. અહીંનાં ખેતરો અને બગીચાઓ તો શું પણ મોટાં મોટાં મકાનો અને હવેલીઓ પણ નીચેથી ઉપર સુધી ફૂલોથી ઊભરાય છે.

આ દેશમાં પગ મૂકતાં પહેલાં જ સાડાદસ હજાર ફૂટની ઊંચાઈએથી આલ્પ્સના શિખરોનાં અને જિનીવા જેવાં સરોવરોનાં દર્શન કર્યાં હતાં. એ જિનીવા સરોવરને કિનારે

એક પહાડ ઉપરના આલિશાન મકાનમાં રહીને એ સરોવરનું દિવસરાત્ર દર્શન, મનન અને ધ્યાન કર્યું હતું. અને એ રીતે આંખોને તૃપ્તિનું સમાધાન મળ્યું હતું.

અને છતાં આજે અમે ઇન્ટરલાકન જોવા ગયા. મુંબઈમાં જ આપણા રામકૃષ્ણ બજાજે મને ભલામણ કરી હતી કે સ્વિટ્ઝરલૅન્ડ ગયા પછી ઇન્ટરલાકન જોયા વગર આવવું નહિ. ચિ. સતીશે પણ એ જ ભલામણ કરી હતી. કાલે રાત્રે અહીં આવતાંવેંત ભારતના એલચી શ્રી અસફઅલી સાહેબને મેં કહ્યું કે 'ઇન્ટરલાકન જોવા જવું જ છે.' સ્વિટ્ઝરલૅન્ડની રાજધાની – બર્નથી ૪૫ કિલોમિટરની દૂરી પર આ સ્થાન આવેલું છે. (પાંચ ફર્લાંગનો એક કિલોમિટર થાય છે. એટલે લગભગ ૩૦ માઈલ થયા.)

એ વિશાળ અને લંબાયમાન સરોવરની કાવ્યમય સંયોગભૂમિ ઉપર ઇન્ટરલાકન શહેર આવેલું છે. અને અહીંથી બરફની ગાંધી ટોપી પહેરેલાં અનેક સુંદર શિખરો દેખાય છે. થૂન (Thun) શહેરથી ઇન્ટરલાકન સુધી ફેલાયેલા થુનરસી (Thunersee) સરોવરને દક્ષિણ કિનારેથી અમે ગયા અને ઉત્તર કિનારેથી પાછા આવ્યા. તેથી એ સરોવરની એક અવળી પ્રદક્ષિણા પૂરી થઈ અને એટલું તો રમણીય દૃશ્ય જોવાનું મળ્યું કે મારા જેવાને પણ કહેવાનું મન થયું કે 'આજનો દિવસ ધન્ય છે.'

બર્ન રાજધાનીનું નામ રીંછ ઉપરથી પડ્યું છે, અને ખરેખર એ લોકોએ રાજધાનીની વચ્ચોવચ એક ઠેકાણે ઘણાં રીંછ પાળ્યાં છે. બર્નથી થૂન સુધી બન્ને બાજુ ખેતી, બગીચા, ઉપવનો અને પહાડોની શોભા અનેરી છે. ૨૮ કિલોમિટરનો આ પ્રદેશ ખરેખર આહ્લાદક છે. **આર** નદીને કારણે આ પ્રદેશની શોભા વધી છે એમ કહેવા કરતાં અહીંના લોકોએ પોતાના રસિક પુરુષાર્થથી ગરીબડી **આર** નદીને સૌન્દર્યવાહિની કરી છે એમ કહેવું જોઈશે.

સૌન્દર્યની આટલી ઉત્કટતા સુધી પહોંચ્યા પછી જ, એના આધાર પર કુદરતે થુનરસી સરોવરની શોભા ઉઠાવી છે. પાણીનો રંગ એટલો ઊંડો, શીતળ અને ચળકતો નીલ કે જાણે વાલ્મીકિની પ્રતિભા જ છલકાય છે. અમે દક્ષિણનો રસ્તો લીધો. સરોવરની પેલે પાર ટેકરીઓ અને એના પર ચઢતા ફર્નનાં ઝાડો જોતા જોતા અમે આગળ વધ્યા. અમારી સામે–એટલે આગ્નેય દિશાએ–ઊંચા ઊંચા પહાડો ભય બતાવતા હતા. શિખરો એટલાં ઊંચા કે ત્યાં કશું ઊગે જ નહિ – અને પહાડની બાજુ એટલી દીવાલ જેવી સીધી ઊભી કે ત્યાં પણ, અમુક ઠેકાણે ઝાડો ટકે જ નહીં. અમારો સ્થાનિક સારથિ ફ્રેન્ચ, જર્મન અને ઇટાલિયન આ ત્રણે ભાષા જાણતો. પણ અંગ્રેજી સાથે એનો પરિચય નહીં જેવો. અમે એને પૂછ્યું કે, "પેલું યુંગ ફ્રૌ (Jung Frau) – (પ્રમદવરા) શિખર દેખાય છે?" એણે કહ્યું કે, "સામે જે મજાનું બર્ફાચ્છાદિત શિખર દેખાય છે તે નહીં પણ ત્યાંથી ડાબી બાજુએ, પેલા વાદળા પાછળ યુંગ ફ્રૌનું શિખર છે." આગળ જતાં આકાશને વીંધી નાખનારું એક બીજું શિખર દેખાયું. અમે પૂછ્યું કે, "એ યુંગ ફ્રૌ છે?" એણે કહ્યું: "એક રીતે એને કહેવાય કેમ કે યુંગ ફ્રૌનાં ત્રણ શિખરો છે, એમાંનું આ છેક પૂર્વ તરફનું છે. જે શિખર ઉપર યાત્રાળુ વારી જાય છે, એ હજી પેલાં વાદળાં પાછળ જ છે." હવે તો આ અવગુંઠનવતી પાર્વતીનું દર્શન કરવા માટે અમારું મન અધીરું થઈ ગયું. બાકી બધાં શિખરો પ્રસન્નપણે દર્શન દે છે અને આ જ પ્રમદા ઘૂંઘટ તાણીને કેમ ઊભી છે? એવો વિચાર કરતા કરતા અમે ઇન્ટરલાકન પહોંચી ગયા.

ચિ. સરોજ વીસ વરસ પહેલાં પોતાના પિતા સાથે આ સ્થાને આવી હતી ત્યારે એણે બે ટેકરીઓ વચ્ચેથી યુંગ ફ્રૌનાં દર્શન કર્યાં હતાં. એની સૂચના પ્રમાણે અમારો સારથિ અમને બરાબર એ જ ઠેકાણે લઈ ગયો. હવે યુંગ ફ્રૌ (young lady)એ પોતાનો બુરખો આમતેમ ખસેડવાનું શરૂ કર્યું અને આખરે અમને દર્શનનો આનંદ આપ્યો! અહીંનાં ઘણાંખરાં શિખરો દસથી બાર હજાર ફૂટની ઊંચાઈનાં છે. સૂરજનાં કિરણો સાથે રમત રમનારાં વાદળાંઓ દર વખતે આ શિખરો ઉપર નવો નવો પ્રકાશ પાડે છે અને તેથી આ સનાતન સ્થાવર શિખરોની શોભામાં નિત્યનૂતન લાવણ્ય દેખાય છે. ઘડીકમાં લાગે છે કે બરફનો એક કિલ્લો દેખાય છે, ઘડીકમાં લાગે છે કે ત્યાં ગંધર્વોનો એક રાજમહેલ છે. અહીંના કવિઓએ અહીંના પહાડની શોભા અનેક રીતે ગાઈ હશે પણ આપણે એમની ભાષા જાણતા નથી. મેં તો સર વૉલ્ટર સ્કૉટનાં વર્ણનો જ વાંચ્યાં છે, જેમાં એણે સ્કૉટલૅન્ડના પહાડો, સરોવરો અને ત્યાંની દંતકથાઓ સંઘરી રાખનાર ગુફાઓને અમર કર્યાં છે. પણ કવિઓએ જે વસ્તુનાં વર્ણનો કર્યાં છે એ પ્રત્યક્ષ વસ્તુ જ મારા હૃદયમાં

...વૃત્તિ જગાડતી હતી. એનું વર્ણન કરતાં મન ન આવડ્યું ...થી શું? તેથી કાંઈ મારો આનંદ છીછરો નથી થતો.

આ આખા સરોવરને બન્ને કાંઠે માણસોએ અસંખ્ય ...રો બાંધ્યાં છે. પણ તે એવી રીતે બાંધ્યાં છે કે સરોવરની ...ભા જરાયે બગડતી નથી એટલું જ નહિ પણ આ ઘરો ...હીં ઠેકઠેકાણે ઊગ્યાં ન હોત તો સરોવરની શોભામાં કાંઈક ...પ જ આવત એમ લાગ્યા વગર રહેતું નથી.

જેમ થૂન અને ઇન્ટરલાકન વચ્ચે થુનરસી સરોવર ...યું છે તેમ જ ઇન્ટરલાકન અને બ્રિન્ઝ વચ્ચે બીજું ...ક સરોવર તણાયું છે. એનું નામ છે બ્રિન્ઝરસી, ...સી' એટલે સરોવર. ઇન્ટરલાકનનું ગૌરવ જ એમાં છે કે ...ના બન્ને પડખામાં ગંધર્વ પ્રદેશ છે.

મુંબઈ, મદ્રાસ, નવી દિલ્હી વગેરે શહેરોની આધુનિક ...વસ્થા જોયા પછી પણ કહેવું પડે છે કે સ્વિટ્ઝરલૅન્ડનાં ...હેરોની સ્વચ્છતા અને ઘરો ગોઠવવાની અભિરુચિ આપણે ...માટે અનુકરણીય છે.

ઇન્ટરલાકનની આસપાસની સૃષ્ટિશોભા ધરાઈને જોયા ...છી અમે ઉત્તરનો માર્ગ લીધો. શું દક્ષિણે અને શું ઉત્તરે, ...અમારો રસ્તો સરોવર સાથે રમતો રમતો ચાલ્યો હતો. ...ઘડીકમાં જાણે આચમન કરવા સરોવરની સપાટી સુધી નીચે ...ઊતરતો હતો અને ઘડીકમાં ઊંચેથી સરોવરની શોભા દૂર ...થી નિહાળવા માટે ચઢી જતો. એક ઠેકાણે બતકોનો એક ...ટોળો ભારે મહત્ત્વના કામે નીકળ્યો હોય એવી રીતે પાણી-...માં આગળ ધસતો હતો. જ્યારે બીજે ઠેકાણે દસ-વીસ ...હોડીઓ પોતાના સઢ સંકેલી અને લંગર પાણીમાં ઉતારી, ...ખુશીની પેઠે ડોલતી હતી. અને આસપાસનાં રંગબેરંગી ...લો 'કેવી મજા,' 'કેવી મજા,' કરીને બધાંની પ્રસન્નતા ...વધારતાં હતાં. અમારો રસ્તો સરોવરને કિનારે કિનારે જતો ...તો પણ પહાડની કેટલીક આંગળીઓ સરોવર સાથે રમવા ...આગળ આવેલી હોવાથી એમાં કાણું પાડીને જ અમારો ...રસ્તો આગળ વધી શકતો. આ નાના નાના બોગદાઓ ...આખા કાવ્યનું ગાંભીર્ય અને ઊંડાણ વધારતા હતા. ...એટલામાં રસ્તામાં એક નાનકડો ધોધ ઉતાવળે ઉતાવળે કૂદતો ...તો સરોવરમાં સ્વાત્માર્પણ કરતો દેખાયો. અમારા રસ્તા-...એ એના પર પુલની આમન્યા બાંધી અને આગળ ચાલ્યો.

સૂર્ય દેખાતો ન હતો પણ વાદળાંઓએ એક ખડકી ...માંથી થોડાંક સૂર્યકિરણો સરોવર ઉપર વરસાવ્યાં અને ...સરોવર તરત જ દીપી ઊઠ્યું. સરોવરના રંગ, એના પરની કરચોલીઓની ભાત અને તેની વિવિધ પ્રકારની કાન્તિ – બધાં મળીને ક્ષણે ક્ષણે અમને નવો નવો આનંદ આપતાં હતાં. એક મોટી હોડી પર પથરાની ખડી લઈ જવાનો ભાર આવી પડ્યો હતો! એ હોડી સરોવરની રજા લઈ આગળ વધતી હતી અને એના નાક આગળ સરોવરનાં પાણી થોડાક ફુવારા ઉડાડી એનું સ્વાગત કરતાં હતાં. રસ્તાની બાજુની દીવાલો સુંદર વેલીથી ઢંકાઈ હતી. ભડક રંગવાળાં કપડાં પહેરેલાં રૂપાળાં બાળકો ફૂલો સાથે હરીફાઈ કરતાં હતાં. જ્યાં જગા મળી ત્યાં લોકોએ સરોવરને કિનારે ઝાડફૂલ વચ્ચે બેસીને આરામ કરવા માટે ખુરસીઓ ગોઠવી જ છે. કુદરતની ભવ્યતા દિવસરાત્ર નજર આગળ હોવાથી કેટલાક લોકોની નજર કોળાઈ જાય છે. એમને એમાં કશી મજા પડતી નથી. અહીંના લોકો એવા દુર્દૈવી નથી. તેઓ જાણે કુદરતના આ સૌન્દર્ય ઉપર જ જીવતા હોય અને વધતા હોય એવું અહીં લાગે છે. જ્યારે જ્યારે સૌન્દર્યનું સ્થાન હૃદયમાં આનંદના ફુવારા જગાડે છે ત્યારે ત્યારે આ આનંદના સાક્ષી કોઈ હોવા જ જોઈએ એવી વૃત્તિ મનમાં જાગે છે. બીજી રીતે એ તૃપ્ત ન થાય ત્યારે આપણે કાગળ લખીને કોઈ આત્મીયજનને એ આનંદનો આસ્વાદ લેવા નોતરીએ છીએ. આટલાં વરસના સહવાસમાં મેં જોયું છે કે જ્યાં જ્યાં મને નિરતિશય આનંદ થાય છે ત્યાં ત્યાં ચિ. સરોજને પણ એવો જ આનંદ જડે છે તેથી અમે એકબીજાનું ધ્યાન ખેંચી અને એકબીજાની અનુભૂતિનું સૂચન કરી કુદરતની ઉપાસના સમૃદ્ધ કરીએ છીએ. આજે એવી જ રીતે સૃષ્ટિસૌન્દર્યનું ગુણગાન કરતાં કરતાં અમે બન્ને જણાં મૌન થયાં. થાક્યાં નહિ પણ અંતરમુખ થયાં અને તેથી એ મૌન એ પહાડો જેટલું જ ઉત્તુંગ અને એ સરોવર જેટલું જ ઊંડું, શીતળ અને શાન્તિદાયી બની ગયું. અંતે ઘેર આવ્યાં અને થયું કે આવડો આનંદ પેટ ભરીને ઊછળે છે એનું શું કરીશું? ઉપાય એક જ હતો, કે અમ બન્નેના આનંદને, બન્નેના સહયોગથી, એક કાગળમાં વણી કાઢવો અને એને હવાઈ-જહાજની પાંખ આપી મુંબઈ સુધી મોકલી દેવો.

એટલાથીયે સંતોષ ન થયો એટલે અમે વિચાર્યું કે રેહાનાની મદદથી એ જ આનંદને ઉમાશંકર પાસે મોકલી 'સંસ્કૃતિ'ના પડીકામાં ગુજરાતી વાચકોના હાથમાં પહોંચાડી દેવો. ચિ. અમૃતલાલ આનું હિંદી કરાવીને 'મંગલપ્રભાત'માં એને પ્રકાશિત કરશે. ત્યાં આપણા રવીન્દ્ર અને કવીન્દ્ર પોતાની નવી શીખેલી હિંદી અજમાવવા બેઠા જ છે!

લિ. કાકાના સપ્રેમ જયભગવાન અને ખુદાહાફિઝ

# પેકિંગ શાંતિપરિષદ—ડોકિયું

ઉમાશંકર જોષી

હિંસાય ઉન્મત્ત પૃથ્વી નિત્યનિઠુર દ્વંદ્વ,
ઘોર કુટિલ પંથ તાર લોભજટિલ બંધ.
નૂતન તવ જન્મ લાગિ કાતર જત પ્રાણી,
કરો ત્રાણ મહાપ્રાણ! આણો અમૃત વાણી.
વિકસિત કરો પ્રેમપદ્મ ચિરમધુનિષ્યન્દ.
શાન્ત હે! મુક્ત હે! હે અનન્ત પુણ્ય!
કરુણાઘન ધરણીતલ કરો કલંકશૂન્ય.

ક્રન્દનમય નિખિલ હૃદય તાપદહનદીપ્ત,
વિષયવિષવિકારજીર્ણ ખિન્ન અપરિતૃપ્ત;
દેશદેશ પરિલ તિલક રક્તકલુષ ગ્લાનિ;
તવ મંગલ શંખ આણો તવ દક્ષિણ પાણિ,
તવ શુભ સંગીત રાગ તવ સુન્દર છન્દ.
શાન્ત હે! મુક્ત હે! હે અનન્ત પુણ્ય!
કરુણાઘન ધરણીતલ કરો કલંકશૂન્ય.

[ સ્વ. રવીન્દ્રનાથ ઠાકુર : પેકિંગમાં એમના ભાઈની પૌત્રીએ બે નાના મેળાવડામાં ગાયું. ]

૧૯૪૯ના ડિસેમ્બરના આરંભમાં શાંતિનિકેતનમાં એક વિશ્વશાંતિ પરિષદ શરૂ થઈ હતી અને અંતમાં સેવાગ્રામમાં પૂરી થઈ હતી. એ નિમિત્તે હું ઉત્તર અને પૂર્વ હિંદની યાત્રાએ નીકળ્યો હતો. એ પરિષદનો હેવાલ જાન્યુઆરી ૧૯૫૦ના અંકમાં આપ્યો હતો. પેકિંગમાં ગયા ઑક્ટોબરની બીજીથી બારમી સુધી ભરાયેલી એશિયાઈ અને પૅસિફિક પ્રદેશોની શાંતિપરિષદનું એશિયાના જીવનમાં મહત્ત્વ જોતાં તેનો સવિસ્તાર અહેવાલ આપવો જરૂરી ગણાય. મૂળ તો સપ્ટે.ની ૨૫મીથી પરિષદ શરૂ થવાની હતી. પણ અનેક દેશોના પ્રતિનિધિઓને ચીન સુધી આવતાં ઘણી મુસીબતો પડી હતી. દા. ત. કૅલિફૉર્નિયાના એક વૃદ્ધ યુરોપ આવી એશિયા ઓળંગી પૂર્વ છેડે પેકિંગ આવ્યા. આવા અનેક પ્રતિનિધિઓ દેશથી નીકળી ચૂકેલા, પણ હજી રસ્તે હતા, તેઓ આટલી મુસીબતો પછી પેકિંગ પહોંચે ત્યારે પરિષદ પૂરી થઈ ગઈ હોય એ ઠીક નહિ એમ માનીને આવી પહોંચેલા પ્રતિનિધિઓએ ઑક્ટોબરની બીજી સુધી પરિષદ મુલતવી રાખવાનું ઠરાવ્યું. તા. બીજી ઑક્ટોબર પસંદ કરવામાં આપણા ડૉ. જ્ઞાનચંદે અને શ્રી રવિશંકર મહારાજે કહ્યું હતું કે એ તારીખ જગતના એક મહાન શાંતિપ્રેમી મહાત્મા ગાંધીની જન્મતિથિ પણ છે. દક્ષિણ અમેરિકાના એક પ્રતિનિધિએ ગાંધીજીને અંજલિ આપતાં એ હકીકતનું ખૂબ મહત્ત્વ કર્યું હતું. પરિષદ ચાલી પણ થોડીક વધુ. ૧૨મીએ પૂરી થયા પછી એનો અહેવાલ નવેમ્બર અંક માટે પહોંચવો મુશ્કેલ. પછી તો અમે દેશદર્શને નીકળ્યા. આજે હમણાં એક કારખાનું જોઈને આવ્યા. રસ્તે પશ્ચિમની ક્ષિતિજ લાલલાલ રંગાયેલી હતી. નહેરોનાં પાણીમાં એ રંગ રેલાયો હતો. ઉપર આકાશમાં શુક્રનો શુભ્ર પ્રકાશ ઝબકતો હતો. અત્યારે હાંગ્ચાઉના અત્યંત રમણીય સરોવર ઉપર અમે છીએ. થોડી વારમાં વદ ત્રીજનો ચંદ્રમા પર્વતની ધાર ઉપરથી ડોકિયું કરશે અને સરોવરની આછીઆછી લહરીઓ ઝીણુંઝીણું ચમકી ઊઠશે. થોડીવારમાં જ ચીનનું આહ્‌લાદક પુષ્પ [illegible] (ક્રિસેન્થિમમ) ચાંદનીના તંતુઓનું જ બનેલું ન હોય એમ શીતલ ફોરમભર્યું સ્મિત રેલાવી રહેશે. ના, પણ હમણાં તો એક સંસ્કાર-કાર્યક્રમમાં જવાનું છે. ચીનની રંગભૂમિ માતબર છે. રંગ, આકાર, શરીરપાટવ; અભિનય અને સંગીતની રેલમછેલ. રંગભૂમિના એ પ્રયોગોની, સરોવરોની ને નદીઓની, ચીનનાં અખૂટ લાગતાં ખેતરોની, મનુષ્યોની ને એ મનુષ્યોના હ્વાઈ નદી યોજના જેવા ભગીરથ પ્રયત્નોની, પેકિંગ મુકડેન નાનકિંગ શાહ્‌હાઈ આદિ શહેરોની નોખી નોખી છટાઓની, અને ખાસ તો નવા ચીનના પુરુષાર્થોની —એની શક્યતા અને મર્યાદાઓની વાત અત્યારે બાજુએ રાખીએ. ડિસેમ્બર અંક માટે શાંતિપરિષદનો આછો ખ્યાલ આપી શકાય – ખાસ કરીને ઓછા જાણીતા એવા જાપાન પ્રકરણ વિષે—તો પણ ઘણું.

શાંતિપરિષદની પ્રવૃત્તિમાં સામ્યવાદીઓ ભલે વધુ ઉત્સાહ દર્શાવતા હોય, પણ એમાં યુદ્ધનો વિરોધ કરનાર અનેક તટસ્થ અને બીજા પક્ષોના શાંતિપ્રિય માણસો પણ રસ લે છે. જગતશાંતિપરિષદ વૉર્સોમાં ભરાઈ હતી. આ ડિસે.માં વિયેનામાં ભરાવાની છે. એ પ્રવૃત્તિના કાર્યકર્તાઓ એને સામ્યવાદી પક્ષની જ પ્રવૃત્તિરૂપે નહિ, પણ અનેક ભિન્ન-ભિન્ન પક્ષો, ધર્મો, જાતિઓ, દેશોના માણસો એમાં ભાગ ભજવી શકે એવી બહોળી ભૂમિકા ઉપર મૂકવા મથી રહ્યા છે. આ વસ્તુ જગતની શાંતિના જ લાભમાં છે એમ ઉત્તરોત્તર તેમને અનુભવે પણ સમજાયું છે. જગતશાંતિ-સમિતિના આફ્રિકાવાસી નીગ્રો ઉપપ્રમુખ મ. દાબુશિયેએ પોતાના ભાષણમાં કહ્યું હતું તેમ અત્યારે ૧. કોરિયા, વિયેટનામ, મલાયામાં યુદ્ધ બંધ થાય, ૨. ઠંડા યુદ્ધનો અંત આવે ને પ્રજાપ્રજા વચ્ચે સામાન્ય આર્થિક સાંસ્કૃતિક સંબંધો સ્થપાય અને ૩. દરેક પ્રજાને રાષ્ટ્રીય સ્વતંત્રતા અને સલામતીની ખાતરી મળે—આ ત્રણ વાનાં જે લોક માગતા હોય તે બધા જ, પછી ભલેને તેઓ ગમે તે અભિપ્રાય ધરાવનારા હોય, આ જગતશાંતિની પ્રવૃત્તિમાં જોડાઈ શકે છે. સામ્યવાદીઓને પણ આવી વિચારણાનું મહત્ત્વ સમજાયું છે એમ કહી શકાય. પ્રજાઓ જુદીજુદી જાતના સમાજબંધારણ પ્રમાણે જીવવા માગતી હોય, તે ત્યાં સુખેથી જોડાજોડ જીવી શકે—એ વિચાર સામ્યવાદીઓને મુખે હવે વારંવાર સાંભળવા મળે છે. જગતમાં શાંતિ સ્થપાય, યુદ્ધની હોનારતોથી જગત બચે, યુદ્ધના ભયની લટકતી તલવાર હટે—એટલું થતું હોય તો કોઈ અમુક વિચારસરણીને ઝનૂનપૂર્વક વળગી રહેવામાં ડહાપણ નથી એમ સમજાતું જાય છે. પેકિંગ પરિષદ અનેક રાષ્ટ્રોના જુદાજુદા પક્ષ, ધર્મ, જાતિના માણસોને એકમાત્ર શાંતિની ઝંખનાની વિશાળ ભૂમિકા ઉપર ભેગા કરવાનો એક સુંદર પ્રયત્ન હતો.

મંચ ઉપર કલાકાર પિકાસોના શાંતિના પ્રતીકસમા 'હંસ'ના ચિત્ર આસપાસ ૩૮ દેશના ધ્વજો હતા. દુનિયાની ૧૬૦ કરોડ વસ્તીનાં રાષ્ટ્રોના ૩૬૭ પ્રતિનિધિઓ એકઠા થયા હતા. નિરિક્ષકો તરીકે ૩૭ હાજર રહ્યા હતા. જુદીજુદી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓના ૧૦ પ્રતિનિધિઓ અને ખાસ નિમંત્રેલા ૧૩ મહેમાનોએ પરિષદમાં હાજરી આપી હતી. ઉપરાંત બે પ્રેક્ષકો હતાં.

પરિષદને બોલાવનાર તૈયારીસમિતિના મહામંત્રીએ અહેવાલ રજૂ કર્યો. પરિષદના કાર્યનું સંચાલન કરવા માટે પ્રતિનિધિઓમાંથી ૬૩ જણાના પ્રમુખમંડળની ચૂંટણી થઈ. (તેમાંથી રોજરોજના સભાસંચાલક પ્રમુખો નક્કી થતા.) ઢોલના સંગીત સાથે થોડાક કિશોરો આવીને પ્રમુખમંડળને ફૂલછડી આપી ગયા. પરિષદના મંત્રીમંડળની ચૂંટણી થઈ અને કામ શરૂ થયું.

પરિષદ પેકિંગના લોકસભાગૃહમાં—જ્યાં ૧૯૪૯ની ઑક્ટોબરની ૧લીએ નૂતન ચીનની પ્રજાએ પોતાનું નવું રાજ્ય સ્થાપવાની ઘોષણા કરી હતી તે વિશાળ ખંડમાં ભરવામાં આવી હતી. મકાનો તો પેકિંગમાં બે માળથી ઊંચાં ભાગ્યે જ જોવા મળે. આ પણ બેઠા ઘાટનું છે, પણ અંદરથી બહુ વિશાળ છે. ચીની ઢબે એનું સુશોભન થયેલું છે. ખાસ કરીને ચીનની શૈલીના દીવાઓ તરત ધ્યાન ખેંચે. મંચ ઉપર પુષ્પોનાં કૂંડાં રાખવાની અહીંના લોકોને ટેવ છે. મંચ ઉપરના માણસો બગીચામાં બેઠા છે એમ લાગે. ઉપરાંત ખાસ પ્રસંગે ઢોલના સંગીત સાથે કાર્યક્રમ શરૂ થાય એ પણ અહીંની બીજી એક ખાસિયત છે. કોઈ પ્રતિનિધિમંડળ પરિષદને કે કોઈ પ્રતિનિધિમંડળને ધ્વજની કે એવી કશીક ભેટ આપવા આવે અથવા પેકિંગના મુસલમાનો, ખ્રિસ્તીઓ કે સ્ત્રીઓ પરિષદને ભેટ આપવા આવે ત્યારે આવા સંગીત સાથે આવે. આખું સભાગૃહ ઊભું થઈ જાય. આનંદની તાળીઓ પાડવી અને એમાં જેને અભિનંદન મળતું હોય તે પણ હોંસથી જોડાય એ પણ આ તરફની ખાસિયત લાગે છે. પરિષદની ખુલ્લી બેઠકમાં કુલ સો જેટલાં ભાષણો થયાં. ઘણાં ભાષણોને અંતે આખું સભાગૃહ ઊભું થઈ જતું અને આ રીતના ઉત્સાહભર્યા અભિનંદન-માં ઠીકઠીક સમય જતો. પણ સભાનું સંચાલન ક્યાંય શિથિલ થયું ન હતું. પ્રતિનિધિઓ સામાન્ય રીતે ગેરહાજર રહેતા નહિ. અનેક દેશોને ઘણુંઘણું કહેવાનું હતું—ખાસ કરીને દ. અમેરિકાના દેશોને. સૌને સમય આપવામાં આવતો હતો. આઠ ભાષાઓમાં એકએક વ્યાખ્યાનને એકી-સાથે સંભળાવવામાં આવતું. ધ્વનિગ્રહણયંત્ર માથા પર રાખી કાને ગોઠવીને જે ભાષા જોઈતી હોય તેમાં ચાંપ રાખો એટલે તમારી ઇચ્છા હોય તે ભાષામાં વ્યાખ્યાન સાંભળી શકો.

ઉદ્ઘાટનનું વ્યાખ્યાન માદામ સુનયાટસેને આપ્યું.

માણસ શાંતિ સર્જાવ્યે રહેશે એમ એમણે કહ્યું. જગતની શાંતિને દરેક રાષ્ટ્રની સ્વતંત્રતા સાથે સંબંધ છે એ ઉપર એમણે ભાર મૂકયો. "રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની ઝુંબેશ જગત-શાંતિ માટેની માગણી સાથે વધુ ને વધુ સંકળાતી આવે છે. દબાયેલા લોકો પૂછે છે: 'યુદ્ધ કોને જોઈએ છે?' જવાબ એમની આંખો સામે રોકડો છે — તેઓ યુદ્ધ માગે છે, જેઓ એ પ્રજાઓની ભૂમિ ઉપર તેમને દબાવવા માટે યુદ્ધમથકો સ્થાપે છે અને લશ્કરો ગોઠવે છે. 'આટલાં બધાં પોલાદ, તેલ, કાપડ, અન્ન જે અમારી મહેનતે નિપજાવ્યાં છે અને જેનો અમારે જીવવામાં ઘણી જરૂર છે તેનો વિનાશ કોણ ચાહે છે?' — એમ એ પ્રજાઓ પૂછે છે. આનો જવાબ પણ એમની પ્રત્યક્ષ પડ્યો છે — તે સત્તાઓ, જેઓ એ પ્રજાઓના મુલકમાં આવે છે અને થોડાક ટુકડા ફેંકતા રહીને એમની રાષ્ટ્રીય દોલતને ક્રૂરપણે શોષે છે. 'અને પોતાનાં બાળકો માટે માતાઓનાં આંસુની નદીઓ કોણ વહાવે છે?' અહીં પણ જવાબ ચોખ્ખો જ છે — તે જ સત્તાઓ, જેઓ જુવાનોને યુદ્ધના ષડ્યંત્રમાં પિલાવા માટે હૃદયહીન રીતે ખેંચી રહી છે."

સ્વતંત્રતાની ઝંખના જગતશાંતિના કાર્યમાં કેવી મદદ-રૂપ નીવડી રહી છે તેનો દાખલો લૅટિન અમેરિકાની પ્રજાઓએ કોરિયા સામેના અમેરિકન આક્રમણમાં ભાગીદાર થવાની ના પાડી છે એ ઉપરથી જોવા મળે છે એમ એમણે કહ્યું. ખુદ અમેરિકાના કેટલાક વિમાનીઓએ કોરિયા ઊડવાની ના પાડી હતી તેનો સરકારોથી અલગ એવા પ્રજા પ્રજા વચ્ચે પ્રવર્તી રહેલા ઊંડા સમભાવના દૃષ્ટાન્ત તરીકે તેમણે ઉલ્લેખ કર્યો હતો.

જર્મની અને જાપાનનું પુનઃશસ્ત્રીકરણ થઈ રહ્યું છે તે અંગે એમણે કહ્યું કે જગતની પ્રજાઓના હૃદયમાં આ બે દેશના યુદ્ધવાદીઓએ કાયમનું તિરસ્કારભર્યું સ્થાન મેળવેલું છે અને ફરી એમના હાથમાં બંદૂકો મૂકવામાં આવે ત્યારે શાંતિની સંભાવના ભયમાં મુકાય એ સમજી શકાય એવું છે. ફાસીવાદ અને યુદ્ધનાં ખેડનારાં ઇજારાશાઈ તત્ત્વોને ઔદ્યોગિક સામ્રાજ્યો સુપરત કરવામાં આવે ત્યારે દુનિયાની સલામતી માટે અંદેશો થાય જ. માનવસમૂહોનો વિનાશ કરનાર શસ્ત્રોની બંધી થાય—તેમને ગેરકાયદે ઠેરવવામાં આવે, વેપાર અને સંસ્કારના મુક્ત વિનિમય સામેના પ્રતિબંધો દૂર કરવામાં આવે અને અત્યારે ચાલી રહેલી લડાઈનો અંત લાવી શાંતિપૂર્વકની સમજાવટથી ઉકેલ આણવામાં આવે એવી માગણી માટે લોકોને એક થવું જોઈએ — શાંતિભર્યા સહઅસ્તિત્વ માટેની આ નીતિની શરતો છે એવું એમનું કહેવાનું હતું.

એમના વ્યાખ્યાન પછી પેકિંગના મેયરે ટૂંકું સ્વાગત-પ્રવચન કર્યું. તે પછી પરિષદનું કાર્ય શરૂ થાય તે અગાઉ ચીની પ્રતિનિધિમંડળના પ્રમુખ કુ મો-રૂરોએ સામાન્ય અહેવાલ રજૂ કર્યો. પરિષદના સંચાલનની પદ્ધતિ એ રીતે ગોઠવાઈ કે કોરિયાનો પ્રશ્ન, જાપાનનો પ્રશ્ન, રાષ્ટ્રીય સ્વતંત્રતા, પાંચ સત્તાઓ વચ્ચેનો શાંતિકરાર, સાંસ્કૃતિક વિનિમય, સ્ત્રી-બાળક-વિષયક સ્થિતિ, આર્થિક વિનિમય અને સામાન્ય ઠરાવનો મુસદ્દો — એમ આઠ કામ માટે આઠ કમિશનમાં કુલ પ્રતિનિધિઓ વહેંચાઈ ગયા. એ કમિશનો ખુલ્લી બેઠકનાં વ્યાખ્યાનોના ચાલુ સભાકાર્ય ઉપરાંત અલગ મળતાં. ચાલુ સભામાં તે તે કમિશનનો પ્રારંભિક અહેવાલ રજૂ કરવા માટે બબ્બે દેશોને નિમંત્રણ મળ્યું હતું. તે અહેવાલો ઉપર કમિશનોની બેઠકોમાં ખૂબ ચર્ચાઓ થઈ અને પરિણામે જે મુસદ્દાઓ તૈયાર થયા તેની ઉપર પ્રમુખ-મંડળે વિચાર કર્યો અને છેલ્લે દિવસે આખા સભાગૃહ સમક્ષ ઠરાવ રૂપે એ રજૂ થયા — અને ચર્ચાને અંતે સર્વાનુમતે પસાર થયા. પરિષદના સંચાલનની આવી જ પદ્ધતિ પૂરેપૂરી લોકશાહી ઢબની હતી. કોઈના પણ જરીસરખા મતભેદને સમજવાનો પ્રયત્ન થતો. એટલી બધી જુદીજુદી ખોપરીના માણસો ભેગા થયા હતા કે કોઈની માન્યતાને આંચકો ન પહોંચે અને બધાના હૃદયની ઝંખનાનું પ્રતિબિંબ પડે એવો મુસદ્દો તૈયાર કરવામાં બધાને ઠીકઠીક કેળવણી મળતી. બધાને શાંતિનું ધ્યેય ઇષ્ટ હતું એટલે એ એક વાત સચવાઈ એ રીતે સમાન ભૂમિકા શોધવાનું શકય બન્યું. ચીન પોતાનું અજોડ આતિથ્ય — પોતાની બધી સગવડો પરિષદને આપીને જાણે કે દૂર ઊભું હતું. ખુલ્લી બેઠકમાં પ્રારંભિક વ્યાખ્યાનો એણે આપવાનાં હતાં તે બાદ કરતાં સો જેટલાં વ્યાખ્યાનોમાં એના તરફથી એક વ્યાખ્યાન જંતુવિદ્યાના નિષ્ણાતે કોરિયા વિયેટનામના જંતુયુદ્ધ અંગે કરેલું એ જ. ચીનની પ્રજાના સંયમ અને ડહાપણ અને લોકશાહીપદ્ધતિ માટેના આદરનો પરિચય હાજર રહેલા કોઈ ને પણ થયા વગર રહે નહિ.

આઠ કમીશનોએ જેના ખરડા રજૂ કરેલા તે ઠરાવો અને બીજા સંયુકત રાષ્ટ્રસંઘને અપીલ જેવા સામાન્ય ઠરાવો – બધા જ નોંધપાત્ર છે. રાષ્ટ્રીય સ્વતંત્રતા ઉપર ચીલીનાં અધ્યાપક બહેને ખુલ્લી બેઠકમાં આપેલો અહેવાલ અત્યંત સુંદર હતો. કોરિયાનું યુદ્ધ બંધ થાય, વિયેટનામ-મલાયાને સ્વતંત્રતા મળે, સાંસ્કૃતિક આર્થિક વિનિમય દેશ-દેશ વચ્ચે નિર્બંધ રીતે થઈ શકે, — એ આ બધા ઠરાવોનો મુખ્ય ધ્વનિ હતો. અહીં ટૂંકામાં, કુ મોન્રરોના સામાન્ય અહેવાલ અને જાપાની તેમ જ ઑસ્ટ્રેલિયન પ્રતિનિધિમંડળોના વડાઓએ આપેલા અહેવાલોમાંની વીગતો જોઈએ.

બીજા વિશ્વયુદ્ધમાં જપાને એકલા ચીનમાંથી જ ૧ કરોડ માણસો અને ૫૦૦૦ કરોડ અમરિકી ડોલરની સંપત્તિનો ભોગ લીધો હતો. પોતાને પણ ૨૦ લાખ અનાથ બાળકો અને ૧૮,૩૦,૦૦૦ વિધવાઓ, હિરોશીમા-નાગાસાકી પરની અણુબોમ્બ-મ્હેનારતો અને યુદ્ધ પછીના અમરિકી થાણાનું ૪,૯૭૪,૦૦૦,૦૦૦ ડોલર ખર્ચ—એ નુકસાન વેઠવું પડયું.

૭ વરસ જપાનમાં થાણું જમાવ્યા પછી ૧૯૫૧ના સપ્ટે.ની ૮મીએ સોવિયેટ યુનિયન, નૂતન ચીન, મોંગોલિયા, હિંદ અને બ્રહ્મદેશ — એ દેશોએ જેમાં ભાગ લીધો ન હતો તે 'જાપાનની શાંતિ અંગેની સંધિ' અને 'સલામતીકરાર' સાનફ્રાન્સિસ્કોમાં થયાં. ૧૯૫૨ના ફેબ્રુ.ની ૨૮મીએ અમેરિકા (યુ.એસ.એ.)ની સરકારે અમેરિકા-જપાન વચ્ચે 'વહીવટી કરાર' કર્યા, જે એપ્રિલની ૨૮મીએ અમલમાં આવ્યા. તે જ દિવસે જાપાનની સરકારે ફોર્મોસામાં રહેલી કુમિન્ટૉન્ગ સરકાર સાથે 'ચીન-જપાનની શાંતિસંધિ' કરી. ૧૯૫૨ના જુલાઈની ૨૬મીએ અમેરિકા જપાન વચ્ચે મથકો અને પ્રદેશો અંગેનું ઍગ્રીમેન્ટ થયું છે. જપાને ભૂમિનૌકા અને હવાઈદળનાં મથકો તરીકે ૬૧૨ સ્થળો પૂરાં પાડવાં, જેમાંથી ૩૦૦ તો સુવાંગ અમેરિકી લશ્કર માટે રહેશે એવી કબૂલત થઈ છે. ૬૦૦ ચોરસ કિલોમિટરમાં સરેરાશ આવું એક મથક આવે. જપાનનું દળ ઝડપભેર વધારાઈ રહ્યું છે. ૧,૮૪,૦૦૦ યુદ્ધ-ગુનેગારોને મુક્ત કરવામાં આવ્યા છે અને મોટે હોદ્દે મૂકવામાં આવ્યા છે. જંતુયુદ્ધના ગુનેગાર શીરો ઈશીએ કોરિયા અને ઉ.પૂર્વ ચીન ઉપર જંતુયુદ્ધની દોરવણી આપવા પણ માંડી છે. જપાનમાં તૈયાર થતા બૉમ્બ કોરિયા ઉપર વરસાવાઈ રહ્યા છે.

જપાનને કેન્દ્રમાં રાખીને ૧૯૫૨ ઑગસ્ટની ૬ઠ્ઠીએ હોનોલુલુમાં ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅન્ડ, યુ એસ.એ. વચ્ચે 'પૅસિફિક કરાર જૂથ' સ્થાપ્યું છે. ઉત્તર ઍટલાન્ટિક કરારની નકલ કરવાનો એમાં પ્રયત્ન છે. જપાનના શાસકો ફરી સત્તા પર આવી રહ્યા છે અને અમેરિકાની મદદથી અને પ્રેરણાથી 'બૃહત્ પૂર્વએશિયાના સમૃદ્ધ વર્તુલ'નાં સ્વપ્નાં સેવી રહ્યા છે. સલામતીમંડળ આગળ વડા પ્રધાન યોશીડાએ ઑગસ્ટની ૪થીએ કહ્યું કે રક્ષણ માટે લશ્કર ઊભું કરવા સલામતીમંડળ યોજાયું છે અને 'યુ.એસ.એ. જપાન એશિયાની નેતાગીરી લે એમ ઇચ્છે છે.' એ ઇચ્છાનો પડઘો પાડવા એમણે જપાનને અનુરોધ કર્યો હતો. જપાનના વાર્ષિક બજેટમાં ૩૦%નો વધારો થયો છે, જેમાંથી સીધું અને આડકતરું લશ્કરીખર્ચ કુલ બજેટના ૭૦% છે. જપાનના ઉદ્યોગોને ઘણું સોસવું પડયું છે. ૬૭૦૦ મધ્યમ અને નાનાં ઔદ્યોગિક સાહસો દેવાળામાં ગયાં છે. અર્ધબેકારો અને બેકારોની સંખ્યા ૧૮૦ લાખે પહોંચી છે. જપાનના મજૂરપ્રધાન ખાતાના આંકડા પ્રમાણે ૧૯૫૧ના ઉત્તરાર્ધમાં મજૂરો અને ખેડૂતોએ પુત્રપુત્રી વેચ્યાના ૬૫૮ દાખલા નોંધાયા છે. 'અસાહી શીમ્બુમ' પ્રમાણે ૧૯૫૧માં ૨૨,૬૨૨ આપઘાત થયા છે. ૩ લાખનું લશ્કર ઊભું કરવાના પ્રયત્નો શરૂ થઈ ચૂકયા છે. કોરિયાના આક્રમણ પછી ઊભા થયેલા પોલીસ અનામતદળમાં ૭૫,૦૦૦ સૈનિકો હતા. અત્યારે ૧,૧૦,૦૦૦ છે. આ વરસને અંતે ૨,૦૦,૦૦૦ કરવાના છે. યુદ્ધ પહેલાં પોલીસની સંખ્યા ૫૦,૦૦૦ હતી તે અત્યારે ૧,૨૦,૦૦૦ ઉપર પહોંચી છે. જપાની પ્રતિનિધિએ કહ્યું કે યુદ્ધદષ્ટિએ મહત્ત્વના સ્થળ તરીકે જપાનની અગત્ય છે તેનો અને એના વિકાસ પામેલા ઉદ્યોગોનો ઉપયોગ થઈ રહ્યો છે. જપાનને લશ્કરી પોલીસ રાજ્યમાં અને ઉદ્યોગોને યુદ્ધઉદ્યોગોમાં ફેરવી નાખવાનો પેચ છે.

ઑસ્ટ્રેલિયન પ્રતિનિધિએ ધ્યાન ખેંચ્યું કે પોટસડૅમ કરાર પ્રમાણે જપાનની યુદ્ધકારક સત્તાને નાબૂદ કરવાનું નક્કી થયું હતું. ૧૧ રાષ્ટ્રોના પ્રતિનિધિઓએ 'જપાન માટેની પાયાની યુદ્ધોત્તર નીતિ'માં જપાનના ભૌતિક અને આધ્યાત્મિક બિનલશ્કરીકરણનો આગ્રહ રાખેલો. યુ.એસ.એ.એ જપાન સાથે અલગ સંધિ કરીને ઉપરના બંને મહત્ત્વના કરારોને દગો દીધો છે. જપાન માટેના ચાર સત્તાઓના નિયમનકમીશનમાં ચીન, સોવિયેટ, યુ.એસ.એ.

અને બ્રિટિશ રાષ્ટ્રસમૂહ એ ચાર હતી. તેમાં ઑસ્ટ્રેલિયાના ને જપાનના સંબંધની અગત્ય સમજીને મિ. મૅકમોહન બૉલ નામે ઑસ્ટ્રેલિયન બ્રિટિશ રાષ્ટ્રસમૂહના પ્રતિનિધિ તરીકે હતા. યુદ્ધોત્તર જપાનના સાચા ચાર-સત્તા-નિયમન માટે એમણે ચીંધેલી નીતિને ઑસ્ટ્રેલિયન સરકારે ટેકો ન આપવાથી એમણે રાજીનામું આપ્યું હતું. હવે જપાનની નજર ઑસ્ટ્રેલિયાની ઉત્તરના ન્યૂ ગિયાના ટાપુ ઉપર પડી છે અને ઑસ્ટ્રેલિયાના કાચા લોઢા માટે જપાનની દાઢ સળકી રહી છે.

'એશિયાવાસીઓ એશિયાવાસીઓનાં ગળાં કાપે એ જગતશાંતિનો ટૂંકો રસ્તો છે' એમ એક યુદ્ધપ્રેમીએ કહ્યું છે. અત્યારે એશિયામાં જે લડાઈઓ ચાલી રહી છે અને જપાનનું ફરીથી શસ્ત્રીકરણ થઈ રહ્યું છે એ ઉપરના કથનને ટેકો આપે એવી વિગતો છે. જપાનમાં એક પણ પરદેશી સૈનિક કે પરદેશી લશ્કર માટેનું મથક ન હોય, જપાનના લોકોને શાંત સ્વતંત્ર જીવન જીવવાની છૂટ મળે; કોરિયાના યુદ્ધનો અંત આવે, અમેરિકાનાં દળો ખસે, ચીની સ્વયંસેવકો સમેત કોઈ પરદેશી સૈનિક ત્યાં ન હોય એવી સ્થિતિ સ્થપાય; એશિયા અને પૅસિફિક પ્રદેશોની પ્રજાઓને રાષ્ટ્રીય સ્વતંત્રતા મળે; એ બધા દેશો વચ્ચે મુક્ત વેપારી અને સાંસ્કૃતિક વ્યવહાર ચાલે;—વગેરે પેકિંગ પરિષદના ઠરાવો આજને સમયે દુનિયાની શાંતિ ચાહતા સૌ કોઈને ટેકો આપવા જેવા લાગશે.

પરિષદ અંગેની વ્યવસ્થા અત્યંત સંતોષકારક હતી. ભાષણોની છાપેલી નકલ બીજે દિવસે વહેંચાઈ જતી. ધીરજ અને લોકશાહી રસમ માટેના આદરની વાત તો ઉપર કહી જ છે. વચ્ચે કોરિયાના પ્રતિનિધિમંડળને હિંદી પ્રતિનિધિમંડળે ભેટો આપી—સંગીત સાથે—તે વખતનું દૃશ્ય હૃદયસ્પર્શી હતું. માત્ર પરિષદની પૂર્ણાહુતિની તારીખે મોડી રાત સુધી બેઠક લંબાવાઈ હતી. એ વખતે ચીની સંગીત-મંડળે સુંદર સંગીત આપ્યું. વચ્ચે બાળકો ફૂલછડીઓ સાથે ધસી આવ્યાં અને અત્યંત મધુર રીતે પરિષદના સંચાલનનો અંત આવ્યો. ચાલુ જીવનમાં ચીનના લોકોએ કળાને કેટલી બધી વણી લીધી છે તેનો આવા પ્રસંગે પરિચય થતો હતો.

પરિષદમાં બીજા પણ કેટલાક લાભ થયા. એ નિમિત્તે ચીન—નૂતન ચીન—નો કાંઈક પરિચય થયો એ તો ખરું જ, પણ દક્ષિણ અમેરિકાના દેશોનાં તો નામ જ જાણતા હતા, તે બધા અત્યારે કેવા આર્થિક-રાજકીય ભીંસમાં સપડાયેલા છે તેનો કાંઈક ખ્યાલ અહીં આવવાથી આવ્યો. લૅટિન અમેરિકામાંથી ઘણાં આગેવાન સ્ત્રીપુરુષો આવ્યાં હતાં. સ્પૅનિશ ભાષા કેવી લયવાહી અને આહ્લાદક છે તેનો પણ કાંઈક અનુભવ થયો. ખરું જોતાં એક આંતરરાષ્ટ્રીય સમુદાય જ ભેગો થયો હતો એટલે આવ્યા હતા ચીન જોવા પણ મળી દુનિયા એવું થયું. જાણે બધા લાંબા સમયથી સાથે રહેતા હોઈએ એવું વાતાવરણ પણ થઈ ગયું હતું. એથી તો પેકિંગની વિદાય અત્યંત હૃદયસ્પર્શી હતી. આવા વાતાવરણમાં ક્ષુલ્લક મતભેદો તરત ઓગળી જતા લાગે તો તે સ્વાભાવિક છે. ચીનની પ્રજાની જપાનની પ્રજા સાથે હૃદયસંબંધથી જોડાવાની સાચી ઉત્સુકતા જોઈ આપણને આનંદ થાય. નહિ તો, એ બે પ્રજાઓ વચ્ચે પ્રેમની આશા રાખવા જેવો પાછલાં વીસ વરસનો ઇતિહાસ છે કે? પાકિસ્તાનનું પ્રતિનિધિમંડળ આવતાં હિંદી પ્રતિનિધિમંડળ ને એ બે જે રીતે ભેટ્યાં, ભળ્યાં એ જોઈ પરદેશી ખબરપત્રીઓ તાજુબ થયા. એ બંને મંડળોએ પરિષદને ચોરે કાશ્મીરનો પ્રશ્ન ચર્ચવાને બદલે અંદરઅંદર મળીને કાશ્મીર અંગે હિંદપાકિસ્તાનની પ્રજા કાશ્મીરની પ્રજાને સ્વનિર્ણય માટે તક મળે એવી સ્થિતિ રચે અને પરદેશી યુદ્ધપ્રેમીઓની પકડમાં એ બે દેશ વધુ ને વધુ સપડાતા બચે એ માટે સંયુક્ત નિવેદન કર્યું હતું.

ચીનની પ્રજાને પ્રત્યક્ષ જોવી ઓળખવી એ મોટો લહાવો હતો. એની મુશ્કેલીઓનો પાર નથી, છતાં જે રીતે એ પુરુષાર્થમાં મચી પડી છે એ દૃશ્ય આશ્વાસક છે. અહીં તો ચીનની પ્રજાની એક વિશેષતાનો ઉલ્લેખ કરીને સંતોષ મેળવવો રહેશે. ચીનની પ્રજા શાંતિ ચાહે છે. શહેરે, ગામડે, જ્યાં જાઓ ત્યાં આબાલવૃદ્ધ આખી જનતા સાચે જ શાંતિભૂખી છે એ જોઈ શકાય. હ્વાઇ નદીની યોજના પર ૬૦,૦૦૦ મજૂરોને એકસાથે કામ કરતા અમે જોયા. નહેરોના કામમાં છેલ્લાં ૩ વરસમાં ચીને પનામાનહેર કરતાં દસગણું અને સુએઝનહેર કરતાં ત્રેવીસગણું ખોદકામ કર્યું છે. એનો ૩૯ ઇંચ પહોળો ને એટલો જ ઊંચો પાળો કરવામાં આવે તો પૃથ્વીફરતા ૪૩ આંટા થાય. આ ને આવાં કામમાં પડેલી પ્રજાને શાંતિ સિવાય બીજું કાંઈ ગમે છે એ માનવું મુશ્કેલ છે.

[અનુસંધાન પૃ. ૪૭૩ ઉપર]

# ચીનના પત્રો*

ઉમાશંકર જોષી

૨૫મીએ સવારે વહેલા તૈયાર થઈ અહીંના જૂના સમયના શહેનશાહનો ગ્રીષ્મ-મહેલ(સમર-પૅલેસ)જોવા જવાનું હતું. સવારે અમે નાસ્તો લેતા થઈ ગયા છીએ કેમ કે ખાવાનું બપોરે ૧ પછી મળે. નાસ્તામાં ઓટની રાબ થોડું દૂધ નાખીને અને ટોસ્ટ અને ફળ. બપોરે દહીં પણ મળે છે. એટલે અમારા ખાવા અંગે મિત્રો જે ફિકર કરતા હતા તેવી કશી જ રહી નથી. ચોખા સારા મળે છે. સમર-પૅલેસ ૧૨–૧૫ માઈલ દૂર છે. જતાં ગામમાંથી જવાનું હતું. પેકિંગ સામાન્ય શહેર છે. વસ્તી તો ૨૨ લાખ છે પણ એ માળથી ઊંચાં મકાનો બહુ નહિ મળે. કહે છે કે શહેનશાહ થવા ન દેતો. પણ બધે ચોખ્ખાઈ સારી. લોકો ઉદ્યમમાં મચેલા...સમર-પૅલેસમાં અત્યારે જૂના કાળના નમૂના સંઘર્યા છે, જેમ વાઈસરોયના મહેલના કેટલાક ભાગમાં આપણે ત્યાં મૂક્યા છે. એક પથ્થરના કકડાની અંદર ચિત્ર હતું, બહારથી પ્રકાશ સામે જોઈએ તો ઉષાના રંગોના જેવું ચિત્ર ઊઘડતું આવે. દીવા અને ધૂપદાનીઓ, પથ્થરની આકૃતિઓ, ચિત્રો, સુંદર જોવા મળ્યાં. મકાનનો આકાર પણ સુંદર. હું ચિત્રો લઈ આવીશ તે ઉપરથી જ ખ્યાલ તો આવી શકશે. આપણા જેવાં છાપરાં—જરીક નમેલાં, વળાંકવાળાં અને રંગેલાં. મકાન ઘણાં મોટાં નહિ. મહેલને અડીને સરોવર છે. કહે છે કે રાણીને દક્ષિણમાં એક સરોવર ગમેલું ત્યાં તેને જવું હતું. રાજાએ આ સરોવર એ નમૂના પ્રમાણે કરાવ્યું, મહેલ બનાવ્યો અને રાણીને બતાવીને કહ્યું, બોલ, હવે દક્ષિણમાં જવું છે. એ ખુશ થઈ અને અહીં રહી. ટોચ ઉપર બુદ્ધની એક ગંજાવર મૂર્તિ છે. એ માથોડાં ઊંચી, ભવ્ય, પ્રસન્ન. સરોવરને દર્પણ-તળાવ કહે છે. સામે એક પુલ છે તેને ઊંટની પીઠ કહે છે. બપોરનું ભોજન ત્યાં જ હતું. સાંજે સીધા હિંદી એલચીખાતા પર ગયા. ત્યાં મિલન જેવું હતું. એલચી શ્રી રાઘવન્ અને એમનાં પત્ની મળ્યાં. તેઓ પહેલાં મલાયા તરફ રહેલાં છે. ચીની શીખવા પ્રયત્ન કરે છે.

૨૬મીએ મોટો કાર્યક્રમ હતો. ચીનની દીવાલ જોવા જવાનું હતું. અહીં ૩૯ દેશોના પ્રતિનિધિઓ આવી પહોંચ્યા હતા. પણ ઘણાએ દેશ છોડી ચૂક્યા હતા, પણ અહીં સુધી પહોંચ્યા નહોતા. એવા ૧૫૦ જેટલા માણસો માટે રાહ જોવાની હોઈ શાંતિપરિષદની તારીખ ૨૫મીથી ખસેડીને ૨૭ ઑક્ટો. રાખવામાં આવી. તે દિવસ ગાંધીજીનો જન્મદિન છે એ પણ સૌને સૂચવવામાં આવ્યું ને ગમ્યું. એટલે આ વચલા દિવસોનો બધું જોવામાં ઉપયોગ કરવાનો હતો. સવારે ૮ની ગાડીથી નીકળ્યા. સ્પેશ્યલ ટ્રેન જોડી હતી. દેશદેશના પ્રતિનિધિઓ હતા. ૭૧ કિલોમીટર દૂર સ્ટેશને ઊતરી ડુંગરોમાં થોડુંક ચાલી અમે દીવાલ તરફ વળ્યા. ડુંગરો લીલા, સુરેખ, શાંત અને શીતળ હવાવાળા. વચ્ચે અમારો માર્ગ જતો હતો. ત્યાં એક દીવાલ આવી. ડુંગરોની ધાર ઉપર દીવાલ કાંગરારૂપે ચાલી જતી હતી. અમે દીવાલ ઉપર ચઢીને થોડુંક ચાલ્યા. એક ઊંચા બિંદુએ પહોંચ્યા. ત્યાં રશિયનો, અમેરિકનો, બ્રિટિશર, એક ઇટાલિયન પત્રકાર—સારો એવો મેળો જામ્યો. દીવાલ ઉપર એક સાથે બે ગાડી પસાર થઈ શકે અને ચાર ઘોડા દોડી શકે એવી એ પહોળી છે. ઈંટોનો ઉપયોગ થયો છે. પોણો મણની લંબ-ચોરસ ઈંટો છે. ઈડરમાં કોટ ઉપર ફર્યાં હોઈ અહીં બહુ નવું ન લાગે. પણ દીવાલ ગંજાવર છે અને એની લંબાઈ ઘણી ઘણી છે—એ વસ્તુ આકર્ષક લાગે. પણ વધુ આકર્ષક તો આસપાસનું ગિરિવૃંદ અને દૂરનું મેદાન—એમાંનું મંદિર, ગામ, ખેતર—એ હતાં. અમે અઢીએક વાગે નીચે ઊતરી આવ્યા. એક નાનકડું ઝરણું વહી જતું હતું. જતાં એની પાસે બેઠો ન હતો. અત્યારે જરીક એની દોસ્તી કરી. આખી શાંતિને એના મૃદુ કલાસંગીતથી ઉઠાવ મળતો હતો. રસ્તો ભૂલ્યા. મહારાજે એ તકનો લાભ લઈ એક ખેડૂતની ઝૂંપડી પકડી. બાઈ જોડા સીવી રહી હતી. આંગણામાં મકાઈના દોડા સુકાતા હતા. આખો શિયાળો ચાલે એટલું ધાન-

* ગતાંકથી પૂરું.

જુદી જુદી જાતનું—સરસવ, ચો[illegible] મકાઈ, લસણ પણ હતાં. બોર સૂકવ્યાં હતાં. તમાકુ વાવેલી હતી. પડખે પેલું ઝરણું વહી રહ્યું હતું. બોર વીણતા અને ખાતા સ્ટેશને (ચિંગમુંગ ચિયાઓ) આવ્યા. બધા ઉતારુઓનો આંતરરાષ્ટ્રીય મેળો જામ્યો. ચારે ગાડી આવી. રાત પડ્યે પાછા આવ્યા. સ્ટેશન ઉપર શાંતિના પ્રતીક કબૂતરને વીજળી-દીવાઓ ઝળકાવી-પાંખો ફફડાવતું હોય એમ રાખ્યું હતું. અહીંના લોકો ખરે જ શાંતિ માગે છે. અમને અનેક માણસોનો પરિચય થયો તે બધાંની આપણા મન ઉપર પ્રસન્નતા-ભરી છાપ પડે. છોકરાઓ હસમુખા, સેવાભાવી, ચકોર અને અત્યંત વિનયી. બહેનો પણ. આગેવાનો સાથે આ ૨૭-૨૮મી તારીખોએ મુલાકાતો થઈ. તે બધી વાતો-ચર્ચાઓ લખતાં પાર ન આવે. પણ ઘણું ઘણું શીખવાનું મળે છે. અહીંના આગેવાનો-વિદ્વાનો-પોતાનો ધર્મ બહુ જ સારી રીતે બજાવી રહ્યા છે. ચર્ચાઓની નોંધો રાખું છું. બીજાં ભાષણો પણ થાય છે. પ્રતિનિધિઓ આવી રહ્યા છે. કાલે પાકિસ્તાનના ૨૬ આવ્યા. હજી આવી રહ્યા છે. સોવિયેટ લેખકો સાથે ચર્ચા થઈ. કાલે એક પ્રદર્શન જોયું. વિયેટ નામના વીરોને આપણે બેન્કવેટ આપી. સોવિયેટવાળાઓએ આપણને આપી. બધા સાથે પરિચય કરવા પ્રયત્ન કરીએ છીએ. પરિષદ એશિયાઈ અને પાસિફિક પ્રદેશોની હોઈ અમેરિકનો પણ છે. ઘણા કવિઓ અને કલાકારો પણ આવ્યા છે. પહેલી ઑક્ટોબરે ચીનની મુક્તિને ૩ વરસ થાય છે. એ ઉત્સવની તૈયારી થઈ રહી છે. પછી પરિષદ. ૧૦મી લગભગ પેકિંગ છોડી ફરવા નીકળીશું. ટાઢ માફકસરની છે. બધી જ સગવડો છે.

ઉમાશંકર જોષીની શુભાશિષ

Peking, Peace Committe
China, ૧૦-૧૦-૧૯૫૨

......,

હૉંગકૉંગથી અને અહીં પેકિંગ આવ્યા પછી લખેલા એમ બે લાંબા કાગળો મળ્યા હશે. પછી એક ચિત્રવાળું પોસ્ટકાર્ડ મોકલ્યું હતું તે પણ મળ્યું હશે. પરિષદ બીજીથી શરૂ થઈ છે અને ૧૧મી સુધી ચાલશે. તે પછી બેત્રણ દિવસ અહીંનાં કેટલાંક મંડળોને મળવામાં જશે એમ લાગે છે. તે પછી ચીનદેશમાં ફરવામાં બેત્રણ અઠવાડિયાં જાય એવો ખ્યાલ છે. પછી [illegible] તો છેક માંડી વાળ્યું છે. ખર્ચ પણ ઘણું થાય એવું છે. પણ દરિયારસ્તે સિંગાપુર જવું અને ત્યાંથી ૨।। દિવસનો ઇન્ડોનેશિયાનો રસ્તો છે. ત્યાં જઈ આવવું. જો કે એમાં કુલ ૧૦-૧૫ દિવસ જવા સંભવ છે. પાછા સિંગાપુર આવી ત્યાંથી પિનાંગ બંદરે એક દિવસ રોકાવું અને પાછા હિંદ આવતાં કલકત્તા ન જવું — કે ન બ્રહ્મદેશ જવાનો લોભ રાખવો. પણ કોલંબોરસ્તે મુંબઈ બંદરે આવવું. કોલંબો ઊતરી ૩-૪ દિવસ સિલોનને આપવા. સમય અને ખર્ચની દૃષ્ટિએ વધુ અનુકૂળ હશે તો કોલંબોથી ધનુષ્કોટિ થઈ રેલવે-રસ્તે ઘેર આવીશું. મહારાજની પણ આ બધા કાર્યક્રમ માટે ઇચ્છા છે એટલે આ પ્રમાણે કરીશું એવો ખ્યાલ છે. કાંઈ ફેર થાય તો એટલો કે એમાં કાપ મુકાય અને સીધા આગબોટથી દેશ આવી જઈએ. પણ અત્યારે તો પાકો ખ્યાલ ઉપર પ્રમાણે છે. વીસા (પ્રવેશરજા) અહીંથી ઇન્ડોનેશિયા માટે મેળવી લઈએ છીએ.

ગઈ કાલથી અહીં સખ્ત ઠંડી શરૂ થઈ છે. પવન સુસવાટા મારતો હતો. વાદળો હતાં. જરીક વરસાદ પણ આવી ગયો. અહીં આવ્યા તે દિવસે કાંઈક આવું હતું, પણ પછી ઉઘાડ નીકળ્યો હતો અને સુંદર હવા હતી પણ હવે શિયાળાનાં પગલાં સંભળાય છે. સૌ ગરમ કપડાંમાં સજ્જ થયા છે. ઓરડા ગરમ કરવાની નળીઓ પણ ચાલુ કરવામાં આવી છે. હું તો ચાલુ ગરમ શેરવાની વાપરતો હતો. શરૂઆતમાં મોડું સૂવાનું થવાથી અને ત્રણ વાર ખાવાથી અંતે લગભગ બધા જ સપડાયેલા હોઈ હું પણ શરદીમાં સપડાયો. હવે સારું થઈ ગયું છે અને તબિયત સાચવવાની સમજણ પણ મળી લાગે છે. કપડાં પૂરતાં છે. અહીં ધોવાની વ્યવસ્થા સારી છે. શુકલ પાસેથી માથાની ખાદીટોપીઆકારની ગરમટોપી મળી છે. મોજાં વાપરવાં પડે છે. કલકત્તાથી બૂટ લાવ્યા એ સારું થયું. મોજડી તો પગમાં હોય જ નહિ એમ લાગે.

તા. ૩૦મી સપ્ટેમ્બરની રાતે અહીંના ચેરમેન માઓત્સે-તુંગે ૨ હજાર જેટલા મહેમાનોને બેન્કવેટ આપી હતી. ઓરડો બહુ જ મોટો છે. બધાને ટેબલ આગળ ઊભા રહીને ખાવાનું હતું. હોલના થાંભલા રંગીન. આજુબાજુ ચિતરામણો, જૂની ચીની ઢબનાં. ઉપરના દીવાઓની આજુબાજુ પણ કમળાકાર-ની રંગીન ડિઝાઈનો. દીવાઓને હાંડીઓમાં મૂકે છે અને છ બાજુ ફૂમતાં લટકતાં હોય. સંગીત શરૂ થયું. નેતા માઓ

આવ્યા. દેશદેશના એલચીઓ અને શાંતિપરિષદનાં પ્રતિનિધિ મંડળોના આગેવાનો એમની પાસે જઈ પ્યાલી રણકાવી આવ્યા. આને ટોસ્ટ કહે છે. બધા પ્રત્યે – એકમેક પ્રત્યે શુભેચ્છા જતાવવાનો આ રિવાજ છે. આંતરરાષ્ટ્રીય મેળો હતો. એક માણસના માથા ઉપર તો ઊંચાં પીછાં હતાં. જુદી જુદી જાતના વેશ જોવા મળતા હતા. માઓત્સે-તુંગે ટૂંકું ભાષણ કર્યું. એમનો અવાજ ગંભીર અને મધુર છે. પગ પર ઊંચા થતાં એમનું ચળકતું ભવ્ય લલાટ, ક્યારેક મોં અને ક્યારેક એ પેટ સુધીની આકૃતિ દેખાતી. પાછળથી થોડાંક ડગલાં ખસવાથી એમને બરોબર જોઈ શકાયા. આખો વખત માથું હલાવવાની એમને ટેવ છે. કડક ન લાગે. બધાની સાથે ભળી જતા લાગે. જતી વખતે એમણે સૌને જમણો હાથ ઊંચો લઈ જઈ વિદાય દીધી તેની છટા અને મમતા આકર્ષક હતાં. કલાક પછી એ ચાલ્યા ગયા. તે પછી વડાપ્રધાન, સેનાપતિ, મદામ સુનયાતસેન વગેરે બધામાં ફર્યાં અને પ્યાલા રણકાવ્યા. આનંદના ઉદ્‌ગારો અને ઉત્સાહનો પાર ન મળે. અડધોએક કલાક પછી અમે ત્યાંથી નીકળ્યા. ખાવાનું અમને શાકાહારીઓનું મળ્યું હતું. હતી જયાફત પણ ખાવાનું સાદું હતું. બાફેલાં શાક અને ચોખાની સહેજ ગળપણવાળી કેઈફસ જેવી વાનીઓ. ફળ. આ મકાન તળાવ પાસે છે. સહેજ ફરફર આવતી હતી. બહાર મેં ગણી તો ૮૪ મોટરો ગણી શક્યો. તેમાં ઘણી તો એલચીઓની હશે. આટલી તો એલિસ-બ્રિજ ઉપર કેટલીવારમાં પસાર થતી હશે! મુંબઈમાં તો આંખ મીચતામાં કદાચ.

અહીં વાહનમાં સાઇકલથી ખેંચાતી એક માણસ બેસે એવી રીક્ષા બહુ પ્રચારમાં છે. અમુક રસ્તાઓ ઉપર બીજું કોઈ વાહન જ ન વાપરવાનો હુકમ છે. આ રીતે આ વાહન-વાળાઓને કામ મળે છે. ધીમેધીમે આ વાહન દૂર કરવા માગે છે. પોતે મોટરો બનાવવા માંડી છે. બસોને તેલ મળશે તેમ તે વધારશે. ટ્રામ છે. બારણાં બંધ કરે છે. અંદર બરોબર ભરે છે. કેટલાંય ઊભાં હોય. બસો થોડીક દોડે છે. ડીઝલથી. મોટર ક્યારેક પસાર થતી જોવા મળે. અમેરિકાથી કે બીજેથી માલ આવી શકતો નથી. નૌકાકાફલો અમેરિકાએ દરિયામાં મૂકેલો છે તે આવવા ન દે. આ લોકોને એ મોટા આશીર્વાદ-રૂપ નીવડ્યો છે. દુકાનોમાં પરદેશનો માલ ભરેલો હતો ત્યાં હવે બધું જ ચીનમાં બનેલું વેચાય છે. અને બનાવે છે પણ સારું, સાદું અને સસ્તું.

તા. ૧૦–૧૦–૧૯૫૨

આજ હવા ખુલી ગઈ છે. તડકો મજાનો લાગે. સાઇબીરિયાથી આવેલું ઠંડીનું મોજું પસાર થયું છે. મેં પોસ્ટકાર્ડ મોકલેલું તે ૧લી ઑક્ટો.ના રાષ્ટ્રીયઉત્સવનું હતું. સવારથી સૌ વહેલાં વહેલાં ગોઠવાઈ ગયાં હતાં. પીપલ્સ સ્ક્વેરના ૧૦થી ૧૨ નેતાઓ એક દરવાજાના છજામાં ઊભા રહી જયજય કરે ને નીચેથી સૌ એક પછી એક પસાર થાય. સંગીતથી શરૂઆત થઈ. વાવટાઓનું વન પવનમાં મંદમંદ લહેરાઈ રહ્યું હતું. સેનાપતિ ચુ-તેહ એક જીપગાડીમાં આવ્યા. તેને જમીન-દળના નાયક સામેથી બીજી જીપમાં મળ્યા. બંને મેદાનમાં (ચોકમાં) ગોઠવાયેલો લશ્કરી ટુકડીઓની સલામી લઈ આવ્યા. ચુ-તેહે બે શબ્દ કહ્યા પછી એક પછી એક ટુકડીઓ પસાર થઈ. નૌકાદળ, હવાઈદળ આવ્યાં. સ્ત્રીઓની ટુકડી પણ હતી. મશીનગનવાળી મોટરસાઇકલો, લશ્કરી ગાડીઓ, બખ્તરિયા ગાડીઓ એક પછી એક ગડગડવા માંડી. એ બધી લંગાર પૂરી થાય ત્યાં ઉપર દૂરથી માખો બમણતી આવતી હોય એમ આકાશમાં એરોપ્લેન દેખાયાં. ત્રણત્રણનાં ઝૂમખા-માં ૫૪ વિમાનો પસાર થયાં. આ બધી લશ્કરી સલામી પછી પ્રજાનો વારો આવ્યો. જુદાં જુદાં મંડળો, મજૂરસંઘો પસાર થયાં, પ્રધાનમંડળો પસાર થયાં. તે તે પ્રધાનના ખાતાના બધા જ પટાવાળા સુધ્ધાં – સાથે પસાર થયા. વિદ્યાર્થીઓ આવ્યા. એક સાથે ફૂલકલગીઓ ઊંચી કરી ચાલવા લાગ્યા. જાણે ચાલતો બગીચો. નેતાઓ ઉપરથી સારા સારા શબ્દો સંભળાવતા હતા. ભણો, લોકના હિત માટે ખૂબ ભણો! – એવાં સૂત્રોથી વિદ્યાર્થીઓના હર્ષનાદોનો વળતો જવાબ આપતા હતા. બહેનો આવી. ઘણાં આજે ફ્રોકમાં, રંગરંગી કપડાંમાં પણ દેખાતાં હતાં. જુદાં જુદાં ધંધાનાં મંડળો આવ્યાં. તેઓ પોતાની બનાવટની ચીજોનો ખ્યાલ આપતી વસ્તુ પણ સાથે રાખે. મકાન બનાવનારાઓએ એક નાનું મકાનનું ખોખું ઊંચું ધરી રાખ્યું હતું. ખેડૂતોએ મોટું કોળું (બનાવટી) રાખેલું. પોતે કેટલું કામ કર્યું તેનો આલેખ, કેટલું કરવા માગે છે તેનો આલેખ, નેતાઓની છબીઓ – એવું બધું પણ સાથે હોય. વાવટા તો એટલા બધા કે નીચે ચાલનારાઓ છાંયડામાં ચાલતા લાગે. એક ટોળાએ શાંતિનાં પ્રતીક કબૂતરો ઊડાડ્યાં. ભોળાં બિચારાં કબૂતર તે કબૂતર. ઊડીને કેટલાંક દરવાજાના કરાને ટોડલે જઈને બેસી ગયાં. એક ટોળાએ ફુગ્ગાઓ ઉડાડ્યા. રંગરંગી ફુગ્ગા રંગરંગી વાવટાઓ ઉપર

આકાશમાં ઊડે. સ્વાતિ તો ઊડીને અચાર પકડી જ લેત. છેલ્લે આવ્યા કળાકારો. નૃત્ય કરનાર બહેનો, ઍક્ટ્રેસીસ, ચિત્રકારો, લેખકો, સૌ પસાર થયાં. પછી ફરીથી બેન્ડસંગીત અને તે પછી સામે દીવાલ પાસે સવારના છથી લપાઈને બેસી રહેલી વાનરસેના ધસી આવી. ૫-૭ હજાર નાનાં છોકરડાંઓ. ગળામાં લાલ ગલપટ્ટો. તેમને પાયોનિયર્સ કહે છે. એમણે હર્ષના પોકારોથી આકાશ ગજાવી મૂક્યું. માઓ-ત્સે-તુંગે અગાશીમાં બંને બાજુ છેડા સુધી જઈને એમને જયજય કરવા પડ્યા. ૨-૨૦ વાગે પૂરું થયું. પ્રજાનો ઉત્સાહ જોઈ આશ્ચર્ય થાય. પ્રજા અને રાજ્યકર્તાઓ વચ્ચેનો સંબંધ જોવા મળે. વ્યવસ્થાશક્તિ પણ ભારે. પ્રજા ચેતનથી ધબકી રહી છે એમ લાગે.

પરિષદ બીજીથી શરૂ થઈ એટલે બીજો સમય ન રહે. પણ પરિષદ અગાઉ અને પછી બે નાટકો જોવા મળ્યાં. પહેલી રાતે ચાર ટુકડાઓ જોવાના હતા. હનુમાન રાવણના લશ્કરને હરાવે એવું એક વાનરપરાક્રમ હતું. બહુ જ મજા પડે. સ્વાતિને પણ ઘણું ગમે. કૂદંકૂદા પણ બહુ. લાકડીઓ તલવારોની લડાઈ પણ ગમ્મત પડે એવી. વેશ પણ સુંદર સજેલા. બાજા ટુકડાઓમાં સંગીત હતું. સંગીતમાં તો ઈઈઈઈ ઊઊઊઊ આઆઆ એવું જ લંબાવેલું સંભળાયાં કરે. ગળાની અંદરથી બહુ જ ઝીણા અવાજે ગાય. ધીમે ધીમે ગમવા માંડ્યું. કેટલાક ઢાળ આપણને મળતા પણ ખરા. બીજું નાટક તે 'ધોળાવાળવાળી છોકરી' કરીને હતું. તે તો અદ્ભુત હતું. હજી સુધી એવું સારું જોયું નથી. પાછળ દૃશ્યો સારાં ગોઠવતા. બદલતાં એક મિનિટથી વધુ વખત લેતા નહિ. આકાશ, આકાશમાં ચંદ્ર, તારા, વીજળીના ચમકારા, વરસતો વરસાદ, વરસતો બરફ, ગુફાઓ, વૃક્ષો, ડુંગર – બધું આબેહૂબ બતાવતા. બધું શી રીતે કરે છે તે જોવા મેં માગણી કરી. પછીથી અમને જોવા લઈ ગયા. સાદી યોજનાથી એ બધું કરેલું. માત્ર પ્રકાશની ગોઠવણીથી. ભાગ લેનાર ભાઈબહેનોને મળ્યા. નાટ્યવિદ્યાશાળાના વિદ્યાર્થીઓએ એ કરેલું છે. એનું સિનેમા પણ કરેલું છે. ક્યારેક આપણે ત્યાં બધાં સાથે જોઈ શકીશું.

ઉમાશંકર જોષીની શુભાશિષ

*

શાંગહાઈ, ચીન
૧ નવેમ્બર, ૧૯૫૨

……,

અમે પેકિંગમાં લગભગ મહિનો જેટલું રહ્યા એટલે જાણે ચીનવાસી જેવા બની ગયા. એકલા પણ ફરવા નીકળી પડતા શેરીઓ-ગલીઓમાં. કોઈના ઘરમાં પણ. ત્યાં ચીનની બધી મોટી સંસ્થાઓની મુખ્ય ઑફિસો છે. એ ઉપરાંત અનેક જોવાલાયક સ્થળો. એ બધા માટે ખાસા છ મહિના જોઈએ. છતાં પેકિંગમાં ઠીકઠીક જોવાજાણવા પ્રયત્ન કર્યો. કેટલાક સાથે સંબંધ પણ થયો. અહીં તો નવું ચેતન ઊભરાય છે. માણસો કામ કામ ને કામ સિવાય કાંઈ જોતાં નથી. એમના જીવનનો આછોસરખો ખ્યાલ પેકિંગનિવાસ દરમ્યાન મળે એવું હતું. પેકિંગ પાસેના એક ગામડે અમે જઈ આવ્યા હતા તે મેં લખ્યું હતું ? આપણા જેવાં જ ગામડાં. પણ ખેતી સુધરવા લાગી છે. જમીનની ફરીથી વહેંચણી થવાથી ખેડૂત રાજીરાજી છે. અમે સવારે જઈ સાંજે પાછા આવ્યા હતા.

ભાઈબીજની રાતે પેકિંગથી નીકળી મગડેન ગયા. એ ઉત્તરપૂર્વમાં છે અને ચીનનું એક અતિ અગત્યનું ઔદ્યોગિક નગર છે. પેકિંગની વિદાય બહુ યાદ રહેશે. ઘણા આગેવાનો આવ્યા હતા. તેમાંના કેટલાક સાથે સંબંધ પણ સારો થયેલો. ઉપરાંત તરુણો મોટી સંખ્યામાં. બાળકો પણ ફૂલછડી સાથે હાજર. શાંતિ અમર રહો – હોપીન્ વાન્ સે – ના નાદથી સ્ટેશન ગજાવી મૂકેલું. વચ્ચે વચ્ચે સમૂહગીતો ગાય. ઉપરાંત રંગીન કપડાં પહેરીને એક પડખે નાનો ઢોલ લટકાવી બન્ને દાંડીથી ઢોલ વગાડે અને એક પગ ઊંચકીને નમીને ભૂમી નૃત્ય જેવું કરે. તાલ માટે એક છોકરો ઊભો ઊભો મોટાં કરતાલ (પિત્તળનાં) વગાડે. બહુ જ સુંદર લાગે. (પેલા ગામડે પણ આ નૃત્ય અમે જોયેલું.) રાત ગાડીમાં ગાળી. ગાડી તો સ્પેશ્યલ હતી. એક ઓરડીમાં અમે બે જણા હતા. પ્રતિનિધિઓ—દેશદેશના સાથે હતા. બધા પ્રતિનિધિઓમાંથી ૩ ટુકડી પડી હતી. તેમાં આ રસ્તો પસંદ કરનારા અમે સૌથી વધુ સંખ્યામાં હતા એટલે આખી ગાડી જોડી હતી. બીજે દિવસે બપોરે ૨-૩૦ વાગે પહોંચ્યા. સ્ટેશને સ્વાગતની મોટી મોટી ભીડ. ઉત્તરપૂર્વનાં લોકોની તબિયત બહુ સારી. હાથ મેળવે તે મોટાં. લોહી ચમકે. ઉત્સાહનો પાર નહિ.

[ અનુસંધાન પૃ. ૪૭૦ ઉપર ]

# રંગોત્સવ

ચન્દ્રવદન મહેતા

[ રંગભૂમિ શતાબ્દિ નિમિત્તે યોજવામાં આવેલું એક રેડિયો રૂપક. એમાં હોમી તવડિયા, જહાંબક્ષ વાચ્છા, ગીજુ વ્યાસ, અમૃત જાની, અનંત વીણુ, પીલુ, રામપ્યારી તથા સ્ત્રીસંઘ એમ જીવંત સાદવાદીઓ ભાગ લે છે અને સદ્‌ગતોના પણ સાદસ્વરો વને છે. ]

હોમી : આ જિંદગી છે ફાની, ચંદરોઝ;

અમૃત : બંદગી કર લે ગુમાની, ચંદરોઝ,

ગીજુ : આ દુનિયા છે નાટકશાળા, પત્તાંનો મ્હેલ,

જહાંબક્ષ : માણી લે માનવી તું, એ ઘડીનો ખેલ.

અનંત : જાણે ઓળા ચાલે છે, ઓળા. રંગભૂમિના સ્મશાને ખડી થયેલી આ શી ભૂતાવળ છે ?

અમૃત : ગયા એક સૈકાના નાટકકારો અને નટોના ભટકતા હૈયાનો આ દાવાનળ છે.

ગીજુ: ત્યાં પેલું તેજસ્વી પણ અદુંધતું સ્વરૂપ કોનું દેખાય છે?

અમૃત : એ તો ગુજરાતનો એક વખતનો મશહૂર નટ ઓઝા ગુર્જર જેવું જણાય છે.

અનંત : એનો મનખો જાગે તો આ રંગભૂમિનાં સો વર્ષના ઉજવણામાં ઓર રંગ જામે.

અમૃત : પણ એ શેનો જાગે, અને રંગ કેમ જામે ?

ગીજુ : એ ધરતી આ ગુજરાતની, ઓઝો ગુર્જર એક,
નટ અનેરો એકલો, રાખી એણે ટેક.

અમૃત : એ જાગ, જાગ ! ઓ ગુર્જરા, આ રંગભૂમિના રાગ,
તારા વિણુ વસમા થયા, તેં શેણે લીધા વિરાગ ?

અનંત : વાત એમ હતી મહાશય ! કે ઓઝાની એક હૃદય-મૂર્તિ હતી નામે ધરાદેવી; એક વાર એ ઉર્વશીનો પાઠ કરતી ત્યારે ઉર્વશી જેમ સાચોસાચ અલોપ થઈ ગઈ અને પુરુરવા જેવો ઓઝો કરે કલ્પાંત અને અંગ પછાડે, એ ધરા જો કંઠ વિસ્તારે તો ઓઝાનું થીજેલું હૈયું હલવા માંડે.

ધરા : હલા, જયતુ જયતુ મહારાજ :

ઓઝો : કોણ ધરા ! હંસ પ્રયચ્છ મે કાન્તાં ગતિરસ્યા સ્ત્વયા હૃતા કે ના, ત્યાં કામિનો મદનદૂતિમુદાહરન્તિ. માલતી મંડપ નીચેથી અનાયાસ અભ્રજલ જેવું સૂર્યકિરણે ગૂંથ્યું વસ્ત્ર પરિધાન કરી મદભરી મલપતી મલકાતી માર્દવભરી મનમોહિની તું ક્યાં ગઈ?

ગઈ ગગનગોદમાં ઉરવસેલ તું ઉર્વશી
અલોપ થઈ ક્યાં ગઈ, લલિત મૂર્તિ લાવણ્યની
કહો, કોણે દીઠી, તમે દીઠી, મધુરી મદીરાક્ષિણી!

સ્ત્રીસંઘ : સેયં યાતિ શકુંતલા પતિગૃહં સર્વૈરનુજ્ઞાયતામ્.

ગીજુ : આખરે તો કાલિદાસની ઉર્વશી અને શકુન્તલાના સપનામાં રાચીરાચીને જ ઓઝાનું હૈયું રસનીતરતું બન્યું હશે ને ? નહીં તો હજુ આવો પ્રલાપ શેણે કરે ?

અમૃત : જાગ, જાગ, ઓઝા ગુર્જર જાગ. તને મરી પરવાર્યાને દશકાઓ વીત્યા. આજે ૧૯૫૨ની સાલ ચાલે છે, રંગભૂમિના ઓ ત્રિકાળયોગી ૧૮૫૨ની આસપાસના સમયની કંઈ ઝાંખી કરાવ મારા બાપલા. જાગ, આજ અમારો સો વર્ષનો ઉત્સવ છે. ઓઝા ગુર્જર જાગ.

જહાંબક્ષ : હે કિરતાર, સરજનહાર, પરવરદિગાર તું આધાર, જગદાધાર ઉતાર પાર, સો વરસ રંગ સાર; હે કિરતાર!

ઓઝો : ઓઝના મનહંસલાને કાં ફફડાવો છો ? કેમ જગાડો છો ? જુઓ આ છેલ્લી સદીની સરજાતી રંગભૂમિ. આ વીજળીના ચમકારામાં ઝપાટાબંધ જે દેખાય સંભળાય છે તે માણી લ્યો.

સંઘ : યં બ્રહ્માવરુણેન્દ્રરુદ્રમરુતઃ...

ઓઝો : હા, ભરતમુનિ અને કાલિદાસ રિસાઈ ગયા હતા, રંગભૂમિ રગદોળાતી હતી, ત્યારે કાલિદાસનો કલમબન્ધુ શેક્સ્પિયર એની વા'રે ધાયો, અને ૧૮૫૨માં હિન્દના દાદા દાદાભાઈએ મંગલાચરણ માંડ્યાં.

દાદાભાઈ : ત્યારે ભાઈઓ, હવે આપણે એક રીતસરની નાટકમંડળી કાઢીએ. બોલો, આપ અખત્યાર, નાજર, મૂસ, શંકર શેઠ, સર મંગળદાસ, ડૉ. ભાઉ દાજી, વાચ્છા, કબૂલ છે ?

બધા : હા દાદાભાઈ, કબૂલ છે.

દાદાભાઈ : અહીં પરદેશથી અંગ્રેજી ઇટાલિયન નાટક કંપનીઓ આવી ખેલ કરી જાય છે, અને ધૂમ કમાઈ જાય છે, થિયેટર પણ બંધાવે છે.

નાનાશંકર શેઠ : તો લાવોની, અહીં મુંબઈમાં એક થિયેટર હું બી બાંધું.

દાદાભાઈ : હા શંકર શેઠ, તમે તો બાંધશો જ, અને તે દરમ્યાન આપણા બદરુદ્દીન તૈયબજી યા સર મંગલદાસના બંગલાઓ હાલ તસ્તને માટે મોજૂદ છે.

નાનાશંકર શેઠ : પણ દાદાભાઈશેઠ, નાટક કોણ લખશે ?

કાબરાજી : હું લખીશ. આપણી અગૌ ઘણા જણા લખી ગયા છે.

દાદાભાઈ : કોણ કેકી કાબરાજી કે ?

કાબરાજી : હાજી. હું સાક્ષર રણછોડભાઈ પાસે લખાવીશ. દલપતરામ ફાર્બસ સાહેબ પાસે ગ્રીક નાટક પ્લુટસ સાંભળી એ ઉપરથી લક્ષ્મી નામે નાટક તો લખી રહ્યા છે. નર્મદાશંકર કલમ ઉપાડશે, નવલરામ મોલિયર લઈ બેસશે, અરે નાટકનો તો ઢગલો જ ઢગલો.

દાદાભાઈ : જોયું. આટલા નાનલા કાબરાજીની હિમ્મત. ફેખશરૂ અમે સૌ તને ફત્તેહ ઇચ્છીએ છીએ.

જહાંબક્ષ : " નિગાહ કરી જો આ ગુંબજ, જરતગાર,
કે છે છાપરું જેનું મજબૂત, બિન આધાર,
એ ફરતા આકાશના તંબૂ પર લોચન
ફેરવીને જો તેમાં ચિરાગ રોશન. "

હોમી : કેવા જૂના ખયાલનો નમૂનો. ડફ સાથે વજાડતાં ખરેખર કેવી લિજ્જત આવે છે. અસલ બાદશાહ આગળ અમુક કન્યા પરણાવવા કાજ કરનારા પિરાન નામે શાહજાદીના નાટકમાં કેવા ગુણગાન કરતા હતા તે તો ઓહોહો :

જહાંબક્ષ : ચહેરો તેનો ખુરશેદ, રૂખસારો ગુલાબ
કમર તેની નાજુક, બદન હાથીદાંત
બહાર જેવું જોબન, લબો ખૂબ લાલ
અનાર જેવા પેસ્તાન, સીધા શુદ્ધ બાજુ

હોમી : ઓહ, ત્યારે તો હું એની સાથે જ શાદી કરસ. કાં છે, કાં છે એ બેહસ્તી બુલબુલ કાં છે.

જહાંબક્ષ : ચશમ તેની નવરોઝ, ભવાં તેનાં કમાન
પાપણાં તેજી તીરો, પરીની નિશાન
અત્તર જેવી ખુશબો, અવાજ બુલબુલ
ચાલ તેની હરણી, લહેકો લ્હેરી ગુલ

હોમી : ઉફ્, ઓહ ઓહ, ઓ પરી ચહેર, અવાજે બુલબુલ

અમૃત : હીહી અરે પરી ચહેર તો ગઈ, આ તો ૧૮૫૨માં અને તે અગાઉ સુરતમાં એન્ડ્રૂઝ લાઇબ્રેરીમાં એક નાટક ભજવાયો હતો – નામે " નઠારી ફિરંગીઝ ઠેકાણે આવી "

ફિરંગીઝ : એ કેસર પપ્પુ ! નઠારી નઠારા તું. ઓમ નઠારી તું એમ કોને કેસ.

અમૃત : નારે બાઈ, નઠારી હોય તેને કાંઇ નઠારી કહેવાય, તું તો સારી, ફિરંગીઝ.

ફિરંગીઝ : હાં મોં સંભાલેસ નહિ તો ઓમ તુમકુ

સુરતી : હવે હહરીની, જાની જાતી હોય તો, કેટલી લવરી કરતી છે.

ફિરંગીઝ : અમે જાજા લાલા.

અમૃત : આ જોયો લાલિયો. ત્યારે મુંબઈમાં ઉઠાવગીર સુરતીનો રમૂજી ફારસ પણ ભજવાતો.

ગીજુ : ફારસ, અને તે પણ રમૂજી, ઉં.

અમૃત : એ તો સુરતી જ્યારે ઉઠાવગીર થાય ત્યારે ફારસ રમૂજી જ થાયને.

જહાંબક્ષ : એવો નાટકનો સંભાર,
ચાલ્યો આવે અપરંપાર,
એમાં શેક્સ્પિયર અવતાર
ધરી આવ્યો અહીં.

અગડંબગડંનો વેપાર
તરજુમા પણ ભારોભાર
ભરતા નાટકની વખાર
જોવા જેવી સહી.

બધા : તુંઈ તુંઈ તુંઈ તુંઈ તુંઈ ... તુંઈ.

અમૃત : ૧૮૫૨થી ૬૫ના ચમકારા જોયા, અને હવે ૬૫થી ૭૫ની રોનક ચમકતી લાગે છે.

ગીજુ : આ તો કાબરાજી અને રણછોડભાઈ, આ બાલીવાલા અને કાઉ ખટાઉ.

અમૃત : અને પછી આ નરભેરામ અને ત્રંબક રાવળ અને ત્રંબક ત્રવાડી અને વાઘજી મૂળજી ઓઝા ભાઈઓ.

અનંત : પેલા આઘે દેખાય એ ડાહ્યાભાઈ ધોળશાજી અને નથુરામ વિભાકર.

અમૃત : ખમો ખમો જરા, આ આવી એ તો લલિતા લાગે છે.

લલિતા : મારા પંથીરામ પ્રણામ! કહેજો જઈ માતને રે
માથે દુઃખના ડુંગર ધામ, કહું કોને 'વાત રે
મારે સાસુ નણંદનાં દુઃખ, નથી સુખ લાધિયું રે
નથી વરતું મળ્યું જરી સુખ, એથી દુઃખ વાધિયું રે

અમૃત : નંદનકુમાર! તમે નંદન જ નીકળ્યા. આવી સુલક્ષણી ગરીબ ગાય જેવી લલિતા ઉપર તમે આવા જુલમો કર્યા, લલિતા! દીકરી લલિતા! છાંડ એનું કાળું મોં.

નંદન : મને નંદન કહેનાર કોણ છે? લલિતા, સીધી ઘરમાં ચાલી જા, બા, ઓ બા! આ જોને...

ગીજુ : અરે તમે પણ એ જણાં શું લલિતા દુઃખદર્શકમાંથી ગમે તેમ પાઠ બોલવા મંડી પડ્યા

અમૃત : લોકોની આંખમાંથી આંસુ પડે, લલિતા બિચારી દુઃખી થાય તે મારાથી કેમ જોઈ રહેવાય?

ગીજુ : બહુ ગજબનું એ નાટક. ભાઈ, આખા ગુજરાતમાં એનો ડંકો વાગ્યો હતો.

કરણ : હું ગુજરાતનો છેલ્લો રાજા કરણ. હાય, મારું બધું લૂંટાઈ ગયું. રાણી નાસી ગઈ, દીકરી પરાયા પ્રેમમાં પડી. દીવાને વિશ્વાસઘાત કીધો. ઓહ, ઉફ્, મને બધા કરણ ઘેલો કહે છે.

ગીજુ : તે તો કહે જ ને. ઠીક છે કે એકલો ઘેલો જ કહે છે.

કૌલાદેવી : કરણુ રાજ રે ક્યાંહ રે ગયો......

અમૃત : ગયો ગયો હવે. અને આ તો આવ્યો લાગે છે રણછોડભાઈનો રાજા હરિશ્ચન્દ્ર.

હરિશ્ચન્દ્ર : પ્યારી તારા! ચાહે આસમાન તૂટી જાય, દરિયો ઊલટ જાય, કુદરત રૂઠી જાય, ઓહ લોહીની નદીઓ વહે, આસમાનમાંથી તારાઓનો વરસાદ પડે, પણ હું સચ્ચાઈના માર્ગમાંથી જરા પણ ડગીશ નહીં.

અમૃત : આ તો એ જ હરિશ્ચન્દ્ર જે હિન્દુસ્તાની લેબાશમાં આખા દેશમાં મશહૂર થયો.

ગીજુ : હે હે આ તો કોઈ ગોરી મડમ ટપકી પડી.

ફેન્ટન : યસ, માઇ નેમ ઇઝ મિસ મેરી ફેન્ટન. આઇ વૉઝ એન ઍક્ટ્રેસ ઇન ખટાઉસ કંપની ઍન્ડ બાલીવાલાઝ કંપની.

હોમી : એઈ મેરી, હવે એમ અંગ્રેજીમાં ફેંકવાનું રહેવા દેની, તું અંગ્રેજની બેટી છે તે અમને ખબર છે. તેં ગુજરાતીમાં કયા કયા પાઠો કીધા હતા?

ફેન્ટન : અરે મેં તો ઘના ઘના પાઠ કરિયા, ધનનો કીધો, રતીનો કીધો, વાણિયણનો બી કીધેલો; મારો ધણી મૂએ મને મારે ત્યારે હું તો આમ છાજિયાં લઉં.

હાયરે પીટ્યા, હાય હાય,

હોમી : એ બસ બસ હવે.

ફેન્ટન : તે મારો વર મને મારે શાનો? મૂઓ, પીટ્યો, ચાંડાલ.

અમૃત : તે તું શુદ્ધ ગુજરાતી પણ બોલતી હતી?

ફેન્ટન : નહીં તો. હું તો ગીતો પણ ગાતી હતી.
રે હું તો રંગીલી દરજણ–દરજણ ગુલાબનો ગોટો રે
હું તો રંગીલી દરજણ–ચાલો બાઈબાઈ, એ આવજો ઓ

હોમી : હવે જાની સીધી સીધી...

બાલીવાલા : હાજી, હું સેવક ખુરશેદ બાલીવાલા. અમે પહેલી વિક્ટોરિયા નાટક મંડળી કાઢી, પછી ખટાઉએ આલ્ફ્રેડ કંપની કાઢી તે લઈ અમે હૈદરાબાદ, કરાંચી, મદ્રાસ, કલકત્તા, લાહોર, લખનૌ, દિલ્હી, રંગૂન, સિંગાપુર, જાવા બધે ફરિયા, અને બરમાના થીબો રાજાની મહેરબાની થતાં એણે અમને ખુશ થઈ પોતે ચારટર કરેલી સ્ટીમરમાં લંડન નાટક કરવા મોકલ્યા.

અમૃત : ઓહો, તમે તો ભારે કરી બાલીવાળા, અમૃત કેશવ નાયક અને માસ્તર મોહન એ પણ તમારી સાથે જ ઝળકેલાને ?

હોમી : ખરદેશજી ! તમારી તો ઘણી તારીફ સાંભળી છે. એકાદ રંગભંગ જેવું ગાયણ થવા દોની.

બાલીવાળા : તન તેજ બઢે મન મેલ મીટે,
હાં રંગભંગ કા લોટા

બધા : હાં રંગ રંગકા લોટા.

ગીજુ : આ હવે ૧૮૮૦ પછીનો પૂરી જાહોજલાલીનો સમય શરૂ થાય છે.

અમૃત : હા, ચઢતી અને પછી ચઢતી પછી પડતી પણ જોવી પડશે.

ગીજુ : અરે તેજીની જ વાતો કરોને – મૂઈ મંદી
મંદીનાં મોંઢાં કાળાં, તેજીની બોલબાલા. હં

નરસિંહ : વ્હાલા વેગે આવો રે ભીડયું મારી ભાંગવા હોજી

ગીજુ : અને નરસિંહ પછી આવ્યો ભરથરી

પિંગલા : ભેખ રે ઉતારો રાજા ભરથરી

ભરથરી : ભિક્ષા દેને મૈયા પિંગલા, તજી તનડાની આશ,

અવાજ : હે જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો ભાર

ગીજુ : અરે આ તો સધરો જેસંગ, અને આ રા'. આ લવકુશ, ચન્દ્રહાસ, મીરાં, પવિત્ર લીલાવતી, ચાંપરાજ હાડો, ઉદય ભાણ, અશ્રુમતિ, સુરદાસ, અનસૂયા, સુકન્યા, વીણાવેલી,

અનંત : બોલતો કાગળ, સરસ્વતીચન્દ્ર, ભૂલનો ભોગ, સુધા-ચન્દ્ર. ચાલ્યા બેલો, નાટકો જ નાટકો, મોરબી, વાંકાનેર આર્યનૈતિક, દેશી, ગુજરાતી, નૌતમ, સરોજ જો ચાલી રમઝટ.........

એક અવાજ : અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશે રે.

બીજો અવાજ : સુખે સૂએ સંસારમાં ભાગ્યવંત કુંભાર
ચિંતા બાંધી ચાકડે ધન્ય ધન્ય અવતાર

અમૃત : અરે પણ ઓઝા ગુર્જર, તમે કેમ આમ ચૂપ થઈ બેઠા છો ? કંઈ તો બોલો. ગુજરાતી રંગભૂમિના સુવર્ણકાળની તમારી સારવણી તો કહો.

ઓઝા : એ રંગત, એ લહેર, એ ગાનતાન, એ શોખ, લિજ્જત, ચટચસકો જે કહેવું હોય તે કહો - એનો નિચોડ એક જ નાતિના પાયા પર, રસ, રસબસ સબરસ.

ગીજુ : રસો વૈ સઃ બરાબર મહાશય. એનું કંઈ આછું વિહંગાવલોકન—કે એ રસમાં અવગાહન તો કરાવો. રસ, રસબસ સબરસનું એકાદ પડખું તો બતાવો.

અનંત : આ આવ્યાં મહાશ્વેતા અને કાદંબરી અને પછે દેખાય મોહિની અને ચન્દ્રિકા. ઓહોહો, આ તો ભારેનું ટોળું આવ્યું.

એક : ધીમા ધીમા ચાલોને મારા પ્રાણ રે
પગ નાજુક તમારા મચકાઈ જશે
કમર લચકાઈ જશે, ઓ સુજાણ રે

સ્ત્રીસંઘ : અહો બ્રહ્મનાદ ગાજે, અહો બ્રહ્મનાદ ગાજે
રૂડો રાસ રચ્યો છે બ્રહ્માંડમાં.

ગીજુ : રસ, રસબસ સબરસ–એમાં બ્રહ્મનો રાસ-વાહવાહ

એક : રાજા તારા નેના લાગે આરપાર
દીવાના દિલદાર, રાજા તારા નેના.

બીજો : પહેરી ચોળી, લટકો મટકો કરતા ચાલ્યા

એક : નાનકડી નાજુક નાર, હું બહુ નાનકડી
બહુ લાડકડી

બીજો : હે હૃદયના શુદ્ધ પ્રેમીને અગમનાં જ્ઞાન ઓછાં છે.

એક : થઈ પ્રેમવશ પાતળિયા,
મારા મનના માલિક મળિયારે, થઈ પ્રેમવશ પાતળિયા

અમૃત : કેમ ભાઈ, જુઓ છો કે સાંભળો છો ?

ગીજુ : હું તો રસ, રસબસ સબરસની સમાધિમાં લીન છું

એક : ઝીણા ઝરમર વરસે મેહ ભીંજે મોરી ચૂંદલડી.

ગીજુ : નાનાલાલે ત્યારે અહીંથી જ પ્રેરણા લીધી હતી એમ ?

અમૃત : હાસ્તો, હવે આ જુઓ ગુજરાતનો સાહેબો.

એક : સાહેબા સલૂણા નાની નણદીના વીરા.

બીજો : અક્કલની એક વાત બતાવું, જગમાં મોટી હા જી હા.

એક : મારે મોઢે મનાવી, રાજી કહેવરાવી;
કલાવી પટાવી પૂછો શું મને ?

બીજો : આનંદ મંગળ ગાવો, પરણાવી લૈશું લ્હાવો,
મારી વેવણ રસીલી જોડી શોભશે.

એક : હું મસ્તાન પ્રેમની, મને કોઈ ના સતાવો રે,

સ્ત્રીસંઘ : શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો.

ત્રીજુ : અને એ હૈયું નચાવનાર કોણ ?

સ્ત્રીસંઘ : ઊગ્યો સખી સૃષ્ટિનો શણગાર, હાર
ચાલ ચાલ જોવાને ચતુરા ચોકમાં.

ત્રીજુ : રસ, રસબસ સબરસ.

એક : વ્હારે લાલા મોહન બંસીવાળા ઠગો છો શાને સલૂણા.

ત્રીજુ : સત્યભામાનું રુસણું એ તો.

એક : બોલોને મારા પ્રેમી પોપટજી બોલ બોલો,
તમને મેના બોલાવે.

બીજો : પાઈ તેં મને પ્રેમની તે પ્યાલી સરલા વ્હાલી.

એક : જરા કહોજી સાંવરિયા શા જાદુ કર્યાં.

ત્રીજુ : ખરા પ્રેમના જાદુ, ખરા ખરા, રસ, રસબસ સબરસ
પણ ઓઝા ગુર્જરને આ શું થયું—ચાલ્યા, ના, ના.
એમ માયાજાળ સંકેલી ના લ્યો, હજી તો ઘણું બાકી છે.

અમૃત : ઓઝા ગુર્જર, રંગભૂમિના ભાવિ વિશે અમને કંઈ
કહો, એમ ચાલ્યા ન જાઓ.

ઓઝા : ચઢતી પછી પડતી, રૂપેરી ચાદરથી લોકો કંઈક
કાળ લહેરાશે, ભવાઈ ભુલાઈ જાશે, ઓળા જરા વહાલા
લાગશે, પછી નવકિશોરોને હાથે યુરોપીય આયોજને
રંગભૂમિ રસપ્રદ અને લોકપ્રિય થશે. પછી પરદાને
પીંખી એને ગૌણ બનાવી પોતાનું અલાયદું વ્યક્તિત્વ
વિકસાવશે, પુન: ભરતના નામને સાર્થક કરશે.

બધા : રસ, રસબસ સબરસનો જય.

એક : અમને મીઠા લાગ્યા તે સખી આજના ઉજાગરા.

અમૃત : આજના જ, આજ એક આખા શતકના
મધરાત મોડી રાત સુધી નાટકો જોવાના ઉજાગરા.

એક : અમને મીઠા, મીઠા, લાગ્યા તે સખી નિત્યના ઉજાગરા.

સ્ત્રીસંઘ : ફૂલની પાંખડી લ્યો પ્રાણ,
ગણી અંતરની ઓળખાણ.

અમૃત : ગઈ માયાજાળ સંકેલાઈ ગઈ—રંગભૂમિના
સબરસિયા આખરની ફૂલ પાંખડી આપી ગયા.

જહાંબક્ષ અને બીજા : શતક એક વીતીયું છે આજે
ગુર્જર રંગભૂમિ ન્યારી
મુંબાઈસુરત વળી સોરઠથી
વિકસી શી તુજ બલિહારી
દશે દિશ તેં દરિયા પારે
કીર્તિ વધારી ઉજીયારી
આજ ગુણીજન સાથ મળી સૌ
ગુણ ગાઓ ઘર નરનારી.

---

## તારી છબી

તારી છબી સુંદર હું નિશદિન જોઉં છું.
જોઉં છું ને મનમહીં હું મોહું છું !
તારા અરિસામાં નિહાળું હું મને;
આશ્ચર્યથી જોઉં ‘ખરે, હું સોહું છું !’
તારી દૃષ્ટિકેરી નિર્મળ ધારમાં
મેલ મારા હૃદયનો કૈં ધોઉં છું !
તારું અને મારું મિલન ક્યાંથી થવું !
આનંદનું એકાદ અશ્રુ લ્હોઉં છું !

પ્રજારામ

# અધ્યાપન અને અધ્યયન

ભાઈલાલ પ્ર. કોઠારી

બ્રિટિશ અમલ દરમિયાન વિદ્યાપીઠોના શિક્ષણ દ્વારા આપણા દેશને એક મોટો લાભ એ થયો કે સમસ્ત દેશની વસતીના હિસાબે આપણું શિક્ષણતંત્ર કાંઈક સુવ્યવસ્થિત અને પદ્ધતિસરનું બન્યું. ઝડપથી બદલાતી દુનિયા સાથે આપણે સુમેળ સાધી શકીએ એટલું જ નહિ પણ સૌ રાષ્ટ્રોની વચમાં આપણે માનભેર ઊભા રહી શકીએ એવી પરિસ્થિતિ જન્માવવામાં પાશ્ચાત્ય શિક્ષણનો ફાળો આપણે સ્વીકારવો જ રહ્યો. આજે તો આપણે એ તંત્રને આપણા દેશના નાગરિકની જરૂરિયાતને લક્ષમાં રાખી એમાં ઘટતા ફેરફારો કરી રહ્યા છીએ, જે અત્યારની પરિસ્થિતિ સાથે બિલકુલ સુસંગત હોય એટલી જ કાળજી રાખવાની આપણી સૌથી પહેલી ફરજ છે.

આ દેશમાં ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રમાં અત્યાર સુધી લગભગ બધા જ વિષયોમાં પરદેશની વિદ્યાપીઠોની પદવીને ખૂબ અસામાન્ય મૂલ્યવત્તાવાળી ગણવામાં આવતી હતી; પણ હવે આપણને એક વાત ખૂબ સ્પષ્ટપણે સમજાતી જાય છે કે વિજ્ઞાન સિવાયના ઘણા ઓછા વિષયોમાં ઉચ્ચતર અભ્યાસ માટે આપણે પરદેશ ખેડવાની જરૂર પડે. હા, સાધનસંપન્ન માણસો સંસ્કારવિનિમય માટે કે વ્યાપક દૃષ્ટિબિંદુ કેળવવા માટે આવી પરદેશયાત્રા કરે તે તે દૃષ્ટિએ કેવળ નિર્વાહ્ય છે. યુરોપ અને અમેરિકાના પ્રદેશોની વિદ્યાપીઠો પાસેથી આપણે હજી ઘણું શીખવાનું બાકી રહે છે.

સંસ્કૃત, પાલી, અર્ધમાગધી જેવી ભારતીય ભાષાઓ કે પ્રાચ્યવિદ્યા ( Indology ), મૂર્તિશાસ્ત્ર કે ઇતિહાસ કે પુરાણવસ્તુસંશોધનશાસ્ત્ર જેવા વિષયો કે જેમના સાચા અભ્યાસનાં સાધનો આ દેશમાં છે તે સૌ માટે પરદેશી વિદ્યાપીઠનો આશ્રય લેવાની વાતને હવે આપણે ઓછી વજૂદવાળી ગણવાનું સ્વીકાર્યું છે. પશ્ચિમના વિદ્વાનોએ એ સૌ શાસ્ત્રોમાં સંશોધનકાર્યને ખૂબ ઉપકારક એવી કેટલીક શાસ્ત્રીય પદ્ધતિઓ ( Methods )નો ઉપયોગ કરવાનું જે સમર્થ માર્ગદર્શન કરાવ્યું છે તે માટે આપણે તેમના ખૂબ ઋણી છીએ. વળી આજે એ જ પદ્ધતિએ સંશોધનકાર્ય પણ થઈ રહ્યું છે. આ દેશમાં જુદાં જુદાં સ્થળોએ કાર્ય કરતાં ભારતનાં સંસ્કારકેન્દ્રો જેવાં પ્રાચ્યવિદ્યામંદિરો અને એ દિશામાં કામ કરતી જુદી જુદી સંશોધનસંસ્થાઓ એ વાતની પ્રતીતિ કરાવે છે.

આવા પ્રકારના સંશોધનકાર્યનું મૂલ્યાંકન તેમાં ખરચાતી પૈસાની રકમ અને તેના પરિણામે થતા પ્રકાશનકાર્ય માત્રથી જ કદી પણ થઈ શકે નહિ. વિદ્યાપીઠમાન્ય કોલેજોમાં નિયત કરવામાં આવેલા અભ્યાસક્રમ અનુસારની શિક્ષણપ્રણાલી દ્વારા ઘણી મોટી સંખ્યામાં કલા, વાણિજ્ય, વિજ્ઞાન કે અન્ય કોઈ શાખાના સ્નાતકો જરૂર તૈયાર થઈ શકશે, કદાચ આપણા ગરીબ દેશની વધી ગયેલી જરૂરિયાતને પહોંચી વળે તેટલી સંખ્યામાં ઇજનેરો કે ડોકટરો તૈયાર કરી શકાશે, પરંતુ સંશોધનના ક્ષેત્રમાં જે વિશિષ્ટ પ્રકારની યોગ્યતાની જરૂર છે તેવી યોગ્યતાવાળા એ ક્ષેત્રને મનથી વરેલા અભ્યાસીઓ પૂરતી સંખ્યામાં પ્રાપ્ત થવા મુશ્કેલ છે.

પશ્ચિમના દેશોમાં પણ અત્યારે શિક્ષણનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં જે ઝડપી 'સ્નાતકપેદાશ' થઈ રહી છે તેને લીધે એક એવો ભ્રમ ઊભો થયો છે કે બધું જ શિક્ષણ-ઉચ્ચ શિક્ષણપણ–વ્યવસાયલક્ષી' applied )શિક્ષણ છે, ભલે પછી તે વિજ્ઞાન, સમાજશાસ્ત્ર કે ભાષાશાસ્ત્રને અંગેનું હોય. એનું પરિણામ એ આવ્યું છે કે પાઠ્યપુસ્તકોની કિંમત પદવી મેળવવા માટેનાં તાલીમનાં સાધનો તરીકેની જ રહી છે. પદવી પ્રાપ્ત થાય એટલે એ સૌને અભરાઈએ ચઢાવીને જ એ નવો સ્નાતક જીવનમાં પ્રવેશે છે. આવા માણસો ભલે એ રીતે જીવનપ્રવેશ કરે પણ સંશોધનના ક્ષેત્રમાં જનારા

માટે તો એ જીવનદષ્ટિ સાચી નથી એટલું જ નહિ પણ તેમના કાર્યને એ અવરોધક પણ થઈ પડે. કારણ તેઓ તો પોતાને જે વિષયોમાં સાચો રસ છે તે વિષયો ભલે દૈનંદિન વ્યવહારજીવનને માટે ઉપકારક હોય કે ન હોય છતાં પણ કેવળ તે વિષયોને અંગેની પોતાની તત્ત્વલક્ષી જિજ્ઞાસાવૃત્તિ સંતોષવા અને તે દ્વારા જ્ઞાનના પ્રદેશને વિસ્તારવા માટે જ તેમાં વ્યાપૃત રહેવાનું પસંદ કરે છે. જગતમાં આવા માણસોનો એક વર્ગ ન હોય તો આ જગત જીવવા જેવું ન રહે એ સ્પષ્ટ છે.

જેમ વિજ્ઞાનના ક્ષેત્રમાં સંશોધકને પોતાના સંશોધનવિષયમાં તદ્રૂપતા સાધવી પડે છે તે જ પ્રમાણે સંસ્કારશિક્ષણ (Humanities)ના વિષયમાં ભાષાશાસ્ત્રનું તલસ્પર્શી જ્ઞાન અને જૂની હસ્તપ્રતોના વાચનની શ્રમસાધ્ય સિદ્ધિ અપેક્ષિત છે. તે ઉપરાંત જે તે વિષયના સંશોધનને ઉપકારક એવા અન્ય ગ્રન્થોનું પરિશીલન પણ તેટલું જ આવશ્યક બને છે. આવા કાર્યમાં પડેલા વિદ્વાનને માથે બીજી પ્રવૃત્તિઓનો બોજો મોટા પ્રમાણમાં લાદવામાં આવે તો તે એની પ્રગતિને તેટલે અંશે અવરોધક બનશે.

અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીના વયોવૃદ્ધ પ્રોફેસર વૉલ્ટર ઇ. ક્લાર્ક જેઓ ત્યાં સંસ્કૃત ભાષાના નિષ્ણાત ગણાય છે તે પોતાનો અનુભવ જણાવતાં લખે છે કે:

"આ દેશમાં ભારતીય વિષયોના અભ્યાસ અંગેની એક મોટી મુશ્કેલી એ છે કે સામાન્યતઃ અહીંની દરેક યુનિવર્સિટીમાં એક કરતાં વધારે અધ્યાપકની જોગવાઈ કદી પણ થઈ નથી. હવે એ અધ્યાપકને હિંદના સાંસ્કૃતિક ઇતિહાસનાં અનેકવિધ પાસાંઓમાં અને તેને અંગેની જુદી જુદી ભાષાઓમાં ભલે ગમે તેટલો રસ હોય તો પણ એને માથે શિક્ષણ અંગેની અને જુદા જુદા કઠણ વિષયોને અભ્યાસદ્વારા સુગ્રાહ્ય બનાવવાની એટલી બધી કામગીરી હોય છે કે આ પ્રકારની સંશોધન–વિદ્વત્તા માટે એની પાસે સમય જ રહેતો નથી. મારા પોતાના અનુભવ ઉપરથી આ વાત હું કહી શકું છું. મને કેવળ સંસ્કૃતમાં જ નહિ પણ ભારતીય સાંસ્કૃતિક ઇતિહાસનાં બધાં જ અંગોમાં રસ હતો. ત્રેતાળીસ વર્ષ સુધી વિદ્યાર્થીઓને વૈદિક સસ્કૃત, પાલી, પ્રાકૃત, ક્યારેક થોડુંઘણું હિંદી અને છેલ્લાં કેટલાંક વર્ષોથી તો તિબેટી ભાષા મેં શીખવ્યાં એટલું જ નહિ પણ ભારતીય સાંસ્કતિક ઇતિહાસનાં અંગો જેવાં કે સાહિત્ય, ધર્મ અને તત્ત્વજ્ઞાન તરફ પણ મેં ખાસ લક્ષ આપ્યું હતું. એના પરિણામે શિકાગો યુનિવર્સિટીમાં વીસ અને હાર્વર્ડ યુનિવર્સિટીમાં ત્રેવીસ વર્ષ હું અધ્યાપક રહ્યો એ દરમિયાન મારે બેવડી કામગીરી કરવી પડતી હતી; અને ક્યારેક તો હું રોજના ત્રણ કલાકના હિસાબે કામ કરતો હતો. ત્રણ કલાકનું અધ્યાપનકાર્ય વધારે નહિ તો ત્રણ કલાકની પૂર્વતૈયારી માગી જ લે છે. આ બધું કર્યા પછી પ્રયત્નસાતત્ય અને એકનિષ્ઠ ઉપાસના માગી લેતા એ કઠિન અભ્યાસગ્રંથો માટે ફાજલ સમય જ ક્યાંથી કાઢવો ? "*

અર્થાત્ સંશોધનનું કાર્ય કરનાર અધ્યાપક પાસે શિક્ષણનું કાર્ય પ્રમાણમાં ઓછું હોવું જોઈએ. તો જ એ પોતાના જીવનકાર્યને સાચો ન્યાય આપી શકે. વળી વિદ્યાર્થીઓને વર્ગમાં શિક્ષણ આપતા પહેલાં અધ્યાપકે પણ કેટલી પૂર્વતૈયારી કરવી જોઈએ અને એ રીતે પોતાના વિષયમાં કેટલા જાગૃત રહેવું જોઈએ એ વસ્તુ ઉપર પણ આ વિદ્વાન અધ્યાપકે સારો ભાર મૂક્યો છે.

પ્રાચીન કાળમાં આપણી અધ્યાપન અને અધ્યયનવિષયક દૃષ્ટિ કાંઈક આવા જ પ્રકારની હતી. કેવળ રાજ્યાશ્રય મેળવતા વિદ્વજ્જનો કે કવિઓ જ નહિ પણ રાજાઓ પોતે પણ ઊંચી વિદ્વત્તાવાળા હતા. તેમના ગ્રંથો આજે પણ એ વાતની પ્રતીતિ કરાવે છે. આવી અધ્યયનપ્રવૃત્તિનું સમર્થન કરનારાં વાક્યો સંસ્કૃતસાહિત્યમાં રાજશેખરના 'કાવ્યમીમાંસા' નામના ગ્રંથના દસમા અધ્યાયમાં મળી આવે છે. સાચા કવિની દિનચર્યા વિષે લખતાં તે જણાવે છે કે :

अनियतकालाः प्रवृत्तयो विप्लवन्ते तस्माद्दिवसं निशां च यामक्रमेण चतुर्द्धा विभजेत्। स प्रातरुत्थाय कृतसन्ध्यावरिवस्यः सारस्वतं सूक्तमधीयीत। ततो विद्यावसथे यथासुखमासीनः काव्यस्य विद्या उपविद्यानुशीलयेदाप्रहरात्। न ह्येवंविधमन्यत्प्रतिभा हेतुर्यथा प्रत्यग्रसंस्कारः।

અર્થાત્ વિદ્યાવ્યાસંગી માણસે સમયનું યોગ્ય વિભાજન કરવું જેથી તેને સાચી કાર્યસિદ્ધિ પ્રાપ્ત થાય. પ્રાતઃકાળમાં સ્નાનસંધ્યાને અંતે સરસ્વતીસૂક્તનો પાઠ કરી અનુકૂળ આસને બેસી એક પ્રહર સુધી કાવ્યશાસ્ત્રનું અનુશીલન કરવું. પ્રત્યગ્રસંસ્કાર અથવા તાજા સંસ્કાર પ્રતિભાહેતુ માટે જેટલા ઉપકારક છે એવું બીજું કશું જ નથી.

વળી એ કવિઓ કેટલા પ્રકારના હતા ? ગ્રંથકાર કહે છે,

---

*Journal of the American Oriental Society Oct. Dec. 1951.

चातुर्विधश्चासौ; असूर्यम्पश्यो, निषण्णो, [illegible] [illegible]। અને તેમાંય असूर्यम्पश्यनुं વર્ણન કરતાં કહે છે, यो गुहागर्भ-भूमिगृहादि प्रवेशान्निष्ठिकवृत्तिः कवत असावसूर्यम्पश्यः । એટલે કે જે સદાકાળ ગુફામાં કે ઘરના ભોંયરામાં રહી કાવ્યરચના કરે છે તે જ असूर्यम्पश्य* તરીકે ઓળખાય છે. એ જ સાચો વિદ્યાવ્યસની છે. બાકીના ત્રણ પ્રકારના કવિઓ કાવ્યરચના કરે છે પણ તે આ 'અસૂર્યમ્પશ્ય'ની કોટિમાં આવી શકતા નથી.

ભારતમાં આજથી હજાર વર્ષ પૂર્વે પણ વિદ્યાને વરેલા સમર્થોના આદર્શો કેટલા ઉચ્ચ હતા તેનું દર્શન ઉપરના ઉલ્લેખોથી આપણને થાય છે.

ગુજરાતની ગઈ પેઢીના વિદ્વાનો પણ આ જ પ્રણાલીનો આદર્શ આપણી સમક્ષ મૂકી ગયા છે. ગોવર્ધનરામના ઉચ્ચ કોટિના વિદ્યાવ્યાસંગે આપણને 'સરસ્વતીચંદ્ર' જેવું 'પંડિત યુગનું મહાકાવ્ય' આપ્યું છે, નરસિંહરાવની ભાષાશાસ્ત્રસાધનાના પરિણામરૂપ 'ગુજરાતી ભાષા અને સાહિત્ય'નો અભ્યાસગ્રંથ પ્રાપ્ત થયો છે, અને એ જ પેઢીના વિદ્વાન આચાર્ય આનંદશંકર 'આપણો ધર્મ' જેવો હિંદુધર્મનાં મૂળતત્ત્વોની તુલનાત્મક છણાવટ કરતો મહાગ્રંથ મૂકી ગયા છે.

આચાર્ય આનંદશંકરનો તો એક અતૂટ નિયમ હતો કે વર્ગમાં જતાં પહેલાં તે દિવસે જે વિષય શીખવવાનો હોય તેની પૂર્વતૈયારી કરીને જ જવું. એક દિવસે એમને ત્યાં મહેમાનો ઓચિંતા આવ્યા અને પોતે પોતાના નિયમાનુસાર વર્ગને માટેની પૂર્વતૈયારી કરી શક્યા નહિ. એમણે વર્ગમાં જઈને કહ્યું કે હું દિલગીર છું કે આજે મેં ઘેર વાંચ્યું નથી એટલે તમને શીખવી શકીશ નહિ! એ વિદ્યાર્થીઓને શીખવવા જેટલી એમની તૈયારી ન હતી એમ નહિ પણ જેને એ સિદ્ધાંત માનતા હતા તેને વળગી રહેવા માટે જ આત્મપ્રતારણા ન કરતાં એમણે સત્યનો જ આશ્રય લીધો હતો.

પ્રો. કેશવ હર્ષદ ધ્રુવ અને પ્રો. બળવંતરાય ક. ઠાકોર પણ શિક્ષણકાર્યમાં આવી પ્રશંસનીય ચીવટાઈ પાળનાર વિદ્વાન હતા. પ્રો. ઠાકોરની એક વિશેષ ખાસિયત એ હતી કે પોતાનું લખાણ છાપવા મોકલે તે પૂર્વે લગભગ ચારેક વખત એની સુધારાવધારા વાળી નકલો કરતા અને પછી જ છેવટની નકલ મોકલતા. 'ભણકાર'ની જુદી જુદી આવૃત્તિઓ જોતાં આ વસ્તુની પ્રતીતિ થાય છે.

અધ્યાપનનો વ્યવસાય બ્રાહ્મણનો ગણાય છે. બ્રાહ્મણના જે છ ધર્મો ગણાવવામાં આવ્યા છે તેમાં અધ્યાપન અને અધ્યયન તથા યજન અને યાજન આ ચાર મુખ્ય છે. અત્યારના યુગના એ 'બ્રાહ્મણો' દાન કરતા નથી તેમ પ્રતિગ્રહ માટે હાથ લાંબો નથી કરતા એટલે એ એની અગત્ય ઓછી થઈ છે. હવે આ ચાર ધર્મોનું પાલન કરવું હોય તો એણે પોતાના કાર્યને નિત્ય અગ્નિહોત્ર જેવું ગણવું પડશે. જ્ઞાનાગ્નિની જ્યોત સદોદિત રાખવા માટે અધ્યાપકે સાચા 'અગ્નિહોત્રી' બનવું પડશે. આવા અગ્નિનાં નિત્યયજન માટે સુખશીલતા અને પ્રમાદ ત્યાગવાં પડશે. જ્યાં સુધી સ્વાધ્યાયપ્રવૃત્તિ અને શીલ દ્વારા એ અગ્નિહોત્રની શુદ્ધિ જળવાશે ત્યાં સુધી જ તેના પરિણામરૂપ અધ્યાપનપ્રવૃત્તિ તેજસ્વી અને સત્ત્વશાળી રહેશે. એનો પરિપાક કેવળ લેખ કે પુસ્તકપ્રસિદ્ધિમાં જ મર્યાદિત નહિ રહે પણ એ અગ્નિહોત્રને વરેલા એવા સર્વ કોઈ 'બ્રાહ્મણ'ના વિદ્યાર્થીથી માંડીને જનતા સુધીના સમસ્ત જીવનવ્યવહારમાં પ્રતિબિંબિત થશે. સમાજશરીરમાં શિક્ષક કે અધ્યાપકનું સાચું સ્થાન એક પુલનું છે જે દ્વારા વિદ્યાર્થી ભાવિ જીવનમાં પ્રવેશે છે. પશ્ચિમનાં વિદ્યાપીઠોના ધોરણે ચાલતી આપણી વિદ્યાપીઠોમાં અનેકવિધ પ્રવૃત્તિ દ્વારા સધાતી વ્યક્તિવિકાસની પ્રક્રિયામાં જીવંત રસ લઈ એને સાચો નાગરિક બનાવવાની જવાબદારી સભાનપણે અદા કરતો કોઈ પણ શિક્ષક કે અધ્યાપક રાષ્ટ્રનો સાચો નાગરિક છે.

---

* असूर्यम्पश्य એ વિશેષણ મહાભારતાદિ ગ્રંથોમાં राजदाराः (असूर्यम्पश्या वै राजदाराः) – રાજાની રાણીઓ – ના સંબંધમાં વપરાતું હતું. આ જ વિશેષણનો કવિ અને લેખકના સંબંધમાં થયેલો પ્રયોગ આકર્ષક છે.

# 'વરવણુ અમે તો લડી પડયાં'—પેકિંગની લોકઅદાલત

ઉમાશંકર જોષી

'બીજાના પ્રેમમાં છું એમ તું શા ઉપરથી કહે છે? એમ બાંધેભારે કહેવું ઠીક છે?'

'આખું ગામ જાણે છે!'

ચાંગ કુ ચોન મોંએ ખંભાતી લગાવીને બેઠો હતો પણ આટલું બોલ્યા વગર એનાથી રહેવાયું નહિ. વળી એ વિચારમાં ડૂબી ગયો. કપાળની કરચલીઓમાં એની મૂંઝવણ સંતાકૂકડી રમવા લાગી.

આમ એની ઉંમર કાંઈ ઝાઝી ન હતી. ૩૮ની ઉંમર કાંઈ બહુ કહેવાય? છતાં જાણે અનુભવનો દરિયો તરી આવેલો પીઢપોથ માણસ ન હોય એવો લાગતો હતો. જવાબદારીનો ભાર ઊંચકવા ટેવાયેલા એના પ્રૌઢ ખભા જરીક નમેલા હતા. એ તો ખામોશ રહેવા માગતો હતો, પણ નાછૂટકે ક્યાંક બોલવું પડતું હતું.

'એ બીજાના પ્રેમમાં પડી છે માટે છૂટાછેડા માગે છે.'

પત્ની ચાંગ શા તેનનો મિજાજ જુદો જ હતો પગ નીચે ચંપાતાં નાગણ છંછેડાઈ ઊઠે એમ એણે પડકાર કર્યો: શા ઉપરથી કહે છે, બોલ!'

પત્નીની ઉંમર હજી ૨૭ની હતી. ખૂબસૂરત કહી શકાય. જુવાનીના જોશની આડે કોઈ આવે ને ફૂંફાડો મારે એમ એની ટટાર રોષભરી આકૃતિ પવનમાં ધ્રૂજી જતી દીપશિખા જેવી હલી ઊઠતી ઊલટી તે વધુ સુંદર લાગતી.

અમારે માટે આ દૃશ્ય જોવું એ કદાચ અસુંદર હતું. દૂર પર્વત ઉપર રહ્યે રહ્યે માનવોની યાતનાઓ નીરખ્યે જતા લોક દેવોની જેમ આવી યાતનાના સાક્ષી થવું એ ગમે એવું ન હતું. આ કાંઈ નાટક ન હતું. અમે પેકિંગની લોકઅદાલતમાં હતા.

પેકિંગ પહોંચ્યા ત્યારથી અમે લોકઅદાલત જોવા જવા ઉત્સુક હતા. કોઈ દિવસ આ કાર્યક્રમ નડે, કોઈ દિવસ પેલો. કાં રવિવાર આવીને ઊભો હોય. પેકિંગ છોડવાને દિવસે છેક, તક મળી.

'હું પણ પહેલી વાર આ લોકઅદાલતમાં આવું છું. તમારો આભાર માનવો જોઈએ મારે.' પ્રો. ચ્યાંગ શીરો અદાલતના મકાનમાં અમે પેસતા હતા ત્યાં બોલ્યા. મકાન જૂના ડેલા જેવું હતું. 'જૂનું પુરાણું ઘર છે'—પ્રો. શીરોએ કદાચ અમને મકાન અદાલત જેવું નયે લાગતું હોય એમ ધારીને ઉદ્ગાર કર્યો. પેકિંગ યુનિવર્સિટીના કાયદાના પ્રોફેસર છીએન હ્વાન શેન્ગ પણ સાથે હતા. અદાલતના અધ્યક્ષ (ન્યાયાલયના વડાને ડિરેક્ટર–અધ્યક્ષ કહે છે) બારણે જ અમારું સ્વાગત કરવા ઊભા હતા, તે અમને અંદર એકબે ઓસરીઓ અને કમરા વટાવી એક નાની ઓરડીમાં લઈ ગયા. સ્વાગતમાં ચાવાળું ગરમ પાણી આપ્યું અને અદાલતની ઓળખાણ શરૂ થઈ.

આ અદાલત બીજી કક્ષાની હતી. નીચેની અદાલતના ચુકાદાઓ ઉપર અપીલના કેસ અહીં આવે છે. આને ડિસ્ટ્રિક્ટ કોર્ટ કહી શકાય. અત્યારે પેકિંગ શહેરમાં ત્રણ અને પરાંમાં એક આવી કોર્ટ છે. હવે પછી શહેરમાં સાત અને પરાંમાં પાંચ થવાની છે. એમ કરતાં દરેક ડિસ્ટ્રિક્ટમાં એક અદાલત થશે. નીચલી અદાલતમાં જ બધા કેસની પતાવટ થઈ જાય એમાં લોકોની સગવડ વધુ સચવાય. એથી ઘણાખરા કેસ ત્યાં જ પૂરા થાય છે. જરૂર હોય તો ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં કેસ આવે અને અહીં ઘણુંખરું પતી જાય. છતાં કોઈ કેસમાં જરૂર જણાય તો વડી લોકઅદાલત (સુપ્રીમ પીપલ્સ કોર્ટ)માં કેસ જાય. દરેક વહીવટી વિભાગમાં આવી વડી લોકઅદાલત છે. આ વડી લોકઅદાલતના ચુકાદા છેલ્લા ગણાય છે. તેમ છતાં દેશના બીજા વિભાગોની વડી લોકઅદાલતો પેકિંગની વડી લોકઅદાલતની શાખાઓ હોઈ, શાખાઓથી થડ મોટું એ ન્યાયે પેકિંગની વડી લોકઅદાલતમાં

છેવટની અપીલ કરી શકાય. વડી લોકઅદાલતનો ચુકાદો આખરી છે. પણ ચીનના બંધારણ પ્રમાણે મધ્યસ્થ લોકસરકારસમિતિ પાસે દેશના તમામ કારોબારી, ધારાવિષયક અને ન્યાયવિષયક અધિકારો હોઈ કોઈ કેસમાં દયા બતાવવાની હોય તો તે હક આ સમિતિ બજાવી શકે છે. કોઈ વ્યક્તિને એવો હક નથી.

નવા ચીને બંધારણની એક કલમથી જૂના તમામ કાયદાને રદ કરાવ્યા છે. જમીનસુધારાનો કાયદો, મજૂરસંઘનો કાયદો, લગ્નનો કાયદો જેવા નવા કાયદા પસાર થયા છે તે અનુસાર કેસોની પતાવટ થાય છે. કાયદાઓ અને 'અદાલતોનું સ્વરૂપ ધીમે ધીમે ઉત્ક્રાન્ત( evolue ) થશે, અત્યારથી અમને એનો ખ્યાલ નથી' એમ એક વિદ્વાને વાતચીતમાં અમને કહેલું.

બીજો મહત્ત્વનો ફેરફાર એ છે કે નવા ચીનમાં વકીલને સ્થાન નથી. 'વકીલોનો હેતુ અંતે પોતાના વળતર અંગેનો હોય છે, ન્યાયમાં એમને રસ નથી.' પણ દરેક અદાલત પાસે પોતાને મદદ કરવા બધી માહિતીની તપાસ કરી લાવનારાઓ ( ઇન્વેસ્ટીગેટર્સ ) અને એસસરોનું દળ હોય છે. તેઓ દરેક કેસ વિષે બધી માહિતી જાતતપાસ કરીને લઈ આવે છે. કોર્ટ હવે કેસ વિષે કાંઈક નક્કર ભૂમિકા ઉપર રહીને ન્યાય તોળવાનું કામ કરવાની સ્થિતિમાં મુકાય છે. અમે ગયા હતા તે અદાલત પાસે એવા સો જેટલા માણસો હતા. ( એક હિંદી વકીલે પછીથી મને કહ્યું કે બધા વકીલોને પબ્લિક પ્રોસિક્યૂટર્સ બનાવ્યા છે એમ કહોને ! ) વાદીપ્રતિવાદી પોતે પોતાના કેસ વિષે કાંઈ બોલી શકે એમ ન લાગે તો પોતાના તરફથી કોઈ સગાને કે બીજાને બોલવા કહી શકે. પણ તે નિમિત્તે કાંઈ ફી આપી શકે નહિ. આમ, આ નવી ન્યાયપદ્ધતિમાંથી વકીલને સદંતર દૂર કરવામાં આવ્યા છે. જૂના સારા વકીલોમાંથી કેટલાકને ચૂંટીને 'લોકોના હકના સંરક્ષક'ના પદે નીમવામાં આવ્યા છે. દરેક અદાલતમાં આવો એક સંરક્ષક હોય છે. એનું કામ જરૂર પડ્યે કોઈ આંટીઘૂંટીવાળા કેસમાં સલાહ આપવાનું છે. એમનો પગાર બીજા બધાના જેવો સામાન્ય જ હોય છે.

થોડી વારમાં અમે એક મોટા કમરામાં ગયા. ન્યાયાધીશો બેસે ત્યાં આજે કોઈ બેઠેલું ન હતું. આખા કમરામાં ટેબલોની આજુબાજુ બાંકડા હતા. તે ઉપર કેટલાંક સ્ત્રીપુરુષો બેઠાં હતાં. એક કાર્યકરે કહ્યું કે આજે મધ્યસ્થીનું કા ચાલવાનું છે. અદાલત તરફથી મધ્યસ્થનું કામ કરનારાં વાદીપ્રતિવાદી સાથે સમજાવટપૂર્વક ખૂબ ચર્ચા કરી લે અને ઘણાખરા કેસમાં પતાવટ થઈ જાય છે. પતાવટ થા તો પરસ્પર સમજૂતીના ફોર્મ પર સહી કરી સૌ છૂટા પડે પતાવટ ન થાય તે કેસ પછી ન્યાયાધીશની 'બેન્ચ' પા જાય છે. ( બેન્ચમાં ઓછામાં ઓછા બે ન્યાયાધીશ હોય અને તેમની નિમણૂક લોકસરકારે કરેલી હોય છે. )

આ ન્યાયપદ્ધતિ અત્યંત ઝડપી છે. નીચલી અદાલત રોજના સો કેસ ચલાવાય છે. ત્યાંથી અપીલમાં અહીં આવે ને એની પતાવટ થાય તેમાં દસથી વધુ દિવસ લાગ નથી, એમ અમને કહેવામાં આવ્યું.

અમે એક બાજુ બાંકડા પર બેઠા.

આજે આ કોર્ટમાં મુખ્યત્વે લગ્નના કાયદાને સ્પર્શ કેસો હતા. કાર્યકરે કહ્યું કે પહેલાં સ્ત્રીના જીવનનો ઇજા ( monopolising ) અપાઈ ગયો હોય એવી પદ્ધતિ હ તેને બદલે નવી લોકશાહી પદ્ધતિ અમલમાં મુકાઈ રહી આ કોર્ટમાં આવતા કેસોમાં ત્રણ પ્રકારના ઝગડાની પતા કરવાની હોય છે.

એક તો બાળકો અંગે : મા ને બાપ છૂટાછેડા લે બાળકો અને માબાપ વચ્ચેનો લોહીસંબંધ છૂટાછેડા તૂટશે નહિ. તેઓ તે બાળકનાં મા ને બાપ રહેશે જ. આ કોની પાસે રહે — મા કે બાપ પાસે ? ખર્ચ કોણ આપે જેની પાસે બાળકનું રહેવું એને વધુ લાભદાયક હોય તે પાસે એ રહે. પતિપત્નીએ મળીને સમજૂતીપૂર્વક આ ન કરવું જોઈએ. બાળકના ઉછેર અને કેળવણીના ખર્ચ જવાબદારીનો વધુ ભાર પુરુષ ઉપર નાખવામાં આવે છે.

બીજો પ્રકાર મિલકત અને જિવાઈ અંગેના ઝગ છે: કાયદો બંનેને મિલકત ઉપર સમાન હક આપે ઉત્પાદનને લાભદાયક હોય એ રીતે વહેંચણી થાય એ છે. સ્ત્રીને આજીવિકા મળે તે ઉપર યોગ્ય ધ્યાન અ જોઈએ. નક્કર પરિસ્થિતિ ઉપર બધો આધાર રહે સ્વાભાવિક છે.

ત્રીજો પ્રકાર સ્ત્રીપુરુષ વચ્ચેના સંબંધોનો છે: છૂટાછેડા માગે, બીજું ના કહે. કેવી રીતે પરણ્યાં હતાં

...થી જીવ્યાં હતાં તે ઉપર આના નિવેડાનો આધાર. સુખી દામ્પત્યજીવન અને ઉત્પાદન વચ્ચે એની અનુકૂળતા એ ઉપર ધ્યાન રાખીને નિર્ણય લેવાય. સુખી ન રહેતાં હોય, તો ભલે છૂટાં પડતાં. બંનેનું ગાડું ગબડતું ન હોય, સાસુનું જોર બહુ હોય—ત્યાં તે લોકોને મળીને નમ્રતાથી નિવેદન કરવું, વિવેચન કરવું, જૂના ખ્યાલોમાંથી ખસવા, આદર્શવિષયક કમજોરી સુધારવા કહેવું અને એમ કરતાં તડજોડ થઈ પણ જાય. ...કયારેક પતિપત્ની વચ્ચે આંટી પડી હોય છે. વ્યભિચાર-નો વહેમ હોય છે. એવા કેસોની પતાવટમાં મુશ્કેલી પડે છે. જાગીરદારશાહી સમાજના આ અવશેષો છે. વહેમ રાખનાર પતિ કે પત્નીને એ પરિસ્થિતિ ગમતી નથી, પણ કેસ કરે તો નીચાજોણું થાય છે એટલે છૂટાછેડા માગતાં નથી. ...ની પતિ ઉપર વિશ્વાસ રાખ્યે જાય છે. ઘણીવાર તો ...ની મુશ્કેલી હોય છે. સામાન્ય કમજોરી નડતી હોય છે. ...વિવેચન અને આત્મ-વિવેચન (પોતે પોતાની ટીકા કરવી)ની પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો આવી મુશ્કેલીઓ અને કમજોરીઓ દૂર કરી શકાય અને પતિપત્ની વચ્ચે વાજબી વલણ સ્થાપવામાં મદદ કરી શકાય. એક ...માં, પતિપત્ની વચ્ચે શુભસંબંધ સ્થાપવાનો પ્રયત્ન ...વો જોઈએ.

અત્યારે અદાલત આગળ દસ કેસો હતા. તેમાંથી નવ છૂટાછેડા અંગેના હતા, અને એક કૌટુમ્બિક ઝઘડાનો હતો. ...કેસ અંગે કોઈ હાજર રહ્યું ન હતું એટલે આઠ કેસ ...લવાના હતા.

...કાર્યકરનું બોલવું પૂરું થયું એટલે મોટા ખંડમાં બાંકડા-...લી પર એકબીજાને ખલેલ ન પહોંચે એ રીતે નાનાંનાનાં ...માં કેસો અંગેની મધ્યસ્થી શરૂ થઈ. મધ્યસ્થ તરીકે કામ ...નાર મુખ્યત્વે સ્ત્રીઓ હતી. એક બેન તો અદ્દલોઅદ્દલ ...પણાં પ્રસિદ્ધ સમાજસેવક પુષ્પાબહેન મહેતા જેવાં ...ની નાની બેન હોય એવાં) લાગે. ઊંચાં, પીળાં પણ ...જેવાં ગૌર અને ચશ્માં પણ પુષ્પાબહેન જેવાં.

પણ આપણે પેલાં એ વરવહુનું શું થયું તે જોઈએ. એ ...ની વચ્ચે એક આધેડ વયની બાઈ મધ્યસ્થ તરીકે બેઠી ...ી. એ કાને બંનેનું સાંભળે. પેલાં એ તતડે ધૂરકે, આનું ...નું ન ફરકે. ધીરગંભીર સ્થિતપ્રજ્ઞ જેમ બેઠેલી એ બાઈ ...માન ઊપજે.

ચોખ્ખું જોઈ શકાતું હતું કે આપણા ચાંગ કુ ચેનનું કાળજું વલોવાઈ રહ્યું હતું. એને છૂટાછેડા મંજૂર હતા જ નહીં ને! આખી જિંદગીના સરવૈયામાં શૂન્ય આગળ આવીને ઊભો હોય એમ સૂનમૂન એ બેઠો હતો. અને પેલી—ચાંગ શા તેન? એને તો છૂટાછેડા પહેલા, પછી બીજી વાત. નીચલી અદાલતે છૂટાછેડા તો આપ્યા હતા, પણ રહેવાના ઘર અંગેનો ઝઘડો જાગતાં આખો કેસ ફરી વિચારણા માટે ઉપરની આ અદાલત આગળ આવ્યો હતો. અત્યારે બંને જણાં ભાડાના ઘરમાં રહે છે. વર મજૂરી કરે છે. વહુ કહે છે, હું ઘરમાં રહું. તું મજૂર છે. તારા કારખાનાના મજૂરોને ડોર્મેટરીમાં રહેવાની જગા મળે છે તેમ તને પણ મળશે. તેનું ભાડું પણ તારે આપવાનું નહિ હોય તો, તું આ ઘરમાંથી જા, અને મને અહીં રહેવા દે. મારે કોઈ કામધંધો પણ નથી, હું ક્યાંય જઈ શકું એવી સ્થિતિમાં નથી.

'શા માટે નીચલી કોર્ટે છૂટાછેડા આપ્યા એ જ મને સમજાતું નથી.' વરે દુઃખનો ઉદ્ગાર કાઢ્યો.

મધ્યસ્થ બાઈએ સ્વસ્થ ધીરા અવાજે અદાલતનાં સહી-સિક્કાવાળાં કાગળિયાં કાઢ્યાં અને એને થોડુંક વાંચી બતાવી સમજાવ્યું કે તું સ્ત્રીને ચાહે છે પણ તેનો તારા પર પ્રેમભાવ નથી. નીચલી અદાલતે પોતાના માણસો મારફત પૂરી તપાસ કરાવીને, તમારું ઠીક ગબડતું નથી એ ખાતરી-પૂર્વક જાણ્યા પછી, છૂટાછેડા આપ્યા છે.

પુરુષને જવાબમાં કશું ન સૂઝતાં ગજવામાંથી એણે કાંઈક કાગળિયાં કાઢ્યાં અને મધ્યસ્થના હાથમાં કેસની ફાઈલ હતી તે પર મૂક્યાં. ખરીદીનાં બિલ હતાં. જોતાં જ વહુ ઝાડ થઈ ગઈ.

'છેલ્લાં બે વરસથી હું એને માટે કામ કરું છું —આટઆટલું ખર્ચ કરીને મેં એને આશરો આપ્યો છે.'

'હું છૂટાછેડા ન માગું તો તું પૈસા ન માગે. તારે પૈસા જોઈતા નથી. પૈસાનું બહાનું કાઢીને છૂટી થવા દેવા માગતો નથી.'

મધ્યસ્થ બાઈ શાન્ત સ્વસ્થપણે બે કાનથી બંનેની ચણભણ સાંભળી રહ્યાં હતાં.

અમે પૂછ્યું, આ બિલો શાના પૈસા ચૂકવ્યાનાં છે?

'સાળીનાં કપડાં માટે પૈસા ખરચેલા.'

ત્યાં તો વહુ તતડી: ' એના [illegible] '

પછી ધીરેથી કહેવા લાગી : તારે ડોર્મેટરી મળે એમ છે. ભાડું ભરવાનું નથી. કબૂલ થા.

વર કહે કે એ બને જ નહીં ને ! છૂટાછેડા પછી પત્નીએ ઘરના ભાડામાં પોતાનો હિસ્સો આપવો જોઈએ એ એની માગણી હતી. પોતે પોતાને હિસ્સે આવતું ભાડું ભરવા તૈયાર હતો.

મધ્યસ્થ કહે : ભલા, આપણે કામગાર લોક. અંદર-અંદર તિરસ્કાર ન ઘટે. એ પૈસા વાપર્યા છે તેને દેવું ન ગણીશ. રૂડી રીતે છૂટાં પડશો, તો કાલે વળી મન મળતાં ફરી પરણી શકશો.

પછી બંનેની રાચરચીલા વગેરે મિલકતની યાદી મધ્યસ્થ બાઈએ તેમની સાથે વાંચવી શરૂ કરી. વર કાંઈક પોચો પડ્યો હતો: હા, હા, બધું બંનેને ઠીક પડે એમ વહેંચીશું.

બીજા એક મંડળ પાસે ગયા. લી શુન લિહ્ (ઉ. ૨૨) અને વાંગ શુ ચિંગ (ઉ. ૨૪). બંનેને માબાપે પરણાવેલાં. બંનેએ પોતાની ઇચ્છાથી છૂટાછેડાનું નક્કી કર્યું છે. પોતપોતાની મિલકત હશે તે લઈને છૂટાં પડશે. પત્નીને આજીવિકા પેટે તેરસો શેર ચોખાની કિંમત આપીને પતિ છૂટો થશે. પણ નીચલી કોર્ટના ચુકાદાથી પત્નીને સંતોષ નથી.

ત્રીજા કિસ્સામાં પત્નીને પૈસા ચૂકવવા પડે એવો ઘાટ હતો. પિતા મરી ગયા પછી અપરમાએ ક્યાંક લાકડે માંકડું વળગાડી આપેલું. ઠીક ન ચાલ્યું. એ મહિના થતાં તો પત્નીને છૂટાછેડા માગવા પડ્યા. પતિ કબૂલ થતો ન હતો. અદાલતની મધ્યસ્થીથી ૭૭૦ શેર ચોખાની કિંમત પત્ની પતિને આપીને છૂટી થાય એવો તોડ કાઢવામાં આવ્યો હતો. પણ પતિ આ અદાલતમાં અપીલ લઈ આવ્યો હતો. પત્ની નહિ તો પૈસા તો મને મળવા જોઈએ, એ એનું સંગીત હતું.

ચોથો કેસ કાંઈક વધુ ગૂંચાયેલો હતો. બે વરસ ઉપર લગ્ન થયેલાં. બે બાળક થયાં છે. નીચલી અદાલતે છૂટાછેડા તો આપ્યા છે, પણ બાળક કોની પાસે રહે એનો ઝગડો છે. પત્ની આવી નથી. એને પગે ઠીક નથી. એની મા અને મામા હાજર રહ્યા છે. પત્ની ટિયેન્ટ્સીનમાં ભણે છે. એ કહે છે કે બાળકો મારી બા પાસે ઊછરશે. પતિ જુવાનિયા [illegible] કૉલેજમાં ભણતી પત્નીના વર જેવો ન લાગે એવો જરીક અણઘડ પણ દેખાય. થોડોક ડઘાયેલો પણ લાગતો હતો. એ કહેતો હતો કે બાળકો મારી પાસે રહે, મને બહુ ગમે છે. એમના વગર હું જીવી નહિ શકું. પત્નીની દલીલ એ હતી કે પતિને કામધંધો છૂટી ગયો છે. કોઈક સંસ્થામાં ધંધા અંગેની તાલીમ લે છે પણ કામ હજુ મેળવવાનું બાકી છે. જ્યારે પોતે પોતાની બા દ્વારા બાળકોની સભાળ લઈ શકે એમ છે.

પૂછપરછ કરતાં જાણવા મળ્યું કે આ ભાઈને બે વહુ હતી. આગલી પત્ની હતી તે છુપાવીને ફરી પરણેલો. નવા લગ્નકાયદા પ્રમાણે તો એક ઉપર બીજી પત્નીનો પ્રતિબંધ છે. પહેલી વહુ વિષે સવાલ પુછાતાં એ ઊભો થઈ ગયો: ' આગલી વહુ અંગે મને છૂટાછેડા મળેલા છે. ' પણ માન્યતા એવી હતી કે એ બાઈને એણે ત્યક્તા બનાવેલી. પહેલી વહુ અંગે જાણ શી રીતે થઈ એના જવાબમાં મધ્યસ્થ યુવતીએ કહ્યું કે એ જણ વચ્ચે એ હવે મોટો પ્રશ્ન ન હતો પણ બનતું ન હતું એટલે છૂટાછેડા માગેલા. પેલો વચ્ચે બોલી ઊઠ્યો : ' મારું લગ્ન થયેલું એ વાત મેં એને કરેલી જ. પણ એ મને ચાહતી હતી એટલે પરણી હતી. '

થોડા કલાકમાં પેકિંગ છોડવાનું હતું એટલે અમે મનમાં આ ઝઘડાઓનું સુખી છેવટ ઇચ્છી ખસ્યા. ત્યાં તો એક કૌટુમ્બિક ઝઘડાની પતાવટ થયેલી અને પિતરાઈ સ્ત્રીપુરુષ હસતાં ઊભાં હતાં તેમની મુલાકાતનો અમને લાભ મળ્યો. પુરુષ બહેનને ત્યાં થોડોક સમય રહ્યો હતો તેને અંગે કાંઈક બોલાબોલી અને કલહ થયેલો. વીગતો પૂરી જાણવા રોકાવાય એવું ન હતું. મધ્યસ્થની મદદથી પતાવટ થઈ શકી હતી.

આ ઓરડો છોડતાં પહેલાં દુભાષિયાબહેન સાથે થોડીક પ્રસંગોપાત્ત વાત થઈ. કૉલેજની વિદ્યાર્થિની બહેન હતી.

' કદી આ પહેલાં અદાલત જોઈ હતી ? '

' ના. '

' ઇચ્છીએ કે જોવી ન પડે. '

' સાચી વાત છે. '

' આ નવો લગ્નકાયદો તમને નવી પ્રજાને કેવો લાગે છે? '

' ગમે છે. '

' પણ લોકોને ? '

'લોકોને પણ ગમે છે. કોક દાદાદાદીઓને નથી ગમે. લોકોમાં ગણગણાટ તો હોય કે લોકસરકારે સૌ સારાં વાનાં કર્યાં, એક આ આટલું ઠીક નો કર્યું.' કહીને એ બહેન જરીક મલકાઈ.

'વિચારક સ્ત્રીઓ શું કહે છે?'

'તેઓ બધાં જ આવકારે છે.'

'સ્ત્રીઓને છૂટો મળી છે તેવી આત્મવિવેચનની વૃત્તિ પણ જાગી છે?'

'અલબત્ત, તે તો હમેશાં હોય જ છે.'

એક વાર બીજી એક સ્નાતક બહેનને પૂછ્યું હતું કે રશિયામાં લગ્ન અંગે છૂટછાટ મળતાં ઘણી અવ્યવસ્થા થઈ હતી, લગ્નો ઝડપભેર તૂટતાં સંધાતાં અને લેનિન જેવાને ચિંતા પણ થઈ હતી ('પાણીના પ્યાલા'ના સિદ્ધાન્તની એમણે વાત પણ કરેલી) – એવું અહીં આ કાયદો આવતાં થયેલું? જવાબમાં એણે કહ્યું: 'કશું જ નહોતું થયું. રશિયાની ભૂલોમાંથી શીખવાનો આ એક વધુ દાખલો છે.

છૂટા પડતાં અમે વિદ્વાન પ્રોફેસરોને કહી રહ્યા હતા: દેશદેશ વચ્ચે પણ આપણે આવું જ માગીએ છીએ. પરસ્પર સમજૂતીથી પતાવટ.

પ્રોફેસર શીરો જવાબમાં બોલ્યા: Well, we do. This is an experiment, a bold experiment. But we work on the general assumption that fundamentally man is good-natured. If we thought that man is an idiot, we could not have risked this. But if we assume that man is honest, good, reasonable, then we can go on with this experiment. Our experience says that we are not mistaken.'—'સાચે જ, આપણે એ જ માગીએ છીએ. અમારો આ પ્રયોગ છે— હિંમતભર્યો પ્રયોગ છે. પણ પાયામાં માણસ સદ્-વૃત્તિવાળો છે એ સામાન્ય માન્યતા ઉપર અમે ચાલી રહ્યા છીએ. જો અમે એમ માનતા હોત કે માણસ તો હાથ ધોઈ નાખ્યા સરખો છે તો અમે આ જોખમ ખેડી શકત નહિ. પણ આપણે જો માનીએ કે માણસ પ્રામાણિક, ભલો અને સમજુ છે તો આ પ્રયોગને આગળ ચલાવી શકીએ. અમારો અનુભવ કહે છે કે અમારી ભૂલ થઈ નથી.'

ફરી બેઠકના નાના ઓરડામાં આવ્યા. ચાવાળું પાણી પીરસાયું. ઘૂંટડો પીવા જેટલો અવકાશ પણ ભાગ્યે જ હતો. છતાં બે શબ્દની આપલે તો જરૂર થઈ. અધ્યક્ષ કહે: આ પદ્ધતિ લોકોને ખૂબ ગમી ગઈ છે. લોકોમાં કહેવત જેવું થઈ ગયું છે કે લોકઅદાલતમાં માણસ ચઢાવેલે મોંએ (long face લઈને) જાય છે ને હસતું મોં (round face લઈને પાછો આવે છે.

જાણવા મળ્યું કે ક્રાન્તિનો વિરોધ કરનારાઓના કેસો લશ્કરી અદાલતમાં ચાલે છે. ક્રિમીનલ કેસ ઓછા થઈ ગયા છે. લૂંટફાટના કેસો નાબૂદ થયા છે. ગયા વરસમાં એક પણ કેસ થયો ન હતો. ચોરીના થોડાક થાય છે, પણ ઓછા થતા જાય છે. બળાત્કારના કેસો પણ ઘટતા જાય છે. પહેલાંના દાદાઓ – ગુંડાઓ અને પ્રતિક્રાન્તિકારીઓને હાથે આવા ગુના થાય છે.

સૌથી સખ્ત સજા કયા કેસમાં થાય છે તે પૂછતાં બળાત્કારના કેસોમાં સૌથી કડક સજા થાય છે એ જાણવા મળ્યું. 'શી સજા?' 'મોટામાં મોટા ગંભીર કેસમાં મૃત્યુની સજા.'

'આ કોર્ટે મૃત્યુની સજા કરી છે?'

'હા.'

'કેટલી વાર?'

'આંકડા અત્યારે યાદ નથી.'

પણ હવે કાયદો છે કે મૃત્યુની સજા પામેલા દરેકને – દેશદ્રોહીને મૃત્યુની સજા ફરમાવાઈ હોય તો તેને પણ – બે વરસ સુધી દેહાન્તદંડ દેવો નહિ. એને સારા નાગરિક તરીકે જીવવાની તાલીમ આપી સુધરવાની તક આપવી.

અંતમાં અધ્યક્ષે કહ્યું: અમે લોકોની માગણીને માન આપીને આ પ્રવૃત્તિ શરૂ કરી છે. કાંઈ સલાહસૂચન હોય તો જરૂર આપશો.

ડૉ. કિચલૂ: અમે ઇચ્છીએ છીએ કે આનો વધુ અનુભવ અમને બે-પાંચ વરસે જાણવા મળે.

મહારાજ: વકીલો નથી એ બહુ સારું થયું છે.

મુકામ ઉપર જઈ પેકિંગ છોડવાની તૈયારીમાં અમે ગૂંથાયા.

હલાવે તો ખબર પડી જાય. મુકામ સુધી ગામલોકોની પણ લંગારો. ઉત્સાહનો પાર નહિ. આ પરિષદ અંગે જે મહેમાનો આવ્યા છે તેઓ દેશમાં જુદાં જુદાં સ્થળોએ જશે ત્યાં આવાં સ્વાગતો અને વિદાયપ્રસંગો થશે. નવા ચીનની આવી રીત છે. પ્રજાને એ દ્વારા મોટું શિક્ષણ અપાય છે. એટલે આવનાર મહેમાન કાંઈ પામે કે ન પામે એ ભલે, પણ આ દેશની પ્રજા તો એ નિમિત્તે વધુ શિક્ષણ પામતી જ હોય છે. સાંજે જમ્યા પછી સાંસ્કારિક કાર્યક્રમ હતો. બહુ જ સુંદર, દસ જેટલા, પ્રયોગો હતા. નાના નાના ને જલદી પૂરા થનારા, પણ યાદ રહી જાય એવા. એક પંખાનૃત્ય સુંદર હતું. આ પ્રયોગો દ્વારા પણ શિક્ષણ હતું. આત્મરક્ષણ, એ પૂરતાં શસ્ત્ર ધારણ કરવાં, પણ એ પ્રશ્ન પત્યો કે તરત દાતરડું પકડવું અને પછી બહુ પાકે એટલે આનંદ – કલ્લોલનું નૃત્ય કરવું. એ વાતો નાના નાના પ્રયોગોમાં આવ્યાં કરે. વિશ્વની પ્રજાઓના ઐક્યનું નૃત્ય સુંદર હતું. અમે ગયા એટલે સૌ ઊભા થઈને તાળીઓ પાડતાં હતાં. પણ આઠ થયા ત્યાં એક જુવાને ઘડિયાળમાં જોયું ને એ હાથ પહોળા કરી પાંખોની પેઠે હલાવ્યા એટલે શાન્ત! અમારા બાધામંડળમાંથી કોઈની તાળી ચાલુ હોય તો ભલે...બીજે દિવસે મશીનનાં ઓજારો બનાવવાનું કારખાનું જોવા ગયા. આ બધા માટે પરદેશ સામે મોં વકાસીને બેસી રહેવું પડતું તેને બદલે ચીન પોતે હવે બધું તૈયાર કરવા લાગ્યું છે. એમાં એને રશિયન નિષ્ણાતોના જ્ઞાનની મદદ પણ મળી છે. થોડા વખતમાં એ પગભર થઈ જશે. અમે ત્યાં એક એન્જીનિયરિંગના પ્રોફેસરને જોયા. વિદ્વત્તા કરવાને બદલે મજૂર તરીકેનું જીવન ગાળવા તે આ કારખાનામાં આવ્યા છે અને ગૂંચો હોય તેના ઉકેલ કરી આપે છે. લોઢાના સળિયાઓ તપેલા હોય તે ચીપિયાની ચપટીમાં પકડી રમત-વાત હોય એમ ધકેલતા જોયા. શક્તિ માટે માન થાય. આવા મજૂરોનાં ધોળાં ( બીજાનાં વાદળી ) કપડાં હતાં. તેમને ખાસ ખોરાક – વધુ પૌષ્ટિક – મળે. ત્યાંથી મજૂરો માટે તૈયાર થતાં મકાનો જોવા ગયા. આખું મજૂરગ્રામ બંધાઈ રહ્યું છે. ચોથા ભાગની જમીન ઉપર જ બાંધકામ થશે. બાકીનામાં બાગ જેવું. એ ગ્રામમાં નિશાળ, દવાખાનું, વ. હશે.

બીજે દિવસે અમે એક દૂરના કારખાના પર ગયા. કોલસાની ખુલ્લી ખાણ હતી. માઈલોનો વિસ્તાર. તેમાં ઉપરના પડની માટીમાંથી તેલ નીકળી શકે એવું છે. એ તેલ કાઢવાનું કારખાનું જોયું. સાંજે મજૂરો માટેનું એક જંગલમાં આવેલું સૅનેટોરિયમ જોયું. પછી વૃદ્ધ મજૂરોને બાકીનું આયુષ્ય ગાળવાનું રહેઠાણ જોયું અને નાનાં બાળકો માટેનું છાત્રાલય જોયું. નદીતીરે જંગલમાં ટેકરીઓ વચ્ચે આ સ્થળો બહુ રમણીય અને ઘણાં સગવડભર્યાં છે. બીજે દિવસે અમે એક ગામડું જોવા ગયા. નવી જાતનાં ખેતીનાં ઓજારો અને પરસ્પર સહકારથી ગામ કેવું આગળ વધી રહ્યું હતું તેનો ખ્યાલ આવે. તે જ સાંજે વિદાય થયા. બીજો આખો દિવસ ગાડીમાં. ગાડી દરિયાની પાસે કાંઠેકાંઠે લગભગ ચાલે છે. કોરિયા બહુ દૂર નહિ. ટીએન્સ્ટીન મોટું નગર છે ત્યાં ઊતર્યાં નહિ. પેકિંગમાં થોડાજણા પાછળ રહ્યા હતા તેઓ અહીં આવીને ગાડીમાં બેસી ગયા. સાંજે પીળી નદી ( હોઆન્ગહો ) જોઈ. સામે ખડકો ઊભા હતા. હોડીઓની હાર દેખાતી હતી. સઢ આપણા જેવા ગોળ નહિ, પણ ચપટા સપાટ ઊભા હોય છે. સાંજનો તડકો. એક મહાન 'લોકમાતા'નાં દર્શન કરી આનંદ અનુભવ્યો. આ નદી આડીઅવળી વીંઝાતી અને દેશને જળબંબોળ કરી પાયમાલ કરતી. હવે એને એના મૂળ પાત્રમાં વાળવામાં આવેલી છે. બીજે દિવસે સ્ટેશને પહોંચ્યા. ત્યાંથી સ્ટીમરમાં બેસીને યાંગ ત્સે ક્યાંગ પાર કરવાની હતી. આ બીજી મહાન નદી. દુનિયાની કદાચ ચોથા નંબરની મોટી નદી ( મિસિસિપી-મિસુરી, ઍમેઝોન, નાઈલ અને પછી આ ). અમારી ગાડીને ત્રણ ટુકડા કરી સ્ટીમર ઉપર ચઢાવી દીધી. ચાલી સ્ટીમર. દરિયા જેવી નદી. સામેથી બીજી એક સ્ટીમર આવતી હતી. એમાં બીજી એક ગાડીના અમારી ગાડી જેવા હાલ થયેલા જોયા. સામે પહોંચ્યા. સામેના પાટા સાથે અમારા સ્ટીમર પરના પાટાને મેળવાતા જોયા. સામે કિનારે જ ચીનની એક વખતની રાજધાની નાનકિંગ છે. ત્યાં ઊતર્યાં. લોકો ટોળાબંધ હર જગાની જેમ આવકારતા ઊભા હતા. નાનકિંગ બહુ મોટું શહેર છે. માઈલોના ઘેરાવાનું કોટબંધ. ત્યાં સાંજે અમે કોટ બહાર જંગલ તરફ ગયા. બે બાજુ ચિનાર જેવાં વૃક્ષોની હાર. દૂર ડુંગર ઉપર ડૉ. સુનયાટસેનની સમાધિ દેખાતી હતી. ડૉ. સુનયાટસેને ચીનમાં ૧૯૧૧માં ક્રાન્તિ કરેલી. અમે ૧૯૩૦–૩૨માં એમની જીવનકથામાંથી પ્રેરણા મેળવતા. એ સમાધિની જગા હૃદયને સ્પર્શે એવી છે. ચીનીવેશમાં એમનું બેઠેલું બાવલું જોઈ ચીન નજર આગળ

રમે. સાદી છતાં ભવ્યરચના છે. બે બાજુ ચીડનાં ઝાડ. ઊટીમાં બાગમાં જોયેલાં એ જાતનાં. એ સમાધિ નીચે તળેટીમાં સંગીતકાર્યક્રમો માટે પ્રેક્ષકાગાર (સ્ટેડિયમ) છે. જંગલ રમણીય છે. ત્યાંથી નીકળી રસ્તે એક બાદશાહની કબર જોઈ: કબર જોવા મળી નહિ. કબર ઉપર મહેલ ચણી, મહેલ ઉપર માટી વાળી દીધેલી એટલે ડુંગર ઉપરની કોઈ પણ ટેકરી જેવી ટેકરી જ હતી. ...બીજે દિવસે એક ટેકરી પર શહીદભૂમિ જોવા ગયા. પછી નાનકિંગનું મ્યૂઝિયમ જોયું. પેકિંગના જેવું જ મોટું મ્યૂઝિયમ છે. ૫ લાખ વરસ પહેલાંના મનુષ્યની આકૃતિ બનાવેલી તે જોવા મળી. હ્યુએન સંગના પુસ્તકનાં પાનાં જોયાં. એની રાખ પણ ત્યાં હતી. સાંજે પર્વત ઉપર એક ખગોળશાળા જોવા ગયા. ત્યાં ચીનના લોકોએ શોધેલાં તારાઓની ગતિ માપવાનાં યંત્રો જોવા મળ્યાં. બીજે દિવસે સવારે નાનકિંગ છોડવાનું હતું. એક સ્ટેશને પહોંચ્યા. ત્યાંથી આગબોટમાં બેસી યાંગ ત્સે ચ્યાંગ નદીની પેલી બાજુ જવાનું હતું. અહીં પટ બહુ મોટો હતો કેમ કે નદીએ વળાંક લીધો હતો. અડધા કલાક જેટલો સમય ગયો. સામે કાંઠે બસમાં બેસી યાંગચો ગામે ગયા. બપોરે.

તા. ૬-૧૧-૫૨ (શાંગહાઈથી હેંગ્ચાઉ જતાં ગાડીમાં)

યાંગ ચોનું સ્વાગત અમારા અનુભવમાં ઉત્તમ હતું. બે બાજુ માણસો, ઉપરાંત ઢોલકીનાચ. હાથમાં લાંબા દાંડિયા સાથેના નાચ, કમરે રંગીન રેશમી કપડું વીંટાળીને તેના વધેલા લાંબા છેડા બે હાથમાં રાખી ફરકાવતા જઈને કરવાનું નૃત્ય – નંદિનીને ને સ્વાતિને બહુ જ મજા આવે. અહીં અમે ગામડાંના પ્રદેશમાં આવ્યા હતા. એક શાળાના છાત્રાલયમાં ઊતર્યા હતા. શાળા અધિકારીઓને તાલીમ આપવાની હતી. ત્યાંથી અમે એક નહેર બંધાય છે તે જોવા જવાના હતા. હ્વાઈ Hwai નદીની યોજના એ નવા ચીનની એક મોટી સિદ્ધિ છે. સાંજે એના નકશાઓનો અભ્યાસ કર્યો. બીજે દિવસે સવારે ઊપડ્યા. નહેરને રસ્તે રસ્તે ૧૦૦ ઉપર માઈલ ગયા. ત્યાં બાંધકામ ચાલતું હતું. રાતે એક મજૂર-આરામગૃહમાં રાતવાસો. બીજે દિવસે વહેલા ઊપડ્યા. મોટું ગરનાળું બંધાય છે ત્યાં બારેક વાગે પહોંચ્યા. ૬૦,૦૦૦ મજૂરો એક સાથે કામ કરતા હતા. માણસોનો સાગર. બધા ઉત્સાહમાં હતા. કામ ઝડપથી કરે. કામની શક્તિ પણ ઘણી. કેટલાક સાથે થોડીક વાત પણ કરવા પ્રયત્ન કર્યો. અહીંથી સાંજે આગબોટમાં નહેર વાટે પાછા આગલા દિવસની જગાએ આવી રાતવાસો કર્યો. વહેલા સવારે ઊપડ્યા. યાંગચો આવી જમી પાછા બસમાં બેસી ડક્કા પર આવી યાંગત્સેચ્યાંગ નદી આગબોટથી ઊતરી સામે કિનારે અમારી સ્પેશિયલ છોડીને ગયા હતા તેમાં આવીને બેઠા. રાતે શાંગહાઈ. આ તો મોટામાં મોટું શહેર. ૫૬ લાખ વસ્તી. અમારો ઉતારો ૯મે માળે. સામે ૧૮ માળનું મકાન. (મોટામાં મોટું ૨૪નું છે.) અહીં સંસ્થાઓ જોઈ. ગઈ-કાલે સંસ્કાર કાર્યક્રમમાં નાટક સુંદર હતું. (યાંગચોમાં પણ સુંદર કાર્યક્રમ હતો.) બજારમાં ગયા હતા. રોજીંદા વપરાશની ચીજો હતી. સ્વાતિ માટે એકબે રમકડાં સારાં મળ્યાં. અહીં સૌ ચીપો વડે ભાત અને બધું ખાવાનું ખાય છે, મને હવે આવડી ગયું છે. અહીં બાળકો અને શાળા-કૉલેજોના વિદ્યાર્થીઓ નૃત્ય સુંદર કરે છે. નહેરમાં આગબોટમાં આવતાં તૂતક પર અમે બધાએ શીખવા પ્રયત્ન કર્યો. મને તો સ્વાતિ કરતાં હજારમા ભાગનું પણ આવડે તો ને? પણ હું શીખવી શકીશ એમ માનું છું. શાંગહાઈમાં ડૉ. સુન-યાટસેનનું રહેવાનું ઘર જોયું. આજે બપોરે નીકળી હવે હેંગ્ચાઉ જઈએ છીએ. ત્યાં એક સુંદર સરોવર છે. ત્યાંથી અમે ૪ દિવસ માટે ગામડે જવાના છીએ. બીજાઓ કેન્ટોન જઈ હોંગકોંગ પહોંચશે. -૭મીએ. અમે ગામડે જવાની ઇચ્છા દર્શાવેલી અઠવાડિયા માટે, એટલે વ્યવસ્થા થઈ. પણ ભાઈ શુકલને ૧૫મીએ હાજર થવાનું અને અમે બે ગામડાં અને ઘણો લાંબો પ્રદેશ જોયેલો એટલે ૩-૪ દિવસ માટે જવાનું ઠરાવ્યું છે. બાકી મહારાજને તો રહે ને જુએ તેટલું ઓછું. અમે ૧૫મી સુધીમાં હોંગકોંગ પહોંચીશું. ત્યાંથી ૧૬મીએ સ્ટીમર છે. તેમાં સિંગાપુર જઈ શકીશું એમ માનું છું. હજી સુધી તમારા તરફથી કાગળ નથી. પણ આ કાગળ મળ્યેથી જો તમે Thomas Cook & Sons, Singapore સરનામે છ આનાનો વાળવાનો કાગળ લખશો તો મને મળશે. ઉપર To await arrival એમ લખજો એટલે અમે પહોંચીએ ત્યાં સુધી ત્યાં રહેશે. શ્રી મંગલમને સરનામે એક પોસ્ટકાર્ડ ચાર આનાનું લખશો તો પહોંચી જશે. ત્યાંથી ઇન્ડોનેશિયા જઈ લંકા રસ્તે (કોલંબો થઈ, ત્યાં ૪ દિવસ રોકાઈ) મુંબઈ પહોંચવું એમ વિચાર્યું છે.

[ અનુસંધાન પૃ. ૪૪૩થી ]

એમનો ચાલુ વ્યાસંગ રહ્યો હોય એમ લાગે છે. ભાગવતના એ એક સારા અભ્યાસી હતા.

એમની દૃષ્ટિ તર્કશુદ્ધિનો આગ્રહ રાખનારી હતી. કોઈ પૂર્વગ્રહ કે લાગણીવેડાથી એ તણાતા નહિ. કરાંચી સાહિત્યસંમેલનમાં ઇતિહાસવિભાગના પ્રમુખ તરીકે એમણે કહેલાં વચનો વારંવાર સ્મરણ કરવા જેવાં છે. એમણે કહેલું કે ઇતિહાસકારનું કામ ઇતિવૃત્ત–એટલે કે આ પ્રમાણે બન્યું છે–એમ કહેવાનું છે. ઘણીવાર ઇતિહાસકાર પાસે પ્રજાને પાનો ચઢાવે - વીર બનાવે એવો ઇતિહાસ માગવામાં આવે છે. પણ ઇતિહાસમાં પાનો ચઢે એવું જો કાંઈ ન હોય તો ઇતિહાસકાર જેણે ઇતિ-વૃત્ત આપી છૂટવાનું છે તે નવું નિપજાવીને કશુંક ક્યાંથી આપી શકે ? બલકે ઇતિવૃત્ત-ને યથાર્થપણે સમજવાથી સત્યની સાધનાની જે તાલીમ મળે છે તે ક્યારેક પ્રજાને સાચી વીરતા તરફ દોરશે એમ માનવું યોગ્ય છે. શાસ્ત્રીજીનાં ઇતિહાસલખાણ આથી, પૂર્વગ્રહથી દૂષિત બન્યાં નથી, અને એક સ્વચ્છ માર્મિક શૈલી દ્વારા સત્યશોધનના શાન્ત પ્રયત્નનો અનુભવ કરાવનારાં નીવડ્યાં છે.

શાસ્ત્રીજી આધુનિક વિજ્ઞાનની કેટલીક શાખાઓ પ્રાણીશાસ્ત્ર, માનસશાસ્ત્ર, આદિમાં ખૂબ રસ ધરાવતા. બલકે આધુનિક જીવનના અનેક પ્રશ્નોમાં એમને રસ હતો. ઉનાળામાં એમની ખબર પૂછવા અમે કેટલાક મિત્રો ગયેલા ત્યારે માઉન્ટબૅટનના મંત્રીનું પુસ્તક એ વાંચી રહ્યા હતા. આ સામયિકમાં ‘ અતિસંસ્કૃતિ ’ નામે એક અત્યંત સુરેખ વિચારવાળો લેખ એમણે આપેલો તેમાં આધુનિક પ્રાણીશાસ્ત્રનો એમનો અભ્યાસ વરતાતો હતો. રશિયન વિજ્ઞાની લાયસેન્કોના સિદ્ધાન્ત વિષે એ લખતાં લખતાં રહી ગયા. હમણાં યોગની જેટલી બુદ્ધિગમ્ય વીગતો છે તેમાં એમને રસ જાગ્યો હતો. થોડુંક એમણે ‘ સંસ્કૃતિ ’માં ચર્ચ્યું પણ હતું. બીજું વિચારાતું હતું, પણ......

શાસ્ત્રીજીનું વ્યક્તિત્વ સૌમ્ય અને હેતાળ, સંસ્કારિતાની મધુર ફોરમભર્યું હતું. એમના મૃત્યુથી ગુજરાતને એક સત્યનિષ્ઠ વિદ્વાનની ખોટ પડી છે. એમના આત્માને શાન્તિ હો !

## ‘ વર્તમાનપત્રોની સ્વતંત્રતા ’ને નામે

વર્તમાનપત્રોની સ્વતંત્રતાનો પ્રશ્ન તાત્ત્વિક પરીક્ષણ માગી લે એવો છે. દુનિયા અત્યારે જે બે વિભાગમાં વહેંચાયેલી છે તે દરેકમાં વર્તમાનપત્રોની સ્વતંત્રતાનું શું સ્વરૂપ છે તે ચર્ચવાનો અહીં પ્રયત્ન નથી. ( ચીનને પડખે હૉંગકૉંગના ‘ હૉંગકૉંગ સ્ટૅન્ડર્ડે ’ તા. ૨૭મી સપ્ટેમ્બરે પેકિંગમાં શાન્તિપરિષદ મોલોટોવના પ્રમુખપદ નીચે શરૂ થઈ એમ પોતાના અગ્રલેખમાં લખ્યું ! પરિષદ ૨૫મીએ મુલતવી રહી બીજી ઑક્ટોબરે શરૂ થઈ. મોલોટોવ તો ચીન આવ્યા જ ન હતા પણ ચીનના આગેવાન રાજકારણી નેતાઓ પણ પરિષદથી દૂર રહ્યા હતા. પણ આ એક સમાચાર વર્તમાનપત્રોનો પ્રશ્ન કેવા વમળમાં ફસાયેલો છે તેના નિદર્શનરૂપ છે. )

મોટી વાત તો વર્તમાનપત્રોની સ્વતંત્રતાને નામે પાયાની માનવ-સ્વતંત્રતાનું બલિદાન દેવાનો પ્રયત્ન થાય એ છે. યુનો (સંયુક્તરાષ્ટ્રસંઘ)ની સામાજિક, માનવહિતવિષયક અને સાંસ્કૃતિક સમિતિમાં સોવિયેટ પ્રતિનિધિમંડળે ઠરાવનો ખરડો રજૂ કર્યો હતો તેમાં આક્રમણ અને યુદ્ધ માટે, રાષ્ટ્રો અને જાતિઓ વચ્ચે ભેદભાવ ને વેર જગાવવા માટે, કુથલીભરી અફવાઓ અને ખોટી વિકૃત માહિતી ફેલાવવા માટે વર્તમાનપત્રોનો પ્રચારના સાધન તરીકે ઉપયોગ ન થાય એવી માગણી કરવામાં આવી હતી. યુનોની સામાન્ય સંસદ પોતાનું સભ્યપદ ધરાવતી બધી પ્રજાઓને “ ધારાસભામાં ધારો ઘડીને અને એવાં જરૂરી પગલાં લઈને ” આક્રમણ અને યુદ્ધના પ્રચારને બંધ કરવા ભલામણ કરે એવી કલમ હતી તેની સામે યુનાઈટેડ સ્ટેઈટ્સના પ્રતિનિધિએ વાંધો લીધો કે આથી વર્તમાનપત્રોની સ્વતંત્રતા ગૂંગળાશે. એ પોતે એક વર્તમાન-પત્રના પ્રકાશક છે અને મિસિસિપી રાજ્યમાં, દાખલા તરીકે, જુદી જુદી જાતિની પ્રજાઓ વચ્ચે સમાનતાના ખ્યાલનો છાપાં દ્વારા પ્રચાર કરવા માટે જેલ અને દંડ આપતા કાયદાની જોગવાઈ છે એ કદાચ એમની જાણબહાર ન હોય. યુનો જેવી સંસ્થા ઠરાવ કરીને અમુક પાયાની માનવસ્વતંત્રતાઓ માટે સભ્ય-રાષ્ટ્રોને દોરવણી આપે એ જ નરી કાનૂની દૃષ્ટિથી થતા ગોટાળામાંથી નીકળવાનો માર્ગ લાગે છે.

હિંદ, ઈરાન, ઇરાક, અફઘાનિસ્તાન, સાઉદી અરબસ્તાન, મેક્સિકો અને ગ્વાટેમાલાએ છેલ્લાં થોડાંક વરસોમાં કેટલાક દેશોમાં યુદ્ધના પ્રચારે જે જોર પકડ્યું છે તે સામે કહ્યું હતું. હિંદ અને સાઉદી અરબસ્તાને સૂચવ્યું હતું કે ૧૯૪૭ના નવેમ્બરની ૩જીએ યુનોની સામાન્ય સંસદે ‘ નવા યુદ્ધના પ્રચાર સામે અને યુદ્ધ જગાવવા માગનારાઓ સામે શાં પગલાં લેવાં ’ એ અંગે કરેલા મૂળ ઠરાવની સમીપ રહીને સોવિયેટ ઠરાવમાં સુધારો કરી તે સ્વીકારવો. હિંદે સૂચવેલા સુધારાવાળો ઠરાવ મત લેવાતાં ૧૯ વિ. ૨૧ થી ઊડી ગયો હતો. મત ન આપનારામાં દ. અમેરિકાનાં રાજ્યો, ઇઝરાયેલ, પાકિસ્તાન, ફ્રાન્સ અને બ્રિટન હતાં.

## ‘ ભયને ઠેકાણે ’

ચીનમાં જીવવું હોય તો હોંગ્ચઉ ઉત્તમ જગ્યા છે, ખાવું હોય તો કોંગ્ચઉ ( કૅન્ટન ) – એવી એક કહેવત છે. હોંગ્ચઉનો સારો લાભ મળ્યો. થોડાક દિવસ વચ્ચે દૂર ગામડાંમાં ખેડૂતો સાથે રહી આવ્યા. ગાડીમાં કોંગ્ચઉ જવા માટે હજારેક માઈલ કાપવાનાં હતા. ( કોંગ્ચઉમાં આપણી ટોટલીની પ્રથમ મુલાકાત થવાની હતી. ) ગાડીમાંથી આંતરે આંતરે પૂર્વસમુદ્ર તરફ ધસી રહેલી નદીઓ, ડુંગરો, ડુંગરના લગભગ માથા સુધી ધસી જતા ખેડૂતના હળની ને હાથની લીલા, પડખે પડખે વહી રહેલી–ટેકરીઓ પાછળ લપાતી છુપાતી – નદીનાં જળમાં સૂર્યાસ્તના રંગોની રમણા, – આ બધું ધ્યાન ખેંચ્યાં કરે. પણ હાથમાં આવી ગઈ હતી બ્રિટનના માજી પ્રધાન એનાયરન બેવનની આ સાલ પ્રગટ થયેલી ચોપડી ‘ ઇન પ્લેઈસ ઑફ ફીઅર ’ ( ભયને ઠેકાણે ).

આ ચોપડીના બધા વિચારો સાથે બધા સંમત થાય એ જરૂરી નથી. પચીસ ઉપરાંત વરસથી બ્રિટનના રાજકારણમાં સક્રિય ભાગ લેનાર એક ખાણિયાના દીકરાએ પોતાના રાજકીય અનુભવોનો નિચોડ ધારદાર અને માર્મિક ભાષામાં આ ચોપડીમાં રજૂ કર્યો છે. ખાનગી મિલકત, ગરીબી અને લોકશાહી — એ ત્રણે વાનાં એક-સાથે કેમ નભી શકે એ પાયાનો પ્રશ્ન એ પ્રથમ ઉઠાવે છે અને દુનિયાના દેશોના સમાજોમાં જે તંગદિલી ઉત્તરોત્તર વધતી જાય છે તેનું પોતાના અનુભવો અને અવલોકનોની મદદથી સુરેખ ચિત્ર દોરે છે. દુનિયાની નેતાગીરી માટેની ઉમેદવારીનો પણ એ ક્યાસ કાઢે છે. યુદ્ધનો ભય દુનિયાની પ્રજાઓના જીવનને કોરી ખાઈ રહ્યો છે તેનો ખ્યાલ આપતાં એમણે એક વાત સ્પષ્ટ કરી છે. સોવિયેટ કે સામ્યવાદના પોતે પક્ષકાર કે વકીલ નથી, સોવિયેટના શાંતિઆંદોલનના પણ પોતે ટીકાકાર છે, તે છતાં એ વીગતે દર્શાવે છે કે રશિયાને યુદ્ધ જોઈતું નથી. એ કહે છે કે એક પોલાદના ઉત્પાદન તરફ જ નજર કરવામાં આવે તો રશિયાએ ઉદ્યોગોને ગમે તેટલા વિકસાવ્યા હોય તેમ છતાં અમેરિકાના આ અતિઅગત્યની યુદ્ધસામગ્રીના ઉત્પાદન આગળ રશિયાનું ઉત્પાદન હાસ્યાસ્પદ છે. એમની બીજી એક દલીલ નોંધપાત્ર છે. એવી બુમરાણ મચાવવામાં આવે છે કે રશિયા તરાપ મારવા ટાંપી રહ્યું છે માટે આપણે શસ્ત્રીકરણ ઝડપભેર ધપાવીએ. પણ જો શસ્ત્રસજ્જ થવામાં આપણે પાછળ હોઈએ અને રશિયા આગળ હોય તો તે એવું શું મૂર્ખ છે કે આપણે તૈયાર થઈએ ત્યાં સુધી આપણા પર તૂટી પડવાનું મુલતવી રાખે? બલકે એને યુદ્ધ જોઈતું નથી એ સ્વીકારવું જોઈએ અને એવા ભય વિના સમાજના નવઘડતરની યોજનાઓને વેગ આપવો જોઈએ. એ કહે છે કે રશિયાને પોતાના કાર્ય માટે લશ્કરો કે યુદ્ધની મદદની જરૂર બહુ ન રહે કેમ કે વિચારનો—આદર્શનો પ્રચાર એ જ એનું ઘણું કામ કરી આપે છે. રશિયા પોતે પોતાનો એક હાથ શસ્ત્રસજ્જતામાં રોકાયેલો રાખે છે, અને બીજો ઘડતરના કાર્યમાં એવું પણ એમનું કહેવું છે. સામ્યવાદી દેશો વિષે શ્રી બેવને કરેલા આવા ઇશારા લોકશાહીઓને માટે રચનાત્મક કાર્યમાં આગળ ધપવામાં પડકારરૂપ છે.—ખાસ કરીને યુનાઇટેડ સ્ટેઇટ્સ પોતાનું સુકાન એક લશ્કરી નેતાના હાથમાં સોંપી ચૂક્યું છે તેવા સમયમાં. શ્રી બેવને યુનાઇટેડ સ્ટેઈટ્સે પોતાના ઉદ્યોગોની ગતિ ધીરી પાડવી રહેશે અને એશિયાઈ દેશો જેવા પછાત દેશોમાં જીવનધોરણ કાંઈક ઊંચું આવે એ માટેના પ્રયત્નો થવા જોઈશે એવું સૂચન પણ કર્યું છે. જે ભયમાં દુનિયા આજે જીવી રહી છે તેને ઠેકાણે એને બીજું શું મળે તો સારું? — એ પ્રશ્ન ઉકેલ માગી રહ્યો છે. લોકશાહી સમાજવાદ–એવો શ્રી બેવનનો ઉત્તર ઘણાને ગમે એવો છે. પણ એ ઉપરનું છેલ્લું અત્યંત ટૂંકું પ્રકરણ એ ઇલાજનો વીગતવાર ખ્યાલ આપનારું હોત તો કેવું સારું?

અત્યારની દુનિયાની પરિસ્થિતિ સમજવામાં રસ ધરાવનારા-ઓને માટે આ પુસ્તક જરૂર વિચારપ્રેરક નીવડે એવું છે.

**તા. ક.** ઉપરનું હોંગકોંગ, બલકે કોઉલૂન (ચીનની ભૂમિ પરના બ્રિટનને પટ્ટે મળેલા દ્વીપકલ્પ ઉપરના ભાગ)માંથી લખ્યું છે. આજે આગબોટ રસ્તે સિંગાપોર જવા ઊપડીશું. અગ્નિ એશિયાના દેશોમાં ડોકિયું કરવાનો ઉદ્દેશ છે.

ઉ.

## જાહેર વિનંતિ

આવતા મે માસની પહેલી તારીખે સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરીને ગુજરી ગયે એકાવન વર્ષ પૂરાં થશે. એટલે કાયદેસર તેમનાં નાટકો અને અન્ય કૃતિઓનો ગ્રંથસ્વામિત્વનો હક્ક રદ થશે. એમનાં નાટકો એમના સમયમાં ભજવાતાં હતાં તે સ્વરૂપે, ભજવણીની વિગતો સાથે છપાવવાની શ્રી જયંતી દલાલની ઉમેદ છે. એટલા માટે એઓની એવી વિનંતિ છે કે

૧. સ્વ. ડાહ્યાભાઈના મૃત્યુસમય લગીની જે કંઈ માહિતી હોય તે એમને પહોંચાડવી જેથી તેમનું જીવનચરિત્ર તૈયાર કરી શકાય.

૨. નીચેનાં નાટ.ની ઑપેરા બુકોની પહેલી આવૃત્તિ જેમની પાસે હોય તેઓ એમને ખબર આપે તો એઓ નકલ કરાવી લેશે અથવા મોકલી આપે તો ખૂબ જાળવણીપૂર્વક ઉપયોગ કરી લઈ પાછી પહોંચાડશે: ૧. સતી સુભદ્રા (સુભદ્રાહરણ) ૨. પૃથ્વીરાજ સંયુક્તા (સતી સંયુક્તા) ૩. ભોજકુમાર ૪. સરદાર બા ૫. ઉમા દેવડી ૬. ઉદયભાણ ૭. મોહિનીચંદ્ર ૮. રામરાજ્ય-વિયોગ (રામવિયોગ) ૯. ભગતરાજ ૧૦. ઉર્વશી અપ્સરા ૧૧. વીર વિક્રમાદિત્ય.

જયંતીલાલ ઘેલાભાઈ દલાલ

વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

---

[ અનુસંધાન પૃ. ૪૫૨ થી ]

હિંદ માટે ચીનના લોકોમાં સ્વાભાવિક બંધુભાવ છે એ અમે જ્યાં ને ત્યાં જોયું. બીજા દેશો પણ હિંદને માટે માનની લાગણી રાખે છે એમ પરિષદમાં જોવા મળ્યું. પ્રમુખ મંડળમાં અને બીજે અગત્યના સ્થાને ને સમયે હિંદીઓને આગળ કરવામાં આવતા. પૂજ્ય રવિશંકરમહારાજે શાંતિ અંગેની પોતાની વિચારણા રજૂ કરી અને આક્રમણને પ્રેરતા મૂડીવાદી શોષણમાં જે ભોગની વાસના રહેલી છે તેનો સામનો થવો જોઈએ એ ઉપર ખાસ ભાર મૂક્યો હતો. ભાષણ બહુ માન-પૂર્વક સંભળાયું હતું અને એ દિવસોમાં ભાષણ પૂરું થતાં ઊભા ન થવાની સૂચના હતી, છતાં આખું સભાગૃહ ઊભું થઈ ગયું હતું. અનેક દેશના લોકોએ પોતાને ભાષણ પસંદ પડ્યાનું કહ્યું હતું.

આ શાંતિપરિષદનું અછડતું બયાન આપતાં આપતાં પણ પેકિંગ યુનિવર્સિટીના સંસ્કૃતના અધ્યાપક ચીન કે મુએ એક વાર વાર્તાલાપમાં કહેલા શ્લોકાર્ધનું સ્મરણ થયા વગર રહી શકતું નથી:

नीचाः कलहमिच्छन्ति शान्तिमिच्छन्ति साधवः।

## વિશ્વશાંતિની સાધના

ઇચ્છા કરવા માત્રથી શાંતિ અવતરે નહીં. આપણે એને માટે ભગીરથ પુરુષાર્થ કરવો પડશે. કાયમી જગતશાંતિની રચના વિશ્વવ્યાપી સામાજિક ન્યાયની ભૂમિકા ઉપર જ થઈ શકે. સમાજના એક ભાગનું બીજા ભાગથી અને એક રાષ્ટ્રનું બીજા રાષ્ટ્રથી શોષણ થતું હોય ત્યાં સુધી શાંતિ આવી ન શકે. શોષણના હરેક પ્રકારનો અંત આવી જવો જોઈએ અને ન્યાયી સમાજરચનાનો ઉદય થવો જોઈએ. કેમ કે અસમાનતા અર્થાત્ બીજાની મહેનતના ફળની ચોરી એ જ શાંતિ માટે ખરેખર ભયરૂપ છે. આપણે એવો સમાજ જોઈએ છે કે જેમાં દરેક વ્યક્તિ સમાજકલ્યાણ માટે મથે અને પોતાના માનવબંધુઓ માટે પ્રાણ પાથરે.

નવા શાંતિમય જગતની રચના સામાજિક ન્યાયની ભૂમિકા ઉપર આપણે કરીએ ત્યારે આક્રમણના બધા જ્ઞાત પ્રકારોથી આપણે દૂર રહેવું જોઈએ, અને અહિંસક વ્યવહારના ક્ષેત્રને ઉત્તરોત્તર વિસ્તૃત કરવું જોઈએ. કેમ કે હું માનું છું કે શાંત મનોભાવથી જ શાંતિ સિદ્ધ થઈ શકે છે. ગેરસમજ ન થાય એ માટે અહીં કહી લઉં કે તમામ આક્રમણોનો પ્રતીકાર તો થવો જ જોઈએ. મારા મત પ્રમાણે અહિંસક પ્રતીકાર શ્રેષ્ઠ છે પણ જેને માટે એ શક્ય ન હોય તેણે કાયર તો ન જ થવું જોઈએ.

આ કારણે કોરિયા, મલાયા, વિયેટનામ વગેરે જે એશિયાઈ દેશો પોતાના સ્વાતંત્ર્ય માટે હિંમતથી લડી રહ્યા છે તેમના પ્રત્યે મારું હૃદય સમભાવથી ઊભરાય છે. કોરિયા, મલાયા અને વિયેટનામના નિર્દોષ શાંતિપરાયણ લોકો ઉપર જે અમાનુષી અત્યાચારો ગુજરી રહ્યા છે તે માનવઇતિહાસનું એક શરમભરેલું પ્રકરણ છે. પોતાની સ્વતંત્રતા, એકતા અને ગૌરવ માટે વિદેશી આક્રમણકારોનો સામનો કરી રહેલા એશિયાઈ દેશોના શાંતિપ્રિય પ્રજાજનોને હું ધન્યવાદ આપું છું.

ખાસ કરીને કોરિયાની યાતનાઓ જોઈ ને આક્રમણકારો પ્રત્યે મારું દિલ સમસમી રહ્યું છે. કોરિયાની પ્રજા એક અને અવિભાજ્ય છે. સત્તાકાંક્ષી યુદ્ધખોરોએ આજે જો કે કોરિયાની એકતામાં ફાચર નાખી છે તો પણ દુનિયાની કોઈ પણ સત્તા ઉત્તર અને દક્ષિણ કોરિયાને વિખૂટાં રાખી શકશે નહીં. એટલે એક એવો વિશ્વવ્યાપી પ્રજામત આપણે કેળવવો જોઈએ કે જેથી અમેરિકાને કોરિયામાંથી પોતાનું સૈન્ય પાછું ખેંચવું જ પડે અને કોરિયાની ધરતી ઉપર ચીનના સ્વયંસેવકોની હાજરીની જરૂર ન રહે.

જે બહાનાં હેઠળ એશિયાઈ વિસ્તારોમાં આજે આક્રમક સત્તાઓ નિર્દોષ પ્રજાજનો પર વિનાશ વરસાવી રહી છે તે પાયા વિનાનાં અને જૂઠાં છે એ વાત સાવ ઉઘાડી પડી ગઈ છે.

તમામ પ્રજાઓને પોતપોતાનું શાંતિમય સ્વતંત્ર જીવન જીવવાનો હક્ક છે એ હકીકત કાયમને માટે દૃઢતાથી સ્થાપવાની જરૂર છે. જે દુષ્ટ બળો પ્રજાઓના આ કિંમતી અધિકારને છિનવી લેવાની કોશિશ કરે તેમનો પ્રતિકાર કરવો જોઈએ અને તેમને પરાસ્ત કરવાં જોઈએ. દુનિયામાં સર્વત્ર પ્રજાઓને અનિષ્ટનો પ્રતિકાર કરવાની અને અનિષ્ટ પર વિજય મેળવવાની તાલીમ આપવી જોઈએ, અને દુનિયાને શાંતિમય પ્રામાણિક અને શ્રમજીવી લોકો માટે સલામત બનાવવી જોઈએ.

પોતાની પૂરી તાકાતથી માણસ જ્ઞાનપૂર્વક શ્રમ કરે અને આખા સમાજને દૃષ્ટિમાં રાખીને એના ફળનો ઉપભોગ કરે, શ્રમપૂર્વક જીવવાની અને પોતાની મહેનતના ફળને કોઈ લૂંટવા આવે તો એનો પ્રતિકાર કરવાની આખા સમાજને તાલીમ આપવાથી કાયમી જગતશાન્તિનો પાયો રચી શકાશે.

બીજી વાત એ કે ભોગની નહીં પણ ત્યાગની ભાવના પર આપણે ભાર દેવો જોઈએ. આપણે ઊંડું વિચારીશું તો માલૂમ પડશે કે આજે દુનિયાની શાંતિનો ભંગ કરનારાં તત્ત્વો અમર્યાદ ભોગની વાસનાથી પ્રેરાયેલાં છે. પૂંજીવાદી શોષણ દૂર થાય એની સાથોસાથ એની અંદર પડેલી અમર્યાદ ભોગની

વાસના પણ નાબૂદ થઈ જાય એ જરૂરી છે. એમ કરવાથી જ માનવજાતની શાન્તિને ભયમાં મૂકનારાં તત્ત્વોનો નાશ થશે.

[ શ્રી રવિશંકર મહારાજ : પેકિંગ શાંતિપરિષદમાં. ]

## માધ્યમિક શિક્ષણનું ધ્યેય

શિક્ષણ વિદ્યાર્થીના શારીરિક સ્વાસ્થ્યને અનુકૂળ હોય તેવી પરિસ્થિતિમાં અપાવું જોઈએ. તેમનાં શરીરનો વિકાસ પદ્ધતિસર થતા અને બલપ્રદ વ્યાયામથી થવો જોઈએ. તેમના કાન અને આંખો એવી રીતે કેળવાવાં જોઈએ કે તેઓ સાંભળેલી કે જોયેલી વસ્તુ ઝડપથી, ચોકસાઈથી અને વિવેકપૂર્વક ગ્રહણ કરી શકે. સૌંદર્ય પારખવાની તેમની શક્તિ જાગ્રત થવી જોઈએ અને તેઓ પોતાની સૌંદર્યવૃત્તિનો આવિષ્કાર સંગીત, હલનચલન અને રંગરેખા દ્વારા કરી શકતા હોવા જોઈએ. તેમને પોતાના હાથનો ઉપયોગ આવડતભરી રીતે કરતાં આવડવું જોઈએ. તેમની ઇચ્છાશક્તિ કોઈ સદ્‌આદર્શથી પ્રેરાતી અને આત્મસંયમ માગતી શિસ્તથી પ્રબળ બનેલી હોવી જોઈએ. તેમણે પોતાના વિચારો પોતાની માતૃભાષામાં સાદાઈથી પણ ચોકસાઈથી વ્યક્ત કરી જાણવું જોઈએ. ગણિતશાસ્ત્ર દ્વારા તેમણે આકૃતિ અને સંખ્યાના સંબંધો સમજવા જોઈએ. ઇતિહાસ અને સાહિત્ય મારફત તેમણે ભૂતકાળ વિશે કેટલુંક જાણવું જોઈએ – માનવ જાતે ( અને તેમાં પોતાના દેશબંધુઓએ ) શી શી સિદ્ધિઓ મેળવી છે, અને મહાન કવિઓ અને સંતોએ પોતાના અનુભવો કેવી રીતે વ્યકત કર્યા છે. તેમના શિક્ષણમાં તેઓ કુદરતનો પણ થોડો અભ્યાસ કરે એ જરૂરી ગણાવું જોઈએ; અને કોઈ પણ વસ્તુને સામાન્ય કથનરૂપે તારવી કાઢવા માટે કેટલા અને કેવા પુરાવા જરૂરી છે તે તેમણે જાણવું જોઈએ. ઉપરાંત, તેઓ માનવઇતિહાસ અને માનવવિચારોને વિશાળ અને વ્યાપકદૃષ્ટિથી જોઈ શકતા થવા જોઈએ. પણ તે સાથે જ તેમની પાસેથી સતત અને એકધારી રીતે અને વિગતોની ચોકસાઈના આગ્રહપૂર્વક કામ લેવાવું જોઈએ. જેથી તેઓને ખબર પડે કે સત્યને માર્ગે આગળ વધી શકવા માટે મનુષ્યને કેટલો શ્રમ કરવો પડે છે અને ધીરજ રાખવી પડે છે. સૌથી વિશેષ, વાપરી શકાય તેટલા બધા ઉપાયો અને પદ્ધતિનો ઉપયોગ કરી, આ શિક્ષણે વિદ્યાર્થીને સાચું શું અને ખોટું શું તે પારખવાની શકિત આપવી જોઈએ અને તેનો ઉપયોગ વ્યવહારમાં લાગુ કરવાની ટેવ પાડવી જોઈએ. આમ માધ્યમિક શિક્ષણનું મુખ્ય કામ વિદ્યાર્થીની નૈતિકભાવના અને બુદ્ધિ જાગ્રત રાખવી એ છે અને શાળામાં સામાજિક જીવન જીવવા માટે પરિસ્થિતિ ઊભી કરી માધ્યમિક શિક્ષણે વિદ્યાર્થીઓને તંત્રમાં રહીને તેમ જ નેતા તરીકે કે સમાજની ઇચ્છાને અધીન રહીને, સમાજના હિત માટે સાથે મળી જવાબદારીપૂર્વક કામ કરતાં શીખવવું જોઈએ.

[ શ્રી નાનાભાઈ ભટ્ટે ભારત સરકારની માધ્યમિક શિક્ષણ સમિતિની પ્રશ્નાવલીના જવાબો આપતાં ઉતારેલું અવતરણ. 'કોડિયું' ઑક્ટોબર. ૧૯૫૨. ]

## વિજ્ઞાન અને આત્મજ્ઞાન

કેટલાક લોકો કહે છે કે હું વિજ્ઞાનની વિરુદ્ધ છું. એ તદ્દન જૂઠી વાત છે. હું તો વિજ્ઞાનનો પ્રેમી છું. પણ આજકાલ વિજ્ઞાનને વિશે ખોટી રીતે વિચાર કરવામાં આવે છે. વિજ્ઞાન તો જ્ઞાનનું એક અંગ છે. આત્મજ્ઞાન અને વિજ્ઞાન મળીને જ્ઞાન થાય છે. અને આત્મજ્ઞાનને વિજ્ઞાન સાથે એટલે કે સૃષ્ટિના જ્ઞાન સાથે નિકટનો સંબંધ છે. બંને સાથેસાથ વધે છે. મારે આપણાં ગામોમાં જે માખીઓ છે, મચ્છરો છે, રોગો છે તે બધાંને દૂર કરવાં છે, તો કોણ દૂર કરશે? વિજ્ઞાન જ દૂર કરી શકે એમ છે. વિજ્ઞાન તો આપણો દાસ છે, ગુલામ છે. તમે ઇચ્છો તો એ ઍટમબૉંબ બનાવી આપશે અને ચાહો તો સારી સારી દવાઓ અને ઑપરેશનનાં સાધનો બનાવશે. એ સુખનાં સાધનો નિર્માણ કરી શકે છે, અને દુઃખનાં સાધનો પણ નિર્માણ કરી શકે છે, તે આપણે માટે જીવનની તૈયારી કરી શકે છે, અને મૃત્યુની પણ તૈયારી કરી શકે છે. એ તો શક્તિ છે. આપણે ઇચ્છીએ એવો એનો ઉપયોગ કરી શકીએ છીએ. હું વધારેમાં વધારે વિજ્ઞાન માગું છું. અને એટલા માટે અહિંસાની વાત કરું છું. વિજ્ઞાનની સાથે હિંસા આવી જાય તો દુનિયાનો નાશ થશે. એટલા માટે વિજ્ઞાનની સાથે અહિંસાનો આગ્રહ રાખવાની જરૂર છે. એનાથી આપણે ગામડાંને વૈકુંઠ બનાવી શકીએ એમ છીએ. વિજ્ઞાનને આધારે આપણે નવાં ગામ, નવાં ઘર બનાવવાં છે. આપણે વિજ્ઞાનની મદદ લેવા માગીએ છીએ પણ આપણી રીતે. આપણી સમાજરચના કેવી હોવી જોઈએ એનો નિર્ણય વિજ્ઞાન નહિ કરે, સમાજશાસ્ત્ર કરશે. વિજ્ઞાન જીવનને આકાર આપી શકે છે, પરંતુ જીવનનો પ્રકાર કેવો હોવો જોઈએ એ નહિ કહી શકે. એ તો આત્મજ્ઞાન જ કહી શકે.

[ વિનોબા ભાવે : 'સર્વોદય', ઑક્ટોબર, ૧૯૫૨ ]

# સંસ્કૃતિ : વર્ષ ૬ અંક ૧ થી ૧૨ સૂચિ ૧૯૫૨–જાન્યુ. થી ડિસેમ્બર : સંસ્કૃતિ


## કાવ્યો

| | | |
|---|---|---|
| અજબ હાલત | શેખાદમ આબુવાલા | ૩૪૭ |
| અજવાળું | ચન્દ્રવદન મહેતા | ૨૪ |
| અજંપા | ચન્દ્રવદન મહેતા | ૨૪ |
| અર્‌રહમાન | કરીમ મહમદ માસ્તર | ૪૨૦ |
| અવ ન -- | પ્રજારામ | ૨૮૪ |
| આદમથી શેખાદમ સુધી | શેખાદમ આબુવાલા | ૩૮૬ |
| આવી ગયું હસવું | ,, ,, | ૩૦ |
| એક્વેરીઅમમાં | નિરંજન ભગત | ૨૮૪ |
| કેવી લડત છે | શેખાદમ આબુવાલા | ૩૫૭ |
| કો કમી નથી જ | સુંદરજી ગો. બેટાઈ | ૧૬ |
| ગમે ત્યારે | શેખાદમ આબુવાલા | ૮૬ |
| ગહન ઘૂઘરો | ચંદ્રવદન મહેતા | ૨૪ |
| ગીત અધૂરાં— | ગીતા કાપડિયા | ૩૩૬ |
| ચાંદની | શેખાદમ આબુવાલા | ૮૬ |
| ચૈત્રની રાત્રિઓમાં | ઉમાશંકર જોષી | ૧૬૪ |
| ચૈત્રવર્ણન | ઉશનસ્‌ | ૧૬૫ |
| જગતકાવ્ય–સર્જકને | જગદીશ ત્રિવેદી | ,, |
| જાયે કદી નિષ્ફલ ? | ચંપકલાલ વ્યાસ | ૨૪૪ |
| ડિસેમ્બર તારીખ ૨૫ | મૂસિકાર | ૪૪ |
| તારી છબી | પ્રજારામ | ૪૬૧ |
| થાઉં તો સારું ! | શેખાદમ આબુવાલા | ૨૪૪ |
| દે વરદાન એટલું | ઉમાશંકર જોષી | ૩૩૬ |
| ધ્રુતિ–ભાવ | સુન્દરમ્‌ | ૪૪૪ |
| નવાંકુરોની લીલા | મોહિનીચન્દ્ર | ,, |
| નૂતન ચીન | ઉમાશંકર જોષી | ,, |
| પાત્રો : મુંબઈ, ૧૯૪૭–૫૧ | નિરંજન ભગત | ૨૦૪ |
| પાનખર | ઉમાશંકર જોષી | ૧૧૯ |
| પોતાનો ફોટોગ્રાફ જોઈ — | , | ૨૮૪ |
| બલ્લુકાકાને : અંજલિ | નિરંજન ભગત | ૪૯ |
| બલ્લુકાકા સાથે બપોરની ચા | આનંદરાય ભટ્ટ | ,, |
| ભારતસ્તોત્ર | પ્રજારામ | ૩૬૫ |
| ભૂહીનોને ભૂમિદાન | બબલભાઈ મહેતા | ૩૫૪ |
| મનની વાતું | ગીતા કાપડિયા | |
| મંજરી | ઉમાશંકર જોષી | |
| મારા ઉસૂલો | શેખાદમ આબુવાલા | |
| મુજને મુજની જ ભીતિ | ભાનુપ્રસાદ ત્રિવેદી | |
| મૌન | સુન્દરમ્‌ | ,, |
| વરી ઉર – ઉદારતા | ચન્દ્રવદન મહેતા | |
| વસંતનું ગાણું | ,, ,, | |
| વંટોળિયો હૈયે ધૂમે છે | ઉમાશંકર જોષી | ,, |
| વાયરાને કેમ પૂરું ? | ગીતા કાપડિયા | |
| સમર્પણનું ગીત | સંપા. – પુષ્કર ચંદરવાકર | |
| સુખદુ:ખ | સ્વ. બળવંતરાય ક. ઠાકોર | |
| સૌંદર્યને | સ્વપ્નસ્થ | |
| સ્મૃતિ | પારાશર્ય | |
| સ્વ. બ. ક. ઠાકોર – ‘ સહેની ’ને અંજલિ | પતીલ | |

## વાર્તાઓ

| | | |
|---|---|---|
| કાળજાં કોરાણાં – આલ્બ્રેટ ગોઝની નવલકથા ‘ ઍરો ટૂ ધ હાર્ટ ’ | અનુ. ચૂનીલાલ મડિયા | |
| ઘર | રે. બ્રાડબરી – અનુ. કેતન મુનશી | |
| પાનનું બીડું | પન્નાલાલ પટેલ | |
| પ્રતીક્ષા રેઈનર મેરિયા રિલ્કે | અનુ. ચૂનીલાલ મડિયા | |
| બારાબાસ – છેલ્લું નોબેલ પ્રાઈઝ મેળવનાર કથા | અનુ. ચૂનીલાલ મડિયા | |
| “ રજનીગન્ધા ” | શિવકુમાર જોષી | |
| સત્ય એટલે શું ? કારેલ ચાપેક | અનુ. ચૂનીલાલ મડિયા | |
| સ્ત્રી જાતિનો ઇન્સાફ | જ્યૂલિયુ દાન્તશ | |

## નાટકો

| | | |
|---|---|---|
| પ્રસન્ન દામ્પત્ય | શિવકુમાર જોષી | |
| રંગોત્સવ | ચન્દ્રવદન મહેતા | |
| રામ | ઉમાશંકર જોષી | |
| વાસંતી પૂર્ણિમા – એક પદ્ય નાટિકા | ડબલ્યુ. બી. યેટ્સ અનુ. સુન્દરમ્‌ | |

# લેખો


| | | |
|---|---|---|
| અધ્યાપન અને અધ્યયન | ભાઈલાલ પ્ર. કોઠારી | ૪૬૨ |
| અનંત કળા | સ્વામી આનંદ | ૨૪૯ |
| અમૃતા | 'જિપ્સી' | ૧૯૧ |
| આફ્રિકામાં વિપ્લવના ભણકારા | નરહરિ પરીખ | ૨૦૩ |
| आपणी केळवणी | ઉમાશંકર જોષી | ૨૪૧ |
| આપણો હાસ્યરસ | ભાઈલાલ પ્ર. કોઠારી | ૩૭૭, ૪૧૫ |
| इतिहासनी आरसी | ઉમાશંકર જોષી | ૧ |
| દ્યાનમાં કલ્લોલ – પ્રકૃતિનું એક દૃશ્ય | ગગનવિહારી મહેતા | ૮૯ |
| ચ્ચ શિક્ષણનું માધ્યમ | વિઠ્ઠલ દત્તાત્રેય ઘાટે | ૩૨૫ |
| એ "ચીજ" | 'જિપ્સી' | ૩૯૩ |
| ડ નવલકથા | પ્રો. ઇનામદાર | ૧૫૬ |
| ડ સાહિત્ય – નવપ્રવાહ | વી. કે. ગોકાક, કુલકર્ણી આદિ | ૨૪૫ |
| ાગુરુ અનીન્દ્રનાથ ટાગોર | ઉમાશંકર જોષી | ૫ |
| ાનો ધર્મ | મનસુખલાલ ઝવેરી | ૩૬૮ |
| कल्पना अने सत्य | ઉમાશંકર જોષી | ૪૦૧ |
| कविता वगर जीववानी कळा | " | ૩૬૧ |
| કાયરતાનું શરણું | 'જિપ્સી' | ૩૫૫ |
| કાવ્યમય સંયોગભૂમિ | કાકા કાલેલકર | ૪૪૫ |
| કાલિદાસ અને શાપ | રતિલાલ મો. ત્રિવેદી | ૨૮૯ |
| કાવ્યનો દેહ – સંખ્યામેળ | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | ૧૨૭ |
| ળ હસ્તપ્રતોને આધારે | ઉમાશંકર જોષી | ૭૬ |
| 'ગાઠુઓ' | " | ૧૧૭ |
| गुजरातमां संस्कार सेवको | " | ૩૨૧ |
| "ગ્રાહક મન"—નૂતન શિક્ષણમાં ડૉ. મૉન્ટેસોરીનો મહત્ત્વનો ફાળો | હરપ્રસાદ ભટ્ટ | ૨૫૭ |
| ચરણરજ | વિનોદિની નિલકંઠ | ૨૨૫ |
| ચાલી નીકળ્યો | 'જિપ્સી' | ૩૧ |
| ચીનના પત્રો | ઉમાશંકર જોષી | ૪૦૩, ૪૫૩ |
| चूंटणीनी फलश्रुति | " | ૪૧ |
| चेतनना वारसो | " | ૮૧ |
| જીવનસંગીત | કાકા કાલેલકર | ૩૩ |
| જૂની પેઢીના હુતાત્માઓ | કેશવલાલ હિં. કામદાર | ૨૯૬ |
| જોડણીનો એક વિચિત્ર નિયમ | કેશવલાલ કા. શાસ્ત્રી | ૧૧૭ |
| ઝવેરચંદ મેઘાણી—જીવનચરિત્ર | ઉમાશંકર જોષી | ૧૦૮ |
| પોવન | રવીન્દ્રનાથ ઠાકુર, અનુ. નગીનદાસ પારેખ | ૧૬૯, ૨૦૯ |
| જું સુખ તે ઘરસંસાર | શારદાબહેન મહેતા | ૩૭૧ |
| યા કે ન્યાય ? | ઇન્દુલાલ યાજ્ઞિક | ૮૪ |
| હેરી | 'જિપ્સી' | ૨૩૪ |
| [illegible] | 'જિપ્સી' | ૩૨ |
| નામકરણ | રવીન્દ્રનાથ ઠાકુર અનુ. સુરેશ જોષી | ૪૧૩ |
| પઢારોનાં લોકગીતો | પુષ્કર ચંદરવાકર | ૧૮૫ |
| પદ આદિ લઘુકાવ્યો | ઉમાશંકર જોષી | ૧૩ |
| પાંચ દિવસનું પર્યટન | મનસુખલાલ ઝવેરી | ૧૦૫ |
| પાંચ દિવસનો પ્રવાસ | " | ૧૮૧ |
| પ્રથમ ફિલ્મમહોત્સવ | પીતાંબર પટેલ | ૬૮ |
| પેકિંગ શાંતિપરિષદ્—ડોકિયું | ઉમાશંકર જોષી | ૪૪૮ |
| પ્રવાસના પાંચ દિવસો | મનસુખલાલ ઝવેરી | ૧૪૫ |
| બલિદાન અને સમર્પણ | 'જિપ્સી' | ૨૭૪ |
| બા | " | ૭૨ |
| બોલીનું સ્વરૂપ | પ્રબોધ બેચરદાસ પંડિત | ૩૩૧, ૩૮૭ |
| ભણતરનો અંધાપો | 'જિપ્સી' | ૩૫૬ |
| ભય-બાળઉછેરનો એક પ્રશ્ન | હરપ્રસાદ ભટ્ટ | ૪૦૯ |
| ભારત અને ચીન : પ્રાચીન સાંસ્કારિક સંપર્ક | ભોગીલાલ જ. સાંડેસરા | ૨૩૦ |
| ભારતીય 'સામાજિક કાર્ય' પરિષદ્—પાંચમું અધિવેશન | યશવંત શુક્લ | ૬૨ |
| મંગલસૂત્ર | 'જિપ્સી' | ૧૩૦ |
| મંજરી | કિશનસિંહ ચાવડા | ૨૧ |
| માનવઅધિકાર સમિતિનું આઠમું અધિવેશન | હંસા મહેતા | ૨૮૫ |
| મારી ત્રણ સખીઓ | વત્સલા મહેતા | ૨૫ |
| મ્હારી જોડણી પદ્ધતિ | બળવંતરાય ક. ઠાકોર | ૪૯, ૯૨ |
| મૃત્યુ અને જીવન | 'જિપ્સી' | ૩૧૦ |
| યોગ—ચિત્તવૃત્તિનિરોધ | ઉમાશંકર જોષી | ૩૦૭ |
| रंगभूमि शताब्दी | " | ૨૮૧ |
| 'લહેકંતા પાવા તે વાગ્યા મલકમાં' | 'જિપ્સી' | ૩૯૪ |
| વરસની શ્રેષ્ઠ વાર્તાઓ : ૧૯૫૧ | ઉમાશંકર જોષી | ૧૪૨ |
| વસન્તોત્સવ—થોડીક અર્થચર્ચા | મનસુખલાલ ઝવેરી | ૩૪, ૮૭ |
| 'વરવહુ અમે તો લડી પડયાં—પેકિંગ લોકઅદાલત | ઉમાશંકર જોષી | ૪૬૫ |
| વહાલા દેશવાસી બંધુજનો ! | વિનોબા ભાવે | ૨૫૫ |
| વળી 'ગાઠુઓ' | બેચરદાસ દોશી | ૨૧૬ |
| વિચારક તપસ્વી | ઉમાશંકર જોષી | ૩૬૪ |
| વિનોબાનો પ્રસાદ | નારાયણ દેસાઈ | ૨૧૭ |
| વિરલ વ્યક્તિત્વ | ઉમાશંકર જોષી | ૬ |
| વૃત્તિમય ભાવાભાસ | મનસુખલાલ ઝવેરી | ૩૩૫ |
| शाकुन्तला | ઉમાશંકર જોષી | ૪૪૧ |
| शिक्षको अने राजकारण | " | ૨૦૧ |
| શેક્સ્પિયર : સ્વલ્પ પ્રશસ્તિ | રતિલાલ મો. ત્રિવેદી | ૩૮૫ |

શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર
—૧૯૩૪ની ડાયરીમાંથી લીના મંગળદાસ ૯૭
સમઢિયાળના મહેતાજી – બોટાદકરના જીવનમાં ડોકિયું
સવાઈલાલ ઈ. પંડ્યા ૨૯૯
સમાધિ-ચમત્કાર વિષે થોડી વધુ ચર્ચા દુર્ગાશંકર કે. શાસ્ત્રી ૧૩૭
સંસ્કૃત ભાષા અને સાહિત્ય : થોડુંક ચિન્તન
રતિલાલ મો. ત્રિવેદી ૨૧૯
सारपनो फांको ઉમાશંકર જોષી ૧૬૧
સાહિત્યકારોને વિનોબા ભાવે ૩૬૬
सांस्कृतिक प्रवृत्तिओ ઉમાશંકર જોષી ૧૨૧
" સીમાડાના પથ્થર પર " બળવંતરાય ક. ઠાકોર ૨૪૮
સુવર્ણમેઘ સુંદરજી ગો. બેટાઈ ૪૫
સ્નેહજીવનનો આલેખ – સ્નેહમુદ્રા ઉમાશંકર જોષી ૧૬૬
" સ્નેહમુદ્રા " " " ૧૩૨
હું અને કવિતા કૃષ્ણલાલ શ્રીધરાણી ૧૭


## અંકના છેલ્લા પૂંઠા ઉપરનાં અવતરણો


આખી પ્રજાની વાણી બળવન્તરાય ક. ઠાકોર
આજે ભણીને કોઈને જીવતાં આવડતું નથી
રવિશંકર મહારાજ
આત્મસંતોષવૃત્તિ – સૌથી મોટો ભય
ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્
આધુનિક વિજ્ઞાન સારા માટે છે કે નરસા માટે ?
સી. એ. કાફલ્સન
આ લેખકોને થયું છે શું ? હૅરોલ્ડ સ્ટ્રોસ
આહુતિરૂપ કર્મ પી. એ. વાડિયા
નેતૃત્વના ત્રણ પાયા સ્વામી વિવેકાનંદ
પ્રાણશક્તિ રવીન્દ્રનાથ ઠાકુર
માનવઅધિકારો યુનેસ્કો – સંપાદિત
૪ ૧૨ ડિસે. ૧૯૫૧
લોકશાળા નાનાભાઈ ભટ્ટ
સુખી દુનિયા બર્ટ્રાન્ડ રસેલ
હિંમતભર્યાં કાર્યની જરૂર ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્


## સ્વાધ્યાય અને સમીક્ષા


આપણી દુનિયા ઉમાશંકર જોષી ૭૭
જનરલ ઑફ ધ ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ " " ૨૭૭
ગ્રામવિદ્યાપીઠની ભૂમિકા " " ૧૯૭
ગોષ્ઠી બળવન્તરાય ક. ઠાકોર ૧૪૮
તૃપ્તિનો ઘૂંટ મનુભાઈ પંચોળી ૧૧૩
નવાં પુસ્તકો વિષે નોંધો ઉમાશંકર જોષી ૩૯૬
બિંદુમાં સિંધુ સુખલાલ સંઘવી ૩૧૩
ભારત ઇતિહાસ દર્શન ઉમાશંકર જોષી
ભારત ઇતિહાસ ગાથા " "
મેઘધનુષ " "
વનસ્પતિસૃષ્ટિ જી. એ. કાપડિયા
સરસ્વતીચંદ્ર ઉમાશંકર જોષી
સૌન્દર્યલુબ્ધ કાવ " ૧૯૪, ૨૩
સ્વરભાર અને તેનો વેપાર પ્રબોધ બેચરદાસ પંડિત


## સમયરંગ

[ ચાલુ બનાવો પરની નોંધો : લેખક – તંત્રી ]


અનિવાર્યતાના નામે
અનુકરણીય
અનુવાદ
અભિનંદન
અમદાવાદ ઍજ્યુકેશન સોસાયટીને ન શોભે એવું
આ અંકના લેખકો
આપણાં છાત્રાલયો નo
આરંભથી જ મેલી માથાવટી ?
આંતરભારતીના પરિવ્રાજક આચાર્ય
કવિતા
કવિતાવાચન
કાશ્મીર
'કુંવારી' જમીન
કેળવણીની સાચી દિશા
કેળવણીમાં પ્રત્યાઘાતી પગલું
કૉલેજના અધ્યાપકોની નાગરિક સ્વતંત્રતા
કૉંગ્રેસ સમિતિઓ અને કૉંગ્રેસ સરકારો
'ગાહુઓ' વિષે પ્રો. ભાયાણી
ગુજ૦ યુનિ૦માં ૧૯૫૩ પછી ગુજરાતી કે હિન્દી માધ્યમ
ગુજ૦ યુનિ૦ અને માધ્યમનો પ્રશ્ન
ગુજ૦ યુનિ૦નો પદવીદાન સમારંભ
ગુજરાતીઓની હિન્દી કાવ્યરચના
ગ્રામવિદ્યાપીઠ
ગ્રામવિદ્યાપીઠની શક્યતાની તપાસ
ઘેર અભ્યાસ કરીને સ્નાતક થવાની જોગવાઈ
ચિરતરુણ ગડકરી
ચૂંટણી અને રાજાઓ
જાહેરવિનંતિ
જુલાઈ ઑગસ્ટના લેખકો
જોડણી વિષે

દેશસ્થિતિ ૨૦૩
'નવચેતન' તંત્રી ષષ્ટિપૂર્તિ અંક ૧૨૩
...વા ચીનની મુલાકાતે ૩૬૩
...વાં સામયિકો ૧૬૨
...નું વાચન ૪૨
...ડા પરનાં ચિત્ર ૧૬૩
પ્રાદેશિક શ્રેષ્ઠતાનો ખ્યાલ ૩
પ્રા. વાટવેનાં પ્રવચનો ૮૩
...બ્રુ. માર્ચ અંકના લેખકો ૧૧૨
...ષષ્ટિપૂર્તિ સમારંભો નં૦ ૪૪૨
...ગ્રંથપ્રદ ૧૬૨
'ભયને ઠેકાણે' ૪૭૨
મરાઠી – હિન્દી સામયિકો ૪૩
...મંદી ૧૨૩
મેહરઅલીનું સ્મારક ૨૦૨
'માનસી' : શ્રી વિજયરાયની યોજના અને વિજ્ઞપ્તિ ૩૨૪
મુંબઈ રાજ્યમાં નવા કરો સામે વિરોધ ૨૮૩
મે – જૂનના લેખકો ૨૪૦
'યુકીવારીસૂ' ૨૮૨
રેડિયો તંત્ર ૨૮૩
રેલવેખાતાની વધાઈ ૨૮૩
'લિટરરી સપ્લીમેન્ટ'ની અર્ધશતાબ્દી ૪૨
વડોદરાની મરાઠી વાઙ્મય પરિષદ : ૧૫મું અધિવેશન ૨
વડોદરા યુનિ૦ ની તબીબી તપાસના આંકડા ૧૬૩
વર્તમાનપત્રોની સ્વતંત્રતાને નામે ૪૭૨
વિનીત વૈજ્ઞાનિકો, વૈજ્ઞાનિક વિનીતો ૪
'વિરાજવહુ' : નાટ્યપ્રયોગ ૨૦૨
વિસનગર, કોલ્હાપુર અને ગુજ૦ કૉલેજમાં ફી વધારો ૨૪૨
વી. પી. પદ્ધતિ અંગે ૧૬૩
શતાબ્દીઓ ૩૬૩
શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની ષષ્ટિપૂર્તિ સમારંભ ૮૨
શ્રી ગગનવિહારી મહેતા અમેરિકામાં રાજદૂતપદે ૩૨૪
શ્રી વિદ્યામંડળની દરબાર ગોપાલદાસ કૉલેજ ૪૦૨
શ્રી સોમાલાલ શાહને રણજિતરામ સુવર્ણચંદ્રક ૨૮૨
સદ્ગત દરબાર ગોપાળદાસ ૨
સદ્ગત ડૉ. મૉન્ટેસોરી અને જહૉન ડ્યુયી ૨૦૩
સર સ્ટૅફર્ડ ક્રિપ્સનું અવસાન ૧૬૨
સપ્ટે. ઑક્ટો. અંકના લેખકો ૩૬૩
સંસ્કાર પ્રવૃત્તિઓ ૩૨૨
સાચું શ્રાદ્ધ ૪૩
સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રી ૪૪૩
'હરિજન પત્રો' બંધ થશે ? ૭૫
હરિજનપત્રો ચાલુ રહેશે ૮૩
હિંદની ગરીબીનો કોયડો ૧૬૦


---

# લેખક–સૂચિ

[ 'અર્ઘ્ય' વિભાગ સિવાયના લેખકોની ]


...આબુવાલા, શેખાદમ ૩૦, ૮૬, ૨૪૪, ૩૪૭, ૩૫૭, ૩૮૬
ઇનામદાર, પ્રો. ૧૫૬
...કરાનસૂ ૧૬૫
કાપડિયા, ગીતા ૧૮૪, ૨૪૪, ૩૩૬
કાપડિયા, જી. એ. ૩૧૬
...મદાર, કેશવલાલ હિં. ૨૯૬
કાલેલકર, કાકા ૩૩, ૪૪૫
કોઠારી, ભાઈલાલ પ્ર. ૩૭૭, ૪૧૫, ૪૬૨
...ક, વી. કે., કુલકર્ણી આદિ ૨૪૫
...ટે, વિઠ્ઠલ દત્તાત્રેય ૩૨૫
...દરવાકર, પુષ્કર ૧૮૫, ૩૮૨
...વડા, કિશનસિંહ ૨૧
'જિપ્સી' ૩૧, ૩૨, ૭૨, ૧૩૦, ૧૯૧, ૨૩૪, ૨૭૪, ૩૧૦, ૩૫૫, ૩૫૬, ૩૯૩, ૩૯૪
જોષી, ઉમાશંકર ૧, ૫, ૬, ૧૩, ૪૧, ૭૬, ૭૭, ૮૧, ૧૦૮, ૧૧૩, ૧૧૫, ૧૧૭, ૧૧૯, ૧૨૧, ૧૨૪, ૧૩૨, ૧૪૨, ૧૬૧, ૧૬૪, ૧૬૬, ૧૯૦, ૧૯૪, ૧૯૭, ૨૦૧, ૨૩૬, ૨૪૧, ૨૭૭, ૨૮૧, ૨૮૪, ૩૦૭, ૩૨૧, ૩૩૬, ૩૬૧, ૩૬૪, ૩૯૬, ૪૦૧, ૪૦૩, ૪૪૧, ૪૪૪, ૪૪૮, ૪૫૩, ૪૬૫
જોષી, શિવકુમાર ૫૩, ૪૨૩
જોષી, સુરેશ ૪૧૩
ઝવેરી, મનસુખલાલ ૩૪, ૮૭, ૧૦૫, ૧૪૫, ૧૮૧, ૩૩૫, ૩૬૮

ઠાકોર, બળવંતરાય ક. ( સદ્. ) [illegible]
તંત્રી ૨, ૩, ૪, ૪૨, ૪૩, ૭૪, ૭૫, ૮૨, ૮૩, ૧૧૨, ૧૨૨, ૧૨૩, ૧૬૦, ૧૬૨, ૧૬૩, ૨૦૨, ૨૦૩, ૨૪૦, ૨૪૨, ૨૪૩, ૨૮૨, ૨૮૩. ૨૮૮, ૩૨૨, ૩૨૩, ૩૨૪, ૩૬૨, ૩૬૩, ૪૦૨, ૪૪૨, ૪૭૪
ત્રિવેદી, જગદીશ ૧૬૫
ત્રિવેદી, ભાનુપ્રસાદ ૩૬૫
ત્રિવેદી, રતિલાલ મો. ૨૧૯, ૨૮૯, ૩૮૫
ત્રિવેદી, વિષ્ણુપ્રસાદ ૧૨૭
દાન્તશ, જ્યૂલિયુ ૩૦૪
દેસાઈ, નારાયણ ૨૧૭
દોશી, બેચરદાસ ૨૧૬
નીલકંઠ, વિનોદિની ૨૨૫
પટેલ પન્નાલાલ ૩૪૮
પટેલ, પીતાંબર ૬૮
પતીલ ૧૬૪
પરીખ, નરહરિ ૨૦૯
પંડિત, પ્રબોધ બેચરદાસ ૩૩૪, ૩૮૭
પંડ્યા, સવાઈલાલ ઈ. ૨૯૯
પારાશર્ય ૯૬
પારેખ, નગીનદાસ ૧૬૯, ૨૦૯
પ્રજારામ ૨૮૪, ૩૬૫, ૪૬૧
બેટાઈ, સુંદરજી ગો. ૧૬, ૪૫
ભગત, નિરંજન ૪૮, ૨૦૪, ૨૮૪
[illegible] ૪૮
ભટ્ટ, હરપ્રસાદ ૨૫૭, ૪૦૯
ભાવે, વિનોબા ૨૫૫, ૩૬૬
મડિયા, ચૂનીલાલ ૧૩૫, ૧૭૬, ૨૬૩, ૩૩૭
મહેતા, ગગનવિહારી ૮૯
મહેતા, ચન્દ્રવદન ૨૪, ૧૯૦, ૨૮૪, ૪૫૭
મહેતા, બબલભાઈ ૩૫૪
મહેતા, વત્સલા ૨૫
મહેતા, શારદાબહેન ૩૭૧
મહેતા, હંસા ૨૮૫
મારતર, કરીમ મહમદ ૪૨૦
મુનશી, કેતન ૩૭૪
મૂસિકાર ૪૪
યાજ્ઞિક, ઇન્દુલાલ ૮૪
લીના, મંગળદાસ ૯૭
વ્યાસ, ચંપકલાલ ૨૪૪
શાસ્ત્રી, કેશવલાલ કા. ૧૧૭
શાસ્ત્રી, દુર્ગાશંકર કે. ૧૩૭
શુક્લ, યશવન્ત ૬૨
શ્રીધરાણી, કૃષ્ણલાલ ૧૭
સંઘવી, સુખલાલ ૩૧૩
સાંડેસરા, ભોગીલાલ જ. ૨૩૦
સુન્દરમ્ ૭, ૩૬૫
સ્વપ્નસ્થ ૨૨૭
સ્વામી આનંદ ૨૪૯

---





# હિન્દ - દરેક કામને લાયક સાઇકલ

તમને ખાડા ટેકરાવાળા ગ્રામ્ય રસ્તાઓ ઉપર ખાસ ફરજ બજાવવાને કે શહેરના રાજમાર્ગો ઉપર આસાનીથી સ્વારી કરવાને સાઇકલ જોઈતી હોય તો 'હિન્દ' જ તમારા માટે લાયક સાઇકલ છે. હિન્દની પરિસ્થીતિને અનુપમ રીતે માફક આવે એવી તે છે કારણ કે ફૉર્ક અને ફ્રેમ રી-ઈન્ફોર્સ કરેલ હોવાથી તે વિશેષ મજબુત બની છે.




બનાવનાર
**હિન્દ સાઈકલ્સ લી૦**
કારખાનું : ૨૫૦ વરલી. મુંબઈ.
હેડ ઓફીસ : ઈમ્પીરીયલ બેન્ક એનેક્સ, મુંબઈ ૮

# નેતૃત્વના ત્રણ પાયા

**નેતૃત્વને** માટે સૌથી મહત્ત્વની વસ્તુ છે વિરાટ અનુકંપા. એ આવશ્યક જ નહિ, બલ્કે અનિવાર્ય છે. તમારા દેશબાંધવો પ્રત્યે તમને ઊંડી અનુકંપા જાગે છે? તમને એવી પ્રતીતિ થઈ છે કે જગતમાં પારાવાર દુઃખ, ઘોર અજ્ઞાન અને વહેમ પ્રવર્તી રહ્યાં છે? તમને ખરેખર સમજાય છે કે માનવીમાત્ર તમારા ભાંડુઓ છે? અને આ લાગણીની, આ ભાવનાની શું સાચેસાચ તમને સતત જાગ્રતિ રહે છે? આ વિષમ પરિસ્થિતિના ભાનથી શું ખરે જ તમને તીવ્ર વેદના થાય છે? આ વિચારે તમારી સમગ્ર જાતને, તમારા જીવનને—તમારાં તન, મન અને દિલને ઘેરી લીધું છે ખરું? તમારા લોહીના બિંદુ માત્રમાં આ જાગ્રતિનો પ્રવાહ અપ્રતિહતપણે વહેવા લાગ્યો છે? તમારી નસેનસમાં આ વાતનો તમતમાટ અનુભવી શકો છો? દેહના અણુઅણુમાંથી આ વિરાટ અનુકંપાનો અવાજ સંભળાય છે? જો આ બધાંનો પ્રામાણિકપણે હકારમાં જ ઉત્તર આપી શકો એમ હો તો નેતૃત્વનો એ એક ગુણ થયો.

બીજી આવશ્યકતા છે નિદાન અને ઉકેલની. જે વિષમ પરિસ્થિતિ પ્રવર્તી રહી છે તેના નિવારણાર્થે તમે કોઈ ઉકેલ શોધી રાખ્યો છે? આ અંધકારમાંથી તમારા માનવબંધુઓને પ્રકાશને પંથે લઈ જવાય એવો કોઈ અફર રાહ તમે જાણો છો ખરા? એ હોય તો તે બીજો ગુણ માત્ર થયો. એક વધુ બાબત પણ જરૂરી છે. તમારું ધ્યેય શું છે? હેતુ શો છે? તમને ખાતરી છે કે તમે જે કરી રહ્યા છો તેની પાછળ કંચન, કીર્તિ કે સત્તાનો લોભ અણુમાત્ર પણ નથી? તમને શ્રદ્ધા છે કે તમે તમારા આદર્શને છેવટ સુધી નાગચૂડની માફક વળગી રહી, સારી આલમ તમારો વિરોધ કરે, તમને કચડી નાખવા પ્રયત્ન કરે ત્યારેય, એકલે હાથે પણ તમારું કાર્ય અસ્ખલિતપણે ચાલુ રાખી શકશો? તમારે શું જોઈએ છે, ને તે કેમ પ્રાપ્ત થાય તે બરાબર જાણો છો? તમારી ફરજનું, તમારી જવાબદારીનું તમને પ્રજ્જ્વળતું ભાન છે? તમારી જિંદગી જોખમમાં મુકાઈ જવાનો સમય આવે તો પણ તમારા કાર્યમાં અડગ રહી શકશો? તમારા જીવનકાર્યને લોહીના છેલ્લા બિંદુ સુધી, છેલ્લા શ્વાસ સુધી, ને નાડીના છેલ્લા ધબકારા સુધી ધપાવ્યે રાખવાનો વજ્ર નિશ્ચય ધરાવો છો?

—સ્વામી વિવેકાનંદ

